# પ્રાચીન ભારતવર્ષ

## ભાગ પાંચમો




લેખક

ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ

ગાયા ગેઈટ રોડ



પ્રકાશક

શશિકાન્ત એન્ડ કું.

રાવપુરા ટાવર સામે,

વડોદરા

ता मज्झिमो च्चिअ वरं दुज्जणसुअणेहिंदोहिं विण कज्जम् ।
जह दिट्ठो तवइ खलो तहे अ सुअणो अइसन्तो ॥

नृपति हाल—

गाथा सप्तशती–3/४७

મધ્યમ સાચો માનવી, સજ્જન–દુર્જન ના ચહું,
દુર્જન દેખ્યે દાઝવું, સજ્જન ના દીઠે જળું.

विविक्तवर्णाभरणा सुखश्रुतिः, प्रसादयन्ती हृदयान्यपि द्विषाम् ।
प्रवर्तते नाकृतपुण्यकर्मणां, प्रसन्नगम्भीरपदा सरस्वती ॥

किरातार्जुनीय–१४/3

સ્પષ્ટ અક્ષરોથી અલંકૃત, કર્ણપ્રિય, વૈરીઓનાં હૃદયને પણ આનંદ બક્ષનારી અને પ્રસન્નગંભીરપદ યુક્ત સરસ્વતી પુણ્ય-હીનોને પ્રાપ્ત નથી થતી.



# વિષય સંકલના


| | | |
|---|---|---|
| ૧ | મુદ્રાલેખ .... .... .... .... .... | પૃષ્ઠ ૧ |
| ૨ | વિષય સંકલના .... .... .... .... .... | ૨ |
| ૩ | ચિત્ર .... .... .... .... .... | .... |
| ૪ | નામાભિધાન .... .... .... .... .... | ૩ |
| ૫ | મુદ્રણ નિવેદન .... .... .... .... .... | ૪ |
| ૬ | ગ્રન્થની યાદિ .... .... .... .... .... | ૫ |
| ૭ | ટૂંકાક્ષરી સમજ .... .... .... .... .... | ૬ |
| ૮ | ટૂંકાક્ષરમાં સૂચવાયલ પુસ્તકો .... .... .... | ૬ |
| ૯ | નામના સંપૂર્ણ સૂચન સાથે ઉપયોગમાં લેવાયલ ગ્રન્થો .... .... | ૮ |
| ૧૦ | પ્રસ્તાવના .... .... .... .... .... | ૯ |
| ૧૧ | પ્રકાશકોનું નિવેદન .... .... .... .... .... | ૧૧ |
| ૧૨ | ચિત્ર પરિચય .... .... .... .... .... | ૧૨ |
| ૧૩ | ગ્રન્થના ખંડ, પરિચ્છેદ તથા વિષયોની સૂચિ .... .... | .... |






**સાંચી સ્તૂપ—શ્રીમહાવીરનું નિર્વાણસ્થાન**

આકૃતિ નં. ૨ ] [ પરિચય પૃષ્ઠે ૩૦૯, ૩૧૪, ૩૧૮, ૩૨૯, ૩૩૭-૮

**॥ अर्हते नमोनमः ॥**



**હાથીગુંફાના પ્રવેશદ્વારે ઉભો કરેલ હાથી**

આકૃતિ નં. ૩ ] [ પરિચય પૃષ્ઠ ૩૩૩-૪; ૪૫-૬૩

ઈ. સ. પૂ. ૯૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીના

એક હજાર વર્ષનો

# પ્રાચીન ભારત વર્ષ

ચાર વિભાગમાં યોજેલ

પણ

પાંચ વિભાગમાં પ્રગટ થયેલ

## ભાગ પાંચમો

અતિ પ્રાચીન શિલાલેખો-સિક્કાઓ અને પ્રમાણભૂત ઈતિહાસવેત્તાઓના
આધાર આપી ઐતિહાસિક દૃષ્ટિએ લખેલ તદ્દન નવીન હકીકત સાથે



લેખક :
ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.
ગોયા ગેઈટ રોડ } વડોદરા

પ્રકાશક :
શશિકાન્ત એન્ડ કું.
રાવપુરા ટાવર સામે } વડોદરા

| | | |
|---|---|---|
| પ્રથમ આવૃત્તિ | મ. સં. | વિક્રમ સંવત ૧૯૯૭ |
| પ્રત ૧૨૫૦ | ૨૪૬૭ | ઇ. સ. ૧૯૪૧ |



છૂટક કિંમત

| | | |
|---|---|---|
| પ્રથમ ભાગ રૂા. ૫) | | |
| દ્વિતીય ભાગ રૂા. ૭ા | | |
| તૃતીય ભાગ રૂા. ૬ા | | આખા સેટના |
| ચતુર્થ ભાગ રૂા. ૬) | | રૂ. ૨૪) |
| પંચમ ભાગ રૂા. ૫) | | |
| કુલ રૂા. ૩૦) | | |

મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય • રાયખડ • અમદાવાદ
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.

# ટૂંકાક્ષરી સમજ

અ. અધ્યાય
આ. આકૃ. આકૃતિ
ઈ. ઇત્યાદિ
ઇ. સ. ઇસવીસન
ઇ. ઇ. પૂ. ઇસવીસનની પૂર્વે
ઉપો. ઉપોદ્ઘાત
ખં. ખંડ
ગુ. વ. સો. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી અમદાવાદ
ટી. ટીકા અથવા ટિપ્પણ
ડૉ. ડૉકટર
નં. નંબર
પરિ. પરિચ્છેદ, પરિશિષ્ટ
પં. પંડિત
પારા. / પારિ. પારાગ્રાફ, પારિગ્રાફ
પુ. પુસ્તક
પુ. પ્રાચીન ભારત વર્ષના સૂચવેલ ભાગ
પૃ. પૃષ્ઠ
પ્ર. પ્રક. પ્રકરણ
પ્રસ્તા. પ્રસ્તાવના
પ્રો. પ્રોફેસર
ભા. ભાગ, ભાષાંતર
મ. સં. મહાવીર સંવત
મિ. મિસ્ટર
વિ. વિગેરે
વિ. સં. વિક્રમ–સંવત્સર
સં. સંવત્–સંવત્સર
A. D. ઇસવીસન
B. C. ઈસવીસન પૂર્વે
F. N. (ફૂટનોટ) ટીકા
Intro. (ઇન્ટ્રોડક્ક્ષન) પ્રસ્તાવના
P. (પેઇજ) પૃષ્ઠ
Prof. (પ્રોફેસર)–અધ્યાપક
Vol. (વૉલ્યુમ) પુસ્તક, ભાગ

—o—

## જે જે પુસ્તકોના આધારો ટાંકયા છે તેમના ટૂંકાક્ષરોની નોંધ

પુ. ૧ થી ૪ સુધીમાં જે અનેક પુસ્તકો નિહાળવા પડ્યા છે તેમની યાદી ત્યાં આપેલ છે. આ પાંચમા વિભાગમાં જે વિષયોનું નિરૂપણ કરતાં પુ. ૧ થી ૪ સુધીમાંના હવાલા આપવા પડયા છે, ત્યાં તે અસલ પુસ્તકોનાં નામોનો નિર્દેશ ન કરતાં, પ્રાચીન ભારતવર્ષ પુ. ૧, ૨, ૩, ૪ જુઓ: એવા ટૂંકા ઇસારાજ કર્યા છે; કેમકે અસલ નામો જણાવવાથી નાહક પુસ્તકોની નામાવળી મોટી થઈ જાય તેમજ જે ચર્ચા, દલીલો કે સમજૂતી અમે અમારા તરફથી પુ. ૧, ૨, ૩, ૪માં રજુ કરીને નિર્ણયો બાંધ્યા હોય, તેની સહાય લેવાની નિરર્થકતા ઉભી થઈ જાય. આ બે કારણથી અત્રે રજુ કરેલી નામાવળી કદાચ ટૂંકી પણ દેખાશે.

### ટૂંકાક્ષરમાં સૂચવાયલ પુસ્તકો

અ. હિ. ઈ. / E. H. I. — અર્લી હીસ્ટરી ઑફ ઇન્ડિઆ —વીન્સેન્ટ સ્મીથ
આ. સ. વે. ઈ. આર્કયોલોજીકલ સર્વે ઈન વેસ્ટર્ન ઇન્ડિયા
આ. સ. સ. ઇ. „ „ „ સધર્ન „
એ. કૉ. ઇ. એન્શન્ટ કૉઈન્સ ઑફ ઇન્ડિયા કનીંગહામ
ઇ. કો. ઈ. પુ. ઇન્સ્ક્રીપ્શન્સ કોરપોરેટમ ઇન્ડિકમ હુલ્ટ્ઝ
ઈ. એ. / I. A. — ઇન્ડિયન એન્ટીક્વરી
ઇ. હિ. ક્વૉ. / I. H. Q. — ઇન્ડિયન હીસ્ટરીકલ ક્વાર્ટર્લી
એ. ઇ. એન્શન્ટ ઇરાઝ (સર કનીંગહામ)
એ. ઈ. એન્શન્ટ ઇંડિયા (ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ)
એ. ઈ. એપીગ્રાફિકા ઇન્ડિકા
ઓ. હિ. ઇ. / O. H. I. — ઓક્સફર્ડ હીસ્ટરી ઑફ ઇન્ડિયા
ક. સુ. / ક. સુ. સુ. / ક. સૂ. સુ. — કલ્પસૂત્રની સુખબોધિકા ટીકાનું ભાષાંતર

કે. હિ. ઇં. / C. H. I. — કેમ્બ્રીજ હીસ્ટરી ઑફ ઇન્ડિયા

કે. શૉ. હિ. ઇં. / K. S. H. I. — કેમ્બ્રીજ શૉર્ટ હીસ્ટરી ઑફ ઇન્ડિયા

કો. આં. રે. / C. A. R. — કોઇન્સ ઑફ ધી આંધ્ર ડીનેસ્ટી (પ્રો. રેપ્સન)

કો. આં. રે. પ્ર. — ,, પ્રસ્તાવના

કો. ઇં. એ. / કો. એ. ઇં. — કોઇન્સ ઑફ એન્શન્ટ ઇન્ડિયા (સર કનીંગહામ)

ક્રો. ઇ. — ક્રોનોલોજી ઑફ ઇન્ડિયા (મીસીસ ડફ)

જ. આં. હિ. રી. સો. / J. A. H. R. S. — ધી જર્નલ ઑફ ધી આંધ્ર હીસ્ટરીકલ રીસર્ચ સોસાઈટી

જ. ઓ. બી. રી. સો. / J. O. B. R. S. — ધી જર્નલ ઑફ ધી ઓરિસા-બિહાર રીસર્ચ સોસાઈટી

જ. બોં. બ્રે. રે. એ. સો. / J. B. B. R. A. S. — ધી જર્નલ ઑફ ધી બોંબે બ્રેન્ચ ઑફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી

જ. રો. એ. સો. બેં. / J. R. A. S. B. — ધી જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાઈટી ઑફ બેંગાલ

જ. મૂ. ભા. ભ. — જગન્નાથની મૂર્તિ ને ભારતનું ભવિષ્ય

જ. રો. એ. સો. / J. R. A. S. — ધી જર્નલ ઑફ ધી રોયલ એશિયાટિક સોસાઈટી ઑફ લંડન

જૈ. ઇ. સ. / જૈ. સ. ઇ. — ધી સ્ટડીઝ ઇન જૈનીઝમ ઇન સધર્ન ઇન્ડિયા (પ્રો. રાવ)

જૈ. સા. સંશો. — જૈન સાહિત્ય સંશોધક

પ્રા. ભા. / પ્રાચીન ભા. — પ્રાચીન ભારત વર્ષ—ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ કૃત

ભ. બા. વૃ. ભા. — ભરતેશ્વર બાહુબલી વૃત્તિ—ભાષાંતર

ભા. પ્રા. રા. / ભા. પ્રા. રાજવંશ — ભારતનો પ્રાચીન રાજવંશ—(વિશ્વેશ્વરરાય રાઉ)

ભા. પા. લિ. — ભારતીય પ્રાચીન લિપિમાળા (ગૌ. હી. ઓઝા)

ભા. સં. ઇ. — ભારતનો સંક્ષિપ્ત ઇતિહાસ (પ્રો. બાલકૃષ્ણ)

ભાં. અ. — અશોકચરિત્ર (ડૉ. ભાંડારકર)

મૌ. સા. ઇતિ. — મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ (આચાર્ય વિદ્યાભૂષણાલંકાર)

રે. વે. વ. / R. W. W. — રેકર્ડઝ ઑફ ધી વેસ્ટર્ન વર્લ્ડ (રેવરંડ એસ. બીલ)

સે. બુ. ઇ. — સેક્રેડ બુક્સ ઑફ ધી ઇસ્ટ

હા. જૈ. — હાર્ટ ઑફ જૈનીઝમ

હિ. ઇ. ઇ. આ. / H. I. E. A. — હીસ્ટરી ઑફ ધી ઇન્ડિયન એન્ડ ઇસ્ટર્ન આર્કીટેકચર (જેમ્સ ફર્ગ્યુસન)

હિં. હી. હિ. ઇ. / H. H. — ધી હિન્દુ હીસ્ટરી ઑફ ઇન્ડિયા (એ. કે. મજમુદાર)

## નામના સંપુર્ણ સૂચન સાથે ઉપયોગમાં લેવાયલ ગ્રન્થો


અનેકાન્ત (માસિક)
અભિધાન ચિંતામણિ (શ્રી હેમચન્દ્રાચાર્ય)
અમરકોશ
અયોધ્યા તીર્થ (પં. જયેષ્ઠારામ શર્મા)
અર્થશાસ્ત્ર (ચાણક્ય)
અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત (ઇન્દ્રવિજયસૂરિ)
ઇન્ડિયન કલ્ચર (માસિક—કલકત્તા)
ઉવાસગ દશાઓ
એનેલેસીઝ ઑફ ધી ભાંડારકર ઇન્સ્ટીટયુટ
એન્શન્ટ જ્યોગ્રોફી ઑફ ઇન્ડિયા
એન્શન્ટ હીસ્ટરી ઑફ ધી ડેક્કન (જી. જે. ડુબ્રોવીલ)
ઐતેરીય બ્રાહ્મણ ગ્રન્થ
કથા સરિત્ સાગર (સોમદેવ)
કલ્યાણ (હિંદી—માસિક)
ખરોષ્ઠી ઇન્સ્ક્રીપ્શન્સ (સ્ટાઇન કોનાઉ)
ગાથા સપ્તશતી
ગુજરાતી (સાપ્તાહિક પત્ર)
ચતુર્વિંશતી પ્રબંધ
ચામુંડરાય પુરાણ
જૈન જ્યોતિ (સાપ્તાહિક)
જૈન ધર્મ પ્રકાશ (માસિક)
જૈન સત્ય પ્રકાશ (માસિક)

જૈન યુગ (માસિક)
જૈન (સાપ્તાહિક)
જૈન સિદ્ધાંત ભાસ્કર (ત્રૈમાસિક)
જૈન એન્ટીકવેરી ,,
જૈન કાલગણના (મુનિ કલ્યાણવિજયજી)
જૈનીઝમ (ગ્લેઝેનેપ)
જોડણીકોશ (ગુજરાત વિદ્યાપીઠ)
ડાયનેસ્ટીઝ ઑફ ધી કલી એજ (પાર્જીટર)
તીર્થમાળા
ત્રિશષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર (શ્રી હેમચન્દ્રાચાર્ય)
દિવ્યાવદાન
દીપવંશ
નિરયાવલી
પરિશિષ્ટ પર્વ (શ્રી હેમચન્દ્રાચાર્ય)
પંચ સિદ્ધાંતિકા
પુરાણ—
બ્રહ્માંડ
મત્સ્ય
માર્કંડેય
યુગ
વાયુ
વિષ્ણુ
પ્રબંધ ચિંતામણિ (મેરૂતુંગસૂરિ)
પ્રભાવક ચરિત્ર
પ્રજ્ઞાપના સૂત્ર
પ્રાચીન ભારતવર્ષનું સિંહાવલોકન (ઇન્દ્રવિજયસૂરિ)
બુદ્ધિપ્રકાશ (ગુ. વ. સો.)
બુદ્ધિસ્ટીક ઇંડિયા (રીસ ડેવીસ)
બૃહત્ કથા (ગુણાઢ્ય)
બૃહત્સંહિતા
ભાગવત
ભારહુત સ્તૂપ (જનરલ કનિંગહામ)
ભીલ્સા (સાંચી) સ્તૂપ (જનરલ કનિંગહામ)
મથુરા એન્ડ ઈટ્સ એન્ટીકવીટીઝ
મથુરાનો સિંહધ્વજ (ઇન્દ્રવિજયસૂરિ)
મહાક્ષત્રપ રાજા રૂદ્રદામ ( ,, )
મહાવીર ચરિત્ર (શ્રી હેમચન્દ્રાચાર્ય)
મહાભારત
મહાવંશ
માલવિકાગ્નિમિત્ર
મુદ્રારાક્ષસ
રાજતરંગિણી
રૂલર્સ ઑફ ઇંડિયા સીરીઝ—અશોક
લોકવિભાગ
સમંત પ્રસાદિકા
સંસ્કૃત—અંગ્રેજી શબ્દકોશ (પ્રો. વીલિયમ્સ)
સિંહાલીઝ ક્રોનીકલ્સ
સુદર્શન વિભાસ (ચીનાઇ ગ્રન્થનો અનુવાદ)
સૂત્રકૃતાંગ
સ્વપ્ન વાસવદત્તા
હર્ષ ચરિત્ર
હાર્ટ ઑફ જૈનીઝમ (જે. સ્ટીવન્સન)

# પ્રશસ્તિ

બે પુસ્તક બહાર પડવાના અંતરગાળે જે પ્રશ્નો-ટીકા-ચર્ચા ઉપસ્થિત થઈ હોય છે તેમાંથી મુખ્યના ખુલાસા આપવાનો રીવાજ અત્યારસુધી રાખ્યો છે. પરંતુ પુસ્તકને અંતે એક સ્વતંત્ર વિભાગે જ આ સર્વ પ્રશ્નોનું દિગ્દર્શન કરેલું હોવાથી, આ પુસ્તકે ઉપરના નિયમનો ભંગ થયેલ દેખાશે.

## પ્રસ્તાવના

હવે આ પાંચમા ભાગના દેહ વિશે બે શબ્દો કહીશું.

અમારી એમ માન્યતા છે કે, આંધ્રવંશનો ઇતિહાસ મેળવવા હજુ સુધી જોઈએ તેટલો પ્રયત્ન કરાયો જ નથી એટલે સ્વાભાવિક છે કે, તે વંશની સ્વતંત્ર હકીકત આ પુસ્તકમાં રજુ કરાયલી છે તે પ્રમાણમાં અદ્યપિ ક્યાંય પ્રગટ થયેલી નજરે પડશે નહીં. આ અભિપ્રાય વ્યક્ત કરી અમે ગર્વ ધારણ કરવા માંગતા નથી પણ વિદ્વાનોનું ધ્યાન ખેંચવા માગીએ છીએ કે, ઉત્તરહિંદના ઇતિહાસનો અંધાર ઉકેલવામાં અત્યાર સુધી જેમ પરિશ્રમ તેઓએ ઉઠાવ્યો છે, તેમ હવે પછી દક્ષિણહિંદના ઇતિહાસના ઉકેલમાં પણ તેમના પરિશ્રમનો પ્રવાહ-ધોધ વાળતા રહે; પરિણામે સકળ ભારતદેશનો ઇતિહાસ જાણવાનું ભારતબાળકોને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય.

આંધ્રપ્રજાના ઇતિહાસ માટે આખો યે અગિયારમો ખંડ સ્વતંત્રપણે રોક્યો છે. તેના ચૌદ પરિચ્છેદ પાડ્યા છે. પ્રથમના ચાર પરિચ્છેદમાં તેમનાં, જાતિ, કુળ, ઉત્પત્તિ, વંશ, સમય, સંખ્યા, નામાવળી, અનુક્રમ, ઉપનામો-બિરૂદો ઇ. ઇ.ની પ્રાથમિક સમજૂતિ આપવામાં આવી છે.

તે પછીના બેમાં-પાંચમા અને છઠ્ઠામાં-જે જે શિલાલેખો આંધ્રપતિઓએ પોતે કોતરાવ્યા છે અથવા કોઈને કોઈ રીતે તેમની સાથે સંબંધ ધરાવતા લાગ્યા છે તે તે સર્વે સંક્ષિપ્તમાં ઉતારીને, જરૂર લાગે તેટલી તેમની સમજૂતિ આપી છે. તે પછીના આઠ પરિચ્છેદોમાં -સાતથી ચૌદ સુધીમાં-ત્રીસે આંધ્રપતિઓનાં જીવનવૃત્તાંત જેટલાં શોધી શકાયાં તેટલાં વર્ણવ્યાં છે. અને સૌથી છેવટે, પ્રશસ્તિમાં ઉપર જણાવ્યા પ્રમાણે "પ્રાચીન ભારતવર્ષનું" પ્રકાશન થવા માંડયું ત્યારથી, જે કોઈ ચર્ચા-ટીકા કે પ્રશ્નો ( રૂબરૂમાં, વૃત્તપત્રોમાં અથવા તો પ્રકાશન રૂપે ) ઉપસ્થિત થયા અમને જણાયા, તે સર્વેમાંથી મુખ્ય અને મહત્ત્વના હતા તેના ખુલાસા જોડવામાં આવ્યા છે. ધારૂં છું કે તેથી તે તે પ્રશ્નકારના મનનું સમાધાન થઈ જશે.

પ્રથમના ચાર પુસ્તકમાં નવીન હકીકત તો ભરેલી હતી જ, પરંતુ આ પાંચમામાં તો તેથીયે વિશેષ નવીન છે. એટલે ટૂંકામાં ટૂંકો ઉલ્લેખ કરવા જતાં પણ, પ્રસ્તાવનાનું કદ વધી જવાની બીક રહે છે; જેથી સારો રસ્તો એ છે કે, ચૌદે પરિચ્છેદના આરંભમાં ઉતારેલ સંક્ષિપ્ત સાર વાંચી જવા વિનંતિ છે. માત્ર ખાસખાસ બે ત્રણ બાબતો ઉપર લક્ષ દોરવું રહે છે તેનો જ ખ્યાલ અત્ર આપીશું.

(૧) આંધ્રવંશના સ્થાપક શ્રીમુખનો સમય, માતપીતા અને કુળને લગતી હકીકત તદ્દન આશ્ચર્યમુગ્ધ કરે તેવી લાગશે. (૨) શકસંવતની સ્થાપના ઇ. સ. ૭૮માં શાલિવાહન રાજાના હસ્તે કરવાની મનાઈ છે તે મંતવ્યમાં પણ ઘણી રીતે સુધારો કરવા યોગ્ય જણાશે. (૩) મૈત્રક, ત્રૈકૂટક અને ચાલુક્યવંશોની ઉત્પત્તિનું જોડાણ ગુપ્તવંશ સાથે હોવાનું પુરવાર કરી બતાવ્યું છે જેથી તે સર્વના સમય વિશે પણ નવીન જ પ્રકાશ પડતો જણાશે. (૪) પ્રાચીન સમયે રાજાઓ વચ્ચેનાં યુદ્ધોને રાજદ્વારી દૃષ્ટિએ જે જોવાતું રહ્યું છે તેમાં પણ ફેરફાર કરીને કેવળ ધાર્મિક દૃષ્ટિથી નિહાળવાનું બતાવાયું છે. એટલે પણ ભારતીય ઇતિહાસનું કલેવર બદલાઈ જતું દેખાશે. (૫) તે જ પ્રમાણે (સુદર્શન તળાવ અને હાથીગુંફા આદિના) શિલાલેખો, (સમ્રાટ પ્રિયદર્શિનના) ખડક લેખો અને (આંધ્રપતિઓના) દાનપત્રો પણ ધાર્મિક ગૌરવતા જાહેર કરતા બતાવાયા છે; એટલે રાજ્યનું તેમજ પ્રજાનું માનસ રાજ્યલોભ અને દ્રવ્યલોભને બદલે આત્મીય ભાવનાથી પોષાયલું તથા તે જ માર્ગે વહેતું જતું દેખાશે. આવા આવા પ્રકારના નવીન તત્ત્વો પ્રગટ થતાં જણાયાં છે; જે સર્વેનો નવીન દૃષ્ટિકોણથી અભ્યાસ કરવાની ખાસ આવશ્યકતા હવે ઉભી થતી જણાય છે.

એટલે જ પુ. ૪ની પ્રસ્તાવનામાં જે શબ્દો મેં ઉચ્ચાર્યા છે તે ફરીને જણાવવાની રજા લઉં છું કે "ભૂતકાળના વિદ્વાનો ભૂલ ખાય જ નહીં, તેઓ જે વદે છે અથવા વદ્યા છે તે સર્વદા જડબેશલાક જ રહેવું જોઈએ ઇ. ઇ. પ્રકારનું માનસ હવે પલટો માંગે છે." આટલી વિનંતિ કરી આ પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

વડોદરા, રાવપુરા
વસંતપંચમી
વિક્રમાર્ક ૧૯૯૭

વિદ્યોપાસક
ત્રિભુવનદાસ લ. શાહ

૨૨૭૨૯

# પ્રકાશકોનું નિવેદન

દરેક વખતની પેઠે સવાવર્ષને બદલે આ વખતે અઢીવર્ષે પુસ્તક બહાર પડે છે. તેનું કારણ અમારી આળસ નથી, પરંતુ વચ્ચે ઇંગ્રેજી શ્રેણિના ત્રણ પુસ્તકો પ્રકટ કરવાં પડ્યાં હતાં. ગુજરાતી શ્રેણિનું આ પુસ્તક અણધાર્યું નીવડયું છે. તેથી તે નોંધાયલા ગ્રાહકોને માત્ર બંધામણી ખર્ચ લઈને ભેટ તરીકે આપ્યું છે.

અત્ર ગુજરાતી શ્રેણી સંપૂર્ણ થાય છે. એટલે અગાઉથી થનાર ગ્રાહકને જે સગવડતા અપાતી હતી તે હવે પાછી ખેંચી લેવામાં આવે છે. જેથી પાંચે પુસ્તકની છૂટક કિંમત રૂા. ૩૦) છે તે આખો સેટ ખરીદનારને ૨૦% કમિશનથી એટલે રૂા. ૨૪)માં અપાશે. છતાં કચવચાટ ન ઉત્પન્ન થાય માટે આવતા છ માસ સુધી–એટલે તા. ૧–૭–૪૧ સુધી– આખો સટ ખરીદનારને રૂા. ૨૨ામાં આપવાનું ચાલુ રાખીશું.

લડાઈને અંગે જેમ અનેક ચીજોના ભાવો વધી ગયા છે તેમ પ્રકાશન અંગે પણ સ્થિતિ થઈ ગઈ છે અમારે કેટલોક બોજો ઉપાડવો પડયો છે પરંતુ વિદ્યાપ્રચારના મૂળ આશયની સરખામણીમાં તેને અલ્પ ગણીએ છીએ.

પોતાના દેશના ઉદ્ધાર માટે તેનો ખરો ઇતિહાસ જાણવાની અતીવ ઉપયોગિતા તો સર્વ કોઈ સ્વીકારે છે જ. પરંતુ મોટો ભાગ એમ માને છે કે, અતિ પ્રાચીન ઇતિહાસના જ્ઞાન કરતાં, તાત્કાળિક પૂર્વના કે બહુતો બસો ચારસો વર્ષ પૂર્વનાની ખાસ જરૂર ગણાય; એટલા માટે કે બન્ને સમયની તુલના કરી, તેમાંથી અગત્યનો સાર તારવી શકાય. જ્યારે થોડાક ભાગનું–જેમાં અમે પણ સંમત છીએ–એવું માનવું છે કે, નજીકના કરતાં વિશેષ પ્રાચીન સમયનો ઇતિહાસ જાણવાથી જ ફાયદો લઈ શકાય; કેમકે જેમ સરખામણીનો સમય નજીક, તેમ બન્ને વચ્ચેના મુદ્દાઓ અતિ સૂક્ષ્મ રહે, એટલે જેમ તારવણી કરવામાં મુશ્કેલી તેમ તેનો ઉપાય શોધવામાં પણ કઠિણુતા; અને વિશેષ ઉપયોગી તત્ત્વ જે ફળ–પરિણામ, તેની તો સંભાવના પણ ઓછી જ. આ સર્વ વિઘ્નનાં નિવારણ માટે, સરખામણી કરવા ધારેલ બે સમયના ઇતિહાસ માટે વિશેષ અંતર યોજવું રહે. જેમ અંતર વિશેષ તેમ પરિણામ વધારે ફળદાયી નિવડવા વકી રહે. એટલે જ જે પ્રાચીનતમ સમયનો પ્રમાણભૂત ઇતિહાસ મેળવી શકાય તેમ છે તેને અમે પસંદ કર્યો છે.

આપણા દેશના ખાસ અભ્યાસીઓ તો, બીજા વિષયના પ્રમાણમાં આમે ઓછા છે જ. તેમાંયે જે સમય અમે હાથ ધર્યો છે તે માટેના તો ઘણાએ ઓછા જ. આ કારણથી બહારના વિદ્વાનોના ચરણે અમારૂં મંતવ્ય ધરવા, વિશેષ–પ્રબળ ઇચ્છા થઈ આવેલી. તે માટે ઉતાવળ કરી ઇંગ્રેજી શ્રેણિનું કામ હાથ ધર્યું. દૈવયોગે લડાઈ ફાટી નીકળી અને અમારા તે પ્રકારના પ્રચાર કાર્યમાં વિઘ્ન ઉભાં થયાં; કેમકે સરકારે પરદેશ જતાં આવતાં સર્વ સાધનો ઉપર અંકુશ મૂકી દીધાં છે. એટલે હાલ તો તે કામ ત્યાંથી જ અટક્યું છે. પરંતુ હિંમત છે કે, તે બાજુનો માર્ગ ઉઘાડો થતાં જ, અટકી પડેલું કાર્ય આગળ ધપાવીશું અને પરમાત્માની કૃપા હશે તો મનધાર્યું પરિણામ મેળવીશું.

વિશેષ કાંઈ કહેવાપણું રહેતું નથી. જે જે ગ્રંથોનો, સાધનોનો ઇ. ઇ.નો કિંચિત યા મોટા પ્રમાણમાં આ પ્રકાશન પરત્વે ઉપયોગ કરાયો હોય તે સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. એજ વિનંતિ

સેવકો

વડોદરા : રાવપુરા
૧૯૯૭ : વસંતપંચમી

શશિકાન્ત એન્ડ કું. ના
યથાઘટિત

# ચિત્ર પરિચય



નીચેના વર્ણનમાં પ્રથમનો આંક ચિત્રની સંખ્યાસૂચક છે, બીજો આંક તે ચિત્રને લગતો અધિકાર કયા પાને આ પુસ્તકમાં ઉતાર્યો છે તે બતાવવા પૂરતો છે; સર્વે ચિત્રોને સંખ્યાના અનુક્રમ પ્રમાણે ગોઠવ્યાં છે. તેથી કયું ચિત્ર કયા પાને છે તે સહેલાઈથી શોધી કઢાય તેમ છે. કોઈ ચિત્ર તેની કોઈ વિશિષ્ટતાને અંગે આડું અવળું મૂકવું પડયું હોય કે એક કરતાં વિશેષવાર રજુ કરવું પડયું હોય તો તે હકીકત તેનો પરિચય આપતાં જણાવ્યું છે.

આગળની પેઠે આ પુસ્તકમાં પણ ચિત્રોને ત્રણ વર્ગમાં ગોઠવવામાં આવ્યાં છે. (૧) સામાન્ય ચિત્રો (૨) પરિચ્છેદનાં મથાળાંનાં શોભનચિત્રો (૩) અને રાજ્ય વિસ્તાર બતાવતા તથા અન્ય ઔપદેશિક નકશાઓ. પ્રથમવર્ગે ૧૯, દ્વિતીયે ૧૪ અને તૃતીયે ૮ મળી કુલ ૪૧ ચિત્રો રજુ કર્યાં છે.

પ્રથમ આપણે સામાન્ય ચિત્રોનું વર્ણન કરીશું.

## (અ) સામાન્ય ચિત્રો

| આકૃતિ નંબર | વર્ણન પૃષ્ઠ | |
|---|---|---|
| ૧ | કવર | કલ્પવૃક્ષ અથવા કલ્પદ્રુમનું ચિત્ર છે. તેનો પરિચય પુ. ૨, પૃ. ૨૮ માં અપાઇ ગયો છે. તે જોઈ લેવા વિનંતિ છે. |
| ૨ | ૩૦૯ અને આગળ | સાંચી સ્તૂપના ઘુમટનું દશ્ય છે. તેનો કેટલોક પરિચય પુ. ૨ માં પૃ. ૨૯ ઉપર આપેલ તે વાંચી લેવા સાથે આ પુસ્તકે પૃ. ૩૦૯, ૩૧૪, ૩૧૭, ૩૨૯ તથા ૩૩૭–૩૮ અપાયેલ વર્ણન જોડીને વાંચવા વિનંતિ છે. સમગ્ર વાંચનથી પાકી ખાત્રી થશે કે સાંચીસ્તૂપ અત્યાર સુધી મનાઈ રહ્યું છે તેમ બૌદ્ધધર્મનું સ્મારક નથી જ: પરંતુ તે જૈનધર્મના અંતિમ તીર્થંકર શ્રી મહાવીરના દેહને અગ્નિદાહ દીધો તે ઉપર ચણાયલું સમાધિસ્થાન છે. |
| ૩ | ૩૩૩-૪ ૩૪૫-૬ | રાજા ખારવેલે કોતરાવેલ હાથીગુંફાના પ્રવેશદ્વારે ઉભા કરાવેલ હાથીનું ચિત્ર છે. તેનો પરિચય પુ. ૪ માં આકૃતિ નં. ૩૬ માં અપાયો છે તથા વિશેષ અધિકાર આ પુસ્તકે આપ્યો છે. ખાત્રી થાશે કે લેખ ખારવેલ રાજ્યના સમયનો છે જયારે પ્રવેશદ્વારનો હાથી સમ્રાટ્ પ્રિયદર્શિનના સમયનો છે. આ ઉપરથી વિશેષ પુરાવો એ મળી રહે છે કે ખારવેલ પોતે પ્રિયદર્શિનનો પુરોગામી છે, નહીં કે જેમ મનાઇ રહ્યું છે તેમ |

પાશ્ચાદ્‌ગામી. વળી પ્રિયદર્શિન સમ્રાટનું ઓળખ ચિન્હ-મહોર છાપ હસ્તાક્ષરની મહોરનું ચિન્હ હાથી હતું તે પણ સાબિત થઈ જાય છે.

૬-૭ ૩૦૮-૯ અમરાવતી સ્તૂપના પ્રદેશમાંથી ખોદતાં મળી આવેલી બે મૂર્તિઓ છે. પ્રથમ નજરે જોતાં જ તે મૂર્તિઓ જૈનધર્મના ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની હોવાની ખાત્રી થાય છે. એટલે આ અમરાવતી સ્તૂપ પોતે પણ જૈનધર્મનું સ્મારક હોવાનું પુરવાર થાય છે. કેટલોક પરિચય પુ. ૪ માં આકૃતિ નં. ૩૮-૩૯ માં આપ્યો છે તે વાંચી જવા વિનંતિ છે.

૮-૯ ૩૩૭-૮ આકૃતિ નં. ૬-૭ ની પેઠે આ બે ચરણપાદુકાઓ પણ અમરાવતી સ્તૂપના ખોદાણમાંથી મળી આવેલ છે. તેને લગતું વર્ણન પુ. ૪ આકૃતિ નં. ૨, ૩ તથા ૪૦-૪૧ માં અપાયું છે. વળી વિશેષ અધિકાર આ પુસ્તકે પૃ. ૩૦૭-૮ ઉપર લખાયો છે એટલે અન્ય કાંઇ લખવાની આવશ્યતા રહેતી નથી.

૧૦ ૩૦૬ થી આગળ રાજા ખારવેલે બેન્નાતટનગરે બંધાવેલ મહાવિજય પ્રાસાદ-અમરાવતી સ્તૂપનું આ ચિત્ર છે. સર્વ અધિકાર પુ. ૪ માં આકૃતિ નં. ૩૭ નીચે પૃ. ૩૧૬ થી આગળનાં પૃષ્ઠે અપાઈ ગયો છે. વિશેષ લખવા જેવું રહેતું નથી છતાં જે યોગ્ય લાગ્યું તે આ પુસ્તકે પૃ. ૩૦૬ થી આગળમાં આપવામાં આવ્યું છે. વળી આ પ્રદેશ ઉપર આંધ્રપતિઓનું કેવું પ્રભુત્વ હતું તેનો ખ્યાલ આ પુસ્તકે પૃ. ૭૨ થી ૭૪, ૧૬૯ થી ૧૭૪ અને પૃ. ૨૨૫-૨૬ સુધી પણ છૂટોછવાયો અપાયો છે.

૧૧ ૩૦૭ જગન્નાથપુરીના મંદિરમાં સ્થાપિત થયેલ ત્રિમૂર્તિનું ચિત્ર છે. આવું એક બીજું ચિત્ર સાંચી સ્તૂપવાળી જગ્યામાંથી મળી આવ્યું છે. એટલે સાબિત થાય છે કે, આ બન્ને—જગન્નાથપુરી અને સાંચીના સ્થાનો એક જ ધર્મનાં પ્રતીક રૂપે છે. વર્ણન પુ. ૪ માં આકૃતિ નં. ૪૨ તળે અને જે કાંઈ બાકી આપવા યોગ્ય હતું છે આ પુસ્તકે પૃ. ૩૦૭-માં આપવામાં આવેલ છે.

૧૨ ૩૦૭ ત્રિરત્ન તરીકે ઓળખાવાતાં ચિન્હ રૂપે છે. પુ. ૪ માં આકૃતિ નં. ૪૩ માં તેનું વર્ણન અપાઇ ગયું છે. ફરીને વાંચી જવા વિનંતિ છે.

૧૩} ૧૪} પુ. ૨માં આકૃતિ નં. ૨૦ તથા ૨૭ મૌર્યવંશીય સમ્રાટ અશોકવર્ધન તથા પ્રિયદર્શિનનાં મ્હોરાં છે. તે બન્ને વ્યક્તિઓ ઈતિહાસના અભ્યાસકોને એટલી બધી પરિચિત છે કે, તે વિશે લખવાની કાંઈપણ જરૂરિઆત જ લેખી ન શકાય. માત્ર મને જે ભિન્નતા માલૂમ પડી છે તેનો ખ્યાલજ આપવો રહે છે. તે માટે પુ. ૨માં તેમનાં જીવન ચરિત્ર નજર તળે કાઢી નાંખવા ભલામણ કરવી રહે છે.

૧૫} ૧૬} પુ. ૧માં આકૃતિ મથુરા, સાંચી અને ભારહૂત સ્તૂપનાં તોરણનાં દશ્યો છે; તથા મથુરામાંથી મળી આવેલ પૂજા કરવા માટેનો એક પટ છે. તે સર્વનું વર્ણન પુ. ૧માં

૧૭} નં. ૩૧ પૃ. ૧૬૧ નીચે તથા તેના ચિત્ર પરિચય વર્ણનમાં અપાયું છે. વિશેષ
૧૮} ૩૨, ૩૩ પરિચય આ પુસ્તકે આકૃતિ નં. ૨, તથા અત્રે દર્શાવેલ પૃ. ૩૧૩-૧૫
તથા ૩૪ અને તે ઉપરાંત નીચેની આકૃતિ નં. ૧૯નું વર્ણન વાંચીને સરખાવી જોવાથી મળી રહેશે; આ સર્વ સ્મારકોને બૌદ્ધધર્મ સાથે સંબંધ છે કે જૈનધર્મ સાથે સંબંધ છે તે સ્વયં સિદ્ધ થઈ જાય છે.

૧૯
૨૦
૨૧
આ ત્રણે ભિન્નભિન્ન સ્થળે આવેલાં સિંહસ્તંભો છે. સરખામણી કરી શકાય માટે અત્રે રજુ કરવામાં આવ્યા છે. તે સર્વનો મુખ્યપણે પરિચય તો તેમને લગતાં ઐતિહાસિક વર્ણનો જ્યાં આવે છે ત્યાં કરાયો છે; જેમકે નં. ૧૯વાળા મથુરા સિંહસ્તંભનો પુ. ૩માં આકૃતિ નં. ૨ તથા ૨૬માં; નં. ૨૦વાળા સારનાથસ્તંભનો પુ. ૨માં આકૃતિ નં. ૩૫ તળે તેમજ પુ. ૧ આકૃતિ નં. ૧૭માં; અને નં. ૨૭વાળા સાંચીસ્તંભનો પુ. ૧ આકૃતિ નં. ૨૬ નીચે પરિચય અપાયેલ છે, તેથી અત્ર તે ઉતારવાની જરૂરિયાત રહેતી નથી. માત્ર ઉપર વર્ણવાયલી સર્વ આકૃતિઓનો સમગ્રરીતે પરિચય રાખી શકાય તે માટે તેમને આ એકત્રીત કરીને રજુ કરાઈ છે.

---

## (આ) શોભન ચિત્રોની સમજ

### એકાદશમ ખંડ

**પ્રથમ પરિચ્છેદ**:—કૃષ્ણા અને ગોદાવરી નદીઓના વચ્ચેના પ્રદેશના આર્ય રાજા, ત્યાંના અનાર્યો સાથે, લગ્નગ્રંથીથી જોડાઈ સંબંધી બને છે. આમ વિરૂદ્ધ પ્રજાઓ એક થઈ પ્રગતિ સાધે છે. રાજા ખારવેલ શ્રીમુખને મારી હઠાવી દક્ષિણમાં કાઢી મુકે છે.

**દ્વિતીય પરિચ્છેદ**:—રાજ્યની હાથણી મહાનંદને રાજ્યને યોગ્ય પુરુષગણી તેના ઉપર કળશ ઢોળે છે, જોકે તે નંદનો શૂદ્રપુત્ર હતો. આ બાબત વિદ્વાનોમાં ભારે વિવાદ અને ઉહાપોહ મચાવે છે.

**તૃતીય પરિચ્છેદ**:—પ્રજા રાજ્યગાદી બદલાવાથી સ્થળાન્તર કરે છે. ગરીબ કે તવંગર સર્વે પોતપોતાનો નાનો મોટો ખટલો લઈ એક ગામ છોડી બીજે ગામ પહોંચી જાય છે. નાગ પ્રજા અને રાજાનો દબદબો તે વખતે ભારે હતો.

**ચતુર્થ પરિચ્છેદ**:—અત્યારે ભલે ખંડેર છે પરંતુ પ્રાચીનકાળે અમરાવતી કિલ્લાથી રક્ષાએલી એક સુંદર નગરી હતી. પ્રિયદર્શિન, શાતકરણિને તેના લશ્કર સાથે નસાડી મૂકે છે. અગ્નિમિત્ર પતંજલિની મદદ ઇચ્છે છે ને પતંજલિ અગ્નિમિત્ર પાસે યજ્ઞ કરાવે છે.

**પંચમ પરિચ્છેદ**:—રાજા શિલાલેખો કોતરાવી ઈતિહાસને અમરત્વ આપે છે. ને ભૂત અને ભવિષ્યની કંઈક અવનવી સ્વપ્નસૃષ્ટિમાં રાચતો ઉભો છે. દૂર ચાલ્યા જતા મુસાફરો આ વહેતા ઈતિહાસના પ્રતિક થતા અદૃશ્ય થાય છે.

**ષષ્ઠમ પરિચ્છેદઃ**—રાણી પણ ઈતિહાસના અમસ્માટ સમા શિલાલેખો કોતરાવે છે. પ્રાચીન ભારતવર્ષ બળ, શીલ, વૈભવને વિદ્યાકળાથી ગુંજતો હતો.

**સપ્તમ પરિચ્છેદઃ**—રાણી નાગનિકા લગ્નગ્રંથીથી જોડાય છે. રાજકુમાર સગીર ઉંમરનો હોવાથી રાણી રાજ્યકારોબાર જાતે સંભાળે છે. પોતાને નહિ, પણ નંદના કુમારને ગાદી મળી તેથી શ્રીમુખ દક્ષિણ તરફ પોતાના બળ સાથે ચાલ્યો જાય છે ને ત્યાં રાજ્યસત્તા સ્થાપે છે.

**અષ્ટમ પરિચ્છેદઃ**—બિલાડીના મુખ જેવા આકારનો આગળો હતો. અકસ્માતે પડી જવાથી રાજકુમાર સ્તનપાન કરતાંજ ઘવાય છે ને તેથી તેનો કરૂણ અંત આવે છે. આથી નિર્દોષ બિલાડીઓનું આવી બને છે. પરદેશો સાથેના સંબંધો તો ચાલુજ હતા ને કેઈ કાળના પ્રવાસીઓએ ભારતના પ્રાણ અને શક્તિનાં મુક્તકંઠે ગુણગાન કર્યાં છે. કુમારી સંઘમિત્રા ધર્મપ્રચારાર્થે વહાણમાં બેસી પરદેશ ગઈ હતી.

**નવમ પરિચ્છેદઃ**—રાજા પ્રિયદર્શિને પોતાનાં સગાંવહાલાં જે સ્થળે મરણ પામેલાં, તે સ્થળનું સ્મરણ રાખવા ત્યાં નાના ખડકલેખો ઉભા કરાવેલા. તિવલકુમાર બદમાશોના કાવત્રાંનો ભોગ બની માર્યો જાય છે. રાજા શાતકરણિ પતંજલિ મહાશયને માન આપી મિત્ર બનાવી મહદ્‌સ્થાને સ્થાપે છે.

**દશમ પરિચ્છેદઃ**—રાજા અગ્નિમિત્ર અને માલવિકાનાં લગ્ન, ઈતિહાસના એક મહત્વના બનાવના સ્મરણમાં હોઇ ચિરંજીવ છે. નહપાણના જમાઇ રૂષભદત્તે નાશિકનાં તીર્થસ્થાનો જીતી લઇ ત્યાં સુધી ધ્વજ ફરકાવેલો. વિક્રમાદિત્યના પરાક્રમથી યવનસેના હારી ને દેશ તેમના ત્રાસથી મુક્ત બન્યો.

**એકાદશમ પરિચ્છેદઃ**—રાજા શાલીવાહન પરાક્રમી હતો, તો પણ તેનો સાહિત્ય પ્રેમ એટલોજ તીવ્ર હતો. તે લંકા જીતી લઇને ત્યાંની રાજકુમારી પરણ્યો હતો. શાલીવાહન ધર્મપ્રેમી પણ તેવોજ હતો. તેણે પાલીતાણામાં પુષ્કળ દેવદેવાલયો બંધાવી ધર્મધ્વજ રોપેલો.

**દ્વાદશમ પરિચ્છેદઃ**—ઇતિહાસનાં સ્મરણચિન્હ સમી પગલીઓને નવ યુવાન યુવતી અંજલિ અર્પે છે. ને ઉગતા કાળ તરફ ફાળો ભરતો યુવાન ચાલી નીકળે છે.

**ત્રયોદશમ પરિચ્છેદઃ**—મ્લેચ્છોના ત્રાસથી બચાવનાર મહાપુરુષનો જન્મ એક વિચક્ષણ બનાવનું કારણ બની જાય છે. ગંગાજળમાં સ્નાન કરતી એક સુંદર બાળા સાથે નાગકુમાર મુગ્ધ બને છે ને કુંવરનો જન્મ થાય છે. તે મહાપુરુષ ધર્મનો તેમજ દેશનો ઉદ્ધાર કરી ઇતિહાસમાં અમર થાય છે. રાજા હાલ, માટીનાં રમકડાંથી સૈન્ય રચના કરતો ને તે રમકડાં જીવતાં સ્વરૂપ ધારણ કરતાં દુશ્મનોનાં કાળ બની જતાં.

**ચતુર્દશમ પરિચ્છેદઃ**—મહારાજ્યોની પડતી વખતે અંધેર ભયાનક હોય છે. નાનાં નાનાં રાજ્યો ઉત્પન્ન થાય છે. બળવાઓ થઇ નાનાં સ્વતંત્ર સંસ્થાનો જામી જાય છે. ને પોતપોતાના નાના નાના કટકાઓમાં સંતોષ લઇને એક બીજા સાથે સમજુતિ રાખી સ્વતંત્ર રાજ્ય વ્યવહાર ચલાવે છે.

## (ઙ) નકશાને લગતી સમજ

| આકૃતિ નં. | નકશો નં. | વર્ણન પૃષ્ઠ | |
|---|---|---|---|
| ૪ | ૧ | ૩૧૩–૧૫ | આકૃતિ નં. ૪ તથા ૫ જનરલ કનિંગહામના "ભારહૂત સ્તૂપ" નામક પુસ્તકમાંથી ઉતારવામાં આવ્યા છે તેમાં આ. ૪, ભારહૂત અને રૂપનાથ જે પ્રદેશમાં આવ્યા છે તે સ્થળનો નકશો છે. ગંગા નદીની શાખારૂપ એક નદીના તીરપ્રદેશમાં આ બન્ને સ્થળો આવેલ છે. બન્નેની વચ્ચે પંદર–વીસ માઈલનું અંતર સંભવે છે. જી. આઈ. પી. રેલ્વેના જબલપુર અને સતના સ્ટેશન વચ્ચે તેમનાં સ્થાનો છે. રૂપનાથના સ્થળે સમ્રાટ પ્રિયદર્શિને શિલાલેખ ઉભો કરાવી પોતાની મહોર છાપ સમાન હસ્તિ કોતરાવેલ છે. ત્યાં જૈનોના બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્યનું નિર્વાણ થયેલ છે; તથા તેની અને જબલપુરની વચ્ચેના આ પ્રદેશમાં પ્રાચીન સમયના અંગદેશની રાજધાની ચંપાનગરીનું સ્થાન આવેલ છે જેના ખંડિયરો અદ્યપિ ભૂગર્ભમાં દટાયેલાં પડી રહ્યાં છે. આ સર્વ હકીકત પુ. ૨માં પ્રિયદર્શિનના વૃત્તાંતે જણાવેલ છે. વિશેષ જે કાંઈ છે તે આ પુસ્તકે ચંપાને લગતું વર્ણન પૃ. ૩૧૯ થી ૨૫ તેમજ પુ. ૧ પૃ. ૭૬ થી ૭૮ સુધીમાં અપાયું છે તે વાંચી માહિતગાર થવા વિનંતિ છે. ભારહૂત વિશે નીચે આકૃતિ નં. નં. ૫માં જુઓ. |
| ૫ | ૨ | ૩૧૪ | ભારહૂતને લગતો પરિચય પુ. ૧–૨માં જ્યાં તે સ્તૂપનું વર્ણન લખાયું છે ત્યાં અપાઈ ગયેલ છે તેમજ આ પુસ્તકે પૃ. ૨૧૩ થી ૧૫ તથા ૩૨૬–૨૮ સુધીમાં પણ અપાયલ છે. આ સ્થાને જૈનોના ૨૪મા તીર્થંકર શ્રીમહાવીરને જ્ઞાનપ્રાપ્તિ થઈ હોવાથી તે ધર્મના ચુસ્ત અનુયાયી બે રાજવી–કોશલપતિ પ્રસેનજીતે અને મગધપતિ અજાતશત્રુએ–પોતાની ભક્તિ દર્શાવતાં અનેક દશ્યો કોતરાવ્યાં છે. |
| ૬ | ૩ | ૬૯ | ગોવરધનસમયને લગતો નકશો છે; જ્યાં ક્ષહરાટ નહપાણના સમયના તથા આંધ્રપતિઓએ ઉભા કરાવેલા નાસિક, નાનાઘાટ જુન્નેર, કન્હેરી કાર્લે ઈ. ઈ.નાં શિલાલેખો તથા ત્રિરશ્મિ અને રૂક્ષ–રથાવર્ત નામના પર્વતો, તેમજ પૈંઠ (પૈઠણ)–રાજનગર આવેલું છે; તે બધાં સ્થાનો વ્યક્ત કરતો આ નકશો પુસ્તકના અંતર્વર્ણનેજ અપાયો છે. તે તે સ્થાનના વર્ણન સાથેનો પરિચય મેળવી લેવો, મુખ્યતયા પંચમ અને ષષ્ઠમ પરિચ્છેદે લેખનો પરિચય કરી લેવાથી સમજૂતિ મળી રહેશે. |

| આકૃતિ નં. | નકશો નં. | વર્ણન પૃષ્ઠ | |
|---|---|---|---|
| ૨૨ | ૪ | ૧૪૯ | મગધપતિ નંદ બીજાની શૂદ્રાણી પેટે જન્મેલ જ્યેષ્ઠ પુત્ર-શ્રીમુખને સમાજપ્રવૃત્ત વિષમ સ્થિતિને લીધે રાજ્યહક્ક પડતો મૂકી, દક્ષિણ હિંદ-મોશાળ તરફ-ચાલી નીકળવાનું થતાં, આરંભે કેવળ નાના વિસ્તાર ઉપરજ અધિકાર જમાવી સંતોષ લેવો પડયો હતો તે દર્શાવે છે. અને તે પછી સ્વબળે માર્ગ મોકળો કરતો તથા પોતાનું સામ્રાજ્ય સ્થાપતો માલૂમ પડે છે. |
| ૨૩ | ૫ | ૧૬૧ | ઉત્તર હિંદમાં મગધ સમ્રાટ બિંદુસાર રાજ્યે પં. ચાણક્યના મરણબાદ અવિચારી રાજનીતિને લીધે ફાટી નીકળેલ બળવાને પરિણામે નં. ૪ આંધ્રપતિ મલ્લિકશ્રી વદસતશ્રી શાતકરણિએ આંધ્ર સામ્રાજ્યનો વિસ્તાર દક્ષિણે હિંદમાં કેટલો વધારી મૂકયો હતો તેનો ખ્યાલ આપે છે; તથા બિંદુસાર પછી ગાદીએ આવનાર અશોકવર્ધનને ગૃહક્લેશ અંગે, તેમજ રાજ્યની વિષમ પરિસ્થિતિને અંગે, વારસામાં મળેલ સંકુચિત રાજ્યહદને સાચવી રાખવામાંજ જીવન વ્યતીત કરવું પડયું હતું તે સાબિત થાય છે. |
| ૨૪ | ૬ | ૧૮૮ | સમ્રાટ પ્રિયદર્શિનના સમયે મગધસામ્રાજ્ય સર્વોપરી ઉત્કૃષ્ટસ્થાને પહોંચ્યું (જુઓ પુ. ૩માં તેનો નકશો) હોવા છતાં, તેના વારસદારે ધર્મઝનુની તેમજ તુંડમીજાજી રાજનીતિ ગ્રહણ કરવાથી કેવી રીતે સામ્રાજ્ય એકદમ ભાંગી પડયું હતું; તથા તેની પાછળ રાજલગામ સંભાળનાર શુંગવંશી રાજઅમલ કેવો હાલકડોલક સ્થિતિમાં પસાર થયે જતો હતો તેનો અચ્છો ખ્યાલ આપવા સાથે, દક્ષિણ હિંદમાં પણ મજબૂત હાથે કામ લઈ શકે તેવા બે ત્રણ નૃપતિઓ થયા હોવા છતાં, તેમને સ્વગૃહ સાચવી રાખવા જેવી નીતિજ અખત્યાર કરી સંતોષ લેવો પડયો હતો તે દર્શાવે છે. શુંગવંશી અમલના અંતે રાત્રી દિવસ ઉજાગરામાં દિવસો પસાર કરી, ક્ષહરાટ નહપાણના રાજઅમલમાં કાંઈક 'હા-આ-શ' ભોગવી રહેલ તથા નિરાંતે ધંધોધાપો ખેલી રહેલ પ્રજામાં, પાછો શક પ્રજાનો અમલ આવતાં, હથેળીમાં જીવ લઈને સઘળો સમય જે પસાર કરવો પડતો હતો તેમાંથી શકારિ વિક્રમાદિત્ય-ગર્દભીલે, નં. ૧૭ આંધ્રપતિની કુમક લઈ સારાયે ઉત્તર હિંદમાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું તથા પ્રજાએ તે બનાવની ખુશાલીમાં તેના નામનો સંવત્સર ચલાવી કૃતજ્ઞતા બતાવી ઋણફેડન કર્યું હતું, તે સ્થિતિ ઉત્તર હિંદની જેમ બતાવી આપે છે, તેમ દક્ષિણ હિંદમાં તો, કેમ જાણે |

| આકૃતિ નં. | નકશો નં. | વર્ણન પૃષ્ઠ | |
|---|---|---|---|
| | | | કાંઈ જ બનવા ન પામ્યું હોય અને સર્વત્ર શાંતિ અને શાંતિજ વ્યાપ્ત થઈ રહેલી હોય તે પ્રમાણે, નં. ૭ થી ૧૭ આંધ્રપતિના રાજઅમલની સ્થિતિનું દર્શન થયા કરે છે. |
| ૨૫ | ૭ | ૨૩૪ | તે બાદ ઉત્તર હિંદમાં ગર્દભીલવંશી વિક્રમચરિત્રના પરાક્રમના પ્રતાપે, ઠેઠ કાશ્મિરસુધી જેમ રાજ્યસત્તા દૃઢ કરી શકાઈ હતી, તેમ દક્ષિણ હિંદમાં પણ તેવાજ પ્રબળ પ્રતાપી અને વીરશિરોમણી રાજા હાલ નં. ૧૮ આંધ્રપતિના સમયે, પોતાના આખાયે વંશના ત્રીસે રાજાઓ કરતાં, રાજ્ય વિસ્તાર વધવાની સાથે સિંહલદ્વીપમાં પણ તેની હાક વાગી રહી હતી તે બતાવવામાં આવ્યું છે. |
| ૨૬ | ૮ | ૧૩-૧૪ પરિચ્છેદે | કોઈની સ્થિતિ સર્વદા, ઉચ્ચશિખરે ટકી રહેતીજ નથી અને ટકી રહે તો પછી દુનિયાનું જીવન નિરસ બની જાય. એટલે કાંઈ ઉંચુ નીચું થવા જેવું કુદરત કર્યા જ કરે છે. આંધ્રવંશના લલાટે તે નિયમ અનુભવમાં ઉતરવાનું નિર્માણ થયું દેખાય છે. પ્રથમ તો એક પછી એક એવો અનુક્રમ, તેજ અને છાયારૂપે, કેટલાંક વર્ષ સુધી નં. ૧૯ થી ૨૪ના રાજ્ય દરમ્યાન પ્રવર્તતો રહે છે અને નં. ૨૫ અને ૨૬નો અમલ ખતમ થતાં, ઉત્તર હિંદના અવંતિપતિ ચષ્ઠણવંશીઓનો ડોળો દક્ષિણ હિંદ તરફ ઉતરી પડતો દેખાય છે. પરિણામે મહારાષ્ટ્રનો ઉત્તર ભાગ ખાલી કરી તેમને વિશેષ દક્ષિણતરફ હઠી જવું પડયું હોય એમ સમજાય છે (જુઓ પુ. ૪માં કનિષ્ક બીજાનો નકશો). અને અંતે હિંદભરના-બલ્કે સારીયે દુનિયાના સર્વરાજવંશોમાં ૯૮૮ વર્ષ જેટલું દીર્ઘતમ આયુષ્ય ભોગવી આંધ્રવંશને ઈતિહાસના પટ ઉપરથી સદાને માટે વિલીન થવું પડયું છે. |



# અનુક્રમ


વિષય — પૃષ્ઠાંક

## એકાદશમ ખંડ

### પ્રથમ પરિચ્છેદ

#### શતવહન વંશ અથવા શાતવંશ

આ વંશને અપાયેલા સાત નામોની નોંધો ૨
(૧) તેમાંના પ્રથમ નામ આંધ્રને લગતી સમજૂતિ ૨
(૨) દ્વિતીય નામ અંધ્ર ,, ,, ૬
(૩) તૃતીય શાત અને શાત વિષેની ,, ,, ૮
(૪) ચતુર્થ શાતવહન વિશેની સમજૂતિ ,, ૯
(૫) પંચમ શાતકરણિ ,, ,, ૧૩
(૬) ષષ્ઠમ શાલિવાહન ,, ,, ૧૬
(૭) સપ્તમ આંધ્રભૃત્ય ,, ,, ૧૭

### દ્વિતીય પરિચ્છેદ

#### શતહુવન વંશ (ચાલુ)

તેના સમયની ચર્ચા તથા નિર્ણય ૨૨
રાજાઓની સંખ્યા, નામાવળી તથા રાજ્યકાળ વિષે ૨૬
આખા વંશની કોષ્ટકાકારે વંશાવળી ૩૯

### તૃતીય પરિચ્છેદ

#### શતવહન વંશ (ચાલુ)

આંધ્રપ્રજાની ઉત્પત્તિનું વર્ણન ૪૬
જુદી ગાદી અને વંશ સ્થાપવાનાં કારણો ૫૩
આંધ્રભૃત્યોને લગતો ઇતિહાસ ૫૯

### ચતુર્થ પરિચ્છેદ

#### શતવહન વંશ (ચાલુ)

રાજગાદીનાં સ્થાનવિશેની હકીકત ૬૮
તેમનાં નામ, અને ધર્મવિશેની કેટલીક સમજૂતિ ૭૪

વિષય — પૃષ્ઠાંક

### પંચમ તથા ષષ્ઠમ પરિચ્છેદ

#### શતવહન વંશ (ચાલુ)

૧ થી ૪૫ લેખોના ભાવાર્થમાં પડતા મતભેદના ખુલાસા ૮૯
તે સર્વના એકત્ર સારરૂપે રચેલાં બે કોષ્ટકો ૧૨૬

### સપ્તમ પરિચ્છેદ

#### શતવહન વંશ (ચાલુ)

(૧) રાજા શ્રીમુખ શાતકરણિનું જીવન વૃત્તાંત ૧૩૬
આંધ્રરાજ્યની સ્થાપના, કુલ, જાતિ તથા વંશ ઈ. ની માહિતી ૧૪૦
(૨) ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ ૧૪૭
વદસતશ્રી શાતકરણિ ૧૫૨

### અષ્ટમ પરિચ્છેદ

#### શતવહન વંશ (ચાલુ)

(૩) શ્રીકૃષ્ણ પહેલો; વાસિષ્ઠિપુત્ર ૧૫૬
(૪) વદસતશ્રી મલ્લિક શાતકરણિ–વિલિવયકુરસ ૧૫૮
(૫) પૂર્ણોત્સંગ માઢરિપુત્ર ૧૬૩

### નવમ પરિચ્છેદ

#### શતવહન વંશ (ચાલુ)

(૬) ગૌતમીપુત્ર સ્કંધસ્તંભ ઉર્ફે કૃષ્ણ બીજો ૧૭૬
મસ્કી શિલાલેખનાં કારણ તથા સમય ૧૭૭
(૭) વાસિષ્ઠિપુત્ર શાતકરણિ–શતવહન સાતમો ૧૮૨

### દશમ પરિચ્છેદ

#### શતવહન વંશ (ચાલુ)

(૮) લંબોદર (૯) આપિલિક (૧૦) આવિ ૧૯૪
(૧૧) મેઘસ્વાતિ પહેલો ૧૯૪
ધર્મનું મહત્વ અને અન્યાલેખન ૧૯૬

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| (૧૨) સૌદાસ ઉર્ફે સંઘસ્વાતિ | ૧૯૯ |
| (૧૩) મેઘસ્વાતિ બીજો (૧૪) મૃગેન્દ્ર (૧૫) સ્વાતિકર્ણ | ૨૦૧ |
| (૧૬) મહેન્દ્ર દીપકર્ણિ ગૌતમીપુત્ર | ૨૦૯ |

**એકાદશમ પરિચ્છેદ**

**શતવહન વંશ (ચાલુ)**

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| (૧૭) ગૌતમીપુત્ર શાતકરણિ; અરિષ્ટકર્ણ | ૨૧૩ |
| તેના જીવનના રસમય બનાવોનું વર્ણન | ૨૧૫ |
| ભિન્નભિન્ન ઉપનામ-બિરૂદના ભેદની સમજૂતિ | ૨૧૮ |
| અમરાવતીનું આયુષ્ય તથા પરચુરણ બાબતો | ૨૨૫ |

**દ્વાદશમ પરિચ્છેદ**

**શતવહન વંશ (ચાલુ)**

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| (૧૮) વાસિષ્ઠિપુત્ર શાતકરણિ; પુલુમાવી પહેલો ઉર્ફે હાલ શાલિવાહન | ૨૩૨ |
| રાજ્યવિસ્તાર અને નવનરસ્વામિ વિશે | ૨૩૪ |
| રાજા હાલ અને કુંતલ વિશેની ઓળખ | ૨૩૭ |
| રાજા હાલની ધાર્મિક પ્રવૃત્તિ | ૨૩૮ |
| શકસંવત અને તેના સંબંધ વિશેની વિધવિધ દૃષ્ટિ | ૨૪૬ |
| ચૂટુઓ, તથા કદંબો સાથેની આંધ્રની ગ્રંથી | ૨૫૨ |

**ત્રયોદશમ પરિચ્છેદ**

**શતવહન વંશ (ચાલુ)**

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| (૧૯) મંતલક (૨૦) પુરિંદ્રસેન (૨૧) સુંદર (૨૨) ચકોર અને (૨૩) શીવસ્વાતિ | ૨૫૬ |
| શકસંવત અને શીવસ્વાતિ સંબંધે સમાલોચના | ૨૫૮ |
| શકસંવતના સંભવિતપણા વિશેનો ખ્યાલ | ૨૬૪ |
| વસ્તુસ્થિતિ ત્યારે શી રીતે ઘટાવી શકાય ? | ૨૬૮ |

**ચતુર્દશમ પરિચ્છેદ**

**શતવહન વંશ (ચાલુ)**

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| (૨૪) ગૌતમીપુત્ર શાતકરણિ અને (૨૫) ચત્રપણ વાસિષ્ઠિપુત્ર | ૨૭૪ |
| ગર્દભીલ અને શતવહન વંશના સંબંધની સમજૂતિ | ૨૭૯ |
| (૨૫) ગૌતમીપુત્ર યજ્ઞશ્રી ઉર્ફે પુલુમાવી બીજો | ૨૮૧ |
| (૨૭) શીવશ્રી વાસિષ્ઠિપુત્ર (૨૮) શિવસ્કંધ ગૌતમીપુત્ર (૨૯) યજ્ઞશ્રી વાસિષ્ઠિપુત્ર અને (૩૦ થી ૩૨) છેલ્લા ત્રણ રાજાઓ | ૨૮૩ |
| કેટલીક પરચુરણ બાબતો અને પુરવણી | ૨૮૫ |
| "પ્રાચીન ભારતવર્ષ"ને અંગે ઉઠેલ ચર્ચાના અને પ્રશ્નોના ખુલાસાઓ | ૨૯૦ |
| સમયાવળી, ચાવી, શું અને ક્યાં, શુદ્ધિપત્રક ઈ. ઈ. | ૩૫૬ |




# શુદ્ધિપત્રક

આમાં મુદ્રણના દોષનો કે જોડણીની અશુદ્ધિનો સમાવેશ કર્યો નથી.

| પૃ. | કો. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૧ | દેશનું | દેશને |
| ૭ | ૨ | ૫ | પૂર્વથી | પશ્ચિમથી |
| ૮ | ૨ | ૧૩ | શાતરાજા[૨૩] | શાતરાજા |
| ૧૩ | ૧ | ૩૦ | સંવત ૧૯૯૫ના | સંવત ૧૯૮૫ના |
| ૨૪ | ૧ | ૫ | laśtsd | lasted |
| ૨૫ | ૨ | ૧૧ | ઈ. સ. પૂ. ૨૩૫ | ઈ. સ. પૂ. ૨૩૭ |
| ૨૬ | ૨ | ૩૩ | પૃ. ૦ ઉપર | આ પરિચ્છેદે આગળ ઉપર |
| ૨૯ | ૧ | ૧૬ | વંશ જે | વંશજે |
| ૩૦ | ૨ | ૧૭ | વંશ જે | વંશજે |
| ૩૪ | ૨ | ૧૮ | ગાથાસપ્તતિ | ગાથાસપ્તશતી |
| „ | ૨ | ૨૮ | કર્તા | સંગ્રહકર્તા |
| ૩૭ | | ૨૮ | ૪૧૬ | ૪૫૬ |
| ૫૩ | ૧ | ૧૫ | ૪૧૩ થી ૩૭૮ | ૪૧૫ થી ૩૭૨ |
| ૫૪ | ૧ | ૧૩ | પ્રથમના | પહેલાં |
| ૫૭ | ૨ | ૨૩ | પૃ. ૧૩ ટીકા નં. ૪૭ | પૃ. ૧૩ ટીકા નં. ૪૯ |
| ૫૮ | ૧ | ૨૮ | સમવો | સમજવો |
| ૭૧ | ૧ | ૪ | ઈ. સ. પૂ. ૩૭ | ઈ. સ. પૂ. ૪૭ |
| ૭૨ | ૧ | ૨૫ | પૃ. ૧માં ૧૧ આપણે | પૃ. ૧માં આપણે |
| ૭૨ | ૧ | ૨૬ | જોઇ ગયા છીએ | જોઇ ગયા[૧૧] છીએ |
| ૯૨ | ૧ | ૧૬ | ટીકા નં. ૧ | લેખ નં. ૧૩ |
| ૧૦૦ | ૨ | ૩૦ | પૃ. ૪૩ ટી. નં. ૨૧ | પૃ. ૫૨ ટી. નં. ૨૪ |
| ૧૦૩ | ૧ | ૨૦ | ટી. નં. ૩૦ | ટી. નં. ૩૨ |
| ૧૦૪ | ૧ | ૬ | to have required | to have reigned |
| ૧૦૬ | ૨ | ૧૫ | ગાથાસપ્તતી | બૃહત્કથા |
| ૧૧૪ | ૧ | ૨૮ | ટી. નં. ૧૨ | ટી. નં. ૧૯ |
| ૧૧૫ | ૧ | ૭ | ૧૨૯–૧૪૮ | ૧૨૯–૧૩૯ |
| ૧૨૦ | ૨ | ૩૦ | આભી સાથે | ભાષા સાથે |

| પૃ. | કો. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૨૨ | ૧ | ૧૫ | કનિષ્ઠ | કનિષ્ક |
| ૧૨૨ | ૨ | ૭ | આપણા પુ. ૩ | આપણા પુ. ૪ |
| ૧૨૨ | ફૂટનોટ (૨૨) | | પ્રથમની ૭ લાઇન આખીને આખી કાઢી નાખવી | રૂદ્રદામને પોતાની.........સાબિત થાય છે. ( આટલી બે લાઇન રાખજો ) |
| ૧૨૩ | ૨ | છેલ્લી | પુ. ૩ પૃ. ૧૮૩ | પૃ. ૨ પૃ. ૧૮૩ |
| ૧૨૪ | ૨ | ૯ | પિતાના | પોતાના |
| ૧૨૪ | ૨ | ૧૧ | ૨૬૧ + ૯ = ૨૭૦ | ૨૪૯ + ૯ = ૨૫૮ |
| ૧૨૯ | | ૮ | ગાથા સપ્તતી | ગાથા સપ્તસતિ |
| ૧૩૧ | | ૮ | ઈ. સ. પૂ. ૨૯૮ | ઇ. સ. પૂ. ૩૦૦ |
| ૧૩૩ | | ૧ | ઇ. સ. ૫૪૬ | ઇ. સ. ૫૨૬ |
| ૧૪૪ | ૨ | છેલ્લી | પૃ. ૩, પૃ. ૫૧-૫૨ | પૃ. ૪, પૃ. ૫૧-૫૨ |
| ૧૬૦ | ૧ | ૨ | ૩૮૧-૩૧૭ = ૫૪ | ૩૭૧-૩૧૭ = ૫૪ |
| ૧૬૬ | ૨ | ૨૮ | ઈ. સ. પૂ. | મ. સં. |
| ૧૬૭ | ૨ | ૨૭ | રાજ્યકાળના | ઉમરના |
| ૧૬૭ | ૨ | ૩૦ | ૨૫૬ | ૨૭૦ |
| ૧૮૫ | ૧ | ૩૨ | ઇ. સ. પૂ. ૪૧૮ | ઇ. સ. પૂ. ૪૧૭ |
| ૨૦૮ | ૧ | ૨૧ | અષ્ઠિકર્ણ | અરિષ્ઠકર્ણ |
| ૨૧૧ | ૧ } ૨ } | | ૪૪૪ અને ૫૪૪ } મ. સં. જ્યાં જ્યાં } | ઇ. સ. પૂ. ૮૩ અને } ઇ. સ. ૧૭ ત્યાં ત્યાં } |
| ૨૩૭ | ૨ | ૧૬ | કથાસરિત્સાગર | બૃહત્‌કથા |
| ૨૪૧ | ૧ | ૧૪ | પ્રસિદ્ધ | પ્રસિદ્ધિ |
| ૨૪૮ | ૨ | ૨૯ | ૨૩૨ | ૨૨૬ |
| ૨૫૭ | ૧ | ૧૨ | નિર્યુક્ત | નિર્યુક્ત |
| ૩૦૨ | ૧ | ૨૮ | શ્રિરિયાનો | સાઇરિનિનો |
| ૩૦૭ | ૧ | ૨૧ | લેખ નં. ૧૯ | લેખ નં. ૧૦ તથા ૧૯ |
| ૩૧૮ | ૨ | ૧૯ | ૪૧૫ થી ૪૧૨ | ૪૧૭ થી ૪૧૫ |
| ૩૩૪ | ૧ | ૨૭ | અનુસાર | સાર |
| પૃ. ૨ થી ૮૦ સુધી બેવડા નંબરના પૃષ્ઠના મથાળે | | | અષ્ટમખંડ | એકાદશમખંડ |
| ૨૧૩, ૧૫ ના મથાળે | | | એકાદશ | એકાદશમ |
| ૨૩૩, ૩૫, ૩૭, ૩૯ ના મથાળે | | | એકાદશમ | દ્વાદશમ |

---o---



# પ્રથમ પરિચ્છેદ

## શતવહન વંશ અથવા શાતવંશ

**ટૂંક સાર**—અંધ્રવંશી રાજાઓને જે જુદા જુદા સાત નામોથી ઇતિહાસકારોએ ઓળખાવ્યા છે તે નામોની શુદ્ધિ અશુદ્ધિ બતાવવાનો સેવેલ પ્રયત્ન—

(૧) પ્રથમ નામ અંધ્ર (૨) અને બીજુ નામ આંધ્ર છે, તેમાં અંધ્ર શબ્દ પ્રદેશ વાચી છે છતાં તેની અદ્યાપિ પર્યંત નિર્દિષ્ટ થયેલ હદ અનિશ્ચિત છે તેથી, તેમજ આંધ્ર શબ્દ પ્રજાસૂચક છે તેથી, આ વંશને આંધ્રવંશ કહી શકાય, પરંતુ અંધ્ર ન કહી શકાય; તેની સાબિતી માટે બતાવેલ અનેક શિલાલેખી અને સિક્કાઇ પુરાવા તથા દલીલો—

(૩) શત–એટલે ૧૦૦; આ સાલમાં તે વંશની ઉત્પત્તિ થવાથી તે રાજાઓ શાત પણ કહેવાતા એમ બતાવેલા શાસ્ત્રોક્ત તથા અનેક વિધ પુરાવા–આ ૧૦૦ નો આંક કયા સંવતનો હોઈ શકે તથા તે ઉપરથી તેમના ધર્મ ઉપર પડતો પ્રકાશ—(૪) શાત વહન, શતવહન; અને શાતવાહન, શતવાહન—આમાં શત અને શાતની સમજૂતિ, ઉપર નં. ૩માં અપાઇ ગઈ છે. બાકી રહેતા શબ્દમાં, વહન અને વાહનની બતાવવામાં આવેલી શુદ્ધિ અશુદ્ધિ–લગભગ દશેક વિદ્વાનોના વિચારો ટાંકી આ વિષયની ચર્ચા કરાયલ હોવાથી તેમાંથી ઉભી થતી રસમયતા—(૫) શતકરણિ, શાતકરણિ–તેમાં નં. ૪ ની પેઠે પ્રથમાક્ષરો શત અને શાત છેઃ બાકી રહેતો શબ્દ કરણિ અથવા તે ઉપરથી આનુમાનિક કર્ણિ; એમાંથી કયો વ્યાજબી છે, તે તેમના જીવનવૃત્તાંત ઉપરથી વિચારાયું છે, પરંતુ તે એકે બંધબેસતા થતા ન હોવાથી તેના શબ્દ ઉકેલમાં કાંઇ સ્ખલના થવાની વકી છે, અથવા શું શબ્દ હોઈ શકે તેનાં કારણ બતાવી કરેલી ચર્ચા—(૬) શાલિવાહન, શાલવાહન તથા શાલવાન—આ શબ્દો તે વંશના સર્વ રાજાઓને લગાડી શકાય કે તેમાંની કેવળ એકાદ વ્યક્તિને જ (૭) તથા અંધ્રભૃત્યનો કે આંધ્રભૃત્યનો ઉપયોગ પણ નં. ૬ ની પેઠે અમુક અંશે મર્યાદિત છે કે વ્યાપક છે, તેની કરેલી ચર્ચા–વિદ્વાનોએ અંધ્રભૃત્યના અને શુંગભૃત્યના બેસારેલ અર્થમાંથી, દલીલપૂર્વક બતાવી આપેલ સમજૂતિ—

છેવટે ઉપરના સર્વ વિવેચનનો તારવીને આપેલ ટૂંક સાર.

## શતવહન વંશ

ભિન્ન ભિન્ન ગ્રંથકારોએ આ વંશને જે શબ્દોથી ઓળખાવ્યો છે તેમાં નીચેના મુખ્ય નજરે પડે છે (૨) અંધ્ર (૧) આંધ્ર (૩) શાત અથવા શત (૪) શાતવાહન, શતવહન કે શતવાહન (૫) શાલિવાહન, શાલવાહન કે શાલવાહન અને શાલવાન (૬) શતકરણિ અથવા શાતકરણિ (૭) અને આંધ્રભૃત્ય અથવા અંધ્રભૃત્ય.

આ શબ્દોમાંથી કયા વાસ્તવિક રીતે આ વંશની સાથે જોડી શકાય તેવા છે તથા શામાટે જોડી શકાય તેમ છે તેનો વિચાર કરીને કંઈક છેવટ ઉપર જો આપણે આવી શકીએ તો આખાયે વંશના ઇતિહાસ ઉપર કોઈક અનેરો પ્રકાશ પડે તેમ છે. અને તેમ થતાં, તેના પ્રત્યેક ભૂપતિના વૃત્તાંત આલેખવાનો બોજો બહુધા ઘણો જ હળવો થઈ પડવા પણ સંભવ છે. આ કારણથી તે વિષયની વિચારણા પ્રથમ હાથ ધરીશું.

### (૧) આંધ્ર

ઉપર દર્શાવેલા સાત નામોમાં જેમ શત અથવા શાત, શતવાહન અથવા શાતવાહન, શાલિવાહન શાલવાહન, શતકરણિ અથવા શાતકરણિ, અંધ્રભૃત્ય અથવા આંધ્રભૃત્ય, એમ બબે નામનું જોડકું ગણાવાયું છે તેમ અંધ્ર અને આંધ્રનું પણ એક યુગ્મજ લેખવવું જોઈતું હતું. પરંતુ તેમ ન કરતાં બન્નેને જુદા પાડી બતાવવા પડયા છે તે પણ સકારણ છે તે વાચક પોતે જ સ્વતઃ તેમના શીર્ષક નીચે જણાવેલી હકીકત[1] ઉપરથી સમજી શકશે.

પ્રથમમાં આંધ્ર શબ્દ તપાસી લેવો સુગમ થઈ પડશે એટલે તેની જ વિચારણા કરીશું. તેનું વિવેચન કરતાં મશહુર ઇતિહાસકાર વિન્સેંટ સ્મિથ લખે છે કે,[2] Andhra nation, a Dravidian people now represented by the large population, speaking the Telugu language, occupied the deltas of the Godavari and the Krishna on the eastern side of India and was reputed to possess a military force, second only to that at the command of the Prasii Chandragupta Maurya–જે પ્રજાનો મોટો સમુહ વર્તમાનકાળે તેલુગુ ભાષા બોલે છે, તે અસલ ગણાતી ડ્રેવીડીઅનના પ્રતિનિધિરૂપ[3] છે; આંધ્રપ્રજા પણ તે ડ્રેવીડીઅન જ છે. તેમણે હિંદના પૂર્વ કિનારે આવેલ ગોદાવરી અને કૃષ્ણા નદી વચ્ચેના દુઆબમાં થાણું જમાવ્યું હતું. વળી તેમનું રાજકીયબળ—લશ્કરની પૂર્ણતાની દૃષ્ટિએ–પ્રાસી ચંદ્રગુપ્ત મૌર્યના[4] લશ્કર કરતાં જ માત્ર ઉતરતું બીજે નંબરે હોવાનું ગણાતું હતું. મતલબ કહેવાની એ છે કે, મૌર્ય ચંદ્રગુપ્તના સમયે આંધ્રપ્રજા બહુ જોરાવર ગણાતી હતી અને તેમણે ગોદાવરી અને કૃષ્ણા નદીના મુખ વચ્ચેના દુઆબવાળા પ્રદેશમાં જ સંસ્થાન જમાવ્યું હતું. આ સર્વનો સાર એ થયો કે આંધ્ર નામની તો એક પ્રજા જ છે. વળી તેમને મળતો જ અભિપ્રાય ડૉ. રૅપ્સન નામના એક બીજા વિદ્વાન ધરાવતા જણાવે છે કે[5] "The earliest mention of the

(૧) આમાંના "આંધ્રની" વિગત માટે આગળ ઉપર "અંધ્ર" શબ્દ જુઓ.

(૨) અ. હિ. ઈ. બીજી આવૃત્તિ, પૃ. ૨૦૬.

(૩) ડ્રેવીડીઅન પ્રજાના પ્રતિનિધિરૂપ છે એમ પોતે બોલ્યા છે પરંતુ આ પ્રમાણે માની લેવાનું કોઇ કારણ જો કે દર્શાવતા જ નથી.

(૪) ચંદ્રગુપ્તના સમયે આંધ્રપ્રજાનું બળ બીજે નંબરે ગણાતું હતું. એટલે ચંદ્રગુપ્તના સમયની પૂર્વે આંધ્રપ્રજાની ઉત્પત્તિ થઇ હતી એટલું તો આ ઉપરથી સિદ્ધ થયું. તેમ બીજી બાજુ અંધ્રવંશના સ્થાપક તરીકે શ્રીમુખને ગણાવાય છે, એટલે સ્વભાવિક રીતે સિદ્ધ થઈ ગયું કે, રાજા શ્રીમુખનો સમય ચંદ્રગુપ્તમૌર્યની પૂર્વે હતો. જ્યારે પાછા એને એ જ વિદ્વાનો રાજા શ્રીમુખને, શુંગવંશી પુષ્યમિત્રને બૃહસ્પતિમિત્ર ઠરાવીને તેમનો સમકાલીન ઠરાવી રહ્યા છે. એટલે કે શ્રીમુખને, ચંદ્રગુપ્તમૌર્ય પછી કેટલેય કાળે થયેલ પુષ્યમિત્રનો સહસમયી બનાવે છે. આ બધું કેવું અસંગત છે તે સ્થિતિ જ બતાવે છે કે, તેમની માન્યતા–શ્રીમુખને શુંગવંશી પુષ્યમિત્રના સમકાલીનપણાની (જુઓ. પુ. ૪માં ખારવેલનું વૃત્તાંત પૃ. ૨૫૨–૬૬) ખોટા પાયા ઉપર રચાયલી છે.

(૫) કે. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૫.

Andhra seems to occur in a passage of Aiterreya Brahaman (B. C. 500 composition date roughly ) in which they are enumerated among the tribes of South India. Their home then, as in later times, was no doubt the Telugu country on the eastern side of India between the rivers of Krishna and Godavari–ઐતેરીય બ્રાહ્મણ નામનો ગ્રંથ જેની રચના ઈ. સ. પૂર્વે ૫૦૦ આશરેમાં થયાનું ગણાયું છે તેના એક વાકયમાં આંધ્રનું નામ[૬] પહેલી જ વાર વપરાયું જણાય છે. તેમાં તેને દક્ષિણ હિંદમાંની અનેક જાતિઓમાંની એક તરીકે લેખાવી છે. પાછળના સમયની પેઠે તે સમયે પણ તેમનું વતન હિંદના પૂર્વ કિનારે આવેલ કૃષ્ણા અને ગોદાવરી નદીઓની વચ્ચેના તેલુગુ દેશમાં હતું[૭] તે નિશંક છે." આટલે દરજ્જે આ બન્ને વિદ્વાનો એકમત થતા જણાયા કહી શકાશે, કે આંધ્ર નામની એક પ્રજા છે અને તેમનું અસલ વતન હિંદના પૂર્વ કિનારે કૃષ્ણા અને ગોદાવરી નદીના ડેલ્ટા (દુઆબ)વાળા પ્રદેશમાં હતું, તેઓ ડ્રેવીડીઅન પ્રજાના અંશ સમાન છે; તથા વર્તમાનકાળે તેમના દેશને અને તેમની ભાષાને તેલુગુ નામથી ઓળખવામાં આવે છે. પણ તેમાં કયાંય એવો ઉલ્લેખ કરાયો નથી કે તે આંધ્ર પ્રજાના દેશને અંધ્રદેશ પણ કહેવાતો હતો, છતાં પાછળના વિદ્વાન મિ. રૅપ્સન આગળ જતાં પોતાના પુસ્તકમાં જણાવે છે કે[૮] "Andhra Desa or the country of the Andhras is a sanskrit name for the Telugu country lying between the rivers Krishna and Godavari–કૃષ્ણા અને ગોદાવરી નદીઓ વચ્ચે આવેલ તેલુગુ દેશનું સંસ્કૃતમાં અંધ્રદેશ અથવા આંધ્ર પ્રજાનો પ્રદેશ કહેવાય છે." તેમનું કથન તદ્દન સ્પષ્ટ છે કયાંય શંકાને સ્થાન નથી એટલે તપાસવું રહે છે કે અંધ્રદેશ અને આંધ્રપ્રજાને સબંધ હોવાનું શી રીતે માની લેવામાં આવ્યું છે. જો કે 'અંધ્ર' શબ્દ વિશેની વિચારણા આપણે હવે પછીના શીર્ષક તળે કરવાના છીએ, એટલે ત્યાં તે સંબંધી વિસ્તૃતપણે જણાવીશું છતાં અત્ર પ્રશ્ન ઉપસ્થિત થયો છે તો સંક્ષિપ્તમાં પણ જણાવવું પડશે જ:

મજકુર મિ. રેપ્સને જે ઐતેરીય બ્રાહ્મણ ગ્રંથનો રચના સમય ઇ. સ. પૂર્વે ૫૦૦ આશરેનો જણાવ્યો છે, એટલે તે સમય સુધીતો "આંધ્ર" નામથી આંધ્ર નામની પ્રજા જ સમજાતી હતી. અંધ્ર નામનો કોઈ દેશ હતો કે નહીં તે તેમાંથી નીકળતું નથી. તેમજ પુ. ૧, પૃ. ૪૯માં જૈન અને બૌદ્ધગ્રંથો પ્રમાણે આર્યાવર્ત્ત દેશના જે ૨૫–૨૫।। દેશો કહેવાતા હતા તેમનાં નામો આપ્યાં છે તેમાં પણ અંધ્રદેશનું નામ નજરે પડતું નથી એટલે માનવું રહે છે કે, તે સમયના વૈદિક, બૌદ્ધ અને જૈન એમ ત્રણે સંપ્રદાયના કોઇપણ ગ્રંથકારને 'અંધ્રદેશ' એવો શબ્દ પરિચિત હતો જ નહીં, પરંતુ પેલો પ્રખ્યાત ચિનાઈ મુસાફર મિ. હ્યુએનશાંગ જ્યારે હિંદમાં આવ્યો ત્યારે જે ૮૦ રાજ્યો વિદ્યમાન હતાં તેમનાં નામ તેણે જણાવ્યાં છે તેમાં અંધ્રદેશનું નામ જરૂર દેખાય છે જ ( જુઓ પુ ૧ પૃ. ૬૪); જેથી માનવું રહે છે કે, ઈ. સ. પૂર્વે ૫૦૦ અને ઈ. સ. ૬ની સદી વચ્ચેના અગિયારસો વર્ષના ગાળામાં કોઇક સમયે તે 'અંધ્રદેશ'ને લગતી માન્યતા પ્રવેશવા પામી હશે. કયા કારણથી તેમ બનવા પામ્યું હશે તે જો કે જાણવામાં આવ્યું નથી પણ બનવા જોગ છે કે, વ્યાકરણના નિયમાનુસાર, અંધ્ર દેશમાં

---

(૬) યુગપુરાણમાં આ રાજાઓને 'શાત' નામથી સંબોધ્યા છે. (જુઓ પુ. ૪, પૃ. ૧૯–૨૦માં બુદ્ધિપ્રકાશમાંથી કરેલાં અવતરણો).

(૭) "હતું" એવો નિશ્ચયકારક શબ્દ તો તેમણે વાપર્યો છે પણ (સરખાવો ઉપરની ટીકા, નં. ૫ નું લખાણ.) આ પ્રમાણે માની લેવાનું તેમણે કાંઇ કારણ જ બતાવ્યું નથી. ( મારૂં ટીપ્પણ; પાશ્ચાત્ય વિદ્વાનોએ આવી રીતે અનેક ઠેકાણે કારણ આપ્યા વિના અનુમાન કરી બેસાડી દીધાં છે ને તેવાં કથનને સત્ય નિર્ણય તરીકે બીજા વિદ્વાનોએ સ્વીકારી લીધાં છે. આ પણ એક જાતની બલિહારી જ ને ? )

(૮) જુઓ કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૭૧.

જે પ્રજા વસતી હોય તેને 'આંધ્ર' કહેવાય અને આંધ્ર પ્રજાનો દેશ તે અંધ્રદેશ કહેવાય આ પ્રમાણે કદાચ બનવા પામ્યું હોય.

આ બાબતમાં સાંપ્રદાયિક ગ્રંથો ઉપરાંત તે પ્રજાના રાજાઓ પોતે જ પોતા માટે અથવા તે સમયના અન્ય રાજાઓ તેમને માટે, શું કહેવા માંગે છે તે પણ આપણે તપાસવાનું રહે છે. આવી તપાસ માટેના સાધનોમાં શિલાલેખો અને સિક્કાઓ જ વિશેષ વિશ્વસનીય છે. આમના પોતાના શિલાલેખોમાં મુખ્યતયા નાસિક, નાનાઘાટ, જુન્નેર, કન્હેરી આદિના ગણી શકાય તેમજ અન્ય રાજવીઓનામાં, ચક્રવર્તી ખારવેલનો હાથીગુંફાવાળો ગણાય. તેમજ સિક્કાઓમાં પણ તેમના પોતાના નામવાળા લેખી શકાય. આ સર્વ શિલાલેખો અને સિક્કાઓનો ઉકેલ જ્યાંસુધી વર્તમાનકાળે જણાયો છે ત્યાંસુધી કોઈમાં પણ અંધ્ર કે તેને લગતું અ.ધ્ર, આંધ્રભૃત્યાઃ કે આંધ્રપતિ જેવું કોઈ પણ નામ અથવા વિશેષણ જોડવામાં આવ્યું હોય એમ દેખાતું નથી. તેમણે પોતે પોતા માટે તો શત, કે તેને જ મળતાં શાત અને શતવહન કે શાતવાહન[૯] જેવાં તથા સાત કે સાતકરણિ[૧૦] જેવાં જ બિરૂદો લગાડયાં છેઃ જ્યારે ખારવેલ જેવાએ તેમને માત્ર સાતકરણિના[૧૧] નામથી જ સંબોધ્યા છે. મતલબ એ થઈ કે આ વંશનો અંત, જે ઈ. સ.ના ત્રીજા સૈકાની મધ્યમાં આવ્યો ગણાય છે ત્યાંસુધી તો તેમને કોઈએ અંધ્ર દેશના રાજા એટલે અંધ્રપતિ તરીકે અથવા તો અંધ્રભૃત્યાઃ તરીકે વર્ણવ્યા જ નથી દેખાતા. તાત્પર્ય એ થયો કે ઇ. સ. ના ત્રીજા સૈકાથી માંડીને મિ. હુએનત્સાંગ ઈ. સ. ના છઠ્ઠા સૈકાની આદિમાં જ્યારે હિંદના પ્રવાસે આવ્યો, તે બે વચ્ચેના લગભગ ત્રણસો વર્ષના ગાળામાં જ અંધ્રપતિ કે અંધ્રભૃત્યાઃ (આંધ્રપતિ કે આંધ્રભૃત્યાઃ) એ શબ્દનો પ્રયોગ ગમે તે કારણોને લઈને કરવામાં આવ્યો દેખાય છે.

બીજી રીતે વિચારતાં પણ તેમને અંધ્રપતિ તરીકે કહી શકીએ તેમ નથી જઃ અંધ્રપતિ એટલે અંધ્ર દેશનો રાજા; એટલે શબ્દાર્થ પ્રમાણે તો એમજ થયું કે, તે વંશના રાજાના અધિકારમાં સર્વદા અંધ્રદેશ જળવાઈ રહેલો જ હોવો જોઈએ; અને અંધ્રપતિ શબ્દ વાપરનાર વિદ્વાનોની માન્યતા પ્રમાણે અંધ્ર દેશ તો તેને જ કહી શકાય છે કે જે પ્રદેશ કૃષ્ણા અને ગોદાવરી નદીના મુખ વચ્ચેનો દુઆબ બની રહ્યો છે. પરંતુ ઈતિહાસ આપણને શિખવી રહ્યો છે કે તે પ્રદેશઉપર તો, જેમ આ વંશના રાજાઓની સત્તા એ સમયે જામી પડી હતી તેમ તેમના જ જીવનકાળમાં તેજ પ્રાંત ઉપર ચક્રવર્તી ખારવેલ અને ચક્ષ્ણવંશી રૂદ્રદામન આદિની સત્તા પણ જામવા પામી હતી. તેથી અંધ્રપતિ એટલે અંધ્રદેશના અધિપતિ જેવું વ્યાપક અર્થ બતાવતું કોઈ સંબોધન, આ આંધ્રપ્રજાના રાજવીઓ માટે વાપરવું વ્યાજબી ગણી શકાય નહીં, બાકી આંધ્રપ્રજાના રાજવી, એવો ભાવ દર્શાવતું આંધ્રપતિ નામનું બિરૂદ તેમને લગાડવામાં અને તેમના વંશને આંધ્રવંશ કહેવામાં કાંઈજ અયુક્ત ગણી શકાય નહી.

ઉપરમાં જે આપણે જણાવ્યું કે આ વંશના રાજાઓની રાજ્યહકુમતમાં અંધ્રદેશ સર્વદા રહ્યો નથી, તે માટે તેમને સર્વદા અને સર્વથા અંધ્રપતિ કહી શકાય તેમ નથીઃ તેવી જ રીતે તે પરિસ્થિતિમાં રહેનાર એટલે કે અંધ્રદેશ ઉપર આધિપત્ય ભોગવનાર રાજા ખારવેલને કે ચક્ષ્ણવંશી રૂદ્રદામનને અથવા તો તે કાળ પછી જે અન્ય રાજવંશીઓ તે મુલકના સ્વામી બની બેઠા હતા તેમને કોઇને અંધ્રપતિ તરીકે, અથવા તેને જ લગતું નામ જોડી બતાવીને ઇતિહાસકારોએ પણ સંબોધ્યા નથી જ. એટલે સ્પષ્ટ થાય છે કે અંધ્રદેશને અને આંધ્રપ્રજાને અસલના

---

(૯) આને લગતી વિશેષ હકીકત તે શબ્દોની વિચારણા કરતી વખત જણાવાશે; ત્યાંથી જોઇ લેવી.

(૧૦) ઉપરની ટીકા નં. ૯ જુઓ.

(૧૧) જુઓ પુ. ૪ પૃ. ૨૭૭માં હાથીગુફા લેખની સર્વ પંક્તિઓનું અવતરણ; ખાસ કરીને પંક્તિ પાંચમી.

સમયે પ્રાચીન ઇતિહાસકારોની માન્યતા પ્રમાણે કોઇ પણ મતલબનો, કાર્યકરણનો–સંબંધ નહોતો જ; પરંતુ પાછળથી જ આ બન્ને નામોને અરસપરસ ભેળવી નાખવામાં આવ્યા દેખાય છે. વિશેષમાં કે, અંગ્રેજી ઇતિહાસકારોએ ભલે બન્ને શબ્દોને યથાર્થ સ્વરૂપમાં સમજીને જ ઉપયોગ કર્યો હશે, પરંતુ તેના વાચકોને આ શબ્દના ગૂઢ રહસ્યની કે તેમાં રહેલ તારતમ્યની બરાબર સમજ રહી નહીં હોય એટલે એકની જગ્યાએ બીજો શબ્દ લખવામાં તથા વાચવામાં (ઉચ્ચાર કરતાં) વાપર્યે ગયા હોય એમ પણ બનવાજોગ છે.

અંધ્રદેશ અને આંધ્રપ્રજાને કાંઈ સંબંધ ન હોવાનું અત્યાર સુધી તો રાજકીય દૃષ્ટિએ જ એટલે કે રાજ્યાધિકારનાં સૂત્ર ગ્રહણ કર્યાની અપેક્ષાએ જ આપણે સાબિત કરી ગયા છીએ, પરંતુ મિ. રેપ્સન સાહેબે ઉઠાવેલ પ્રશ્નનો, તે પ્રજાના ઉત્પત્તિ સ્થાન તરીકેનો છે. એટલે તેમનું કહેવું એમ છે કે અંધ્ર દેશમાં જે પ્રજાનું સંસ્થાન હોય તેને આંધ્ર કહેવાય. આ માન્યતા સંસ્થાનની ઉત્પત્તિસ્થાન તરીકેની બરાબર છે કે કેમ તે હવે તપાસીએ.

અંધ્રદેશને લગતી વિશેષ હકીકત તો હવે પછી આવવાની છે. અત્રે માત્ર આપણા ખપજોગું જ વિવેચન કરીશું. ડૉ. રેપ્સને આંધ્રપ્રજાની ઉત્પત્તિ તરીકે જો કે કૃષ્ણા અને ગોદાવરી નદીના મુખ વચ્ચેનો પ્રદેશ, ઐતેરીય બ્રાહ્મણ ગ્રંથના આધારે અનુમાન કરીને જણાવ્યો છે પરંતુ તેમના મત સાથે અન્ય વિદ્વાનો સંમત થતા હોય એમ જણાતું નથી. ડૉ. વી. એસ. સુખથંકર નામના વિદ્વાન જણાવે છે કે[૧૨] "Their orignal home was in Bellary district=તેમનું મૂળ વતન બેલારી જીલ્લામાં હતું." આ અભિપ્રાયને મળતો જ મત એનેલીસીઝ ઑફ ધી ભાંડારકર ઇન્સ્ટીટ્યુટ પુ. ૧. પૃ. ૨૨ ને આગળ (Analysis of the Bhandarker's Institute, vol. I, pp. 22 and seq.)માં કહેવાતા આંધ્રવંશી રાજાઓના ઉત્પત્તિ સ્થાન વિશે–On the home of the so-called Andhra kings નામના લેખમાં દર્શાવાયલ છે, જ્યારે અન્ય સ્થળે[૧૩] જણાવેલ છે કે, "Their original home was not Andhra desa. They did not hail from the east—In the version of the origin of the dynasty given in Kathasarit-sagar, the founder of the dynasty is said to have been born at Paithan; even the language of their inscriptions is some kind of proto-Maharastri with no affinity with the Telugu, the language of the Andhras–તેમનું મૂળ વતન અંધ્રદેશ નહોતો જ. તેઓ પૂર્વમાંથી ઉતરી આવ્યા નથી[૧૪]. કથાસરિત સાગર નામે ગ્રંથમાં આ વંશની ઉત્પતિ વિષે જે આખ્યાયિકા ઉતારી છે તેમાં આ વંશના સ્થાપકનો જન્મ પૈઠણમાં થયો હોવાનું જણાવ્યું છે. ઉપરાંત તેમના શિલાલેખોની ભાષા પણ કેટલેક દરજ્જે મહારાષ્ટ્રીયના નમુનારૂપ છે તેમજ આંધ્રપ્રજાની ભાષા ને તેલુગુ ગણાય છે તેની સાથે કાંઈ જ સંબંધ વિનાની દેખાય છે. આટલું જણાવીને પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી દે છે કે "These facts fully justify the conclusion that Satavahans were not Andhras=આવા પુરાવાથી સંપૂર્ણ રીતે ન્યાયપુરઃસર ઠરે છે કે, શાતવાહન (નામના રાજાઓ) આંધ્ર પ્રજામાંના નહોતા જ[૧૫]". આટલો લાંબો ઉતારો તે લેખક મહાશયે શાતવાહન રાજાને આશ્રયીને લખ્યો દેખાય છે એમ તેમના જ શબ્દોથી સ્પષ્ટ થઈ જાય છે. એટલે દેખીતું છે કે તેમનો અભિપ્રાય આંધ્રપ્રજાના વતનને અંગે જે સ્થિતિ પ્રવર્તતી હોય

(૧૨) જુઓ કે. હિ. ઇં. પૃ. ૫૯૮.

(૧૩) જ. બૉ. બ્રૅં. રૉ. એ. સો. ૧૯૨૭, પૃ. ૪૫ અને આગળ.

(૧૪) મજકુર પુસ્તક પૃ. ૪૯.

(૧૫) સરખાવો પૃ. ૯ થી આગળનું લખાણ અને તેની ટીકાઓ.

તેને અનુલક્ષીને સર્વાંશે ઉચ્ચારાયો છે એમ તો ન જ કહી શકાય. પરંતુ આંધ્રપ્રજા અને શાતવાહન—શતવહન એક જ છે—અથવા બહુ તો પ્રથમ સ્થિતિ પ્રજાના અંશ તરીકે લખાઈ છે એમ જ્યારે આપણે "શતવહન" શબ્દના વિવેચન કરતી વખતે સાબિત કરી બતાવીશું ત્યારે માનવું પડશે કે તેમનો અભિપ્રાય વાસ્તવિક છે. કહેવાની મતલબ એ છે કે, તેમના મત પ્રમાણે આંધ્રપ્રજાના ઉત્પતિસ્થાન તરીકે અંધ્રદેશને ગણી નહીં શકાય.

આ પ્રમાણે આંધ્રપ્રજાના રાજાઓની રાજકારણમાં મંળેલી સત્તાપ્રાપ્તિની દૃષ્ટિએ, તેમજ તેમના ઉત્પતિસ્થાનની દૃષ્ટિએ, એમ બંને રીતે તપાસી જોતાં હવે સાબિત થઇ ગયું કે, અંધ્રદેશને અને આંધ્રપ્રજાને કોઇ જાતનો સંબંધ નથી જ. આગળના ત્રીજા પરિચ્છેદે પણ આ જ હકીકત વિસ્તારપૂર્વક સમજાવવામાં આવી છે. ભૂલવું જોઈતું નથી કે આ પ્રમાણેનો નિર્ણય જે આપણે દોરી બતાવ્યો છે, તે તો માત્ર બે ત્રણ વિદ્વાનોના મતની બારીક તપાસ કર્યા બાદ અને તે પણ તેમણે માની લીધેલા ઉત્પત્તિસ્થાનના સ્થળની વિચારણા બાદ કરી બતાવેલ છે પરન્તુ અમારા મતે તો આંધ્રપ્રજાનું ઉત્પતિસ્થાન જ અંધ્રદેશને બદલે કયાંય અન્ય ભૂમિમાં[૧૬] છૂપાયલું પડયું છે. તો આંધ્રપ્રજાને અને અંધ્રદેશને પણ કોઇ પ્રકારનો સંબંધ હોઇ ન શકે એમ વળી ઓર વિશેષ અંશે પુરવાર થઇ જતું દેખાશે.

## (૨) અંધ્ર

ઉપરમાં આંધ્ર શબ્દવિષેનું વિવેચન કરતાં, બે એક વિદ્વાનોનાં કથનના આધારે એમ જણાવી ગયા છીએ કે, અંધ્ર તે દેશવાચક શબ્દ છે અને તે દેશનું સ્થાન કૃષ્ણા અને ગોદાવરી નદીના મુખ વચ્ચેના ડેલ્ટાવાળો પ્રદેશ ગણાતું હતું. તેના અનુસંધાનમાં જે કાંઇ વિશેષ જાણવામાં આવ્યું છે તે હવે રજુ કરીશું.

અંધ્રદેશની માહિતી આપતાં ડૉ. ડી. આર. ભાંડારકર સાહેબ લખે છે કે[૧૭]–"It must have at the early period comprised Jaipur and part of Vizagapatam district of the Madras Presidency, along with some conterminous districts of Central Provinces; and it is not at all impossible that it may have also included the southern parts of the Nizam's dominions and the Kistna and Godavari districts, corresponding to modern Telingana[૧૮]=મદ્રાસ ઇલાકાના જયપુર અને વિઝાગાપટમ જીલ્લાના થોડા ભાગ ઉપરાંત, તેની સરહદે અડોઅડ આવેલ મધ્ય પ્રાંતના કેટલાક જીલ્લાઓનો તેમાં (અંધ્રદેશમાં) પૂર્વ સમયે સમાવેશ થતો હશે; અને એમ બનવું પણ અસંભવિત નથી કે નિઝામી રિયાસતના દક્ષિણ ભાગનો તથા જેને વર્તમાનકાળે તેલંગણ કહેવામાં આવે છે તેવા, કૃષ્ણા અને ગોદાવરી જીલ્લાઓનો પણ તેમાં સમાવેશ કરી દેવાતો હોય." પોતાનો અભિપ્રાય આ પ્રમાણે વ્યક્ત કરતાં તેમણે કોઈ અન્ય પુરાવાનો આધાર લેવા કરતાં, સ્વમંતવ્ય જ રજુ કર્યું હોય, એમ તેમના શબ્દોદ્‌ગારથી સમજાય છે. એટલે તે ઉપર આપણે કાંઈ નુકતેચીની કરવી રહેતી નથી; પરંતુ માલૂમ પડે છે કે રાજા શ્રીમુખ, જેને આ આંધ્રવંશનો સ્થાપક ગણવામાં આવે છે, તેના રાજ્યવિસ્તારની પરિસીમા ઉપર, પોતાની નજર ફેરવીને જ તેમણે ઉપર પ્રમાણે અંધ્રદેશની સરહદનું નિર્માણ કર્યું દેખાય છે. જ્યારે રાજા ખારવેલના હાથીગુફાના લેખવર્ણન ઉપરથી આપણને ભાળ થાય છે કે, તે સમયના અરસામાં જ મજકુર રાજા શ્રીમુખની ઉત્પત્તિ થઈ હતી અને તેમના કથન પ્રમાણે જ, જો વસ્તુસ્થિતિ હોય તો તે સર્વ પ્રદેશ આંધ્રપ્રજાની રાજહકુમતમાં જ ગણવો રહે; પરંતુ તે જ શિલાલેખના અધ્યયન ઉપરથી તો

(૧૬) જુઓ પુ. ૧, નંદ બીજાનું અને નવમાનું જીવનવૃત્તાંત.

(૧૭) જુઓ ભાં. અ. પૃ. ૩૪.

(૧૮) જ. ઓ. બેં. રો. એ. સો. ૧૯૨૭ પૃ. ૪૫.

એમ ખુલ્લે છે કે, તેમાંનો ઘણોખરો ભાગ કયારનોએ રાજા ખારવેલના અધિકારમાં આવી પડયો હતો. એટલે એવા અનુમાન ઉપર આવવું રહે છે કે, અંધ્રદેશની તેમણે દોરી બતાવેલ હદ બરાબર નથી. અને તે અનુમાનને જો વિશેષ લંબાવીએ તો, એમ પણ કદાચ સાર કાઢી શકાય કે, આંધ્રપ્રજાનું ઉત્પત્તિસ્થાન પણ તે પ્રદેશમાં નહીં આવતું હોય. આતો ઉત્પત્તિ થયાની નજરે આપણે તપાસ કરી છે, છતાં જો તેવા પ્રદેશ (અંધ્રપ્રદેશ) ઉપર તેમણે હકુમત ચલાવી હોવાની દષ્ટિએ વિચાર કરાતો હોય, તો પણ તે મુદ્દો વ્યાજબી ઠરાવી શકાય તેમ નથી. આ વિશે એક વિદ્વાને જણાવ્યું છે કે[૧૯] "The mere mention of certain kings in the Puranas as Andhras and their identity with the names of the Satavahan kings as given in their epigraphic records cannot justify an inference that the Satavahanas were originally rulers of the Andhara Desha—પુરાણોમાં કેટલાક રાજાઓનો કેવળ ઉલ્લેખ આંધ્ર તરીકે કરાયો હોવાથી, તેમજ લેખોમાં તેમને શતવાહન રાજા તરીકે ઓળખાવ્યા હોવાથી એવું અનુમાન ન્યાયપૂર્વક ન જ કહી શકાય કે શતવહનો મૂળે અંધ્રદેશ ઉપર રાજસત્તાધારી હતા.

એક વખત અમારી પોતાની માન્યતા પણ એવી બંધાઈ હતી કે મહાભારતમાં જેને દંડકારણ્ય કહેવામાં આવ્યું છે, તે અરણ્યનો પ્રદેશ જ આ આંધ્રપ્રજાની ઉત્પત્તિ સ્થાનવાળા અંધ્રપ્રદેશનો અમુક ભાગ હશે અને તે માન્યતાના આધારે તેની ચતુઃસીમા નીચે પ્રમાણે કલ્પી હતી. ઉત્તરે સાતપુડા પર્વત, દક્ષિણે તુંગભદ્રા નદી, પશ્ચિમે સહ્યાદ્રિવાળા ઘાટ-પર્વતો અને પૂર્વમાં એક સિધ્ધિ લીટી કે જેનો ઉત્તર છેડો હૈદ્રાબાદના ચંદાશહેરથી આરંભી દક્ષિણે કડપ્પાશહેર સુધી લંબાવી શકાય. એટલે કે વિદ્વાનોએ કૃષ્ણા અને ગોદાવરીના મુખ વચ્ચેના દુઆબને તે પ્રદેશ બતાવ્યો છે તેની પણ પૂર્વથી આરંભીને, પશ્ચિમ ઘાટ વચ્ચેના સઘળા વિસ્તારનો તેમાં સમાવેશ થતો કલ્પ્યો હતો; કેમકે આ અરણ્યમય પ્રદેશમાં ખીચોખીચ વૃક્ષો તથા વનરાજી આવી રહેલ હોવાથી તેમાં સૂર્યનાં કિરણોનો ભાગ્યે જ પ્રવેશ થઈ શકતો હતો. તેથી દિવસે પણ, આખા અરણ્યમાં અંધકારનું જ દર્શન થયા કરતું હતું; એટલે તેની ભૂમિને અંધદેશ કહેવામાં કાંઇ વાંધા જેવું નજ લેખાય અને પછી જેમ અનેક દષ્ટાંતમાં બનતું આવ્યું છે તેમ, આ અંધ શબ્દમાં કાળક્રમે પરિવર્તન થતાં અંધ્ર શબ્દ થવા પામ્યો હોય. પણ વિશેષ અભ્યાસથી જ્યારે જાણવામાં આવ્યું કે, અંધ્રદેશને અને આંધ્રપ્રજાને ઉત્પત્તિના સ્થાન પરત્વે કાંઈ સંબંધ જ નથી, તેમજ મહાભારતના સમયે અંધ્રદેશ જેવો શબ્દ જ અસ્તિત્વમાં નહોતો, ત્યારે તે કલ્પેલી માન્યતાનો ત્યાગ કરવો પડયો હતો.

ડૉ. બુલ્હર નામના વિદ્વાનનું મંતવ્ય એક ઠેકાણે[૨૦] રજુ થયું છે તેમાં નીચે પ્રમાણે શબ્દો છેઃ— "The place—names in Ganjam and Vigianagaram districts are to be regarded as Andhra colonies of East Deccan=ગંજામ અને વિજયાનગર જીલ્લાના કેટલાંક સ્થાનોનાં નામો ( એવાં છે કે જેમ ) ને આંધ્રપ્રજાનાં પૂર્વ દક્ષિણમાંના વસાહત સ્થાનો ગણી શકાય." મતલબ કે તેમનું મંતવ્ય ઉપર ટાંકેલ, ડૉ. ભાંડારકર સાહેબના કથન સાથે થોડેક અંશે સામ્ય ધરાવતું દેખાય છે.

વળી ( મો. વિલિયમ્સ કૃત ) સંસ્કૃત-ઈંગ્રેજી શબ્દકોષમાં અંધ્ર શબ્દની વ્યાખ્યા[૨૧] કરતાં નિર્દેશે

---

(૧૯) આ આખું વાકય આગળ ઉપર આવવાનું છે ત્યાં તેનો આધાર જણાવ્યો છે.

(૨૦) આ વાકય ઉપર અમારા વિચારો આગળ ઉપર દર્શાવવાના છે (જુઓ "આંધ્રપ્રજાની ઉત્પત્તિ વિશે "વાળો પારિગ્રાફ ).

(૨૧) જુઓ. પુ. ૪, પૃ. ૧૯ (તેમાં ગુ × વ × સો.ના બુદ્ધિપ્રકાશ ૧૯૨૮, પુ. ૭૬ પૃ. ૯૮નો ઉતારો આપ્યો છે તે અવતરણના શબ્દો આ પ્રમાણે છે. "કલિંગપતિ શાતની ભૂમિનો ભૂખ્યો, તે શાતોમાં ઉત્તમ રાજા") વળી જુઓ જ. આં. હિ. રી. સો. પુ. ૨, ભાગ ૧ પૃ. ૫-૬.

છે કે "The name of people (probably modern Telangana); name of dynasty; a man of law caste (The offspring of a Vaideha father & Karwar mother, who lives by killing game)=(૧) પ્રજાનું નામ છે (ઘણું કરીને વર્તમાન તેલંગણ); (૨) એક વંશનું નામ છે; (૩) શૂદ્રજાતિની એક વ્યક્તિ (જેનો પિતા વિદેહદેશનો વતની છે અને મા કારવાર પ્રદેશની) છે કે જે શિકાર કરીને નિર્વાહ ચલાવે છે)" (અથવા જેને આપણે પારધિ અથવા વાઘરી કહીને ઓળખીએ છીએ તે પ્રકારની પ્રજા)=મતલબ કે અંધ્ર શબ્દને તેમાં પ્રજા, વ્યક્તિ કે વંશદર્શક દર્શાવેલ છે, નહીં કે સ્થાનદર્શક; પરન્તુ જ્યારે "વર્તમાન તૈલંગણ" એવા શબ્દથી સ્પષ્ટીકરણ કર્યું છે અને તૈલંગણ શબ્દ તો પ્રદેશવાસી છે ત્યારે ભ્રમણા ઉત્પન્ન થાય છે કે, અંધ્રને તેમણે દેશવાચક તો નહીં ધાર્યો હોય! પણ ખુલાસો કરી શકાય કે, તેલંગણ દેશમાં વસતા લોકો (People) ને અંધ્ર કહેવામાં આવે છે, તેવી તેમની કહેવાની મતલબ પણ હોય. ગમે તે અર્થમાં લ્યો, છતાં તેમના કહેવાનો આશય સમજી જવાય તેમ છે જ.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન વિદ્વાનોનાં મતદર્શન કર્યાં. તે ઉપરથી એમ સહજ તરી આવે છે કે, તેઓ સર્વ અરસપરસ સહમત થતા નથી. એટલે તેમના કથન ઉપરથી અંધ્રદેશનું સ્થાન નિશ્ચયપૂર્વક ઠરાવી શકીએ તે સ્થિતિએ આપણે હજુ પહોંચ્યા છીએ, એમ કહી શકાય તેમ નથી. તેમજ અંધ્રપ્રજાના વિવરણ કરતી વખતે જોઇ ગયા છીએ કે તેમની ઉત્પત્તિના સ્થાનવિશે પણ હજુ આપણે અનિશ્ચિત દશામાં જ છીએ. આ પ્રકારના સંજોગોમાં, "અંધ્ર" અને "આંધ્ર" બન્ને શબ્દોને, અન્ય શબ્દયુગ્મોની પેઠે સાથે ન જોડતાં, છૂટા પાડીને જ દર્શાવવાની અમને જરૂર દેખાઇ છે અને તે વ્યાજબી જ છે એમ હવે વાચક વર્ગને સ્પષ્ટપણે સમજાશે.

### (૩) શાત અને શત

'શત' સંસ્કૃત શબ્દ છે; તેનો અર્થ સો=One hundred થાય છે. અને વ્યાકરણના નિયમાનુસાર જે પુરૂષ શતવંશનો હોય તે શાત કહેવાય છે, જેમ વિદેહદેશનો પુરૂષ વૈદેહ અને મગધનો માગધ કહેવાય છે તેમ. પુ. ૪ માં ગર્દભીલવંશનું વર્ણન આપતાં આપણે જણાવ્યું છે કે, શકલોકોએ ઉજ્જૈનપતિ રાજા ગંધર્વસેનને હરાવીને ત્યાં સ્વશાસન સ્થાપિત કર્યું હતું. તેમના છેલ્લા રાજાએ શકારિ વિક્રમાદિત્યના હસ્તથી પરાજય પામ્યા બાદ, દક્ષિણના સ્વામી શાત રાજા સાથે યુદ્ધ કર્યું હતું[૨૨]; જેમાં તે શકરાજાનું મૃત્યુ થયું હતું તથા તે બાદ દશ વર્ષે આ શાત રાજા[૨૩] પણ મરણ પામ્યો હતો. આ કથન વરાહસંહિતાના અંતે જોડેલા યુગપુરાણના અધ્યયનમાંથી ઉદ્ધરાયું છે. તે ઉપરથી સાબિત થાય છે કે તે સમયે, એટલે ઇ. સ. પૂ. ૫૭ માં જે રાજાઓ દક્ષિણપતિ હતા તેમને શાત કહીને બોલાવાતા હતા અને ઉપરમાં તે શબ્દની જે વ્યાખ્યા આપી બતાવી છે તે ઉપરથી સમજાય છે કે આ વંશને (શાતવંશી રાજાઓને) સો વર્ષના આંક સાથે કાંઇક સંબંધ છે છે ને છે જ. આ પ્રમાણે એક હકીકત થઈ.

બીજી બાજુ કલિંગપતિ રાજા ખારવેલના હાથીગુફાના લેખમાં જણાવાયું છે કે તેણે પોતાના રાજ્યારોહણ પછી બીજેજ વર્ષે (તેનો રાજ્યાભિષેક મ. સ. ૯૮માં થયાનું પુરવાર કર્યું છે[૨૩] એટલે તે હિસાબે ૯૮+૨=મ. સં. ૧૦૦ માં આ બનાવ બન્યો કહી શકાશે), શ્રીમુખ શાતકરણિ ઉપર એકદમ ચડાઇ કરીને મુશિકનગર સુધી પાછો હઠાવી દીધો હતો. કહેવાનો આશય એ છે કે, શ્રીમુખ શાતકરણિએ તાજેતરમાં જ પોતાની સ્વતંત્રતા જાહેર કરીને રાજનગરની સ્થાપના માટે તથા રાજ્યનું કાંઇક સીમાબંધન કરવા માટે, ખારવેલના રાજપ્રદેશ ઉપર આક્રમણ લઇ જવા

(૨૨) પુ. ૪, પૃ. ૨૦ ટીકા નં. ૨૨ અને ૨૪.

(૨૩) જુઓ પુ. ૪માં રાજા ખારવેલનું જીવનવૃત્તાંત, પૃ. ૨૭૧; તથા તેજ પુસ્તકે પૃ. ૩૭૮ ઉપરની સમયાવળીમાં ઈ. સ. પૂ. ૪૨૯ = મ. સં. ૯૮વાળા બનાવોનું નિરૂપણ.

માંડયું હતું, જેથી રાજા ખારવેલે તે શાતકરણિની કાંઈ પણ પરવા કર્યા વિના[24] કે ખુલાસો પૂછવામાં અને સંદેશા ચલાવવામાં સમયની બરબાદી કર્યા વિના, તેને દાબી દેવા માટે તાબડતોબ પ્રતિકારરૂપે હુમલો કર્યો હતો. આ ઉપરથી સમજાશે કે શ્રીમુખે પોતાનો વંશ મ. સં. ૧૦૦=ઈ.સ. પૂ. ૪૨૭ માં સ્થાપીને[25] સ્વતંત્રતા જાહેર કરી હતી. આ પ્રમાણે બીજી સ્થિતિ છે.

ઉપરની બંને સ્થિતિનું એકીકરણ કરતાં સમજાશે કે પુરાણકારોએ તે વંશનું નામ જે શત, અથવા તો શાત ( સો ના આંક સંખ્યા સાથે સંબંધવાળું ) પાડયું છે તથા તે વંશના રાજાઓને શાત ( સો ના વર્ષમાં સ્થાપિત થયેલ વંશના ) નામથી વર્ણવ્યા છે તે વાસ્તવિક છે. તથા તે શબ્દનો મર્મ પણ ઉપર પ્રમાણે સમજવો રહે છે.

આ 'શત' શબ્દની સાથે 'વહન' શબ્દ જોડવાથી શતવહન થાય છે અને શાતની સાથે વહન જોડતાં શાતવહન થાય છે. તેમાં વહન એટલે વહેતું થયેલ, ગતિમાં આવેલ, અસ્તિત્વમાં આવેલ, એવો અર્થ થાય છે. પરિણામે જેવો ભાવાર્થ શત અને શાત શબ્દનો થાય છે, તેવો જ અને તેને અનુરૂપ અર્થ શતવહન તથા શાતવાહનનો પણ થાય છે. જેથી હાલ તુરત તે શબ્દનો વિશેષ અધિકાર અત્ર ન લખતાં, તે તે શબ્દના નિરૂપણ કરવાના સ્થળે કરીશું. અને ત્યાં દર્શાવવામાં આવતી સર્વ હકીકત, આ શત તથા શાત શબ્દને પણ લાગુ પડે છે, એમ વાચક મહાશયે સમજી લેવા વિનંતિ છે.

### (૪) શાતવહન અને શતવહન
અથવા
### શાતવાહન અને શતવાહન

પૃ. ૬માં જણાવ્યું છે કે, શાતવહન અને આંધ્ર એક બીજાના અંશ રૂપે છે તેમજ ઉપરમાં શત અને શાતનું વિવરણ કરતાં જણાવ્યું છે કે, તે બન્ને એક જ રૂપમાં ગણી શકાય તેમ છે અને તેનું વિવેચન શાતવહન શબ્દે કરવામાં આવશે. તદનુસાર અત્ર તે શબ્દનું–શબ્દયુગ્મનું–સ્પષ્ટીકરણ કરીશું.

વહન એટલે વહેતું,=flowing, running or beginning to run એવો અર્થ થાય છે, તે ઉપરથી શતવહનના આખા શબ્દનો અર્થ "that one (family or dynasty) whose running has been in the year of 100; or the family which has begun to run from the 100th year=એવી વસ્તુ (કુટુંબ, વંશ) કે જેના વહનની આદિ 'સો'મા વર્ષથી થઈ છે, એટલે કે જે વંશની શરૂઆત સો મા[26] વર્ષથી થઈ છે એવો થયો કહેવાય. અને તે યથાયોગ્ય લાગે છે; જેથી સાર એ થાય છે કે, 'વહન' શબ્દને સ્થાને (પછી શતવહન હોય કે શતવહનો હોય તો તે તો એક જ શબ્દ છે. પહેલું એકવચન છે, બીજું બહુવચન છે) કેટલેક ઠેકાણે જે 'વાહન' શબ્દ જોડાયલો નજરે પડે

(૨૪) કે. હિ. ઇ. પૃ. ૬૦૦–Kharvel in the 2nd year of his reign sent a large army to the west, disregarding Sata–karni and in his fourth year humbled the Rashtrikas=શાતકરણીની પરવા કર્યા વિના રાજા ખારવેલે પોતાના રાજ્યના બીજા વર્ષે પશ્ચિમ તરફ મોટું સૈન્ય મોકલ્યું, અને ચોથા વર્ષે રાષ્ટ્રિકોને પરાજીત કરીને નમાવ્યા.

(૨૫) જ. બોં. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૮, પૃ. ૨૩૯ અને આગળ. (આ લેખ ઉપરથી ફલિત થાય છે કે, નવમા નંદના સમય પૂર્વે શાતવહન કુટુંબ, પૈઠણમાં રાજઅમલ કરતું હતું. નવમા નંદનો સમય મ. સં. ૧૧૨થી ૧૫૫=૪૩ વર્ષનો પુરવાર થયો છે એટલે સાર એ થયો કે શાતવહન-વંશી રાજાઓ ૧૧૨ની પૂર્વે સત્તા ઉપર આવી ગયા હતા.)

(૨૬) આ એકસોમું વર્ષ કયા સંવત્સરનું હતું તે વળી બીજો પ્રશ્ન છે, તેનું વિશેષ વિવેચન, આ આંધ્રવંશી રાજાઓના ધર્મવિરોની ચર્ચા આવશે ત્યારે કરવામાં આવશે. અત્ર એટલું જણાવી દઈએ કે તેને લગતા ઇસારા પુ. ૧માં સમયાવળી પૃ. ૪૦૧ ઉપર, ઈ. સ. પૂર્વે ૪૨૭ શ્રીમુખે આંધ્રદેશ સ્થાપ્યો તેની પૃષ્ઠ સંખ્યા જણાવી છે તેમાં આપ્યાં છે. તેવી જ રીતે પુ. ૪માં પૃ. ૩૭૮ ઉપરની ઇ. સ. પૂ. ૪૨૭ની સાલમાં નિર્દિષ્ટ કરેલાં પૃષ્ઠો ઉપર તથા પુ. ૨-૩માં છુટુંછવાયું પ્રસંગોપાત જણાવાયું છે.

છે, તેમાં લહિયાનો અથવા લેખકનો હસ્તદોષ જ સંભવે છે. બાકી ઈંગ્રેજી લખાણમાં Satavahan લખ્યું હોય તેનો ઉચ્ચાર તો શતવહન પણ કરાય છે. તેમજ શાતવાહન અને શતવાહન પણ કરી શકાય છે. એટલે તેમાં તો એક સરખું જ છે. અલબત્ત એટલે દરજ્જે તે અશુદ્ધ જ કહી શકાય કે, મૂળ શબ્દ ઉપર બારીક ધ્યાન આપ્યા સિવાય ગમે તેવી રીતે ઉચ્ચારવાના રૂપમાં લખ્યે જવાયું છે. કહેવાની મતલબ એ થઈ કે, જેમ 'અંધ્ર' અને 'આંધ્ર' શબ્દનું અરસપરસ સ્થાન અર્વાચીન પુસ્તકોમાં દેવાઈ જાય છે તેવી જ રીતે આ 'વહન' અને 'વાહન' શબ્દનું સ્થાન[૨૭]પણ અપાઈ જાય છે.

વાહનનો અર્થ તો જમીન ઉપર આવવા જવા માટે વપરાતું સાધન; ગાડી, ગાડું—Vehicles, Conveyances ઈત્યાદિ રૂપે થાય છે અને તેને 'શત' જોડવાથી એવો જ ફલિતાર્થ થાશે કે, one who has 100 conveyances can be styled a Satavahan=જેની પાસે સો જેટલી સંખ્યામાં વાહન હોય તેને શતવાહન કહેવાય. અને આ પ્રમાણે જ અર્થ કરવો જોઈએ એવો આશય જો લેખક ધરાવતો હોય તો કહેવું પડશે કે, તેમણે શતવાહનવંશી રાજાઓની સામાજીક તેમજ આર્થિક સ્થિતિનો બહુ જ હલકો વિચાર બાંધ્યો છે અથવા તો તેવી સ્થિતિની રજુઆત કરીને વાચકના મન ઉપર ઉત્તમ અસરને બદલે તદ્દન ઉલટી જ અસર નીપજાવી છે; કેમકે વર્તમાનકાળે પણ ઉચ્ચ કોટિના એક રાજવીને ત્યાં, સો વાહન જેટલી સમૃદ્ધિ સામાન્ય રીતે તો હોય છે જ; જ્યારે તે વખતના મોટા મોટા શાહસોદાગરો કે જેઓ અત્યારના રાજવી કરતાં અનેક રીતે વિશેષ શ્રીમાન હતા, તેમને[૨૮] ત્યાં પણ તેવી સમૃદ્ધિ કેટલાય ગુણી વિપુલપણામાં હોઈ શકે તે સહજ કલ્પનામાં ઉતરે તેમ છે, ત્યારે તેની સરખામણીમાં એક મહારાજ્યના સમ્રાટની તો વાત જ શી? આ પ્રમાણે બધી પરિસ્થિતિ નિહાળતાં 'વાહનને' બદલે 'વહન' શબ્દ જ સાચો હોય એમ ઠરે છે અને "સો ની[૨૯] સાલમાં સ્થાપિત થયેલ" વંશ એ અર્થ સૂચવવા જ 'શતવહન' શબ્દ વપરાયો છે એમ દેખાય છે. જ્યારે ડૉ. રેપ્સન એવો મત ધરાવે છે કે,[૩૦] "Satavahan is the term being the name of the clan to which the ruling family belonged=શતવહન શબ્દ તે જાતિવાચક નામ છે. જેમાં તે વંશના રાજકર્તાઓ થયા છે" મતલબ કે, તેમના મંતવ્ય પ્રમાણે શતવહન તે જાતિનું નામ છે.

એક ઠેકાણે[૩૧] 'શતયાન' શબ્દ પણ વપરાયો માલુમ પડે છે. તેમાં યાન શબ્દનો ધાતુ "યા" છે અને તેનો અર્થ to go=જવું, એવો થાય છે. એટલે યાનનો અર્થ ગતિસૂચક થયો કહેવાય. અને 'વહન'નો અર્થ પણ તેવો જ છે એટલે 'શતયાન'નો અર્થ પણ 'શતવહન' જેવો જ થયો ગણાય.

ઉપર પ્રમાણે શતવહન શબ્દનો અર્થ તેમાં આવેલા અંશોની વ્યુત્પત્ત્યાનુસાર આપણે ગોઠવ્યો કહેવાશે. પરંતુ તે વંશના રાજાઓએ પોતે જ પોતાના શિલાલેખોમાં કયો શબ્દ વાપર્યો છે તથા તે વિશે અન્ય લેખકો શું વિચારો ધરાવે છે તે પણ આપણે તપાસવું જોઈએ.

(૧) એક લેખક[૩૨] જણાવે છે કે, Thus the first name given in the Puranas, viz. Simuka or Sisuka is named in an early inscription as Simukha Satavāhano=આ પ્રમાણે પુરાણોમાં જેનું પ્રથમ

(૨૭) આ વહન, અને વાહન શબ્દ ઉપર કોઈ ભાષાશાસ્ત્રી વિશેષ પ્રકાશ પાડે એવી વિનંતિ છે.

(૨૮) પુ. ૧, પૃ. ૨૪૩ ઉપર ટાંકેલું ગોપાળશેઠજીનું કથાનક વાંચો.

(૨૯) 'શાતકરણિ' શબ્દના અર્થમાં પણ આ પ્રમાણે ગોટાળો થયેલ છે તે આગળ ઉપર સમજાવવામાં આવશે.

(૩૦) જુઓ કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૫નું ટીપ્પણ નં. ૧.

(૩૧) જુઓ જ. બો. બ્રાં. રો. એ. સો. પુ. ૯, પૃ. ૧૪૯ ઉપર કાલિકાચાર્યની કથા વર્ણવી છે તે પ્રસંગનું વર્ણન.

(૩૨) જ. આં. હિ. રિ. સો. પુ. ૨. ભાગ ૧, પૃ. ૬૧ અને આગળ.

નામ (પ્રથમ રાજા તરીકેનું નામ) શિમુક અથવા શિશુક આપ્યું છે તેને એક જુના શિલાલેખમાં શિમુખ શાતવાહનો[૩૩] તરીકે સંબોધ્યો છે.

(૨) ગૌતમિપુત્ર શાતકરણિની મા એવી, રાણીશ્રી બળશ્રીએ નાસિકનો શિલાલેખ, જે પોતાના પુત્રની યશગાથાને અમર કરાવતો કોતરાવ્યો છે, તેમાં તેણીએ શબ્દો વાપર્યા છે કે Restored the glory of Satavahanas=શતવહન રાજાઓની કીર્તિ ફરીને ઉજ્જવળ બનાવી (જેવી હતી તેવી કરી દીધી).

(૩) વળી બીજા એક વિદ્વાને[૩૪] પોતાના વિચારો નીચેના શબ્દોમાં જણાવ્યા છે–ખારવેલ કલિંગાધિપતિના સમયમાં મહારાજા શાતકર્ણિ પશ્ચિમમાં હતો. શિલાલેખોમાં એમના વંશનું નામ શાતવાહન છે. જેને પ્રાકૃત અને સંસ્કૃત ગ્રન્થોમાં શાલવાહન કહેવામાં આવે છે. શાતવાહનનો પ્રથમ શિલાલેખ ઈ. સ. પૂ. ૨૦૦ વર્ષના અક્ષરોમાં લખાયલા નાનાઘાટ (નાસિક પ્રદેશમાં) મળી આવ્યો છે. આ વિચારદર્શનમાં બીજી ત્રૂટિઓ સાથે આપણે સંબંધ નથી એટલે તે વિશે મૌન સેવીએ. અત્ર તો એટલું જ જણાવવાનું રહે છે કે, આ વંશને માટે શતવહન કે શાતવાહન તેમાંથી કયો શબ્દ વપરાયો છે.

(૪) વળી અન્યત્ર[૩૫] એમ લખેલું નીકળે છે કે, Satavahan was afterwards installed as king and Pratishthanpur became a rich city—(p. 138). The Sātavāhan mentioned by the Brhatkatha must have been a contemporary with Nanda=પછીથી રાજા તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો અને પ્રતિષ્ઠાનપુર એક માલેતુજાર શહેર બનવા પામ્યું...(પૃ. ૧૩૮). બૃહત્કથામાં જે શાતવાહન રાજાનું નામ લેવાયું છે તે રાજાનંદનો સમકાલીન[૩૬] થયો હશે."

(૫) બીજે એક ઠેકાણે[૩૭] વળી એમ જણાવાયું છે કે, Majority of the inscriptions are found at Nasik; their earliest inscription at Nānāghāt in Western India, their earliest coin in West India; they are referred to all along in the epigraphic records, not as Andhras but as Sātavāhanas=શિલાલેખોનો મોટો ભાગ નાસિકમાંથી મળી આવે છે; તેમનો સૌથી પ્રથમનો શિલાલેખ, પશ્ચિમ હિંદમાં આવેલ નાનાઘાટનો છે અને સૌથી પ્રથમનો સિક્કો (પણ) પશ્ચિમ હિંદનો છે. (આ) સર્વ પ્રકારના લેખોમાં, સર્વત્ર તેમને શાતવાહન તરીકે જ ઓળખાવેલ છે નહીં કે આંધ્ર તરીકે.

(૬) ત્યારે કે. હિ. ઈ. માં પૃ. ૫૩૧ ઉપર તેના લેખક એમ જણાવે છે કે earliest known coins bear the name of a king Sata who is probably to be identified with Satakarni=જુનામાં જુના સિક્કા જે જણાયા છે તે ઉપર તો શાતરાજાનું નામ લખાયલું છે અને

(૩૩) આ વાક્યમાં શિલાલેખના આધારે કહે છે કે, શાતવાહનો શબ્દ છે, જ્યારે કે. હિ. ઈ. પૃ. ૫૯૮માં જણાવાય છે કે, શિલાલેખમાં શતવહન જેવો શબ્દ જ નથી. (આ ઉપરથી એમ લાગે છે કે, કવચિત કોઈ શિલાલેખમાં શતવહન શબ્દ વપરાઈ ગયો હશે જે આ બેમાંથી એક લેખકની દૃષ્ટિ બહાર ચાલ્યું ગયું હશે.)

(૩૪) જુઓ જૈન સાહિત્ય સંશોધક પુ. ૩, ખંડ ૪. પૃ. ૩૭૩.

(૩૫) જ. બો. બ્રૈં. રો. એ. સો. પુ. ૧૦ પૃ. ૧૩૨ (ડૉ. ભાઉદાજીનો લેખ).

(૩૬) આ ઉપરથી સમજાય છે કે રાજાનંદના સમયે (હાલના વિદ્વાનો જે એમ માની રહ્યા છે કે શ્રીમુખ શાતકરણિ—શાતવહન વંશનો સ્થાપક અને મૂળ પુરુષ-તો, શુંગવંશી પુષ્યમિત્રનો સમકાલીન હતો. તેને બદલે) પણ શાતવાહન રાજાઓની હયાતિ હતી એવી માન્યતા ધરાવાતી હતી. (પુ. ૪માં ખારવેલના સમય નિર્ણય ઉપર આવવાને જે બે ડઝન જેટલી દલીલો આપણે આપી છે તથા તે બાદ પ્રસંગોપાત વળી બે ત્રણનો ઉમેરો કર્યો છે તેમાં આ એકનો વળી વિશેષ સમાવેશ કરવો રહે છે.

(૩૭) જ. બો. બ્રૈં. રો. એ. સો. ૧૯૨૭, પૃ. ૪૫.

તેની ઓળખ શાતકરણિ તરીકે વધારે સંભવિત છે.

(૭) મિ. રેપ્સને ઉપર જણાવી ગયા પ્રમાણે એક ઠેકાણે શતવહનને જાતિ તરીકે ઓળખાવી છે, જ્યારે બીજે ઠેકાણે[૩૮] તેમણે જુદો જ વિચાર દર્શાવ્યો દેખાય છે ત્યાં તેમના શબ્દો આ પ્રમાણે છે—"The later members of the Shatavahan dynasty continued to rule over the Eastern Provinces=શતવહન વંશના પાછલા રાજાઓ પૂર્વના પ્રાંતો ઉપર રાજ્ય અમલ ચલાવતા રહ્યા હતા, મતલબ કે આ ઠેકાણે તેમણે શતવહન ને જાતિને બદલે વંશ તરીકે ઓળખાવ્યો છે.

(૮) એક લેખકે[૩૯] વળી એમ અભિપ્રાય દર્શાવ્યો છે કે "Shatavahan became a family name afterwards=વંશનું નામ શતવહન તો પાછળથી પડયું હતું" એટલે તેમનો મત એમ થાય છે કે તે વંશનું નામ પ્રથમ કાંઈક બીજું હતું પરંતુ પાછળથીજ શતવહન જોડવામાં આવ્યું છે.

(૯) ત્યારે મિ. વિન્સેન્ટ સ્મિથ તો સાફ સાફ શબ્દોમાં જણાવી દે છે કે[૪૦] "The Andhra kings all claimed to belong to the Satavahan family and many of them assumed the title or bore the name of Satkarni=સઘળા આંધ્ર રાજાઓ શતવહનવંશી હોવાનો દાવો કરતા અને તેમાંના ઘણાએ શાતકરણિ નામનું બિરૂદ અથવા તો ઉપનામ ધારણ કર્યું હતું. એટલે કે આંધ્રપ્રજાના સઘળા જ રાજાઓને શતવહનવંશના કહેવાય છે, પરન્તુ તે બધા શાતકરણિ નહોતા કહેવાતા, તેમાંનો મોટો ભાગ અલબત્ત શાતકરણિના બિરૂદથી ઓળખાતો હતો ખરો.

(૧૦-૧૧-૧૨)અભિધાનચિંતામણી નામે ગ્રન્થમાં "सातम् दत्तसुखम् वाहनम् यस्य इति=જેને વાહનનું સુખ આપવામાં આવ્યું છે તે સાતવાહન" આ અર્થ પૃ. ૧૩ માં જણાવ્યા પ્રમાણે સામાન્ય રૂપનો દેખાય છે. કલ્પપ્રદીપકાર એવો અર્થ બેસાડે છે કે सनोतेर दानार्थत्वात् लोके सातवाहन इति=સનૂધાતુ "દાન" ના અર્થમાં હોવાથી લોકમાં સાતવાહન એવું નામ પડયું છે! આ પણ સર્વ સામાન્ય અર્થ છે. બેમાંથી એકેના મંતવ્ય પ્રમાણે એવા કોઈ વિશિષ્ટ પ્રસંગને લઈને 'શાતવહન' જેવું નામ લગાડવામાં આવ્યું હોય એમ ખુલતું નથી. કથાસરિત્સાગરના કર્તા જે વિચાર રજુ કરે છે, તે જો કે કાંઈક વિશિષ્ટ છે ખરો, પરન્તુ તેમાં એટલું બધું અર્થગાંભિર્ય નથી દેખાતું કે જેથી તે વંશની વિશિષ્ટતા ઉપર પ્રકાશ ફેંકાય. તેમણે જણાવ્યું છે કે-' शातेन यस्माद्‌ वहोऽभूत् तस्मात् तम शातवाहनम् नाम्ना चकार कालेन राज्ये चैनम् न्यवेशयत्=શાત નામના યક્ષે ઉપાડયો—ઉઠાવ્યો તેથી તેવું 'શાતવાહન' નામ કર્યું અને અમુક સમયે તેને રાજ્ય ઉપર બેસાર્યો.

(૧૩) પ્રબંધચિંતામણિભાષાંતર, અમદાવાદ મુદ્રિત, (૧૯૦૯) પૃ. ૩૭ માં જણાવાયું છે કે, તે (શાલિવાહન) કુંભારને ઘેર રહી માટીના ઘોડા, હાથી, મનુષ્ય વિગેરે તરેહવાર જાતનાં રમકડાં કરવા લાગ્યો, તેથી તેનું નામ શાતવાહન એવું પડયું. એટલે તેમના મત પ્રમાણે તો, રાજા હાલ શાલિવાહન એકલાને જ શાતવાહન કહી શકાય; આ હકીકત પુસ્તકીય છે જ્યારે ઉપરમાં જોઈ ગયા છીએ કે શિલાલેખમાં તો તેના પૂર્વના કેટલાય રાજાને શાતવાહન કહેવામાં આવ્યા છે; અને શિલાલેખી પુરાવો વિશેષ માનનીય કહેવાય.

ઉપરનાં અવતરણો ભલે ભિન્ન ભિન્ન મંતવ્યો રજુ કરતાં દેખાય છે, પરન્તુ તેમાંના મોટા ભાગનો પ્રધાન સુર એમ નીકળતો કહી શકાશે કે આ વંશનું નામ શતવહન અથવા શાતવહન હોવાનું વ્યાજબી છે. પણ વહનને બદલે વાહન શબ્દ જોડવો તે અશુદ્ધ શબ્દપ્રયોગ ગણાય, જેથી 'શતવાહન કે શાતવાહન'નું નામ તે વંશને આપવું તે અનુચિત ગણાશે. એટલે

(૩૮) જુઓ. કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૪૨ પારિગ્રાફ ૫૨-૫૩.

(૩૯) જ. બો. બ્રૅ. રૉ. એ. સો. ન્યુ સીરીઝ પુ. ૩ પૃ. ૫૨.

(૪૦) અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૦૮.

જે એક બે સ્થળે[૪૧] 'વાહન' શબ્દવાળો જ પ્રયોગ ઠરાવવા પ્રયત્ન સેવાયો છે, [બીજે પણ કદાચ તે પ્રમાણે થયું હશે. તેમજ શતવહન તે આંધ્રપ્રજાનો એક અંશ છે (આગળ જુઓ ત્રીજા પરિચ્છેદની હકીકત) એવું મારા વાંચવામાં જે આવ્યું છે તેનીજ ગણુના અહીં માત્ર કરી છે] તે કેટલે દરજ્જે વ્યાજબી ગણાય તે વિચારવું રહે છે.

બે શબ્દનો સમાસવાચક શબ્દ ન વાપરતાં, એકલો શત શબ્દનો જ પ્રયોગ કરવો હોય તો, તે વંશને શતવહન વંશ અને તેના રાજાઓને શાત રાજા કહી શકાશે. મતલબ કે શતવહન તે નપુંસકલિંગ અને શાત તે પુલિંગ જાતિના શબ્દ લેખી શકાશે.

(૫) શતકરણિ અથવા શાતકરણિ

પૃ. ૧ ઉપર આ વંશ માટે વપરાતા જે નામોની નામાવળી આપી છે તેમાં ૫ મું નામ શાલિવાહનનું અને ૬ ઠું શતકરણિનું લખાયું છે. પરન્તુ હકીકતને અંગે શતકરણિ વિશેષ ઉપયોગી તેમજ વધારે મહત્વ ધરાવતો શબ્દ હોવાથી તેની વિચારણા પ્રથમ હાથ ધરવાનું યોગ્ય લાગ્યું છે.

સમાસનો પદચ્છેદ કરતાં તેમાંથી બે શબ્દો નીકળે છે. એક શત અને બીજો કરણિ; પછી શતકરણિ હો કે શાતકરણિ હો, તે બેમાંના ભાવાર્થને લઈને, તેમના વંશના નામ ઉપર કાંઈ વિશેષપૂર્ણ અસર થતી નથી. અલબત્ત એટલું ખરૂં છે કે આપણે તો જેમ બને તેમ જે શુદ્ધ શબ્દ હોય તેનો જ ઉપયોગ કરતાં રહેવું જોઇએ. તેમાં શતનો અર્થ સો (hundred) એટલું નિર્વિવાદિત છે; અને બીજો શબ્દ જે કરણિ છે તેને કેટલેક ઠેકાણે કર્ણિના રૂપમાં પણ લીધો છે. જો કરણિ હોય તો કૃ=કરવું, તે ધાતુ; અને તે ઉપરથી કરણિ થાય, એટલે જેણે કાર્યો કર્યા છે તે. એટલે કે જે વ્યક્તિએ અમુક પ્રકારનાં સો કાર્યો કર્યા છે તેવો પુરૂષ, એવો ભાવાર્થ થાય; પછી તે કાર્યો (અ) કેવાં હોવાં જોઈએ (આ) અથવા તો સોનાં કરતાં બે પાંચ ઓછાં વધારે કર્યાં હતાં કે કેમ (ઇ) તેમજ તેવાં કામ કરનાર માત્ર આદિ પુરૂષ જ હતો અને તે ઉપરથી તેના વંશવાળાએ તે સામાન્ય નામ-બિરૂદ અપનાવી લીધું હતું કે (ઉ) શતકરણિ નામ ધારણ કરતી દરેક વ્યકિત આવાં પરાક્રમ કર્યા બાદ જ તે બિરૂદ પોતાંના નામ સાથે જોડતી હતી; આ પ્રકારના બધા પ્રશ્નો ગૌણ થઈ જાય છે. પરન્તુ આખા વંશમાંથી કોઈએ પણ જમાનાનું ધ્યાન ખેંચે તેવા સો તો શું, પણ તેથી બે પાંચ ઓછા અથવા તો તેને બદલે એક સામટાં અનેક તરીકે જેને ગણી શકાય, એવાં પણ કાર્ય કર્યા હોય તેવું તેમનાં જીવન ચરિત્રમાંથી દેખાઈ આવતું નથી. એટલે કરણિ=કાર્ય કરનાર તરીકેના ભાવાર્થમાં તે શબ્દ યોજાયો હોવાની વિચારણા છોડી દેવી રહે છે; બીજો શબ્દ કર્ણિ હોય તો, કર્ણ=કાન; અને શતકર્ણ એટલે સો કાન જેને છે તે; સો કાન, એટલે મનુષ્યમાત્રને જેમ બે કાન હોય છે તેમ આ પુરૂષને સો જેટલી સંખ્યામાં કાન[૪૨] હતા તેમ નહીં; પરન્તુ જેની સેવામાં, રાજકારણમાં પડેલા અને વિશ્વાસપાત્ર ગણી શકાય તેવા, અનેક પુરૂષો હોય કે જેઓ પોતાનામાં રાજ્યે સ્થાપિત કરેલ વિશ્વાસને અંગે મહત્ત્વપૂર્ણ અને જવાબદારી ભરેલાં કાર્યો કરી શકે; આવા વિશ્વાસુ માણસો પછી ચાહે તો મોટા હોદ્દેદારો હોય કે ચાહે તો હોદ્દાવિનાના સામાન્ય પ્રજાજન હોય. આને મળતા ભાવાર્થમાં ડૉ. વી. એસ. સુખથંકરે[૪૩] એનેલી-

(૪૧) "જૈન યુગ" નામનું માસિક; સંવત ૧૯૫૫ના માર્ચ-એપ્રીલનો અંક, તેમાં "દક્ષિણમાં જૈનધર્મ" નામનો લેખ છપાયો છે.

બુદ્ધિપ્રકાશ, પુ. ૮૨ સને ૧૯૩૪, પ્રથમ અંક: તેમાં શ્રીયુત ધનંચ. મુનશીજીનો ક્ષત્રપ સંબંધી લેખ છે ત્યાં તેમણે 'શતવહનો' શબ્દ લખ્યો છે.

(૪૨) લંકાધિપતિ રાવણને દશ માથા હોવાની જે દંતકથા ચાલે છે તે હકીકત સાથે આને સરખાવો (સંભવ છે કે માથું તો એકજ હશે, પરન્તુ જે સર્વ અલંકારો ગળામાં પહેરાતા હોય તેમાં પડતાં પ્રતિબિંબને લીધે તેવો દેખાવ અન્ય જોનારને લાગતો હોય.)

(૪૩) જુઓ મજકુર પુસ્તક, પૃ. ૨૧ અને આગળ

સીઝ ઓફ ધી ભાંડારકર ઇન્સ્ટીટયુટ નામના પુસ્તકમાં "On the homes of the so called Andhras=કહેવાતા આંધ્રના મૂળ વતન વિશે" શીર્ષક નિબંધમાં વિચારો દર્શાવ્યા છે, ત્યાં તેમણે શતકર્ણીનો અર્થ=one having hundred ears કર્યો છે; એટલે કે A king who has hundred ears, meaning who has a hundred spies to work for him–જે રાજવીને સો કાન છે, અર્થાત જેની સેવામાં સો જેટલી સંખ્યામાં દૂતો (હમેશાં) કામ કરવાને તત્પર હોય છે. એક અન્ય ગ્રંથકારે[૪૪] પણ આ મતલબનો જ અર્થ સૂચવ્યો હોય એમ દેખાય છે. અલબત તેમાં તેમણે આ આંધ્રપ્રજાના કોઇ ભૂપતિને શતકરણિ નથી જણાવ્યો પરંતુ એક મગધપતિને લગતી તે હકીકત છે. તેમના શબ્દ આ પ્રમાણે છે–A certain Chera king paid a friendly visit to the king of Magadh. It gives the name of the Magadha king on the banks of the Ganges as (અહીં તામિલ ભાષાના શબ્દો લખેલ છે), which would mean "Hundred Karnas" and it was a translation of the Sanskrit title of Satakarni. Sanskrit scholars have however misread the name of Sātakarni instead of Satakarni; the epithet evidently meaning "a king who employed hundred spies" or had one hundred sources of information=કોઇ ચેરાપતિ મિત્રભાવે મગધપતિની મુલાકાતે ગયા હતા. તેના વર્ણનમાં ગંગાતટના તે મગધપતિનું નામ (કોઇ તામીલ ભાષાનો શબ્દ અહીં લખેલ છે) આપ્યું છે. જેનો અર્થ "સો કર્ણ" થાય છે. શતકરણિ (નામના) સંસ્કૃત બિરૂદનો, તે અનુવાદ છે. પરંતુ સંસ્કૃતભાષાના પંડિતોએ તે શતકરણિ શબ્દને બદલે શાતકરણિ શબ્દ વાંચી લીધો છે. વાસ્તવિક રીતે તે ઉપનામનો અર્થ "જે રાજાને ત્યાં એકસો દૂતો નોકરી ભરે છે=જેને બાતમી મેળવવાના સો દ્વારો છે" એવો થાય છે.

આ પ્રમાણે "સો દૂત અથવા બાતમી મેળવવાનાં સો દ્વાર" એ ઘટના કેટલેક દરજ્જે શતકરણિના નામને બંધબેસતી જણાય છે અને તે સુંદર તથા કર્ણપ્રિય હોઇ આલ્હાદજનક પણ કહી શકાય તેવી છે. પરંતુ 'કરણિ' શબ્દની પેઠે, આવી હકીકત પણ આ વંશના કોઇ રાજાના સંબંધમાં કયાંય વાંચવામાં આવી નથી. જેથી હાલ તો એટલું જ ઉચ્ચારી શકાશે કે વ્યુત્પત્તિ આધારે આ શબ્દના અર્થનો ઉકેલ કોઇ રીતે આણી શકાતો નથી. બાકી તો શોધખોળનો વિષય જ એવો અજબ છે કે તેમાં અનુમાન અને કલ્પનાનો આશ્રય લીધા વિના ચાલતું નથી જ.

બીજા પ્રકારે વિચાર કરીએ. જો 'શતવહન' જેવા જ ભાવાર્થમાં 'શતકરણિ' શબ્દ વપરાયાનું માનવામાં આવે તો આ વંશના દરેકે દરેક રાજવીને તે બિરુદથી સંબોધવામાં કાંઇ હરકત જેવું ન જ લેખાય. પરંતુ તેઓએ કોતરાવેલા શિલાલેખોમાં આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખીને કામ લેવાયું હોવાનું ખુલતું નથી. થોડાકોએ જ શતકરણિ શબ્દ જોડયો છે. જ્યારે 'શતવહન' શબ્દ શિલાલેખમાં કયાંય વપરાયો નજરે પડતો નથી; એટલે કે મનફાવે તેમ કામ લેવાયું હોય એવું દેખાય છે. છતાં આ શબ્દોની વપરાશ માટે એક સમાધાન એમ આપી શકાય તેમ છે કે વહન શબ્દ, action=કાર્યને અનુલક્ષીને વપરાય છે એટલે તે નપુંસકલિંગ દર્શક છે અને તેથી ભૂપતિઓ પોતાનો વંશ દર્શાવવામાં તેને વાપરી શકે છે. જ્યારે કરણિ=કર્તાને અનુલક્ષીને હોવાથી પુલિંગવાચક છે જેથી ભૂપતિઓ પોતાની જાતની ઓળખ માટેજ તે વાપરતા દેખાય. આવી સ્થિતિમાં રાજા પોતાને સંબોધતી વખતે, ફલાણા શતકરણિ એમ વિશેષપણે કહી શકે, પરંતુ જ્યાં વંશનું જ નામ બતાવવું હોય ત્યાં શતવહન શબ્દ વાપરે. મતલબ કે રાજા પોતાના

(૪૪) જે. સ. ઈ. પૃ. ૧૨૦.

નામ સાથે ખાલી શાતવહન શબ્દ ન જોડી શકે. પરન્તુ કૃષ્ણા શાતવહનવંશી એમ વિશેષણના રૂપમાં તે શબ્દ પોતાના નામની પૂર્વે જોડી શકે; જ્યારે શાતકરણિ શબ્દ તો તેમના નામનો એક અંશ હોવાથી નામની આગળ કે પાછળ કાંઇ પણ ફેરફાર વિના પણ લગાડી શકે છે. જો કે વિન્સેન્ટ સ્મિથના નીચેના શબ્દો[૪૫] થોડા ઘણા અંશે યથાસ્થિત અને ઉચિત માનવા જેવા છે, "The Andhra kings all claimed to belong to the Satavahan family and many of them assumed the title or bore the name of Satakarni. They are consequently referred to by one or other of these designations without mention of the personal name of the monarch etc. etc.–આંધ્ર પ્રજાના સઘળા રાજાઓ શાતવહન વંશના કહેવાતા અને તેમાંના ઘણાએ શાતકરણિનું નામ અથવા તો બિરૂદ પણ લગાડયું છે. આથી કરીને પોતાનું એક વ્યક્તિગત રાજા તરીકેનું નામ ઉચ્ચાર્યા સિવાય, ઉપરના બેમાંથી એકાદ ઉપાધિ લગાડીને પણ પોતાને સંબોધતા દેખાય છે." (ટીપ્પણ–બન્ને ઉપાધિ એક સરખી રીતે લગાડી નથી શકાતી. શું ભેદ રહી શકે તેનો ખુલાસો આપણે ઉપરમાં આપી દીધો છે. બાકી શાતવહન તે વંશનું નામ છે અને શાતકરણિ તે વ્યક્તિગત બિરૂદ છે. એટલું વાસ્તવિક છે) જ્યારે જ. બો. બ્રૅ. રો. એ. સો. ના વિદ્વાન લેખકનું[૪૬] વક્તવ્ય તદન સ્પષ્ટ છે કે It is wrong to suppose that Satakarni was a family name like Satavahana. The name Satakarni was assumed by some kings of the dynasty=શાતવહનની[૪૭] પેઠે શાતકરણિ પણ વંશનું નામ છે એમ ધારી લેવું તે દોષપાત્ર છે. તે વંશના કેટલાક ભૂપતિઓએ જ શાતકરણિનું નામ ધારણ કર્યું હતું, તેમજ કે. હિ. ઈ. માં પુ. ૧, પૃ. ૫૯૮ ઉપર એવો નિર્દેશ કરવામાં આવ્યો છે કે, Following forms are found in various inscriptions, Sâtakani, Satakani, Sadakarni, Sāta, Sata and Sati= ભિન્નભિન્ન શિલાલેખોમાં નીચે પ્રમાણે શબ્દોનાં રૂપાંતરો માલુમ પડયાં છે, સાતકણિ સતકણિ, સદકનિ, સાત, સત અને સતિ (ટીપ્પણ–આ રૂપાંતરવાળા શબ્દોમાં કયાંય શાતવહન શબ્દ પણ નથી.[૪૮] વળી તે બેમાંથી એકેના કોઇ વિકલ્પવાળા શબ્દો પણ નથી. એટલે સ્પષ્ટ થાય છે કે તે રાજાઓ પોતે, ઉપરમાંના શબ્દોથી જ પોતાને સંબોધતા હતા અને તે શબ્દોજ તેમનાં ઉપનામો હોઇ શકે, અન્ય[૪૯] શબ્દો તેમના વંશ કે જાતિદર્શક હોવા જોઈએ એમ આ ઉપરથી સમજી લેવું રહે છે.)

(વિશેષ ટીપ્પણ–શિલાલેખમાં કે સિક્કાલેખમાં શાતવહન શબ્દ નથી દેખાતો. તેમાં તો માત્ર શાતકરણિને મળતા જ શબ્દો છે; તેમજ શાતકરણિનો તથા શતકર્ણિનો અર્થ બેસારતાં એમ જણાવ્યું છે કે શાત એટલે સો, એવા ભાવાર્થ યુક્ત કરણિ કે કર્ણિ શબ્દ છે. આ બેમાંથી એકે શબ્દ સાથે તે અર્થ ઘટાવી શકાતો નથી. ત્યારે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, ખુદ રાજાઓએ પોતે જે શબ્દ વાપરી બતાવ્યો છે તે શું ખોટો ? તેમ તો બનવા યોગ્ય જ નથી, કેમકે લખાણના જ શબ્દો છે, કાંઇ અનુમાનિક ઉપજાવી કાઢેલા નથી. એટલે એક સ્થિતિ કલ્પી શકાય કે, લખાણના શબ્દો ઉકેલવામાંજ કયાંય શરતચૂક કે ભૂલથાપ પડી ગઈ હોય. તેની ખાત્રી કરવા–આમ બોલવા માટે અમારે પોતે તે સર્વે જાતે નિહાળી લેવા જોઇએ, પરંતુ અમે લિપિવિશારદ

(૪૫) જુઓ અ. હિ. ઈ ત્રીજી આવૃત્તિ પૃ. ૨૦૮.

(૪૬) જુઓ મજકુર પુસ્તક સન ૧૯૨૭નો અંક પૃ. ૯૧ ટી. નં. ૧૨૫.

(૪૭) શાતવહનને સ્થાને ખરો શબ્દ શાતવહન જોઇએ.

(૪૮) સરખાવો ઉપરમાં ટીકા નં. ૨૭.

(૪૯) સરખાવો ઉપરમાં ટી. નં. ૯ તથા પૃ. ૯ ઉપર 'શાતવહન' શીર્ષકવાળી હકીકતના આરંભમાંનું વાક્ય.

ન હોવાથી તે કામ લિપિજ્ઞો ઉપર છોડી દઇને, તે સંબંધમાં કાંઇક સૂચના કરવાનું જ યોગ્ય ધાર્યું છે. તે નીચે પ્રમાણે છે.

શત એટલે સો. વળી આ વંશની આદિ સો વર્ષમાં જ થઈ છે એમ નિશંક રીતે દર્શાવાયું છે; તેમ શતવહનનો અર્થ પણ તે સ્વરૂપે જ ઘટાવી શકાય છે. એટલે શતકરણિમાં જેમ શત અને કૃ શબ્દોનો સમાવેશ થયેલો છે અને તેમાંના કૃ ધાતુ ઉપરથી કરણ અને તે બાદ કરણિ શબ્દ યોજાયો છે, તેમ કૃને બદલે સૃ ધાતુ હોય તો, તે ઉપરથી પ્રથમ સરણ અને તે બાદ સરણિ શબ્દ નીપજાવી શકાય છે; જેમ વહન એટલે વહેવું, ગતિમાં આવવું એમ થાય છે, તેમ સૃ ઉપરથી પ્રથમ સરણ એટલે સરવું, ગતિમાં આવવું, થાય છે અને સરણ કરનાર તે સરણિ કહેવાય. જે ઉપરથી સો મા વર્ષમાં સરણ કરનાર તે શતસરણિ ઠરાવી શકાય. મતલબ કહેવાની એ છે કે, જેમ શતકરણિ શબ્દ વાપરી શકાય તેવી જ રીતે આ શતસરણિ પણ વાપરી શકાય, પરંતુ શતકરણિનો અર્થ જ્યારે સંભાવ્ય નથી, ત્યારે આ શતસરણિનો અર્થ યથાયોગ્ય અને બંધબેસતો થઇ રહે છે. એટલે મૂળ શબ્દ શતસરણિ[૫૦] વપરાયો હોય પરંતુ પાછળથી અનેક કારણોને લઈ ને, જેમ અનેક કિસ્સામાં સ્ખલનાઓ પ્રવેશવા પામી છે, તેમ આમાં પણ બનવા પામ્યું હોય; જેના પરિણામે તે શબ્દ શતકરણિ વંચાતો બની ગયો હોય એવા અનુમાન ઉપર જવાય છે. આ અનુમાન ઉપર જવાને બીજું કારણ એ પણ છે કે, જેમ શતકરણિ શબ્દ તેના થતા અર્થ પ્રમાણે અકારણ થઇ જાય છે તેમ તેનો ઉપયોગ કરનાર પણ ખોટી આત્મપ્રશંસામાં ઉતરી જતો દેખાય છે, જ્યારે શતસરણિ શબ્દ, અર્થમાં તેમજ ઉપયોગમાં, બન્ને રીતે નિરાબાધ સ્થિતિમાં રહેતો જણાય છે.

**(૬) શાલિવાહન, શાલવાહન અથવા શાલવાન**

જ્યાં સુધી તપાસ કરી શકાય છે ત્યાં સુધી આવું બિરૂદ વંશના માત્ર એકજ રાજાના સંબંધમાં ખાસ કરીને વપરાતું નજરે પડે છે. આ આખા વંશની નામાવલિ હજુ સુધી શુદ્ધ થઇને બહાર પાડવામાં આવી નથી પરંતુ જે અનેક પૌરાણિક ગ્રન્થોની મેળવણી કરીને શ્રીયુત પાર્જીટરે જે ત્રૂટિત અવસ્થામાં પણ તૈયાર કરી બતાવી છે તે તપાસતાં ઉપર પ્રમાણે જ સાર નીકળે છે જ્યારે જૈન સાહિત્ય ગ્રંથોમાં તો તેટલી હદે પહોંચવા જેવી સ્થિતિ પણ રજુ કરાઈ દેખાતી નથી. એટલે હાલ તો આપણે પાર્જીટર સાહેબ કૃત નામાવલિને જ નજર આગળ રાખીને કામ લેવું પડે છે. મતલબ એ થઈ કે, જેને રાજા હાલ તરીકે ઓળખાવાયો છે તેનું એકલાનું જ આ બિરૂદ છે. તે રાજા હાલને કેટલાક શાલ પણ કહે છે. અને જેમ આ વંશના રાજાને શત શબ્દની પાછળ વહન નામનો પ્રત્યય જોડીને શતવહન કહેવાની પ્રથા પડી છે, તેમ આ સાલની સંગાથે પણ તે શબ્દ જોડીને શાલિવાહન કે શાલવહન શબ્દ બનાવી દીધો દેખાય છે. એટલે ભલે શાલિવહન શબ્દ બની ગયો ખરો, પરંતુ ભૂલવું જોઇતું નથી કે શતવહન તે તો આખા વંશનું નામ છે અને તે વંશના સર્વ રાજાના સંબંધમાં વાપરી શકાય છે, જ્યારે આ શાલિવહન નામ તો માત્ર એક રાજા પ્રત્યે જ વ્યક્તિગત રીતે વાપરવા જેવું બની રહે છે. જો કે આ હાલ રાજા થયા બાદ તે વંશમાં કેટલાક રાજાઓ થયા છે તેમને વર્ણવતાં કેટલાક ગ્રંથકારો શાલિવાહનવંશી રાજાઓ તરીકે ઉપદેશે છે, પરંતુ તેમ કરતાં કાંઇ આધાર કે પ્રમાણ બતાવાયાનું દેખાતું નથી તેમ સર્વથા તે શબ્દનો પ્રયોગ ચાલુ જ રખાયો છે એમ પણ નથી. અને તેમ છે તો તેનો સર્વથા અંગિકાર કરાયાનું તો માનવું જ ક્યાં રહે છે? એટલે આપણે તે પ્રશ્ન ઉપર બહુ માથાફોડમાં ઉતરવા કારણ નથી.

છતાં એક બીજી રીતે આ શાલિવાહન શબ્દ વપરાતો દેખાય છે. તેમાં તેને એક સંવત્સર તરીકે પીછાણવામાં આવે છે અને શક શાલિવાહન અથવા

(૫૦) આ શબ્દ શાતકરણિ હોય કે પછી તેને જ અનુસરતો કોઈ હોય, તે પ્રશ્ન તે વિષયના જાણકાર ઉપાડી લ્યે અને તે ઉપર પ્રકાશ પાડે એમ વિનંતિ છે.

શાલિવાહનનો શક, એવા સ્વરૂપમાં વપરાયા કરે છે. આ શક સંવત્સરવિશેની કેટલીક સમજૂતિ આપણે પુ. ૪ માં પૃષ્ઠ ૯૫ અને આગળ ઉપર વર્ણવી ગયા છીએ. વળી જે કાંઇ વિશેષ સૂચવવા જેવું છે તે રાજા હાલના જીવનને સ્પર્શતું હોવાથી તેના વૃત્તાંતમાં જણાવવામાં આવશે એટલે અત્રે તે પરત્વે મૌન જ સેવીશું.

(૭) અંધ્રભૃત્ય અથવા આંધ્રભૃત્ય

આ સમુહશબ્દની વ્યુત્પત્તિ કરતાં, બે શબ્દો તેમાંથી છૂટા પડે છે. અંધ્ર અથવા આંધ્ર અને ભૃત્ય; સમાસની રૂઈએ તેમનો બે પ્રકારનો અર્થ નીપજાવી શકાય છે. તેમને તત્વાર્થસમાસ ગણીએ તો "અંધ્રઃ એવ ભૃત્યઃ" લેખાય એટલે કે, અંધ્ર (જાતિ, વંશ કે દેશ જે કહો તે) કે આંધ્ર પ્રજાનો જે રાજા તે પોતે જ અન્ય ભૂપતિનો ભૃત્ય એટલે સેવક; અર્થાત્ ખંડિયો રાજા હોય. (૨) અને બહુવ્રીહિસમાસમાં જો તેને લઇએ તો "અંધ્રસ્યભૃત્ય;" એમ લેખવું રહે; જેનો અર્થ એવો થાય કે, આંધ્રજાતિનો પુરૂષ તે રાજા પોતે, અને તેના હાથ તળેનો અન્ય રાજા તે તેનો તાબેદાર અથવા ખંડિયો રાજા; મતલબ એ થઈ કે, પહેલા સમાસના અર્થ પ્રમાણે, આંધ્રપતિ પોતે જ સેવક થયો જ્યારે બીજા સમાસ પ્રમાણે આંધ્રપતિ ને ત્યાં અન્ય રાજા સેવક થયો કહેવાય. તે શબ્દ વાપરનારે કયો આશય લક્ષમાં રાખ્યો હોવો જોઇએ તે આપણે તપાસીએ.

ઇતિહાસનો કહો કે સમસ્ત વિશ્વનો કહો, પણ એક એવો નિયમ ગણાય છે કે સર્વદા એકને એક સ્થિતિ કોઈની રહેતી નથી. એટલે માનવું રહે છે કે કોઈની રાજસત્તા અવિચળ રહી પણ નથી, રહેતી નથી અને રહેવાની પણ નથી; જેથી એક સાર્વભૌમ રાજાના આશ્રયે, એક સમયે જે રાજાઓ ખંડિયા તરીકે હોય છે તેને તેજ રાજાઓ હમેશાં ખંડિયા તરીકે રહેતા જ નથી. હવે જો આ નિયમાનુસાર ઉપરમાં જણાવેલ બે અર્થોમાંથી બીજો અર્થ લઈએ તો ભૃત્યાઃ શબ્દોમાં અનેક વ્યક્તિઓ આવી જાય, તેમજ અનેક પ્રકારની પરિસ્થિતિનું સૂચન તેમાં કરાઈ જતું કહેવાય.[૫૧] અને આવી સ્થિતિના પ્રયોગો ઇતિહાસમાં આલેખાયાનું જણાયું નથી.[૫૨] એટલે એ સાર ઉપર આવવું રહે છે કે ભૃત્ય શબ્દનો પ્રયોગ હમેશાં પહેલા અર્થમાં જ કરાતો આવ્યો હોવો જોઇએ. જેથી અંધ્રભૃત્ય એટલે આંધ્રપ્રજાનો રાજા, તે પોતે જ અન્ય કોઈ સાર્વભૌમ સત્તાના આશ્રયે હતો એવો ભાવાર્થ થયો કહેવાય.

બીજી રીતે વિચારતાં પણ આ સ્થિતિ જ વધારે બંધબેસતી મનાય છે. આપણને કહેવામાં આવ્યું છે કે પૂર્વના સમયે ગણરાજ્ય પદ્ધતિ હતી તે કાળે રાજાઓને ભૂમિપ્રાપ્તિનો બહુ મોહ લાગ્યો નહોતો. જ્યારે તેઓને કોઈ પ્રદેશ ઉપર ચડાઈ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતો ત્યારે વિજેતા રાજા, પરાજીતનો મુલક કાંઈ પોતાના સામ્રાજ્યમાં ભેળવી લેતો નહિ, પણ પરાજીતને પોતાના ભૃત્ય તરીકે–ખંડિયા તરીકે–તે પોતાની આમ્નાયમાં છે એટલું કબૂલ કરાવીને તેના મૂળ પ્રદેશ ઉપર શાસન કરતો જ મૂકી દેવામાં આવતો. એટલે એક રાજા એક કાળે એક સાર્વભૌમની સત્તામાં હોય અને બીજે કાળે વળી બીજાની સત્તામાં ચાલ્યો જાય તો, તે સાર્વભૌમ સત્તાની ફેરબદલી પ્રમાણે તેમના નામની પણ ફેરબદલી કર્યા કરવી પડે અને પેલા આશ્રિત રાજાની સાથે વારંવાર જોડવામાં આવતા શબ્દો પણ અનેક થઈ પડે. પછી તો આવા અનેક શબ્દો જોડવાથી તે

---

(૫૧) નીચે નં. ૫૨ જુઓ

(૫૨) આગળ ઉપર "અંધ્રભૃત્ય"ની સમજૂતી આપતાં સાબિત કરવામાં આવશે કે, આ આંધ્રપતિઓ જુદાજુદા સમયે, નંદ અને મૌર્યવંશી રાજાઓ જેવા કે મહાનંદ, ચંદ્રગુપ્ત, બિંદુસાર, પ્રિયદર્શિન ઈ. ને તાબે હતા. ખંડિયા હતા છતાં તેમને નંદભૃત્ય, કોઇએ મૌર્યભૃત્ય, કે વ્યક્તિગત નામ સાથે ભૃત્ય શબ્દ જોડી ચંદ્રગુપ્તભૃત્ય, બિંદુસારભૃત્ય, ઇ. થી સંબોધ્યા નથી [પુ. ૨ સિક્કા નં ૭૦. ટી. નં ૧૪૫ સરખાવો] તેથી સ્પષ્ટ થાય છે કે અનેક પ્રકારની સ્થિતિ પ્રવર્તી ગયેલ હોવા છતાં ઉપર જણાવ્યા પ્રમાણે તો શબ્દ વપરાયાજ નથી.

આશ્રિત વ્યક્તિને ઓળખવી પણ ભારે પડે, તેમજ ઇતિહાસમાં પણ અનેક પ્રકારની ગૂંચવણો ઉભી થયા કરે. એટલે આ બન્ને પ્રકારની વિષમતા ટાળવાનો સુતર માર્ગ એ જ કહેવાય કે, પરાજીત રાજાના નામની સાથેજ ભૃત્ય શબ્દ લગાડવો; એટલે રાજકારણની દૃષ્ટિએ તેનું સૂચન પણ થઈ ગયું કહેવાય તેમજ વિજેતાને તો પોતાના નામની કે કીર્તિની કાંઈ પડી જ નહોતી જેથી તેના નામનો નિર્દેશ કરાવવાની આવશ્યકતા પણ રહી ન કહેવાય. પરંતુ જ્યારે તે આધિન-પરાજીત રાજા સ્વતંત્ર થઇ જાય ત્યારે પેલો ભૃત્ય નામનો શબ્દ જ કાઢી નાંખવામાં આવે. એટલે તેની પલટાયલી રાજકીય અવસ્થા તરત પરખાઈ જતી ગણાય. આ પ્રમાણેની સ્થિતિ સિક્કાચિત્રો ઉપરથી[૫૩] પણ સમજી શકાય છે અને તેજ સ્થિતિને અત્યારસુધી પ્રગટ થયેલા અને ઇતિહાસમાં નોંધાયેલા રાજાઓનાં વૃત્તાંત ઉપરથી પણ સમર્થન મળતું દેખાય છે. એટલે આપણે તેને સ્વીકારી લઈ, પહેલા સમાસ પ્રમાણે ભૃત્ય શબ્દનો અર્થ નિષ્પન્ન થતો ગણી તેને કબૂલ રાખવો રહે છે. આના દૃષ્ટાંત તરીકે આપણે શુંગભૃત્ય (જુઓ પુ. ૩ માં) રાજાનું વૃત્તાંત ટાંકી બતાવીશું. તેમજ આ આંધ્રવંશીઓના કેટલાકનું જીવનવર્ણન આગળ ઉપર કરવામાં આવશે તે ઉપરથી ખાત્રી બંધાશે.

વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂર જણાય તો કહીએ કે, ભૃત્ય એટલે સેવક, એવો અર્થ લેવાથી તે પોતે કોઈક અન્ય સર્વોપરિ સત્તાને તાબે હતો એમ સૂચન થયું કહેવાય; બીજું, તાબેદાર હોવાની સ્થિતિ તો કાંઈ કોઈ વંશના કે દેશના દરેક રાજાના કમનશીબે નિર્માણ થયેલી ન જ હોય, એટલે આખા વંશના જે એકંદર રાજા હોય તેમાંથી અમુક તાબેદાર કે ખંડિયા હોઈ પોતાને "ભૃત્ય" લખી શકે, પરંતુ જે તદ્દન સ્વતંત્ર હોય તે તો તે શબ્દનો ત્યાગ કરે. તાત્પર્ય એ થયો કે જેમ શતવહન અને શતકરણિ શબ્દ તે વંશના સમસ્ત રાજાઓ માટે યોજી શકાય તેમ છે, તેવી સ્થિતિમાં આંધ્રભૃત્ય શબ્દ નથી. તેનો ઉપયોગ માત્ર પરિમિત પ્રમાણમાં જ કરી શકાય તેવો છે. કયો રાજા ભૃત્ય હતો તેનું વર્ણન કે ખ્યાલ આપવાનું અત્ર આવશ્યક નથી. તે તો આગળ ઉપર "આંધ્રભૃત્યાઃ"ના શીર્ષક તળે તેમજ પૃથક્ પૃથક્ રાજાનું વર્ણન કરતી વખતે જોઇ શકાશે. છતાં અત્રે એટલું તો જણાવી શકાય કે, જે સમયે આ વંશની ઉત્પત્તિ થઈ તે સમયે ગણરાજ્ય તંત્રની સ્થિતિ પ્રવર્તતી હતી. તેથી કરીને સાર્વભૌમ સત્તા તો માત્ર નામનો જ અધિકાર ભોગવતી હતી. આ સ્થિતિમાંથી ફેરફાર કરીને ચંદ્રગુપ્તમૌર્યના મુખ્ય મંત્રી પંડિત ચાણક્યે, કેન્દ્રિત રાજ્યત્વ સ્થાપન કરવાના કોડ સેવ્યા હતા. તે પોતાના પ્રયાસમાં કેટલેક અંશે ફળીભૂત પણ થયો હતો. પરન્તુ મોટાં મોટાં રાજ્યો તે નવીન યોજનાના અમલમાં સપડાયાં નહોતાં. એટલે ચંદ્રગુપ્તના સમયથી બે પ્રકારની રાજ્યવ્યવસ્થા ચાલુ થઈ હતી. આ સ્થિતિ ઠેઠ મહારાજા પ્રિયદર્શિનના અંત સુધી નભી રહી હતી. તે બાદ મૌર્ય સામ્રાજ્યની પડતી થવા માંડી તે સાથે અકેન્દ્રિત રાજ્યત્વનો નાશ થયો અને કેન્દ્રિત વ્યવસ્થાનો પાયો મજબૂત થતો ગયો. એટલે મહારાજા પ્રિયદર્શિનના મરણ પર્યંત—આ વંશમાં પણ ભૃત્યત્વ રહ્યું હતું અને પછી તેઓ તદ્દન સ્વતંત્ર બનવા પામ્યા હતા. આ ગણત્રીએ મ. સં. ૨૯૦=ઈ. સ. પૂ. ૨૩૭માં સમ્રાટ પ્રિયદર્શિનનું મરણ થયું ત્યાંસુધીમાં શતવહનવંશના છ ભૂપતિઓ[૫૪] થઇ ગયા હતા અને સાતમાના રાજઅમલનો મોટો ભાગ વ્યતીત થઈ ગયો હતો. એટલે આદિના સાત રાજામાંથી હજુ કોઇને આંધ્રભૃત્ય તરીકે[૫૫] સંબોધાવવાની

(૫૩) જુઓ પુ. ૨માં સિક્કાચિત્રોની સમજુતી. સવળી અવળી બાજુ ઉપર શા માટે તે કોતરવામાં આવતાં હતાં તેનાં કારણ.

(૫૪) જુદી જુદી કક્ષાથી આ સંખ્યા ૭, સાત તેમજ દશની પણ કહી શકાય તેમ છે પરંતુ આ બાબત આગળ ઉપર ચર્ચવામાં આવશે.

(૫૫) જુઓ આગળ ઉપર તેનું વર્ણન.

કમનશીબી વહોરવી પડે. વળી આ આંધ્રપ્રજાનો મુલક, સાર્વભૌમ અવંતિપતિ મૌર્ય સમ્રાટના રાજપાટથી દૂર આવેલ હતો એટલે પ્રિયદર્શિનના મરણ બાદ તરત જ તેઓ સ્વાધીનતા મેળવવામાં ફતેહમંદ નીવડયા હતા; જ્યારે શુંગવંશી પુષ્યમિત્ર તો ખુદ મૌર્યસમ્રાટની નોકરીમાં જ ગૂંથાયો હતો એટલે તેને સ્વતંત્ર થવાને લગભગ ત્રણ દશકા સુધી રાહ જોવી પડી હતી. જેથી આંધ્રભૃત્ય શબ્દની લુપ્તિ થયા બાદ લગભગ ૬૨ વર્ષે શુંગવંશી રાજાઓને શીરેથી ભૃત્યનું કલંક ભૂંસાવા પામ્યું હતું જેનો સમય આપણે ઈ. સ. પૂ. ૨૦૪નો ઠરાવ્યો છે. (જુઓ પુ. ૩, પૃ. ૪૦૪)

અમારી સમજ પ્રમાણે આંધ્રભૃત્યનો અર્થ અમે ઉપર પ્રમાણે સમજાવ્યો છે. પણ એક ભાઇની સાથે ચર્ચા થતાં એવો ખુલાસો મળ્યો હતો કે, ભૃત્ય એટલે સેવક; તેવા અર્થમાં તે શબ્દ વપરાયો છે. એટલે આંધ્રભૃત્ય=આંધ્રપ્રજાનો સેવક; રાજા પોતે પ્રજાનો સેવક ગણાતો હોવાથી પ્રજા ઉપર તેમની સંમતિ પ્રમાણે રાજ ચલાવતો હતો જેથી પોતાની લઘુતા, વિવેક, નમ્રતા દાખવવાને જ તે શબ્દપ્રયોગ કરાય છે. પૂર્વકાળે તેવી રીતે સુદાસજેવા ઘણા ભૂપતિઓએ તેવાં નામો પોતાની સાથે જોડી બતાવ્યાં છે. આ ખુલાસો એક રીતે કાઢી નાંખવા જેવો તો નથી જ, છતાં દીર્ઘ વિચારે તે ટકી શકે તેમ પણ નથી. કેમકે, તેવી રીતે તો સર્વ વંશના સર્વ રાજાને ભૃત્યા કહી શકાય. પણ એક બે વંશ (શુંગ અને આંધ્ર) સિવાય કોઇએ તે પ્રયોગ કરી દેખાડયો નથી. વળી તેમણે પોતે જ તેનો ઉપયોગ કર્યો હોત તો તો હજુએ આપણે તેમની નમ્રતાનો સ્વીકાર કરી લેત. પરંતુ આ શબ્દનો તેમને માટે, કેટલેય કાળે થયેલ ઇતિહાસકારોએ જ જોડી દીધો છે. વળી તે વંશના સર્વ રાજાઓને સદાકાળે તે વિશેષણ લગાડવામાં પણ નથી આવ્યું. તો શું એવો ફલિતાર્થ ઉઠાવવો રહે છે કે, અમુક વખતે તે રાજા પ્રજાપ્રેમી હતો—પ્રજાસેવક તરીકે રાજ કરતો હતો અને અમુક વખતે પ્રજાને પીડા કરતો હતો અથવા તો પ્રજાની ઇચ્છાની અવગણના કરતો હતો? મતલબ કહેવાની એ છે, આવો અર્થ બરાબર બંધબેસતો નથી. એ તો જેમ કોઈ રાજા પોતાનું નામ 'જીતારિ' કહેવરાવે છતાં હોય ડરપોક અને ડરકણ, તેની પેઠે થયું. માટે તે અર્થ અમને બરાબર લાગતો નથી.

ઉપરનું સ્પષ્ટીકરણ થવાથી, શુંગભૃત્ય અને આંધ્રભૃત્યનો ભાવાર્થ હવે બરાબર સમજી જવાયો હશે. છતાં એક લેખકે, આંધ્રભૃત્યનો જે અર્થ બહુવ્રીહિ સમાસ તરીકે કરાય છે તે ગ્રહણ કર્યો છે અને દૃષ્ટાંત તરીકે જણાવે છે કે[૫૬] "The Pallavas were also called Andhrabhratyas, that is the servants of the Imperial throne reigning in the country by name of Andhra–પલ્લવાઝને પણ આંધ્રભૃત્યા કહેવાય છે, એટલે કે આંધ્રદેશમાં જે શાહી સરકાર રાજ્ય ચલાવતી હતી તેના તેઓ તાબેદાર હતા." તેમનું આ કથન વિચારવા જેવું છે. આપણે તો પલ્લવ રાજાઓના ઇતિહાસથી વાકેફગાર નથી એટલે તેની સત્યાસત્યતા વિશે કાંઈ પણ ઉચ્ચારવાની સ્થિતિમાં નથી જ.

આ "અંધ્રભૃત્યા" શબ્દ બાબતમાં એક નોંધવા જેવી બીના એ થઇ દેખાય છે કે, જૈનસાહિત્ય ગ્રંથોમાં આ શબ્દપ્રયોગ ક્યાંય વપરાયો હોય એમ જણાતું નથી જ્યારે પૌરાણિક ગ્રંથોમાં તેવું દેખાય છે. એટલે વિદ્વાનોએ "Andhrabhratyas of the Puranas=પુરાણમાંના આંધ્રભૃત્યાઝ" આવા શબ્દો જે વાપર્યા છે તે કાંઈક હેતુપૂર્વક લખ્યા હશે એમ શું ત્યારે સમજી લેવું?

## ઉપસંહાર

જે સાત શબ્દોથી આ વંશને વિદ્વાનોએ ઓળખાવ્યો છે, તે સર્વનું વિવેચન ઉપરમાં અપાઈ ગયું છે; તે ઉપરથી નિપજતું પરિણામ ટૂંકમાં નીચે પ્રમાણે કહી શકાશે. તેમજ વાચકવર્ગને પણ હવે

(૫૬) જુઓ જ. આં. હિ. રી. સો. પુ. ૨, ભાગ ૧, પૃ. ૬૫.

ખ્યાલ આવી જશે કે કયો શબ્દ કેટલે અંશે શુદ્ધ વા અશુદ્ધ છે. વળી આ વંશનું વર્ણન કરવાને તથા કેટલીક ગૂંચોનો ઉકેલ કરવાને તે હકીકતમાંથી મળેલું જ્ઞાન આપણને કેવું ઉપયોગી થાય તેમ છે તે પણ આપોઆપ સમજી શકાશે.

(૧) અંધ્ર–તે દેશવાચક છે, જેની સીમા અદ્યાપિ પર્યંત અતિ અનિશ્ચિત સ્થિતિમાં છે.

(૨) આંધ્ર–જાતિવાચક શબ્દ છે. પરંતુ સમજાય છે કે અંધ્ર અને આંધ્ર બન્ને શબ્દો ઈંગ્રેજીમાં એક જ રીતે (Andhras) લખાતા તેમજ બોલાતા હોવાથી ગતાનુગતિકપણે અરસપરસ વપરાઈ રહ્યા છે.

(૩) શત અને શાત; તેમના ઉદ્ભવનો સમય સૂચવતા તે શબ્દો છે.

(૪) શતવહન આદિ શબ્દો–તેમના ઉદ્ભવના સમય ઉપરથી પડેલ તેમના વંશનું નામ બતાવે છે.

(૫) શતકરણિ આદિ; તે પણ શતવહન શબ્દ જેવો જ ભાવાર્થ ખેંચે છે. પરન્તુ ફેર એટલો છે કે શતવહન તે વંશસૂચક છે જ્યારે શતકરણિ તે વંશના પુરૂષ આશ્રયી છે. જો કે પાછલો ભાવાર્થ પણ સંપૂર્ણપણે તેવી રજુઆત કરતો નથી એટલે જે નવી સૂચના આપણે ઉભી કરી બતાવી છે તે પાછી 'શતવહન' ના તત્સમ શબ્દરૂપે છે.

(૬) અંધ્રભૃત્ય–કેટલાકો તે શબ્દને સમસ્ત વંશના પુરૂષોને આશ્રયીને વાપરતા જણાય છે. પરંતુ વાસ્તવિક રીતે આદિના છ–સાત અથવા બીજી એક અપેક્ષાથી દશ પુરૂષો માટેનો જ તે શબ્દ છે; તેટલે દરજ્જે તેનો વપરાશ પરિમિતક્ષેત્રી છે.

(૭) શાલિવાહન–આ શબ્દ તો ઉપરના નં. ૬ કરતાં પણ વિશેષ પરિમિતભાવ સૂચક છે અને તે કેવળ એક જ વ્યક્તિનો નિર્દેશ કરતો જણાય છે.





# દ્વિતીય પરિચ્છેદ

## શતવહનવંશ અથવા શાતવંશ (ચાલુ)

ટૂંકસાર—ભારતીય તો શું, પરંતુ સર્વદેશીય ઇતિહાસમાં પણ, સત્તા-સમયની દૃષ્ટિએ પ્રથમ પદ ભોગવનાર આ શતવહનવંશની અદ્યતન અનિશ્ચિત માલૂમ પડેલી સ્થિતિથી બતાવેલો શોચ—

તે બાદ તેના સમયની આદિ અને અંતનો તાગ લાવવા બતાવેલી કોશીષ—છેવટે વિધવિધ દૃષ્ટિએ નક્કી કરેલ તેમનો સમય અને રાજાઓની સંખ્યા—તે પ્રત્યેકના સમયની વિગતોની લીધેલ બારિક તપાસ અને તેમની બતાવેલી સત્યતા—

તેમજ રાજાઓના ત્રણ વિભાગો પાડી—આંધ્રભૃત્યા, આંધ્રપતિઓ અને શક રાજાઓ—દરેકમાં કરવા યોગ્ય મરામતની દલીલપૂર્વક બતાવેલી સૂચિ તથા તે આધારે ગોઠવી આપેલા રાજાઓનાં નામો અને રાજ્યકાળ; છેવટે ઉભી કરી આપેલી આખાયે વંશની વંશાવળી—

## શતવહન વંશ (ચાલુ)

**તેનો સમય**

અત્યાર સુધીમાં ચાર પુસ્તકો આપણે આ પ્રાચીન ભારતવર્ષને અંગે લખી ચૂકયા છીએ. તેમાં આશરે ૧૮થી ૨૦ વંશનું વર્ણન આપવામાં આવ્યું છે. તેમાં સૌથી નાનામાં નાનો અવંતિપતિ શક રાજાઓનો રાજવંશ ચાલ્યો સમજાય છે; જેનો સમય માત્ર ૭–૭ાા વર્ષનો છે, જ્યારે દીર્ઘસમયીમાં ચારકે પાંચ વંશ લગભગ એકબીજાની અડોઅડ આવીને ઉભા રહે છે. જેમકે કોશળપતિનો, વત્સપતિનો, અને શિશુનાગવંશીઓ કે જેઓ મગધપતિ હતા તેમનો; આ ત્રણે વંશ ૩૩૦ થી ૩૪૦ વર્ષ સુધી પોતપોતાના પ્રદેશમાં હકુમત ઉપર રહ્યા હતા. તેમજ ચષ્ઠણવંશી અવંતિપતિઓએ પણ લગભગ તેટલો જ સમય અધિકાર ભોગવ્યો છે, પરંતુ હજુ સુધી કોઈ પણ વંશી ૩૫૦ વર્ષ સુધી રાજવહીવટ ચલાવ્યો હોવાનું નોંધાયું નથી. જ્યારે આ શતવહનવંશ કે જેનું વૃત્તાંત લખવાને આપણે હાલ ઉદ્યમ સેવી રહ્યા છીએ, તે ૩૫૦ વર્ષ તો શું, પરંતુ તેથી પણ લગભગ બેવડા સમય સુધી રાજ્યાધિકાર ભોગવવા ભાગ્યશાળી નીવડયો છે. એટલે સંદેહરહિત એમ કહી શકાશે કે આપણે આળેખવા ધારેલ એક હજાર વર્ષના કાળમાં જો કોઇ પણ વંશી દીર્ઘમાં દીર્ઘ કાળપર્યંત રાજસત્તા ભોગવી હોય તો કેવળ આ આંધ્રવંશજ છે. એટલું જ નહિ પણ, અદ્યાપિપર્યંત સર્વ પ્રદેશના ઇતિહાસમાં જે જે રાજવંશો નોંધાયેલા દેખાય છે તે સર્વેમાં પણ આ શતવહન વંશનો નંબર, એકદમ પ્રથમ જ આવતો જણાય છે. છતાંયે દિલગીરી ઉપજે તેવી બીના એ છે કે, તેના સમયની કે તેના રાજાઓનાં નામોની કે તેમના અનુક્રમની કે તેમની એકંદર સંખ્યાની કે તેમના પ્રત્યેકના રાજકાળની ચોક્કસ અને વિશ્વસનીય માહિતી કોઈ પણ પુસ્તકમાં નોંધાયેલી ઉપલબ્ધ થતી જ નથી. હજુ આ સંબંધમાં જે કાંઇ થોડી ઘણી સંતોષ લેવા જેવી સ્થિતિ માલમ પડે છે તે એ જ કે, આ વંશના કેટલાક રાજાઓના શિલાલેખો તથા સિક્કાઓ મળી આવે છે, કે જેનો આશ્રય લઇને તેમને અંગે પ્રાપ્ત થતી અન્ય ત્રૂટક હકીકતોને વ્યવસ્થિત બનાવવા પ્રયાસ ઉઠાવવો હોય તો ઉઠાવી શકાય તેમ છે. તેમાં કેટલે દરજ્જે સફળ થવાય છે તે નિરાળો પ્રશ્ન છે. પરંતુ કુદરતનો નિયમ છે કે, જો પ્રયત્ન કરવામાં આવે તો, ભલે પહેલીવારે એકદમ સુંદર પરિણામ ઉપજાવી ન શકાય, પરંતુ પહેલીવારે જેટલા અંશે તે ધ્યેયે પહોંચી શકાયું હોય, તેને અવલંબીને ફરીને આગળ મહેનત કરવામાં આવે તો તે દિશામાં વિશેષ ને વિશેષ પ્રગતિ જરુર સાધી શકાશે; અને એમ કરતાં એકદા તે કાર્ય સંપૂર્ણતાની હદે પહોંચી જશે જ. આ નિયમ ધ્યાનમાં રાખીને આપણે પણ આપણો અદનો પ્રયાસ આ કાર્યમાં આદરવો રહે છે.

પ્રથમ આપણે તેમના સમય વિશેનો મુદ્દો હાથ ધરીશું. સમય પરત્વે બે બીના શોધવી પડશે. એક વંશનો આરંભ કાળ અને બીજો તેમના અંતનો સમય. પ્રથમ તેમના આરંભકાળની તપાસ કરીએ. આ વંશના આદિ પુરૂષ તરીકે રાજા શ્રીમુખને સર્વ લેખકોએ અને ઇતિહાસકારોએ લેખવ્યો છે તેટલે અંશે સર્વ એકમત છે. પરન્તુ તેના સમય વિશે ઘણો મતફેર દેખાય છે. કેટલાકો,–બલ્કે કહો કે મોટાભાગે–તેને શુંગવંશી પુષ્યમિત્રનો સમકાલીન ઠેરાવીને[1] તેના વંશની સ્થાપના ઈ. સ. પૂ.ના બીજા સૈકામાં નક્કી કરે છે, છતાંયે વર્ષનું નક્કીપણું તો બતાવતા નથી જ. જ્યારે કેટલાક શંકાશીલ હોઈને જણાવે છે કે,[2] "with regard to the Andhras, the more certain evidence of inscriptions assigns

(૧) આ વિષયની કેટલીક છણાવટ પુ. ૩માં પુષ્યમિત્રના વૃત્તાંતે તથા પુ. ૪ માં રાજા ખારવેલના વૃત્તાંતે અનેક દલીલો આપીને કરી બતાવી છે. અંતે સાબિત કર્યું છે કે, પુષ્યમિત્ર અને રાજા શ્રીમુખ કદાપિ સમસમયી હતા જ નહીં, પરંતુ શ્રીમુખનો સમય તો પુષ્યમિત્રનીપૂર્વે લગભગ બે અઢી સદી ઉપરનો છે.

(૨) કે. હિ. ઈ. પૃ. ૫૨૨.

them to a period which is in flagrant contradiction to the position which they occupy in the Puranas=શિલાલેખી પુરાવો જે વધારે ચોક્કસ ગણાય છે, તે આંધ્રની બાબતમાં એવો સમય બતાવે છે કે જે સ્થિતિ-સમય. તેમના માટે પુરાણોમાં આલેખાયાં છે તેનાથી એકદમ વિરૂદ્ધ જનારાં છે." મતલબ કે, પુરાણોની હકીકતોને આધારે જે સમય, વિદ્વાનોએ ગોઠવ્યો છે તે સમય તેમના જ શિલાલેખોને આધારે ગોઠવાતા સમયની સાથે લેશ પણ બંધ બેસતો નથી. અમારૂં પોતાનું એમ માનવું થાય છે કે, પુરાણોની હકીકત તો સાચી જ છે પરન્તુ તેમાંથી તારી કઢાતો સમય જ ખોટો છે; વાસ્તવિક રીતે પુરાણની અને શિલાલેખની હકીકત તો એક જ સ્થિતિ દર્શાવે છે, એકબીજાના સમર્થનરૂપ છે. પરંતુ પુરાણમાંની જે હકીકતને મૂળપાયા તરીકે સ્વીકારીને તેઓ આગળ વધવા મંડયા છે તે મૂળપાયાના સ્વીકારમાં જ તેમની ગલતી થયેલી છે અને તેથી જ તેઓને સર્વ હકીકતોમાં અસૌમ્ય નજરે પડતું જણાય છે. એટલે સારો રસ્તો એ કહેવાય કે, પુરાણોનો દોષ કાઢવા કરતાં તેમણે પોતે જ મૂળ પાયા વિશેનો નિર્ણય બાંધવામાં કાંઇ સ્ખલના કરી છે કે કેમ, તેની તપાસ પ્રથમ ખાસ કરીને હાથ ધરવાનો પ્રારંભ કરે. અમારૂં આ કથન રાજા ખારવેલના હાથી-ગુંફાના લેખવાળા મગધપતિ બૃહસ્પતિમિત્ર કે જેને તેઓએ રાજા પુષ્યમિત્ર ધારી લીધો છે તેને અંગે થાય છે. આ મુદ્દો ખૂબ ઝીણવટથી લગભગ બે ડઝન દલીલો આપીને અમે પુ. ૪માં પૃ. ૨૫૨ થી ૨૬૬ સુધીમાં છણ્યો છે તથા તે બાદ પણ જે બે ચાર સ્થાને આ હકીકતને પુષ્ટિ મળતી દેખાઈ છે ત્યાં તે વિશે ઇસારો કરી બતાવ્યો છે. એટલે હવે સિદ્ધ થયું ગણાશે કે રાજા પુષ્યમિત્ર અને મગધપતિ બૃહસ્પતિ-મિત્ર કદાપિ એક હોઇ શકે તેમ છે જ નહીં. અને તેમ નથી એટલે તે બેને-શ્રીમુખ અને પુષ્યમિત્રને-સમકાલીન લેખી શકાય તેમ પણ નથી. આ પ્રમાણે તેમના કથનની માન્યતા વિશેના-પાયાનું ચણતર જ જ્યાં ખસી જાય છે, ત્યાં પછી તે ઉપર બાંધેલ સર્વ અનુમાનરૂપી ઇમારત પણ ડગમગી જાય તે દેખીતું જ છે. આ સંબંધમાં હવે વિશેષ ઉહાપોહ ન કરતાં એટલું જ જણાવીશું કે પુ. ૪માં રાજા ખારવેલના રાજ્યારંભના સમયનો નિર્ણય જે આપણે મ સં. ૯૮=ઇ. સ. પૂ. ૪૨૯માં કરી બતાવ્યો છે તથા જેનો જ આધાર લઇને, હાથીગુંફામાં દર્શાવેલ સમયઅંતરની ગણત્રીથી રાજા શ્રીમુખનો સમય એટલે કે તેના વંશની આદિ-મ. સં. ૧૦૦=ઈ. સ. પૂ. ૪૨૭માં ઠરાવી છે, તે તદ્દન સત્ય છે તથા સંદેહરહિત છે એમ હાલ તો માનવું જ રહેશે. વળી આ સો ના આંક ઉપરથી તેમના વંશનું નામ કેમ શતવહન પાડવામાં આવ્યું છે તથા તેમને શા માટે 'શાત રાજાઓ' કહીને સંબોધાય છે, તે સર્વ સ્થિતિ આગળના પરિચ્છેદે સ્પષ્ટતાપૂર્વક જણાવી દીધી છે. એટલે હવે તે વિશે જરાએ શંકા ઉઠાવવા જેવું રહેતું જ નથી; જેથી તેમના વંશની આદિનો સમય નિશ્ચિત થઇ ગયો કહેવાશે. હવે તે વંશના અંતના સમયનો વિચાર કરીશું.

"ડાઇનેસ્ટીઝ ઑફ ધી કલિ એઈજ" નામે પોતે લખેલ પુસ્તકમાં (જુઓ તેનાં પૃ. ૩૬ તથા ૭૧) મિ. પાર્જીટરે જે અનેક પૌરાણિક ગ્રંથોનું પોતે સંશોધન કર્યું છે, તેનો આધાર ટાંકીને સાર રૂપે પોતે જણાવે છે કે આ વંશના ૩૦ રાજા થયા છે તથા તેમનો એકંદર રાજ્યકાળ ૪૬૦ વર્ષનો કહેવાય છે. મજકુર અભિ-પ્રાયને સમર્થન આપતાં, કે. હિ. ઇ. લેખકે પૃ. ૩૧૮ ઉપર જણાવ્યું છે કે, A dynasty of 30 kings who ruled over Magadh during a period of 460 years=જેમણે ૪૬૦ વર્ષ જેટલો કાળ મગધ ઉપર[૩] રાજ્ય કર્યું છે તેવા ૩૦ રાજાઓના વંશ"; એટલે કે મિ. પાર્જીટરનિર્ણિત ૪૬૦ વર્ષના સમયને તેમણે કબૂલ્યો તો છે જ; ઉપરાંત વિશેષમાં ઉમેર્યું છે કે, આ રાજાઓની હકુમત મગધ દેશ ઉપર હતી. (જો કે તે વિશે તેમણે આધારનો નિર્દેશ કર્યો

(૩) ૪૬૦ વર્ષમાં સર્વસમય પર્યંત તેની હકુમત હતી કે અમુક વર્ષ પૂરતી જ હતી તે જો કે સ્પષ્ટપણે તેમાંથી સમજાતું

નથી એટલે તેટલો ભાગ માની લેવાને આપણું અંતઃકરણ અચકાશે ખરૂં). તેવી જ રીતે અન્ય સમર્થ ઇતિહાસકાર મિ. વિન્સેન્ટ સ્મિથ (જુઓ ૩જી આવૃત્તિમાં પૃ. ૨૧૨) પણ જણાવે છે કે According to Puranas the dynasty lastsd for 450–56–60 years=પુરાણગ્રંથો પ્રમાણે આ વંશ ૪૫૦–૫૬–૬૦ વર્ષ પર્યંત ચાલ્યો છે. વળી એક અન્ય સ્થાને (જુઓ એશિયાટીક રીસર્ચીઝ પુ. ૯, પૃ. ૧૦૦) પણ તે જ મતલબનું લખાણ છે. It lasted 456 to 458 years=ને (વંશ) ૪૫૬ થી ૪૫૮ વર્ષ સુધી ચાલ્યો છે. આ પ્રમાણે આ ચારે વિદ્વાનો તે વંશનો એકંદર રાજ્યકાળ ૪૫૦થી ૪૬૦ જણાવી રહ્યા છે.[૪] જ્યારે મિ. પાર્જીટરે તે વંશના પૃથક્ પૃથક્ રાજાઓનાં નામો તથા તેમના રાજ્યકાળના જે આંકડા ઊતાર્યા છે તેનો સરવાળો કરતાં તો તે સમય ૩૬૩ વર્ષનો જ થાય છે. આ વિષયની ચર્ચા, જ. બાં. બ્રં. રો. એ. સો. ૧૯૨૭ની સાલના, પુ. ૩, ભાગ ૨માં, ક્રોનોલોજી બાઇ એમ. ડફમાં તથા જ. બિ. ઓ. રી. સો. પુ. ૩ પૃ, ૨૪૬થી ૨૬૨ સુધીમાં કરાઈ હોય એમ દેખાય છે. પરંતુ દરેકમાં મેળ ખાતો નથી. કોઇમાં નામના ફેરફારો નજરે પડે છે તો વળી કોઇના ક્રમમાં ફેર દેખાય છે, તો વળી કોઈમાં પ્રત્યેકના રાજકાળના સમયમાં ફેર પડે છે. આ પ્રમાણે દરેક રીતે ચૂંથણા માલમ પડે છે. એટલે કે આ કાર્ય વિશેષ કઠીન હોય, એમ ઉપર ટપકે જોતાં પણ તરી આવે છે. છતાં ધીરજથી જો તપાસ કરાય તો તેનો ઉકેલ હાથ લાગી જાય પણ ખરો.

ઉપર જણાવેલ વિદ્વાનોએ સંમતિ દર્શાવેલ ૪૬૦ વર્ષના સમયને જો આપણે સ્વીકારી લઇએ તો, તેના આરંભકાળના સમયને ઈ. સ. પૂ. ૪૨૭ નો (ઉપર જુઓ) ઠરાવતાં, આ વંશનો અંત ઈ. સ. પૂ. ૪૨૭ + ૪૬૦=ઈ. સ. ૩૩ના અરસામાં આવ્યો માનવો રહે છે. પરંતુ તેમના શિલાલેખો અને સિક્કાઓ જોતાં તો, આ ઉપર દર્શાવેલ ઈ. સ. ૩૩નો આંક કયાંનો કયાંય પાછળ પડી જતો દેખાય છે. એટલે એવા અનુમાન ઉપર જવું રહે છે કે, જેમ અનેક બાબતોમાં બનતું આવ્યું છે તેમ, પુરાણકારોનું કથન તો સાચું જ હશે પરંતુ તેમના કથનનું દૃષ્ટિબિંદુ આપણને સમજાયું ન હોવાથી, કઈરીતે તેની ગણત્રી લેવી તેનો પત્તો લગાવી શકતા નથી. એટલે હાલ તો તે બાબત મુલતવી રાખવી ઠીક પડશે.

દક્ષિણ હિંદના ઇતિહાસના એક વિશિષ્ટ અભ્યાસી અને ગ્રંથકર્તાએ, પોતાના વિચાર[૫] આ બાબતમાં જણાવતાં લખ્યું છે કે "On the decline (not the end) of Andhra Dynasty about the year 302 A. D., for there is a coin of a Satvahan king bearing that date=ઇ. સ. ૩૦૨ની આસપાસ, કેમકે તે તારીખવાળો સતવહનવંશી રાજાનો સિક્કો મળે છે, આંધ્ર વંશની પડતી[૬] (અંત નહીં) થવાથી" એટલે તેમનું

---

નથી પરંતુ તેમણે મગધપતિ તરીકે રાજ્ય કર્યું છે એટલું તો તેઓ ચોક્કસપણે જણાવે છે જ. (શા આધારે આ કથન ઉચ્ચાર્યું છે તેનો નિર્દેશ કર્યો નથી).

(૪) આ અંકની સાર્થકતા કઈ રીતે વ્યાજબી કરે તેમ છે તે બાબત આગળ ઉપર લખીશું. (૧૯ રાજા વિશેની હકીકત જુઓ).

કો. આં. રે. પૃ. ૨૫, પારી. ૩૨—Statements contained in the Matsya–puran are remarkably in accordance with the facts as known from other sources. The Matsya gives the total period of the dynasty as 460 years and enumerates 29 kings=મત્સ્યપુરાણનાં કથનો, અન્ય સાધનોદ્વારા પ્રકાશિત હકીકતને ઘણાં જ મળતાં આવે છે. મત્સ્યપુરાણમાં આ વંશ એકંદરે ૪૬૦ વર્ષ ચાલ્યાનું અને તેમાં ૨૯ રાજા થયાનું જણાવે છે.

(૫) જુઓ જૈ. સ. ઇ. પુ. ૨, પૃ. ૭૬.

(૬) પડતી દશા એટલે લગભગ તેનો અંત જ સમજાય કેમકે પડતી દશા એટલે ખંડિયાપણું તેમજ મહત્ત્વતાની નિસ્તેજતા; એનો અર્થ તો જીવ્યા ન જીવ્યા તે બધું જ સરખું ગણાય છે. એટલે મૂળ શબ્દ 'પડતી' હોવા છતાં તેના અનુવાદમાં મેં (અંતશબ્દ) જેવો ભાવાર્થ બતાવ્યો છે.

કહેવું એમ છે કે, શતવહનવંશી રાજાનો કોઈ સિક્કો ઠેઠ ઇ. સ. ૩૦૨ સુધીનો મળી આવ્યો છે જેથી માનવું રહે છે કે ત્યાં સુધી તો તે વંશની હૈયાતી હતી જ. ઈ. સ. ૩૦૨ પછી આ વંશ ખતમ થઇ ગયો ગણાય. આ હિસાબે તેનો અંત=મ. સં. ૫૨૭+૩૦૨=૮૨૯ માં થયો જણાશે અને તેની આદિ મ. સં. ૧૦૦માં થયેલ છે જેથી આખા વંશનો સત્તાસમય લગભગ ૮૨૯-૧૦૦ =૭૨૯ વર્ષનો ગણવો પડશે. કયાં પુરાણકારનો ૪૬૦ વર્ષ તે વંશ ચાલ્યો હોવાનો મત અને કયાં આ ૭૨૯ વર્ષ સુધી ચાલ્યાનો મત? છતાં જો આ પ્રમાણે જ વસ્તુસ્થિતિ હોય તો, જરૂર સિક્કાઈ પુરાવાથી કોઇ વિશેષ મજબૂત આધાર ગણાતો ન હોવાને કારણે આપણે તેને માન્ય રાખવી પડશે પરંતુ તે મહાશયે તે સિક્કાનું નામ તેમજ તેમાં કઈ સાલ અસલ અક્ષરોમાં જણાવેલ છે, તે મુદ્દા ઉપર પ્રકાશ પાડેલ ન હોવાથી, તેમને મળતા થવામાં થોડોક સંકોચ ભોગવવો પડે છે. જ્યારે બીજી તરફ સિક્કાના આધારે ચષ્ટણવંશી ક્ષત્રપોના ઇતિહાસ પરત્વે આપણે જાણી શકયા છીએ કે તે સમયના આંધ્રવંશી ભૂપતિને સૌરાષ્ટ્ર તથા ગુજરાતમાં હરાવીને અવંતિપતિ ચષ્ટણે ઇ. સ. ૧૪૧-૨માં તેની પડતીની આદિ કરી છે.[૭] વળી કાળે કરીને આ ચષ્ટણ-વંશી ક્ષત્રપમાંના આઠમા દામસેન અને નવમા યશોદામનના રાજ્યકાળ વચ્ચેના ઇ. સ. ૨૬૧ થી ૨૬૪ સુધીના (જુઓ પુ. ૩, પૃ. ૩૮૩) ત્રણ વર્ષના ગાળામાં, દક્ષિણ હિંદના તેમના સૂબા ઈશ્વરદત્ત આભિરે સ્વતંત્ર બની પોતાના ત્રૈકૂટકવંશની સ્થાપના કરી છે અને આંધ્રપતિઓને વિશેષ દક્ષિણમાં હાંકી કાઢયા છે. આ ઈશ્વરદત્તે જ તેમને હાંકી કાઢયા છે કે તે પહેલાંથી થોડાંક વર્ષે તેમને મહારાષ્ટ્રનો મૂલક ખાલી કરી જવો પડયો હતો તે અનિશ્ચિત છે. પરંતુ વિશેષ સત્તાવાર અન્ય પ્રમાણ ન મળી રહે ત્યાં સુધી માનવું રહે છે કે આ ઈશ્વરદત્તે જ તેમને દૂર હઠાવી દીધા હતા. મતલબ કે, જે આંધ્રપતિઓને ઈ. સ. ૧૪૩ માં[૯] ચષ્ટણે ગુજરાત ખાલી કરાવરાવ્યું હતું તે જ ચષ્ટણ-ક્ષત્રપના એક સરદારે, પાછા તેમનો પીછો પકડીને ઈ. સ. ૨૬૧માં વિશેષ દક્ષિણમાં તુંગભદ્રાનદી તટે વિજય-નગરમાં હઠી જવાની ફરજ પાડી હતી. સાર એ થયો કે આંધ્રવંશની પડતી ઇ. સ. ૨૬૧ સુધી ચાલુ રહી હતી. અને ઈ. સ. ૨૬૧=મ.સં. ૫૨૭+૨૬૧=૭૮૮ ગણાય; વળી તેમની આદિ મ. સં. ૧૦૦માં થયાનું નોંધાયું છે. તે હિસાબે તેમનો સત્તાકાળ એકંદરે ૭૮૮-૧૦૦ =૬૮૮ વર્ષનો કહી શકાશે. આપણી ગણત્રી આ પ્રમાણે થાય છે. પરંતુ પુરાણકારે દર્શાવેલ મત જો કબૂલ રાખીએ તો તેમના કથન પ્રમાણે તો આંધ્રવંશ ૪૫૬થી ૪૬૦ વર્ષ ચાલુ રહ્યો ગણાયો છે.[૧૦] વળી આપણને જણાવવામાં આવ્યું છે કે પુરાણોમાં આંધ્રભૃત્યા અને આંધ્રપતિ એવા બે શબ્દ પ્રયોગો વપરાયા છે. તેમાંના આંધ્રભૃત્યાનું બિરૂદ (જુઓ ઉપરમાં પૃ. ૨૦) સમ્રાટ પ્રિયદર્શિનના મરણ બાદ (ઇ. સ. પૂ. ૨૩૫) એક રીતે તો બંધ થયું છે, છતાંયે જે આંધ્રપતિ સમ્રાટ પ્રિયદર્શિનના મરણ સમયે ગાદી ઉપર હતો તેનું મરણ ઇ. સ. પૂ. ૨૨૪માં થયું છે (જુઓ વંશાવળી આગળ ઉપર). એટલે વ્યવહારુ રીતે તે રાજાના મરણ બાદ જ સ્વતંત્ર આંધ્રપતિઓ થયા ગણાય. હવે જો આંધ્રપતિઓનો રાજ્યકાળ ૪૬૦ ગણીએ તો ઇ. સ. પૂ. ૨૨૪માં ૪૬૦ ઉમેરતાં ઇ. સ. ૨૩૬

---

(૭) જુઓ પુ. ૪, પૃ. ૧૯૬ તથા પુ. ૩, પૃ. ૪૦૫ પછી ચોડેલું કોષ્ટક; તેમાં બીજું આસન પાશ્ચાત્ય ક્ષત્રપોનું અને પાંચમું આસન આંધ્રપતિઓનું છે, તેમાં સીધી લીટી દોરીને સમય પરત્વેની તુલના કરી બતાવી છે તે જુઓ.

(૮) નીચેની ટીકા નં. ૧૧ જુઓ.

(૯) જો આ ૧૪૩ માંથી આંધ્રની પડતીનો સમય જે ગણી શકાય તેને જ, પુરાણકારોએ અંતનો સમય ગણ્યો હોય તો, ઈ. સ. પૂ. ૪૨૭થી માંડીને તે ૫૭૦ વર્ષ ચાલ્યો ગણાશે. અને વારંવાર આંકડાઓની થતી ગલતી જે પ્રાચીન ઇતિહાસમાં નજરે પડે છે તેવો અકસ્માત આ હકીકતે પણ થવા પામ્યો હોય તો કદાચ ૫૭૦ ને સ્થાને ૪૭૦ નોંધાઇ ગયા હોય! શું આ પ્રમાણે બનવા યોગ્ય છે!

(૧૦) જુઓ ઉપરની ટીકા નં. ૯.

સુધી ચાલ્યો કહેવાશે, જ્યારે ઉપરમાં તો આપણે તેને ઈ. સ. ૨૬૧ સુધી[૧૧] ચાલ્યો હોવાનું અનુમાન દર્શાવ્યું છે. પરંતુ સાથે સાથે એમ જણાવી દીધું છે કે, ઈશ્વરદત્તે તેમને હાંકી કાઢયા તે પૂર્વે[૧૧] તેમને મહારાષ્ટ્ર ખાલી કરવું પડયું હતું કે કેમ તે અનિશ્ચિત છે. એટલે પુરાણકારનું કથન—તેમના કથનનું દષ્ટિબિંદુ સત્ય તરીકે સ્વીકારવા સમજવા માટે, આંધ્રપતિનું છેવટ ઇ. સ. ૨૩૬માં લઇ જવું રહે છે અને નિશ્ચિતપણે એમ માનવું પડશે કે આંધ્રવંશના અંતને બદલે કહો કે પડતી—સાથે ઈશ્વરદત્ત આભિરપતિનો સંબંધ જે કલ્પ્યો છે તે કદાચ બરાબર હશે.

આખીયે ચર્ચાનો સાર એ નીકળ્યો કે, શતવહન વંશનો પ્રારંભ મ. સં. ૧૦૦=ઈ. સ. પૂ. ૪૨૭ માં અને તેનો અંત ઇ. સ. ૨૬૧ માં આવ્યો છે એટલે તેનો સત્તાકાળ ૪૨૭+૨૬૧=૬૮૮[૧૨] વર્ષ લંબાયેલો છે. વળી આખાયે શતવહન વંશના બે વિભાગ પાડવામાં આવ્યા છે. પહેલો વિભાગ આંધ્રભૃત્યા તરીકેનો છે. તેનો રાજ્યકાળ ૨૦૩ વર્ષનો અને બીજો વિભાગ આંધ્રપતિનો, તેનો ૪૬૦ અથવા ૪૮૫ વર્ષનો છે.

**તેમની સંખ્યા, નામાવળી તથા રાજ્યકાળ**

જ્યાં સર્વ કાંઈ અંધારામાં હોય ત્યાં ગમે તેવો પ્રયત્ન કરાય છતાં એકદમ ફળીભૂત થવાતું નથી. તેમ સંશોધન કાર્ય જ એવું છે કે, ધીમેધીમે એકને એક બાબતમાં મંડ્યા રહીએ તો કાળ જતાં, કાર્ય ગમે તેવું કપરૂં હોય તોયે તેનો ઉકેલ આવી જાય છે જ. એટલે આપણે પણ ધીરજથી આગળ વધવું રહે છે.

નામાવળી ઉભી કરવામાં કે આંકસંખ્યાનું નિર્માણ કરવામાં, પ્રથમમાં પ્રથમ સુવ્યવસ્થિત ખેડાણ જો કોઈએ કર્યું હોય, તો તે મિ. પાર્જીટર છે. તેમણે પોતાના 'ડાઈનેસ્ટીઝ ઓફ ધી કલી એઈન્જીઝ'માં, પૃ. ૩૬ તથા ૭૧–૭૨ ઉપર, અનેક પુરાણોની હસ્તલિખિત પ્રતો મેળવીને આંધ્રવંશી રાજાઓની વંશાવળી ઉપજાવી કાઢી છે. તેમજ કો. આં. રે.ના કર્તા ડૉ. રેપ્સને અને મિ. વિન્સેન્ટ સ્મિથે પણ, આ દિશામાં ઠીકઠીક પ્રયત્ન કર્યા છે. છતાં અમારી નજરે તેમાં અનેક સુધારા સૂચવવાને સ્થાન રહેલું નજરે પડે છે. કયાં કયાં તે માટે અવકાશ છે તે મોઘમ જણાવવા કરતાં પ્રથમ તેમણે કરેલા નિર્ણયની આપણે નોંધ લઈએ અને તેનું અવલંબન લઇ તેમાં કરવા જોઈતા સુધારા માટે દલીલપૂર્વક સૂચનાઓ[૧૩] રજુ કરીએ. તેમણે જે વંશાવળી તારવી કાઢી છે તે કિંચિત ફેરફાર સાથે (બીજા વિદ્વાનોના મંતવ્યની મેળવણી કરીને) આ પ્રમાણે છેઃ—

| આંક | નામ | વર્ષ |
|---|---|---|
| (૧) | શ્રીમુખ | ૨૩ |
| (૨) | કૃષ્ણ | ૧૦ |
| (૩) | શ્રી સાતકર્ણી (શ્રી મલ્લિક) | ૧૦ |
| (૪) | પૂર્ણોત્સંગ | ૧૮ |
| (૫) | સ્કંધસ્તંભી | ૧૮ |
| (૬) | શાતકરણિ | ૫૬ |
| (૭) | લંબોદર | ૧૮ |
| (૮) | આપિલિક (દિવિલક) | ૧૨ |
| (૯) | મેઘસ્વાતિ | ૧૮ |
| (૧૦) | સ્વાતિ | ૧૮ |
| (૧૧) | સ્કંદસ્વાતિ | ૭ |
| (૧૨) | મૃગેંદ્ર (મૃગેંદ્ર સ્વાતિકર્ણ) | ૩ |
| (૧૩) | કુંતલ (કુંતલ શાતકરણિ) | ૮ |
| (૧૪) | સ્વાતિવર્ણ | ૧ |
| (૧૫ | પુલોમાવિ (પદુમાન) | ૩૬ |
| (૧૬) | અરિષ્ટકર્ણ | ૨૫ |
| (૧૭) | હાલ | ૫ |
| (૧૮) | મંતલક ઉર્ફે પત્તલક | ૫ |

(૧૧) મ. સ. ૭૮ અને ૧૦૩ (ચષ્ટણવંશની સ્થાપનાનો ખરો સમય)ની વચ્ચેના ૨૫ વર્ષનો ફેર જે સ્પષ્ટ ભાસે છે તે આ ૨૩૬માં ઉમેરતાં ૨૬૧ આવી રહે છે.

(૧૨) નીચે પૃ. ૩૧, ટી. નં. ૨૧ માં ૬૬૧ લખ્યા છેઃ અહીં ૬૬૩ આવે છેઃ આ બે વરસનો ફેર એટલા માટે છે કે જુદા જુદા વિભાગે ાા–ાાા વર્ષ હોય તેને આખું ગણવામાં આવે છે તેમજ ઇ. સ. પૂ. અને ઇ. સ. ના વર્ષોમાં બાદ કરતાં જુદી જ પદ્ધતિએ કામ લેવાય છે તેને લઇને, આ ફેર પડયો સમજવો. બાકી તો ૬૬૧ સાચો આંક જાણવો.

(૧૩) આમાંની કેટલીક દલીલો, આધારો તથા પુરાવાઓ પૃ. ૦ ઉપર નામાવળી અને વંશાવળી આપતી વખતે ત્યાં ઉતાર્યા છે, તથા કેટલાક તે તે રાજાઓનાં વૃત્તાંતમાં અપાયા છે તે ત્યાંથી જોઇ લેવા.

| આંક | નામ | વર્ષ |
|---|---|---|
| (૧૯) | પુરિકસેન (પુરિંદ્રસેન) | ૨૧ |
| (૨૦) | સુંદર શાતકરણિ | ૧ |
| (૨૧) | ચકોર | ૬ માસ |
| (૨૨) | શીવસ્વાતિ | ૨૮ |
| (૨૩) | ગૌતમીપુત્ર | ૨૧ |
| (૨૪) | પુલોમા | ૨૮ |
| (૨૪અ) | શાતકરણિ | ૨૯ |
| (૨૫) | શીવશ્રી (શીવશ્રી પુલોમા) | ૭ |
| (૨૬) | શીવસ્કંધ | ૩ |
| (૨૭) | યજ્ઞશ્રી | ૨૯ |
| (૨૮) | વિજય | ૬ |
| (૨૯) | ચંદ્રશ્રી | ૧૦ |
| (૩૦) | પુલોમાન | ૭ |
| | કુલ વર્ષ | ૪૮૧ |

ઉપરમાં આપણે પ્રત્યેક રાજવીની ત્રણ બાબતો વિચારવા માટે દર્શાવી છે. એક તેમનો અનુક્રમ આંક, બીજું તેમનું નામ અને ત્રીજુ તેમનો શાસનસમય. આ ત્રણે મુદ્દા શોધવાની જરૂર છે. એક પછી એક લઈ ને વિચારીએ.

પાર્જીટર સાહેબે જે નામાવળી ઉપજાવી કાઢી છે તેમાં આંક સંખ્યા ૩૦ ની લખી છે. પરંતુ બારિકાઈથી નિહાળતાં, ૨૪ અને ૨૫ ની વચ્ચે ૨૪અ નો આંક છે એટલે તેને ગણત્રીમાં લેતાં તે સંખ્યા ૩૧ ની થશે. અથવા જો ૩૦ ની જ સંખ્યા કાયમ રાખવી હોય તો, ૨૪અ વાળું નામ, ૨૪ કે ૨૫ માના, બીજા નામ તરીકે લેખવું પડશે. પરંતુ તેમણે તો પુરાણોના આધારે તે સંખ્યા ત્રીસ કે એકત્રીસને બદલે ઉલટી એકની ઓછી બતાવીને તે ૨૯ હોવાનું દર્શાવ્યું છે એટલે વારંવાર જેમ બનતું આવ્યું છે તેમ, અત્રે પણ પુરાણકારના તે કથનનું ધ્યેય કાંઈ અન્ય જ હોવું જોઇએ જેથી માનવું રહે છે કે, સમગ્ર સમુહે ૩૦ કે ૩૧ ને બદલે આખા વંશને તેમણે બે વિભાગમાં વહેંચી નાંખ્યો હોવો જોઇએ; જેમાંના એક વિભાગે ૨૯ ની સંખ્યાનો સમાવેશ થઇ જતો હોય અને બીજા વિભાગે કોઇ અન્ય સંખ્યા તેનાથી તદન અલગ જ હોય. આ અનુમાનને બે હકીકતથી ટેકો મળતો જણાય છે. એક તેમની ઓળખના અંગેની છે અને બીજી તેમના સમયના અંગેની છે. ઓળખ સંબંધમાં જણાવવાનું કે, તેમણે કેટલાકને આંધ્રભૃત્યા તરીકે અને કેટલાકને કોઈપણ બિરૂદ રહિત, એમ બે પ્રકારના રાજા તરીકે ઓળખાવ્યા છે એટલે આપણે પણ તેમને અનુક્રમે આંધ્રભૃત્યા અને આંધ્રપતિ તરીકે ઓળખાવીએ તો સર્વથા ઉચિત જ લેખાશે; જેથી આખા વંશને આપણે બે વિભાગમાં વહેંચી નાખવો પડયો છે એમ સમજવું રહેશે. બીજી હકીકત જે સમયને લગતી છે તે પણ બે વિભાગમાં જ વહેંચી નાંખવી પડશે કેમકે, જ્યારે તેમના વંશને જ બે વિભાગે છૂટો પાડયો છે ત્યારે તેમના સમય નિર્માણ માટે પણ બે વિભાગ કરવા જ રહ્યા. વળી વિશેષ આવશ્યક્તા તો એટલા ઉપરથી દીસી આવે છે કે, આખાવંશનો સત્તાકાળ આપણે લગભગ ૬૬૩ વર્ષનો સાબીત કરી બતાવ્યો છે ત્યારે પુરાણ-કારો તો તેને માત્ર ૪૬૦ વર્ષનો જ હોવાનુ જણાવે છે; છતાંયે પાર્જીટર સાહેબ, જેમણે પુરાણો ઉપરથી બધું શોધી કરીને તારવણી કરી છે અને જેમણે તેને આધારે જ કામ લીધે રાખ્યું છે, તેમણે જ નોંધી બતાવેલ આંકનો કુલ સરવાળો તો ૪૬૦ને બદલે ૪૮૧ વર્ષનો થાય છે. એટલે કે આ સર્વ પ્રાથમિક નજરે જુએ તેને પણ તેમાં અનેક પ્રકારની અસંગતતા દેખાઈ આવે છે. મતલબ કે ઓળખ અને સમય—એ બંને પ્રકારે વિચારણા કરતાં સિદ્ધ થાય છે કે રાજાઓના નામાવળીમાં કયાંક ભેદ છૂપાયલ હશે; તેથી તપાસ કરવી રહે છે કે, કયા વિભાગમાં ૨૯ રાજાઓ થયા હતા અને કયો વિભાગ ૪૬૦ વર્ષ પર્યંત સત્તા ઉપર રહ્યો હતો અથવા તો કોઈ વળી ત્રીજું જ તત્ત્વ તેમાં ઘુસી ગયું છે કે કેમ ?

પ્રાચીન સમયે સમસ્ત ભારતવર્ષમાં ગણરાજ્ય અથવા અકેન્દ્રિત રાજ્યત્વની ભાવના પ્રચલિત હોવાથી, પરાજિત રાજાને ખંડિયો—ભૃત્ય હોવાનું કબૂલ કરાવીને તેના રાજ્યાસને તેને પુનઃ સ્થાપિત કરવામાં આવતો હતો; જ્યારે સમ્રાટ પ્રિયદર્શિનના મરણ બાદ—ઇ. સ. પૂ.ની બીજી સદીના અંત બાદ, સ્વતંત્ર રાજ્યત્વ અથવા કેન્દ્રિત રાજ્યત્વની ભાવના સ્થાપિત થવા લાગી હતી, એટલે પરાજીત રાજાનું રાજ્ય વિજેતાના રાજય સાથે ભેળવી દેવામાં આવતું હતું, જેથી ખંડિયાપણું અદૃશ્ય થઈ ને સર્વ રાજાઓ

પોતપોતાના રાજ્ય વિસ્તારમાં સ્વતંત્ર બની રહેતા; જે ફેર પડતો તે એટલો જ કે હારી જતા રાજાનો રાજ્યવિસ્તાર પોતાની હારના પ્રમાણમાં અને કરવામાં આવતી સુલેહની શરતોને આધિન રહીને તેટલા અંશે સંકુચિત બનતો હતો. આ પરિસ્થિતિનો કાંઈક ખ્યાલ આપણે પૃ. ૧૮ થી ૨૦ સુધીમાં આંધ્રભૃત્યા શબ્દનું વિવેચન કરતાં આપી ગયા છીએ. તેમજ આગળ ઉપર પ્રસંગોપાત આપવામાં પણ આવશે (ખાસ કરીને શાતકરણિ છઠ્ઠા અને સાતમાના રાજ્ય વૃત્તાંતમાં). આ નિયમાનુસાર આંધ્રવંશી રાજાઓમાં પણ બે વર્ગ હૈયાતી ધરાવતા હતા. એક આંધ્રભૃત્યા અને બીજો સ્વતંત્ર આંધ્રપતિઓ.

પુરાણકારે ૨૯ રાજાઓ હોવાનું જે જણાવ્યું છે તેમને આંધ્રપતિ તરીકેનું બિરદ અર્પ્યું છે. જ્યારે આ વંશના આદિ પુરૂષને તેમજ તે બાદ થયેલ કેટલાક થોડાઓને–શાતકરણિ કહીને તેમણે સંબોધ્યા છે. આ બિરૂદની સત્યતા તેમના પોતાના શિલાલેખ અને સિક્કા ઉપર કોતરાવેલ નામ ઉપરથી પણ આપણને મળી આવે છે, એટલે સમજાય છે કે જેમને પુરાણકારે આંધ્રપતિ કહીને સંબોધ્યા છે તે, આપણને ઉપર સમજાવેલ વ્યાખ્યા પ્રમાણેના સ્વતંત્ર આંધ્રપતિઓ જ હશે અને ગણરાજ્ય પદ્ધતિના કાળ દરમ્યાન જે આંધ્રવંશીઓ થઈ ગયા તેઓ શાતકરણિ અથવા તો તેમના રાજ્યત્વના મોભા પ્રમાણે આંધ્રભૃત્યા કે સામાન્ય શતવહનવંશી ઈત્યાદિથી ઓળખાવાતા હશે. આ ઉપરથી એટલો સાર નીકળે છે કે, સમ્રાટ પ્રિયદર્શિનના મરણ બાદ જે આંધ્રપતિઓ થયા હતા તેમની સંખ્યા ૨૯ હતી, એવું પુરાણકારો જણાવે છે.[૧૪] જ્યારે સમ્રાટ પ્રિયદર્શિનના મરણ પૂર્વે–એકેન્દ્રિત રાજ્યત્વની ભાવનાનો લોપ થયો તે પૂર્વે–લગભગ સાત રાજાઓ થઇ ગયા છે (આગળ ઉપર નામાવળી જે ગોઠવી બતાવી છે તે જુઓ) તેમાંથી આંધ્રભૃત્યા અને આંધ્રપતિ તરીકે કોણ કોણ ગણાય તે બેની વચ્ચે સ્પષ્ટપણે (demarcation line) ભેદ પાડી બતાવવો જરા કઠીન છે, કેમકે જે સમયે આ રાજ્યપદ્ધતિ નાબુદ થવા માંડી છે ત્યારે તેનો અમલ કાંઈ એકદમ થવા નહોતો માંડયો; તેમજ સમ્રાટ પ્રિયદર્શિનના મરણ સમયે જે શાતકરણિ ગાદિ ઉપર હતો તે પોતે આ બંને પદનો ભોગી પણ થયો છે. એટલે તેને આંધ્રભૃત્યમાં લેખવો કે આંધ્રપતિમાં લેખવો તે પ્રશ્ન થાય છે. આવી પરિસ્થિતિ હોવાને અંગે કેટલીક અપેક્ષાએ આંધ્રભૃત્યાની સંખ્યા ૬ થી[૧૫] ૧૦ સુધી[૧૬] પણ ગણવી રહે છે. (જે આગળ ઉપર આંધ્રભૃત્યાના પારિગ્રાફે સમજાવીશું). આ હિસાબે બન્ને વર્ગના મળીને ૨૯ + ૭ થી ૧૦ = ૩૬ થી ૩૯ રાજાઓ થયા કહેવાશે.

ફીટ્ઝરાલ્ડ હોલ (Fitzerald Hall) નામનો વિદ્વાન આંધ્રપતિ રાજાઓની સંખ્યા માત્ર ૧૯ની જ કહે છે. તે કથન પણ એક રીતે વિચારવા યોગ્ય છે. તેનો ઉકેલ અમારી મતિથી નીચે પ્રમાણે બે રીતે આપી શકાય છે. (૧) એક એ કે ઇતિહાસના જ્ઞાનથી આપણે એમ તો જાણીએ છીએ કે, આંધ્રપતિઓમાં એક એવો પ્રબળ પ્રતાપી અને પરાક્રમી રાજા થયો છે કે જેણે 'શકસંવત' (જુઓ પુ. ૪ પૃ. ૯૯ તથા આ પુસ્તકે આગળ ઉપર) પ્રવર્તાવ્યો હતો. એટલે તેના ઉદ્ભવ સુધીના રાજાઓને આંધ્રપતિઓ તરીકે અને તે બાદ થયેલ સર્વેને

(૧૪) બીજી રીતે પણ ૨૯ ની સંખ્યા બતાવી શકાય છે તે માટે જુઓ નીચેની ટીકા નં. ૧૯નું મૂળ લખાણ.

(૧૫) શાતકરણિની સંખ્યાનો આંક ૭ નો છે; તે આંધ્રપતિ તરીકે પણ ગણાય તેમ છે એટલે તેનો નંબર બાદ કરીએ તો તે સિવાયના ૬ આંધ્રભૃત્યા કહેવાય અને તેની સાથેની સંખ્યા ૭ ની કહેવાય: જ્યારે વચ્ચે નં. ૪ નો રાજા છે તે બે વખત ગાદીએ આવ્યો છે એટલે તેનું નામ બે વખત ગણીએ તો તેની સંખ્યા ૮ની કહેવાશે.

(૧૬) ઉપરમાં ૬, ૭ અને ૮નો ખુલાસો આપ્યો છે, જ્યારે ૯ અને ૧૦ના આંકના ખુલાસા માટે નીચેની ટીકા નં. ૧૮ જુઓ.

'શક સંવતના સ્થાપક'ના વંશ તરીકે ઓળખાવી શકાય. આ પ્રમાણે બનવા પામ્યું હોય તો કાંઇ અયોગ્ય પણ નહીં કહેવાય. આ ગણત્રીથી ઉપરની ૨૯ની સંખ્યામાંથી પ્રથમના ૧૯ ને આંધ્રપતિ ગણવા અને શેષ રહેતા[૧૭] અથવા પાછળના ૧૦ને શક સંવત સ્થાપકના વંશજો કહેવા. આ પ્રમાણે આંધ્રપતિના બે વિભાગ પાડતી વખતે પણ જે મુશ્કેલી આંધ્રભૃત્યા અને આંધ્રપતિના ભેદ પાડતા જણાઈ હતી તે આડી આવીને ઉભી રહે છે. કેમકે ૧૯મા આંધ્રપતિનો રાજ્યકાળ કેટલોક પસાર થઈ ગયો હતો ત્યારે જ શક પ્રવર્તાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો એટલે તેનું નામ પણ બન્ને વિભાગમાં નોંધવું પડશે. (૨) બીજી રીત એ કે-(અને જે વધારે વજનદાર કહી શકાય તેમ છે કેમકે તે સ્થિતિ સિક્કા ઉપરથી સાબિત થઈ શકે છે,) આ આંધ્રવંશની પડતી અવંતીપતિ મહાક્ષત્રપ રાજા ચષ્ઠણના વંશ જે ઇ. સ. ૨૩૬ની આસપાસમાં તે વખતના પૈઠણપતિને હરાવીને દક્ષિણમાં હઠી જવાની પાડેલ ફરજના સમયથી ગણવી રહે છે. તે રાજાનો આંક નં. ૨૮ થી ૩૦ છે. (જુઓ આગળ ઉપરની નામાવળી). આ ૨૮ માંથી ૧૯ ને બાદ કરીએ તો ૯ આવશે અને તે રાજા અપિલકનો છે. એટલે ફીટઝરાલ્ડ સાહેબના કથનનો સાર એ નીકળે છે કે, રાજા અપિલક સુધીના નવ રાજાઓને[૧૮] ભૃત્યા કહેવા જોઇએ અને તે બાદ ૧૦ મા રાજાથી માંડી ૨૮-૩૦ સુધીના ૧૯ રાજાઓને આંધ્રપતિ કહેવા જોઇએ, અને તે બાદ તો તેમને રાજનગરનું મુખ્ય મથક જે પૈઠણ હતું તે ત્યજી દઈને તુંગભદ્રા નદીના તટ ઉપર વિજયનગર આસપાસના નાના પ્રદેશના એક નાના જાગીરદાર તરીકે જીવન ગુજારવું પડયું હોવાથી, ન તો તેમને આંધ્રપતિ તરીકે ઓળખાવવા રહે કે ન તો તેમને ભારતીય પ્રદેશના મોટા રાજવંશના રાજવીઓ તરીકેની ગણના કરવી રહે. એટલે તેમના કહેવા પ્રમાણે આખા વંશના ૯ + ૧૯ = ૨૮ અઠ્ઠાવીશ જ રાજા ગણવા જોઇએ. તેમાં પણ પ્રથમના નવમાંથી ચોથા નંબરવાળો રાજા બે વખત ગાદી ઉપર આરૂઢ થયેલ હોવાથી તે સંખ્યામાં એકની વૃદ્ધિ કરી આંધ્રપતિઓની સંખ્યા ૨૮ને સ્થાને ૨૯ની પણ ગણી શકાય, કે જે પ્રમાણે પુરાણકારોનું કહેવું થતું હતું અને જેનો ઉકેલ ઉપરમાં[૧૯] આપણે અન્યથા સૂચવ્યો છે.

ફીટઝરાલ્ડ સાહેબના કથન ઉપરથી એક બીજી વસ્તુસ્થિતિનો ઉકેલ પણ મળી આવે છે કે જે રાજપદ્ધતિનું ધોરણ ચાલ્યું આવતું હોવાનું તથા

(૧૭) સિક્કાના અભ્યાસથી માલુમ પડે છે કે માંડલિક પણું (Semi-dependent)તો ઠેઠ શકારી વિક્રમાદિત્યના સમય સુધી (ઇ. સ. પૂ. ૫૭) થોડે ઘણે અંશે ચાલુ જ રહ્યું છે. તેમાંય આંધ્રવંશી રાજાઓના સિક્કાઓમાંથી "ઉજ્જૈનનું ચિન્હ" નાબુદ થયું છે એટલે તે દૃષ્ટિએ આંધ્રભૃત્યનું બિરૂદ વિક્રમાદિત્યના સમકાલિન નં. ૧૭ આંધ્રપતિ સુધી ચાલુ હતું એમ કહી શકાય. (બીજી બાજુ એમ પણ લાગે છે કે ઉજ્જૈનનું ચિન્હ તો આ રાજાઓનું મિત્રાચારીદર્શક છે. નહીં કે માંડલિકપણાની સ્થિતિ સૂચવતું.)

(૧૮) આ ગણત્રીએ નવ આંધ્રભૃત્યાઃ કહેવાય, તે માંયે નં. ૪ વાળો ભૂપતિ બે વખત ગાદીએ આવ્યો છે. અને તે બે વખતની વચ્ચે એક અન્ય રાજવીનું રાજ્ય દશ વર્ષ ચાલ્યું છે. એટલે તે હિસાબે જો આંક સંખ્યામાં એકનો વધારો કરીએ તો અપિલકનો આંક ૧૦ મો આવશે. અને ઉપરના નં. ૪ના રાજવીનું નામ બેને બદલે એક વખત જ ગણાય તો આંધ્રભૃત્યાની સંખ્યા ૯ની કહેવાશે.

પરંતુ આંધ્રભૃત્યાઃની સંખ્યા ૭ ની જ હોય તો ૧૯ આંધ્રપતિ ગણતાં જે રાજાને ચષ્ઠણ વંશીએ હરાવ્યો તેનો નં. ૨૮ આપણે લેખાવ્યો છે તેને બદલે તેને ૨૬ મો કરવો પડશે. અને તે હિસાબે આખીયે ઠરાવેલી વંશાવળીમાં નં. ૭ થી ૨૮ સુધીમાં કોઇક બે રાજાને કમી કરવા પડશે. સંખ્યા કમી કરવા છતાં સમયનું અંતર તો (નં. ૭ થી ૨૮ સુધીનું) કાયમ જ રહેશે. એટલે બે રાજા કમી થતાં બાકીના રાજ્યકાળના વર્ષમાં ફેરફાર કરવો રહેશે. આ ફેરફાર અરિષ્ટકર્ણ અને નં. ૭ વાળા શાતકરણિની વચ્ચેના ગાળામાં જ કરવો રહેશે. તેનું કારણ આગળ ઉપર જણાશે.

(૧૯) જુઓ ઉપરમાં ટી. નં. ૧૪.

અન્ય ઐતિહાસિક પરિસ્થિતિ અત્યાર સુધી આપણે મનાવતા આવ્યા છીએ, તે સર્વને સમર્થન મળી જતું પુરવાર થઇ જાય છે. જેમકે, રાજા અપિલકનું મરણ ઈ. સ. પૂ. ૧૯૫માં થયાનું આપણે વંશાવળીમાં દર્શાવ્યું છે. તે સમયે અવંતિપતિ તરીકે શુંગવંશી અગ્નિમિત્રનું રાજ્ય ચાલતું હતું. તેણે વિદર્ભપતિને હરાવીને તેની કુંવરી માલવિકા સાથે લગ્ન કર્યું હતું. આ વિદર્ભપતિ કદાચ આંધ્રપતિ અપિલક પોતે પણ હોય અથવા તો તેના હાથ તળેનો કોઇ સુબો જેને મહારથી બિરૂદ અપાતું હતું અને આ પ્રાંત ઉપર આંધ્રપતિ તરફથી હકુમત ચલાવતો હતો તે પણ હોય. એટલે સીધી કે આડકતરી રીતે શુંગવંશીના ખડિયા તરીકે[૨૦] આંધ્રપતિઓએ પોતાને ભૃત્યા જાહેર રીતે સ્વીકાર્યા હતા. આ વસ્તુસ્થિતિ કેમ બનવા પામી હતી તેનું અનુસંધાન પણ અત્રે સંક્ષિપ્તમાં જણાવી દઇએ એટલે બરાબર સમજી શકાશે. આ વિદર્ભપ્રાંત ઉપર મગધપતિ તરીકે નંદવંશની સત્તા ચાલતી હતી અને તે પ્રદેશઉપરના સૂબાને મહારથી નામથી સંબોધાતો હતો. (જુઓ પુ. ૧ માં નંદવંશનું વૃત્તાંત તથા પુ. ૩ માં અગ્નિમિત્રનું વૃત્તાંત). નંદવંશી રાજા મહાપદ્મ અથવા નંદબીજાના મરણ સમયે રાજગાદી માટે ઝગડો ઉભો થયો હતો તેમાં છેવટે ક્ષત્રિયાણી પુત્રોને મગધપતિ બનાવવામાં આવ્યા હતા એટલે તેના શૂદ્રાણીપુત્રો જે ક્ષત્રિયાણીપુત્રો કરતાં ઉમરે મોટા હતા, તેઓ પોતાને થયેલ અન્યાય બતાવવા ખાતર મગધનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા હતા. તેમાંનો એક શ્રીમુખ તરીકે જે ઇતિહાસમાં પ્રસિદ્ધ થયો છે અને આ આંધ્રવંશનો સ્થાપક છે તેના પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રીએ પ્રથમ આ વિદર્ભપ્રાંત ઉપર પોતાની સત્તા સ્થાપી હતી તથા તેના સૂબા—મહારથી—ની પુત્રીને પોતે પરણ્યો હતો. તે ગૌતમીપુત્ર બીજો કોઇ નહિ પણ પેલા નાનાઘાટના શિલાલેખવાળી તથા પોતાના એ નાના પુત્ર તરફથી નાસિકના શિલાલેખમાં રાજ કરતી રાણી નાગનિકાના પતિ તરીકે જે યજ્ઞશ્રીને ઓળખાવ્યો છે તે જ વ્યક્તિ છે, (તેનું વિશેષ વર્ણન તેના રાજ્યાધિકારે બતાવીશું). તે વખતથી આ પ્રાંત ઉપર અવારનવાર આંધ્રવંશનું, નંદવંશનું અને મૌર્યવંશનું સાર્વભૌમત્વપણું બદલાતું રહ્યું છે. છેવટે શુંગવંશી અગ્નિમિત્રના તાબે તે પ્રદેશ આવ્યો છે. (આ બધી હકીકત પ્રત્યેકના સિક્કા ઉપરથી સાબિત કરી શકાય છે). અગ્નિમિત્રના મરણ બાદ શુંગવંશની પડતી થતાં અને તે સમયે કેન્દ્રિતભાવનાની સંપૂર્ણપણે સ્થાપના થઈ જવાથી "ભૃત્યા" કહેવરાવવાની પ્રથા બંધ પડી ગઈ છે અને આંધ્રપતિઓ સ્વતંત્ર વંશના ભૂપતિઓ તરીકે ઓળખાવવા મંડયા છે. મતલબ કે આ ગણત્રીથી આપિલક તે છેલ્લો જ આંધ્રભૃત્ય હતો. દશમા નંબરવાળો રાજા આવી પ્રથમ આંધ્રપતિ હતો, અને જે નં. ૨૮ના રાજાને મહાક્ષત્રપ ચષ્ઠણના વંશ જે ઈ. સ. ૨૩૬ આસપાસ હરાવ્યો છે તે અંતિમ આંધ્રપતિ હતો.

ઉપરમાં જુદી જુદી રીતે જે સમજૂતિઓ અને ઉકેલ કરી બતાવ્યો છે તેનો સમગ્ર રીતે ટૂંક સાર આ પ્રમાણે કરી શકાશે. આખા વંશના ત્રણ વિભાગ (૧) આંધ્રભૃત્યા (૨) આંધ્રપતિ (૩) અને શક રાજાઓ. પ્રથમ વિભાગમાં છ રાજાઓનો પૂરો અમલ અને સાતમાનો મોટો ભાગ; અથવા સાત રાજાઓ. દ્વિતીયમાં સાતમાનો થોડો ભાગ, તે પછી અઢારનો પૂરો અમલ અને ઓગણીસમાનો મોટો ભાગ અથવા વીસ રાજાઓ; અને તૃતીયમાં ઓગણીસમાનો થોડો ભાગ તથા બીજા દસનો સંપૂર્ણ અમલ એટલે કુલ અગિયાર રાજાઓ. અને સર્વ વિભાગો એકઠા કરીને લેખવા હોય તો ૭ ૧૯ ૧૦

રાજાઓની સંખ્યા=૬ + ૧ + ૧૮ + ૧ + ૧૦ = ૩૬

છત્રીસ થઈ ગણાશે. ૦।।—૦।। ૦।।—૦।।

(૨૦) અથવા વધારે નહીં તો વૈદિકધર્માનુયાયીના વડા તરીકે શુંગપતિઓને કબૂલ રાખ્યા તરીકેની ઓળખાણ પણ ગણાય; કેમકે આંધ્રપતિઓએ, છઠા રાજાના સમયથી પોતાનો કુળધર્મ જે જૈન હતો તે બદલીને પતંજલીમહારાયના આશ્રય તળે વૈદિકધર્મ અંગિકાર કર્યો હતો. આ સ્થિતિ કેટલોય વખત સુધી, એમ કહો કે લગભગ ૭૫ વર્ષ સુધી, ચાલુ રહી હતી. (આ બધું વર્ણન તે તે રાજવીના વૃત્તાંત લખતી વખતે તેમજ ધર્મક્રાંતિના પારિગ્રાફે લખીશું.)

તેમની આંકસંખ્યા આ પ્રમાણે નક્કી ઠરાવ્યા બાદ હવે તેમના-ત્રણે વિભાગોનો-સમય વિચારીશું. તે બાદ તે સર્વે રાજાઓનાં ક્રમાનુક્રમ તથા પ્રત્યેક રાજાઓનો રાજ્યકાળ કેટલા વર્ષ ચાલ્યો હતો તેની ચર્ચા કરીને નિર્ણય બાંધીશું, એટલે આખાયે વંશની સંપૂર્ણ વંશાવળી ઉભી થઈ ગણાશે.

વિભાગવાર સમય—(૧) શાત શબ્દનું વિવેચન કરતાં જોઇ ગયા છીએ કે, આ વંશની સ્થાપના રાજા શ્રીમુખે મ. સં. ૧૦૦=ઈ. સ. પૂ. ૪૨૭માં કરી છે, તેમજ આ આંધ્રભૃત્ય શબ્દના વિવેચનમાં જોઇ ગયા છીએ કે સમ્રાટ પ્રિયદર્શિનના મ. સ. ૨૯૦માં નીપજેલા મરણ બાદ રાજા શાતકરણિ સ્વતંત્ર થયો હતો પરંતુ પોતે મ. સં. ૩૦૧માં મરણ પામ્યો છે. એટલે જો આંધ્રભૃત્યા શબ્દની યથાર્થપણે વિચારણા થાય તો તો મ. સં. ૧૦૦થી ૨૯૦ સુધી = ૧૯૦ વર્ષ સુધી જ તે સ્થિતિ ચાલી કહેવાય. પરંતુ વ્યવહારિક ગણના કરવામાં આવે તો ૩૦૧ સુધી એટલ ૨૦૧ વર્ષ પર્યંત તે સ્થિતિ પ્રવર્તી રહી હતી એમ ગણવું પડશે. (૨) આંધ્રવંશ અથવા સ્વતંત્ર આંધ્રપતિઓનો રાજ્યકાળ પુરાણકારના મતથી ૪૫૬ થી ૪૬૦ વર્ષ ચાલ્યો છે. કાર્યની સરળતા માટે ૪૬૦ નો આંક માન્ય કરી લઇએ. એટલે જો શબ્દાર્થ પ્રમાણે ગણત્રી કરાય તો તેની આદિ, ઉપરના પ્રથમ વિભાગે જણાવ્યા પ્રમાણે મ. સં. ૨૯૦માં લેખવી પડશે અને તેનો અંત ૨૯૦+૪૬૦= મ. સં. ૭૫૦=ઈ. સ. (૭૫૦ -૫૨૭)૨૨૩માં ગણાશે અથવા તો ૩૦૧+૪૬૦= મ. સં. ૭૬૧ માં[૨૧]=ઈ. સ. ૨૩૫માં ગણવી પડશે. વાસ્તવિકપણે તો હંમેશાં વ્યવહારને જ માન આપવું રહે છે એટલે તેનો અંત ૨૩૫માં જ આવ્યો હતો એમ ગણીને જ આપણે કામ લઈશું. (૩) હવે રહ્યો ત્રીજો વિભાગ શક રાજાઓનો. શકસંવતની સ્થાપના ઈ. સ. ૭૮માં થઈ છે અને ઉપરના દ્વિતીય વિભાગમાં સ્વીકાર કરી ગયા પ્રમાણે તેનો અંત ઈ. સ. ૨૩૫માં લેખીએ તો ૨૩૫-૭૮=૧૫૭ વર્ષ પર્યંત તે ચાલ્યો ગણાશે. પરંતુ જેમ દ્વિતીય વિભાગે વ્યવહારિકપણાથી ગણના કરવાનું ડહાપણભર્યું માન્યું હતું, તેમ અત્ર પણ જો તેમ કરીએ તો શક સંવત્સરની સ્થાપનાના સમયથી તેનો હિસાબ માંડવાને બદલે તેના પ્રવર્તકના મરણ નીપજ્યા પછી ગણવો રહે; અને તેનું મરણ અત્યારે જણાયું છે (જુઓ તેનું વૃત્તાંત) તે પ્રમાણે તે સંવતની સ્થાપના થયા બાદ ચોથે કે પાંચમે વર્ષે થયું હોવાનું જણાય છે. તે ઉપરથી ઇ. સ. ૮૩માં શકરાજની આદિ ગણવી રહે અને અંત ૨૩૫માં ગણતાં તે વિભાગનો સત્તાકાળ ૧૫૩ વર્ષનો લેખાશે.

આ પ્રમાણે ત્રણ વિભાગનો સત્તાકાળ નક્કી થઇ ગયો. હવે તેમનો ક્રમાનુક્રમ અને પ્રત્યેકનો રાજ્યકાળ વિચારીએ એટલે કે જેને સાદી ભાષામાં વંશાવળી કહેવાય છે તેમાં ગોઠવીએ.

વંશાવળી ગોઠવવાનું કાર્ય તો સર્વ કરતાં અતિ કઠિન જ છે; તેમાંયે જે જે ગ્રન્થકર્તાએ પ્રયત્ન કરી જોયો છે તેમાંના કોઈનું પરિણામ કોઇને મળતું જ નથી આવતું, એટલે વળી તે કાર્ય વિશેષ કઠિન બને છે. છતાં ઉપરમાં સાબિત કરી ગયા પ્રમાણે તે વંશનો એકંદર રાજ્યકાળ તથા સંખ્યા આપણે જાણી ચૂકયા છીએ, એટલે તે આધારે આગળ વધવાને ઘણું સૂતર થઇ પડયું સમજાય છે. તદુપરાંત આપણે રાજાઓની ઓળખના ત્રણ વિભાગો સુવ્યવસ્થિતપણે અને કેટલીક હકીકત સાથે નક્કી કરી શકયા હોવાથી, વિશેષ અનુકૂળતા સાંપડી ગયેલી દેખાય છે. જો કે આપણો પ્રયાસ સર્વથા સ્વીકાર્ય જ થઈ પડશે એમ તો અત્યારે ન જ કહી શકાય, છતાં એટલું જરૂર ધારી શકાશે કે અત્યાર સુધી આદરેલા સર્વ પ્રયોગોમાં આપણે તારવી કાઢેલ હકીકતનું સ્થાન એકદમ ઉંચુ ગણવા યોગ્ય તો થશે જ. આટલું પ્રસ્તાવિક વિવેચન કરી હવે આપણા પ્રયત્નમાં આગળ વધીયે.

---

(૨૧) તેની સ્થાપના ૧૦૦માં અને અંત ૭૬૧માં થયો ગણીએ તો તેનો સમગ્ર કાળ ૭૬૧-૧૦૦=૬૬૧ વર્ષનો લેખાય.

સરખાવો ઉપરમાં ટી. નં. ૧૨૦

આ કાર્યમાં પણ પ્રસ્તુતપણે આપણે સ્થાપિત કરેલ ધોરણ અનુસાર મિ. પાર્જીટરે તૈયાર કરેલી અને પૃ. ૨૬ ઉપર ઉતારેલી નામાવળીનું જ અવલંબન લેવું સુગમ થઇ પડશે. પ્રથમમાં આપણે તેને જે ત્રણ વિભાગોની ચર્ચા ઉપર કરી ગયા છીએ તેના સાર તરીકે, કોષ્ટકના રૂપમાં ઉતારી લઇએ કે જેથી તેના ઉપર વારંવાર નજર રાખીને દલીલ કરી શકાય.

| વિભાગ | રાજાની સંખ્યા | | એકંદર રાજ્યકાળનાં વર્ષ | |
|---|---|---|---|---|
| | મિ. પાર્જીટરના મતે | આપણા મતે[22] | મિ. પાર્જીટરના મતે | આપણા મતે[22] |
| (૧) | | | | |
| (અ) આંધ્રભૃત્ય | ૧ થી ૬ = ૬ | ૭ | ૧૩૫[23] | ૨૦૧[24] |
| (આ. ઇ) આંધ્રપતિ | ૭ થી ૩૦ = ૨૫ | ૨૯ | ૩૪૬[25] | ૪૬૦[26] |
| (૨) અથવા | | | | |
| (અ) આંધ્રભૃત્ય | ૧ થી = ૬ | ૭ | ૧૩૫[23] | ૨૦૧ |
| (આ) આંધ્રપતિ | ૭ થી ૨૩ = ૧૭ | ૧૯ | ૨૨૮[27] | ૩૦૮[29] |
| (ઇ) શક સ્થાપક રાજાઓ | ૨૪ થી ૩૧ = ૮ | ૧૦ | ૧૧૮[28] | ૧૫૨[30] |
| (૩) અથવા | | | | |
| (અ, આ, ઇ) આખો શત–શતવહન વંશ. | ૧ થી ૩૧ = ૩૧ | ૩૬ | ૪૮૧[31] | ૬૬૩ [32] |

હવે આપણે પાર્જીટર સાહેબે ઠરાવેલી ક્રમાવળી અને સમયાવળીમાં સુધારણા કરવાનું કાર્ય વિચારીએ. પ્રથમના વિભાગે (જુઓ ૧) તેમના મત પ્રમાણે છ પુરુષો થયા છે અને આપણા મતે સાત થયા

(૨૨) આપણા મતનીચે જણાવેલી સર્વ હકીકત, ઉપરમાં સાબિત કરી ગયા છીએ તે પ્રમાણે સમજી લેવી.

(૨૩) પ્રથમના છ ભૂપતિના રાજ્યકાળનો સરવાળો છે; ૨૩+૧૦+૧૦+૧૮+૧૮+૫૬=૧૩૫

(૨૪) જુઓ પૃ. ૩૧ નું લખાણ.

(૨૫) કુલ ૪૮૧ વર્ષ લખ્યાં છે તેમાંથી ટી. નં. ૨૩ના ૧૩૫ વર્ષ બાદ જતાં ૩૪૬ રહેશે.

(૨૬) આ ૪૬૦ (પુરાણકારના મતનો સ્વીકાર કરીએ છીએ તેથી) અને તેની ઉપરના ૨૦૧ જે આપણે લખ્યા છે તે, બેનો સરવાળો કરતાં ૬૬૧ આવશે (જુઓ નીચેની ટીકા નં. ૩૨ તથા તેને ઉપરની ટીકા નં. ૨૧ સાથે સરખાવો)

(૨૭) પૃ. ૨૬ ની નામાવળીમાંથી નં. ૭ થી ૨૩ સુધીના રાજ્યકાળનો સરવાળો કરતાં ૨૨૮ આવશે.

(૨૮) પૃ. ૨૬ની વંશાવળીમાંથી નં. ૨૪ થી છેવટ સુધીના રાજાઓના સત્તાકાળનો સરવાળો ૧૧૮ આવશે: [અને નં. ૨૩, ૨૭, ૨૮ ટીકાઓનો સરવાળો ૪૮૧ આવી રહેશે. તેવીજ રીતે નં. ૨૩, ૨૫ નો સરવાળો પણ ૪૮૧ આવી રહેશે. સરખાવો નીચે ટી. નં. ૩૧]

(૨૯) ઉપર નં. ૨૬ ટીકાના ૪૬૦ વર્ષના બે ભાગ પાડવાના છે: શકરાજાઓનો કાળ ૧૫૨–૩ વર્ષનો આપણે ગણાવ્યો છે (જુઓ નીચે ટી. નં. ૩૦) એટલે બાકી ૩૦૮ રહ્યા.

(૩૦) ટીકા નં. ૨૬ ના ૪૬૦ માંથી ટી. નં. ૨૯ના ૩૦૮ જતાં બાકી ૧૫૨ રહે, જુઓ પૃ. ૩૧ નું લખાણ.

(૩૧) જુઓ ઉપરની ટી. નં. ૨૮ નો પાછલો ભાગ.

(૩૨) ઉપરની ટી. નં. ૨૧ તથા ૨૬ જુઓ.

છે; તેમ તેમના મતે તેમનો સમગ્રકાળ ૧૩૫ વર્ષનો અને આપણા મતે ૨૦૧ વર્ષનો છે. મતલબ કે આપણી ગણત્રીથી સંખ્યામાં એકનો અને સમયમાં ૬૬ વર્ષનો વધારો થાય છે. તેના ફાળાની વહેંચણી આ પ્રમાણે કરી શકાય છે. રાણી નાગનિકાએ કોતરાવેલ નાનાઘાટના પ્રખ્યાત શિલાલેખ ઉપરથી[૩૩] સમજાય છે કે તે કોતરાવાયો તે સમયે પોતે વિધવા હતી અને પોતાના બન્ને બાળકો અલ્પવયસ્ક હોવાથી તેમના નામે તે પોતે રાજકારભાર ચલાવતી હતી આ સમયે શ્રીમુખના ભાઇ-(એટલે કે પોતાના, સસરાના ભાઈ અને પતિના કાકા)-શ્રીકૃષ્ણે તેના હાથમાંથી રાજની લગામ ખૂંચાવી લઈ ગાદી પચાવી પાડી હતી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, રાજા શ્રીમુખ અને શ્રીકૃષ્ણના રાજ્યકાળ વચ્ચે રાણી નાગનિકાના પતિનો, એટલે રાજા શ્રીમુખના પુત્રનો, રાજઅમલ ચાલ્યો હતો. તેનું નામઠામ આપણને હજુ સુધી જણાવવામાં આવ્યું નથી. પરંતુ તેના સિક્કા[૩૪] ઉપરથી તે પારખી શકાય તેમ છે. તેમાં તેનું નામ "ગૌતમીપુત્ર યજ્ઞશ્રી" આપેલું છે. એટલે હાલ તુરત આપણે પણ તેને યજ્ઞશ્રી નામથી જ ઓળખાવીશું. આ પ્રમાણે છની સંખ્યામાં એકનો વધારો થતાં, સાતની સંખ્યા આવી રહે છે. હવે ૬૬ વર્ષના સમય વિશે વિચાર કરીએ મિ. રેપ્સને જે નામાવલીની સરખામણી કરી બતાવી છે તેમાં મલ્લિક શતકર્ણીના ફાળે ૫૬ વર્ષ લખ્યા છે[૩૫] જ્યારે મિ. પાર્જીટરે માત્ર તેના નામે ૧૦ વર્ષ જ નોંધ્યા છે. બીજી બાજુ નાનાઘાટના શિલાલેખમાં આલેખાયેલ હકીકતનો[૩૬] વિચાર કરીએ છીએ ત્યારે સમજાય છે કે રાણી નાગનિકાના પુત્રો, તેમના પિતાના મરણ સમયે બાળવયના (મોટો આઠ વર્ષનો અને નાનો છ વર્ષનો) હતા; તેથી શ્રીકૃષ્ણે ગાદી પચાવી પાડી હતી અને તેનો રાજ્યકાળ ૧૦ વર્ષનો[૩૭] નોંધાયો છે; અને શ્રીકૃષ્ણના મરણ બાદ રાણી નાગનિકાનો જ્યેષ્ઠપુત્ર ગાદીપતિ બન્યો છે. આટલી હકીકત ઉપરથી સાર એ નીકળે છે કે, રાણી નાગનિકાનો જ્યેષ્ઠ પુત્ર જ્યારે ફરીને ગાદીએ બેઠો ત્યારે તેની ઉમર ૮ + ૧૦ = ૧૮ વર્ષની હતી. હવે જો પાર્જીટર સાહેબની નામાવલી પ્રમાણે તેને માત્ર ૧૦ વર્ષનું જ રાજ્ય સમર્પીએ તો તેનું મરણ ૧૮+૧૦=૨૮ વર્ષની ઉમરે થયું ગણવું પડશે. તે અયોગ્ય દેખાય છે. પરંતુ મિ. રેપ્સને આપેલ (જુઓ ઉપરમાં ટી. નં. ૩૫) એક ગ્રંથકર્તાની ધારણા પ્રમાણે આ જ્યેષ્ઠપુત્રના ફાળે જો ૫૬ વર્ષ લેખીએ તો તે ઉચિત જ ગણાશે. આ પ્રમાણે ૫૬ વર્ષ ગણતાં (૫૬-૧૦ તો પાર્જીટરે ગણાવ્યા જ છે એટલે) ૪૬ વર્ષનો ફેર નીકળી ગયો, હવે બાકી રહ્યો (૬૬-૪૬) ૨૦ નો ફેર; અને તે આપણે સહેલાઇથી રાણી નાગનિકાના પતિ યજ્ઞશ્રીને નામે ચડાવી શકીશું. આ પ્રમાણે રાજા પણ સાત થયા અને રાજ્યકાળ પણ ૨૦૧ વર્ષનો થઈ રહ્યો. આ રીતે પ્રથમ વિભાગનું સમારકામ પૂરૂં થયું ગણાશે.

હવે બીજો વિભાગ તપાસીએ. પાર્જીટર સાહેબના માનવા પ્રમાણે ૧૭ રાજાઓ અને તેમનો સમય ૨૨૮ વર્ષનો છે જ્યારે આપણા મતે ૧૯ રાજા (૧૭)[૩૮] અને ૩૦૮ વર્ષનો રાજ્યકાળ છે. મતલબકે સંખ્યામાં બે રાજાઓ અને સમયમાં ૮૦ વર્ષનો વધારો આપણા મંતવ્યાનુસાર છે. તેની મરામત-વહેંચણી નીચે પ્રમાણે કરી શકાય છે. પુ. ૪ માં જણાવી ગયા છીએ કે, ગર્દભીલવંશી ઉજ્જૈનપતિ શકારિ વિક્રમાદિત્યે પૈઠણપતિની સહાય લઇ જે શક રાજાને હરાવીને ગાદિ લઈ લીધી હતી, તે શક રાજાએ પરાજય પામવાથી ગુસ્સે થઇને વિક્રમાદિત્યના સહાયક પૈઠણપતિનો પીછો પકડયો હતો. પરંતુ તેની સાથેના

(૩૩) જુઓ કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૫૦

(૩૪) જુઓ પુ. ૨ સિક્કા નં. ૬૯, ૭૧, ૭૨ ઈ.

(૩૫) જુઓ કો. આં. રે. માં આપેલ કોઠક પૃ. ૬૮. તથા મીસીઝ મેક ડફ રચિત ક્રોનોલોજી

(૩૬) પરિચ્છેદ ૫, લેખ નં. ૧

(૩૭) કો. આં. રે. પૃ. ૬૮ નો કોઠો, આંક નં. ૨, તેમાં આ રાજા કૃષ્ણના ફાળે ૧૮ વર્ષ નોંધાયા છે.

(૩૮) વિકલ્પે ૧૭ સંખ્યા રાખી શકાશે; આગળ જુઓ.

યુદ્ધમાં તે શકરાજા મરણ પામ્યો હતો અને તે બાદ દશ વર્ષે પૈઠણપતિ સાત રાજાનું મરણ નીપજ્યું હતું. એટલે સાર એ થયો કે, શકારિ વિક્રમાદિત્યની જીત, તેનું ઉજૈનપતિ બનવું અને શકરાજાનું મૃત્યુ; આ ત્રણે બનાવો એક પછી એક, એમ અનુક્રમવાર લગભગ એક જ સમયે બનવા પામ્યા છે; જ્યારે રાજા શાતનું મરણ શકરાજાના મરણ બાદ દશ વર્ષે થયું છે. તેમાં, ઈતિહાસ આપણને શીખવે છે કે પ્રથમના ત્રણ બનાવો મ. સં. ૪૭૦=ઈ. સ. પૂ. ૫૭ માં બની ગયા છે, તે હિસાબે રાજા સાતનું મરણ મ. સં. ૪૭૦+૧૦=૪૮૦=ઈ. સ. પૂ. ૪૭માં બન્યાનું નોંધવું પડશે. આ પ્રમાણે એક વાત નિશ્ચિત થઈને ખીલે બંધાણી. બીજી બાજુ જૈન સાહિત્યગ્રંથોમાં એમ જણાવાયું છે કે, ઉજૈનપતિ વિક્રમાદિત્યે પાલીતાણાની યાત્રા કરી હતી અને પાદલિપ્તસૂરિ નામના આચાર્યના (જેમનો સમય વિક્રમ સંવત ૧ અથવા તેની આસપાસનો કહેવાયો છે) નેતૃત્વપણામાં કેટલાંક[૩૯] ધાર્મિક કાર્યો ત્યાં કરાવ્યાં હતાં. વળી જણાવવામાં આવ્યું છે કે પૈઠણપતિ રાજા શાલિવાહને પણ એક બીજા જૈનાચાર્ય નામે શ્રી આર્યખપુટ, તથા ઉપરોક્ત પાદલિપ્ત અને તેમના શિષ્ય નાગાર્જુનની રાહબરીમાં શ્રી શત્રુંજયની યાત્રા કરીને કેટલાંક ધાર્મિક કાર્યો કરાવ્યાં છે તેમજ આ પૈઠણપતિ સાહિત્યપ્રેમી અને મહાપરાક્રમી હતો. એટલે જૈન ગ્રન્થોમાં લખાયલા આ પ્રકારની મતલબના બન્ને નિવેદનો ઉપરથી એવા સાર ઉપર આવવું પડે છે કે, આ બધા જૈનાચાર્યો તેમજ રાજા વિક્રમાદિત્ય અને સાહિત્યપ્રેમી પૈઠણપતિ રાજા શાલિવાહન એક બીજાના સહસમયી છે અથવા તો એકદમ નિકટના સમયવર્તી છે. આ વખતે જૈનાચાર્ય સિંહસૂરિની શાસનસત્તા ચાલતી હોવાનું નોંધાયું છે કે જેમનો સમય (જુઓ પરિચ્છેદ ૫, લેખ નં. ૧૩) મ. સં. ૪૭૧ થી ૫૪૮ = ઈ. સ. પૂ. ૫૬ થી ઈ. સ. ૨૨ સુધીના ૭૮ વર્ષનો કહેવાયો છે, જ્યારે પુ. ૪માં ગર્દભીલ વંશની વંશાવળી ઉપરથી રાજા વિક્રમાદિત્ય શકારિનો સમય પણ લગભગ તે જ બતાવાયો છે. કહેવાની મતલબ એ છે કે, ઇતિહાસની સાથે જૈનગ્રન્થની હકીકત મળતી થઈ જતી દેખાય છે. તેમજ વૈદિકમતના યુગપુરાણમાં આળેખાયલી શકરાજા અને પૈઠણપતિ રાજા શાતના યુદ્ધની કથાનો સમય (પુ. ૪, પૃ. ૧૯, ટી. નં. ૧૦) પણ તે કાળની જ સાક્ષી પૂરે છે. આ પ્રમાણે જૈન તથા વૈદિકગ્રન્થોની હકીકતને ઇતિહાસનો ટેકો મળે છે. એટલે આ સર્વેની સત્ય ઘટના તરીકે જ ગણત્રી કરવી રહે છે, જેથી ઉજ્જૈનપતિ વિક્રમાદિત્ય અને પૈઠણપતિ સાહિત્યપ્રેમી રાજા શાલિવાહનને, સમકાલિનપણે કે નિકટસમયી પુરવાર કર્યા બાદ, એટલું જ તપાસવાનું રહે છે કે, જે રાજા શાત મ. સં. ૪૮૦ માં (શક રાજાના મૃત્યુ બાદ દશ વર્ષે) મરણ પામ્યો છે અને જેણે શક પ્રજા સાથેના યુદ્ધમાં શકારિ વિક્રમાદિત્યને મદદ કરી હતી, તે જ રાજા સાહિત્યપ્રેમી શાલિવાહન હતો કે તેની પાછળ આવનાર તે હતો. ગાથાસપ્તતિ નામનો જે ગ્રન્થ હાથ લાગ્યો છે તે આધારે સ્પષ્ટ થાય છે કે તે ગ્રન્થનો કર્ત્તા, હાલ રાજા મહાવિદ્વાન સાહિત્યપ્રેમી અને કવિ પણ હતો. ઉપરાંત તે મહા પરાક્રમી પણ હતો.[૪૦] આ રાજા હાલને જૈન ગ્રંથોમાં શાલવાહન (અપભ્રંશમાં હાલ) શાલવાણ ઇત્યાદિ નામ અપાયું છે, જ્યારે શકારિ વિક્રમાદિત્યના સહાયકને તેવું કોઇપણ ઉપનામ, ઓળખ કે વિદ્વતાદર્શક ઉપાધિ અપાયાનું હજુ સુધી કોઇ ગ્રન્થમાં જણાવાયું નથી, એટલે શંકારહિત માનવું પડે છે કે, શકારિ વિક્રમાદિત્યનો સહાયક રાજા શાત બીજો અને આ સાહિત્યપ્રેમી રાજા હાલ પણ બીજો; અને ઉપરમાં કહી ગયા છીએ કે, આ રાજા કાં તો વિક્રમાદિત્યનો સમકાલીન હતો અથવા તો અતિ નિકટવર્તી હતો. એટલે સિદ્ધ થયું છે કે, શકારિ વિક્રમાદિત્યનો સહાયક રાજા શાત તે પ્રથમ હોવો જોઇએ અને તેની પછી

(૩૯) આ બાબતના ઇસારા તેમનાં જીવન ચરિત્રે આપવામાં આવ્યા છે, તે જુઓ.

(૪૦) આ બધું વૃત્તાંત તેના જીવનચરિત્રમાં લખાવાનું છે. તે ત્યાં જુઓ.

તરત જ આ સાહિત્યપ્રેમી રાજા હાલ ગાદિએ બેઠો હોવો જોઇએ. હવે મિ. પાર્જીટરે આપેલી (ઉપરમાં પૃ. ૨૭) નામાવળી તપાસીશું તો જણાય છે કે રાજા હાલનો પુરોગામી જે નૃપતિ છે તેનું નામ અરિષ્ટકર્ણ છે અને તેનું રાજ્ય પણ લાંબો સમય ચાલ્યું છે. એટલે સહજ અનુમાન બાંધી શકાય છે કે તે પરાક્રમી અને બળવાન હશે જ, જેથી તેણે ઉજ્જૈનપતિ વિક્રમાદિત્યને કુમક દીધી હોય તે પણ બનવા યોગ્ય જ છે. આ ઉપરથી હવે એટલું આપણે ચોક્કસ કહી શકયા કહેવાઇએ કે રાજા અરિષ્ટકર્ણ જ શકારિ વિક્રમાદિત્યની મદદે ગયો હતો અને તેણે પાર્જીટર સાહેબના કહેવા પ્રમાણે ૨૫ વર્ષ રાજ્ય ભોગવ્યું છે. એટલે તેનો સમય મ. સં. ૪૫૫ થી ૪૮૦ ઇ. સ. પૂ. ૭૧ થી ૪૬ સુધી ગણવો રહે છે અને તેના મરણ બાદ તરત જ રાજા હાલ મ. સ. ૪૮૦ માં ગાદીએ બેઠો છે.

બીજી હકીકત એમ નીકળે છે કે ગૌતમીપુત્ર શાતકરણીએ (પૃ ૨૭ વંશાવળી, આંક નં. ૨૩) પોતાના રાજ્યકાળે ૧૮મા વર્ષે (પરિચ્છેદ ૫, લેખ નં. ૭) નહપાણ ક્ષહરાટના વંશજોને હરાવી પોતાના કુળની લુપ્ત થયેલી કીર્તિ પાછી મેળવી હતી (પંચમ પરિચ્છેદ, લેખ નં. ૮) તેણે તે વખતે શકસંવત્સર ચલાવ્યો છે.[૪૧] તેનો સમય ઇ. સ. ૭૮ = મ. સં. ૫૨૭ + ૭૮ = ૬૦૫ છે. આ પછી પોતે ૪॥ વર્ષ[૪૨] જીવંત રહીને મરણ પામ્યો છે એટલે કે તેનું રાજ્ય ૨૨ વર્ષ ચાલ્યું છે તથા મ. સં. ૬૧૦ માં તેનો અંત આવ્યો છે. તે હિસાબે તેનો અમલ મ. સં. ૫૮૮થી ૬૧૦ = ૨૨ વર્ષનો ચોક્કસ થયો ગણી લેવો રહે છે.

હવે આપણે જરા પાછા મૂળ હકીકત ઉપર વળીએ. ઉપરમાં સાબિત કરી ગયા છીએ કે હાલ રાજાનું ગાદીએ આવવું મ. સં. ૪૮૦ (ઇ. સ. પૂ. ૪૭) છે અને ગૌતમીપુત્ર નં. ૨૩વાળાનું મરણ મ. સં. ૬૧૦માં છે એટલે કે તે બેની વચ્ચેનું અંતર ૧૩૦ વર્ષનું પડે છે. જ્યારે પૃ. ૨૭માં જણાવ્યા પ્રમાણે તે માત્ર ૮૧ વર્ષનું જ છે.[૪૩] આ ઉપરથી સમજાય છે કે, મિ. પાર્જીટરના કથનમાં કયાંક ૪૯ વર્ષનો (૧૩૦–૮૧= ૪૯) સુધારો માંગે છે. તેમાંયે રાજા હાલ અને ગૌતમીપુત્ર સુધીનાં રાજાનાં નામ, તેમનો અનુક્રમ તથા વર્ષસંખ્યા, સર્વે ગ્રન્થોમાં એક સરખાં જ છે એટલે તેમાં કાંઈ ઘટાડો કે વધારો કરવાનું આપણે ઇચ્છિત નથી ધારતા. તેથી જે ૪૯ વર્ષનો ઉમેરો કરવો રહે છે તે આખોયે ફાળો રાજા હાલને નામે જ આપણે ચડાવવો રહે છે, કારણ કે આપણે તેના જીવન વૃત્તાંતથી જાણીએ છીએ કે તે બહુ નાની ઉમરમાં ગાદીએ આવ્યો હતો. વળી આવા પરાક્રમી અને વૈભવશાળી રાજાનું રાજ્ય કેવળ પાંચ વર્ષનું જ ચાલ્યું હોય તે તદ્દન કલ્પનાતિત કહેવાય. એટલે બનવાજોગ છે કે લહિઆની ભૂલને લીધે કે જાણી જોઇને તેણે વાપરેલ દોઢ ડહાપણને લીધે, તેણે ૫૪–૫૫ વર્ષને બદલે છેલ્લો ચાર–પાંચનો આંકડો કાયમ રાખીને, માત્ર પ્રથમનો આંકડો જે પાંચ હતો તે ઉરાડી દીધો લાગે છે. હવે આપણે તે આંક સુધારીને બે પાંચડા તરીકે પંચાવનનો ગણી તેના રાજ્યાભિષેકને મ. સં. ૪૮૦ થયેલ નોંધવો તથા તેનું મરણ મ. સં. ૫૪૪ –૫માં ગણવું તે વ્યાજબી કહેવાશે.

એટલે આંધ્રપતિ રાજાઓના આ બીજા વિભાગે

(૪૧) વિશેષ શોધખોળ આધારે અમને એમ જણાયું છે કે નહપાણને હરાવનાર અને શકપ્રવર્તક રાજા, બન્ને જુદી જ વ્યક્તિઓ છે. તેમાં શકપ્રવર્તકનો આંક ગણવો હોય તો નં. ૨૩ આવશે. છતાંયે અત્ર ટાંકેલી હકીકતમાં આપણી ગણત્રીને વાંધો આવતો નથી. (વળી નીચેની ટી. ૪૨ જુઓ.)

(૪૨) નહપાણને હરાવનાર તથા રાણી બળશ્રીના પુત્ર તરીકે, આ રાજાને માની લઇને (ઉપરમાં ટી. નં. ૪૧ જુઓ) આ કથન તેના લેખકે જણાવ્યું છે (જુઓ જ. બોં. બ્રૅ. રો. એ. સો. ૧૯૨૮, ન્યુ સીરીઝ, પુ. ૩; મિ. બખ્લેનો લેખ) પરંતુ અમારી તપાસને લીધે તેમાં ફેરફાર કરવો પડશે. પણ અહીં ઈ. સ. ૭૮ના આંકને તેથી કરીને કાંઇ બાધ આવતો નથી.

(૪૩) રાજા હાલનાં વર્ષ ૫ + અને તે પછીના અનુક્રમે ૫+૨૧+૧+૬ માસ + ૨૮ અને ૨૧ = કુલ સરવાળો ૮૧॥ વર્ષ. (જો કે આમાં પણ કેટલીક વિગતોના આધારે ફેરફાર કરવો પડયો છે, પણ તે બહુ નજીવો છે).

મિ. પાર્જીટરે જે ૧૭ રાજા અને ૨૨૮ વર્ષ લખ્યાં છે તેમાંના ઉત્તર ભાગે એટલે, રાજા હાલથી શરૂ કરીને ગૌતમીપુત્ર સુધી સાત રાજા થયાનું અને ૧૩૦ વર્ષનો સમય હોવાનું સાબિત થઈ ચૂકયું; જેથી હવે આ વિભાગે ૧૯ રાજા[44] અને ૩૦૮ વર્ષ જે ગણાવાયાં છે તેમાંથી બાર રાજા અને ૧૭૮ વર્ષનો સમય પૂરવાનું જ કાર્ય બાકી રહ્યું ગણાશે. હવે પૃ. ૨૭ ઉપરની નામાવલી તપાસીશું તો લંબોદરથી અરિષ્ટકર્ણ સુધીના (નં. ૭ થી ૧૬ સુધીના) દશ રાજાઓ[45] અને તેમના રાજ્યકાળે ૧૪૬ વર્ષ[46] ગણાવ્યાં છે. એટલે ખૂટતાં ૩૨ વર્ષ (૧૭૮-૧૪૬=૩૨), બાકી રહેતા બે રાજાઓના કાળે ચડાવવા રહેશે. તે આ પ્રમાણે સૂચવી શકાશે. જુદા જુદા પુરાણોમાં જે નામાવલી આપવામાં આવી છે, તેમાં કોઈકમાં[47] આવિ અને મેધાસ્વાત[48]નાં નામો નજરે પડે છે, જ્યારે કોઈકમાં તે નામો નથી; જેમાં છ તેમાં તે બેના કાળે ૧૨ અને ૨ વર્ષો નોંધાયાં છે. જો આ બેનો ઉમેરો કરીએ તો રાજાની આંકસંખ્યા પૂરેપૂરી થઇ જશે. ઉપરાંત તેમના સ્થાનનું નિર્માણ પણ તે પુરાણોના અભિપ્રાય મુજબ જ રાખીશું. પરંતુ ખૂટતાં ૩૨ વર્ષને બદલે ચૌદની જ પૂર્ણિ થવાથી બાકી ૧૮ નો વધારો તો સૂચવવો રહે છેજ. અથવા તો, આવી રાજાના ખાતે સર્વ પુરાણો એકમત થવાથી તેના કાળાના ૧૨ કાયમ રાખીએ તો મેધાસ્વાતિ બીજાના કાળે બાકીના ૨૦ (૩૨ ૧૨=૨૦) વીસે ઠરાવવા રહે છે. બનવાજોગ છે કે જેમ અનેક ઠેકાણે લહિઆએ બે આંકડાની જગ્યાએ એકની જ નોંધ લીધી છે ને બીજાને ઉરાડી દીધો છે, તેમ આના કિસ્સામાં પણ ૨૦[49]ને બદલે ૨ ની જ નોંધ રાખી ૦ ને કમી કરી દીધો હોય; આ કલ્પનાના બળે આપણે મેધાસ્વાતિને ૨૦ વર્ષ સમર્પીશું. જોકે આ વિભાગના સર્વે મળીને બારે (અથવા દસ ગણો તો

(૪૪) આંધ્રપતિની ૧૯ સંખ્યા છે અને બીજી રીતે ૧૭ પણ કહી શકાશે, કેમકે આંધ્રપતિનો પ્રથમ રાજા જેનો આંક ૮ મો ગણાય છે તેને બદલે, આંક ૭ વાળા શાતકરણિએ પણ અમુક વર્ષ માટે સ્વતંત્રતા ધારણ કરી હોવાને લીધે તેને પણ આંધ્રપતિની નામાવલીમાં તો ગણી શકાય જ. તેવી રીતે છેલ્લો આંધ્રપતિ જેને શકપ્રવર્તક રાજાના વિભાગમાં ગણ્યો છે તેને પણ આંધ્રપતિના વિભાગે ગણી શકાય; મતલબ કે પ્રથમ અને અંતિમ, બન્નેને આ મધ્યમ વિભાગે ગણીએ, તો જેને આપણે ૧૭ ગણ્યા છે તેને જ ૧૯ પણ ગણી લેવાય અને તેમ થાય તો સંખ્યાની વધઘટ કરવા જરૂર પણ નથી રહેતી. (સરખાવો ઉપરની ટીકા નં. ૧૮નો પાછલો ભાગ.)

(૪૫) આ પ્રમાણે દશ રાજાઓ; ઉપરાંત આંધ્રભૃત્ય સાત ગણીએ, એટલે ૧૭ થયા અને શક સંવત્સર પ્રવર્ત્યાબાદ બે રાજા થયા છે કે જેમની પાસેથી ચષ્ઠણે કેટલોક મુલક જીતી લઈ દક્ષિણમાં હાંકી કાઢયા છે. એટલે તે બેને ઉમેરતાં ૧૯ થઇ રહે છે. આ પ્રમાણે બે ત્રણ રીતે ૧૭ તેમજ ૧૯ ના આંકનો મેળ મેળવી શકાય છે.

(૪૬) તે દશના રાજ્યસત્તાની સંખ્યા અનુક્રમે આ પ્રમાણે છે:—

૧૯, ૧૨, ૧૮, ૧૮, ૭, ૩, ૮, ૧, ૩૬ અને ૨૫= ૧૪૬ વર્ષ આવશે. અથવા બીજી રીતે પણ ૧૭ તથા ૧૯ કરી શકાય તેમ છે તે માટે જુઓ ઉપર નં. ૪૫.

(૪૭) જુઓ કો. આ. રે. પૃ. ૬૮ માં પણ આના ઉતારા અપાયા છે.

(૪૮) આ બે નામમાનો એક મેધાસ્વાતિ તો દરેકમાં છે જેનો આંક ૧૧ નો છે: અહીં જે ન હોવાનું અમે જણાવ્યું છે તે બીજો મેધાસ્વાતિ સમજવો, જેનો આંક ૧૩ મો છે. મતલબ કે આખા વંશમાં બે મેધાસ્વાતિ ગણવાના છે.

(૪૯) આ મેધાસ્વાતિના ખાતે ૨૦ ને સ્થાને ૨૨ વર્ષ હોવાં જોઈએ. એટલે જેમ રાજા હાલને ખાતે ૬૫ હતા પણ છેલ્લો પાંચડો રખાયો છે ને પ્રથમનો આંક ઉરાડી દીધો છે, તેમ અહીં પણ ૨૦ (બે આંકડા હોવા છતાં) ને સ્થાને એક આંકડો રાખી બીજો કમી કરી દેવાયો હોય.

[ખાસ સૂચના:—આ નામો સાથે, વર્ષની સંખ્યામાં ફાવે તો ૨૦ રાખો કે ૨૨ રાખો; અરે તેથી કમી કે વધારે રાખો પરંતુ નં. ૭ થી ૧૬ સુધીના અરિષ્ટકર્ણ સુધીના જીવનમાં કોઇ રાજકારણનો અગત્યતા ધરાવતો બનાવ બન્યાનું નોંધાયું જણાતું નથી એટલે તે હિસાબે ગમે તેનાં ઓછાં વધારે કરો તોપણ હરકત આવતી નથી; છેલ્લી ઘડીયે મળી આવેલી સામગ્રી વડે તેમનાં અનુક્રમ અને રાજ્યકાળમાં અમારેજ ફેરફાર કરવો પડયો છે. (જુઓ પૃ. ૩૮નું લખાણ)

તેમ) રાજાઓના હિસ્સે કોઈ મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક બનાવ બન્યાનું હજુ સુધી જડી આવ્યું નથી, એટલે અનુમાન કે કલ્પના કરવામાં, આપણે કોઈ જાતની નજીવી કે ગંભીર પ્રકારની, એકાદ કસુર કરી જતા હોઈશું તોપણ, ઇતિહાસની દૃષ્ટિએ કોઈને બહુ અન્યાય કરવા જેવું તો થતું નથી જ.

આવી રીતે બે વિભાગનો સુધારો કરવાની મરામત સંપૂર્ણ થતાં હવે ત્રીજો વિભાગ જે શકસંવતના સ્થાપક પછીના રાજાઓનો છે,—જેને ટૂંકમાં આપણે શક રાજાઓ તરીકે સંબોધીશું, તેમનો છે. તેમાં પાર્જીટર સાહેબના જણાવ્યા પ્રમાણે ૮ રાજા અને ૧૧૯ વર્ષનો અમલ આવે છે. જ્યારે આપણી ગણત્રીથી ૧૦ રાજા અને ૧૫૨ વર્ષનો કાળ છે. પરંતુ આ આખરી કાળ રાજદ્વારી દૃષ્ટિએ તદ્દન શૂન્યવત્ હોવાથી, તેમાં સુધારો કરવાનો પ્રયાસ આદરો યા નહીં, તોપણ બધું સરખું જ છે. છતાં તે ખાડો પૂરવો જ હોય તો, આ બે છેવટના રાજાનો રાજ્યકાળ ૩૩ વર્ષ (૧૫૨ આપણી ગણત્રીનાં છે તેમાંથી ૧૧૯ પાર્જીટર સાહેબની ગણત્રીનાં બાદ કરતાં )નો ઠરાવવો. [ ટીપ્પણ : આપણી ગણત્રીએ જે ૧૫૨ વર્ષ આ ત્રીજા વિભાગના ગણાવ્યા છે તે, જો આ વંશનો અંત ઈ. સ. ૨૩૫માં કે તેમનો રાજ્યકાળ ૬૬૧ વર્ષ સુધી ચાલ્યાનું ઠરાવીએ તો જ; પરંતુ પૃ. ૨૫ ઉપર જણાવ્યા પ્રમાણે જો અંત ઇ. સ. ૨૬૧માં આવ્યાનું એટલે કે આખો રાજ્યકાળ ૬૮૮ વર્ષ લંબાયો હોવાનું ગણીએ તો વળી બીજા ૨૬૧–૨૩૫=૨૬ વર્ષનો ગાળો પુરવો પડશે. તે માટે એક જ રસ્તો રહે છે તે એ કે, જે ૩૬ રાજાઓ ગણ્યા છે તેને બદલે ત્રણ ઉમેરી ૩૯ ગણવા જેથી ૧૦+૨૯=૩૯ની સંખ્યાનો મેળ[૫૦] પૂરો થઈ રહે. પરંતુ ઇ. સ. ૨૬૧ની સાલમાં અંત આવ્યો હોય એમ માનવાનું કારણ[૫૧] રહેતું નથી. એટલે તે કલ્પના હાલ તો પડતી જ મૂકવી રહે છે. જ્યારે ૨૬૧ના અંતની માન્યતાને માત્ર કલ્પના જ ઠરાવવી પડે છે ત્યારે પૃ. ૨૫ ઉપર જણાવ્યા પ્રમાણે એક વિદ્વાને જે ઇ. સ. ૩૦૨ની સાલ અર્પણ કરી દીધી છે તે તો વળી વિશેષ વિચારણીય પ્રશ્ન થઇ પડવો જોઇએ.]

ઉપર સૂચવેલ ત્રણે વિભાગીય સર્વ સુધારાવધારાને સુવ્યવસ્થિત ગોઠવતાં નામાવલીનો જે સાર અને વંશાવળી, ઉભાં થયાં છે તે નીચે પ્રમાણે બનેલાં ગણાશે.

(૧) આખા વંશના ૩૬ રાજાઓ : મ. સં. ૧૦૦ થી ૭૬૧ = ઇ. સ. પૂ. ૪૨૭ થી ૨૩૫ સુધી.
૬૬૧ વર્ષ, ૩૯ રાજાઓ : મ. સં. ૧૦૦ થી ૭૮૮ = ઇ. સ. પૂ. ૪૨૭ થી ૨૬૧ સુધી.

(૨) આંધ્રભૃત્યા[૫૨]—

૭ રાજાઓ : મ. સં. ૧૦૦ થી ૩૦૧ = ઇ. સ. પૂ. ૪૨૭ થી ૨૨૫ = ૨૦૧ વર્ષ
૯ રાજાઓ : મ. સં. ૧૦૦ થી ૩૩૧ = ઇ. સ. પૂ. ૪૨૭ થી ૧૯૫ = ૨૩૧ ,,

(૩) આંધ્રપતિઓ :—

૩૨ રાજાઓ : મ. સં. ૩૦૧ થી ૭૮૮ = ઇ. સ. પૂ. ૨૨૫ થી ૨૬૧ = ૪૮૭ ,,
૩૦ રાજાઓ : મ. સં. ૩૩૧ થી ૭૮૮ = ઇ. સ. પૂ. ૧૯૫ થી ૨૬૧ = ૪૧૬ ,,

(૫૦) અ. હિ. ઈ. ત્રીજી આવૃત્તિ. પૃ. ૨૧૨:— The number of kings appears to be correctly stated (in Puranas) as having been thirry= પુરાણોમાં રાજાઓની સંખ્યાને ૩૦ કહી છે તે બરાબર સમજાય છે. (ટીપ્પણ—નવ આંધ્રભૃત્યા અપિલક સુધીના + ૩૦ આંધ્રપતિઓ=૩૯ એકંદર થયા.)

(૫૧) તે માટે આગળ ઉપર "રાજધાનીનું સ્થાન" વાળો પારિગ્રાફ જુઓ.

(૫૨) આ આંક જ ખરો ઠરાવવો રહે છે.
(અત્યાર પૂર્વે લખેલ આ વંશના કે ચષ્ઠણવંશીઓના સમકાલીનપણાના કોઠકોમાં જે ફેરફાર દેખાય તે વિશેષ અધ્યયનના પરિણામ રૂપે સમજી લેવું).

તેમાંથી જાહોજલાલી ભોગવતા—

(અ) વંશાવળીમાંથી નં. ૮ થી ૨૮ સુધીના ૨૦ + ઓગણત્રીસમો ગણો તો = ૨૧

(આ) ,, નં. ૧૦ થી ૨૯ સુધીના ૧૮ + સદર = ૧૯

(ઇ) ,, નં. ૮ થી ૨૮ (વચ્ચેનાં બે નામ નથી મળતાં તે કાઢી નાખીએ[૫૩] તો) ૧૮ + ૧ = ૧૯

(ઉ) ,, નં. ૧૦ થી ૨૮ (વચ્ચેનાં બે નામ નથી મળતાં તે કાઢી નાખીએ તો) ૧૬ + ૧ = ૧૭

આ પ્રમાણે ભિન્ન ભિન્ન વિદ્વાનોના મંતવ્યને અનુસરીને, ઘટતો ફેરફાર કરીને તે વંશના રાજાની આંકસંખ્યા, તેમનો અનુક્રમ તથા નામ, તેમજ રાજ્યકાળ આપણે ગોઠવી નાંખ્યો છે. પરંતુ તે જ પ્રમાણે સર્વથા છે એમ તો અમે પણ કહેવાને તૈયાર નથી. એટલું જ માની લેવાનું કે, વિશેષ અધ્યયનને અંગે તથા અન્ય માહિતી મળતી રહી છે તેને અનુસરીને, અમે જે કાંઈ ફેરફાર સૂચવ્યો છે, ને જે શોધી કરીને નીચે જોડેલ પત્રકમાં દર્શાવ્યો છે, તે પૃ. ૨૬માં બતાવેલા પત્રક કરતાં ભડકાવનારો ન સમજાય તેમજ વિના કારણે ઉભો કરાયો ન લાગે, તેટલા ખાતર જ ઉપરનો સર્વ પ્રયાસ કરાયલ છે. વળી વિદ્વાનોએ પણ જે જે અભિપ્રાયો ઉચ્ચાર્યા છે, તે તેમને જે જે સાધન સામગ્રી મળી હતી, તે આધારે જ હતા; છતાં તેમાં સુધારાને સ્થાન છે એવું તો તેમના કથન ઉપરથી પણ સૂચન નીકળે છે. એટલે આપણે યથાશક્તિ પ્રયાસ કરી જે સૂઝયું તે સૂચવ્યું છે. વિશેષ શોધખોળથી વળી જે જણાય તે વિચારક વાચકવર્ગ, જનતાની જાણ માટે પ્રકાશિત કરશે એવી અભ્યર્થના છે.

અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે, પ્રથમના નંબર ૭ વિશેનો તથા નં. ૧૭ અને ૧૮નો અનુક્રમ અને રાજ્યકાળ* લગભગ ચોક્કસ જ છે. ઉપરાંત વચ્ચેના નં. ૮ થી ૧૬ સુધીના નવનો સમગ્ર રાજ્યકાળ તદ્દન સાચો જ છે, પરંતુ તેમનાં પ્રત્યેકનાં નામ, અનુક્રમ કે રાજ્યકાળના દર્શનમાં ફેરફાર સંભવિત* છે.

નં. ૧૯થી અંત સુધીના રાજવીની સંખ્યામાં, અનુક્રમમાં તેમજ શાસનકાળના વર્ષદર્શનમાં, અમે પ્રાપ્ત થતી સામગ્રીને અનુલક્ષીને ફેરફાર કર્યો છે એટલે શક્ય છે કે, તે ત્રણે મુદ્દાને અંગે થોડો થોડો સુધારો થવા પામે પણ ખરો. છતાં તેનું મૂળ શરીર ઐતિહાસિક દૃષ્ટિએ એમને એમ જળવાયલું જ રહેવા પામશે એવી ઉમેદ છે.

અમારી તરફના આટલા વક્તવ્ય સાથે આખી વંશાવળી જે અમારી ધારણા પ્રમાણે ગોઠવાઈ છે તે આ નીચે રજુ કરી છે.

(૫૩) ઉપરની ટીકા નં. ૫૨ પ્રમાણે.

* ઉપરની ટી. નં. ૪૯ નો પાછલો ભાગ જુઓ.

| નંબર | નામ | મ. સં. થી મ. સં. | વર્ષ | ઈ. સ. પૂ. થી ઈ. સ. પૂ. | ધર્મ | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રીમુખ (વાસિષ્ઠીપુત્ર) વિલિવાયકુરસ | ૧૦૧-૧૧૩ | ૧૩ | ૪૨૭-૪૧૪ | જૈન | નાસિકની પશ્ચિમે પૈઠમાં ગાદી કરી. |
| ૨ | યજ્ઞશ્રી (ગૌતમીપુત્ર) વિલિવયકુરસ | ૧૧૩-૧૪૪ | ૩૧[૫૪] | ૪૧૪-૩૮૩ | ,, | રાણી નાગનિકાનો પતિ; કદાચ ગાદી જુન્નેરમાં કરી હોય. નં.૨૦ છિન્નાનો શિલાલેખ |
| | વદસત્ શ્રીશાતકરણિ | ૧૪૪-૧૪૫ | ૧૦મા. | ૩૮૩-૩૮૨ | ,, | રાણી નાગનિકાનો પુત્ર—સગિર |
| ૩ | શ્રીકૃષ્ણ પહેલો (વાસિષ્ઠીપુત્ર) | ૧૪૫-૧૫૪ | ૧૦[૫૫] | ૩૮૨-૩૭૩ | ,, | ચંદ્રગુપ્તે થોડો મુલક બથાવી પાડયો છતાં, પોતાનું અંતઃકરણ દોષિત હોવાથી તે મુંગો રહ્યો હતો. |
| ૪ | મલ્લિક શ્રીશાતકરણિ વાસિષ્ઠીપુત્ર વિલિવયકુરસ | ૧૫૪-૨૧૦ | ૫૬ | ૩૭૩-૩૧૭ | ,, | રાણી નાગનિકાનો પુત્ર; ઉમર લાયક થતાં ફરીને ગાદી ઉપર આવ્યો. જેના રાજ્યે જૈન સાહિત્યમાંના ભદ્રબાહુ વરાહમિહિરની જ્યોતિષ વિદ્યાના જ્ઞાનની કસોટિના પ્રસંગો બન્યા હતા. |
| ૫ | પૂર્ણોત્સંગ (માઢરીપુત્ર)[૫૬] | ૨૧૦-૨૨૮ | ૧૮ | ૩૧૭-૨૯૯ | ,, | આના રાજ્યકાળ વિષે ષષ્ઠમ પરિચ્છેદ લેખ નં. ૩૦ જુઓ. પૈઠ (પ્રતિષ્ઠાનપુર)માંથી ગાદી ફેરવી, બેન્નાકટક—અમરાવતીમાં લઇ ગયો. કલિંગપતિ બન્યો હતો. |

(૫૪) શિલાલેખ નં. ૨૦નું વર્ણન, ષષ્ઠમ પરિચ્છેદ જુઓ. (કો. આં. રે. પ્ર. પૃ. ૩૯).

Two of the Pulumāvi's predecessors seem to have borne the title of Vilivāyakura in the district of Kolhapur=પુલુમાવીના બે પૂર્વજોએ કોલ્હાપુર જીલ્લામાં 'વિલિવાયકુર'નાં બિરૂદ મેળવ્યાં હતાં. અહીં પુલુમાવી એટલે નં. ૧૮ સમજવો અને નં. ૨ તથા નં. ૩ વાળાનાં પણ તે બિરૂદ સમજવાં. તથા તેમનાં રાજ્યો ત્યાંસુધી વિસ્તરવા પામ્યાં હતાં એમ સમજવું.

(૫૫) જ. બો. બ્રે. રો. એ. સો. (નવી આવૃત્તિ) પુ. ૩. પૃ. ૫૩:—Simukh...was succeeded by his younger brother Kṛṣṇa, who ruled for 18 years=શિમુખ પછી તેનો ભાઇ કૃષ્ણ ગાદીએ બેઠો હતો. તેણે ૧૮ વર્ષ રાજ્ય કર્યું છે; પુરાણકારે વંશાવળી આપી છે (કો. આં. રે. પ્ર. પૃ. ૬૮) તેમાં ઘણા ફેરફારો કરવા પડયા છે. અઢારમાંથી ૧૦ કૃષ્ણના ખાતે રાખી ૮ ગૌતમીપુત્રમાં લઈ જવા પડયા છે.

(૫૬) કો. આં. રે. પૃ. ૨૭, પારા. ૩૫:—His (Vāsiṣṭhiputra Vilivāyakura) (coin Nos. 57 & 59)

| નંબર | નામ | મ. સં. થી મ. સં. | વર્ષ | ઈ. સ. પૂ. થી ઈ. સ. પૂ. | ધર્મ | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૬ | સ્કંધસ્તંભ–કૃષ્ણ ૨જો (ગૌતમીપુત્ર) વિલિવાયકુરસ(?) | ૨૨૮–૨૪૬ | ૧૭ાા | ૨૯૯–૨૮૨ | જૈન | પ્રિયદર્શિને કલિંગના યુદ્ધમાં પ્રથમ હરાવેલ તે:: બીજી વખતે તેના પુત્ર નં. ૭ને હરાવ્યો. |
| ૭ | વાસિષ્ઠીપુત્ર શાતકરણિ | ૨૪૬–૩૦૨ | ૫૬ાા | ૨૮૨–૨૨૫ | વૈદિક | પતંજલિભક્ત : ઉપર નં. ૬ ની હકીકત જુઓ. બે અશ્વમેધ કર્યા હતા. |
| ૮ | લંબોદર | ૩૦૨–૩૨૦ | ૧૮ | ૨૨૫-૨૦૭ | ,, | |
| ૯ | આપિલિક–આપિલક | ૩૨૦–૩૩૨ | ૧૨ | ૨૦૭–૧૯૫ | ,, | ઈ. સ. પૂ. ૧૯૬ (પુ. ૩, પૃ. ૯૩) વિદર્ભના સરદારની પુત્રી માલવિકાને શુંગપતિ અગ્નિમિત્ર પરણ્યો. |
| ૧૦ | આનિ–આણી | ૩૩૨–૩૪૪ | ૧૨ | ૧૯૫–૧૮૩ | ,, | |
| ૧૧[૫૭] | મેઘસ્વાતિ પહેલો[૫૮] | ૩૪૪–૩૮૨ | ૩૮ | ૧૮૩–૧૪૫ | પ્રથમ વૈદિક પછીથી જૈન | જેને કાલિકસૂરિ શ્યામાર્યે–(પયન્નાકાર) જૈન આચાર્યે પ્રતિબોધી જૈન બનાવ્યો : આ કાલિકસૂરિ શુંગવંશી બળમિત્ર ભાનુમિત્રના મામા થતા હતા જેમને ભર ચોમાસે અવંતિ છોડી, દક્ષિણમાં આવવું પડયું હતું. |
| ૧૨ | સૌદાસ–સંઘસ્વાતિ | ૩૮૨–૪૧૧ | ૨૯ | ૧૪૫–૧૧૬ | જૈન | નહપાણ ક્ષત્રપ અને રૂષભદત્તના હાથે હારી ગયો તે. લેખ નં. ૩૧–૩૫. |

position as predecessor to Māṭharīputra (§ 36) and Gautamīputra (§ 37)=માથરીપુત્રની (પારા ૩૬) તથા ગૌતમીપુત્ર (પારા નં. ૩૭)ની પૂર્વે થઇ ગયા તરીકેની સ્થિતિ વાસિષ્ઠીપુત્ર વિલિવાયકુરની ગણત્રી. (તેના સિક્કા નં. ૫૭ અને ૫૯ જુઓ).

(૫૭) નં. ૧૧ થી ૧૬ સુધીના અનુક્રમ તથા રાજ્યકાળને અંગે કરવા પડેલ ફેરફાર માટે જુઓ ટી. નં. ૪૯નો પાછલો ભાગ.

(૫૮) શુંગપતિ ઓદ્રક અને ભાગ (બલમિત્ર ભાનુમિત્ર)ના સમકાલિન.

| નંબર | નામ | મ. સં. થી મ. સં. | વર્ષ | ઇ. સ. પૂ. થી ઇ. સ. પૂ. | ધર્મ | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૧૩ | મેઘસ્વાતિ બીજો | ૪૧૧-૪૧૪ | ૩ | ૧૧૬-૧૧૩ | જૈન | નહપાણના પ્રધાન ઋષભે જેને હાર ખવરાવી હતી તે. લેખ નં. ૩૫. ગાદી અંતરંજિકામાં હોવાનું (સ્થાનની ખાત્રી નથી) સંભવે છે જે વર્તમાન ઔરંગાબાદની આસપાસમાં હશે; કદાચ વરંગુલ કે અમરાવતી પણ હોય. |
| ૧૪ | મૃગેન્દ્ર | ૪૧૪-૪૩૫ | ૨૧ | ૧૧૩—૯૨ | ,, | ગાદીસ્થાન માટે નં. ૧૩ માં જુઓ. |
| ૧૫ | સ્વાતિકર્ણ—રાણી બળશ્રી (ગૌતમગોત્રી) | ૪૩૫-૪૫૨ | ૧૭ | ૯૨—૭૫ | ,, | |
| ૧૬ | મહેંદ્ર-દીપકર્ણિ (નં. ૧૫ નો મોટો પુત્ર અને નં. ૧૮ નો પિતા) રાણી સુભદ્રા (વાસિષ્ઠીગોત્રી) | ૪૫૨-૪૫૫ | ૩ | ૭૫—૭૨ | ,, | ગાદિત્યાગ કર્યો સંભવે છે અને કદાચ દીક્ષા પણ લીધી હોય. (જુઓ શિલાલેખ નં. ૮ -whose son is living તે આ પુત્ર સમજવો). |
| ૧૭ | અરિષ્ટકર્ણ-રિક્તવર્ણ વિકૃષ્ણ, નેમિકૃષ્ણ ગૌતમીપુત્ર શાતકરણિ; નં. ૧૫નો પુત્ર, નં. ૧૬નો નાનો ભાઈ તથા નં. ૧૮નો કાકો. | ૪૫૫-૪૮૦ | ૨૫ | ૭૨—૪૭ | ,, | શકારિ વિક્રમાદિત્યનો સહાયક અને Restored the glory of forefathers વાળા નાસિક શિલાલેખનો મુખ્ય સંચાલક. ગર્દભીલવાળા કાલિકસૂરિ બીજાનો સમકાલીન. |
| ૧૮ | હાલ શાલિવાહન વાસિષ્ઠીપુત્ર શાતકરણિ; પુલુમાવી; કુંતલ; નં. ૧૬ નો પુત્ર અને નં. ૧૫ નો પૌત્ર. નં. ૧૭નો ભત્રીજો. | ૪૮૦-૫૪૫ | ૬૫[૫૯] | ૪૭-ઇ. સ. ૧૮ | ,, | સંભવ છે કે, નં. ૧૭ ગાદીએ બેઠા પછી નં. ૧૮ નો જન્મ થયો હશે. જૈનાચાર્ય પાદલિપ્તસૂરિ, અને નાગાર્જુનનો સમકાલીન. મૌર્ય ચંદ્રગુપ્ત સમ્રાટવાળા સાંચીના સ્તૂપમાટે દાન દેનાર. |

(૫૯) જુઓ ટી. નં. ૪૯ નો પાછલો ભાગ.

| નંબર | નામ | મ. સં. થી મ. સં. | વર્ષ | ઇ. સ. થી ઇ. સ. | ધર્મ | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૧૯ | મંતલક | ૫૪૫-૫૫૩ | ૮ | ઈ. સ. ઈ. સ. ૧૮—૨૬ | જૈન | |
| ૨૦ | પુરિંદ્રસેન | ૫૫૩-૫૫૯ | ૬ | ૨૬—૩૨ | ,, | |
| ૨૧ | સુંદર શાતકરણિ | ૫૫૯-૫૫૯ | ૬ માસ | ૩૨—૩૨ | ,, | |
| ૨૨ | ચકોર | ૫૫૯-૫૬૨ | ૩ | ૩૨—૩૫ | ,, | |
| ૨૩ | શીવસ્વાતિ | ૫૬૨-૬૦૫ | ૪૩ | ૩૫—૭૮ | વૈદિક (?) | જેના પ્રસંગમાં દૈવી સંયોગ બન્યો છે પણ વસ્તુ શંકાસ્પદ લાગે છે. શક પ્રવર્તક ઇ. સ. ૭૮ = મ. સં. ૬૦૫. (?) |
| ૨૪ | ગૌતમીપુત્ર શાતકરણિ | ૬૦૫-૬૨૬ | ૨૧ | ૭૮—૯૯ | ,, | ઈ. સ. ૧૦૫માં સૌરાષ્ટ્ર લીધું. |
| ૨૫ | ચત્રપણ વાસિષ્ઠીપુત્ર શાતકરણિ[૧૦] | ૬૨૬-૬૪૯ | ૨૩ | ૯૯-૧૨૨ | ,, | નાનાઘાટવાળા. શિલાલેખ નં. ૧૮. |

(૧૦) જ. બોં. બ્રૅ. રા. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩. પૃ. ૮૦:—It is worthy of note, however that the Vāyupurāṇa mentions a Śātakarṇi after Pulumāvī and this probably refers to Vasiṣṭhiputra Śātakarṇi of the Nānāghāṭ inscription (C. A. R. Insc. 18). Pandit Bhagwānlāl, who discovered this inscription regarded Chatrapana Vasiṣṭhiputra Śātakarṇi mentioned therein as the immediate successor of Pulumāvi=નોંધવા લાયક છે કે, વાયુપુરાણમાં પુલુમાવી પછી (એક) શાતકરણિનું નામ આવે છે અને તે નાનાઘાટ લેખ (કો. આં. રે. ન. ૧૮)વાળો વાસિષ્ઠીપુત્ર શાતકરણિ હોવાનું કહેશે છે. પંડિત ભગવાનલાલજી જેમણે આ (નાનાઘાટનો) શિલાલેખ શોધી કાઢયો છે, તેઓ તેમાં જણાવેલ ચત્રપણ વસિષ્ઠીપુત્ર શાતકરણિને પુલુમાવીની પછી તરત જ ગાદીએ આવ્યાનું માને છે. [અમારૂં ટીપ્પણ-આમાં પુલુમાવી જે લખેલ છે તે નં. ૧૮ વાળો રાજા હાલ જાણવો. બેના સમય વચ્ચે લગભગ એક સદીનું અંતર લોકે છે, પણ તેમણે લિપિ ઉકેલ ઉપરથી નિર્ણય કરવામાં ભૂલ ખાધી દેખાય છે એમ ડો. બ્યુલરે દર્શાવેલ નિર્ણય ઉપરથી સમજાય છે.]

Ibid pp. 81:—The name Vasiṣṭhiputra Śātakarṇi indicates that the king was identical with the king referred to in Kanheri inscription (C. A. R. no. 22)=વાસિષ્ઠીપુત્ર શાતકરણિ નામ જ કહી આપે છે કે, (કો. આં. રે. નં. ૨૨) કન્હેરીના લેખમાં જણાવેલ રાજા જ તે છે.

| નંબર | નામ | મ. સં. થી મ. સં. | વર્ષ | ઈ. સ. થી ઈ. સ. | ધર્મ | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૨૬ | પુલુમાવી બીજો[૬૧] ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ | ૬૪૯–૬૮૦ | ૩૧ | ૧૨૨–૧૫૩ | વૈદિક (?) | કાઠિયાવાડમાંથી જેના સિક્કા મળે છે. નં. ૨૧ નાસિક તથા નં. ૨૨ અને ૨૩ કન્હેરી લેખવાળો ચષ્ઠણનો સમકાલીન. |
| ૨૭ | શિવશ્રી (વાસિષ્ઠીપુત્ર?) | ૬૮૦–૭૦૭ | ૨૭ | ૧૫૩–૧૮૦ | ,, | ચષ્ઠણવંશી ક્ષત્રપોએ દક્ષિણના ઉત્તર ભાગમાંથી હઠાવી દીધા જેથી વનવાસી-વિજયંતનગરવાળા પ્રદેશમાં રાજગાદી લઈ ગયો. |
| ૨૮ | શિવસ્કંધ (ગૌતમીપુત્ર?) | ૭૦૭–૭૧૪ | ૭ | ૧૮૦–૧૮૭ | ,, | |
| ૨૯ | યજ્ઞશ્રી શાતકરણિ (વાસિષ્ઠીપુત્ર ?) | ૭૧૪–૭૪૪ | ૩૦ | ૧૮૭–૨૧૭ | ,, | |
| ૩૦ ૩૧ ૩૨ | ત્રણ રાજાઓ[૬૨] | ૭૪૪–૭૮૦ | આશરે ૩૫ | ૨૧૭–૨૫૨ | ,, | |

(૬૧) પુ. ૪ માં આ વંશ અને ચષ્ઠણવંશીઓના સમકાલિનપણે બતાવેલ કોષ્ઠકમાં જે ફેરફાર દેખાય તે વિશેષ અધ્યયનનું પરિણામ સમજવું.

(૬૨) આ રાજાઓનાં નામ કો. આં. રે, પ્ર. પૃ. ૪૨માં શ્રીરૂદ્ર, શ્રીકૃષ્ણ બીજો અને શ્રીચંદ્ર બીજો; એવી રીતે નોંધ્યા છે. સાથે ટીકા કરી છે કે 'Eastern division'; એટલે કે આંધ્રરાજ્ય બે ભાગમાં વહેંચાઇ ગયું હતું તેમાંની 'પૂર્વ ભાગમાં' રાજ કરતી શાખાનાં આ નામો છે. જ્યારે આપણે દક્ષિણમાં રાજ કરતી શાખા સાથે નિસ્બત ગણાય. માટે તે નામો અહીં લખ્યાં નથી પણ ખાલી રાખ્યાં છે. તથા અંત ક્યારે આવ્યો તે ચોક્કસ ન હોવાથી, અંદાજી સમય નોંધ્યો છે.



## તૃતીય પરિચ્છેદ

### શતવહન વંશ (ચાલુ)

ટૂંકસાર:—અંધ્ર અને આંધ્ર શબ્દની વિશેષપણે આપેલી સમજૂતી—આંધ્ર પ્રજાની ઉત્પત્તિ પરત્વે કરેલ લંબાણથી ચર્ચા; પરિણામે તે વંશના સ્થાપકના માતા, પિતા, જ્ઞાતિ, સમય તથા સ્થાન ઉપર પાડેલ પ્રકાશ—

મૂળ વંશમાંથી તેના સ્થાપકે પોતાની શાખા જૂદી કેમ પાડી તેનાં કારણની લીધેલ તપાસ તથા તે ઉપરથી તરી આવતા કેટલાય નવીન મુદ્દાઓનું આપેલ નિરૂપણ —ઇક્ષ્વાકુ વંશી તેમજ બ્રાહ્મણગોત્રી વ્યક્તિઓનો કયા વર્ણમાં સમાવેશ કરી શકાય, તે બાબતમાં તથા નાગર, ખત્રી અને ક્ષત્રિય આદિ શબ્દો બાબતમાં કેટલાક વિદ્વાનોએ રજુ કરેલાં મંતવ્યો—

આંધ્રભૃત્યા અને આંધ્ર તરીકે ઓળખાતા રાજાઓ વચ્ચેનો આપેલ તફાવત તથા ઇતિહાસમાં કોને કોને અને કયા સમયે તે બિરૂદો જોડી શકાય તેનો કરેલ વિવાદ અને તેની સ્પષ્ટતા કરી બતાવવા આપેલું કોષ્ટક—શૃંગભૃત્ય અને આંધ્રભૃત્ય શબ્દની કરેલ સરખામણી—

## શતવહનવંશ (ચાલુ)

ઉપરના પ્રથમ પરિચ્છેદે પૃ. ૧ થી ૮ સુધીમાં આંધ્ર અને અંધ્ર શીર્ષકના વિવરણમાં આપણે બતાવી ગયા છીએ કેઃ—

**સ્થિતિની સમાલોચના**

(૧) અંધ્ર શબ્દ દેશવાચક છે અને તેની હસ્તી ઈ. સ. ના ત્રીજાથી છઠ્ઠા સૈકા વચ્ચે થવા પામી હોય એમ સંભવે છે (જુઓ પૃ. ૪), વળી અંધ્રદેશની હદ બાંધી બતાવવામાં પણ સર્વ વિદ્વાનો એકમત થતા નથી (જુઓ પૃ. ૮).

(૨) આંધ્ર શબ્દ પ્રજાવાચક છે, અને તે શબ્દનું પ્રથમ દર્શન મિ. રેપ્સનના જણાવ્યા પ્રમાણે ઐતેરીય બ્રાહ્મણ નામના ગ્રન્થમાં થયું છે. આ ગ્રન્થનું નિર્માણ ઈ. સ. પૂ. ની પાંચમી સદીમાં થયાનું મનાયું છે (જુઓ પૃ. ૩).

(૩) આ વંશના રાજાઓએ અનેક શિલાલેખો કોતરાવેલ છે તેમજ સિક્કાઓ પડાવ્યા છે. છતાં એકેમાં તેમણે પોતાનાં નામ સાથે, અંધ્ર કે આંધ્ર–તે બેમાંથી એકે શબ્દ જોડયો નથી (જુઓ પૃ. ૧૨ તથા ૧૬).

ઉપર બતાવેલ ત્રણ કથનને પ્રથમ દર્શનીય પુરાવા તરીકે લેખી તે ઉપર હવે વિવાદ કરીએ કે તેમાંથી કોઈ સ્થિતિ પ્રાપ્ત થાય છે ખરી? આપણે જોઈ ગયા છીએ કે આ વંશની સ્થાપના મ. સં. ૧૦૦= ઇ. સ. પૂ. ૪૨૭માં થઇ છે જ્યારે 'અંધ્ર' શબ્દ જેને દેશસૂચક ગણ્યો છે તેનું અસ્તિત્વ જ ઇ. સ.ની ૩જી અને છઠ્ઠી સદીની વચ્ચે થયું બતાવાય છે. વચ્ચે થએલું માનવાને બદલે, વહેલામાં વહેલું વપરાયાના સમયની ગણના લઈએ તો પણ ઈ. સ.ની ત્રીજી શતાબ્દી તો ખરી જ; મતલબ કે, તે વંશની ઉત્પત્તિ થયા બાદ લગભગ સાતસોથી આઠસો વર્ષે અથવા હવે આપણે જાણીતા થયા છીએ કે તે વંશનો અંત પણ ઇ. સ. ૨૩૫માં આવી ગયો હતો એટલે તે સમય બાદ જ તે શબ્દ વપરાવો શરૂ થયો છે. આ ઉપરથી પુરવાર થાય છે કે, તે વંશની ઉત્પત્તિ તો એક બાજુ રહી, પરંતુ અંત આવી ગયા બાદ જ, 'અંધ્રદેશ' એવો શબ્દ જોડી કઢાયો દેખાયો છે. એટલે શંકા રહિત થઇ ચૂકયું કે, તે વંશને અંધ્રદેશ સાથે વધારે નહી તો ઉત્પત્તિના સ્થાનની રૂઇએ કોઇ રીતે સંબંધ નથી, નથી તે નથી જ.

અંધ્ર શબ્દની વિચારણા આ પ્રમાણે થઇ રહી તેને તો મૂળમાંથી જ દાબી દેવાઈ છે. હવે આંધ્ર શબ્દ વિશે વિચારીએ. તે શબ્દનું પ્રથમદર્શન પુરાણિક ગ્રથોમાં થયું દેખાડયું છે, જો કે તે ગ્રંથના નિર્માણ વિષે લેખક (મિ. રેપ્સન) પોતે શંકાસ્પદ છે, છતાં દલીલની ખાતર માની લ્યો કે, તેમની માન્યતા સાચી જ છે, તોપણ તે શબ્દ વહેલામાં વહેલો ઈ. સ. પૂ. ની પાંચમી કે છઠ્ઠી સદીમાં જ વપરાતો શરૂ થયો હતો એટલું તો નક્કી થયું જ. અને ગ્રંથકારને અન્યથા લખવાનું કાંઇ કારણ હોય જ શું? તેમ વળી આપણે પણ આ વંશની આદી મ. સં. ૪૨૭માં એટલે ઇ. સ.ની પૂર્વે પાંચમી સદીમાં થયાનું પૂરવાર કર્યું છે. એટલે આ બન્ને વસ્તુ સ્વતંત્રપણે અસ્તિત્વમાં આવેલી છતાં એક બીજાને ટેકો બતાવતી આવી ગઇ છે. એટલે તે સ્થિતિને આપણે હાલ તો શંકારહિત સત્ય તરીકે સ્વીકારી લેવી રહે છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, તે વંશના રાજાઓએ શા માટે તે શબ્દનો ઉપયોગ પોતાના નામ સાથે કરવાનું દુરસ્ત ધાર્યું નથી? શું તેમાં તેમને હીણપત લાગતી હતી કે બીજી કોઈ અવકળા તેમાં સમાયેલી હતી? તે આપણે જોવું રહે છે. તેમાં ઉંડા ઉતરવા પૂર્વે જે વિદ્વાનોનાં કથનોનો આશ્રય લઇને આપણે 'આંધ્ર' શબ્દને પ્રજાવાચક ઠરાવ્યો છે તેની તપાસ પ્રથમ લઇ લેવી રહે છે.

અ. હિ. ઈ. નું અવતરણ (જુઓ પૃ. ૨) કહે છે કે, "જે પ્રજાનો મોટો સમૂહ—તેલુગુ ભાષા બોલે છે તે અસલ ગણાતી ડ્રેવીડીઅનના પ્રતિનિધિરૂપ છેઃ આંધ્રપ્રજા પણ તે ડ્રેવીડીઅન જ છે ઈ. ઈ." આ શબ્દો બારિકીથી તપાસતાં માલૂમ પડે છે કે, મજકુર વિદ્વાને આંધ્ર પ્રજાને ભલે ડ્રેવીડીઅન કહી દીધી છે પરંતુ તેનું વિધાન ઉચ્ચારવાને તેમણે કાંઇ કારણો

રજુ કર્યાં લાગતાં નથી. તેવી જ રીતે કે. આં. રે.ના વિદ્વાન લેખકના શબ્દો (જુઓ પૃ. ૩) પણ એમજ બોલે છે કે, "તેને (આંધ્રને) દક્ષિણ હિંદમાંની અનેક જાતિઓમાંની એક તરીકે લેખી છે. પાછળના સમયની પેઠે, તે સમયે પણ તેમનું વતન...તેલુગુ દેશમાં હતું ઈ. ઈ." એટલે કે, તેમણે (પુરાણના કથનના આધારે) આંધ્રને એક જાતિ તરીકે ઓળખાવી છે ખરી, પરંતુ તેના સ્થાન માટે પુરાણના કથનના આધારે તેમનું મંતવ્ય નથી થતું, ત્યાં તો પોતે જ પોતાનું અનુમાન કરી વાળ્યું છે કે, "પાછળના સમયની પેઠે, તે સમયે પણ તેમનું વતન તેલુગુ દેશમાં હતું." મતલબ કે રેપ્સન સાહેબે પણ આંધ્ર-પ્રજાને તેલુગુ દેશની પ્રજા તરીકે—ઉત્પત્તિની દૃષ્ટિએ વિચારતાં—ઠરાવવાને કાંઈ આધારપૂર્વક વાત કરી નથી.[1] આ પ્રમાણે બન્ને વિદ્વાનોનાં કથનની બારિક તપાસ લેતાં, તે આધારરહિત પુરવાર થતાં દેખાયાં છે. બાકી એટલો તો જરૂર તે બન્નેના કહેવામાંથી સાર નીકળે છે જ કે આંધ્રપ્રજાને 'તેલુગુ દેશ–તેલુગુ ભાષા બોલતી પ્રજાના દેશ સાથે' પાછળથી એટલે તેમની ઉત્પત્તિ થઈ ગયા બાદ (પછી થોડે કાળે કે ઘણા લાંબે કાળે તે પ્રશ્ન બીજો છે) નિકટ સંબંધ જોડાયો હતો જ. અને બનવાજોગ છે કે તે વખતે જેવી સ્થિતિ હતી તેવી જ સ્થિતિ તેની પૂર્વના ભૂત-કાળમાં પણ હશે એવું કલ્પી લઈને જ તેમણે વર્ણન કરી દીધું હોય. આ જો કે આપણું તત્ત્વગ્રહણ છે. પરન્તુ તે વાસ્તવિક દેખાય છે, કેમકે પ્રાચીન સમયના ભારતીય ગ્રન્થોના આધારે અથવા તો તેના જ અવતરણ-રૂપે જે શબ્દો, લખાયા છે તે તો સંભાળપૂર્વક જ ઉચ્ચા-રાયા લાગે છે. જેમકે (૧) The Home of the so called Andhras (જુઓ પૃ.૫)=કહેવાતી આંધ્ર પ્રજાનું વતન=(એટલે કે જેને આંધ્ર પ્રજા કહેવાય છે; પરંતુ તેમને જ આંધ્ર પ્રજા કહી શકાય કે કેમ તે શંકાસ્પદ છે) (૨) Satavahanas were not Andhras (જુઓ પૃ. ૫)=શતવહન વંશ આંધ્રપ્રજા નહોતી એટલે કે તેમને એક રીતે આંધ્રપ્રજા કહી પણ ન શકાય (૩) The founder of the dynasty was born at Paithan (જુઓ પૃ. ૫)=તે વંશનો મૂળ પુરુષ પૈઠણમાં જન્મ્યો હતો. (એટલે કે આદિ પુરૂષનું જન્મસ્થાન પૈઠણમાં ખરૂં, પરંતુ તેથી તેની ઉત્પત્તિ પણ પૈઠણમાં હતી એમ ન જ કહેવાય. કેમકે ગર્ભવંતી સ્ત્રીઓ પ્રસુતિ વખતે પોતાના સાસરેથી મહિયરમાં ઘણી વખત જાય છે, એટલે બાળકનું જન્મસ્થાન તે તેની પેદાશનું સ્થાન ન ગણાય. વળી અહિ તો પૈઠણ બતાવ્યું છે જે દક્ષિણ હિંદના પશ્ચિમ ભાગમાં આવેલું છે; જ્યારે અંધ્રદેશને સર્વ વિદ્વાનોએ દક્ષિણ હિંદના પૂર્વ ભાગમાં માન્યો છે), આ પ્રમાણે મૂળ ગ્રંથો ઉપરથી અવતરણ કરાયેલા અક્ષરો સાવ-ચેતી પૂર્વકના ઉદ્ગારો કાઢે છે. આ બધું કહેવાનો તાત્પર્ય એટલો જ છે કે, આંધ્ર શબ્દ પ્રજાસૂચક છે. વળી તે પ્રજાને દક્ષિણ હિંદ સાથે પાછળથી સંબંધ જોડાયો સમજાય છે પરન્તુ તેમની ઉત્પત્તિનું સ્થાન બહુ અનિશ્ચિત દેખાય છે. બાકી તે વંશના રાજાઓએ તે નામથી પોતાને ઓળખાવ્યા નથી. એટલે કે, તારવવા ઠરાવેલી હકીકતમાંથી હજુ અર્ધો ભાગ જ આપણે શોધી શકયા છીએ. બાકી રહેલ ભાગની તપાસ હવે કરીએ.

**આંધ્ર પ્રજાની ઉત્પત્તિ વિશે**

મિ. રેપ્સન, જેણે એક અચંગ સિક્કાશાસ્ત્રી તરીકે સારી નામના મેળવી છે તેમણે પ્રથમ "આંધ્ર જાતિયાઃ" એવા શબ્દો લખીને[2] તેમની ઉત્પત્તિ વિશે પોતાના વિચાર જણાવ્યા છે કે. The four Puranas, which have been independently examined, agree in stating that the first of the Andhra kings rose to power by slaying Susherman, the last

(૧) છતાં ખૂબી એ છે કે, કોઈ નામાંકિત અન્યવિદ્વાનો લખે (આધારસહિત હોય તો તો કાંઇ બોલવાપણું હોય જ નહીં, પરંતુ) તે આધારવિનાનું હોય તોયે, સર્વે તેને વધાવી લ્યે છે.

(૨) કે. આં. રે. પૃ. ૬૪.

of the Kanvas. In three of them he is called Shimukh; in the fourth he is simply described as a strong Sudra, Vrshalo Bali " (The commentator regards Bali as a proper name)=જે ચાર પૌરાણિક ગ્રન્થો[3] સ્વતંત્ર રીતે તપાસી જોવાયા છે તે સર્વે એકમત છે કે, કન્વવંશના છેલ્લા પુરૂષ સુશર્મનને મારી નાંખીને આંધ્રપતિઓમાંનો પ્રથમ પુરુષ સત્તા ઉપર આવ્યો છે. તેમાંના ત્રણ ગ્રંથોમાં તેનું (પ્રથમ પુરૂષનું) નામ શિમુખ જણાવ્યું છે જ્યારે ચોથામાં તેને માત્ર વૃષલોબલિ[4]=હલકી જાતનાં શૂદ્રો તરીકે વર્ણવ્યો છે (અત્ર ટીકાકાર બલિને વિશેષનામ તરીકે લેખે છે)" આ વાકયમાંની અન્ય હકીકતો સાથે અત્યારે આપણે સંબંધ નથી એટલે તે જવા દઈશું. જે જાણવાનું છે તે એટલું જ કે, આંધ્રપતિના પ્રથમ પુરુષનું નામ શિમુખ હતું એમ ત્રણ પૌરાણિક ગ્રંથો કહે છે. અને ચોથો એમ કહે છે કે તે પુરૂષ અત્યંત શૂદ્ર જાતિનો હતો. મતલબ કે શૂદ્ર જાતિમાં પણ અત્યંત નીચ કોટીનો લેખવ્યો છે. આ ઉપરથી એટલું ચોક્કસ થાય છે, કે પુરાણના મંતવ્ય પ્રમાણે આંધ્ર તે જાતિ પરત્વે નામ લાગે છે અને તેવી શૂદ્રજાતિમાં રાજા શિમુખ જન્મ્યો હતો. પ્રો. વિલિયમ્સની સંસ્કૃત-અંગ્રેજી ડિક્ષનેરીમાં આંધ્ર શબ્દની વ્યાખ્યા આપતાં જણાવ્યું છે કે, a man of low caste (the offspring of a Vaideha father and Karwar mother, who lives by killing game)=હલકા વર્ણનો પુરુષ (જેના માબાપમાં, પિતા વિદેહદેશનો વતની[5] છે અને માતા કારવાર પ્રદેશની અથવા કરવર જાતિની છે.[6] જે પારધિનો ધંધો કરી પેટ ગુજારો કરે છે). જો કે હજુ આપણે રાજા શ્રીમુખના માબાપ કોણ હતા તેની શોધ ચલાવવી રહે છે, પરંતુ ઉપરના કથનમાંથી એમ સાર નીકળતો જણાય છે કે, તેનો પિતા વિદેહદેશનો (મુખ્યત્વે કરીને તેની રાજધાની વિશાળાનગરી છે તેનો) વતની હતો અને એની માતા

(૩) આ ચાર પુરાણોનાં નામો આ પ્રમાણે છે. મત્સ્ય, વાયુ, વિષ્ણુ અને ભાગવત; આગળ ઉપર જુઓ.

(૪) આ શબ્દનો સામાન્ય અર્થ શું કરાય છે અને ખરો અર્થ શું થઈ શકે તે માટે ચંદ્રગુપ્ત મૌર્યના વખતે પુ. ૨ પૃ. ૧૪૦, ટી. નં. ૨૬ તથા પૃ. ૧૭૧, ટી. નં. ૨૯ જુઓ.

[ નાગપુર યુનિવર્સિટીવાળા પ્રો. ડોક્ટર એચ. સી. શેઠ જણાવે છે કે, Likely the word Vr̥ṣal which perhaps originally meant, one beloning to a non-brahmanical and heretical sect: તે જ વિદ્વાન વળી જણાવે છે કે, I suggest that Vr̥ṣal as used in connection with Chandragupta is the sanskritised form of 'Basileus ( Prakrit form of which will be Basal) which was the Greek equivalent of Rajan (king) ].

(૫) વિદેહ દેશનો રહીશ તે વૈદેહ કહેવાય. શબ્દકોષકારનું કહેવું એમ છે કે, રાજા શ્રીમુખનો પિતા વિદેહ દેશનો વતની હતો. પુ. ૧માં વિશાળા નગરીનું વર્ણન આપેલ છે. તે દેશને વિદેહ કહેતા અને તેના તે સમયના રાજાનું નામ ચેટક હતું, એમ જણાવ્યું છે. તે બધા લિચ્છવી જાતિના ક્ષત્રિય હતા. લિચ્છવી જાતિ પણ સંગ્રીછ ક્ષત્રિયની અઢારમાની એક પેટા જાતિ હતી. કહેવાની મતલબ એ છે કે, આવી ક્ષત્રિયજાતિના પુરૂષ અને કરવર જાતિની માતાના પેટે જન્મેલ એવો જે પુરૂષ તે આંધ્ર. ( ત્યારે તો આંધ્ર, એ કોઇ અમુક જ્ઞાતિનું નામ જ થયું; કોઈ પણ શૂદ્ર જાતિનું સામાન્ય નામ નથી ). સરખાવો પૃ. ૬; તથા આગળના પૃષ્ઠનું લખાણ.

આમાં 'કારવાર માતા'ના અર્થ બે રીતે બેસાડી શકાય. કોઈકવાર (મુંબઈ ઇલાકાનો એક પ્રદેશ જેમાં કારવાર નામનું શહેર આવેલ છે સરખાવો આગળમાં આવતું વર્ણન; બેલગામ, ધારવાડ, કોલ્હાપુર વગેરે મોટામોટા નગરો જ્યાં આવેલ છે અને જે પ્રદેશમાથી ચુટુકાનંદ, મૂળાનંદ વગેરેના સિક્કા મળી આવ્યા છે તથા જે પ્રદેશ ઉપર કદંબજાતિના પુરૂષોની રાજસત્તા ચાલ્યાનું ઇતિહાસ જણાવે છે તે) ની વતની એવી માતા. (૨) કરવર જાતિમાં જન્મેલી એવી માતા કે જે કરવર જાતિ હંમેશાં પારધિની પેઠે પંખીઓનો શિકાર કરીને પેટ ગુજારો ચલાવતી હતી. પરંતુ બન્ને અર્થને ભેગા કરીએ તો, કારવાર ગામમાં રહેતી અને પારધિનો ધંધો કરતી તેથી કરવરીના નામથી ઓળખાતી, એવી શૂદ્રજાતિની માતા- તેણીના પેટે તેનો જન્મ થયો હતો એમ કહેવું થયું.

(૬) જુઓ ઉપરની ટીકા નં. ૫નો ઉત્તરભાગ.

મુંબઈ ઇલાકાની ઠેઠ દક્ષિણમાં આવેલ એવા કોલ્હાપુર રાજ્યના પ્રદેશની કોઇક શૂદ્રજાતિમાં જન્મેલી હતી. આ પ્રમાણે દૂર દૂર પડેલ પુરૂષ અને સ્ત્રીનું મિલન કયી રીતે થવા પામ્યું હતું અથવા તેવા સ્ત્રીપુરુષનું યુગલ તે કયું હતું, તેની તપાસ કરતાં વળી જે દેખાઈ આવે તે ખરૂં. પરન્તુ રાજા શ્રિમુખના તથા તેના વંશજોના જે સિક્કાઓ હાલમાં આપણને પ્રાપ્ત થયા છે, તેમાં તીર કામઠું (Bow and arrows)–જેને કહેવાય તેવી આકૃતિ કોતરાયલી સ્પષ્ટપણે દેખાય છે. એટલે ઉપર દર્શાવેલી હકીકતને સમર્થન મળતું હોય એવું સહજ અનુમાન દોરી શકાય છે. વળી એક લેખક, જેમણે ખાસ કરીને દક્ષિણ હિંદના ઇતિહાસનો જ અભ્યાસ કરીને ગ્રંથલેખન કર્યું છે તેઓ જણાવે છે કે,[૭] There was also a Nanda-raja of Kalinga, from whom some four Kshatriya clans of Andhra-desh are descended; so says a Telugu version=તેલુગુ સાહિત્યમાં[૮] એમ જણાવાયું છે કે, કલિંગદેશનો કોઇક નંદ નામે રાજા હતો, જેમાંથી અંધ્રદેશની ક્ષત્રિય પ્રજાની ચાર જાતિનો ઉદ્ભવ થયો ગણાય છે. એટલે તેલુગુ સાહિત્યને આધારે લેખક મહાશય એમ કહેવા માંગે છે કે અંધ્રદેશમાં ક્ષત્રિય પ્રજાના જે ચાર વિભાગો થયા છે તેની ઉત્પત્તિ કલિંગપતિ રાજા નંદમાંથી થવા પામી છે. આમ જણાવતાં ક્ષત્રિય જાતના ચાર વિભાગો[૯] કયા? કલિંગપતિ નંદરાજા કયો[૧૦]? તે બે મુદ્દા વિષે કાંઈ સ્ફોટ કર્યો નથી. પરન્તુ આગળ જતાં તેમણે જે વાક્ય લખ્યું છે, તે ઉપરથી આપણને કલ્પના દોડાવવાને પુષ્કળ બળ મળી જાય છે. તેમનું કથન આ પ્રમાણે છે.[૧૧]—The Andhras of the the Talevāha river (referred to in the Jataka stories of the sixth century B. C.) the contemporaries of Kharvel must likewise have been Jains, as also the Nāgas, in alliance with them and the Sendraka-Nāgas in alliance with the Kadambas. Very little is known about these Andhras, except they were immigrants into the lands inhabited by the Kalingas and the Telingas. Whether they belonged to the Satvahan clan or not, is difficult to determine=તલેવાહ નદી (તટે વસેલી) આંધ્રપ્રજા (જેમનું વર્ણન[૧૨] ઇ. સ. પૂ.ની છઠ્ઠી સદીની જાતક કથાઓમાં આવે છે.) જે ખારવેલના સમયની[૧૩] છે તે પણ જૈનધર્મી જ હશે;[૧૪] જેવી રીતે નાગ-

(૭) જે. સ. ઇ. ભાગ ૨, પૃ. ૪, ટી. નં. ૧.

(૮) દક્ષિણહિંદની મુખ્ય ભાષાનું મૂળ ડ્રાવિડિયન સ્ટોક (Dravidian Stock) ગણાય છે. તેની ચાર શાખા છે (૧) તેલુગુભાષા જે હાલ નિઝામી રાજ્યમાં બોલાય છે અથવા જે પ્રદેશને તેની બોલાતી ભાષા ઉપરથી તેલંગણ પ્રદેશ તરીકે ઓળખાવાય છે તે (૨) તામિલ–જે મદ્રાસ ઇલાકામાં મોટાભાગમાં બોલાય છે તે (૩) કેનેરીઝ–જે હાલ મહીસુર રાજ્યમાં તથા મુંબઇ ઇલાકાના કાનારા પ્રાંતોમાં બોલાય છે તે (૪) અને મલાયમ-જે હિંદના એકદમ દક્ષિણમાં મદુરા, કેપ કોમોરીન, કોચીન, મલબાર ઇ.માં બોલાય છે તે.

આટલા વર્ણન ઉપરથી સમજાશે કે, જેને અંધ્ર પ્રદેશ તરીકે ઓળખાવ્યો છે તે દેશની ભાષા તેલુગુ છે. તેજ તેલુગુભાષાના સાહિત્યઆધારે આંધ્રપ્રજાની ઉત્પત્તિ જણાવાઇ છે એટલે તે અભિપ્રાય વિશેષ વજનદાર ગણવો રહે છે.

(૯) જુઓ નીચેનું ટી. નં. ૧૯.

(૧૦) જુઓ નીચેનું ટી. નં. ૨૯

(૧૧) જુઓ તે જ પુસ્તકમાં ભાગ ૨, પૃ. ૭૪.

(૧૨) જે આંધ્રપ્રજાનું વર્ણન ઇ. સ. પૂ.ની છઠ્ઠી (અથવા પાંચમી) સદીમાં રચાયલી કથાઓમાં નીકળતું હોય તેનો (તેના આદ્યરાજા શ્રીમુખને) સમય તે પુષ્યમિત્ર શુંગપતિનો એટલે ઇ. સ. પૂ.ની બીજી સદીનો કહેવાય કે આપણે ઠરાવેલ ઇ. સ. પૂ.ની પાંચમી સદીનો કહેવાય?

(૧૩) ખારવેલનો સમય પણ આ ઉપરથી (જુઓ ઉપરની ટીકા નં. ૧૨) ઇ. સ. પૂ. ની પાંચમી સદી નો પુરવાર થાય છે.

(૧૪) અત્ર આંધ્રપ્રજાને જૈનધર્માનુયાયી કહી છે. આપણે

પ્રજા[૧૫] તથા તેમની સાથેની સેંદ્રક નાગપ્રજા[૧૬] તથા તેમની સાથેની કદંબપ્રજા[૧૭] (જૈનધર્મી છે)[૧૮] તેમ; (છતાં) આંધ્ર વિશે તો કાંઈ જ જાણવામાં આવ્યું નથી. સિવાય કે કલિંગ[૧૯] અને તેલિંગ દેશના વતનીઓ જે ભૂમિ ઉપર વસેલ હતા તે દેશમાં તેઓ આગંતુક તરીકે[૨૦] આવી રહ્યા હતા. તેઓ શતવહન કુળના હતા કે કેમ તેનો નિર્ણય કરવો કઠિન છે." એટલે તેમનું કહેવું એમ થાય છે કે (૧) જેમ ખારવેલ જૈન હતો તેમ તેની સમકાલિન આંધ્રપ્રજા પણ જૈનધર્મી જ હતી (૨) તેવી જ રીતે નાગ, સેંદ્રકનાગ, અને કદંબ પ્રજા પણ જૈનધર્મી હતી (૩) આ બધું વર્ણન ઈ. સ. પૂ.ની છઠ્ઠી સદી (આશરે)માં રચાયેલી જાતક કથાઓમાં[૨૧] અપાયેલ છે. (૪) જેમ અન્ય લોકો કલિંગ અને તેલિંગ દેશમાં આવી વસ્યા હતા તેમ આંધ્રપ્રજા પણ બહારથી આવીને ત્યાં વસી હતી(એટલે કે તે દેશના મૂળ વતની તેઓ નહોતા) (૫) આ આંધ્રપ્રજા તે શતવહન વંશવાળા જ હતા કે કેમ તે વિશેનો નિર્ણય કરવાનું કામ અતિ મુશ્કેલ છે,

---

પણ તે જ મતને મળતા છીએ એમ આગળ ઉપર પુરાવા આપીને સાબીત કરીશું. ખારવેલ અને આંધ્ર પ્રજા બન્ને જૈનધર્મી છે.

(૧૫) નાગપ્રજા એટલે નંદવંશી ક્ષત્રિયો કહેવાની મતલબ છે. શિશુનાગવંશી તે મોટો નાગવંશ અને નંદવંશ તે નાનો નાગવંશ. (જુઓ પુ. ૧માં વર્ણન) આ ઉપરથી નંદને ટૂંકમાં નાગવંશ પણ કહેવાય છે. તેની પ્રજા તે નાગપ્રજા અથવા શિશુનાગ અને નંદવંશી સર્વ ક્ષત્રિયોની પ્રજાને પણ નાગવંશી કહી શકાય.

(૧૬) ઉપરની નાગપ્રજાનો કોઈ વિશેષ ભાગ હશે. અમુક જાતની ક્રિયાઓ તે કરતો હોય અથવા અમુક પ્રદેશમાં તે વસી રહી હોય જેને લીધે આવું ખાસ નામ અપાયું લાગે છે.

(૧૭) આ ઉપરથી સાબિત થયું કે, કદંબપ્રજા મૂળે તો નાગપ્રજાનો અંશ જ છે (આપણે પણ પુ. ૧માં નંદિવર્ધન રાજ્યે આ પ્રકારનો ઉલ્લેખ કર્યો છે).

(૧૮) આ સર્વપ્રજા જૈનધર્મી હતી એમ પુ. ૧માં શિશુનાગ અને નંદવંશી રાજાઓના ધર્મવિશેનું વર્ણન કરતાં સાબિત કરી ગયા છીએ.

(૧૯) ઉપર ત્રણ પ્રજાનાં નામ આપી ગયા છીએ જેવી કે, નાગ, સેંદ્રકનાગ, અને કદંબ; જ્યારે અહીં આંધ્ર જણાવ્યું એટલે લેખક મહાશયની ગણત્રી પ્રમાણે ક્ષત્રિયના ચાર વિભાગો રાજાનંદમાંથી ઉદ્ભવ્યા છે તે આ ચાર વિભાગો જ હોવા જોઈએ. (જુઓ ઉપરની ટીકા નં. ૯) પરંતુ આ લેખકે, તે જ પુસ્તકમાં પૃ. ૨૦ થી ૨૫માં 5 clans of Andhra Rajputs or Kshatriya clans = આંધ્ર રજપુત અથવા ક્ષત્રિયવર્ણની પાંચ જાતિઓ, એવા શબ્દ લખીને નીચે પ્રમાણે તેમનાં નામ લખ્યાં છે.

(૧) Kākatiyas of Warrangul = વરંગુળની કાકતિય પ્રજા.

(૨) Kotas of Dhānya Kataka = ધાન્ય કટકની કોટપ્રજા.

(૩) Pūsāpāties of Bezwada (બેઝવાડાની પૂસાપતિ પ્રજા) and Pūsapadu (પૂસપદુ) of Vijayanagar (ખારવેલે જે દેહસંઘાત તોડયાની—અથવા ત્રણની સંખ્યામાં કાંઇક તોડયાની જે હકીકત હાથીગુંફા લેખમાં પંક્તિ ૧૧માં જણાવી છે તે આ પ્રદેશને લગતી હકીકત હશે એમ પણ અમારૂં માનવું થાય છે. સરખાવો પુ. ૪, પૃ. ૨૯૯ ની હકીકત).

(૪) Kosars = કોસર પ્રજા.

(૫) Vadgus = વડગુ પ્રજા.

આમ લખીને ઉમેર્યું છે કે, All these were Shaivites. Some of them ( or perhaps all ) may have been Buddhits or Jains during the Satavahan period = આ સર્વે શૈવમાર્ગી પ્રજા હતી. તેમાંના કેટલાક (બલ્કે સર્વ) શતવહનના રાજ્યકાળે બૌદ્ધધર્મી કે જૈનધર્મી હશે. ( અમારૂં ટીપ્પણ—શતવહન પ્રજાના આદિ સમયે રાજા પોતે જ જૈનધર્મ પાળતા હતા એટલે તેમની જાતવાળા સર્વ જૈનધર્મી જ હતા. આગળ જતાં તેમાંના કેટલાકે વૈદિકમત ગ્રહણ કર્યો હતો, પરંતુ કદાપી બૌદ્ધ તો તેઓ થયા જ નથી. એટલે ઉપરની સર્વે ક્ષત્રિય જાતિઓ મોટાભાગે જૈન હતી અને થોડા સમય માટે વૈદિક હતી).

(૨૦) આગંતુક તરીકે આંધ્રને લેખ્યા છે એટલે એમ થયું કે જેમ તલેવાહ નદીની આસપાસ બીજી પ્રજા આવી વસી હતી તેમ આંધ્રપ્રજા પણ બહારથી આવીને તે પ્રદેશમાં વસી હતી. તેમની ઉત્પત્તિનું સ્થાન અહીં નહોતું (સરખાવો પૃ. ૧ થી ૮ સુધીમાં અંધ્રદેશ અને આંધ્રપ્રજાની ઉત્પતિ વિશે અન્ય વિદ્વાનોના વિચારો ).

(૨૧) જુઓ ઉપરની ટી. નં. ૧૨.

એટલે કે જેમ શતવહનવંશીઓ આંધ્રપ્રજામાં ગણાય છે, તેમ અહીં વસી રહેલી આંધ્રપ્રજા પણ તેમને જ લગતી હતી કે કેમ તે કહેવું મુશ્કેલ છે. મતલબ કે આંધ્ર શબ્દ, માત્ર શતવહનવંશી માટેજ વપરાય છે એમ નથી, પરંતુ તેમાં તો અન્ય પ્રજાનો પણ સમાવેશ થઇ શકે છે. એટલે આંધ્રપ્રજા તે સામાન્ય નામ થયું અને તેનો એક અંશ તે શતવહન વંશ ( સરખાવો પૃ. ૬. નું લખાણ; તેમજ ઉપરમાં ટી નં. ૫ માંની મૂળ હકીકત ). આ પ્રમાણે પોતાને લગતી અશકયતા- મુશ્કેલીનું વર્ણન કરીને, તેજ પુસ્તકમાં[૨૨] ડૉ. બુહ્‌લર જેવા ભાષાશાસ્ત્રીનું થતું મંતવ્ય તેમના જ શબ્દોમાં જણાવે છે. Dr. Buhler is of opinion that it was the Kadamba script that latterly developed into the Telugu-Kanarese or Andhra-Karnata variety of south Indian alphabets. This lends colour to the suggestion that the Andhra and Kadambas together contributed to the earliest growth of the fine arts and culture of these Andhra and Karnata provinces=ડૉ. બુહ્‌લરનો મત એમ થાય છે કે, કદંબલિપિનો પાછળથી વિકાસ થતાં તેલુગુ-કેનેરી અથવા આંધ્ર-કર્ણાટ જાતની દક્ષિણ હિન્દના મૂળાક્ષરોની જાત થવા પામી છે. આ ઉપરથી પેલી સૂચતાને સમર્થન મળે છે કે, આંધ્ર અને કદંબ પ્રજાએ ભેગા મળીને, આંધ્ર અને કર્ણાટ પ્રાંતોનાં મશહૂર કારીગિરી અને સંસ્કૃતિના પાગ્સમયી વિકાસમાં મોટો હિસ્સો અર્પણ કર્યો છે." કહેવાની મતલબ એ છે કે, દક્ષિણ હિંદના આંધ્ર અને કર્ણાટ પ્રદેશની લલિતકળા અને સંસ્કૃતિની જે અત્યારે બેહામ પ્રશંસા થઇ રહી છે તે આંધ્ર અને કદંબ પ્રજાએ જ સાધી હતી; આ બંને પ્રજાની મૂળ લિપિ કદંબ હતી, જે ધીમેધીમે વિકસિત થઈને વર્તમાન સ્થિતિએ પહોંચવા પામી છે, એટલે ટૂંકમાં કહો તો, દક્ષિણ હિંદનાં લાલિત્ય અને સંસ્કૃતિ[૨૩] સર્વ, પ્રજા તરીકે લેખાવો તો કદંબ[૨૪]

(૨૨) જૈ. સ. ઇ. પુ. ૨, પૃ. ૫૭૬

(૨૩) આ હકીકત ગોમટેશ્વરની મૂર્તિના સમય નિર્ણય માટે કદાચ ઉપયોગી થવા સંભવ છે.

(૨૪) ડૉ. બ્યુલરે બતાવેલ વિચારોમાંથી તો અત્ર એવું તારવી શકાય છે કે, પ્રથમ કદંબલિપિ હતી તે બાદ આંધ્ર, તેલગુ, કનારી વગેરે ઉભી થઇ છે અથવા લિપિ આધારે પ્રજાનાં નામો ગણાવીએ તો કદંબપ્રજામાંથી, આંધ્ર અને દક્ષિણ હિંદની બીજી પ્રજાઓનો ઉદ્‌ભવ થયો ગણાય છે.

પરંતુ આગળ જતાં લેખક મહાશય પોતાને સ્ફૂરતા વિચારો જણાવતાં કદંબનું નામ છેલ્લું રાખીને કાંઈક ગોટાળો ઉભો કરી દેતા જણાય છે ( જો તેમજ હોય તો કાંઈક સુધારો કરવો જરૂરી છે). (અમારૂં ટીપ્પણ:-આ વિષય અત્રે ચર્ચવામાં અમારો ઉદ્દેશ, દક્ષિણ હિંદની પ્રજાનાં ધર્મ તથા સામાજીક પ્રથાઓના વિષયમાં, તે લેખકે રજુ કરેલા વિચાર ઉપરથી જે પ્રકાશ પડે છે, તે દર્શાવવાનો છે.)

તેમણે લખ્યું છે કે ( જુઓ મજકુર પુસ્તક, પૃ. ૭૬ ) "On the decline of Andhra dynasty about the year A. D. 302 ( for their is a coin of a Satavahan king bearing that date) came into power the Abhiras, or Kalachuris or Haihayas, the Rastrikutas and the Kadambas. On the ruins of whose power the Chalukyas (please note they are not Chaulukyas) claim to have built up the empire and they seem to be direct followers of Kadambas, as is manifest from the style of Man-vyas gotra, Haritiputra etc. which they have adopted from their Kadamba predecessors; for, as far as can be gathered from inscriptions, the Kadambas were the earliest south Indian Dynasty to adopt this style=ઇ. સ. ૩૦૨ની આસપાસમાં[ક] ( કેમકે તે સાલના આંકવાળો શતવહન રાજાનો સિક્કો મળે છે) આંધ્રવંશની પડતી થતાં આભિરો અથવા કલચુરીઓ અથવા હૈહેયાઝ, રાષ્ટ્રકૂટો અને કદંબો સત્તા ઉપર આવ્યા છે.[ખ] જે સત્તાની પડતી થતાં,

(ક) આ વિષય ઉપરના અમારા વિચારો માટે જુઓ. પૃ. ૨૫ તથા તેનાં ટીપ્પણો.

(ખ) આમાં તો કેમ જાણે કદંબપ્રજા સૌથી છેવટ આવી

એને આંધ્ર પ્રજાને, અને લિપિ તરીકે લેખાવો તો કદંબ લિપિને જ આભારી છે.

જેમીઝન ઈનિ સધર્ન ઈંડિયાના વિદ્વાન લેખકે દક્ષિણ હિંદના પોતાના ખાસ અભ્યાસને અંગે જે હકીકત તારવી કાઢી છે અને જેના કેટલાક ઉતારા આપણે અત્રે ટાંકી બતાવ્યા છે તથા તે ઉપર પ્રકાશ પાડતાં ટીપ્પણો અમે જે લખ્યાં છે તે સર્વનો સાર જોઈશું તો એ જ નિષ્કર્ષ નીકળે છે કે, શતવહનવંશી પ્રજાને કોઈ ને કોઈ રીતે, કદંબ તેમજ ઉત્તર હિંદની મૌર્ય તથા નંદપ્રજા સાથે સંબંધ હોવો જોઈએ. પછી તે કેવા પ્રકારનો હશે તે હવે આપણે શોધવું રહે છે. આ નિષ્કર્ષનું તેમજ મિ. રેપ્સને ટાંકેલ પૌરાણિક હકીકતનું અને મિ. વિલિયમ્સના સંસ્કૃત અંગ્રેજી શબ્દ-કોષમાં અપાયલી વ્યાખ્યાનું, એમ સર્વનું એકીકરણ કરતાં સહજ જણાઈ આવે છે કે શતવહનવંશી આંધ્ર-પ્રજાની ઉત્પત્તિ શુદ્ધપણાની દૃષ્ટિએ જોતાં ક્ષત્રિય માતા-પિતામાંથી ઉદ્ભવી નથી દેખાતી. તેમ એ પણ સ્પષ્ટ થાય છે કે, પિતા તો ઉત્તર હિંદની ક્ષત્રિય જાતિમાંનો જ હતો પરંતુ માતા શુદ્રાણિ હતી; જો હજુ સુધી નિશ્ચિત નથી થતું તે, કોણ પિતા અને ક્ષત્રિયની કઈ

---

ચાલુક્યોમાંગ સામ્રાજ્ય જમાવ્યું હોય એમ લેખાય છે. કેમકે પોતાના પૂર્વજ એવા કદંબોએ વાપરેલો માનવ્યાસ ગોત્ર, હરિતિપુત્ર ઇ. પદ્ધતિને અનુસરવાથી તેઓ કદંબમાંથી સીધા ઉતરી આવ્યા હોવાનું સમજાય છે; કારણકે આ પદ્ધતિ જો કોઇ દક્ષિણના હિંદીવંશે પ્રથમમાં પ્રથમ વાપરી હોય તો કદંબપ્રજા જ છે એમ શિલાલેખોમાંથી તારવી શકાય છે.૫"

વળી આગળ જતાં પૃ. ૮૦ ઉપર લખે છે, કે The formula which expresses Satavahan culture best is सिद्धं नमः the formula which expresses Chalukya culture best is ॐ शिवाय, सिद्धं नमः or ॐ नमः नारायणः Shaivism and Narayanism are said to be particularly of south Indian origin while Buddhism expressed by सिद्धंनमः is Mauryan and north Indian=જે શબ્દનિર્દેશથી શતવહનસંસ્કૃતિ ઉત્તમ રીતે ઓળખાય છે તે सिद्धंनमः છે; જે શબ્દનિર્દેશથી ચાલુક્યસંસ્કૃતિ ઉત્તમ રીતે ઓળખાય તે ॐनमः शिवाय सिद्धंनमः અથવા ॐनमो नारायणः છે; શિવ અને નારાયણ લખવાની પદ્ધતિ, મૂળમાં ખાસ કરીને દક્ષિણહિંદની અને सिद्धंनमः શબ્દથી નિર્દિષ્ટ થતી બૌદ્ધ૫ પદ્ધતિ મૌર્યન૭ અથવા ઉત્તરહિંદની છે. (નં. ૫ અને ૬નાં ટીપ્પણો તથા આ લેખકે પોતે દર્શાવેલ વિચારોનું એકીકરણ કરતાં સમજાશે કે આ સર્વ પ્રજા જૈનધર્મી જ સંભવે છે. તેમાં પણ શતવહનવંશની ઉત્પત્તિ મૌર્યન અને ઉત્તરહિંદની તેમણે જોકે મોઘમપણે જણાવેલી છે પરંતુ ઇતિહાસના અભ્યાસથી હવે આપણે જાણીતા થયા છીએ, કે તેમની ઉત્પત્તિનું મૂળ નંદવંશી પ્રજામાં સમાયલું છે. એક બીજા મુદ્દા ઉપર વાચકનું ધ્યાન દોરવાનું છે. તેમણે અહીં ચાલુક્ય શબ્દ વાપર્યો જ છે. એટલે કે ચાલુક્યપ્રજા દક્ષિણ હિંદની છે. જ્યારે ચૌલુક્ય-રાજપુતપ્રજા તે ઉત્તરહિંદની છે. તેમનો ઉદ્ભવ તો ઈ. સ.ના છઠ્ઠા સૈકામાં આબુ પર્વત ઉપર અગ્નિહોત્રી ક્ષત્રિયોની ચાર શાખા ઉત્પન્ન થઈ છે તે

---

હોય તેવો ભાસ થતો દેખાડયો છે. આ માટે ઉપરમાં કરેલું અમારૂં ટીપ્પણ વાંચો -ખરી રીતે તો કદંબમાંથી ઉપરની સર્વ પ્રજા ઉદ્ભવી છે.

(૩) ધ્યાન રાખવું કે ચૌલુક્યો નથી લખ્યું પરંતુ ચાલુક્ય લખ્યું છે.

(૪) એટલે એમ થયું કે,મૂળ કદંબો હતા.તેમાંથી આભિરો, કલચુરી, ચાલુક્યો, રાષ્ટ્રકૂટો, હૈહૈયાઝ ઇ. ઉત્પન્ન થયા છે.

(૫) બૌદ્ધ ને બદલે જૈન શબ્દ જોઇએ. કેમકે બૌદ્ધમાં પ્રથમ તો સિદ્ધ શબ્દ જ નથી તે જૈનનો પારિભાષિક છે: વળી બીજું અત્યાર સુધી ઉત્તરહિંદની સર્વ સંસ્કૃતિ જ જૈનને બદલે બૌદ્ધ હોવાનું વિદ્વાનોએ મનાવ્યું છે તેમ આ વિદ્વાને પણ તેનું અનુકરણ કરીને તે શબ્દ વાપર્યો છે પરંતુ હવે આપણે પુરવાર કરી ચૂકયા છીએ કે તે જૈન સંસ્કૃતિનાં ઘોતકો છે.

(૭) મૌર્યન સિક્કાઓમાં જે Moon on the Hill, Swastika, Chaitya=ટેકરીઓ ઉપર ચંદ્ર, સ્વસ્તિક, ચૈત્ય ઈ. કોતરાયલ છે તે બધાં પં. જાયસ્વાલજીએ હવે જૈન-ધર્મી હોવાનું જણાવ્યું છે. (જુઓ પુ. ૨ સિક્કાવર્ણને, ત્રીજા પરિચ્છેદનાં અંતે; તેમજ સિક્કાચિત્રના વર્ણનમાં ધાર્મિક ચિન્હો સબંધી અમે આપેલી સમજૂતિ).

જાતિનો તથા માતા શુદ્રાણિ તો તે કઈ જાતિની અને ક્યા પ્રદેશની; જો કે તેમનો સમય નક્કી કરી ચૂકયા છીએ. શતવહનવંશની આદિ ઈ. સ. પૂ. ૪૨૭માં છે એટલે તેના આદિપુરૂષ રાજા શ્રીમુખનો જન્મ તો તે પૂર્વે જ થઈ ગયો કહેવાય. જો તે વંશની સ્થાપના કરતી વખતે તેની ઉમર કમમાં કમ ૨૫-૩૦ લેખો તો તેના માતાપિતાનો લગ્નસંબંધ પણ ઇ. સ. પૂ. ૪૨૭ પહેલાં ૩૦ વર્ષે એટલે ઈ. સ. પૂ. ૪૫૭માં અથવા તો ૪૫૦થી ૪૬૦ના દશકામાં થયો હોવો જોઇએ. આટલી સામગ્રી આપણી પાસે તૈયાર થઈ ગઈ છે. હવે તેનું અવલંબન લઇને આગળ વધીએ.

સંસ્કૃત-અંગ્રેજી શબ્દકોશ એમ કહે છે કે, તેનો પિતા વિદેહદેશનો વતની હતો. જૈનીઝમ ઇન સધર્ન ઈંડિયા તેલુગુ સાહિત્ય આધારે જણાવે છે કે, દક્ષિણ હિંદની ક્ષત્રિય પ્રજાનું મૂળ કલિંગપતિ કોઇ નંદ નામના રાજામાં સમાયેલું પડયું છે; વળી સમય પણ નિશ્ચિત થઇ ચૂકયો છે એટલે હવે તો જે તપાસવું રહે છે તે એટલું જ કે ઈ. સ. પૂ. ૪૫૦થી ૪૬૦ સુધીમાં કોઇ એવો નંદ રાજા થયો છે કે જે વિદેહનો રહીશ હોય અને જેના વૃત્તાંતથી આપણે ઇતિહાસમાં એમ પાકે પાયે જાહેર કરી શકતા હોઇએ, કે જેણે શુદ્રાણિ સાથે લગ્ન કર્યું હોય તેમજ પોતે કલિંગપતિ બન્યો હોય કે કહેવાતો હોય. નંદવંશી રાજાઓનાં વૃત્તાંતથી આપણે ક્યારના જાણીતા થઈ ચૂકયા છીએ કે તેઓ નાગ

સમયનો કહેવાય; જ્યારે ચાલુક્યપ્રજાનું મૂળ તો ઠેઠ ઇ. સ. પૂર્વેના સમયમાં સમાયેલું છે. મતલબ કે ચાલુક્ય અને ચૌલુક્ય બન્ને જુદા છે. આ પ્રશ્નો આગળ પણ અમે છણ્યા છે, જુઓ.)

વળી આગળ પૃ.૮૩ ઉપર પોતાના વિચારો જણાવે છે "Social unions and fusions are always attempted to safeguard their political power. Evidence of this is found in Visnukuṇḍ, Kadamb-Satakarni, who must have been a prince born of the Satakarni and Kadamb union; similar relations the Satavahanas are said to have contracted with the Pallavas and the Nagas; the Kalachuris also followed this tradition of social union = સામાજીક લગ્નો અને સંબંધો હંમેશાં પોતપોતાની રાજકીય સત્તા નિભાવી રાખવા માટે યોજાતા હતા. દૃષ્ટાંત તરીકે વિષ્ણુકુંડજ, કદંબ-શતકરણિઝ ઈ. સમજી લેવા. આમાંનો કદંબ-શતકરણિ તે શતકરણિ અને કદંબ વચ્ચે થયેલ લગ્નસંબંધથી ઉત્પન્ન થયેલ કુમાર સંભવે છે. તે પ્રથાને અનુસરીને શતવહન પ્રજાએ પણ પલ્લવોટ અને નાગપ્રજા સાથે સંબંધ બાંધ્યાનું કહેવાય છે, અને કલચુરીઓએ પણ સામાજીક સંબંધ જોડવાની તે પ્રથાનું અનુકરણ કર્યું હતું" એટલે તેમનું કહેવું એમ થાય છે કે, પૂર્વ સમયે જ્યારે જાતિ (અત્યારની જ્ઞાતિ જેમ કહેવાય છે તેમ) નામની સંસ્થા જેવું નહોતું ત્યારે, રાજકર્તાઓ પોતાની હારજીતને અંગે અથવા તો અન્યકારણથી નીપજતા પોતાના હોદ્દા અને અધિકારની મહત્વતા જાળવી રાખવાને અંગે, પરસ્પર સામાજીક અને કૌટુમ્બિક સંબંધ જોડતા હતા. પોતાના કથનના તેમણે એક બે દૃષ્ટાંત પણ રજુ કર્યાં છે. ઉપરાંત આપણે પણ ઐતિહાસિક દૃષ્ટિએ પુરાવામાં ઉપયોગી થાય તેવાં થોડાંક વધારે રજુ કરીશું. જેમકે, કોશલપતિ પ્રસેનજીત સાથે મગધપતિ શ્રેણિક અને તેના પુત્ર અજાતશત્રુએ જોડેલ લગ્નસંબંધો; નવમા નંદ અને મૌર્ય ચંદ્રગુપ્ત; અશોકવર્ધન અને સેલ્યુકસ નિકેટોર; સમ્રાટ પ્રિયદર્શીને કલિંગપતિને બે વાર જવા દીધો હતો તે હકીકત (ધૌલી જાગોડાનો શિલાલેખ) રાજા શ્રીમુખે પોતાના પુત્ર યજ્ઞશ્રી સાથે વિદર્ભના કોઇક મહારથીની પુત્રી નાગનિકાને પરણાવી હતી: શુંગપતિ અગ્નિમિત્રે વિદર્ભપતિની કુંવરી માલવિકા સાથે કરેલું લગ્ન; ઇ. ઈ. અનેક દૃષ્ટાંતો ઇતિહાસમાંથી જડી આવે તેમ છે.

(જ) સરખાવો ચુટુકાનંદ અને મૂળાનંદના સિક્કા પુ. ૨ માં તથા ૧માં નંદીવર્ધન રાજાએ તેમની હકીકત.

(ઝ) પુ. ૪માં રૂદ્રદામનના વર્ણને પૃ. ૨૦૮ થી આગળ જુઓ. જેમાં કન્હેરીના શિલાલેખ આધારે વિદ્વાનોએ કોઇ અનેરો શબ્દ માની લઇને રૂદ્રદામને પોતાની પુત્રી શતકરણિ રાજાને પરણાવી હોવાનું મનાવ્યું છે અને તે ઉપર અમારા વિચારો દર્શાવ્યા છે તે હકીકત સાથે સરખાવો. જુઓ પંચમ પરિચ્છેદ લેખ નં. ૧૭.

(ટ) પૃ. ૧માં નંદિવર્ધન રાજાએ પલ્લવ, કદંબ વગેરેનો સંબંધ જે અમે જોડી બતાવ્યો છે તે હકીકત સાથે આ સરખાવો.

પ્રજાના નબીરાઓ છે. આ પ્રજા સંવિજી નામના ક્ષત્રિયના અઢાર જે પેટા વિભાગો છે તેમાંની એક ગણાય છે. સંવિજી ક્ષત્રિયો અસલમાં વિદેહદેશમાં જન્મી કરીને, ચારે તરફ રાજ્ય હકુમત ચલાવતા ચલાવતા ફેલાતા ગયા છે. એટલે નંદવંશના રાજાઓને વિદેહીઓ કહી શકાય. તેમજ નંદવંશના અધિકારમાં વિદેહદેશ આવી પણ પડયો હતો; એટલે રાજ્ય હકુમતને અંગે પણ તેમને વિદેહપતિ અથવા વિદેહી કહી શકાય જ. આ પ્રમાણે એક હકીકતનો મેળ તો બેસી ગયો; પણ નંદવંશમાંનો કયો રાજા તે હજુ શોધવું રહે છે. તે વંશના ઇતિહાસથી જાણ્યું છે કે તેમાં નવ રાજાઓ થયા છે. છ તો નામના જ હતા બાકીના ત્રણ પ્રતાપી અને વૈભવશાળી નીવડયા છે. તેમનાં નામ, નંદ પહેલો, નંદ બીજો અને નંદ નવમો. તેમાં નવમા નંદનો સમય ઈ. સ. પૂ. ૪૧૩થી ૩૭૮નો ઠરાવાયો છે, તેમજ વળી બીજી હકીકત તેના વિશે એમ નીકળે છે કે તે પોતે શુદ્ર રાણીના પેટે જન્મ્યો હતો પરન્તુ શુદ્રાણીને પરણ્યો હતો એમ નથી. જ્યારે અહીં તો પોતાને શુદ્રાણિ વેરે પરણ્યાનો મુદ્દો છે એટલે આ બે કારણે તેનું નામ બાદ કરવું રહે છે. પછી રહ્યા બે નંદ—નંદ પહેલો અને બીજો. આમાંના પહેલા નંદ વિશે જાણી ચૂકયા છીએ કે તેણે દક્ષિણ હિંદના અનેક પ્રદેશો જીતી લઈ (જુઓ પુ. ૧ તેનું વૃત્તાંત) મગધ સામ્રાજ્ય વધારી મૂકયું હતું અને તેથી તેણે નંદિવર્ધન નામનું બિરૂદ પ્રાપ્ત કર્યું હતું, તેમજ તેના ઉત્તરાધિકારી તરીકે તેના પુત્ર નંદ બીજાને પણ દક્ષિણ હિંદના પ્રાંતોનો અધિકાર મળ્યો જ હતો. એટલે આ બંને નંદરાજાને દક્ષિણપતિ કહી શકાય તેમ છે જ. તેમ પહેલા નંદનો સમય ઈ. સ. પૂ. ૪૭૨ થી ૪૫૬=૧૬ વર્ષનો અને બીજાનો સમય ઈ. સ. પૂ. ૪૫૬થી ૪૨૮=૨૮ વર્ષનો જણાવ્યો છે. એટલે સમયની દૃષ્ટિએ (૪૫૦ અને ૪૬૦ના દશકાની ગણત્રીએ) જો કે બન્ને નંદને તે હકીકત સ્પર્શી શકે તેમ છે. પરંતુ શુદ્રાણિ સાથે લગ્ન કર્યાની હકીકત તો માત્ર નંદ બીજાને જ લાગુ પડતી ઇતિહાસમાં નોંધાયેલી છે. એટલે સ્પષ્ટપણે કહી શકાશે કે રાજા શ્રીમુખનો પિતા તે અન્ય કોઇ નહિ પણ તે નંદ બીજો જ હતો.[૨૬] નંદ બીજાનો રાજ્યકાળ ૪૫૬થી ૪૨૮ નો જણાવાયો છે. એટલે ફલિત થાય છે કે ઈ. સ. પૂ. ૪૫૬ થી ૪૫૦ સુધીના પોતાના રાજ્યકાળના પ્રથમના ૭ વર્ષમાં જ નંદ બીજાએ શ્રીમુખની માતા સાથે લગ્ન કર્યું હતું. આ પ્રમાણે શતવહનવંશી રાજાઓની ઉત્પત્તિ સંબંધના સમય, પ્રારંભ, તેના માતપિતા કોણ ઇત્યાદિ, અનેક અણુશોધ્યા પ્રશ્નોનો નિકાલ લાવી ચૂકયા કહેવાઈશું.

ઉપરના પારિગ્રાફે જોઇ ગયા છીએ કે રાજા શ્રીમુખ પોતે મગધપતિ નંદ બીજાનો પુત્ર થતો હતો.

**જુદી ગાદી અને વંશસ્થાપવાનાં કારણો**

આવી રીતે મગધપતિ રાજાનો કુમાર હોવા છતાં તેણે દક્ષિણ હિંદમાં જઈને પોતાનાં સ્વતંત્ર રાજ્ય અને વંશ શા માટે સ્થાપવાં પડયાં તે એક પ્રશ્ન ઉભો થાય છે. પુ. ૧ માં નંદ બીજાનું વૃત્તાંત લખતાં જણાવી ગયા છીએ કે, તેનું મરણ જ્યારે નીપજ્યું ત્યારે, કોને ગાદી આપવી તે પ્રશ્ન ઉભો થયો હતો. છેવટે ઠરાવવામાં આવ્યું હતું કે ક્ષત્રિયાણી પેટે જન્મેલ કુંવરને મગધપતિ તરીકે જાહેર કરવો. તે જ પ્રમાણે નંદ ૮માનું મરણ થતાં અને તે પણ અપુત્ર હોવાથી તેને તે જ પ્રશ્ન પાછો ઉપસ્થિત થતાં ઠરાવાયું હતું કે, રાજ્યની હાથિણી જેના શીરઉપર પાણીનો કળશ ઢોળે તેને ગાદી સુપ્રત કરવી. તે સમયે નંદબીજાના શુદ્રાણીજાયા પુત્રના લગ્નનો[૨૭]વરઘોડો ત્યાંથી નીકળતો હતો એટલે તે વરરાજાને એક પ્રકારનો રાજા તથા રાજચિન્હ

(૨૫) જુઓ ઉપરમાં શત અને શતવહનવંશની હકીકત.

(૨૬) સરખાવો ઉપરમાં પૃ. ૪૮ ટી નં. ૧૦

(૨૭) આ લગ્ન તો નંદનવમા (શુદ્રાણીજાયા કુમાર)નું અને બ્રાહ્મણકન્યા વચ્ચે હતું. અને તેનો સમય નંદ બીજો જેને કાળાશોકની ઉપમા ઈતિહાસવિદો આપી રહ્યા છે અને તેનું કારણ શુદ્રાણીનાં લગ્ન કર્યાનું જણાવે છે તેના મરણ બાદનો છે. મતલબ કે તે બાદ પણ વર્ણાંતર લગ્નની છૂટ હતી. એટલે માત્ર વર્ણાંતર લગ્નથી જ કાળાશોક નામ દેવાણું હતું તે ફલિત થતું નથી. તે ઉપનામ જ તેનું નહોતું એમ આ ઉપરથી સાબિત થાય છે.

જેમાં છત્રયુક્ત જોઈ રાજ્યની હાથણીએ તેના શીરે કળશ ઢોળી ફૂલની માળા પહેરાવી હતી. પરિણામે તેને મગધપતિ નવમા નંદ તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. આટલી હકીકત આપણને પ્રાપ્ત થઈ ચૂકી છે. હવે તપાસીએ કે તેમાંથી અત્ર સ્પર્શતી કોઈ હકીકતનો ઉલ્લેખ મળે છે કે કેમ ?

જ્યારે ક્ષત્રિયાણી પુત્રોને ગાદીએ બેસાડવાનું ઠરાવાયું છે ત્યારે સ્વયંસિદ્ધ થાય છે કે કોઇ અન્ય કુમારનો હક વધારે મજબૂત હોવો જોઈએ; પરંતુ કોઇક કારણસર તેની યોગ્યતા રાજ્યનિયમ પ્રમાણે અમાન્ય થતી હોવી જોઈએ. તેમ બીજી બાજુ એમ કહેવાયું છે કે (ઉપરના પાને જુઓ) રાજા નંદબીજાએ ગાદીએ આવતાં પ્રથમના પાંચ છ વર્ષમાં જ એક શુદ્ર જાતિની કન્યા સાથે લગ્ન કર્યું હતું અને તે રાણીના પેટે શ્રીમુખનો જન્મ થયો હતો. આ બે હકીકતને સાથે જોડતાં એવો સાર કાઢી શકાય છે કે, કુમાર શ્રીમુખની ઉમર, રાજા નંદબીજાના ક્ષત્રિયાણી તેમજ શુદ્રાણી પેટે જન્મેલ સર્વ સંતાનોમાં, સૌથી મોટી હોવી જોઈએ અને તેથી ગાદીપતિ તરીકેનો તેનો હક સર્વોપરી હોવો જોઇએ. પરન્તુ તેનો જન્મ શુદ્રાણીના પેટે થયેલ હોવાથી, રાજ્યના પ્રચલિત ધોરણાનુસાર તેને અધિકાર સોંપવાનું અયોગ્ય લાગતાં, રાજકર્મચારિઓમાં તે પ્રશ્ન વિચારણીય થઈ પડયો હતો અને તેનાથી નાના પરંતુ ક્ષત્રિયાણી પેટે ઉત્પન્ન થયેલ કુમારને ગાદી સોંપાઈ હતી. આ પ્રમાણે એક વસ્તુસ્થિતિ થઇ. બીજી સ્થિતિ એમ છે કે, રાજા નંદ બીજાનું રાજ્ય અઠ્ઠાવીસ વર્ષ ચાલ્યું છે અને ગાદીએ બેસતાં પ્રથમના પાંચ છ વર્ષમાં જ તેણે શુદ્રાણી સાથે લગ્ન કર્યું છે તથા કુંવર શ્રીમુખનો જન્મ થયો છે. એટલે રાજા નંદ બીજાના મરણ સમયે મ. સં. ૯૯=ઈ. સ. પૂ. ૪૨૯માં શ્રીમુખની ઉંમર લગભગ ૨૫થી ૨૭ વર્ષની હોવી જોઇએ એમ ફલિત થાય છે. વળી ઇતિહાસના પ્રમાણુથી આગળ ઉપર કહેવામાં આવશે કે કુમાર શ્રીમુખને એક બીજો ભાઈ કૃષ્ણ નામે હતો, જેણે શ્રીમુખનાપુત્ર ગૌતમીપુત્રયજ્ઞશ્રીની વિધવા રાણી નાગનિકા પાસેથી, જ્યારે બાળપુત્રો તરફથી રીજંટ તરીકે રાજ કરતી હતી ત્યારે રાજ્યની લગામ ખૂંચવી લીધી હતી અને અમુક વર્ષપર્યંત પોતે જ ગાદીપતિ બની બેઠો હતો. એટલે સિદ્ધ થાય છે કે, કુમાર શ્રીમુખ અને કુમાર કૃષ્ણ, તે બંને નંદ બીજાના શુદ્રાણી પેટે જન્મેલ પુત્રો હોવા જોઈએ. આ બંને ભાઇઓ રાજકુમાર હોવા છતાં, કેવળ શુદ્રાણી પેટે જન્મેલ હોવાથી તેમને રાજ્યાધિકાર ન સોંપાયો એટલે અપમાનિત થયા જેવું લાગે તે સમજી શકાય તેમ છે. અને પછી તો, પોતાથી નાનાભાઇને મગધપતિ નીમવામાં આવતાં, તેની આજ્ઞામાં રહેવું તે પોતાના દરજ્જાને હલકું લાગતાં તેઓ મગધનો ત્યાગ કરી અન્યત્ર ચાલી જવાનો નિર્ણય કરે તે પણ સ્વાભાવિક છે. આવા સંજોગોમાં તેઓ મૂકાયાથી, નૈસર્ગિક છે કે તેઓ પોતાને જે સ્થાનેથી આશ્રય મળી રહે તેમ ધારતા હોય તે બાજુ જવાનો જ વિચાર કરે. સામાન્ય નિયમ એ છે કે, પોતાના પિતૃપક્ષથી તરછોડાયેલો કોઈ પણ પુરૂષ, આવા સમયે પોતાના માતૃપક્ષ તરફ જ નજર નાંખે છે. એટલે કુમાર શ્રીમુખ અને કૃષ્ણ પોતાની માતાના મહિયર તરફ પ્રયાણ કરી ગયા હોય એમ સમજી લેવું રહે છે. તેમની માતાના મહિયરનું સ્થાન કઇ દિશાએ આવ્યું હતું તે હજુ આપણે શોધી કાઢવું રહે છે.

કુમાર શ્રીમુખ રાજા બન્યા પછી તેની રાજકીય કારકીર્દિનું સ્થાન દક્ષિણ હિંદમાં જ બનવા પામ્યું હોય એમ ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત ફેંકતાં તરત જ દેખાઈ આવે છે. એટલે પ્રથમ દૃષ્ટિએ જણાઇ આવે છે કે, મગધની ભૂમિનો ત્યાગ કરીને તે દક્ષિણ હિંદ તરફ જ વળ્યો હોવો જોઇએ. વળી હાથીગુંફાનો લેખ જાહેર કરે છે કે, તેણે રાજા ખારવેલના કલિંગ દેશ તરફ હુમલો કર્યો હતો પરન્તુ તેના હાથે શીકસ્ત ખાવી પડી હતી અને હઠી જઈને ઠેઠ નાસિક પાસેના ડુંગરાળ પ્રદેશમાં આશ્રય લેવો પડયો હતો. તેમ વળી જાણવામાં આવ્યું છે કે આંધ્રપતિ રાજા શ્રીમુખના અનુજોની રાજગાદી મુખ્ય અંશે ગોદાવરી નદીના મૂળ પાસેના પ્રદેશમાં હતી. આ સર્વ હકીકતથી એ જ સાર ઉપર આવવું રહે છે કે, રાજા શ્રીમુખની માતાનું મહિયર દક્ષિણ હિંદના કોઈક પ્રદેશમાં જ આવી રહ્યું

હોવું જોઈએ. આટલું નક્કી થયું. હવે આગળ વધીએ. રાજા શ્રીમુખની માને ઇતિહાસકારોએ કરવર જાતિની ઠરાવી છે. (જુઓ ઉપરમાં પૃ. ૪૭ તથા તેને લગતી ટીકા નં. ૫નું લખાણ) તેનો અર્થ એમ બેસારવામાં આવ્યો છે કે, કાંતો તે દક્ષિણ હિંદના-ડેક્કનમાં-આવેલા કારવાર જીલ્લાની વતની હોવી જોઈએ અથવા તેવા નામની કોઈ જાતિવિશેષ જ હોવી જોઈએ કે જે પોતાનો પેટગુજારો પંખીઓ પકડી[૨૮] તેના વિક્રય ઉપર કે ભક્ષણ કરી ચલાવતી હશે. તેમ વળી આ પ્રદેશમાંથી રાજાનંદના નામ સાથે, કેમ જાણે કાંઈક સંબંધ-રાજકીય કે કૌટુંબિક-ધરાવતા ન હોય તેવાં નામયુક્ત રાજાઓનાં-જેમકે ચુટુકાનંદ, મૂળાનંદ ઇ.ના સિક્કાઓ મળી આવ્યા છે એટલું જ નહીં, પરન્તુ તે સિક્કાઓનાં બાહ્ય ઘાટ, તે ઉપરનાં ચિન્હો,[૨૯] તેની ઇબારત આદિ, ઘણે અંશે આ શ્રીમુખવંશી રાજાઓના સિક્કાને મળતાં આવે છે. આ સર્વ પરિસ્થિતિ ઉપરથી એવો ચીતાર આવી જાય છે કે, તે રાજાઓ પણ રાજા શ્રીમુખની સાથે સગપણ સંબંધ ધરાવતા હોવા જોઈએ અને તેમનું મૂળ વતન તેમનાં સિક્કાઓ જ્યાંથી મળી આવે છે તેવા કાનારા જીલ્લાના પ્રદેશમાં જ આવ્યું હોવું જોઇએ. એટલે આપણે જો એવા અનુમાન અથવા નિશ્ચય ઉપર આવીએ કે, શ્રીમુખની માતા કાનારા જીલ્લાની-કારવાર શહેરની અથવા આસપાસના પ્રદેશની-વતની હતી તથા ચુટુકાનંદ મૂળાનંદ વગેરે તે જ જાતિવિશેષના સભ્યો હતા, તો સત્ય સ્થિતિથી વેગળા જતા રહ્યા છીએ એમ ગણાશે નહિ. હવે સર્વ બિના સ્પષ્ટ રીતે પુરવાર થઈ ગઈ કહેવાશે કે રાજા શ્રીમુખના માતાપિતા કોણ હતા? તેની માતાને શૂદ્રાણી શા માટે કહેવામાં આવે છે? તેનું મહિયર કયાં હતું? તેને શા માટે મગધ છોડીને પરદેશ નીકળવું પડયું હતું? તથા શા માટે તેણે દક્ષિણ હિંદમાં જ વસવાટ કર્યો હતો? તેમજ ચુટુકાનંદ વગેરેનો સંબંધ શ્રીમુખ સાથે કેવો હોવો જોઈએ? આટલું શોધી કાઢયા પછી, જે કેટલાક પ્રશ્નો વિદ્વાનોને મુંઝવી રહ્યા છે તેની તપાસ પણ હાથ ધરવાનું મન થઇ જાય છે.

રાજા શ્રીમુખ અને શતવહનવંશી અન્ય રાજાઓનો રાજ્યવહીવટ, ગોદાવરી અને કૃષ્ણા નદીનાં મૂળ જે પ્રદેશમાં આવેલ છે એવા નાસિક, જુન્નેર-કન્હેરી નાનાઘાટ આદિ સ્થળ વિસ્તારમાં આવેલ હતો, ત્યાંથી તેમના અનેક શિલાલેખો અને સિક્કાઓ મળી આવ્યા છે. શિલાલેખમાં-નાસિક નં. ૨ તરીકે જેને વિદ્વાનો ઓળખાવી રહ્યા છે-શ્રીમુખની જન્મજાતિ ઉપર પ્રકાશ પડે તેવા અક્ષરો કોતરાયેલા છે. તેમાંના બે શબ્દ પ્રયોગ ઉપર વિદ્વાનોનું ખાસ ધ્યાન ખેંચાયું છે. પ્રથમ (૧) "એક બમહનસ" છે અને (૨) બીજો "ખતિયદપમાનમદન" છે. આ બાબતની હમણાં છેલ્લી તાજેતરમાં જ કલકત્તાથી પ્રગટ થતા, 'ઇન્ડિયનકલ્ચર' નામે ત્રિમાસિકના ૧૯૩૮ ના પુ. ૫. આંક નં. ૧ જુલાઇના પત્રમાં પૃ. ૧૬ થી ૨૩ સુધી જે. સી. ઘોશ નામના વિદ્વાને સમીક્ષા કરી બતાવી છે. તેનો સાર તેમના જ અક્ષરોમાં પ્રથમ કહી દઇશું; અને તે બાદ તેમના વિચારોની સંગતતા કે અસંગતતા, આપણે પુરવાર કરેલી તપાસના પરિણામ સાથે સરખાવીશું. મિ. જે. સી. ઘોશે દોરેલી સમીક્ષાના આરંભમાં જણાવ્યું છે કે,—"Scholars are not at one about the caste of the Satavahanas. Prof. H. C. Ray Chaudhari thinks they are Brahamans. While Prof. D. R. Bhandarkar has

(૨૮) નીચેની ટીકા ૨૯ જુઓ.

(૨૯) જુઓ પુ. ૨માં સિક્કા આકૃતિ નં. ૪૯, ૫૦, ૫૧, ૫૨; અને તેમને આકૃતિ નં. ૫૩, ૫૪થી આગળના સિક્કાઓ સાથે સરખાવો.

આ સર્વેમાં તીરકામઠાની નિશાનીઓ છે. તીરકામઠું તે શિકારી-પારધિના જીવનની સ્થિતિ સૂચવે છે. જુઓ ઉપરની ટીકા નં. ૨૮.

આગળ ઉપર આ પરિચ્છેદ ટાંકેલ કે હિ. ઈ. પૃ. ૫૭૭-૧ના લખાણ સાથે સરખાવો.

taken pains to prove that they are non-Brahamans. Both the scholars have mainly relied on the same evidence, though interpreting differently to arrive at their respective conclusions =શતવહનોની જાતિ (ના પ્રશ્ન) વિશે વિદ્વાનો એકમત થતા નથી. પ્રો. એચ. સી. રાયચૌધરી તેમને બ્રાહ્મણો ધારે છે, જ્યારે પ્રો. ડી. આર. ભાંડારકરે શ્રમપૂર્વક સાબિત કર્યું છે કે તેઓ અબ્રાહ્મણ હતા. બંને વિદ્વાનોએ મુખ્ય તથા એક જ (તેને તે જ) પુરાવા ઉપર આધાર રાખ્યો છે; જો કે પોતાના અનુમાન દોરવાને તેમણે (તે શબ્દોનો) અર્થ જુદો જ[30] બેસાર્યો છે."

તે આખાયે લેખમાં ઉતરવાની આવશ્યકતા નથી, પરન્તુ તેમાંની કેટલીક દલીલો એવી છે કે સંશોધકની અપેક્ષાએ તેમાંથી ઘણી જ વિગતો જાણવા જેવી છે તથા સંશોધન કાર્ય કેવા પ્રકારનું છે તેનો સારો જેવો ખ્યાલ પણ તે ઉપરથી બંધાઇ શકે છે. એટલે તેવી દલીલો ટૂંકમાં રજુ કરીશું.–બ્રાહ્મણ છે એમ પુરવાર કરનાર પક્ષની દલીલ છે કે "બમહનસ" અને 'ખતિયદપમાનમર્દન" (ક્ષત્રિયનો દર્પ કહેતાં મદનું મર્દન, કહેતાં નાશ કરનાર)· આ શબ્દ બ્રાહ્મણ જે હોય તેને જ લાગુ પાડી શકાય, જેમ પરશુરામે નક્ષત્રિય પૃથ્વી કરી નાંખી હતી તેમ; સામો પક્ષ એમ કહે છે કે તે પ્રમાણે સર્વથા હોતું નથી; એમ તો રાજા મહાનંદની શૂદ્રાણી પેટે જન્મેલ મહાપદ્મે[32] પણ શૂદ્ર હોવા છતાં પૃથ્વીને નક્ષત્રિય બનાવી દીધી હતી.[33] એટલે બ્રાહ્મણ જ ક્ષત્રિયનો વિનાશ કે નાશ કરે એવો નિર્ધાર ન કરી શકાય. જેથી 'એકબ્રહ્મનો' અર્થ બ્રાહ્મણ ન કરતાં, unique votary of Subramanya= સુબ્રમન્યનો અનન્ય ભક્ત હોય તે અને સુબ્રામણ્ય એટલે warrior god Kartikeya=કાર્તિકેય દેવ સરીખો જે હોય તેવો પુરૂષ: એવા અર્થમાં તે શબ્દ વપરાયેલ છે. પોતાના કથનના સમર્થનમાં જણાવે છે કે, મનુસંહિતામાં જેને 'ક્ષતૃ' કહીને ઉદ્દેશ્યા છે. (Kshatru of Manu is a mixed low-caste, born of Sudra father and a Kshatriya-mother=મનુના ક્ષતૃ, તે શૂદ્ર પિતા અને ક્ષત્રિય માતાથી ઊત્પન્ન થયેલ જાતિ છે તે વર્તમાનકાળના ખતિય (ખતરી) જેવા છે અને આ જાતિ ઠેઠ અલેકઝાંડર ધી ગ્રેઈટના વખતથી ચાલી આવ્યાનું દેખાય છે, તેવી જ રીતે બ્રહ્મર્ષિ અને રાજર્ષિ શબ્દો પણ વપરાયા છે. તેમાં ઋષિ એટલે ખાસ બ્રાહ્મણ જાતિવિશેષ એમ છે જ નહીં. ત્યારે એક પક્ષ વળી કહે છે કે, તેમના માતાનાં નામ ઇ. જેવાં કે ગૌતમીગોત્ર, વસિષ્ટગૌત્રનાં છે, તે સર્વ બ્રાહ્મણ હોવાનું સિદ્ધ થાય છે.

---

(૩૦) આવોજ મત જ. બો. બ્રં. રો. એ. સો (નવી આવૃત્તિ પુ. ૩ ના લેખકનો છે. (જુઓ તે લેખમાં પૃ. ૫૨)

(૩૧) જે કેટલાક વિદ્વાનો એવા મતના દેખાય છે કે, એકજ પુરાવો હોય તો તેના અર્થ જુદા જુદા હોઇ ન શકે તેમણે આ હકીકત લક્ષમાં લેવા યોગ્ય છે; એકજ પુરાવો છતાં ભિન્ન મત બંધાયાના એક નહીં પણ અનેક દષ્ટાંતો મળી શકે છે. (જેમકે પુ. ૧માં અવંતિપતિની વંશાવળી ઠરાવતાં પરિશિષ્ઠપર્વકારની ત્રણ ગાથાઓ; હેમચંદ્રસૂરિના શબ્દો ઉપરથી તેમને જૈન કે અજૈન ઠરાવતા વિદ્વાનોના મતો; ખતિયદપમાનમર્દન શબ્દના અર્થ માટે નીચે ટી. નં. ૪૦ નું લખાણ ઇ. ઇ.)

(૩૨) જુઓ પુ. ૧ નંદનવમાનું વૃત્તાંત: અહીં ફેર એટલો જ છે કે, આપણે જેને મહાપદ્મ કહ્યો છે તેને તેમણે મહાનંદ લખ્યો છે અને જેને આપણે મહાનંદ લખ્યો છે તેને તેમણે મહાપદ્મ ગણાવ્યો છે. નામ ઉલટા સુલટી થયા છે. બાકી હકીકત સર્વથા એકજ છે. નામની મારામારીમાં બહુ ન ઉતરતાં તેમને નંદબીજા અને નંદ નવમો એવા સંબોધનથી જ ઓળખીએ એટલે બધું બરાબર સમજી લેવાશે. નંદબીજાની શૂદ્રાણી પેટે નંદનવમાનો જન્મ થયો હતો અને તેણે જ ક્ષત્રીયોની કતલ કરી નાંખી હતી એટલું જણાવવાનો આશય છે.

(૩૩) જુઓ વિષ્ણુપુરાણ ૪; ૨૪.

(૩૪) આ માન્યતા કેટલે દરજ્જે ખોટી છે તે આગળ ઉપર સિક્કાચિત્રોના આધારે પુરવાર થઇ શકે છે ( જુઓ રાજા શ્રીમુખના વર્ણને તેના કુટુંબને લગતી હકીકતવાળો પારિગ્રાફ )

ત્યારે સામો પક્ષ કહે છે કે, એમ તો ઇક્ષ્વાકુવંશીઓમાં પણ ક્ષત્રિયો અને બ્રાહ્મણો છે;[૩૫] એવું જણાવી સામો પ્રશ્ન ઉઠાવે છે કે, if they were Brahamans, why did they not mention their patronymic=જો તેઓ બ્રાહ્મણ જ હતા તો તેઓ પોતાના પિતૃપક્ષના ગોત્રનો ઉચ્ચાર કેમ નથી કરતા? ત્યારે પ્રથમ પક્ષ વળી ઉત્તર વાળે છે કે, Salivahan (Sesh, the king of serpants begot Sālivahan on a Brahman girl=બ્રાહ્મણ કન્યા સાથે શેષ નામના સર્પના રાજાએ સંભોગ કર્યાથી જે પુત્ર ઉત્પન્ન થયો તે) શાલિવાહન[૩૬] કહેવાય છે અને he must go by his mother's caste of Brahman=તેથી તેની ઓળખ તેની માતાની બ્રાહ્મણજાતિવાળી જ હોવી જોઈએ. આ પ્રમાણે માતૃપક્ષીય ગોત્રના જોડાણનો ઇતિહાસ આપે છે (જ્યારે માતૃપક્ષના ગોત્ર જોડવાનું ખરું કારણ તો તે સમયે એક રાજા અનેક ગોત્રની રાણીઓ પરણતો હતો અને તેથી અનેક રાણીઓ પેટે થતાં સંતાનોની ઓળખ માટે તેમની માતાના ગોત્રોનો ઉલ્લેખ કરાતો હતો[૩૭]) એમ કહી સમર્થનરૂપે દૃષ્ટાંત આપે છે કે, The name of the queen Naganika (Naga girl) shows that they married (Naga-girls) also=રાણી નાગનિકા[૩૮] (નાગકન્યા છે) નું નામ સ્વયં સાક્ષી પૂરે છે કે, તેઓ નાગકન્યાઓ સાથે લગ્ન કરતા હતા. વળી બીજાં દૃષ્ટાંતો પણ નીચે પ્રમાણે આપે છે; જેમ રાક્ષસં બ્રાહ્મણો હોય છે (માર્કંડેય પુરાણમાં) તેમ ગુજરાતમાં નાગર બ્રાહ્મણોની ઉત્પત્તિ પણ તેવી જ કહેવાય છે; descendants of Brahmins by Naga-girls=નાગકન્યા સાથે બ્રાહ્મણના લગ્ન થવાથી ઉત્પન્ન થયેલાં ફરજંદો; (ન-ગર=poisonless) અને Now if these Nagar-brahmins, who were the offsprings of a Naga and a Brahmin-girl, could be Brahmans, there could be no objection to the Satavahans being Brahmans with similar legendary origin=જો તેથી નાગપિતા અને બ્રાહ્મણ કન્યાના[૩૯] ફરજંદો એવા નાગરબ્રાહ્મણોને બ્રાહ્મણ કહી શકાય છે, તો તે જ પ્રમાણે જેની ઉત્પત્તિરૂપ દંતકથા છે, એવા શાતવાહનોને બ્રાહ્મણો કહેવામાં વાંધો શું હોઈ શકે? આ પ્રમાણે મિ. ઘોશે પોતાના તરફથી ઉપરના બંને વિદ્વાનોનાં મંતવ્ય ઉપર સવળી અવળી દલીલો આપીને અંતે નિષ્કર્ષપણે જણાવ્યું છે કે,[૪૦] "To sum up Prof. Bhandarker has failed to addu-

---

(૩૫) મજકુર પુસ્તક અને નિબંધ પૃ. ૨૨:–In fact it is not true that all the descendants of Ikshavaku were Kshatriyas. There were Brahmans also among them=ખરી રીતે જોતાં સત્ય નથી કે ઈક્ષ્વાકુવંશી સર્વ ક્ષત્રિયો છે. તેમાં તો બ્રાહ્મણો પણ છે.

(૩૬) શાલિવાહન નામનો રાજા તો આ વંશની ઉત્પત્તિ થયા બાદ લગભગ સાડાચારસે વરસે થયો છે અને તે નામ તો માત્ર એકજ વ્યક્તિને લાગુ પડે છે (જુઓ ઉપરમાં પૃ. ૧૬ ) તો તેને આ વંશની ઉત્પત્તિની દંતકથા સાથે શી રીતે જોડી શકાય?

તેમ આ દંતકથા જેની સાથે જોડાયલી છે તે તો વળી શાલિવાહન રાજાનીયે પાછળ થયો છે તેને શાલિવાહન સાથે સંબંધ પણ ક્યાં છે? (જુઓ તેનું વૃત્તાંત આગળ ઉપર).

(૩૭) જુઓ પુ. ૨ પૃ. ૧૩ ટીકા નં. ૪૭

(૩૮) નાગનિકાના નામથી જો નાગકન્યા કહેવા માગતા હોય તો તો, અગ્નિમિત્રે જે માલવિકા સાથે લગ્ન કર્યું હતું અને જે નાગનિકાના પિતાપક્ષની જ કન્યા હોવા સંભવિત છે (જુઓ ઉપરમાં પૃ. ૫૨ ) તેને પણ નાગકન્યા કહેવી રહે છે. તેમજ મહેંદ્ર, સુરેશ, કુમાર ઇત્યાદિનાં નામ વાળાઓને પણ ઈંદ્રાદિ દેવતા સાથે સંબંધ ધરાવતા કહેવા પડશે.

(૩૯) અહીં આપણે નાગરબ્રાહ્મણની ઉત્પત્તિ કેમ થઈ તેની ચર્ચામાં ઉતરવા નથી માંગતા. પરંતુ ઉપરના વાક્યમાં બ્રાહ્મણપિતા અને નાગકન્યાથી તેમની ઉત્પત્તિ જણાવી છે જ્યારે આ વાક્યમાં નાગપિતા અને બ્રાહ્મણકન્યામાંથી તેમની ઉત્પત્તિ કહે છે એમ હેરફેર થતી હકીકત ઉપર જ ધ્યાન ખેંચીએ છીએ.

(૪૦) મજકુર પુસ્તક પૃ. ૨૩.

be a single piece of evidence which goes against the possibility of the Satavahanas being Brahman; on the other hand their Brahamanic metronymics go positively to show that they were Brahmans. Their legendary origin also points to this. Possibly they were Brahmans. Possibly they were Naga-Brahamins without gotra. The Ikshavaku kings of South India were the Brahaman descendants of Ikshavaku=સારરૂપે જણાવવાનું કે, શાતવાહનો બ્રાહ્મણો હતા. તેની શકયતાની વિરૂદ્ધ જનારો એક પણ પુરાવો રજુ કરવાને પ્રોફે. ભાંડારકર નિષ્ફળ થયા છે. ઉલટા તેમણે જોડેલા માતૃપક્ષીય બ્રાહ્મણગોત્રાથી તો તેઓ બ્રાહ્મણ હતા એમ વિશેષ સંભવિત થતું જાય છે. દંતકથા પ્રમાણેની તેમની ઉત્પતિ પણઆ વાતની સાક્ષી પૂરે છે. ઘણુંકરીને તેઓ ગોત્ર વિનાના નાગ-બ્રાહ્મણો જ હતા. દક્ષિણ હિંદના ઇક્ષ્વાકુવંશી રાજાઓ ઇક્ષ્વાકુવંશી બ્રાહ્મણોની ઓલાદ જ છે." અમે તો અહીં મજકુર બે વિદ્વાનોની માન્યતા અને તે ઉપર ત્રીજા વિદ્વાન લેખકે દલીલો આપીને સમીક્ષા ચલાવી છે તેનો ટૂંક સાર જ રજુ કર્યો છે. તેમાંથી કોણ સાચું કે ખોટું તેનો નિર્ણય આપવાનું કામ અમારૂં નથી; તે તો વાંચક વર્ગ કહી શકશે. અમારે બતાવવાનું છે તે એટલું જ કે, જે દલીલોનો તેમણે પ્રત્યેક આશ્રય લીધો છે તે કેટલે દરજ્જે વાસ્તવિક કહી શકાય તેમ છે. તેનો વિવાદ આ પ્રમાણે સમવો:-

(૧) એક બહમનસ=એક બ્રાહ્મણ તરીકે અર્થ ગ્રહણ કર્યો છે તેમ નહિ; પણ જે બ્રહ્મચર્ય પાળે તે બંભણ કહેવાય છે. જુઓ પુ. ૩, પૃ. ૨૪૯ ઉપરની સમજુતી તથા સમ્રાટ પ્રિયદર્શિનના શિલાલેખોમાં પણ આવા જ અર્થમાં તે શબ્દ વપરાયો છે. તે આપણે પ્રિયદર્શિનના જીવન વૃત્તાંતનું પુસ્તક લખવાના છીએ તેમાં બતાવવામાં આવશે.

(૨) ખતિય-દપમાનમદન=ક્ષત્રિયોના મદનો નાશ કરનાર; અર્થ તો તેમણે જે કર્યો છે તે જ આપણે કરીએ છીએ; છતાં ક્ષત્રિયના મદને તોડનાર, બ્રાહ્મણ જ હોવો જોઇએ એમ નથી. પરન્તુ ક્ષત્રિયાણીના પેટે જન્મેલ કુંવરો, જે મગધપતિ નીમાયા હતા તથા નંદ બીજાથી નંદ આઠમા સુધી જેઓ ઓળખાયા છે, તેમના ગાદીએ આવવાથી પ્રજા તથા અમલદારોમાંના ક્ષત્રિયો, બહુ બેજવાબદાર વર્તન બતાવી રહ્યા હતા. એટલે નવમો નંદ જે શૂદ્રાણી જાયો હતો જેને આપણે મહાનંદ કહ્યો છે અને પુરાણોમાં મહાપદ્મ કહ્યો છે, તેણે મગધસામ્રાજ્યની લગામ હાથ લેતાં જ ઉપરોક્ત ક્ષત્રિયોનું કુળ-ગુમાન તોડી નાંખવાને કમર કસી હતી (જુઓ પુ. ૧માં તેનું વૃત્તાંત). તેણે ક્ષત્રિયોનું નિકંદન કાઢી નાંખ્યું હતું; જે કૃત્યને અંગે નવમાનંદને ખતિય-દપમાનમદન નામનું વિશેષણ જોડાયું છે.

(૩) અનુલોમ-પ્રતિલોમ લગ્ન વિશે આપણે કાંઈ જ કહેવાપણું નથી. બન્ને પ્રકારનાં લગ્નો જેમ અત્યારે થાય છે તેમ તે સમયે પણ થતાં જ હતાં. કોઈ કાળે એકનું પ્રમાણ, બીજા સમય કરતાં વિશેષ કે ઓછું રહે છે એટલું ગનીમત સમજવું.

(૪) શતવહન અને શાલિવાહન શબ્દની ઉત્પત્તિ વિશે આપણી માન્યતા જે છે, તે ઉપરના પરિચ્છેદોમાં તે તે શબ્દની નીચે વર્ણવી બતાવી છે.

(૫) પિતૃગોત્રોને સ્થાને માતૃપક્ષના ગોત્રો પોતે શામાટે જોડતાં, તેનું સ્પષ્ટિકરણ પણ આપણે બતાવી ગયા છીએ. વિદ્વાનોએ દંતકથાના આધારે પોતાને મનફાવતી દલીલો ઉપાડીને પુરાણના અક્ષરોના અર્થ બેસારવા પ્રયત્ન સેવ્યો છે. જ્યારે આપણે શિલાલેખ અને સિક્કાલેખના આધારોનાં પણ સમર્થન લીધાં છે. સર્વનું તોલ કરીને વાંચકોએ પોતપોતાનો નિર્ણય કરી લેવો રહે છે.

હવે છેવટમાં પુરાણમાંના એક બે વાક્યોની સમજુતી આપી, આંધ્રપ્રજાની જાતિ-ઉત્પત્તિરૂપ આ વિષય બંધ કરીશું (૧) વાયુ, મત્સ્ય અને વિષ્ણુ[૪૧] પુરાણોમાં તેમને (શતવાહનને) આંધ્રજાતિયા=(of

(૪૧) પૃ. ૪-૭ જુઓ.

the same caste as the Andhras[૪૨]) આંધ્રની જાતિના જ કહીને સંબોધ્યા છે; એટલે કે આંધ્રજાતિ પણ જુદી અને શતવહનો પણ જુદા. (૨) The Bhagvat calls them Vrashal or Sudra=ભાગવતમાં[૪૩] તેમને વૃષલ અથવા શૂદ્ર તરીકે સંબોધેલ છે અને વિષ્ણુ પુરાણમાં બલિપુચ્છક (શ્રીમુખને) કહેવામાં આવ્યો છે.[૪૪] આ વૃષલ શબ્દ પં. ચાણક્યે ખરી રીતે કેવા ભાવાર્થમાં વાપર્યો હતો તે આપણે મૌર્ય ચંદ્રગુપ્તના જીવન વૃત્તાંત લખતાં કહી ગયા છીએ. (જુઓ પુ. ૨. પૃ. ૧૪૦ તથા ૧૭૧) તેમજ બલિપુચ્છક પણ લગભગ તેવાજ ભાવાર્થમાં વપરાતો દેખાય છે. શોધનકાર્યમાં મંડી રહેનારને આટલી માહિતી કદાચ ઉપયોગી થાય એવા આશયથી જણાવી દીધી છે.

**આંધ્રભૃત્યોનો ઇતિહાસ**

ઉપરમાં પૃ. ૧૭થી આગળ, આંધ્રભૃત્યા શબ્દનો અર્થ સમજાવવામાં આવ્યો છે, કે જેમ કેટલાક વિદ્વાનો તેના બન્ને શબ્દોને છૂટા પાડી, બહુવ્રિહિસમાસના રૂપમાં અર્થ બેસારવાના મતવાળા થયા છે, તે પ્રમાણે યથાર્થ નથી પરન્તુ તત્વાર્થસમાસરૂપે તે હોઇ, આંધ્રભૃત્યા એટલે આંધ્રવંશી રાજાઓ પોતે જ અન્ય ભૂપતિઓના ખંડિયા હતા એ ભાવાર્થમાં તે શબ્દનો ઉપયોગ કરાતો આવ્યો છે. આ વ્યાખ્યા પ્રમાણે આ વંશમાં કયા કયા રાજાઓ આંધ્રભૃત્યા તરીકે ઓળખાવાયા છે તે હકીકતમાં ઉતરવા પહેલાં, આ શબ્દને લગતો અન્ય ઇતિહાસ જાણી લેવાની જરૂર છે.

એટલું તો ચોક્કસ જણાયું છે કે, કોઇ પ્રાચીન ઇતિહાસકારોએ તેમજ જૈન કે બૌદ્ધગ્રંથોમાં આ શબ્દનો પ્રયોગ કર્યાનું નજરે પડતું નથી. કેવળ પુરાણોમાં જ તેની વપરાશ થયેલી જણાય છે એટલે કલ્પના થાય છે કે, તે બન્નેને ( આંધ્રભૃત્યા અને પુરાણોને ) કાંઇક સંબંધ હોવો જોઇએ. પુરાણોની અથવા તો અર્વાચીન વૈદિકગ્રંથોની રચના ઇ. સ.ના ત્રીજા ચોથા સૈકામાં થયાનું સામાન્ય રીતે મનાય છે. પરંતુ તે પૂર્વે પણ તેના આધાર અને કીર્તિને ઉજ્વળીત કરનારા અનેક મહર્ષિઓ અને આચાર્યો થઇ ગયા છે જેમાંના એક પતંજલી મહાભાષ્યકાર વિશ્વવિખ્યાત મનાયા છે. તેમના સમય માટે વિદ્વાનોનાં મંતવ્યોમાં ભિન્ન મત છે પણ આપણે સાબિત કરી ગયા છીએ (જુઓ પુ. ૩માં શુંગવંશની હકીકત) કે તેમનું અસ્તિત્વ ઇ. સ. પૂર્વેની બીજી શતાબ્દીમાં મૂકી શકાય છે. આ પતંજલી મહાત્માએ વૈદિકમતાનુયાયી અને તેના પ્રચારક તરીકે જબરદસ્ત નામના મેળવેલ કહેવાય છે. તે હકીકત અત્ર આપણે સિદ્ધ કરી બતાવવાની છે. તે ઉપરથી એમ પણ બતાવી શકાશે કે તેમણે તે સમયની ધાર્મિક ક્રાંતિમાં જેમ અનુપમ ફાળો પુરાવ્યો છે તેમ રાજકીય ક્રાંતિમાં પણ નાનો સૂનો ભાગ ભજવ્યો નથી. એટલે તેમની કોટિના અન્ય મહાપુરૂષો સાથે તુલના કરવાનું બની શકે તે હેતુથી તેમના જીવનની કાંઇક ઝાંખી કરાવવી ઉપયોગી થઇ પડશે.

તેમનો જન્મ દક્ષિણહિંદમાં ગોદાવરી અને કૃષ્ણા નદીના મૂળ પાસેના પ્રદેશમાં થયો હોવાથી તેમને દક્ષિણ હિંદવાસી કહી શકાશે. પોતે ઉંમરે પહોંચી, કાંઇક પ્રભાવ પાડવા જેવી શક્તિ ધરાવતા થયા તે વખતે દક્ષિણહિંદ ઉપર, આંધ્રવંશી સાતમા રાજાનું[૪૫] ને ઉત્તરહિંદમાં એટલે અવંતિ ઉપર મૌર્યવંશી સાર્વભૌમ સમ્રાટ મહારાજા પ્રિયદર્શિનનું રાજ્ય ચાલી રહ્યું હતું. તેણે આંધ્રવંશી સાતમા રાજા શાતકરણિને કલિંગભૂમિ

---

(૪૨) મજકુર પુસ્તક પૃ. ૨૩માં આ શબ્દો છે જ્યારે આપણે આનો અર્થ બીજી રીતે કરી બતાવ્યો છે (જુઓ ઉપરમાં પૃ. ૪૯).

(૪૩) ભા. પ્રા. રાજવંશ પુ. ૨, પૃ. ૧૫૬ તથા જુઓ ઉપરમાં પૃ. ૪૭માં કે. આં. રે. ના પૃ. ૬૪માંથી અવતરણ કરેલ વાક્ય; ઉપરાંત ભાગવત સ્કંધ ૧૨, અધ્યાય ૧, શ્લોક ૨૦

(૪૪) વિષ્ણુપુરાણ, ચોથો અંશ, ૨૪મો અધ્યાય, ૪૪મો શ્લોક.

(૪૫) જુઓ પૃ. ૪૦ ઉપર આપેલી વંશાવળી.

ઉપર મહાન યુદ્ધમાં[૪૬] જબરી શીકસ્ત ખવરાવી હતી ને પરિણામે પોતાનો ખંડિયો બનાવ્યો હતો. આ વિષય આપણે મજકુર આંધ્રપતિનું વર્ણન કરતાં વિસ્તારથી સમજાવવો પડશે. જેથી અત્ર તેનો ઉલ્લેખ કરવો જ બસ ગણાશે. આ સમયે રાજ્યબંધારણ એવા પ્રકારનું ચાલી રહ્યું હતું કે, માંડળિક રાજા ભલે એક રીતે, આમ જોતાં તાબેદાર જેવી સ્થિતિમાં દેખાતો, છતાં પોતાના દેશપરત્વે તે તદ્દન સ્વતંત્ર વહીવટ કરી શકતો અને જરૂર પડયે અમુક પદ્ધતિએ તેને, પોતાના સ્વામી ગણાતા સમ્રાટના કાર્યમાં સહકાર આપવાનું ઋણ ફેડવું પડતું. આવી રાજ્યપદ્ધતિમાં માંડળિક રાજાની પરિસ્થિતિને પતંજલી ભગવાને મૃત્યઃ તરીકે ગણાવી દેખાય છે. એટલે જે રાજા બીજા સાર્વભૌમનો માંડળિક હોય તેને ઓળખાવવાને પતંજલી મહાશયે ભૃત્ય શબ્દનો ઉપયોગ કર્યો દેખાય છે. પોતે વૈદિકમતના હોવાથી કેવળ પુરાણોમાં જ "આંધ્રભૃત્ય અને શુંગભૃત્ય" શબ્દો નજરે પડે છે. ઉપરાંત જે પ્રકારની રાજકીય ક્રાંતિ તેમણે ઉપાડી હતી, તેના પરિણામે અત્યાર સુધી ચાલી આવતી પદ્ધતિમાં જબરદસ્ત પલટો થઇ જવા પામ્યો હતો; એટલે જે સ્વતંત્રતા કોઈપણ માંડળિક રાજા સ્વદેશે ભોગવી રહ્યો હતો તે નષ્ટ થઈ ગઇ હતી અને તેના કપાળે કેવળ તાબેદારીનું જ લંછન દરેક પ્રકારે ચોંટતું થયું હતુઃ અથવા તેમ નહીં તો તેને ત્યાગ કરી રાજકીય ક્ષેત્રમાંથી સદાને માટે ખસી જવું પડતું હતું. મતલબ કે પતંજલી મહાશયના જવા સાથે ભત્ય' નામની પદ્ધતિનો પણ લોપ કરી નાંખવામાં આવ્યો હતો. 'ભૃત્ય' શબ્દનો પ્રયોગ કોણે કર્યો, શામાટે કર્યો અને કેટલા કાળ સુધી તે વપરાશમાં રહેવા પામ્યો તથા અમુક પુસ્તકોમાં જ માત્ર શા માટે તેનું દર્શન થયા કરે છે તે સર્વ હકીકત આટલા વિવેચનથી હવે સ્પષ્ટ સમજવામાં આવી ગઈ હશે.

ભૃત્યપણાની રાજ્યપ્રથાનો નાશ પતંજલી મહાભાષ્યકારના સમયથી અથવા કહો કે તેમના વિદ્યમાનપણાનો અભાવ થયા બાદ થયો છે એટલું જ્યારે સિદ્ધ થયું ત્યારે પ્રશ્ન એ થાય છે કે, તે પૂર્વે તેનું અસ્તિત્વ હતું કે કેમ? અને હતું તો, જે સાતમો આંધ્રપતિ શાતકરણિ પતંજલી ભગવાનનો સમકાલીન હતો તે પોતે, તેમજ તેની પૂર્વના છએ આંધ્રપતિઓ, રાજકીય દરજ્જે સ્વતંત્ર હતા કે કોઈના માંડળિકપણે હતા અને હતા તો કેટલા સમય માટે? ઇ. ઇ. તે આપણે જાણી લેવું જોઇએ.

આ વંશનો આદિ પુરૂષ રાજા શ્રીમુખ હતો તેમજ તે મગધપતિ નંદબીજાનો શૂદ્રાણી પેટે જન્મેલ પુત્ર થતો હતો. તે પ્રમાણે મોટો હોવા છતાં તેનો મગધપતિ થવાનો હક ઝૂંટવી લેવાયો હતો, તે સ્થિતિથી આપણે હવે માહિતગાર થયા છીએ. ત્યારપછી તેણે શું પગલાં લીધાં તે આપણે તપાસીએ. શિલાલેખી પુરાવાથી જણાયું છે કે, તેને એક નાનો ભાઈ કૃષ્ણ નામે હતો. દેખીતું જ છે કે, જેમ શ્રીમુખનો હક ઉંચે મૂકવામાં આવ્યો હતો તેમ કૃષ્ણના હકનો પણ તે જ ફેંજ થવાને નિર્માયલો હતો. એટલે બન્ને ભાઈઓને સ્વપિતાના મુલકમાંથી રૂસણા લઈને ફરજીયાતપણે નીકળી જવું પડયું હતું અને તે સ્થિતિમાં પોતાના મોસાળ તરફ–મુંબઇ ઇલાકાના કાનડા જીલ્લા તરફ–જવાનો માર્ગ તેમને હિતકર માલૂમ પડયો હતો (જે બીનાનું વર્ણન ઉપરમાં આવી ગયું છે). મગધની હદ છોડીને કયે માર્ગે ત્યાં જવું સુલભ અને સુતર થઈ પડે, તે જ પ્રશ્ન તેમને વિચારવાનો હતો. કલિંગ રસ્તે થઇને ઉતરે તો ત્યાં ખારવેલ ઉર્ફે ભિખ્ખુરાજનું રાજ્ય ખૂબ જોરમાં તપી રહ્યું હતું. એટલે પોતાના જેવા હડધૂત થયેલા અને લગભગ નિરાધાર જેવા થઈ પડેલાને, કોઈ સબળ રાજવીના પીઠબળ વિના અન્ય ભૂપતિનો મુલક વીંધીને પસાર થવું, તે લોઢાના

(૪૬) જુઓ સમ્રાટ પ્રિયદર્શિનનો ખડક લેખ નં. ૧૩; તેમા કલિંગદેશ ઉપરની તેની જીતનું વર્ણન કરવામાં આવ્યું છે; તથા સરખાવો સુદર્શન તળાવની પ્રશસ્તિમાંનો ઉલ્લેખ. તેમાં જણાવ્યું છે કે, દક્ષિણાપથના સ્વામીને પોતાના બાહુબળે બે વખત જીતી લઇ, નજીકના સગપણની ગાંઠથી તેને જોડયો હતો તથા તે કારણથી જીવતો છોડી મૂકયો હતો.

ચણા ચાવવા જેવું હતું. એટલે મગધની હદની પશ્ચિમ દિશાએથી (કે લગભગ જ્યાં આગળ ચંદ્રગુપ્તમૌર્યે પણ પોતાની ગાદીની સ્થાપના કરી હતી) ઉતરીને જવાનું યથાયોગ્ય લાગ્યું હશે. તેમજ મગધના રાજ-કર્મચારીઓએ પણ તેમ કરવાની જ સલાહ આપી હોવી જોઇએ કેમકે, તે બાજુનો મુલક બધો પોતાની માલિકીનો જ હતો; તેમજ તે બન્ને ભાઈઓ ભલે શૂદ્રાણીના કુમારો હતા પરંતુ આખરે તો તેઓ પોતાના સદ્દગત રાજાના પુત્રો જ હતા તેમજ રાજપાટ ઉપર તેમનો હક પહોંચતો જ હતો. જો ભાગ્યવિધિ તેમની વિરૂદ્ધ ન પડી હોત તો તેમનો જ અભિષેક ગાદી ઉપર થાત અને તેમના જ ચરણોમાં તે સર્વેને પોતાનાં શીર ઝૂકાવવાં પડત. એટલે કે મગધપતિ તરીકેનો રાજ્યહક તેમનો નાબૂદ કરી નંખાયો હોવા છતાં, રાજપુત્રોને શોભે તેવા માનમરતબાથી તેમને વિદાય થવાની સર્વે જોગવાઈ કરી આપી હશે એમ આપણે સ્વીકારી લેવું જોઈએ જ; બલ્કે કહો કે, રાજકુમાર તરીકે મગધસામ્રાજ્યની હકુમતમાંથી થોડો ઘણો પ્રદેશ રાજભાગ નિમિત્ત કાઢી આપ્યો પણ હશે. એટલે તેમણે મગધની હદની લગોલગ આવેલ પ્રદેશ જેને આપણે વર્તમાનકાળે, રેવાબુંદેલખંડ રાજ્યના સંસ્થાન અને મધ્યપ્રાંતના મહાકોશળ તરીકે ઓળખી રહ્યા છીએ, તે ભૂમિની પોતાના હિસ્સા માટે માંગણી કરેલી હોવી જોઇએ, બલ્કે તેમને તે પ્રદેશ આપેલ હોવો જોઈએ. આ સ્થિતિમાં કુમારશ્રીમુખે સ્વતંત્ર રીતે પોતાના વંશની સ્થાપના જો કોઇ રીતે કરી જ હોય, તો મધ્ય-પ્રાંતના પૂર્વ ભાગમાં કરીને તેમાંની કોઈક અનુકૂળ જગ્યાને રાજનગર તરીકે પસંદ કરેલું હોવું જોઇએ. (આ વિષયની વિચારણા આગળ ઉપર આપણે કરવાના છીએ). બીજું તો, તે બાજુ તેને કાંઈ કરવા જેવું હતું જ નહીં; કેમકે સર્વ શાંતમય વાતાવરણ હતું. વળી મગધ તરફથી જ તેને તે ભૂમિનો કબજો મળ્યો હતો. એટલે બેચાર માસ જેટલા વખતમાં સર્વ પ્રકારનો ઠીક ઠીક બંદોબસ્ત કરીને પોતે વિશેષ ભૂમિ જીતવાના અને રાજ્યનો વિસ્તાર વધારી દેવાના માર્ગ ગ્રહણ કરવા તત્પર બન્યો. સ્વાભાવિક છે કે પ્રથમ દૃષ્ટિએ તેની અભિલાષા, જે બાજુ રાજકીય સ્થિતિ કાંઇક ડામાડોળ જેવી દેખાતી હોય તે બાજુ જ પડે. અને તે બાજુ અત્યારે પોતાની પૂર્વ-દક્ષિણ હદે આવેલ કલિંગરાજ્યવાળી જ હતી; કેમકે તુરતમાં જ ત્યાં ખારવેલ-ભિખ્ખુરાજ ગાદીએ આવ્યો હતો અને પોતાથી નાની ઉંમરનો હોઈ[૪૭] ત્યાં તેને પોતાને જીત મળવાના વધારે સુંદર સંયોગો દેખાતા હતા. એટલે પોતાથી બને તેટલું વિશેષ સૈન્ય એકઠું કરી, પૂર્વ તરફનો માર્ગ તેણે લીધો અને કલિંગ ઉપર ચડાઈ લઇ ગયો. જેવી તેના આક્રમણની ખબર ખારવેલના કાને પડી કે તેણે પણ કાંઇપણ વિલંબ વિના તેનો સામનો કરવાને પ્રયાણ આદર્યું અને શાતકરણિની કિંચિત માત્ર પણ પરવા કર્યા વિના ધસારો લઇ જઇ, એવું તો શૌર્ય દાખવ્યું કે શ્રીમુખને પાછું હઠી જવું પડયું. ખારવેલે પણ અંતિમ હદ સુધી તેનો પીછો છોડયો નહીં. અંતે રાજા શ્રીમુખ જ્યારે પાછો હઠતો હઠતો નાસિક સુધી પહોંચ્યો અને સંહ્યાદ્રિપર્વતની ઓથે જતો રહ્યો; એટલે ખારવેલને કોઇ ઉપાય હાથ ન રહેવાથી પાછો ફર્યો અને નિઝામી રાજ્યવાળો સર્વ-ભાગ કલિંગસામ્રાજ્યમાં ભેળવી દઈને પોતે સ્વસ્થ બન્યો. કહે છે કે રાજા ખારવેલ પાછો ફર્યો ત્યારે તેણે કાંઈક રોષમાં આવીને આ મુલકનો (નિઝામી રાજ્યનો) કેટલોક ભાગ બાળી નાંખ્યો હતો.[૪૮] આ પ્રમાણે શ્રીમુખની રાજકીય સ્થિતિ થઇ જવાથી એક રીતે તેને રાજા ખારવેલનો ખંડિયો થઇ ગયેલ કહેવાય; કેમકે તેના જ હાથે થપ્પડ ખાધી છે અને તેના જ હાથે

---

(૪૭) રાજા શ્રીમુખની ઉમર આ વખતે લગભગ ૩૨ની આસપાસની હતી અને રાજા ખારવેલની માત્ર ૨૬ની જ હતી. (હાથીગુફાનો લેખ જુઓ) એટલે બેની વચ્ચે છથી આઠ વર્ષનો તફાવત હતો; વિશેષ માટે પૃ. ૫૪ જુઓ.

(૪૮) આ બધી પરિસ્થિતિ હાથીગુંફાના લેખની ત્રીજી ચોથી પંક્તિથી સ્પષ્ટપણે સમજી શકાશે (જુઓ પુ. ૪માં તેનું જીવનચરિત્ર).

પરાજીત થયો છે, પરંતુ બીજી રીતે તેને ખારવેલનો માંડલિક ન જ કહી શકાય કેમકે રાજા ખારવેલે ભલે તેને પાછો હઠાવી દીધો છે અને તેના મુલકનો કબજો પણ મેળવી લીધો છે પરંતુ જ્યાંસુધી બન્ને જણા સામસામા આવીને એક બીજાને નજરે પણ પડયા નથી તેમ કોઈ દૂત કે સંદેશવાહક દ્વારા કોઈ જાતની સુલેહ કે સંધી કરવાનો લેશમાત્ર પ્રયત્ન કર્યાનું પણ જણાયું નથી ત્યાંસુધી રાજા શ્રીમુખ પરાજય પામ્યો હોવા છતાં અને કેટલોક મુલક ગુમાવી બેઠો હોવા છતાં તદ્દન સ્વતંત્ર રહેવા પામ્યો છે એટલું તો કહેવું પડશે જ. એટલે તેના સિક્કામાં પોતાને જે વિલિવયકુરસ ભીરવલય ધારણ કરનાર[૪૯] તરીકે ઓળખાવ્યો છે તે એક રીતે તેનો સ્વતંત્ર ખવાસ બતાવે છે. આ સ્થિતિ તેણે પોતાના મૃત્યુસુધી ટકાવી રાખી દેખાય છે.

તેની ગાદીએ ઈ.સ. પૂ. ૪૧૪માં તેનો પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રી (રાણી નાગનિકાનો પતિ) આવ્યો છે. તેનો રાજઅમલ ઈ. સ. પૂ. ૪૧૪ થી ૩૮૪ સુધીના ૩૦ વર્ષનો ગણાય છે. તે વખતે બે પડોશી રાજ્યોમાંના એક મગધ ઉપર નંદનવમાનું રાજ્ય ( ઈ. સ. પૂ. ૪૧૫ થી ૩૭૨ = ૪૩ વર્ષ ) અને બીજા કલિંગ ઉપર, ચક્રવર્તિખારવેલનું રાજ્ય ( ઈ. સ. પૂ ૪૨૯ થી ઈ. સ. પૂ. ૩૯૩) સુધી તપી રહ્યું હતું. આમાંનો મગધપતિ તો, પોતાના રાજ્યમાં જે ખળભળાટ તેના પુરોગામી નંદ ૨થી ૮ સુધીના રાજઅમલમાં જામી પડયો હતો તે દાબી દેવામાં અને અસ્તવ્યસ્ત સ્થિતિને શાંત પણે ગોઠવી સર્વ બાજી સુધારી લેવામાં રોકાયો હતો. એટલે થોડા વખતસુધી તો તેના તરફથી પોતા ઉપર હુમલો કરવામાં આવે એવો આંધ્રપતિને ભય જ નહોતો તેમ બીજી બાજુ ખારવેલે પોતાના રાજ્યકાળના પૂર્વાર્ધના પંદરેક વર્ષો રાજકારણમાં પડી ખૂબ કીર્તિ, દ્રવ્ય અને રાજ્યવિસ્તાર મેળવી સન્યસ્ત દશા ગુજારવાનું મન ઉપર લીધું હોય એવું તેના જીવનવૃત્તાંત ઉપરથી તરી આવે છે; અને પછી ઈ. સ. પૂ. ૩૯૨–૩માં તેનું મરણ થવાથી તેની ગાદીએ તેનો પુત્ર વક્રગ્રીવ આવ્યો છે. એટલે ૩૯૨ સુધી ગૌતમીપુત્રની સ્વતંત્રતા ઉપર કોઇ રીતે ત્રાપ પડી હોય કે તેને કોઇએ છંછેડવાનો પ્રયત્ન કર્યો હોય એવું દેખાતું નથી. તેમ સામા ઉઠીને તેણે પોતાના બે પડોશી રાજ્યોમાંથી કોઇ ઉપર આક્રમણ કર્યું હોય એવું પણ દેખાતું નથી; જોકે પ્રથમનું રાજ્ય જે મગધનું હતું તે એક રીતે તો તેના કાકાનું જ (મહાનંદ તે નંદબીજાનો પુત્ર–તેમ ગૌતમીપુત્રનો પિતા શ્રીમુખ, તે પણ મહાનંદનો જ એટલે નંદબીજાનો જ પુત્ર હતો—ભલે બન્ને જુદી જુદી શૂદ્રાણીના પેટે જન્મ્યા હતા પરંતુ ઓરમાન ભાઈઓ તો ખરા જ ને! તે ગણત્રીએ કાકા લેખાય જ) હતું. જોકે રાજ્યકારણમાં એક બીજાથી છૂટા પડયા બાદ આવા કૌટુંબિક સંબંધ તરફ બહુ લક્ષ રખાતું નથી જ, છતાં એ પણ કબૂલ કરવું જ જોઇએ કે ગૌતમીપુત્ર યજ્ઞશ્રી એવો બળવાન રાજા નહોતો કે કોઇની મદદ વિના મગધ જેવડા મહાન પ્રદેશના રાજવી સામે એકલા પંડે સ્વબળ ઉપર ઝઝુમી શકે. એટલે તેણે સામો હુમલો લઇ જવાનો પ્રયત્ન આદર્યો નહોતો. તેમ બીજી બાજુના કલિંગપતિ તરફ પણ મીટ માંડી શકે તેમ નહોતું. કેમકે એક તો ખારવેલ જ્યારે ઉગતો હતો ત્યારે જ, પોતાના પિતા રાજા શ્રીમુખને તેણે જે મહાન અપમાનમાં નાંખી દેવા જેવી હાર ખવરાવી હતી તે તેના સ્મરણમાંથી ખસવા નહી પામી હોય, તેમ બીજી તરફ તે સમય બાદ તો રાજા ખારવેલની જાહોજલાલી અને પ્રભાવ ઉત્તરોત્તર દીન પર દીન વધતાં જ ચાલ્યાં હતાં. જ્યારે પોતે તો જે સ્થિતિમાં ગાદીએ આવ્યો હતો તેવોને તેવો જ લગભગ રહેવા પામ્યો હતો; એટલે તે બેની વચ્ચે મુકાબલો કરવા જેવું જ નહોતું. આ પ્રમાણે તેની તથા તેના આસપાસના બે મહાન રાજ્યોની પરિસ્થિતિ હતી. જેવું ઈ. સ. પૂ. ૩૯૨માં ખારવેલનું મરણ નીપજ્યું ને વક્રગ્રીવનો અમલ શરૂ થયો કે પ્રથમ તો મગધપતિએ જ માથું ઉચક્યું. રાજા વક્રગ્રીવને ભલે મહાન સામ્રાજ્યનો વારસો તેના પિતા

---

(૪૯) આ પ્રમાણે અર્થ થતો હોવાનું આપણે ઠરાવ્યું છે. (જુઓ પુ.૨માં સિક્કા નં. ૫૬,૫૮ના વર્ણને આપેલી સમજુતિ).

તરફથી મળ્યો હતો, પરંતુ પોતે વૈભવવિલાસી તથા સૌંદર્યનો જ સોદાગર હોવાથી રાજકાજમાં ઝળકી ઉઠે તેવો પરાક્રમી નહોતો એટલે તેના રાજ્યનો દક્ષિણનો ભાગ ધીમે ધીમે સ્વતંત્ર થઈ ગયો હતો. પરિણામે તેનું રાજ્ય નાનું થવા લાગ્યું હતું. જેથી મહાનંદ મગધપતિને કલિંગપતિનો જે ડર રાખવો પડતો હતો તેનું એક કારણ ઓછું થઇ ગયું હતું. તે દુર થતાં જ, મહાનંદે ગૌતમીપુત્ર આંધ્રપતિ ઉપર ચઢાઈ કરી હોય એમ સમજાય છે. આ લડાઈનો સમય આપણે ચોક્કસ કરી નથી શકતા; પરંતુ ઈ. સ. પૂ. ૩૯૦ થી ૩૮૪ સુધીના છ વર્ષના ગાળામાં તે હોવાનું સંભવે છે. જો ૩૮૪માં જ ઠરે તો તે યુદ્ધમાં ગૌતમીપુત્રનું મરણ થયું હતું એમ માની લેવું રહેશે. પરંતુ તે પૂર્વે લડાઈ થઇ હોય તો તેમાં ગૌતમીપુત્ર પરાજય પામ્યો છે અને મહાનંદનું માંડલિકપણું કબૂલી લીધું છે એમ સ્વીકારવું પડશે. જે સિક્કાઓ આપણને ઉપલબ્ધ થયા છે[૫૦] તે અને તેનો ઉકેલ, જો સાચાં હોય તો બીજી સ્થિતિમાં[૫૧] તે મૂકાયો હતો એમ કહેવું પડશે. તેના મરણ સમયે તેના બે પુત્રો હૈયાત હતા.[૫૨] મોટાની ઉંમર આઠ વર્ષની અને નાનાની છ વર્ષની હતી. આ પ્રમાણે તે બન્ને પુત્રો સગીર હોવાથી, તેમની વતી તેમની વિધવામાતા, રાણીનાગનિકાએ રાજ્યની ઝૂંસરી માથે ઉપાડી લીધી હતી. આ બોજો તેણીને અસહ્ય થઈ પડયો હોય કે દુઃખની મારી પ્રજાનું હિત સંભાળી શકી ન હોય–પણ તેણી પાસેથી રાજ્ય ખૂંચવી લઇ, તેના કાકાજી (ગૌતમીપુત્ર યજ્ઞશ્રીના કાકા અને રાજાશ્રીમુખના નાના ભાઈ) કૃષ્ણે પોતાની આણ ફેરવી વાળી હતી. આ વંશના જે સિક્કા મળી આવ્યા છે (જુઓ પુ. ૨ આકૃતિ નં. ૭૦ તથા ટીકા નં. ૧૪૧) તે ઉપરથી, તેમજ રાણીનાગનિકાવાળા નાનાઘાટના શિલાલેખથી આ સ્થિતિ કલ્પી શકાય છે. જો કે તેણે ખરા હકદારનો હક્ક ડૂબાવી દીધો હતો છતાં બીજી કોઈ જાતનો, ઉપરી રાજ્ય કે પ્રજા તરફનો ખળભળાટ થવા પામ્યો નથી, એટલે સમજવું રહે છે કે તેણે મગધપતિના–મહાનંદનું તથા ચંદ્રગુપ્તમૌર્યનું[૫૩] તેમના સમયપરત્વેનું–ખંડિયાપણાનો સ્વીકાર કરી લીધો હશે. એટલે સાર એ થયો કે, ગૌતમીપુત્ર યજ્ઞશ્રી અમુક સમય સુધી સ્વતંત્ર હતો, પરંતુ ઉત્તરાવસ્થામાં થોડાંક વર્ષોસુધી તે માંડળિક હતો; તેમજ રાજા કૃષ્ણ પોતાના આખાયે સમય પર્યંત માંડળિકપણે જ હતો અને રાણી નાગનિકા કહો કે તેનો સગીર પુત્ર કહો, તે પણ માત્ર દસેક મહિનાની અવધિસુધી માંડલિકપણે રહ્યો હતો.

ઉપર દર્શાવેલ રાજા કૃષ્ણનું રાજ્ય દસેક વર્ષ ચાલ્યું છે. ઈ. સ. પૂ. ૩૮૩ થી ૩૭૩ સુધી. તેની પછી પેલી વિધવા રાણીનાગનિકાના જ્યેષ્ઠ પુત્રનો–વદ્દસત્ શ્રી મલ્લિક શ્રી શાતકરણીનો–અમલ પાછો શરૂ થયો છે. તેનું ગાદીએ આવવું બે ત્રણ કારણથી થયું સંભવે છે (૧) રાજા કૃષ્ણ પોતે અતિ વૃદ્ધ થઇ ગયો હતો એટલે કુદરતી મોતે તે મરણ પામ્યો હોય કેમકે લગભગ ૬૫–૬૮ની ઉમરે[૫૪] તે પહોંચ્યો હતો

(૫૦) જુઓ પુ. ૨ સિક્કા આકૃતિ નં. ૬૯.

(૫૧) જુઓ સિક્કા ચિત્ર નં. ૭૦ (ઉકેલ સાચો હોય તો નં. ૭૧ના સિક્કાનું વાંચન ખોટું ઠરે છે) અને પ્રવચન સાચું હોય તો, સર્પ ચિન્હ અને ઘોડાનાં ચિન્હનો ઉકેલ જે પ્રમાણે કરાતો આવ્યો છે તે ખોટો છે. બેમાંથી એક વસ્તુ–કાં ઉકેલ અને કાંતો વાંચન–સાચી છે અને બીજી વસ્તુ ખોટી છે.

(૫૨) જુઓ રાણી નાગનિકાએ કોતરાવેલ નાનાઘાટનો શિલાલેખ (પાંચમા પરિચ્છેદે લેખ નં. ૧)

(૫૩) ચંદ્રગુપ્તનું ખંડિયાપણું સ્વીકાર્યાનો સંભવ નથી જ, કેમકે તે ઈ. સ. પૂ. ૩૭૨માં સમ્રાટ બન્યો છે જ્યારે શ્રીકૃષ્ણના રાજ્યનો અંત ૩૭૩માં આવી ગયો હોય એમ ગણત્રી પરથી નીકળે છે. છતાં ગણત્રી હમેશાં કાંઇ સાચી પડતી નથીજ એટલે અહીં સંભવિતપણું મનાવ્યું છે. કોઇ સિક્કો જો મળી આવે તો નક્કી કરી શકાય કે કઇ સ્થિતિ હતી.

બીજી સ્થિતિ એ પણ છે કે, ચંદ્રગુપ્ત સમ્રાટ બન્યો તે પહેલાં, પોતે જ્યારે નાના પ્રદેશનો રાજા હતો ત્યારે, મુલક મેળવવાની તેને તમન્ના હતી; તે સમયે આ કૃષ્ણ આંધ્રપતિ સાથે યુદ્ધ કરીને તેને મારી નાંખ્યો પણ હોય (જુઓ પુ. ૨ માં ૩૭૩ની સમયાવળી)

(૫૪) શ્રીમુખ કરતાં તેને બે વર્ષે નાનો ગણીએ, તે હિસાબે ૬૪ વર્ષનો હતો છે. શ્રીમુખનો જન્મ ઇ. સ. પૂ.

(૨) પોતે ૧૯ વર્ષનો થયો હતો (પોતાના પિતાના મરણ સમયે ૮ વર્ષનો હતો + ૧૦ માસ તેની વતી તેની માતાએ હકુમત ચલાવી + ૧૦ રાજા કૃષ્ણનો સત્તાકાળ ટકયો છે = ૧૯ વર્ષ) એટલે રાજ ચલાવવા જેવડી પુખ્ત ઉમરનો થયો હતો. પરંતુ આ કારણ સંભવિત નથી કેમકે તે સમયે ૧૪ વર્ષની વયે[૫૫] પાકી ઉંમર (Limit of Majority:) ગણાતી હતી (૩) આ સમયે જ મહાનંદના રાજ્યનો અંત, ચંદ્રગુપ્તનું સમ્રાટ થવું અને ચાણક્યનું મહામંત્રી પદ ઈ. થવાં પામ્યાં હતાં. એટલે મહાનંદ રાજાએ પોતાને જે અન્યાય થયેલ સમજાયો હતો તથા ગાદી ખોઈ બેસવી પડી હતી તેમાંથી ન્યાય મેળવવા જેવો અવસર પ્રાપ્ત થયો છે તેવી સમજણથી, પોતે સર્વ સત્તાધીશ પાસે કેસ રજુ કર્યો હોય. આ ત્રણમાંથી ગમે તે કારણ બનવા પામ્યું હોય કે ત્રણેમાં થોડા થોડા અંશે શક્યતા[૫૬] હોય, પરંતુ એટલું ખરૂં છે કે તે પોતે ફરીને આંધ્રપતિ બનવા પામ્યો હતો ને તેણે મૌર્ય સમ્રાટનું માંડલિકપણું અંગિકાર કર્યું હતું. આ તેનું માંડળિકપણું ચંદ્રગુપ્તના આખા સમય પર્યંત ચાલુ રહ્યું હતું. તે બાદ સમ્રાટ બિંદુસારના રાજઅમલે જ્યાં સુધી પં. ચાણક્યનું નેતૃત્ત્વપદ જારી હતું ત્યાંસુધીયે મલ્લિક શ્રી આંધ્રભૃત્ય હતો જ; પરંતુ જ્યારે દક્ષિણમાં અન્ય રાજાઓએ મગધપતિની આણ ફેંકી દેવા માંડી ત્યારે આ મલ્લિકશ્રી શાતકરણીએ પણ પોતાનો સ્વતંત્ર હાથ અજમાવવા માંડયો હતો (ઈ. સ. પૂ. ૩૪૫ થી ૩૪૦ આસપાસમાં) અને મગધની આણમાંથી સ્વતંત્ર થતાં દક્ષિણનાં નાનાં નાનાં રાજ્યોને પોતાના સાર્વભૌમત્વમાં લાવી મૂકયાં હતાં. તથા પોતાના રાજ્યના અંતસુધી નભાવ્યે રાખ્યાં હતાં. વળી તેણે આજ પ્રમાણે પૂર્વનો કલિંગ જીતી લઈને દક્ષિણમાં પાંડયારાજાના મૂલકસુધી પોતાનો વિજયડંકો વગડાવી દીધો હતો. એટલે આ મલ્લિકશ્રીએ પોતાના રાજ્યકાળના પ્રથમનાં લગભગ અઠ્ઠાવીસ વર્ષ માંડળિકપણે ગાળ્યાં છે અને ઉત્તરાવસ્થાનો લગભગ તેટલોજ કાળ—બીજાં અઠ્ઠાવીસ વર્ષ—અન્ય રાજાઓને તેણે માંડળિક પણે રાખ્યા છે.

મલ્લિકશ્રી વદસતના મરણ સમયે મગધમાં સમ્રાટ અશોકની આણ ફેલાઇ રહી હતી. સમ્રાટ અશોકની ત્રણે અવસ્થાની રાજકારકીર્દિનો સમય (૪ વર્ષ રાજ્યાભિષેકની પૂર્વના + ૨૪ વર્ષ સમ્રાટ તરિકેના + ૧૩ વર્ષ કુંવર પ્રિયદર્શિનની સગીર અવસ્થામાં રીજંટ તરીકેના) ૪૧ વરસનો છે; તેમાંના પ્રથમના બારેક વર્ષ (ઈ. સ. પૂ. ૩૩૦થી ૩૧૮ સુધી) આ મલ્લિક શ્રીએ નિહાળ્યાં છે. તે બાદ તેની ગાદિએ તેનો પુત્ર માઢરીપુત્ર આવ્યો હતો. તેનું રાજ્ય આસરે ૧૮ વર્ષ ચાલ્યું છે. એટલે તેનો આખોયે રાજ્ય અમલ અશોકની જીવન અવસ્થામાં જ, પસાર થવા પામ્યો છે. જ્યારે અશોકનું જીવન, ઉત્તરહિંદમાંની પોતાની તાબેદાર સર્વપ્રજામાં થતા બળવાઓ દાબી દેવામાં, તેમજ અલેકઝાંડરના મરણબાદ તેના વારસદાર સેલ્યુકસ નિકેટોરે હિંદ ઉપર લગભગ જે બારેક વખત હુમલા કર્યા હતા તેને મારી હઠાવવામાં, તેમજ પોતાના ગૃહકંકાસમાં, એટલું બધું પરોવાઇ રહેવા પામ્યું હતું કે તેને પોતાને ઉત્તરહિંદનો જે મુલક પિતા તરફથી વારસામાં મળ્યો હતો તેને સાચવી રાખવામાં જ પોતાનું સર્વસ્વ માની લેવું પડયું હતું; દક્ષિણહિંદ તરફ શું સ્થિતિ પ્રવર્તી રહી હતી તે તરફ ઉંચી આંખ કરીને જોવા પણ તે પામ્યો નથી. એટલે માઢરીપુત્રે પોતાને મળેલ વારસાના સર્વપ્રદેશ ઉપર—કલિંગ સુદ્ધાંત તદ્દન સ્વતંત્ર રાજકર્તા તરીકે જ[૫૭] પોતાનું જીવન વ્યતીત

૪૫૮માં અને કૃષ્ણનો ૪૫૬માં થયાનું ગણાય; શોધતાં જણાયું છે કે ચંદ્રગુપ્ત સાથેની લડાઇમાં તે મરણ પામ્યો લાગે છે (જુઓ તેનું વૃત્તાંત).

(૫૫) જુઓ દ્રષ્ટાંતો માટે, રાજા શ્રેણિક, પ્રિયદર્શિન ઈત્યાદિનાં જીવનચરિત્રો.

(૫૬) પહેલું અને ત્રીજું વધારે સંભવિત છે તેમાં પણ પ્રથમનું કારણ ઉત્પાદન છે અને બીજું તેનું સમર્થક છે. પરંતુ મહાબળવાનપણાએ તેમાં ભાગ ભજવ્યો છે (જુઓ ઉપરની ટી. ૫૩ અને તેને લગતુ પુ. ૨ માં ઇ. સ. પૂ. ૩૭૩ સમયાવળીનું લખાણ.)

(૫૭) પુ. ૨ સિક્કાચિત્ર આકૃતિ નં. ૫૯ જુઓ.

કર્યું હતું. તેનું મરણ ઇ. સ. પૂ. ૨૯૯માં થયું હતું.

તે બાદ તેનો પુત્ર ગૌતમીપુત્ર સ્કંધગુપ્ત છઠ્ઠો આંધ્રપતિ તરીકે આવ્યો હતો. તે ગાદીએ બેઠો ત્યારે પણ સ્વતંત્ર જ હતો. તેમજ સમ્રાટ અશોકે પ્રિયદર્શિનને રાજ્યલગામ સોંપી ( ઈ. સ. પૂ. ૨૯૦ ) ત્યાંસુધી, તથા તે બાદ પાંચેક વર્ષપર્યંત પ્રિયદર્શિને ઉત્તર હિંદ પરના મુલક ઉપર પ્રયાણ કર્યે રાખ્યું હતું ત્યાંસુધી, તેની સ્વતંત્રતા જળવાઈ રહી હતી જ. પરંતુ જેવી પ્રિયદર્શિને દક્ષિણ હિંદ જીતવાને નજર માંડીને પ્રયાણ આદર્યું કે પ્રથમ ઝપાટે જ આ છઠ્ઠા આંધ્રપતિની સ્વતંત્રતા હણાઇ ગઈ હતી ( ઈ. સ. પૂ. ૨૮૪–૫) અને પોતાની પુત્રી, સમ્રાટ પ્રિયદર્શિનને પરણાવી, સંધિ કરી લેવી પડી હતી. જો કે પ્રિયદર્શિને પોતે, અન્યત્ર અમલમાં મૂકેલ રાજનીતિ પ્રમાણે, અહીં પણ જીતેલ સર્વ પ્રદેશઉપર તેને તેજ ભૂપતિઓને પોતાનું ઉપરી પણું કબૂલ કરાવીને રાજ્યાધિકારે પુનઃ સ્થાપિત કર્યા હતા જ[૫૮]. એટલે આ છઠ્ઠા આંધ્રપતિએ ૨૯૯થી ૨૮૪ સુધીનાં ૧૪–૧૫ વર્ષ સ્વતંત્ર અધિકારે[૫૯] અને બાકીનાં ચારેક વર્ષ પ્રિયદર્શિનના માંડળિકપણે[૬૦] ગુજારી ૧૮ વર્ષ રાજ્ય ભોગવ્યું હતું.

છઠ્ઠા આંધ્રપતિની ગાદીએ તેનો પુત્ર વસિષ્ઠપુત્ર શાતકરણી સાતમા આંધ્રપતિ તરીકે આવ્યો; તે આવ્યો ત્યારથી માંડલિકપણે જ હતો. પરંતુ યુવાન અને ઉછળતા મદનો હોવાથી માંડળિકપણું ફગાવી દેવાને તલપાપડ રહ્યા કરતો જેથી તેણે પ્રિયદર્શિનની સામે માથું ઉચક્યું હતું. એટલે તેનો મદ ઉતારવા સમ્રાટ પ્રિય-દર્શિનને અજોડ અને અદીઠ એવું ભયંકર[૬૧] મહાયુદ્ધ આ કલિંગપતિ સાથે ખેલવું પડયું હતું અને માંડલિકપણાની છાપઉપર વધારે જોરદાર સિક્કા મહોર પાડી પુનરપિ તેને અધિકારપદે સ્થાપિત કર્યો હતો.[૬૨] આ બનાવનો સમય ઈ. સ. પૂ. ૨૮૧ છે. પોતે ગાદી ઉપર આવ્યો ત્યારથી લગભગ ૪૫ વર્ષ સુધી–જ્યારે સમ્રાટ પ્રિયદર્શિનનું મરણ ઈ. સ. પૂ. ૨૩૬–૭માં થયું ત્યાંસુધી–તે તેનો ખંડિયો જ રહ્યો છે.[૬૩] તે બાદ મૌર્યવંશની પડતી થતી ચાલી છે એટલે આંધ્રપતિઓએ સ્વતંત્ર બની આંધ્રભૃત્યાનું કલંક ભૂંસી નાંખ્યું છે. જેથી આ સાતમા આંધ્રપતિના ઉત્તર જીવનના ૧૧ વર્ષો (ઈ. સ. પૂ. ૨૩૬ થી ૨૨૫ સુધીના) સ્વતંત્રપણે ગયાં કહેવાય, એટલું જ નહિ બલ્કે પોતાના પુરોગામી (નં. ૪ આંધ્રપતિ ) અને પોતાના જેટલો જ લાંબો કાળસુધી રાજપદ ભોગવનાર મલ્લિક શ્રી સદસતની પેઠે, કેટલાક અન્ય રાજવીઓને તે પોતાના સાર્વભૌમત્વ તળે લાવવાને ભાગ્યશાળી થયો હતો. (આ હકીકત તેના જીવનવૃત્તાંતમાં સવિસ્તર અપાશે).

તેના મરણ સમયે જો કે પતંજલી મહાશય જીવંત હતા જ પરંતુ તે સમયસુધીમાં રાજ્યત્વની એકેંદ્રિત ભાવના જે ચાલી આવતી હતી તે લગભગ અદૃશ્ય થઈ જવા પામી હતી. એટલે આ પારિગ્રાફના ઉપરી ભાગે જણાવાયું છે તેમ, આંધ્રભૃત્યાનો શબ્દ–પ્રયોગ પણ પુરાણોમાંથી અદૃશ્ય થઇ ગયો છે એમ કહી શકાય. છતાં પતંજલી મહાશયના ધાર્મિકોપદેશ પ્રમાણે વર્તતા શુંગવંશી અવંતિપતિઓએ પણ, તેમણેજ પ્રરૂપીત રાજ્ય વ્યવસ્થા ચલાવ્યે રાખી હતી. એટલે એક રીતે કહી શકાય કે શુંગવંશી સમ્રાટ અગ્નિમિત્રે પોતાનું સાર્વભૌમત્વ સૂચિત બીજો અશ્વમેધ યજ્ઞ આદર્યો ત્યાંસુધી પરાજીત રાજાઓને ખંડિયા તરીકે રાખવાની પ્રથા થોડે ઘણે અંશે ચાલુ રહી હતી.[૬૪] જેથી કરીને આ વસ્તુસ્થિતિ ભૃત્યપણાની ગણત્રીના સિદ્ધાંત તરીકે

(૫૮) જુઓ સુદર્શન તળાવની પ્રશસ્તિ પુ. ૨ તથા ૪માં અને જૈન સાહિત્યગ્રંથોમાં સંપ્રતિનું જીવનચરિત્ર.

(૫૯) જુઓ સિક્કા આકૃતિ નં. ૮૦.

(૬૦) જુઓ સિક્કા આકૃતિ નં. ૬૩, ૬૪.

(૬૧) જુઓ સમ્રાટ પ્રિયદર્શિનના ધૌલીજાગૌડાવાળા ખડકલેખની હકીકત.

(૬૨) જુઓ ધૌલીજાગૌડાનો ખડકલેખ તથા સુદર્શન તળાવની પ્રશસ્તિ; બે વખત જીવતો જવા દીધો. જે હકીકત છે તેમાં પ્રથમ વખત તે ઉપરની ટી. નં. ૫૮ વાળો અને બીજો વખત તે આ પ્રસંગ સમજવો. અભ્યાસને પરિણામે સમન્વય છે કે, તેની કન્યા નહીં પણ તેની બેન લીધી છે.

(૬૩) જુઓ સિક્કા ચિત્ર નં. ૬૫ તથા નં. ૭૪, ૭૫ ( જરા શંકાસ્પદ છે. )

(૬૪) જુઓ પૃ. ૩૦ ઉપર રાજાઓની સંખ્યા ગણા-વવામાં અપિલકને આંધ્રભૃત્યામાં કરાવવા વાળી યુક્તિનો ઉલ્લેખ.

અત્ર માન્ય રહે તેવી નથી કેમકે જીતેલા રાજાઓનો મુલક જ એમણે તો સામ્રાજ્યમાં ક્યારનોયે ભેળવી લેવા માંડયો હતો.

આ પ્રમાણે "આંધ્રભૃત્ય" શબ્દ વડે આંધ્રવંશીઓમાંથી ક્યા રાજા સમજી શકાય અને તે પ્રત્યેક કેટલા વખતસુધી તે સ્થિતિમાં રહેવા પામ્યા હતા તથા કોના ભૃત્યો તેઓ હતા તે સર્વ હકીકત મારી તપાસમાં જેટલી આવી તે કહી બતાવી છે. એકી વખતે જોનારને તે ખ્યાલમાં આવી જાય તે માટે તેને એક કોઠારૂપે ઉતારી બતાવું છું.

સાતમા રાજાથી માંડીને રાજા હાલ સુધી રાજ્યવ્યવસ્થા બહુ અસ્થિર ચાલતી હતી. જોકે શુંગવંશી સમ્રાટોએ, તેમજ નહપાણ ક્ષહરાટ અવંતિપતિએ, આંધ્રવંશીઓને હરાવી હરાવીને તોબા પોકરાવી હતી પરંતુ આ સમયે પરાજીત રાજાઓનો મુલક, વિજેતા રાજા પોતાના રાજ્યમાં ભેળવી લેતા હોવાથી પરાજીતોને "ભૃત્ય" શબ્દ લગાડી શકાય નહીં, એટલે અત્ર દર્શાવેલ સાત રાજાઓના રાજઅમલ સુધી જ માંડળિકપણાની "ભૃત્યા" કહેવડાવવાની પ્રથા સચવાઈ રહી હતી એમ ગણવું રહે છે.

| આંક | રાજાનું નામ | રાજ્ય અમલ | સમય | કોનો માંડળિક |
|---|---|---|---|---|
| ૧ | રાજા શ્રીમુખ<br>વસિષ્ઠપુત્ર શાતકરણિ | ૧૩ વર્ષ | ઈ. સ. પૂ. ૪૨૭ થી ૪૧૩ | એક રીતે તદ્દન સ્વતંત્ર જ;<br>બીજી રીતે ખારવેલનો |
| ૨ | ગૌતમીપુત્ર યજ્ઞશ્રી | ૩૦ વર્ષ | ૪૧૩ થી ૩૯૦ = ૨૩ વર્ષ | સ્વતંત્ર |
| | | | ૩૯૦ થી ૩૮૩ = ૭ વર્ષ<br>૩૦ | મગધપતિ મહાનંદનો |
| | વહુસત શ્રી વસિષ્ઠપુત્ર<br>(સગીર અવસ્થામાં) | ૧૦ માસ | ૩૮૩ થી ૩૮૨ = ૧૦ માસ | મગધપતિ મહાનંદ ઉર્ફે નવમા નંદનો |
| ૩ | કૃષ્ણ વસિષ્ઠપુત્ર | ૧૦ વર્ષ | ૩૮૨ થી ૩૭૨ = ૧૦ વર્ષ | મગધપતિ નવમા નંદનો |
| ૪ | વહુસત શ્રી મલ્લિકશ્રી<br>(ઉંમર લાયક થયા બાદ)<br>રાણી નાગનિકાનો પુત્ર | ૫૪ ,, | ૩૭૨ થી ૩૫૭ = ૧૫ ,,<br>૩૫૭ થી ૩૪૪ = ૧૩ ,,<br>૩૪૪ થી ૩૧૮ = ૨૬ ,,<br>૫૪ | મૌર્યવંશી ચંદ્રગુપ્તનો<br>,, બિંદુસારનો<br>તદ્દન સ્વતંત્રપણે |
| ૫ | મઢારીપુત્ર | ૧૮ ,, | ૩૧૮ થી ૨૯૯ | તદ્દન સ્વતંત્ર |
| ૬ | ગૌતમીપુત્ર કૃષ્ણ સ્કંધગુપ્ત<br>શાતકર્ણિ | ૧૮ ,, | ૨૯૯ થી ૨૮૫ = ૧૪ વર્ષ<br>૨૮૫ થી ૨૮૧ = ૪ ,,<br>૧૮ | સ્વતંત્ર<br>સમ્રાટ પ્રિયદર્શિનનો |
| ૭ | વસિષ્ઠપુત્ર શાતકરણિ<br>ઉર્ફે પુલુમાવી | ૫૬ ,, | ૨૮૧ થી ૨૩૬ = ૪૫ વર્ષ<br>૨૩૬ થી ૨૨૯ = ૭ ,,<br>૨૨૯ થી ૨૨૫ = ૪ ,,<br>૫૬ | સમ્રાટ પ્રિયદર્શિનનો<br>સ્વતંત્રપણે<br>સાર્વભોમપણે |



# ચતુર્થ પરિચ્છેદ

## શતવહનવંશ (ચાલુ)

સંક્ષિપ્તસારઃ—આંધ્રપતિઓની રાજગાદિનાં સ્થળ વિશે, જે અનેક નામો બોલાય છે, તે દરેકની શક્યાશક્યતા વિશે કરેલ ચર્ચા-તથા કયું સ્થળ સમયાનુકૂળ તે સ્થાન ભોગવતું હતું તેનો આપેલ ખ્યાલ—

આ વંશના સર્વ રાજાઓ, પોતાનાં નામ સાથે, સર્વ સામાન્ય વિશેષણો જોડતાં હોવાથી ઊભી થતી મુશ્કેલીનો આપેલ ચિતાર-છતાં તેમાંથી જેનો ઉકેલ માતૃગોત્રના બળથી કરી શકાયો છે તેની આપેલ સમજૂતિ-ભિન્ન ભિન્ન સમયે કયા રાજાઓ, કયો ધર્મ પાળતા, તે મુદ્દો સમજાવી, તેમણે જ્યારે પરિવર્તન કરેલું ત્યારે કેવા સંયોગો હતા અને કેવી રીતે તેમને પરિસ્થિતિને અનુકૂળ થવું પડયું હતું તેનો આપેલ ખ્યાલ-તે તે પ્રસંગે થયેલ ધર્મક્રાંતિને અંગે, પ્રજા ઉપર નીપજેલી અસરનું કરેલ વર્ણન—રાજકારણમાં થયેલ ક્રાંતિનું કિંચિદંશે આપેલ વર્ણન—છેવટે આ ક્રાંતિમાં મુખ્ય ભાગ ભજવનાર ભગવાન પતંજલિની, અને તેવી જ રીતે બીજા પ્રખ્યાત થયેલા રાજકર્મચારી પં. ચાણક્યની, કરેલી સરખામણી—

## શતવહનવંશ (ચાલુ)

**રાજગાદીનાં સ્થાન વિશે**

જ્યાં આંધ્રવંશની સર્વ સ્થિતિ–નામાવળી, વંશાવળી ઈ. સર્વ વસ્તુ જ અંધારામાં પડેલી છે ત્યાં રાજપાટનાં સ્થાન વીશેની માહિતી પણ સંદિગ્ધ જ દેખાય તેમાં આશ્ચર્યજનક કાંઇ ન જ કહેવાય. વળી આખા વંશનું આયુષ્ય અને તેને જે રાજકીય પલટામાંથી પસાર થવું પડયું છે તે જોતાં પણ સહજ સમજી શકાય તેમ છે કે, તેને રાજપાટ વિશે અનેક રંગઢંગ સહન કરવા પડયા હશે. તે વિશે અનેક સ્થાનો સૂચવાયાં છે. જેવાં કે દક્ષિણનાં પૈઠણ–પ્રતિષ્ઠાનપુર, જુન્નેર, સમુદ્રતટ ઉપર આવેલું સોપરકનગર, ચાંદા–ચંદા[1] ( વરાડ જીલ્લો ), નિઝામી રાજ્યમાં આવેલાં ચિનુર અને વરંગુલ તથા અમરાવતી[2], અને મુંબઈ ઇલાકાની ઠેઠ દક્ષિણમાં આવેલ તુંગભદ્રા નદીના તટપ્રદેશમાં આવેલું વિજયનગર. આ પ્રમાણે ૭ સાત સ્થાનો લેખાયાં છે પરંતુ કયા અને કેમ સંભવિત છે તેનું વિવેચન કોઇ સ્થાન ઉપર ચર્ચાયું દેખાતું નથી માટે તે વિષય આપણે અત્ર ગ્રહણ કરીશું.

મગધપતિ નંદબીજાનું મરણ ( જુઓ પુ. ૧માં તેનો અધિકાર) મ. સં. ૧૦૦=ઈ. સ. પૂર્વે ૪૨૭માં નીપજ્યા બાદ, કોણ મગધની ગાદીએ આવી શકે તે પ્રશ્ન ઉપસ્થિતિ થયો હતો; કેમકે તેને પુત્રો તો લગભગ નવની સંખ્યામાં તે સમયે હૈયાત હતા. પરંતુ સૌથી મોટા બે અને સૌથી નાનો એમ મળી કુલ ત્રણ પુત્રો શૂદ્રાણી પેટે અને બાકીના છ ક્ષત્રિયાણી પેટે જન્મ્યા હતા. મંત્રીમંડળે ક્ષત્રિયાણીજાયાઓનો જ અધિકાર ગાદી ઉપર હોવાનું ઠરાવ્યાથી બે મોટા પુત્રો (તેમાં પણ મોટો શ્રીમુખ, અને બીજો કૃષ્ણ નામથી ઇતિહાસમાં જે આંધ્રપતિ તરીકે પ્રખ્યાત થયા છે તે ) એ રૂસણા લઇને મગધની હદ છોડી (ઉપરનો પરિચ્છેદ જુઓ ) પિતાના રાજ્યની હદમાં અન્યત્ર વસવાટ કરી ભાગ્ય અજમાવવાનું ઉપાડી લીધું હતું. વિંધ્યાચળ પર્વતની હારમાળા જ્યાં પૂર્વ દીશામાં પૂરી થઇ જાય છે તથા જ્યાં થોડોક સપાટ પ્રદેશ છે અને જ્યાં હાલ છોટાનાગપુરવાળો ભાગ આવેલ છે ત્યાંથી દક્ષિણ તરફ તેઓ ઉતર્યા. તે સમયે તાજેતરમાં પાસેના કલિંગદેશ ઉપર રાજા ખારવેલનો રાજ્યાભિષેક થઈ ગયો હતો. વળી ખારવેલની ઉંમર પણ શ્રીમુખકરતાં કેટલીએ નાની હતી(જુઓ ઉપરમાં પૃ. ૫૨) તેમજ કલિંગ કરતાં મગધનું સામ્રાજ્ય વિસ્તારવંત હોવાથી શ્રીમુખને વિશેષ પ્રમાણમાં રાજ્યસંચાલનની તાલિમ મળી ગઈ હતી. આવાં અનેકવિધ સંયોગો પોતાની તરફેણમાં છે એમ માની, શ્રીમુખે ખારવેલની હદ ઉપર જ આક્રમણ લઈ જવાનું પસંદ કર્યું હતું (જુઓ હાથીગુંફા લેખ). પરંતુ ખારવેલ ગાદીપતિ હતો, એટલે વિશેષ સામગ્રીનો સ્વામી હતો જ્યારે શ્રીમુખ પોતે સ્થાન વગરનો અને એક કુમાર માત્ર જ હતો એટલે ખારવેલની સામે ટકી શકયો નહીં અને પાછા હઠી હઠીને વિંધ્યાચળના દક્ષિણ પ્રદેશની સમાન લીંટીએ, ઠેઠ નાસિક સુધી જતા રહેવાની ફરજ પડી હતી. પોતાના સ્વતંત્ર જીવનના આરંભના પ્રથમ પર્યાયે જ આવો નિરાશામય અનુ-

(૧) આ શહેર વરાડ જીલ્લામાં આવેલ વર્ધા અને પૈન નદીના સંગમ ઉપર આવેલ છે. રાજગાદીના એક સ્થાન તરીકે અમરાવતી પણ લેખાય છે (જુઓ નીચેની ટીકા નં. ૨) એટલે આ સ્થાન સાથે ભેળવી દેવામાં આવ્યું દેખાય છે. નીચેની ટીકા નં. ૬ તથા ૮ સાથે સરખાવો.

(૨) અમરાવતી નામ લેવાય છે તેને વિદ્વાનોએ, મધ્યપ્રાંત-વરાડ જીલ્લામાં આવેલ અમરાવતી લેખ્યું છે. પરંતુ તે વાસ્તવિક નથી.

તે અમરાવતી, જેનું સ્થાન ધનકટકના પ્રદેશમાં આવેલ છે (જુઓ પુ. ૧, પૃ. ૧૫૩માં તેનો અધિકાર) તે સમજવું રહે છે. તેથી તેનો અહીં ઉલ્લેખ કરવો પડયો છે.

(*) જેમ નં. ૧માં જણાવેલ ચંદા એ નદીઓના સંગમ ઉપરનું સ્થળ છે તેજ મિશાલે આ ચિનુરનું સ્થાન પણ ગોદાવરી અને પુરેહિત (વૈન અને પૈન નદીના સંયોગથી બનવા પામી છે)ના સંગમ ઉપર હોવાથી સંભાવ્ય સ્થાન તરીકેની ગણનામાં આવી ગયું હોય. ઉપરની ટીકા નં. ૧ અને નીચેની ટીકા નં. ૮ સાથે સરખાવો. તથા પુ. ૧, પૃ. ૧૫૭ ટી. નં. ૨૫ જુઓ.

(૩) શતવહન વંશીઓનું તીર્થધામ આ સ્થાને હતું (જુઓ આગળ પાંચમા પરિચ્છેદે નં. ૧૩નો લેખ).

ભવ મળવાથી, વિશેષ પ્રયત્ન કરવા અગાઉ કોઈક સ્થાન ઉપર સ્થિત થવાની જરૂરિયાત તેને લાગી હતી. એટલે નાસિકવાળા પ્રદેશમાં જ પ્રથમ રાજપાટ સ્થાપી દીધું. સામાન્ય માન્યતા પ્રમાણે તેને પૈઠણુ નામથી ઓળખવામાં આવે છે.

પૈઠણુ નામનાં બે સ્થાન આ પ્રદેશમાં આવેલ છે. એક ઔરંગાબાદ શહેરથી દક્ષિણે લગભગ ૨૫-૩૦




માઈલે આવેલ છે. તે Pyton તરીકે નકશામાં દર્શાવાયું છે અને ગોદાવરીના તીર પ્રદેશમાં જ આવેલું છે. પરંતુ ઔરંગાબાદ શહેર, નાસિકથી પૂર્વ દિશામાં લગભગ ૮૦-૧૦૦ માઈલે હોવાથી, Pyton ને પણ નાસિકની પૂર્વમાં લગભગ ૧૦૦ માઈલના અંતરે જ આવેલું ગણવું પડશે. જ્યારે બીજું સ્થળ, Peint કહેવાય છે જે નાસિક જીલ્લામાં અને નાસિક શહેરથી વાયવ્ય ખૂણે પંદર વીસ માઈલના અંતરે આવેલ છે. એટલે કે તેને નાસિકની પશ્ચિમ દિશાએ આવેલું ગણી શકાય. મતલબ કે Pyton નાસિક શહેરની પૂર્વમાં છે અને Peint નાસિકની પશ્ચિમમાં છે. હાથીગુંફાના લેખમાં જણાવાયું છે કે, આ યુદ્ધમાં શ્રીમુખની પુંઠ ઠેઠ નાસિક સુધી પકડી હતી અને ત્યાં નાસી જવાની ફરજ પાડી હતી. એટલે સ્પષ્ટ થાય છે કે, શ્રીમુખે જો આશ્રય લીધો હોય તો પૂર્વ દિશામાંથી આવતા ખારવેલના હુમલાની સામી બાજુએ, એટલે નાસિકની પશ્ચિમે જ લીધો હોવો જોઈએ. મતલબ એ થઈ કે, શ્રીમુખે પોતાના રાજવંશની ગાદીના સ્થાન તરીકે મંગળાચરણમાં Peint ને પસંદગી આપી હતી. આ પૈંટને પૈંઠણુ નામથી સામાન્ય રીતે વર્તમાનકાળે ઓળખવામાં આવે છે. જ્યારે પ્રાચીન સમયે તેને પ્રતિષ્ઠાનપુર નામથી સંબોધવામાં આવતું હતું. વળી આ શહેર ડુંગરાળ પ્રદેશમાં આવેલ હોવાથી તેમજ સુરક્ષિત હોઈને તથા ત્રિરશ્મિ જેવા પવિત્ર તીર્થધામની તળેટી જેવું હોવાથી રાજસ્થાન માટે વિશેષ યોગ્ય પણ હતું. જ્યારે પ્રચલિત માન્યતા નાસિકની પૂર્વે ૧૦૦ માઈલે આવેલ પૈઠણુ Pytonને લગતી છે. Paithan (જુઓ કો. આં. રે. પ્ર. પૃ. ૩૯, પારા ૪૮) on the Godāvarī in the Nizām's dominions the ancient Pratisṭhānpur is in Jain legend[૪] the capital of king Śālivāhana and his son Śakti-kumāra (§ 57, Nos. 1 & 3)=નીઝામી રાજ્યે, ગોદાવરી નદી ઉપર આવેલ પૈઠણુ, (જેને) જૈન દંતકથા-સાહિત્યમાં પુરાણું પ્રતિષ્ઠાનપુર (કહેલું છે તે) શાલિવાહન રાજાની અને તેના પુત્ર શક્તિકુમારની[૫] (જુઓ

(૪) જૈન દંતકથામાં પૈઠણુ-પ્રતિષ્ઠાનપુર લખ્યું છે તેટલું સાચું છે પરંતુ કો. આં. રે.ના લેખકે જે સ્થાન હોવાનું ધાર્યું છે તેવું વિધાન કઈ જૈનદંતકથામાં છે તે જણાવ્યું હોત તો વધારે ઉપયોગી થાત.

(૫) આ વ્યક્તિની ઓળખ માટે પાંચમા પરિચ્છેદે કો. આં. રે.ના સૂચિત સર્વ શિલાલેખો સંબંધી ચર્ચા કરી છે. ત્યાંથી નં. ૩ના નાસિક શિલાલેખે જોઈ લેવી.

પારા ૫૭, શિલાલેખ નં. ૧ અને ૩) રાજગાદિનું સ્થાન હતું. મતલબ કે હાલ પ્રવર્તી રહેલી પૈઠણ (Pyton) વિશેની માન્યતા કરતાં, રાજધાનીનું શહેર પૈંઠ (Peint) હોવા વિશે વિશેષ શક્યતા જણાય છે. કદાચ સમુદ્રતટવાળા પ્રદેશમાં આવેલું સોપારા-સુપાર્ક નગર (જ્યાં પ્રિયદર્શિનના નાના ખડક લેખના થોડો ભાગ મળી આવ્યો છે તે) પણ સંભવે છે. કાંઈ વિશેષ પૂરાવો નથી એટલે તેની વિચારણા છોડી દઈશું. કોઈ સંશોધકને તે દિશામાં પ્રયાસ કરવો ઘટે તો કરી શકે તેટલા પૂરતું નામ દર્શાવ્યું છે.

જુન્નેર તથા ચંદા અને ચિનુરનાં સ્થાન વિશે:—આદિ રાજા શ્રીમુખ અને તેના પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રીના રાજ્ય દરમ્યાન (એમાંથી કોના સમયે-તે વિષય તેમના વૃત્તાંતમાં ચર્ચવામાં આવશે) વરાડ જીલ્લો અને મધ્યપ્રાંતવાળો પ્રદેશ જીતી લેવામાં આવ્યો હતો એટલું જ નહીં, પણ જ્યાંસુધી ઈ. સ. પૂ. ૧૯૦ના અરસામાં તે સમયના આંધ્રપતિ વિદર્ભપતિ પાસેથી શુંગવંશી સમ્રાટ અગ્નિમિત્રે યુદ્ધમાં તે પ્રદેશ જીતી લીધો તથા સુલેહનામાની એક શરત તરીકે તે વિદર્ભિપતિની કુંવરી માલવિકા સાથે લગ્ન કર્યું ત્યાંસુધી, તે સઘળો પ્રદેશ આંધ્રપતિના સ્વતંત્ર અધિકાર તળે જ હતો. આ ગાળો લગભગ અઢી સદીનો કહી શકાશે. ચંદા-ચાંદાશહેર વરાડ જીલ્લામાં મોટું શહેર છે. વળી વર્તમાનકાળે જ્યાં અમરાવતી શહેર આવેલું છે તેની નજીકમાં જ તે આવેલું છે.તેમ અમરાવતીને[૬] પણ આંધ્રપતિઓની જાહોજલાલી સાથે સંયુક્ત થયેલી વાંચવામાં આવે છે. ઉપરાંત આ ચાંદાશહેર અને આંધ્રપતિઓનું સમૃદ્ધિયુક્ત ઉપરોક્ત અમરાવતી, એ બન્ને[૭] શહેરોનાં સ્થાન તથા ચિનુરનો કિલ્લો, કે જે શહેર પણ આંધ્રપતિઓની એક સમયે રાજધાની હોવાનું મનાયું છે—આ સર્વે સ્થાનો એવી નદીઓના સંગમ ઉપર આવેલાં છે કે, જેઓના ઉચ્ચાર અને પરિસ્થિતિ જોતાં તે બન્નેની સંભાવના વિશે મિશ્રણ કરી દેવાયું હોય એમ સમજાય છે. તેમજ આ ત્રણે સ્થાનો, પ્રાચીન સમયથી જાણીતી અને પવિત્ર એવી ગોદાવરી અને કૃષ્ણા નદી ઉપર-અથવા તેની શાખાઓ ઉપર-આવેલ હોવાથી પણ, કોઈ ને કોઇ પ્રકારે એક સ્થાન બીજાની જગ્યા પૂરવાને ઉપયોગી થઈ પડયું હોય એમ દેખાય છે. કહેવાની મતલબ એ છે કે, ચાંદાશહેર કે ચિનુરના કિલ્લાને રાજગાદીના સ્થાન તરીકે સ્વીકારી લેવાને બહુ મજબૂત ટેકો મળતો હોય તેવી પરિસ્થિતિ નથી દેખાતી.

ચિનુર શહેર કિલ્લા યુક્ત સ્થાન હોઈ ને હજુ તેની શકયતા રાજનગર તરીકે લેખી શકાય તેમ છે. પરંતુ તેને સમર્થન આપનારી અન્ય હકીકત જ્યાં સુધી મળી આવે નહીં ત્યાંસુધી તેનું સ્થાન શક્યતાની કક્ષાથી આગળ લઇ જવાય તેમ નથી. બાકી કિલ્લાને યુદ્ધસમયે વ્યુહરચનાના એક-સ્થાન તરીકે લેખાવતાં તેનો હક્ક જરૂર ગણાવી શકાશે. બનવા જોગ છે કે ઈ. સ. પૂ. ૫૭માં અવંતિપતિ એવા શકપ્રજાના જે સરદારને શકારિ વિક્રમાદિત્યે પરાજય (જુઓ પુ. ૪ માં તેના વૃત્તાંતે) પમાડયો હતો તથા જેણે, આ વિક્રમાદિત્યને યુદ્ધમાં મદદ કરી પોતાને હરાવવામાં મુખ્ય ફાળો નોંધાવનાર આંધ્રપતિ (જુઓ અરિષ્ટકર્ણના વૃત્તાંતે)ની પૂંઠ પકડી હતી અને જેણે જંગલાચ્છાદિત પ્રદેશમાં સામનો કર્યો હતો પરંતુ પોતાનું મરણ થયું હતું તેની સાથેનાં યુદ્ધનું સ્થાન આ ચિનુરકિલ્લો કે આસપાસનું

(૬) કયું અમરાવતી ? વરાડ જીલ્લાનું કે અન્ય કોઇ સ્થળ તે નામનું હતું. આ માહિતી મેળવવાની કડાકુટમાં ઉતાર્યા સિવાય, ઠરાવી દેવાયું લાગે છે કે તે વરાડનું જ હોવું જોઇએ. (વિશેષ માટે જુઓ નીચેની ટીકા નં. ૧૦)

(૭) ખરી રીતે ચંદા અને અમરાવતી તે બે શહેરોનું નહીં, પરંતુ રાજપાટ તરીકે જે એક અન્ય નગરની સંભાવના લેખાય છે તે ચિનુર નામના શહેરનું સ્થાન અને ચંદાનું સ્થાન, નદીઓના સંગમ ઉપર છે; પરંતુ ખરી વસ્તુસ્થિતિ શોધખોળને અંગે જ્યાંસુધી કળાઇ ન હોય ત્યાં સુધી, એકબીજા સ્થાનને રાજપાટ તરીકે ગણી લેવાની શકયતાને લીધે જ આ પ્રમાણે બન્યું દેખાય છે.

(૮) ઉપરની ટીકા નં. ૧ તથા * વાંચો. બન્ને સ્થાનમાં પૈન, વૈન, (પૈનગંગા, વૈનગંગા) તેમજ પૈન અને વૈનથી યુક્ત બનેલી પુરોહિત.

હોય. શકારિ વિક્રમાદિત્યની કુમકે જનાર આંધ્રપતિ અરિષ્ટકર્ણની આંક સંખ્યા લગભગ સોળમી છે. આંધ્રપતિ ચોથાથી માંડીને સોળ સુધીના રાજ્ય અમલે ઈ. સ. પૂ. ૩૭૫ થી ઈ. સ. પૂ. ૩૭ સુધીના ત્રણસો વર્ષમાં ઉત્તરોત્તર દેશવૃદ્ધિ વધતી જ ચાલી હતી. અલબત્ત, વચ્ચે થોડાંક વર્ષ જ્યારે ક્ષહરાટ ભૂમક અને નહપાણનો અમલ ચાલતો હતો ત્યારે—આંધ્રપતિઓને પોતાના રાજપાટનું સ્થાન, પૈંઠપ્રદેશ–દક્ષિણ હિંદનો પશ્ચિમ ભાગ છોડી દઈને, પૂર્વભાગમાં હઠી જવું પડયું હતું.[૯] આ થોડાં વર્ષનો સમય બાદ કરતાં, દક્ષિણ હિંદના સર્વ ઉત્તરપ્રદેશમાં આંધ્રપતિઓનું જોર જ જામી પડયું હતું. એટલે પોતાના રાજ્યપ્રદેશમાંના ચિતુરકિલ્લા જેવા સુરક્ષિત સ્થળે તેઓ દુશ્મનને હંફાવવાને સામનો કરે તે બનવા યોગ્ય જ છે. કહેવાનું તાત્પર્ય એ થાય છે કે, ચિતુરનો કિલ્લો તે રાજગાદીનું સ્થાન સંભવતું નથી પરંતુ લશ્કરી નજરે એક ઉપયોગી કેંદ્ર જ સંભવે છે.

જેમ ચિતુરનું સમજાય છે તેમ જુન્નેરનું સ્થાન પણ તે જ પ્રકારનું લાગે છે. વિશેષમાં કદાચ બનવા યોગ્ય છે કે તે રાજપાટ થવાને ભાગ્યવંત બન્યું પણ હોય. કેમકે, ઇ. સ. પૂ. ૧૧૪ની આસપાસ, અવંતિપતિ નહપાણ, તેના જામાત્ર રૃષભદેવ તથા મહામંત્રી અયમે, તે સમયના આંધ્રપતિ સાથે વારંવાર યુદ્ધ ખેડી તે પ્રદેશનો કબજો મેળવવાને તનતોડ મથામણ કરી હતી એમ શિલાલેખી સાબિતી મળે છે. પરંતુ પૈંઠ અને જુન્નેર ઉભયની નિકટતાનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે એવા વિચાર ઉપર અવાય છે કે, જો રાજનગર તરીકે જુન્નેરનો સ્વીકાર થયો હોય તો, જેમ યુદ્ધમાં શિકસ્ત પામતો એક પક્ષ પાછો હઠતો હઠતો પોતાના સ્થાન તરીકે, નજીકનું સુરક્ષિત સ્થાન પસંદ કરી લ્યે છે તેમ, તે સમયના આંધ્રપતિએ, આ ક્ષહરાટ પ્રજાના સરદારો સાથેના ૭ વર્ષના યુદ્ધ દરમ્યાન (જુઓ પુ. ૩. નહપાણનું વૃત્તાંત જેના શિલાલેખોમાં ૪૦-૪૧ અને ૪૬ ના આંકો માલૂમ પડયા છે) આ પ્રદેશમાંના ભિન્ન ભિન્ન સ્થળોનો આશ્રય લીધો હોય. તથા આવાં કારણને લીધે જ વિજેતા પક્ષોને યુદ્ધની જીતના સ્મારક તરીકે જુન્નેર, કન્હેરી ઇ. સ્થળોના શિલાલેખ ઉભા કરાવવાના પ્રસંગો સાંપડયા હોય એમ ધારી શકાય. વિશેષ અધ્યયનથી એમ સમજાયું છે કે, જુન્નેર અને તેની આસપાસનો પ્રદેશ જીતવા માટે નહપાણના સમયે આંધ્રપતિઓ સાથે જે યુદ્ધ ખેલાયાં છે, તે રાજપાટનું સ્થાન પ્રાપ્ત કરવા કે તેવાં અન્ય રાજકીય કારણસર નહોતાં જ; કેમકે (૧) તે સમયે જમીન મેળવવાનો લોભ એટલા બધા પ્રમાણમાં કે રણસંગ્રામ કરી મનુષ્યસંહાર વાળવા માટે ઉપયુક્ત થયો નહોતો (૨) વળી તે પ્રદેશમાં આંધ્રપતિઓનું રાજપાટ નહોતું. તેટલા માટે માનવું રહે છે કે ત્યાંથી તેને ખસેડીને કયારનુંએ પૂર્વભાગમાં, કૃષ્ણા ઉર્ફે બેન્ના નદીના, કટક એટલે પાણીથી વર્તુલાકારે ઘેરાઇ જતા એવા, બેન્નાકટક પ્રદેશમાં લઈ જવામાં આવ્યું હતું. નહપાણની લડાઇનો સમય ઈ. સ. પૂ. ૧૧૪ના અરસાનો છે જ્યારે બેન્નાકટક પ્રદેશમાં રાજધાની તો ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરીણના જ સમયે કે તેના અને રાણીનાગનિકાના પુત્ર મલ્લિકશ્રી શાતકરણિના સમયે એટલે કે ઇ. સ. પૂ. ૪૧૪ થી ૩૬૦ સુધીના અરસામાં લઇ જવામાં આવી છે. તે પ્રદેશમાંથી તે રાજાના સિક્કાઓ[૧૦] પણ મળી આવે છે, જો આ પ્રમાણે જ સ્થિતિ હોય તો આંધ્રપતિઓ સાથેના નહપાણના યુદ્ધોને રાજકીય સ્વરૂપ આપી શકાય નહીં. તેમજ

---

(૯) રાણીશ્રી બળશ્રીએ પોતે કોતરાવેલ શિલાલેખમાં, પોતાના કુળને લાગેલ કલંક તેણીના પુત્રે ધોઇ નાંખ્યાનું જણાવ્યું છે તે આ હઠી જવાના પ્રસંગને મનાવાયો છે.

(૧૦) C. A. I by Cunningham pp. 108:—So far as my experience goes, all the coins of Andhras are found in Eastern India, round about Amravati, while all the "Bow and Arrow" coins come from Western India =મારો અનુભવ એમ કહે છે કે, આંધ્રવંશી સિક્કાઓ પૂર્વ હિંદમાં અમરાવતીની આસપાસથી મળી આવ્યા છે જ્યારે તીરકામઠાંવાળા સર્વ સિક્કાઓ પશ્ચિમ હિંદમાંથી મળી આવ્યા છે: આ કથનથી નીચેની હકીકતો સાબિત થઇ જાય છે.

રાણીશ્રી બળશ્રીએ શિલાલેખમાં કોતરાવેલ પોતાના કુળને લાગેલ કલંકને તેના પુત્ર ગૌતમીપુત્ર શાતકરણિએ ધોઈ નાંખ્યાના પ્રસંગને જે રાજકીય રંગે રંગ્યો છે તે પણ વાસ્તવિક નથી. ( સરખાવો પંચમ પરિચ્છેદે શિલાલેખ નં. ૧૪ ની હકીકત). પરન્તુ જેમ સમ્રાટ પ્રિયદર્શિને પોતે ધાર્મિક કારણસર શિલાલેખો કોતરાવ્યાનું પુરવાર થઈ ગયું છે, તેમજ ચષ્ટણવંશી ક્ષત્રપો જે પ્રમાણે જસદણ, મુળવાસર અને જુનાગઢ મુકામે (જુઓ પરિચ્છેદે છઠ્ઠા શિલાલેખો નં. ૩૮ થી ૪૨ ) સ્વધર્મનાં તીર્થસ્થળો પ્રત્યે પ્રેમભાવ બતાવી-ત્યાં ધાર્મિક કાર્યો કર્યાના ઉલ્લેખ કરતા ગયા છે, તેમ પ્રિયદર્શિન અને રૂદ્રદામનના સમયની મધ્ય ગાળે થયેલા એવા આંધ્રપતિ અને નહપાણવચ્ચેનાં યુદ્ધના કારણમાં પણ, રાજદ્વારી કરતાં ધાર્મિક કારણ હોવાની ગંધ હોવાનું વિશેષ મનાય છે જે આગળના પંચમ પરિચ્છેદે શિલાલેખ નં. ૧૩ના વર્ણનથી અને તેની ટીકાઓમાં આપેલ સ્પષ્ટિકરણથી સાબિત થઈ જાય છે. મતલબ કે, તેમના તે સમયના યુદ્ધમાં રાજકીય હેતુ નહોતા; તેથી રાજપાટ છોડવું પડયાને અને કલંક લાગ્યાની હકીકતને સંબંધ નથી; તેજ પ્રમાણે જુન્નેરઉપર રાજનગરના સ્થાન તરીકે કોઈ સમયે પસંદગી ઉતરી પડી હોય એમ પણ માનવાને કારણ નથી.

નિર્દિષ્ટ કરેલ છ સ્થાનમાંથી બાકી રહેતા વરંગુળ અને અમરાવતીનો હવે વિચાર કરીએ-પુ. ૧ માં ૧૧ આપણે જોઈ ગયા છીએ કે જ્યાં કૃષ્ણાનદી બંગાળ ઉપસાગરને મળે છે ત્યાં તેના મુખથી-લગભગ ૨૫ માઈલ ઉપર અને જ્યાં હાલ બેઝવાડા નામનું ગામ આવેલું છે ત્યાંથી—આગળ, પ્રાચીન સમયે વાણિજ્યમાં મોટું ધીકતું એક બંદર આવેલું હતું. કૃષ્ણા નદીનું બીજું નામ વેણા-બેન્ના છે, અને તેના તટ પ્રદેશમાં આ નગર આવેલું હોવાથી તેનું નામ બેન્નાતટનગર પડયું હતું. તેમજ તેની આસપાસનો પ્રદેશ આ બેન્નાનદીના જળથી સંતોષાતો રહેતો હોઈ તે ભૂમિને બેન્નાકટકના નામે ઓળખવામાં આવતી હતી; વળી ત્યાંની જમીન અતિ ફળદ્રુપ હોઈને ધન, ધાન્યના ભંડારરૂપ હોવાથી તેને ધનકટક-ધાન્યકટકનો પ્રદેશ પણ કહેવામાં આવતો હતો. ઉપરાંત આ ધાન્ય કટકના પ્રદેશમાંથી અત્યારે ખોદકામ કરતાં જે મઠ -વિહાર અને ચૈત્યોનાં અવશેષો મળી આવતાં રહ્યાં છે તે ઉપરથી તે સ્થાનઉપર પ્રાચીન સમયે કોઈ મોટીનગરી આવી રહી હોવી જોઇએ તેની ખાત્રી પણ મળતી જાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, ખોદકામથી મળેલાં અવશેષો પણ આપણા અનુમાનને સમર્થન આપતાં જણાય છે. મગધપતિ બિંબિસાર પોતે ગાદીએ આવ્યો તે પૂર્વે બેન્નાતટનગરમાં જ બે ત્રણ વર્ષે (ઈ. સ. પૂ. ૫૮૨-૩) કુમારાવસ્થામાં આવીને રહ્યો હતો, તેમજ કલિંગપતિ સમ્રાટ ખારવેલે પોતાના રાજ્યકાલે ૧૩ મા વર્ષે=(ઈ. સ. પૂ. ૪૧૬) મહાવિજય[૧૨] નામે પ્રાસાદ ૩૫ લાખનો દ્રવ્ય ખર્ચ કરીને બંધાવ્યો હતો (જુઓ. પુ, ૪માં તેનું વૃત્તાંત). તે ઉપરથી ફલિત થાય છે કે ઈ.સ.પૂ.ની છઠ્ઠી અને પાંચમી સદીમાં બેન્નાતટનગર તેની જાહોજલાલીની પરિકાષ્ટા ભોગવી રહ્યું હતું. તેમ આંધ્રપતિઓનો-બીજાથી સોળમા સુધીનો-સમય ઈ. સ. પૂ. ૪૧૫ થી ઈ. સ. પૂ. ૫૦ સુધીનો નોંધાયો છે. વળી ખારવેલના રાજ્યનો અંત

(૧) અમરાવતી શહેર પૂર્વહિંદમાં આવ્યું છે, નહીં કે મધ્યપ્રાંતમાં કે વરાડમાં.

(૨) આંધ્રવંશના આદિ પુરૂષ કે જેણે તીરકામઠાનું ચિન્હ વાપર્યું છે તેનું રાજ્ય કેવળ પશ્ચિમ હિંદમાંજ મર્યાદિત થઈ રહ્યું હતું.

(૩) આદિપુરૂષના પછીના રાજાઓએ તે ચિન્હનો ત્યાગ કર્યો હતો અને તેમના સિક્કાઓ પૂર્વહિંદમાંથી સઘળા મળી આવે છે એટલે તેમનું રાજપાટ અમરાવતી નગરની આસપાસના પ્રદેશમાં થયું હતું.

વિશેષ હકીકત માટે આજ પારિગ્રાફે આગળ જુઓ.

(૧૧) જુઓ મજકુર પુસ્તક પૃ. ૧૬૨ તથા ટીકા નં. ૩૭.

(૧૨) કો. આં. રે.માં આપેલું ૪૫ શિલાલેખનું વર્ણન આપણે પરિચ્છેદ પાંચમામાં ઉતાર્યું છે તે વાંચો એટલે ખાત્રી થશે-વસિષ્ઠીપુત્ર સ્વામિ શ્રી પુલુમાવી records a gift to the Amravati Tope ( line 2; મહાચૈત્ય = the great chaitya ).

ઈ. સ. પૂ. ૩૯૨માં અને તેના વંશનો અંત ઈ. સ. પૂ. ૩૬૦ આસપાસમાં આવ્યો છે. તેથી માનવાને કારણ મળે છે કે તે બેની વચ્ચેના ૩૦–૩૨ વર્ષના ગાળામાં જ તે પ્રદેશ ઉપર મૌર્યવંશી સમ્રાટોની સત્તા સ્થપાઈ હતી. પરંતુ જ્યારે સમ્રાટ બિંદુસારના રાજ્યકાળે ઈ. સ. પૂર્વે ૩૪૭ ની આસપાસ બળવા જગાવીને દક્ષિણહિંદની અનેક સત્તાઓ સ્વતંત્ર થઈ બેઠી હતી તે અરસામાં દક્ષિણના આંધ્રપતિઓએ પોતાના રાજ્યનો વિસ્તાર અતિ વિપુલપણે વિસ્તારી મૂકયો હતો અને આવડા મોટા વિસ્તારવંત સામ્રાજ્ય ઉપર હકુમત ભોગવવાને ઠેઠ પશ્ચિમના ભાગમાં–પૈઠમાં—રાજગાદી રાખવા કરતાં, પૂર્વના ભાગમાં તેવું જ કોઇ જબરદસ્ત મોટું, વેપારમાં આગળ પડતું, ખીલતું અને સર્વ પ્રકારની અનુકૂળતાવાળું નગર મળી આવતું હોય તો ત્યાં રાજગાદી ફેરવી નાંખે, અથવા તો વર્ષનો અમુક કાળ ત્યાં બેઠક રાખે તો તે તદ્દન યોગ્ય કહેવાય. એટલે સાબિત થાય છે કે, આંધ્રપતિઓની રાજધાની તરીકે અમરાવતીનું જે નામ લેવાયું છે તે. વરાડ પ્રાંતમાં આવેલું વર્તમાન અમરાવતી નહી[૧૩] પણ બેઝવાડા નજીક જે અમરાવતી[૧૪] નામનું ગામડું આવેલું છે તે અને તેની આસપાસનો પ્રદેશ, જે પ્રાચીન સમયે બેન્નાકટક ( વર્ણન માટે પુ. ૧, પૃ. ૧૫૦–૬૨ જુઓ) કહેવાતો તથા જેનું મુખ્ય શહેર બેન્નાતટનગર હતું તે પ્રદેશ ગણાતો હતો. વળી આ પ્રદેશમાંથી અનેક આંધ્રપતિઓના સિક્કાઓ મળી આવે છે તે હકીકતથી પણ આપણા આ વર્ણનને પ્રમાણિક ટેકો મળતો રહે છે એમ નિર્વિવાદિતપણે કહી શકાશે. મિ. વી. એસ. બખલે નામના વિદ્વાને જ. બોં. બ્રૅં. રૉ. એ. સો. સન ૧૯૨૮ ( નવી આવૃત્તિ) પુ. ૩માં શતવહન વંશની હકીકતને લગતો લગભગ ૫૦ પૃષ્ઠનો એક મોટો લેખ લખ્યો છે. તેમાં તેમણે જી. જે. ડુબ્રેવિલ નામના વિદ્વાને લખેલ એન્શન્ટ હિસ્ટરી ઓફ ધી ડેક્કન નામે પુસ્તકનો મત ટાંકી બતાવ્યો છે કે G. J. Dubrevil remarks in his Ancient History of the Deccan. "When the Kshaharatas occupied North Deccan, the capital of the Satavahanas was probably Amaravati on the lower course of the Krishna=ક્ષહરાટોએ જ્યારે દક્ષિણ હિંદનો ઉત્તર ભાગ જીતી લીધો હતો ત્યારે શતવહનવંશી રાજાઓની રાજગાદી, સોવસા કૃષ્ણા નદીના મુખ પાસે આવેલી અમરાવતી નગરી હતી". એટલે કે મી. ડુબ્રેવીલના મત પ્રમાણે નહપાણ ક્ષહરાટે અને તેના જમાઈ રૂષભદત્ત તથા મહાઅમાત્ય અયમે શતવહન વંશીઓને હરાવ્યા હતા તે બાદ, આ શતવહન રાજાઓનું રાજપાટ અમરાવતી નગરે લઈ જવામાં આવ્યું હતું. અને આ અમરાવતીનું સ્થાન કૃષ્ણા (બેન્ના) નદીના મુખની લગભગ આવેલું છે. ડૉ. ભાઉ દાજી (જ. બોં. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૮, પૃ. ૨૩૯) જણાવે છે કે, Padumavi is called Naravara—swami (a new king) & he has also the title of the swami of Bennakataka...Bennakataka is I (Dr. Daji) believe identical with Warrangul, the capital of the Teligana or Andhra = પદુમાવીને નરવર–સ્વામી ( નવો ભૂપતિ ) તરીકે ઓળખાવાય છે. વળી તેને બેન્નાકટકના સ્વામિનું બિરૂદ પણ મળેલ છે–મારી (ડૉ. દાજી) ધારણા પ્રમાણે તેલીંગણ અથવા આંધ્રની રાજધાની વરંગુલ (જે કહેવાય છે) તે જ બેન્નાકટક છે.

વળી જનરલ કનિંગહામ પોતાના કોઇન્સ ઓફ ઇન્ડિયા નામે પુસ્તકમાં પૃ. ૧૦૮ ઉપર લખે છે કે, All the coins of Andhras are found in Eastern India round about Amravati while all the Bow and Arrow coins

(૧૩) ઉપર ટીકા નં. ૧૦માં ટાંકેલું સર કનિંગહામનું કોઈન્સ ઓફ ઇન્ડિયાના પૃ. ૧૦૮વાળું વાક્ય જુઓ.

(૧૪) જુઓ નીચેનો પારિગ્રાફ તથા ઉપરની ટીકા નં. ૧૨ સરખાવો.

come from Western India=આંધ્રપતિઓના સર્વ સિક્કાઓ પૂર્વહિંદમાં અમરાવતીની આસપાસમાંથી જ મળી આવે છે જ્યારે તીર અને કામઠાવાળા સઘળા સિક્કાઓ પશ્ચિમ હિંદમાંથી મળી આવે છે." આમાંના બીજા શબ્દો ઉપર ટીકા કરવાનો અવકાશ નથી. પરંતુ એટલું સાફ જણાય છે કે અમરાવતી નગર હિંદના પૂર્વ ભાગમાં આવ્યું છે અને ત્યાં આગળથી આંધ્રપતિઓના સિક્કા મળી આવે છે એટલે આ નગર તેમના રાજઅમલમાં મહત્ત્વનો ભાગ ભજવી રહ્યું હતું.

આ કથનથી અમરાવતીના સ્થાન સંબંધી આપણી માન્યતાને સમર્થન મળતું કહી શકાશે. પરંતુ તે કેટલો કાળ સુધી રાજનગર તરીકે ટકી રહેવા પામ્યું હતું તેના સમય પરત્વેનો જ તફાવત છે. તેમના મત પ્રમાણે નહપાણના સમય બાદ એટલે ઈ. સ. પૂ. ૧૧૪ના અરસામાં અમરાવતી નગરે રાજગાદી લઈ જવામાં આવી હતી જ્યારે આપણા મતે મહાનંદના સમયે ઈ. સ. પૂ. ૪૧૫ના અરસામાં કે છેવટે સમ્રાટ બિંદુસારના રાજ્ય અમલે ઈ. સ. પૂ. ૩૪૭ની આસપાસના સમયથી તેમની ગાદી આ સ્થાને આવ્યાનું સમજાયું છે. આ બે માન્યતામાં કઈ વિશેષ વજનદાર છે તે વિષય અત્યારે અસ્થાને છે. પરંતુ આગળ ઉપર, આંધ્રપતિઓનું વૃત્તાંત લખતી વખતે તેની ચર્ચા જરૂર કરવામાં આવશે.

હવે સવાલ એ રહે છે કે, વરંગુલ રાજનગર હતું કે અમરાવતી ઉર્ફે બેન્નાતટનગર રાજપાટ હતું. બન્નેનાં સ્થાન જોતાં બન્ને તે કાર્ય માટે લાયક છે. વરંગુલની તરફેણ કે વિરૂદ્ધ જનારી કોઈ દલીલ કે પુરાવા અમારી પાસે નથી એટલે તે બાબતમાં વિશેષ બોલવા જેવું રહેતું નથી.

વિજયનગર બાબતમાં જણાવવાનું કે, આંધ્ર સામ્રાજ્યની જ્યારથી પડતી આવવા માંડી હતી-- એટલે કે અવંતિપતિ ચષ્ઠણ અને તેના પૌત્ર રૂદ્રદામને આ આંધ્રપતિઓ પાસેથી દક્ષિણનો ઘણો ભાગ જીતી લીધો હતો ત્યારથી, એટલેકે તે વંશના સત્તાવીશમાં નૃપતિ પુલોમાવી ત્રીજાના સમયથી અને ઈ. સ. ૧૪૩ બાદ, તેઓને હઠી જઈ તુંગભદ્રાનદીની આસપાસ વસવાની જરૂર પડી હતી, તે સમયે ત્યાં રાજગાદીની સ્થાપના કરવી પડી હતી.

આખી ચર્ચાનો સાર એ થયો કે, આંધ્રપતિના લગભગ ૭૦૦ વર્ષ જેટલા દીર્ઘ રાજઅમલમાં, ગાદીનાં સ્થાન તરીકે મુખ્યપણે ત્રણ સ્થાને જ હિસ્સો પુરાવ્યો છે. શરૂઆતમાં પૈંઠ (પૈઠણ), તે બાદ વરંગુલ-અમરાવતી, અને છેવટે વિજયનગર; તેમાં પૈંઠ અને અમરાવતીએ સામ્રાજ્યની જાહોજલાલીના પલટા પ્રમાણે રાજપાટનું સ્વરૂપ પણ બદલાવ્યા કર્યું હશે તેવું સમજાય છે, જ્યારે વિજયનગરે તો માત્ર આથમતી દશામાં જ પોતાનું જીવન પૂરૂં કર્યું લાગે છે.

**રાજાઓની ઓળખમાં પડતી મુશ્કેલીઓ વિશે**

ભારતીય ઇતિહાસના પટ પર અનેક રાજવંશીઓ થઈ ગયા છે. પરંતુ આ શતવહનવંશીઓમાંનો કયો રાજા કેટલામો હશે અને તેને અને બીજાને શો સંબંધ હશે તે શોધી કાઢવું જેટલું મુશ્કેલ બની રહ્યું છે તેટલું કોઈ અન્યવંશી રાજાઓના સંબંધમાં બન્યું નથી. તેનાં બે ત્રણ મુખ્ય કારણો છે. એક તો આ રાજાઓએ જે જે શિલાલેખો કોતરાવ્યા છે કે સિક્કાઓ બનાવરાવ્યા છે તેમાં સર્વેએ પોતાનું વ્યક્તિયુક્ત નામ જ આપેલ નથી. જ્યાં જુઓ ત્યાં, પોતાની જનેતાના ગોત્રની જ માત્ર ઓળખ આપીને અને બહુ તો તે સાથે પોતાના વંશની ઓળખ જે શતવહન કે શાતકરણિ તરીકે નોંધાઈ છે તે શબ્દના નામનો ઉલ્લેખ કરી બતાવીને આપી છે; જેમકે ગૌતમીપુત્ર યજ્ઞશ્રી, વશિષ્ઠપુત્ર યજ્ઞશ્રી, ઈ. ઈ. અથવા તેથી વિશેષ ઓળખ કયાંક અપાઇ હોય તો ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણી; જ્યારે રડયાખડયા એકાદ બે કિસ્સામાં તેઓએ પોતાની ઓળખ આપવા માટે કોઈક પ્રકારનું ઉપનામ કે બિરૂદ જોડી બતાવ્યું છે; જેમકે વિલિવયકુરસ અને પુલુમાવી શાતકરણિ. પરંતુ વાચકવૃંદ સમજી શકશે કે, ૩૫-૪૦ જેટલાં પુરૂષોને આવાં સામાન્ય વિશેષણો કે શબ્દો વડે એકબીજાથી નિશ્ચયપણે પારખી કાઢવા અતિકઠિન કાર્ય છે. આ

પ્રમાણેની ઓળખપ્રથામાં, મુશ્કેલીનું એક મુખ્ય કારણ છે. બીજું કારણ, તેમના સમસમયી જે અન્ય વ્યક્તિઓ અન્ય પ્રદેશ ઉપર રાજકર્તા હોવાનું જણાવાયું છે તેમના સમય પરત્વે કાંઈ નિશ્ચિત થઈ શકાયું નથી; તે છે; જેમકે નહપાણ, રૂષભદેવ વગેરેએ જે શાતકરણી સાથે યુદ્ધ ખેલ્યાં છે તેમના સમયનો આંક ૪૦ થી ૪૬ માત્ર જણાવાયો છે. પરંતુ તે કયો સંવત છે તેનું ધોરણ નક્કી કરાયું નથી. કલ્પનાથી ગોઠવી લીધું છે કે તે શકનો સંવત હશે જેથી તેને ઈ. સ. ૭૮+૪૦=ઈ. સ. ૧૧૮ ના અરસાનો ગણી કાઢયો છે. જ્યારે ખરી રીતે તેનો સમય (જુઓ પુ. ૩ માં નહપાણનું વૃત્તાંત) ઈ. સ. પૂ. ૧૧૪ છે એટલે કે, કલ્પનાથી ગોઠવેલ સમય કરતાં લગભગ **સવાબસો અઢીસો વર્ષ પૂર્વેનો** છે. તે જ પ્રમાણે ચષ્ઠણ અને ખારવેલના સમય પરત્વે બન્યું છે. ચષ્ઠણ સાથે જોડાયલ આંક ૪૨-૫૨ અને તેના પૌત્ર રૂદ્રદામન સાથેનો આંક ૭૨ છે. તેને પણ શક સંવત માની લઈ ૭૮+૪૨=ઈ. સ. ૧૨૦ નો કાળ હોવાની ગણત્રી કરાવાઈ છે, જ્યારે ખરી રીતે તેનો સમય ૧૦૩+૪૨= ઈ. સ. ૧૪૫ નો છે (જુઓ પુ. ૪). તેવી જ રીતે ખારવેલની બાબતમાં પણ બનવા પામ્યું છે. તે તો બૃહસ્પતિમિત્ર અને રાજા શ્રીમુખનો સમકાલીન હોવા છતાં, આ બૃહસ્પતિમિત્રની ઓળખનો કયાંય પત્તો ન લાગવાથી, બૃહસ્પતિ તે પુષ્યનક્ષત્રનું બીજું નામ છે, માટે બૃહસ્પતિમિત્ર તે પુષ્યમિત્ર છે એમ ઠરાવી, શુંગવંશી પુષ્યમિત્રનો સમય જે ઈ. સ. પૂ. ૧૮૦ આસપાસનો છે, તે આ ખારવેલનો અને શ્રીમુખનો ઠરાવાયો છે. પરંતુ આ કલ્પના કેટલે દરજ્જે ભ્રમણાજનક છે તે પુષ્યમિત્ર (જુઓ પુ. ૩) અને ખારવેલનાં વૃત્તાંતે (જુઓ પૃ. ૪) આપણે સાબિત કરી બતાવ્યું છે. મતલબ કે ખારવેલનો સમય ઈ. સ. પૂ. ૪૨૯નો છે. આ ઉપરથી જણાશે કે તેના સમયની બાબતમાં પણ લગભગ અઢીસો વર્ષની ભૂલ કરવામાં આવી છે. આ પ્રમાણે મુશ્કેલીનું બીજું કારણ થયું. ત્યારે ત્રીજું કારણ શિલાલેખોના ઉકેલમાં થતી ગલતીનું છે. આ કારણ સ્વભાવિક છે. પરંતુ કેટલીક વખત તો ઉકેલ લગભગ બરાબર હોવા છતાં, તેનું જોડાણ કરવામાં આગળ પાછળનો સંબંધ વિચારાયા વિના જ ચોકઠું બેસારી દેવાયું હોય છે. જેમકે રૂદ્રદામને પોતાની પુત્રીને શાતકરણી રાજાને પરણાવી હતી. આ વાત કેવી રીતે મૂળમાં પાયા વિનાની જ હોઈને હાસ્યાસ્પદ બની રહેલ છે તે આપણે પુ. ૪ પૃ. ૨૧૨-૧૩ માં સમજાવી ગયા છીએ તથા પરિચ્છેદ ૫માં લેખ નં. ૧૭ માં સમજાવાશે એટલે વિશેષ વિવેચનની અત્ર જરૂર રહેતી નથી.

ઉપર પ્રમાણે મુખ્ય લેખી શકાય તેવાં ત્રણ કારણોમાંનું એકાદ, તો તે વંશના રાજાઓએ જ પૂરેપૂરૂં સ્પષ્ટીકરણ કરી બતાવેલું નહીં હોવાને પરિણામે બનવા પામ્યું છે, જ્યારે બીજાં બે, ન્યૂનાધિકપણે સંશોધન કરતાં આપણે બતાવેલી ઉતાવળને લીધે તેમજ વૈદિક અને બૌદ્ધ સાહિત્યનો જ આધાર લઈને આપણે આગળ વધ્યે ગયા છીએ પરંતુ તે સમયનું ત્રીજું સાહિત્ય—જૈન હતું તેની કેવળ અવગણના જ કરી રહ્યા છીએ તેને લીધે બનવા પામ્યાં છે. આ કથનની સત્યતા તે રાજાઓનાં સિક્કાચિત્રો ઉપરથી આપણને મળી આવે છે. જેમકે વહુસતશ્રી શાતકરણી, વિલિવયકુર શાતકરણી, માઢરીપુત્ર શાતકરણી, ચૂટકાનંદ અને મૂળાનંદ ઈ. ના સિક્કાઓ જોતાંવેંત તેમને પ્રાચીન સમયના હોવાનું દેખાય છે છતાં કલ્પી કાઢેલ સમયની ગણત્રી સાથે મેળવવા જતાં તે સર્વ અસંગત જણાયું છે. પરંતુ જૈન સાહિત્યની મદદ લેવાથી અમે તો કેવળ ઇતિહાસકાર અને લેખક તરીકેની નિષ્પક્ષવૃત્તિથી જ કામ લીધે ગયા છીએ, છતાં પૂર્વબદ્ધ વિચારોના અભ્યાસીઓને પોતાના પૂર્વગ્રહ હોવાને બદલે તેમાં જૈનધર્મ પ્રત્યે અમારૂં પક્ષપાતપણું દેખાયું છે. જે સ્થિતિ સાબિત થાય તે ખરી અમને તે માટે અફસોસ કે દિલગીરી ઉપજતી નથી. અમારે તો ફરજ જ બજાવ્યે જવાની છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે સર્વ કથનને ચારે તરફથી વિચારી જોતાં જે અમુક અનુમાન ઉપર અત્યારે અવાય છે તે ભલે અત્યારની સ્થિતિમાં અનુમાન રૂપે જ ગણાતો રહે છતાં કાળ ગયે તે નિશ્ચયરૂપે અને ખરી હકીકત

રૂપે જ ટકી રહેશે એમ અમારૂં અંતઃકરણ કહે છે.

ઉપરના પારિગ્રાફમાં જણાવાયું છે કે, શાતકરણી રાજાઓએ પોતાને મુખ્યપણે માતૃગોત્રથી ઓળખાવેલ હોવાથી તેમને એકબીજાથી તારવી કાઢવામાં આપણને ઘણી મુશ્કેલીઓ અનુભવવી પડે છે. છતાં તેમાંથી જો અમુક સિદ્ધાંત ઉપજાવી કઢાય અને તે સિદ્ધાંતને આશ્રયીને કામ લેવામાં આવે તો, માતૃગોત્રની ઓળખ પણ કેટલેક અંશે આપણને આપણા કાર્યમાં મદદરૂપ નીવડી શકે એમ દેખાઇ આવ્યા વિના રહેતું નથી. અત્ર તે કેવી રીતે બનવા પામ્યું છે તે હકીકત, જ્યારે ગોત્રનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે ત્યારે સાથે સાથે અત્યારે, વિચારી લઈએ.

**માતૃગોત્રની ઓળખથી મળેલી સહાય**

જેમ વર્તમાનકાળે બનતું આવે છે તેમ પ્રાચીન સમયે પણ એ નિયમ પળાતો હતો એમ સ્પષ્ટ થાય છે, કે એક પુરૂષ પોતાના ગોત્રની કન્યા સાથે લગ્ન-ગ્રન્થીથી જોડાતો નહીં. એટલે કે વસિષ્ઠગોત્રી પુરૂષ હોય તે વસિષ્ઠગોત્રી કન્યાને પરણતો નહીં; જેથી તે રાણીના પેટે થયેલ સંતાન પોતાને વસિષ્ઠપુત્ર કહી ન જ શકે. મતલબ એ થઇ કે પિતા અને પુત્ર જો પોતાને માતૃગોત્રની ઓળખ આપીને સંબોધવા ઇચ્છતા હોય તો તે બન્ને મોટેભાગે એક જ ગોત્ર સંભવી ન શકે. એટલે કે જો પિતા વસિષ્ઠપુત્ર હોય તો તેનો પુત્ર બનતાં સુધી વસિષ્ઠપુત્ર સિવાયનો જ હોઇ શકે, પછી ભલે તે ગૌતમીપુત્ર હોય કે માઢરીપુત્ર હોય તેનો બાધ આવી શકતો નથી. આ એક સિદ્ધાંત થયો.

આ સિદ્ધાતને લક્ષમાં રાખીને કેટલીયે સ્થિતિનો ઉકેલ[૧૫] લાવી શકાયો છે. જેમકે,—એમ કહેવાયું છે કે (પંચમ પરિચ્છેદે લેખ નં. ૧નું વર્ણન) રાણી નાગનિકાનો પતિ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી હતો અને આ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીના કાકાનું નામ કૃષ્ણ હતું કે જેણે રાણી નાગનિકા પાસેથી–તેણીના સગીર પુત્ર તરફથી જ્યારે તે રાજ ચલાવી રહી હતી ત્યારે–રાજ્ય ખૂંચવી લઇને પોતે ગાદીપતિ બની બેઠો હતો. આ હકીકતથી સ્પષ્ટ થયું કે, યજ્ઞશ્રી જ્યારે ગૌતમીપુત્ર છે ત્યારે તેનો પિતા જેનું નામ રાજા શ્રીમુખ છે તે તથા તેનો કાકો અને શ્રીમુખનો ભાઈ રાજાશ્રીકૃષ્ણ, ગૌતમીપુત્ર ન જ હોઈ શકે. તેમજ રાણી નાગનિકાનો પુત્ર વદ્દસતશ્રી પણ ગૌતમીપુત્ર ન જ હોઈ શકે, અને આ રાજા શ્રીકૃષ્ણ તથા વદ્દસતશ્રી પોતાને (જુઓ તેમના સિક્કાઓ પુ. ૨) વસિષ્ઠપુત્ર તરીકે જણાવે છે એટલે આપણા સિદ્ધાંતને અનુસરીને તે વાજબી ઠરે છે. આ જ નિયમાનુસાર નિકટસમયી ગૌતમીપુત્રોનો અને વસિષ્ઠપુત્રોનો સગપણ સંબંધ જોડી કાઢવામાં આપણે ફળીભૂત થઈ શકીએ એવી આશા ઉદ્‌ભવે છે. અને કહેતાં ખુશી ઉપજે છે કે તે પ્રમાણે વર્તવાથી અનેક ઠેકાણે ગૂચનો નિકાલ કરી શકાયો પણ છે જ. તેનાં દૃષ્ટાંતોમાં નં. ૧૬, ૧૭ તથા ૧૮ રાજાઓનો, તેમજ નં. ૨૪ અને ૨૬મા રાજાઓનો પરસ્પર સંબંધ અને તેમના રાજ્યાનુશાસનનો અનુક્રમ ગોઠવવામાં થઈ પડેલ અનુકૂળતા કહી શકાશે.

**ધાર્મિક ક્રાંતિ**

ઉપરમાં જોઈ ગયા છીએ કે, આ વંશનો સ્થાપક રાજા શ્રીમુખ, તે મગધપતિ નંદબાજાની શુદ્રાણી પેટે જન્મેલ પુત્ર હતો. પરન્તુ રાજદ્વારી કારણસર તેનો મગધપતિ થવાનો હક્ક છીનવી લેવાતાં રૂસણા લઈ તે પોતાના નાનાભાઈ ને લઇને દક્ષિણ તરફ ચાલી નીકળ્યો હતો. નંદવંશી રાજાઓ જૈન-મતાનુયાયી હતા એટલે આ શ્રીમુખ પણ તે જ ધર્મ પાળતા હોય એમ માની લેવામાં કાંઇ અયુક્ત કહેવાશે નહિ. વળી તેના સિક્કાચિહ્ન ઉપરથી સાબિત થાય છે કે તે જૈનધર્મ જ પાળતા હતો. આ પ્રમાણે એક સ્થિતિ થઈ. વળી પૌરાણિક ગ્રંથોના આધારે જાણવામાં આવે છે કે, આ વંશના અમુક રાજાઓના (જુઓ

(૧૫) પુ. ૨ પૃ. ૧૨ ટીકા નં. ૪૩ માં બુદ્ધ ભગવાન ને ગૌતમબુદ્ધ શામાટે કહેવામાં આવ્યા છે તેને લગતો પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે તેની સરખામણી કરો.

નં. ૭નું વૃત્તાંત) સમયે, જ્યારે મહાભાષ્યકાર પતંજલી મહાશય થયા હતા ત્યારે તેઓ વૈદિક મતાનુયાયી થયા હતા; તેમજ બીજી હકીકત એમ પણ જાહેર થઈ છે કે, ઉપરના બનાવ બન્યા પછી કેટલેક કાળે આ શાતવહનવંશમાં એક રાજા થયો હતો કે જેણે વૈદિક ધર્મ અંગીકાર કરી, શકશાલિવાહન નામનો સંવત પ્રવર્તાવવા માંડયો હતો, આ હકીકત જો યથાર્થ હોય તો—જો કે આ રાજાઓના સિક્કાઓ જે જે પ્રકાશમાં આવ્યા છે તથા તેમનો ઉકેલ જે પ્રકારે કરી શકાયો છે, કે કરી શકીએ છીએ તે જોતાં, તેને પુષ્ટિ મળતી હોય એવું દેખાતું નથી છતાં પૌરાણિક ગ્રંથોમાં વર્ણવાયલી અનેક ઐતિહાસિક બિનાઓ સત્ય હોવાનું આપણે વારંવાર જોતા અને પુરવાર કરતા આવ્યા છીએ, તે સ્થિતિ લક્ષમાં લેતાં, આ ધર્મ પલટાની હકીકતને પણ સત્ય ન હોવાનું માનવાને કારણ નથી. એટલે—જરૂર માનવું જ રહે છે કે, આ રાજાઓએ પોતાનો બાપીકો ધર્મ જૈન સંપ્રદાયનો હતો તેમાં બે વખત પલટો કર્યો હતો. એક પતંજલી ભગવાનના સમયે અને બીજો શકપ્રવર્તક રાજા શાલિવાહનના સમયે; અત્ર આપણે હવે એ તપાસવું રહે છે કે, આ પ્રમાણે સ્થિતિ કેમ થવા પામી હતી.

મળી આવતા સિક્કાઓના આધારે આંધ્રભૃત્યા કોણ અને સ્વતંત્રપણે વર્તતા આંધ્રપતિ કોણ તે દર્શાવનારો જે કોઠો આપણે પૃ. ૬૬ ઉપર જોડયો છે તેથી જોઈ શકીએ છીએ કે, પ્રથમના સાત રાજાઓમાંથી, પહેલો, બીજો, અને પાંચમો-એ ત્રણ રાજા પોતાના આખાયે રાજઅમલ દરમિયાન તદ્દન સ્વતંત્ર જ હતા જ્યારે બાકીના ચાર-ત્રીજો, ચોથો, છઠ્ઠો અને સાતમો—થોડો વખત સ્વતંત્ર અને થોડો વખત માંડળિકપણે રહ્યા છે; અને જે માંડળિકપણું તેમને શિરે ચોંટયું છે તે પણ મગધપતિ નંદવંશીઓનું અને મૌર્યવંશીઓનું. આ બન્ને વંશના સમ્રાટો પણ જૈનધર્મિજ હતા, એટલે માંડળિકોને પોતાના સાર્વભૌમરાજાઓનો ધર્મ સ્વીકારવો પડતો હતો અથવા સ્વીકારવો પડે તેવો નિયમ કબૂલ રાખીએ તો પણ તેઓને સ્વીકૃત ધર્મનો પલટો કરવાની જરૂર પડી નહિ હતી એ પુરવાર થઈ જાય છે. મતલબ એ થઈ કે, પ્રથમના સાતે રાજા જૈનધર્માનુયાયી જ હતા એટલે આ સાતમા રાજાના સમયે જ્યારે ભગવાન પતંજલીનો ઉદય થયો છે ત્યારે જ તેણે ધર્મનો પલટો કર્યો હતો એમ માની લેવું રહે છે. તે માટે નીચે પ્રમાણે સંયોગો વર્તતા હોવાનું કલ્પી શકાય છે.

આ સાતમા આંધ્રપતિના જીવન વૃતાંતથી (જુઓ આગળ ઉપર) સાબીત થાય છે કે તે અતિ વિચિક્ષણ સ્વભાવનો અને મહત્વાકાંક્ષા ધરાવતો રાજવી હતો. વળી બહુ જ નાની વયે ગાદી પ્રાપ્ત થવાથી લગભગ ૫૫-૫૬ વર્ષ પર્યંત રાજ્ય ભોગવવા તે ભાગ્યશાળી થયો છે. આ વચ્ચેના ગાળામાં, તેની જુવાનીનો કાળ, કે જે વખતે મનુષ્યને સામાન્યપણે ઉન્માદનું ઘેન ચડી આવે છે તેવો ગદ્ધાપચીસીનો સમય, તેને મગધપતિ સમ્રાટ પ્રિયદર્શિનના માંડળિકપણામાં ગાળવો પડયો હતો. સમ્રાટ પ્રિયદર્શિને ઉભા કરાવેલ શિલાલેખોથી સુવિદિત થાય છે કે, પોતાની હકુમતના સર્વ પ્રદેશની રૈયત, સ્વધર્મનાં વિધિવિધાનો અને અનુષ્ઠાનો કોઈ પણ જાતના અંતરાય વિના પાળતી રહે તેની ખાસ કાળજી તેણે બતાવ્યા કરી છે; એટલું જ નહિ, પરંતુ જે કોઈ ધર્મપલટો કરી પોતાના જૈનધર્મમાં આવવા તત્પર હોય તેને આસ્તે આસ્તે તે ધર્મમાં દૃઢ કરવાને, પ્રયત્ન આદરી ધર્મસહિષ્ણુતા પણ બતાવી છે. એટલે પ્રિયદર્શિનનું મરણ થતાં સુધી—આ સમયે સાતમા આંધ્રપતિને ગાદીએ આવ્યાં ૪૫ વર્ષ વીતી ગયાં હતાં, ત્યાંસુધી શાતકરણી રાજાને ધર્મ સંબંધમાં ઊંચા નીચા થવાને કાંઈ કારણ મળ્યું નહોતું. પરન્તુ તેની સાહસિક વૃત્તિને લીધે, મનમાં એવા વિચાર આવ્યા કરતા હતા કે, શું મહારાજા પ્રિયદર્શિન પ્રજાવાત્સલ્ય બતાવી ધર્મસહિષ્ણુતાથી કામ લઇને સર્વ પ્રજાને પોતાના ધર્મમાં લઈ શકે છે, તે સિવાય પ્રજાને રંજીત કરવાના અન્ય રસ્તા નહીં જ હોય ? તેમજ શું આ એકલા જૈનધર્મમાં જ તેવી શક્તિ ભરેલી છે અને બીજા ધર્મમાં તેવું કાંઇ નહિ હોય ? આ પ્રમાણેના વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. આ સમયે સમસ્ત ભારતવર્ષમાં બે જ ધર્મનો પ્રચાર

થઇ રહ્યો હતો, એક જૈન અને બીજો વૈદિક. ત્રીજો બૌદ્ધધર્મ હતો ખરો, પરન્તુ તેના અનુયાયી બહુ જુજ હતા[૧૬], કેમકે સમ્રાટ બિંદુસારના સમય સુધી રાજધર્મ જૈન હતો. પણ તેની પાછળ અશોકવર્ધન ગાદીએ આવતાં, તેણે બાપીકો ધર્મ બદલીને બૌદ્ધ-ધર્મ અંગીકાર કર્યો હતો, એટલે તેના રાજ અમલ દરમ્યાન જ માત્ર બૌદ્ધધર્મનો પ્રચાર ઠીકઠીક થવા પામ્યો હતો. પરંતુ તેના મરણ બાદ પ્રિયદર્શિને ગાદીએ બેસીને પાછા પોતાના વંશપરંપરાના જૈનધર્મની એટલી તો મોટા પ્રમાણમાં ઉદ્‌ઘોષણા ગજાવી મૂકી હતી કે, બૌદ્ધમત તો શું, પણ પ્રાચીન સમયથી ચાલ્યો આવતો વૈદિકમત પણ એકવાર તો શૂન્યવત[૧૭] બની ગયો હતો. તેમાં પણ બૌદ્ધમતને, રાણી તિષ્યરક્ષિતાના કલુષિત અને કલંકિત જીવનથી જે ફટકો પડયો હતો તે, પ્રજાના મનમાં તાજો રમી રહ્યો હતો એટલે તેના ધર્માચાર્યોએ મોટાભાગે ભારતદેશને થોડા સમય માટે તો રામરામ જ કરવા પડયા હતા. જેથી રાજા શાતકરણીને પોતાની ધર્મા-કાંક્ષાને સતેજ કરી પોષવી રહેતી જ હોય તો કેવળ વૈદિક મત તરફ જ નજર દોડાવવાનું રહેતું હતું. આ ધર્મપ્રચારના પ્રયોગ આદરવામાં અને તેને સાંગોપાંગ ઉતરવામાં જો કોઇ ધર્મોપદેશકની સહાય લેવી પડે તો તે પોતે પણ કોઈ રીતે ગાંજયો ન જાય તેવો, તેમજ પડખે ઉભા રહેનારનું વહાણ ભરદરિયે ઝૂકાવી મૂકી દઇ રખડાવી મૂકે તેવો, પણ ન જ હોવો જોઇએ. આવા પ્રકારની એક વ્યક્તિ તેના રાજ્યમાંથી તેને સાંપડી ગઈ. આ વ્યક્તિનું નામ ઇતિહાસમાં મહા-ભાષ્યકાર ભગવાન પતંજલી તરીકે જ અમરપણે નોંધાઇ ગયું છે. આ પ્રમાણે સોનું અને સુગંધ મળ્યાં તો ખરાં, પણ જ્યાં સુધી પ્રયોગ કરવાનો યોગ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી વિચારી રાખેલા અનેક પ્રયત્નો વિશે નિષ્ફળતાનાં વાદળો પણ ચડી આવે. આ અરસામાં મહારાજ પ્રિયદર્શિનનું મરણ નીપજ્યું (ઈ. સ. પૂ. ૨૩૬) અને આંધ્રપતિ શાતકરણીને સર્વ દરવાજા મોકળા થયા. તેણે પતંજલી મહાશયને રાજપુરોહિતપદે સ્થાપી દીધા અને તેમની સહાયથી વૈદિકમતનો પ્રચાર દક્ષિણ હિંદમાં-પોતાની રૈયતમાં એકદમ કરવા માંડ્યો. સાથે સાથે તે ધર્મનાં અનુષ્ઠાનોને પણ રાજદરબારમાં બડી ધામધૂમથી કરાવવા લાગ્યો. તેમનું પ્રથમ કાર્ય અશ્વમેધયજ્ઞ કરવાનું હતું કે જેથી દેશપરદેશમાં પોતાની કીર્તિ પ્રસરે તેમજ પોતે ચક્રવર્તી જેવો પ્રબળ પ્રતાપી છે તેની ઉદ્‌ઘોષણા પણ થઈ જાય. આથી કરીને અશ્વમેધયજ્ઞ કે જેમાં અનેક પશુઓનાં જીવનનાં બલિદાન દેવાય છે તેવી પ્રાણીહિંસા, જે ઈ. સ. પૂ. ૬૦૦ના સૈકામાં બ્રાહ્મણપંડિતો સકળહિંદમાં સર્વ પ્રદેશના ક્ષત્રિય રાજાઓ પાસે વિજયપ્રાપ્તિના પ્રસંગોએ મુખ્યપણે કરાવતા હતા અને જેની કમકમાટી વર્ણવી જાય તેવી ન હોવાથી, શ્રીમહાવીર અને શ્રીબુદ્ધદેવ નામે બે ધર્મપ્રવર્તકોએ તે યજ્ઞો બંધ કરાવવા માટે પોતાનું આખું જીવન તનતોડ મહેનત કરી કમરકસી સુયશ મેળવ્યો હતો, તે બંધ પડેલ યજ્ઞો પાછા રહી રહીને સાડાત્રણસો વર્ષે સજીવન થવા પામ્યા હતા. આ પ્રમાણે તે પોતાની હકુમતમાં-દક્ષિણ હિંદમાં છૂટે હાથે અને બેધડકપણે વૈદિકમતનો પ્રચાર કર્યે જતો હતો તેટલામાં ઉત્તર હિંદમાં પણ તેને માટે અનુકૂળ ક્ષેત્ર ઉઘડી પડયું.

મહારાજા પ્રિયદર્શિનની પાછળ તેનો જ્યેષ્ઠ પુત્ર વૃષભસેન અવંતિપતિ થયો હતો. તેણે પોતાના પિતાના રાજઅમલ દરમિયાન, હિંદની પશ્ચિમે આવેલ અફગાનિસ્તાન અને બલુચિસ્તાનવાળા પ્રાંત ઉપર

(૧૬) અર્વાચીન ઇતિહાસકારોની જે એમ માન્યતા બંધાઈ છે કે બૌદ્ધધર્મ જ પ્રચલિતપણે વિસ્તર્યો હતો તે ભૂલ છે; કેમકે તેમનું જે મંતવ્ય બંધાયું છે તે સમ્રાટ અશોકના શિલાલેખો અને તેમાંથી નિષ્કર્ષીને આળેખેલ તેના જીવનવૃત્તાંત ઉપરથી; પણ જ્યારે તે શિલાલેખો સમ્રાટ પ્રિયદર્શિન ઉર્ફે રાજા સંપ્રતિના અને જૈનધર્મના હોવાનું સાબિત થઈ રહે છે, ત્યારે તે સર્વ માન્યતાનો પલટો જ કરવો પડશે. આથી કરીને બૌદ્ધધર્મના જુજ અનુયાયી હતા તેવા શબ્દો અત્યારે લખવા પડયા છે. વળી નીચેની ટીકા નં. ૧૭નું લખાણ તથા પુ. ૪, પૃ. ૧૫૭માં હિં. હિ. ૭૦૨-૩ વાળું આપેલું અવતરણ સરખાવો.

(૧૭) ઉપરની ટીકા નં. ૧૬ વાંચો.

સૂબાપણે વહીવટ ચલાવ્યો હતો (જુઓ પુ. ૩). ત્યાંની પ્રજા સાથેના સહવાસમાં ઘણા વર્ષો ગાળેલ હોવાથી તે જલદ પ્રકૃતિનો અને ઉગ્ર સ્વભાવનો બની ગયો હતો. એટલે ગાદીએ બેસતાં વેંત, પોતાના પિતાની માફક પોતાની પ્રજાને ધર્મના અંકુશ તળે રાખવાની અને તેમનો ચાહ મેળવવાની ઉત્કંઠા અને ઉલટમાં તેણે ધર્માંધપણું ધારણ કરી લીધું હતું અને રાજ-સત્તાનો ઉપયોગ કરી ત્રાસ વર્તાવવા પણ માંડયો હતો. જેથી પ્રજા ઉશ્કેરાઇ ગઇ હતી. બીજી બાજુ તેના ભાઈભાંડુઓમાં અને કુટુંબીઓમાં પણ તેના સ્વભાવને લીધે વિખવાદે પ્રવેશ કર્યો હતો જેના પરિણામે તેમનામાં તીવ્ર કુસંપ જામી ગયો હતો અને જેમ જેમ તક મળતી ગઇ તેમ તેમ તેઓ પોતાની સત્તા તળેના મુલકો પચાવી સ્વતંત્ર થવા મંડયા હતા. આમ બેવડી ત્રેવડી ક્ષતિ લાગુ પડવાથી, જે મૌર્યન સામ્રાજ્યની મહારાજા પ્રિયદર્શિનના સમયે હાકલ વાગી રહી હતી તેજ સામ્રાજ્યની કેવળ પાંચ સાત વર્ષની અવધિમાં એકદમ પડતી દશા આવી ગઇ. પ્રાસંગિક રીતે પ્રાપ્ત થયેલ આવી સોનેરી તકનો લાભ રાજા શાતકરણીએ તરત જ લીધો અને અવંતિ ઉપર ચઢાઈ કરી. રાજા વૃષભસેન મરાયો. તેની જગ્યાએ તેના ભાઈને ગાદીએ બેસારી, જે અવંતિનો પોતે માંડળિક હતો તે જ અવંતિપતિને પોતાનો માંડળિક બનાવ્યો.[૧૮] આ પણ સમયની એક બલીહારી અને વિચિત્રતા જ કહેવાય ને! વળી તે અવંતિપતિ આધો પાછો થઇ માથું ઉચકવા જેવું ન કરે માટે, પોતાના સાગરિત અને ધર્માનુયાયી પુષ્યમિત્ર નામના બ્રાહ્મણને,[૧૯] અવંતિના સૈન્યપતિ તરીકે નિયત કરતો આવ્યો. ઉપરાંત સર્વની ટોચે ચડે તેવું બીજું કાર્ય એ કર્યું કે, અવંતિમાં જ તેણે બીજો અશ્વમેધ યજ્ઞ કર્યો[૨૦] તથા તે સ્થાને એક વિજય-સ્તંભ ઉભો કરી તે સઘળું ખર્ચ ત્યાંની પ્રજા પાસેથી વસુલ કર્યું.[૨૧] આ પ્રમાણે પોતાના સ્વભાવનું કહો, કે ધર્માભિમાનનું કહો, કે પોતે જે પ્રયોગ આદર્યો હતો તેની સફળતાની ખુમારીનું કહો, પણ તેનું દિગ્દર્શન સર્વપ્રજાને કરાવ્યું. તે બાદ પોતાના જીવતરને ધન્ય માનતો પુલકિત હૃદયે, અને ઉછળતી છાતીએ, અભિમાનપૂર્વક સ્વદેશ તરફ પાછો વળ્યો હતો. પરંતુ વર્ષ દોઢ વર્ષમાં જ પોતે કાળના મુખમાં ઝડપાઇને અદૃશ્ય થઇ ગયો.

આ પ્રકારે પ્રથમ ધર્મક્રાંતિનો આરંભ સાતમા રાજાના અધિકારે થયો હતો. આદર્યાં અધૂરાં કેમ રખાય; ને રહે તો તેટલો કાચો કહેવાય ને! રાજા શાતકરણિ જે પોતાના જમણા હાથ સમાન હતો તેના મરણથી પુરોહિત પંતજલી પોતે એકલવાયા જેવા થઈ ગયા, પરંતુ ઉપરોક્ત ઉક્તિ અનુસાર હિંમત હારે તેવા નહોતા. એટલે તેમણે બીજા રાજાને સહાયક તરીકે ધારવાની વિચારણા કરવા માંડી. આવો રાજા, શાતકરણીના ગાદી વારસ કરતાં તેમના

(૧૮) આ સમય સુધી અકેંદ્રિત ભાવનાનું પ્રાબલ્ય ચાલતું હતું એમ સમજાય છે. નહીં તો તેણે પોતાના સામ્રાજ્યમાં તે મૂલક ભેળવી લીધો હોત.

(૧૯) પુષ્પમિત્રનું જન્મસ્થાન જે દક્ષિણ હિંદમાં પતંજલી મહાશયના જન્મસ્થાનવાળા અને પૈઠણ પાસેના ગોદાવરી નદીના મુળ તરીકે ગણાતા પ્રદેશમાં ગણાય છે તે વસ્તુ આ હકીકતની ખાત્રી આપે છે. આથી સિદ્ધ થાય છે કે; વૈદિકમતનો પુનરૂદ્ધાર ગોદાવરી નદીના પ્રદેશમાંથી થયો છે.

આ પ્રદેશને દક્ષિણગૌડ-ગોડ-ગોનર્દ કહે છે. જ્યારે બિહારમાં આવેલ પાલવંશી રાજાઓના મુલકને પૂર્વગૌડ કહેવાય છે (જુઓ પુ. ૨. પૃ. ૭૨ની હકીકત).

(૨૦) C.H.I. pp. 530-1:...Twice it appears had Satkarni proclaimed his suzerainty by the performance of the horse-sacrifice; and on one of these occasions at least, the victory thus celebrated must have been at the expense of the Sungas=સમજાય છે કે આ અશ્વમેધ યજ્ઞ કરીને શાતકરણીએ બે વખત પોતાનું સાર્વભૌમપણું જાહેર કર્યું હતું: અને તેમાંથી કમતીમાં કમતી એક વખતે તો સર્વ ખર્ચ શુંગવંશ પાસેથી લીધું દેખાય છે. [ અમારૂં ટિપ્પણ-ખરી રીતે શુંગવંશી તો કેવળ કરતા કારવતી જ વ્યક્તિ હતી બાકી રાજકરતા તો મૌર્યવંશી જ હતા.]

(૨૧) આ હકીકતની પ્રતીતિ તે વિજયસ્તંભના શિલા-લેખ ઉપરથી મળે છે.

મનથી અવંતિનો સેનાપતિ પુષ્યમિત્ર વધારે કિંમતી લાગ્યો. બે કારણથી, એક તો સૈન્યપતિ એટલે સત્તાધિકારથી કામ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તે કાર્ય પણ કરી શકે અને બીજું એ કે, અવંતિનું સ્થાન તે સમયે હિંદના સાર્વભૌમત્વનું શિરોમણી ગણાતું. વળી પુષ્યમિત્ર પોતાના બાળસખા જેવો હતો, એટલે પતંજલી મહાશયે સ્થાનાંતર કરી પ્રતિષ્ઠાનપુરથી અવંતિમાં નિવાસસ્થાન સ્થાપ્યું. ક્રમેક્રમે પુષ્યમિત્ર, તેના પુત્ર અગ્નિમિત્ર અને પતંજલીની ત્રિપુટીએ, મૌર્યવંશી નામધારી સમ્રાટો ઉપર કાબૂ મેળવી, રાજસૂત્રો હાથ કરી, તેના અંતીમ રાજા બૃહદ્રથનું કેવી રીતે કાસળ કાઢી નાંખ્યું તે સર્વ જાણીતી વાત છે (જુઓ પુ. ૩, પ્રથમ પરિચ્છેદ). તે બાદ બે અશ્વમેધ કરવામાં આવ્યા હતા (આ બધા માટે પુ. ૩માં અગ્નિમિત્રનું વૃત્તાંત જુઓ). આ પ્રમાણે પ્રથમ ધર્મક્રાંતિનું સ્વરૂપ જાણવું.

પ્રથમની ધર્મક્રાન્તિનો આરંભ દક્ષિણ હિંદમાં શાતકરણિ રાજાના સમયે થયો હતો પરંતુ તેનો પ્રચાર, વિસ્તાર, સ્થિતિ અને પુરબહાર તો શુંગવંશી અમલ તળે અવંતિના પ્રદેશમાં જ થયો હતો એમ કહી શકાશે. આપણે જોઇ ગયા છીએ કે, પુષ્યમિત્ર અને પતંજલિ બન્નેનાં જન્મસ્થાન દક્ષિણ હિંદમાં હતાં પરંતુ સંયોગવશાત્ ઉત્તર હિંદમાં તેમનું સ્થાનાંતર થયું હતું જ્યારે તેમની લાગવગ તથા સગપણ સંબંધ ( પુ. ૩. પૃ. ૧૦૯ની હકીકત ) દક્ષિણમાંના હોઇને વૈદિકધર્મનો પ્રચાર ત્યાં પણ ચાલુ જ રહ્યો હતો. તેમ શાતકરણી સાતમો રાજા પોતે વૈદિકમતાનુયાયી થયા-બાદ તેના વંશજો પણ તે જ ધર્મમાં રક્ત થઈ ગયા હતા એટલે ત્યાંની પ્રજામાં તે ધર્મનાં મૂળ કેટલીક પેઢી સુધી ઊંડાં જવાં પામ્યાં હતાં; આ પ્રમાણે એક સ્થિતિ થઈ. બીજી બાજુ એમ જણાયું છે કે, (જુઓ પૃ. ૩૯ ઉપરની નામાવલી) આ વંશના ૨૪ મા રાજા (બીજી ગણત્રીએ ૨૬મા રાજા) ગૌતમીપુત્ર શાતકરણીએ વૈદિકમત અંગીકાર કરી પોતાનો શક પ્રવર્તાવ્યો હતો (આગળ ઉપર તેનું વૃત્તાંત જુઓ), એટલે એમ સાબિત થાય છે કે, આ શતવહનવંશી રાજાઓ જે મૂળે જૈનધર્મી હતા, તેમના સાતમા રાજાએ ધર્મપલટો કરી વૈદિકમત સ્વીકાર્યો હતો. તેમાં પાછો ફેરફાર થઇને વચ્ચગાળાના જે ૧૭ રાજા થયા હતા. (૨૬–૭=૧૯ અને બીજી ગણત્રીએ ૨૩–૭=૧૬) તેમાંના કોઈકથી પાછો જૈનધર્મ સ્વીકારી લેવાયો હતો. આ ફેરફાર કયારે, કોના વખતમાં અને શા કારણે થવા પામ્યો હતો તે આપણે તપાસવું રહે છે.

પુ. ૩ પૃ. ૧૧૩–૧૪માં શુંગવંશી રાજા બળમિત્ર ભાનુમિત્રનું જીવનવૃત્તાંત લખતાં જણાવ્યું છે કે તેનો ભાણેજ બળભાનુ જે વૈદિકમતાનુયાયી હતો તેને તેના સંસારી પક્ષે થતા મામા એવા કાલિકસુરિ[૨૨] કે જેઓ જૈનના એક મહાયુગ પ્રધાન જેવા હતા, તેમણે સ્વહસ્તે દીક્ષા આપી જૈનમુનિ બનાવ્યા હતા. આ કૃત્યથી રાજા ભાનુમિત્રે પોતાના મામા કાલિકસૂરિ ઉપર ખૂબ ક્રોધિત થઈને, વર્ષાઋતુનું ચાતુર્માસ હોવા છતાં, તેમને તે સમયે અવંતિ પ્રદેશની હદ છોડી દેવાનો હુકમ ફરમાવ્યો હતો. જેથી આ જૈનાચાર્યે દક્ષિણના પ્રતિષ્ઠાનપૂરે જઈ સ્થિતિ કરી હતી. જે સમય ત્યાં રહ્યા તે દરમ્યાન, પોતાની વિદ્વતાથી તથા અનેક સદ્ગુણોથી ત્યાંના રાજા પ્રજાનાં મન આકર્ષી લીધાં હતાં અને તેમને જૈનધર્મી બનાવ્યાં

---

(૨૨) આ કાલિકસૂરિની પટ્ટાવળી જૈનમતમાં નીચે પ્રમાણે નીકળે છે.

શ્રીમહાવીરની (૯) મીપાટે આર્ય મહાગિરિ અને (૧૦) મીપાટે આર્ય સુહસ્તિજી (જે સમ્રાટ પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિના ધર્મગુરૂ હતા). મ. સં. ૨૪૬ થી ૨૯૨, ઇ. સ. પૂ. ૨૮૧થી ૨૩૫ સુધી=૪૬ વરસ.

તેમનામાંથી જુદી શાખામાં (૧૧) ગુણસુંદરસુરિ મ. સં. ૨૯૧–૩૩૫ ઇ. સ. પૂ. (૨૩૬-૧૯૨)=૪૪

(૧૨) કાલિકસૂરિ ઉર્ફે શ્યામાચાર્ય મ. સં. ૩૩૫થી ૩૭૬=૪૧ વર્ષ (ઇ. સ. પૂ. ૧૯૨થી ૧૫૧)

કેટલાકના મતે મ. સં.૩૮૬ અને ૩૯૬ સુધી તેમનો સમય ગણાય છે.

હતાં. આ હકીકત જૈનસાહિત્યમાં ખૂબ જાણીતી છે. તેનો સમય[૨૩] મ. સં. ૩૭૫=ઈ. સ. પૂ. ૧૫૨ ગણાય છે. તે સમયે (પૃ. ૪૦ની નામાવળી જોતાં) આંક નં. અગિયારવાળા પૈઠણપતિ મેઘસ્વાતિ પહેલાની આણ વર્તી રહી હતી. એટલે ફળીતાર્થ એ થયો કે નં. ૭ થી નં. ૧૧વાળા રાજાના સમયસુધી શાતવહનવંશી રાજાઓ વૈદિકમતાનુયાયી બની રહ્યા હતા. અને આ અગિયારમા રાજાથી માંડીને ૨૩ મા રાજા ગૌતમીપુત્ર શાતકરણીએ પાછો જ્યારથી વૈદિકમત સ્વીકારી શક પ્રવર્તાવ્યો, ત્યાંસુધીના બાર રાજાઓએ જૈનધર્મ પાળ્યો હતો એમ સ્વીકારવું પડશે. આ સ્થિતિ તેમના સિક્કાઓ (જુઓ પુ. ૨ માં સિક્કાચિત્રો) ઉપરથી સાબીત થાય છે તેમજ તેમના જીવનવૃત્તાંત (જુઓ આગળ) ઉપરથી પણ સ્પષ્ટ થાય છે. એટલે તે પ્રમાણે સત્ય વસ્તુસ્થિતિ પ્રવર્તમાન હતી એમ કબુલ રાખવું પડે છે.

નં. ૨૩વાળા શિવસ્વાતિ શાતકરણીના સમયે જે ધાર્મિક ક્રાંતિ પાછી થવા પામી હતી અને રાજધર્મ તરીકે વૈદિકમતનો સ્વીકાર થયો હતો, તે સારીએ ઘટના તે વિભૂતિના વર્ણને લખાવાનું વધારે યોગ્ય હોઇને અત્ર આપણે મુલતવી રાખીશું. માત્ર એટલું જ જણાવવું જરૂરી છે કે નં. ૨૩ વાળાના અધિકારથી વૈદિકમતને જે સ્થાન મળ્યું હતું તે, આ વંશના અંત સુધી ચાલુ રહેવા પામ્યું હતું.

આખી ચર્ચાનો સાર એ થયો કે વંશની આદિથી નં. ૭ સુધી એટલે ઈ. સ. પૂ. ૪૨૭થી ૨૩૦=એ સદીના રાજ્યકાળ સુધી જૈનધર્મને રાજ્યધર્મ તરીકે સ્વીકારાયો હતો. તે બાદ નં. ૧૦ સુધી વૈદિકધર્મનું જોર જામ્યું હતું. પાછું નં. ૧૧ થી નં. ૨૨ સુધી આશરે ઈ. સ. પૂ. ૧૬૦થી ઈ. સ. ૭૮ સુધીના સવાબસો વર્ષ જૈનધર્મ પળાવા માંડયો હતો અને નં. ૨૩ના રાજ્યઅમલે ફરીને એકવાર વૈદિકમતે પોતાની સત્તા જમાવી હતી તે અંત સુધી ચાલુ રહી હતી. આ પ્રમાણે બે વાર જૈનધર્મે અને બે વાર વૈદિકધર્મે રાજ્યધર્મ તરીકે જાહોજલાલી ભોગવી લીધી છે, જ્યારે સમયની ગણત્રીએ આખા શાતવહનવંશના ૬૭૫ વર્ષના ગાળામાંથી (ઈ. સ. પૂ. ૪૨૭થી ઈ. સ. ૨૬૧ સુધીના)-જૈનધર્મે બન્ને વખત મળીને લગભગ ૪૨૫ વર્ષનું અને બાકીના ૨૫૦ વર્ષ સુધીનું વૈદિકધર્મે માન ભોગવ્યું કહી શકાય.

**ધર્મક્રાંતિનું પરિણામ**

આગળના પારિગ્રાફમાં જોઈ ગયા પ્રમાણે આ ધર્મક્રાંતિનો ઉદ્ભવ જોકે દક્ષિણ હિંદમાં અને રાજા શાતકરણીના અધિકારપ્રદેશમાં થયો હતો. પરંતુ તેના ઉત્પાદકોનાં સ્થળાંતર, લાગવગ, સત્તાધિકાર અને કુટુંબ સંબંધને લીધે ઉત્તરહિંદમાં પણ તેનો પ્રવેશ થવા પામ્યો હતો. તેમજ દક્ષિણહિંદ અને ઉત્તરહિંદના રાજકર્તાના આ બંને વંશોની સત્તા એટલા બહોળા પ્રમાણમાં ફરી વળી હતી કે તેનાં પરિણામ સારાયે ભારતવર્ષને શોષવાં પડયાં હતાં. એટલે આ ક્રાંતિના પરિણામના વર્ણનને આલેખવાનો અવકાશ ભારતદેશના ઇતિહાસમાં અનેક ઠેકાણે મળી રહે છતાં તેનો ઉદ્ભવ દક્ષિણમાં થયેલ હોવાથી તે દક્ષિણ પ્રદેશ ઉપર સત્તા ભોગવતા રાજ્યના અધિકાર સમયે જ તેનું આલેખન યોગ્ય કહેવાય. તે ગણીએ અત્રે તેનું વર્ણન આપીશું.

સામાન્ય સમજી શકાય તેવું છે કે, જ્યારે ધર્મક્રાંતિ થાય છે ત્યારે, પૂર્વે થયેલી સત્તાએ ધર્મનાં જે જે સ્મારકો—નાનાં યા મોટાં, પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ ઉભાં કર્યાં હોય છે તે સર્વેને અથવા તો તેમાંના મોટાભાગને નવી જમાવતી સત્તા ભાંગી તોડી વિકૃત કરી નાંખે છે અથવા બને તો તેનો વિનાશ કરી નિર્મૂળ કરવા સુધી પણ તૈયાર થઇ જાય છે. આ સિદ્ધાંતાનુસાર, જ્યારે ક્રાંતિનો સમય આવ્યો છે ત્યારે એટલે કે નં. ૭ ના, નં. ૧૧ ના, અને નં. ૨૩ ના રાજ્ય અમલે, ઉપર જણાવેલા પ્રકારે, ધર્મસ્મારકોને સહન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો એમ સ્વીકારી લેવું પડશે. જ્યાં

(૨૩) જુઓ ઉપરની ટી. નં. ૨૨

સુધી આખાયે વંશના ઈતિહાસ ઉપર અંધકારના પડળ પથરાઇ રહ્યાં હતાં ત્યાંસુધી તો કોઈ પ્રકારની સ્થિતિ જાણવામાં આવી શકી નહોતી. પરન્તુ જેમ જેમ ઉકેલ થતો જાય છે ને પ્રકાશ પડતો જાય છે તેમ તેમ તે વખતની સ્થિતિનું ભાન થતું દેખાય છે. નં. ૭ ના સમયે કેવી સ્થિતિ થવા પામી હતી તેનો કાંઇક ખ્યાલ અમને સાંપડેલ છે એટલે અત્રે તેનું જ વર્ણન આપવામાં આવશે. બાકીના બે પ્રસંગોનું બ્યાન આપવાનું કાર્ય સંશોધક વિદ્વાનો ઉપર છોડીશું.

આદિ રાજા શ્રીમુખથી માંડીને છઠ્ઠાના અંતસુધી જૈનધર્મ જ રાજધર્મ હતો એમ તેઓના સીક્કા ઉપરથી સ્પષ્ટ થાય છે. તેમજ સાતમાના ૫૬ વર્ષ જેટલા લાંબા કાળમાંથી પ્રથમના ૪૫ વર્ષ કે જ્યાં સુધી, સમ્રાટ પ્રિયદર્શિનના ખંડિયા તરીકે તે હતો ત્યાંસુધી, તેણે પણ જૈનધર્મનું વધતે ઓછે અંશે પાલન કર્યું હોય એમ સંભવે છે (જુઓ પુ. ૨માં સિક્કો, આ. નં. ૬૨) ત્યાર પછી તેને ધર્મપલટો કરવાનું શું કારણ મળ્યું હશે તેનો પત્તો લાગતો નથી. બનવા જોગ છે કે, જ્યારથી તેણે ધૌલી–જાગૌડાના શિલાલેખવાળા સ્થાને કલિંગની ભૂમિ ઉપર સમ્રાટ પ્રિયદર્શિનના હાથે હાર ખાધી અને તેના જેવા જૈનધર્મના પ્રખર હિમાયતી અને અજોડ સમ્રાટના હાથે જ સ્વસૈન્યની ખાનાખરાબી[૨૪] થતી દેખી, ત્યારથી રાજા શાતકરણિના મનમાં ઠસી ગયું હશે કે હિંસા અને અહિંસાની ફીલસુફી તો, માત્ર સ્વાર્થ ન સધાયો હોય ત્યાંસુધી જ કામ કરતી લાગે છે. બાકી રાજકારણમાં તેને બહુ સ્થાન લાગતું નથી. આવા વિચારોને તેની મહત્વાકાંક્ષારૂપી સ્વભાવિકવૃત્તિએ અને ઉછરતી વયમાં વ્યવહારના અનુભવપણાની ખામીએ, વારિસિંચન પણ કદાચ કર્યું હશે. પરન્તુ પોતે પરાજિત થયલ હોવાથી અને દિવસાનુદિવસ વધારે ને વધારે સત્તાશીલ બન્યે જતા પ્રિયદર્શિનની સામે ફરીને હથિયાર ઉપાડવા જેવી સ્થિતિમાં ન હોવાથી મૂંગે મોઢે પરાધીન અવસ્થા નિભાવ્યે જતો હતો. જેવું સમ્રાટનું મરણ થયું કે તેના સ્વભાવે માજા મૂકી અને તે ખરા સ્વરૂપે પ્રગટી નીકળ્યો. તે તેણે સ્વદેશે કરેલ પ્રથમ અશ્વમેધથી અને ત્યારબાદ કરેલ અવંતિ ઉપરની ચડાઈથી તથા ત્યાં કરેલ બીજા અશ્વમેધ યજ્ઞ ઈ. છ. કાર્યથી પ્રત્યક્ષ થાય છે. પરંતુ વિશેષ સ્વરૂપમાં તે કાંઇ કરે તે પૂર્વે તેને પોતાની રાજધાનીમાં પાછું ફરવું પડયું હતું ને તેવામાં તો તે મરણ પણ પામી ગયો. વળી તેના મરણ પછી ભગવાન પતંજલીએ અવન્તિમાં સ્થાનાંતર કર્યું હતું એટલે ધર્મક્રાંતિ કરવાનું બીડું શુંગવંશી સમ્રાટોએ જ ઝડપી લીધું હોય એમ દેખાય છે.

શુંગવંશી અમલ અવન્તિમાં થયો તે પૂર્વે મૌર્યવંશી સમ્રાટ પ્રિયદર્શિને જૈનધર્મના દ્યોતકરૂપ, અનેક કાર્યો કરાવ્યાં હતાં તે આપણે પુ. ૨માં તેનું વૃત્તાંત લખતાં જણાવી ગયા છીએ. તેમાં મુખ્યપણે શિલાલેખો, સ્તંભલેખો, સ્તૂપો, પ્રચંડકાય મૂર્તિઓ, જૈનમંદિરો, ઉપાશ્રયો, અને જાતજાતની મૂર્તિઓ ગણી શકાશે. આ કાર્યમાં પણ મુખ્ય વાંધારૂપ તો મૂર્તિ અને મંદિરો જ ગણાય કેમકે જો તેમનું અસ્તિત્વ રહેવા દેવામાં આવે તો, તે ભવિષ્યની પ્રજાને દોરવણીરૂપ થઇ પડે. એટલે શુંગવંશી રાજાઓના અમલમાં, તેમાં યે મુખ્યત્વે કરીને સમ્રાટ અગ્નિમિત્રે પોતાની સત્તાના પ્રદેશમાં, જ્યાં જ્યાં આ વસ્તુઓ જોઈ ત્યાં ત્યાં તેનો નાશ કરવાનું મુનાસબ ધાર્યું. અને મંદિરોને તોડી નાંખી જરૂર જણાયા પ્રમાણે તેનાં થોડાંક અવશેષો સ્વધર્મનાં દેવાલયો બાંધવાના ઉપયોગમાં પણ લીધાં. ઉપરાંત જે મૂર્તિઓ હતી તેને સ્થાનભ્રષ્ટ અને ખંડિત કરી આમ તેમ ચારે તરફ રઝળતી રખડતી નાંખી દીધી. જ્યારે જૈનપ્રજાએ સ્વધર્મ રક્ષણાર્થે મંદિરોને ઉપાડી તો ન શકાય પરન્તુ તેમાંની મૂર્તિઓને જ્યાં જ્યાં ફાવ્યું ત્યાં જમીનમાં ભંડારી દીધી અને મંદિરોને ખાલી ઉભાં રહેવાં દઈ, થતા જુલમથી બચવા માટે તે પ્રદેશની હદ છોડી હીજરત કરી વાળી. આ ઉપરથી સમજાશે કે મેવાડ અને

(૨૪) પુ. ૨માં પૃ.૩૧૨ વર્ણન જુઓ. ધૌલીજાગૌડાના શિલાલેખમાં કોતરાયેલી લડાઈનું વર્ણન તેના સાક્ષીરૂપ છે.

માળવાનો પ્રદેશ કે જે ઉપર શુંગવંશીઓની સત્તા જ જામી પડી હતી, ત્યાં કયા કારણસર કોઇ પ્રાચીન સમયના જૈનમંદિરો તેમજ અખંડિત જૈનમૂર્તિઓ મળી આવતાં નથી. પરન્તુ રાજપુતાનાનો પ્રદેશ—વર્તમાનકાળનો, જોધપુર, જેસલમીર અને બીકાનેર રાજ્યવાળો ભાગ અથવા અરવલ્લીના ડુંગરની પશ્ચિમનો ભાગ—કે જ્યાં પુષ્યમિત્ર—અગ્નિમિત્રની હકુમત નહોતી, ત્યાં હજુ પણ રાજા સંપ્રતિ—પ્રિયદર્શિનના બનાવેલ પુરાણા જૈનમંદિરોનાં દર્શન થાય છે. આ કારણને લીધે જ માળવાની ભૂમિમાં[૨૫] જ્યાં ખોદો ત્યાં અસ્તવ્યસ્ત સ્થિતિમાં અનેક ખંડિત મૂર્તિઓ મળી આવે છે. પાષાણની મૂર્તિઓમાંથી કાંઇ મળવાનું ન હોવાથી ઉપર પ્રમાણે તેની દશા કરી નાંખી હતી જ્યારે રૌપ્ય કે સુવર્ણની પ્રતિમાઓ હતી તેને ગળાવી નાખી[૨૬] તથા અન્ય કિમતી ખજાનો વેચી નાંખી દ્રવ્ય ઉપાર્જન કરી રાજકોષમાં પધરાવી દીધું હતું. આમ કરવામાં બે હેતુની સિદ્ધિ થઇ હતી; એક ધર્મસ્મારકનું અસ્તિત્વ મીટાવી નાખ્યું કહેવાય અને બીજું વારંવારના યુદ્ધ અને અશ્વમેધ યજ્ઞો કરવાથી દ્રવ્યહાની જે થઇ હતી તેની ખૂટ થોડે ઘણે અંશે પુરાઇ પણ જાય. મંદિરો અને મૂર્તિની આ દશા કરી નાંખી, પણ શિલાલેખ અને સ્તંભલેખમાંથી કાંઈ પ્રાપ્તિ થવાની ન હોવાથી તેમજ લેખમાં સામાન્ય ઉપદેશનાં તત્ત્વો જ નિર્દિષ્ટ થયેલ હોવાથી, રાજનગરની સમીપે અને પોતાની નજરની સામોસામ હોવા છતાં તેમને તેણે અણસ્પર્શ્યા રહેવા દીધા છે. છતાં સ્તંભલેખ ઉપરની સિંહાકૃતિ તો જૈનધર્મના જ ચિહ્નરૂપ હોવાથી, તેને ઉતારી લઈ ફેંકી દેવામાં આવી હતી. તેવી જ રીતે ટોપ્સ અથવા સમાધિગૃહો પણ ઉખાળીને જ્યાં સુવર્ણમુદ્રા, પતરું કે રેખ, દ્રવ્યાદિ સંગ્રહિત દેખાયું ત્યાંથી તે સર્વ ઉપાડી લીધું. આ કારણથી અવન્તિ પ્રદેશમાં આવેલ ભિલ્સા અને સાંચીના સંખ્યાબંધ સ્તૂપો લગભગ જેવી ને તેવી સ્થિતિમાં—જળવાઇ રહેલ નજરે પડે છે. પુસ્તક—ભંડારો હતા તે બાળી નાંખ્યા હોવા સંભવે છે. આ પ્રમાણે જૈનધર્મના અજીવ અથવા જડચિહ્નોની સ્થિતિ થઇ રહી હતી. જ્યારે સજીવમાં જે સાધુગણ કહેવાય છે તેમને પણ રંજાડવામાં પાછી પાની રાખી નહોતી. જેવાં રાજ્ય તરફનાં રંજાડ અને દમન દેખાવાં લાગ્યાં કે કેટલોય સાધુગણ માળવાની હદ છોડીને આસપાસના રાજપુતાના અને ગુજરાત—સૌરાષ્ટ્રનાં રાજ્યોમાં આશ્રય લેવા ઉતરી પડ્યો; અને જે સ્થિરતા કરી રહ્યો હતો તેમનો શિરચ્છેદ કરી નંખાયો એટલે સુધી કે જ્યારે રડ્યો ખડ્યો ભિક્ષુક પણ હાથ નહોતો લાગતો ત્યારે ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ શ્રમણ—સાધુનું માથું લાવી આપશે તેને સો સુવર્ણ મહોર—દિનારનું ઇનામ આપવામાં આવશે. આ કારણને લીધે રાજા સંપ્રતિ પછી લગભગ દોઢસોક વર્ષોનો[૨૭] જૈનાચાર્યનો ઇતિહાસ તદ્દન અંધકારમય[૨૮] ભાસે છે. તેમજ અન્ય પ્રદેશમાં જે ઉતરી પડયા હતા તેમાંના કેટલાયે[૨૯] શાંતિ પ્રાપ્તિના નિમિત્તે કોડ-

(૨૫) ગ્વાલીઅર રાજ્યમાં આવેલ દેવગઢ પાસેનાં અને આબુરોડનાં ખંડિયેરો આ સમય બાદના કહી સકાશે. તેનો સમય ઈ. સ. ની પાંચ, છ કે સાત સદીનો ધરાય છે.

(૨૬) પુ. ૩. પૃ. ૯૭, ૯૮.

(૨૭) જુઓ પુ ૩. પૃ. ૮૩, ૮૬ની ટીકાઓ.

(૨૮) એક સ્થિતિ યાદ આપવાની જરૂર લાગે છે કે સંપ્રતિ રાજાના સમયે, અને તેમના ધર્માચાર્ય આર્યસુહસ્તિજી તથા તેમના શિષ્ય સુપ્રતિબદ્ધના અમલના પૂર્વાર્દ્ધના સમયે, અનેક શાખા-પ્રશાખાઓ નીકળી પડેલી દેખાય છે તે ઉપરથી કોઇના મનમાં શંકા ઉદ્દભવશે કે, જ્યાં આવી સ્થિતિ પ્રવર્તી રહી હોય ત્યાં અંધકારમય ઈતિહાસને બદલે ઉજ્વળ ઇતિહાસ કેમ નથી કહેતા? તે શંકાના નિવારણમાં કહેવું પડશે કે, ઉપરના પ્રસંગો પ્રિયદર્શિનની રાજનીતિ, જે સર્વધર્મપ્રત્યે સહિષ્ણુતા દર્શાવનારી હતી તેનું સુચન કરે છે તથા પ્રિયદર્શિન અને તેના પછીના સમયના ૨૫-૩૦ વર્ષનો ચિતાર આપે છે એટલે તે વખતનો ઇતિહાસ જરૂર ઉજ્વળ છે જ. પરંતુ આપણે અંધકારમય જે કહ્યો છે તે તેની પછીનો તુરતમાં આવતો સમય ગણવાનો છે. એટલે કે પ્રિયદર્શિનના અને સુહસ્તિજીના મરણ બાદમાંજ સમજવો રહે છે.

(૨૯) આ વખતે મહાવીરની પાટે સુસ્થિત અને સુપ્રતિબદ્ધ નામના આચાર્યો હતા. તેમણે પણ આ પ્રમાણે

વાર સૂરિમંત્રની ઉપાસના સાધવા માંડી હતી. તે ઉપરથી કૌડિન્ય શાખાની ઉત્પત્તિ થઈ કહેવાય છે. એટલે આ કૌડિન્ય શબ્દ જે કેટલાક[૩૦] શિલાલેખમાં મળી આવે છે તે આ સમય બાદ લખાયો હોવો જોઈએ એમ આ ઉપરથી ફલિત થાય છે. આટલાં દમન છતાં તેને કાળજે ઠંડક વળી નહોતી. પરન્તુ એક ધમંડી પોતાની ઇચ્છા સંપૂર્ણ કરવા જતાં જેમ જેમ આવરણો અને વિઘ્નો આડે આવતાં જાય છે, તેમ તેમ "કુદરત જ તેને તેવાં કાર્યોમાંથી હાથ ઉઠાવી લઇ નિવૃત્ત થવાનું જણાવે છે" તેવો સવળો અર્થ લેવાને બદલે, જેમ તે પોતાના આરંભેલ કાર્યમાં ગાંડોતૂર બની આગળ ધપાવ્યે જાય છે તેમ આ સમયે અગ્નિમિત્રે, પ્રથમ મથુરાના પ્રદેશ ઉપર હલ્લો કરી ત્યાંનો કાળજૂનો સુવર્ણમય વોડવા સ્તૂપ[૩૧] (Vodva stupa) તથા ત્યાંનું શ્રીકૃષ્ણમંદિર[૩૨] તોડી પાડ્યાં હતાં અને ત્યાંથી ઉપડી છેવટે, પાટલીપુત્રમાં સુવર્ણની સાત ટેકરીઓ આવેલી સાંભળી તે મેળવવા અને પોતાની દ્રવ્યભૂખ સંતોષવા તે નગર તરફ ઉપડયો હતો. પરંતુ ત્યાં તેનું મરણ નીપજ્યું હતું. આ સર્વ હકીકત પુ. ૩ માં તેનું વૃત્તાંત લખતાં વર્ણવી બતાવી છે એટલે અત્રે લખવા જરૂર નથી.

પંડિત પતંજલિ તથા શુંગવંશી રાજાઓની ધર્મ ભાવનાના તીવ્ર અમલથી, ભલે જૈનધર્મને અસહ્ય રીતે ખમવું પડયું છે અને તેટલે અંશે તે સ્થિતિને તે વંશના રાજાઓની ધર્મક્રાંતિની કાળી બાજુના પરિણામરુપે ગણી શકાશે; છતાં તેનાથી બીજી અવળી એટલે તેની ઉજ્વળ બાજુ પણ છે જેનો ઉલ્લેખ પણ અહીં કરવો જ રહે છેઃ સમ્રાટ પ્રિયદર્શિનના મરણ બાદ તેના વંશજોમાં ઉભરી નીકળેલા કુસંપને લીધે, સામ્રાજ્યના ભાગલા પડી જઈ નાના નાના અધિકાર જેવા સમુહો દેખાઈ રહ્યા હતા. જેથી તે સામ્રાજ્યની પડતી દશા દેખી, અંદર અંદર લડી રહેલા તેવા નાના નાના સમુહવાળા અધિકારીઓને જીતી લઈ, પોતાની સત્તા જમાવવાના હેતુથી કેટલાય પરદેશીઓએ હિંદના વાયવ્ય ખૂણેથી હુમલા કરવા માંડયા હતા [ જુઓ પુ. ૩માં પરદેશી આક્રમણકારોનું વર્ણન, ખાસ કરીને ડિમેટ્રીઅસ અને મિનેન્ડરનું વૃત્તાંત]. આ હુમલાનો પ્રતિકાર કરીને ટકી રહેવા માટે અથવા તો હુમલાને આવતાંજ ખાળી રાખવા માટે જે કાંઈ સ્થિતિ ઉભી થવા જોઈએ તે સ્થિતિ જો ઉપજાવી હોય તો તે આ સમ્રાટ અગ્નિમિત્રની રાજ નીતિને ઉગ્ર હાથે કામ લેવાની પદ્ધતિને તથા અને પોતાને અશ્વમેધયજ્ઞ દ્વારા ચક્રવર્તી સમાનજાહેર કરવાના ધોરણને જ આભારી હતી. એટલે એક વખત તો માર-માર કરી આવતા પરદેશીઓના હુમલાને અગ્નિમિત્રે સ્તંભીત કરી દીધા જ હતા. કોઈને અવંતિના તો શું, પણ કેટલાયે માઈલોના વિસ્તાર સુધીની જમીનના પડખે પણ આવવા દીધું નહોતું. જોકે તેના મરણ બાદ પચાસેક વર્ષે તે વંશની પાછી પડતી થતાં, તે જ પરદેશીઓના હાથે ખુદ અવંતિની ગાદીનો જ અધિ-કાર હસ્તગત કરી લેવાયો હતો. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં જ પ્રજાને હરહંમેશનું જીવન શાંતિમાં પસાર કરવાનો અવસર સાંપડયો હતો. અને ધર્મક્રાંતિની અસર અદશ્ય થવા માંડી હતી.[૩૩]

ઉપરમાં વર્ણાવ્યા પ્રમાણે ઉત્તરહિંદની સ્થિતિ હતી. જ્યારે દક્ષિણહિંદમાં શું સ્થિતિ પ્રવર્તી રહી હશે તેનો ખ્યાલ પણ ટૂંકમાં જાણી લેવા જરૂર છે. સામાન્ય કલ્પના તો એમ કરી શકાય છે કે, દક્ષિણ-હિંદમાંથી જ આ ધર્મક્રાંતિનો જન્મ થયો હતો માટે ત્યાં તો ઉત્તરહિંદ કરતાં વિશેષ સ્વરૂપમાં તેનાં

---

સાધના કરી હતી જેથી તેઓ કૌડિન્ય કહેવાયા છે.

(૩૦) 'ભારહૂત સ્તૂપ'વાળું સર કનિંગહામનું પુસ્તક.

(૩૧) આ ટોપ ભાગી નાખ્યા બાદ ૬૦-૬૫ વર્ષે તેની પુનઃપ્રતિષ્ઠા તે તખતના મથુરાના મહાક્ષત્રપ રાજુવુલની પટ્ટરાણીએ કરાવી હતી. તે માટે જુઓ પુ. ૩માં તેનું વૃત્તાંત.

(૩૨) અગ્નિમિત્ર જેવા વૈદિકમતવાળાના હાથે જ્યારે આ મંદિરનો તથા જૈનધર્મનો નાશ થયો છે ત્યારે માનવું રહે છે કે આ કૃષ્ણમંદિર જૈનધર્મનુંજ મંદિર હોવું જોઇએ.

(૩૩) સરખાવો પુ. ૩માં ક્ષહરાટ નહપાણનો રાજ્ય-અમલ.

ચિહ્નો નજરે પડવાં જોઈએ, પરંતુ સ્થિતિ તેથી ઉલટી જ હતી. ત્યાં તો તદ્દન શાંતિમય જ વાતાવરણ દેખાતું હતું કેમકે શાતકરણીના મરણ પછી જે રાજાઓ ગાદીએ આવ્યા છે, તે એકરીતે તો શાંતિમય જીવન ગાળનારાજ દેખાયા છે. વળી તેઓએ વૈદિક-ધર્મ અંગીકાર કરી લીધેલ હતો એટલે અવંતિપતિ તરફની કાંઇ બીક જેવું જ નહોતું, અને બીજું વિશેષ સબળ કારણ તો એ હતું કે પતંજલિ પુરોહિત જેવો કોઈ પ્રબળપણે પ્રેરણા રેડનાર પુરુષ ત્યાં ઉદ્ભવ્યો નહોતો.

આ પ્રમાણે ધર્મક્રાંતિ વિશેનો ખ્યાલ જે મને બંધાયો હતો તેનું વિવેચન કરવામાં આવ્યું છે. હવે રાજકારણમાં શું શું ક્રાંતિ થઈ રહી હતી તેનું થોડુંક વર્ણન કરીશું. જેમ ધર્મક્ષેત્રમાં ક્રાંતિ નીપજાવવાના કોડ ભગવાન પતંજલિને જાગ્યા હતા તેમ રાજકીયક્ષેત્રે પણ જાગ્યા હતા એમ સમજાય છે. કેમકે અકેન્દ્રિત ભાવના જે અદ્યાપિ પર્યંત ચાલી આવતી હતી, અને જેને તોડી પાડવાને પંડિત ચાણકયે પણ પ્રયાસ આદરી જોયા હતા છતાં ફળીભૂત થયા નહોતા તેને જડથી ડાંભવાને અશ્વમેધયજ્ઞની પ્રથા દાખલ કરી હતી; કે જેથી સર્વ સત્તા એક સમ્રાટમાં સ્થાપિત થઇને કેન્દ્રિત ભાવનાના પરિણામરૂપ તેને ચક્રવર્તી જેવો બનાવી શકાય. પરંતુ દેખાય છે કે તેમાં, તે પહેલા ક્ષેત્રમાં જેટલા દરજ્જે ફાવ્યા હતા તેટલા અંશે આ બીજા ક્ષેત્રમાં ફાવ્યા નથી. પછી તેનું કારણ, રાજકીય ડહાપણનો અભાવ હોય કે એક વખત રાજનીતિ આદર્યા બાદ તેનું ફળ ચાખવાનો સમય આવી પહોંચે તે પૂર્વે તેમનું અવસાન થયું હતું તે હોય, કે ભાગ્યે તેમને યારી ન આપી હોય. પરંતુ સ્પષ્ટ થાય છે કે રાજ્યપ્રકરણમાં માથું મારવાને તેમણે પ્રયત્નો તો કરેલા હતા જ, જેમાંના થોડાકનો નિર્દેશ આપણે અત્ર કરીશું.

**રાજકીય ક્રાંતિ**

(૧) અશ્વમેધયજ્ઞનું પુનર્સર્જન તેમણે જે કર્યું છે–કરાવ્યું છે, તેનો આશય જ એ છે કે ગણતંત્ર રાજ્યની પદ્ધતિ, જે લાંબા વખતથી તે સમય પર્યંત ચાલ્યે આવતી હતી તેનો નાશ કરી એક જ રાજા હસ્તુ સત્તા સ્થાપીને, સાર્વભૌમત્વનું બિરૂદ ધરાવતા એક ચક્રવર્તી જેવા સમ્રાટની છત્રછાયા નીચે સર્વ ભૂમિને મૂકી દેવાય. એટલે જ અત્યારપૂર્વેના સમ્રાટો જોકે અગ્નિમિત્રના સાર્વભૌમપણાની સરખામણીમાં ટક્કર ઝીલે તેવા, બલ્કે તેથી પણ મહાન સત્તાશાળી હતા, છતાં તેઓ અકેન્દ્રિત ભાવનાથી રાજ્ય ચલાવતા આવેલા હોઇને તે પદ્ધતિનો જ નાશ કરી કેન્દ્રિત ભાવનાનું રાજ્ય સ્થાપન કરવાના કોડ પં. પતંજલિ સેવી રહ્યા હતા. (દૃષ્ટાંતમાં નીચેની કલમ ૩ જુઓ.)

(૨) પુષ્યમિત્ર–અગ્નિમિત્રના હાથે જ મૌર્ય સમ્રાટ બૃહદ્રથનો શિરચ્છેદ કરાવીને પોતાની કાર્યસિદ્ધિનું મંગળાચરણ કર્યું હતું (જુઓ નીચેની કલમ નં ૪.)

(૩) કોઇ રાજ્યના ભૂપતિને હરાવીને તેનો માંડળિક બનાવી જતો કરી દેવાને[૩૪] બદલે, તેના પ્રદેશને પોતાની ભૂમિ સાથે ભેળવી દેવાનાં પગલાંનું મંડાણ પણ અગ્નિમિત્રના રાજ્યથી જ થવા પામ્યું છે. વિદર્ભપતિ–પોતાનો સ્વધર્મી હતો કે નહિ તેની પરવા કર્યા વિના તેની કુંવરી માલવિકાનું પાણિગ્રહણ કરીને જમીન પણ જે લઇ લીધી છે તે આ પ્રકારનું દૃષ્ટાંત ગણાશે.

(૪) દક્ષિણાપથના સ્વામી એવા આંધ્રપતિઓ જેઓ માંડળિકપણે હોવાથી પોતાને भृत्याः (માંડળિકત્વ દર્શાવતું બિરૂદ) શબ્દો જોડતા હતા (જુઓ આંધ્રભૃત્યા

(૩૪) આ કારણથી જ પ્રિયદર્શિને કેટલાયે રાજાઓને જીતી લીધા હોવા છતાં તેમના પોતાના રાજ્યે પુનઃસ્થાપિત કર્યા હતા (જુઓ પુ. ૨માં સુદર્શનતળાવનું પરિશિષ્ટ તથા પુ. ૪માં પૃ. ૧૦૯ ઉપર કલમ ચોથી).

[આવી પદ્ધતિનો નાશ અગ્નિમિત્રના રાજ્યથી થયો છે એટલે અગ્નિમિત્ર પછી અઢીસો કે ત્રણસો વર્ષે થનાર રાજા રૂદ્રદામનના સમયે તેને પુનઃસ્થાપિત કરવાનો પ્રશ્ન જ રહેતો નથી. આ હકીકતથી સ્પષ્ટ થાય છે કે તે પ્રશસ્તિ રૂદ્રદામન અંગેની નથી પણ પ્રિયદર્શિનને સ્પર્શતી છે]

શબ્દના અધિકારવાળું વર્ણન) તેમને એવા પ્રકારની ચાલબાજીનો ઉપદેશ દેવાયો છે કે જેથી તેવું બિરૂદ્દ ટળી જાય. આજ રીતિએ શૃંગભૃત્યા શબ્દનો પાછલો ભાગ લુપ્ત થઇને કેવળ શુંગપતિ જ બની રહે તેવું પગલું પણ તેમના ઉપદેશથી ભરાયું હોય ( જુઓ ઉપદની કલમ નં. ૨) એમ દેખાય છે.

(૫) ઉપરનાં દષ્ટાંતો તો જે નજરે તરી આવે છે તેવાં કહી શકાય. પરંતુ તેમના સિક્કાઓ જો સાંપડી આવે તો તે વિશેષ પુરાવારૂપ કહી શકાત. જો કે શુંગવંશના રાજ્ય અમલ પુર્વના તેમજ તે પછીના અનેક સિક્કાઓ મળી આવે છે પરંતુ દિલગીરીની વાત છે કે, શુંગવંશી રાજાઓનો કોઈ સિક્કો હજુ ઉપલબ્ધ થયો નથી. બનવાજોગ છે કે તેવા સિક્કાઓ કદાચ ફરતા પણ હશે, પરંતુ તેમની ઓળખ તે પ્રકારે થયેલ નહીં હોવાથી આપણને તે નથી મળતા એવું વિધાન કરવું પડે છે. [35]મરહુમ પંડિત જાયસ્વાલજીએ છેલ્લાં કેટલાક સિક્કાને પુષ્યમિત્ર–અગ્નિમિત્રના હોવાનું જણાવ્યું છે પરંતુ તે બિના હજુ નિશ્ચિતપણે સ્વીકારાયેલી નહીં હોવાથી, તેમજ અમને પોતાને પણ તેની ખાત્રી થએલી ન હોવાથી તેનો આધાર અત્રે રજુ કર્યો નથી.

આ પ્રમાણેની અનેકવિધ સંભાવનાઓથી માનવાને કારણ મળે છે કે, તેમણે રાજકીયક્રાંતિ કરવા પુરૂષાર્થ તો આરંભેલ હતો જ, પરંતુ ધર્મક્રાંતિના કાર્યમાં સ્વશક્તિનો અપરિમિત વ્યય થવાથી ધર્મપ્રેમ હતો તે ધર્મઝનુનના સ્વરૂપમાં ફેરવાઇ ગયો લાગે છે અને એ તો નિયમ જ છે કે, એક વખત પગ લપસ્યો તો કયાં જઇને ઉભા રહેવાશે તેનો નિર્ણય કરી શકવો તે કોઈ વિરલાપુરૂષના લલાટે જ લખાએલું હોય છે. એટલે પતંજલિ મહાશયના કાર્યો રાજકીયપટ ધારણ કરવાને બદલે, ધાર્મિક રંગથી રંગાયલ વિશેષતઃ દેખાઈ આવે છે. છતાં એટલું સ્વીકારવું જ પડે છે કે તેમણે બંને વિષયમાં પ્રદિપ્તપણે ઝળકી ઉઠવા માટે પુરૂષાર્થ તો કરેલો હતો જ.

**પતંજલિ અને કૌટલ્યની સરખામણી**

પ્રાચીન સમયના જે મહાપુરુષોનાં નામો પુરોહિત કે પંડિત તરીકે ખ્યાતિ પામી જળવાઈ રહ્યાં છે તેમાં પાણિનિ, કૌટલ્ય ઉર્ફે ચાણકય અને પતંજલિ એ ત્રણ વ્યકિતઓનાં નામ અગ્રપદે બિરાજે છે. આ ત્રણે જન્મથી બ્રાહ્મણ હતા, સંસ્કારિત હતા, અને વિદ્યાસંપન્ન થવા પામ્યા હતા. તેમજ ભાગ્યવશાત્ ઈર્ષ્યા ઉપજાવે તેવા રાજદરબારી માનને પણ ત્રણે જણા પ્રાપ્ત કરી શકયા હતા. પરંતુ તેમાંના પં. પાણિનિ કેવળ વિદ્યાવિલાસી જ રહેવાથી તેમનું નામ વિશેષપણે સાહિત્યના ક્ષેત્રમાંજ પ્રદિપ્ત થવા પામ્યું છે. જ્યારે બાકીના બે જણાએ રાજકારણમાં પણ ઝંપલાવ્યું હોવાથી, તે બન્નેનાં જીવનને રાજદ્વારીપટ પણ લાગ્યો છે.

આ બન્ને જણા–ચાણકય અને પતંજલિ—લગભગ ૮૦ વર્ષ સુધી આયુષ્ય ભોગવવા ભાગ્યશાળી થયા છે. બન્ને મહત્ત્વાકાંક્ષી હતા. તેમજ રાજ્યના મુખ્ય સંચાલક અને મુકુટધારી રાજા ઉપર, બન્ને જણાએ પોતાનો પ્રભાવ પ્રબળપણે જમાવ્યો પણ હતો. અલબત્ત, એકના કિસ્સામાં રાજા જૈનમતાનુયાયી હતો જ્યારે બીજાના કિસ્સામાં રાજા વૈદિકધર્મી હતો. એકમાં રાજા પોતે, એક શિષ્ય જેવો લટુ બની રહ્યો હતો ત્યારે બીજામાં રાજાને અનુકૂળ થઇને તેણે પોતાને વર્તવું પડતું હતું. બન્ને જણા અગ્રગણ્ય રાજકર્મચારિના પદે બિરાજીત થયા હતા, છતાં પતંજલિ મહાશયમાં મનોવૃત્તિ ઉપર સંયમ નહોતો, જ્યારે ચાણકય મહાશય તે કાર્યમાં પણ કુશળ હતો. એટલે, જ્યાં વિચાર કરી પગલું ભરવાનો સમય આવતો ત્યાં પવન પ્રમાણે પીઠ ફેરવી જાણવામાં પણ તે એક્કો હતો. આ પ્રકૃતિને સદ્‌ગુણ કહો કે દુર્ગુણ કહો, પણ તેને લીધે તે એક મોટામાં મોટા રાજનીતિજ્ઞની પદવી પ્રાપ્ત કરી શકયો છે. બાકી બન્ને જણાએ ગણતંત્ર રાજ્યપદ્ધતિ

(૩૫) આ પાંચમી કલમ જે વખતે લખાઇ હતી તે વખતે પંડિતજી હૈયાત હતા પરંતુ આ પુસ્તક છપાવવાનો પ્રસંગ જ્યારે આવ્યો છે ત્યારે તેમનું શરીર પડી ગયું હોવાથી અહિ મરહુમ શબ્દ વાપર્યો છે.

તોડી નાંખી, એકેંદ્રિત ભાવના પોષાય તેવો–એક જ રાજાના છત્રરૂપ–અધિકાર સ્થાપવાને પ્રયાસ સેવ્યા હતા જ. તે કાર્યમાં બન્ને જણા નિષ્ફળ જ નિવડયા છે. છતાં ચાણુકયે પોતાની ઉત્તરાઅવસ્થાનાં કેટલાંક વર્ષો સન્યસ્ત દશામાં ગાળવાનું મુનાસબ ધાર્યું હતું જ્યારે પતંજલિજી જીવનપર્યંત કર્મચારી તરીકે જ વિચરી રહ્યા છે. તોપણ ચાણુકયજીએ પ્રજાજીવનના ઘડતરમાં અતિ ઉજ્વળ અને મહત્વનો ભાગ ભજવ્યો છે જ્યારે પતંજલિ તે દિશામાં બિલકુલ શુન્યવત જ માલૂમ પડયા છે. અલબત્ત, તેમણે સ્વાશ્રિત રાજાની પ્રવૃત્તિમાં જ રચ્યાપચ્યા રહેવાનું દુરસ્ત ધાર્યું છે.

પં. ચાણુકયજીને, પ્રજારંજનાર્થે આદરેલું કોઇ કાર્ય, પોતાના ઉદ્દેશથી વિરૂદ્ધ જતું અને પરિણામે પોતાની અપકીર્તિ સમાન થઈ પડવાની ભીતિ જેવું લાગતું કે તરત ઉપર જણાવી ગયા પ્રમાણે તે પીઠ ફેરવી દેતા. વળી કેમ જાણે કોઈ વચલો માર્ગ કાઢી બતાવવા પુરતું જ પોતાનું વર્તન છે, તેવી રીતથી રાજ્યવહીવટને પણ ધારાધોરણસર અને સુવ્યવસ્થિત ચલાવવાના નિયમો ઘડી બતાવ્યા છે. આવું તેમનું રાજ-નીતિશાસ્ત્ર અદ્યતન પર્યંત "કૌટલ્યના અર્થશાસ્ત્રના" નામથી વિખ્યાત થયેલું છે. જ્યારે પતંજલિ મહાશય પોતાનો આશય પરિપૂર્ણ કરવાના ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં રાજમાર્ગ ભૂલી જતા દેખાય છે અને જે ઉદ્દેશને તેમણે સાધ્યતરીકે આગળ ધર્યો હોય છે તેને બદલે ધર્મઝનુનનો નવો જ લેબાશ કેમ જાણે પોતે પહેરી લીધો હોય તેવો દેખાવ કરાઇ જવાય છે. બાકી જો આત્મસંયમ જાળવી શકયા હોત તો, જે દર્શન-પ્રચાર માટે તેમણે ભેખ લીધો હતો તેને કાંઇક ઓર જ ઓપ આપી શકયા હોત.

વિદ્યા અને સાહિત્યના ક્ષેત્રમાં પં. પતંજલિને ચાણુકય કરતાં અગ્રસ્થાન અપાયું છે પણ તે યોગ્ય જ છે કે કેમ તે હજી એક પ્રશ્ન લેખાય. કેમકે ચાણુકયે જુદાં જુદાં નામે અનેક કૃતિઓ રચેલી છે પણ તે બધી હજી પ્રકાશમાં નથી આવી. તેમનું અર્થશાસ્ત્ર ને કામશાસ્ત્ર અજબ ગ્રન્થો છતાં તેમનું અભ્યાસક્ષેત્ર ઓછું હોઈ પતંજલિને જે કીર્તિ મહાભાષ્યે અપાવી છે તેવી ચાણુકયને હજી નથી મળી. ઉપરાંતમાં રાજકીયક્ષેત્રમાં તે એવા અપૂર્વ સ્વરૂપમાં પ્રકાશેલ છે કે તેમને પતંજલિની જેમ સાહિત્યકારની દષ્ટિએ હજી તપાસાયા જ નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે બંનેનાં જીવનતત્ત્વો હોવાને લીધે આપણે જો પં. ચાણુકયજીને દીર્ઘદષ્ટિથી કામ કરનાર અને પં. પતંજલિને તાત્કાલિકબુદ્ધિથી અથવા સંકુચિતદષ્ટિથી કાર્ય કરનાર તરીકે ઓળખાવીએ તો તે અનુચિત નહિ જ ગણાય.



# પંચમ પરિચ્છેદ

## કેટલાક ઐતિહાસિક શિલાલેખો

ટૂંકસાર:-ઐતિહાસિક વસ્તુ તારવવામાં શિલાલેખો અને સિક્કાઓ અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે તે નિર્વિવાદિત છે. આંધ્રવંશનો ઇતિહાસ સંકલિત કરવામાં જે જે શિલાલેખો અને સિક્કાઓ ઉપયોગી નીવડયા છે તેનો અભ્યાસ, તેટલા માટે પ્રથમ જરૂરિયાતનો લેખાય. તેમાંથી સિક્કાઓને લગતી માહિતી પુ. ૨માં અતિ વિસ્તારપૂર્વક લખાઈ ગઈ છે. અહીં શિલાલેખ સંબંધી હકીકતનો પરિચય કરાવવાની આવશ્યક્તા છે. આમ તો, જ્યાં જ્યાં હકીકત લખવામાં આવે ત્યાં ત્યાં તેના પૂરાવા તરીકે જ, તેવા શિલાલેખોનો કે તેમાં આલેખાયલ વસ્તુનો જો નિર્દેશ કરાય તો પણ પુરતું લેખાય, પરંતુ કેટલીક વખત એક જ શિલાલેખનો આધાર અનેક વખત અને કેટલીક વખતે એક હકીકત માટે અનેક શિલાલેખોનો આધાર લેવો પડે છે ત્યારે તે સ્થાને બધાના ઉતારા કરવાથી પુસ્તકનું કદ વધી જાય; વળી એવું પણ બને કે, ઉપયોગી થાય તેટલા જ અક્ષરો કે વાકયોના ઉતારા આપ્યા હોય છતાં યે, આગળ પાછળની સમજૂતી મેળવવા માટે, આખાને આખા લેખમાંની વસ્તુ રજુ કરવાની જરૂરિયાત તો ઉભી રહી જાય છેજ. આ બધી મુશ્કેલીનો તોડ કાઢવા માટે, જેમ સિક્કાઓનું વર્ણન જૂદું પાડયું છે તેમ શિલાલેખોને પણ જુદા જ તારવી સ્વતંત્ર પરિચ્છેદે ચર્ચવા, અને જ્યાં જરૂર જણાય ત્યાં માત્ર તેની આંક સંખ્યાનો આધાર બતાવવો તે શ્રેયસ્કર જણાયું છે. તેના બે પરિચ્છેદ અત્ર કરવામાં આવ્યા છે.

દરેક શિલાલેખમાં, જે જે હકીકત ઉપયોગી નીવડવા વકી લાગી છે, તેનું અક્ષરશઃ ટાંચણ પ્રો. રેપ્સનના, આંધ્રવંશના સિક્કાને લગતા પુસ્તકમાંથી (Coins of the Andhra Dynasty) પ્રથમ અંગ્રેજીમાં ઉતાર્યું છે. તે બાદ તેનું ગુજરાતી ભાષાંતર કર્યું છે. તે પછી, તેને લગતું વિવેચન મજકુર ગ્રંથકારે ઉપરોક્ત ગ્રંથમાં જો કર્યું હોય તો તે અંગ્રેજી શબ્દોમાં ઉતારી તેનો અનુવાદ કરી બતાવ્યો છે. અને છેવટે, ઉપરની સઘળી હકીકતને લગતા અમારા વિચારો દર્શાવ્યા છે.

આટલી પ્રસ્તાવનાથી વાચકને સર્વ વસ્તુનો તરત ખ્યાલ આવી જશે કે આ પરિચ્છેદોમાંની સંકલના કયા ધોરણે કરવામાં આવી છે. વળી આંધ્રવંશની હકીકત હોવા છતાં, જેમ રેપ્સન સાહેબે નહપાણુ, રૂષભદત્ત, રૂદ્રદામન આદિના વૃત્તાંત ઉપર પ્રકાશ પાથરતા શિલાલેખોને પણ જોડવાનું યથાયોગ્ય લેખ્યું છે તેમ અમે પણ તેવા શિલાલેખો ઉતાર્યા છે; કેમકે તેમ કરવાથી આંધ્રપતિઓની બાબતની મુશ્કેલીનો ઉકેલ જેમ આવી જાય છે તેમ, આ વધારાના લેખોમાં આવતા રાજપતિઓને અંગે પણ થતું જતું દેખાય છે.

---

## શિલાલેખો

### નં. ૧—નાનાઘાટ

કે. આં. રે. પ્રસ્તાવના પૃ. ૪૫, પારિ. ૫૭:—

The inscription is a record of sacrifices performed and of donations made, to the sacrificing Brāhmans. It is set up by Queen Nāganikā, the wife of King Śrī–Śātakarṇi, acting apparently as regent during the minority of her son, VedaŚrī=જે યજ્ઞો કરવામાં આવ્યા, તથા યજ્ઞો કરનાર બ્રાહ્મણોને જે દાન દેવાયું તેને લગતી નોંધ આ શિલાલેખમાં કરવામાં આવી છે. તેની કર્તા રાણી નાગનિકા છે; રાજા શ્રીશાતકરણિની તે રાણી હતી અને બનવાજોગ છે કે, પોતાના સગીરપુત્ર વેદશ્રીના સમય દરમિયાન તેણીએ વાલીપણે કામ કર્યું હતું.

લેખમાં જે રાજવંશી વ્યક્તિઓનાં નામો આવ્યાં છે તેમનાં સગપણને લગતો કોઠો આ પ્રમાણે તેમણે બનાવ્યો છે:-

રાયા સિમુખો શાતવાહનો — કળલાય—મહારઠિ અંગિય કુલવધન મહારઠિ[1] ત્રનકયિરો

દક્ષિણાપથપતિ સિરિ શાતકનિ = દેવી નાગનિકા

વેદસિરિ — શતિ–સિરિમત હકુસિરિ

ઉપરના લેખના સમય પરત્વે તેમણે પ્ર. પૃ. ૧૯, પારા ૨૧ માં ડૉ. બ્યુલરનો મત ટાંકીને જણાવ્યું છે કે, According to the epigraphical evidence, those documents may be placed a little but not much later than Aśoka's and Daśaratha's edicts. But what, in my opinion, most clearly proves that they belong to one of the first Andhras is that their graphic peculiarities fully agree with those of the Nāsik inscription No. I of Kaṇha or Kṛṣṇa's reign=શિલાલેખ ઉપરના અક્ષરો જોતાં, તેનો સમય અશોક અને દશરથના લેખો કરતાં જરાક મોડો–પણ અતિ મોડો તો નહીં જ–કહી શકાશે; પણ મારા (ડૉ. રેપ્સનના) મત પ્રમાણે તે સ્પષ્ટપણે આંધ્રવંશના આદિપુરૂષોના હોવાનું જણાય છે, કેમકે તે અક્ષરોનાં વળાંક વગેરે કણ્હ ઉર્ફે કૃષ્ણના રાજ્યે કોતરાવેલ નાસિક શિલાલેખ નં. ૧ ના અક્ષરો સાથે સંપૂર્ણ રીતે મળતા આવે છે. મતલબ કે, બ્યુલર સાહેબના મતથી પોતે જુદા પડીને એમ જણાવે છે કે, નાનાઘાટ લેખના અક્ષરો જોતાં, તેના કર્તાનો સમય રાજા કૃષ્ણના સમયની લગભગનો જ છે.

વળી આ શિલાલેખ પરત્વે, અન્યત્ર (જુઓ, જ. બો. બ્રૅ. રો. એ. સો. નવી આવૃત્તિ, પુ. ૩, પૃ. ૪૭) આ પ્રમાણે ટીકા લખેલી મળે છે. The inscription at Nanaghat is by the queen of Satkarani, the third king of this dynasty

(૧) આ નામો માટે, ષષ્ઠમ પરિચ્છેદે, જુઓ.

(A. S. W. I. 5, pp. 68), who according to Buhlers's inscription, was the son of Simukha. The alphabet of Nanaghat agrees with that of Hathigumpha (J. B. O. R. S. III. P. 112). This justifies the identification of Satakarni mentioned therein with Satakarni of Nanaghat, that is No. 3, of Pargiter's list=નાનાઘાટનો શિલાલેખ આ વંશના ત્રીજા રાજા (આ. સ. વે. ઇં. પુ. ૫, પૃ. ૬૮) શાતકરણિની રાણીનો છે; બુહલરની સમજૂતિ પ્રમાણે તે રાજા શ્રીમુખનો પુત્ર થાય છે. નાનાઘાટ શિલાલેખની લિપિ, હાથી-ગુંફાની લિપિને મળતી આવે છે (જ. બિ. ઓ. રી. સો. પુ. ૩, પૃ. ૧૧૨). આ ઉપરથી પુરવાર થાય છે કે, તેમાં લખેલ શાતકરણિ, અને નાનાઘાટવાળો શાત-કરણિ બન્ને એક જ છે, જેનો નંબર પાર્જીટરે આપેલ કોષ્ટકમાં ત્રીજો મૂકાયો છે." આ ફકરામાં ત્રણ ચાર પ્રમાણો અપાયા છે. ને સર્વના આધારે એવો ધ્વનિ નીકળે છે કે રાણી નાગનિકાએ લખેલ નાનાઘાટનો શિલાલેખ, તેના અક્ષરો જોતાં શ્રીમુખનો પુત્ર રાજા શાતકરણિ, કે જેનો નંબર પાર્જીટર સાહેબે તૈયાર કરેલ કોષ્ટકમાં ત્રીજો દર્શાવાયો છે, તેનો જ છે.

વળી તે જ લેખકે આગળ જતાં (જ. બૉ. બ્રૅં. રૉ. એ. સો. પુ. ૩. ૧૯૨૮, પૃ. ૮૩) Nanaghat Inscr. by mother Naganika is dated in the 13th year (regnal year) of Vasisthiputra=માતા નાગનિકાએ નાનાઘાટના શિલા-લેખને, વસિષ્ઠપુત્રના (રાજ્યે) ૧૩મા[૨] વર્ષે કોતરાવ્યાનું જણાવ્યું છે. [અમારા વિચારોઃ—સમયપરત્વે ડૉ. રેપ્સનના અને બૉં. બ્રૅં. રૉ. એ. સો. ના જરનલના લેખકના મત સાથે અમે મળતા થઇએ છીએ પરંતુ યજ્ઞ કરનાર તરીકે બ્રાહ્મણોને જે તેમણે લેખાવ્યા છે તેમ નથી. મૂળ શબ્દ 'બમણ' છે અને તેનો અર્થ 'બ્રહ્મચર્ય પાળે તે'થાય છે. પછી તેવો પુરૂષ ગમે તે વર્ગનો હોય. એટલે કે, જે તપશ્ચર્યા કરે, અમુક વ્રત્ત નિયમો પાળે તેવા પુરૂષો માટે તે દાન કર્યાનું જણાવ્યું છે; અને તેથી યજ્ઞાદિ એટલે હિંસામય પ્રવૃત્તિ લેખવાની નથી પરંતુ આત્મકલ્યાણની પ્રવૃત્તિઓમાં જે રચ્યા પચ્યા રહેતા હોય તેમના નિભાવ માટે દાન કર્યું હતું એમ સમજવું રહે છે.

લેખમાંની હકીકતનો સમય ઈ. સ. પૂ. ૩૮૩ કહેવાશે જ્યારે લેખ કોતરાવાયો છે ઈ. સ. પૂ. ૩૭૨ અથવા તે બાદ—એટલે બેની વચ્ચે ૧૦–૧૨ વર્ષનું અંતર છે.

દેવી નાગનિકાના પિતા વિશે આંધ્રવંશી રાજાઓના ઇતિહાસને જો કે સિદ્ધો સંબંધ ન જ કહી શકાય, પરંતુ તેમના નામ સાથે જે ઉપનામો જોડાયલ નજરે પડે છે તેમાંથી કેટલીક ઐતિહાસિક વસ્તુ ઉપર પ્રકાશ પડે છે. માટે તેની ચર્ચા અત્ર કરવી આવશ્યક લાગી છે.

(૧) કળલાય મહારઠિ વિશે કો. આં. રે. પારા ૨૬માં જણાવાયું છે કે, જેમ મૈસુરના ચિત્તલદૂર્ગ જીલ્લામાંથી મળી આવેલ સિક્કાઓમાં (જુઓ પુ. ૨ આંક નં. ૪૭, ૪૮) સદકન કળલાય મહારથિ શબ્દ માલૂમ પડે છે તેમ, અહિં તે જ પ્રમાણે આખું ઉપનામ હોવું જોઇએ. (૨) અંગિકુલવધન=(સંસ્કૃત) અંગિય કુળવર્ધન લેખવું. તેમાંના અંગ શબ્દને, ત્રિકલિંગ સમુહમાં ગણાતા અંગ, વંગ અને કલિંગ દેશમાંના અંગદેશની અમુક પ્રજાનાં કુલ તરીકે ગણાવ્યો છે. જો કે તેમણે તો અંગ દેશનું સ્થાન બંગાળ ઇલાકાના ભાગલપુર અને મોંગીર જીલ્લાના અમુક પ્રદેશમાં જ ગણાવ્યું છે. પરંતુ આપણે પુ. ૧માં અંગદેશનું વર્ણન કરતાં, તથા પુ. ૩ માં અગ્નિમિત્રે વિદર્ભપતિની કુંવરી માલવિકા સાથે લગ્ન કર્યું તેની ચર્ચા કરતાં સાબિત કર્યું છે કે, પ્રાચીન સમયે વિદર્ભ પ્રાંતવાળા ભાગનો —હાલમાં જેને આપણે વરાડ પ્રાંત કહીએ છીએ તેનો— સમાવેશ અંગદેશમાં થતો હતો અને રાણી નાગનિકાનો

(૨) જો કે લેખકે કાંઈ પુરાવો આપ્યો નથી લાગતો પરંતુ આ હકીકત સત્ય લાગે છે. તેના આધાર માટે આગળ ઉપર વદ્દસતશ્રીના વૃત્તાંતે જુઓ.

પિતા પણ આ સ્થાનનો જ અધિપતિ હતો તે આપણે ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનું વર્ણન કરતાં જોઇ લઇશું. મતલબ કે મહારઠિઓને અંગદેશ સાથે જ સંબંધ હતો. તેવી પ્રજાના મુખ્ય નાયકને અંગિયકુલવર્ધન તરીકે ઉપનામ જોડાય તો તે અયુક્ત ન જ ગણાય. (૩) ત્રણુકિયરો–ના પ્રથમ પદના અર્થ વિશે જો કે શંકા બતાવી છે પરંતુ તેનો અર્થ સંસ્કૃતના 'ત્રાતા' શબ્દ જેવો થાય એમ સૂચવ્યું છે.

ઉપરનાં ત્રણે ઉપનામોનાં વિવરણ ઉપરથી હવે સમજાશે કે, ચુટુકાનંદ અને મૂળાનંદ કે મુંડાનંદને જેમ આપણે નંદવંશી રાજાઓમાંથી ઉતરી આવેલા સરદારો ગણાવ્યા છે તેમ આ અંગદેશના મહારથીઓને પણ અંગવંશી રાજાઓમાંથી ઉતરી આવેલા સરદારો તરીકે લેખવા રહે છે.

## નં. ૨—નાશિક

(કો. આં. રે. પ્ર. પૃ. ૪૬ પારિ. ૨૩) king Kṛiṣṇa of the Śātavāhana race; undated=શાતવાહન કુળનો રાજા કૃષ્ણઃ તારીખ વિનાનો (લેખ છે)

આ લેખનો સમય પ્ર. પૃ. ૧૯ પારિ. ૨૨ માં ડૉ. બ્યુલરના મતથી મૌર્યવંશી અંતિમ રાજાઓનો કે શુંગવંશની આદિનો લેખ્યો છે, પરંતુ પારા. ૨૩ માં ડૉ. રેપ્સન પોતાનો મત જણાવતાં લખે છે કે, The names and the order of succession of the first three Andhra kings are correctly given by the Purāṇas, viz. (1) Simuka, *(2)* Kṛṣṇa, (3) Śri Śatakarṇi. It is probable, too, as stated both in the Bhāgavata and in the Visṇu Purāṇa, Kṛṣṇa was the brother of Simuka=આંધ્રવંશના પ્રથમના ત્રણ રાજાઓનાં નામ અને અનુક્રમ, પુરાણોમાં લખ્યા પ્રમાણે શુદ્ધ જ છે. તદુપરાંત, ભાગવત અને વિષ્ણુ પુરાણમાં જણાવ્યા પ્રમાણે કૃષ્ણ તે શિમુખનો ભાઇ જ સોવસા સંભવે છે"

[ડૉ. રેપ્સનના મત સાથે સર્વથા અમે મળતા થઇએ છીએ.]

## નં. ૩—નાસિક

(કો. આં. રે. પ્ર. પૃ. ૪૬):—

Possibly containing the name of king Śakti–Śri=ઘણુંકરીને તેમાં રાજા શક્તિ-શ્રીનું નામ આવેલું છેઃ અક્ષરો ભૂંસાઈ ગએલા છે. જેથી સંશયાત્મક છે. પરંતુ મિ. સ્ટેનાર્ટ suggests that the reading may have been Mahahakusiri [nati]ya Bhaṭapālikāya=By Bhaṭipālikā [grand–daughter] of Mahā–hakusiri=મહાહકુસિરિની પૌત્રી ભટિપાલિકાએ

આ હકુસિરિ માટે ખુલાસો કરતાં ડૉ. રેપ્સને શિલાલેખ નં. ૧માંનો કોઠાવાળો સતિ–હકુસિરિ ધારી લઈ પારા. ૨૫, પૃ. ૨૦માં લખ્યું છે કે, It is quite possible that Śakti–Śri may have come to the throne subsequently and that he may be identified with the Mahā–Haku Siri the great Śakti Sri," who is mentioned in an undated inscription at Nasik. It is possible also, as Bühler has suggested, that he may have been the historical of the Śakti-kumara of Jaina legend=તદ્દન સંભવિત છે કે, પછીથી શક્તિશ્રી ગાદીએ બેઠો હોય. તેને મહાહકુસિરિ ઉર્ફે મહાન્ શક્તિશ્રી તરીકે ઓળખી શકાશે, કે જેનું નામ સમય દર્શાવ્યા વિનાના નાસિકના શિલાલેખમાં જણાવાયું છે. અને જેમ ડૉ. બ્યુલરે સૂચવ્યું છે તે પ્રમાણે બનવાજોગ છે કે જૈન દંતકથાવાળી શક્તિકુમાર નામની ઐતિહાસિક અસલ વ્યક્તિ પણ તે જ હોય. મતલબ કે ઉપરના નં. ૧ શિલાલેખવાળા શતિ–સિરિમત હકુસિરિને અને આ નં. ૩ વાળા નાસિકના લેખમાંના મહાહકુસિરિને એક માની લીધા છે. વળી તે ઉપરથી એવું અનુમાન દોર્યું છે કે, સિરિમત હકુસિરિ પોતાના ભાઇ વેદ-સિરિની પાછળ ગાદીએ આવ્યો હોય; અને છેવટે

ડૉ. બ્યુલરે (શિલાલેખના અક્ષરોની ખૂબીઓને લીધે)[3] જૈન દંતકથામાં વર્ણવેલ શક્તિકુમારને આ મહાહકુસિરિ તરીકે ઓળખાવેલ છે, તે મતને પોતે સ્વીકારવા તત્પરતા બતાવી છે.

[ અમારૂં ટીપ્પણ-નં. ૧ લેખવાળા હકુસિરિને ખરી રીતે કાંઇ સંબંધ જ નથી કેમકે તે બન્નેના અક્ષરો જ તદ્દન ભિન્ન પ્રકારના છે, જે ડૉ. રેપ્સને અને સ્ટેનાર્ટે કબૂલ કર્યું છે. વળી એકને હકુસિરિના સાદા નામથી ઓળખાવેલ છે, તેમજ આપણે આગળ ઉપર જોઇ શકીશું કે તે ગાદીપતિ બન્યો જ નથી; એટલે 'મહા' કે તેવું કોઇ બિરુદ મેળવવા ભાગ્યશાળી પણ તે ક્યાંથી થાય ? જ્યારે મહાહકુસિરિ નામની વ્યક્તિ તો તદ્દન બીજી જ છે અને તેણે અનેક પરાક્રમો કરેલ હોવાથી 'મહા' ઉપનામ પણ મેળવ્યું હતું એમ કહી શકાય. ઉપરાંત તેનો સમય પણ (જુઓ ટીકા નં. ૧) ઈ. સ. પૂ.ની પહેલી સદીના અંતની લગભગ એટલે કે ઈ. સ. ની પ્રથમ સદીના પ્રારંભમાં આવી જાય છે. તેમજ તેને જૈન સાહિત્યમાં ઘણું મહત્ત્વનું સ્થાન મળ્યું હોવાનું પણ સમજાય છે.

આ મહાહકુસિરિમાંના 'હ' અક્ષર ઉપર ડૉ. રેપ્સને ટીકા કરતાં જણાવ્યું છે કે[4] In the Dravidian Prakrit of the Andhras, ha=Skt. Śa. Thus Haku=Śakti, Hāla=Śala (Śāta); probably also Hiru=Sri, Hātakaṃ=Śātakarni; આંધ્રપ્રજાની દ્રાવિડીયન પ્રાકૃત ભાષામાં હ=શ (સંસ્કૃતનો) થાય છે, તે નિયમ પ્રમાણે હકુ=શક્તિ, હાલ=શાલ (શાત)[5]; વળી તે જ નિયમ પ્રમાણે હિરૂ=શ્રી, હાતકણિ=શાતકરણિ: મતલબ કે હકુસિરિ નામની વ્યક્તિને શાતવાહન વંશી મહાશક્તિશાળી હાલ શાતકરણિ જેવા હોવાની કલ્પના નીપજાવી કાઢી છે ].

## નં. ૪—ભિલ્સા-સાંચી

ટોપ નં. ૧. ( જનરલ કનિંગહામના ભિલ્સાટોપ્સ નામના પુસ્તકમાંથી પૃ. ૨૧૪, ૨૬૪, પ્લેઇટ ૧૯)

કો. આં. રે. પૃ. ૪૭ તથા પારા ૨૯ પૃ. ૨૩નો સાર એ નીકળે છે કે, "The inscription as it stands in Cunningham's eye-copy is evidently incorrect=જે પ્રમાણે કનિંગહામે આંખેથી જોઈને તે શિલાલેખ ઉતારી લીધો છે તે દેખીતી રીતે અશુદ્ધ છે" અને તેને સરખાવી જોઈને ફરી તપાસવા જેવું કોઈ સાધન ન હોવાથી બીજો કોઈ રસ્તો નથી. તેમાં રાજા વસિષ્ઠીપુત્ર શાતકરણિ રાજ્યે કોઈએ દાન દીધાની હકીકત છે; અને "Dr. Buhler, indeed proposed to identify him with Sri-Satkarni of the Nanaghat and Hathigumpha inscriptions on the ground that the alphabet of the Bhilsa inscr. showed similar characteristics=નાનાઘાટ[6] અને હાથીગુંફાના શિલાલેખોમાં નિર્દિષ્ટ શાતકરણિને ડૉ. બ્યુલર આ

(૩) જેનો સમય (ઉપરમાં શિલાલેખ નં. ૧ જુઓ) અશોકના રાજ્યકાળ પછીનો કે, શુંગવંશની આદિનો એટલે ઇ. સ. પૂ. બીજી સદીનો, માન્યો છે.

એમાં મહાહકુસિરિની પૌત્રીને લગતી હકીકત છે એટલે, બે પેઢી થઈ કહેવાય, જેથી આ શિલાલેખનો સમય ઇ. સ. પૂ. ની પ્રથમ સદીના અંતનો લગભગ માને છે (જુઓ કો. આં. રે. પૃ. ૪૬માં નં. ૩ શિલાલેખ ઉપરની ટીકા).

(૪) કો. આં. રે. પૃ. ૨૦. ટી. નં. ૩ જુઓ.

(૫) જુઓ ઉપરમાં પ્રથમ પરિચ્છેદ. શાત અને શાલિવાહન શબ્દનું વિવેચન તથા આગળ ઉપર હાલ રાજાનું વૃત્તાંત.

(૬) નાનાઘાટના બે શિલાલેખ છે. એક રાણી નાગનિકાવાળો (જુઓ ઉપરમાં નં. ૧ વાળો) તથા બીજો યત્રપણ શાતકરણીનો (જુઓ નીચે નં. ૧૮ વાળો). આ બેમાંથી કયો કહેવાનો ભાવાર્થ છે તે સ્પષ્ટ કર્યું નથી. પરંતુ 'વાસિષ્ઠપુત્ર શાતકરણિ' શબ્દ લઇને વાત કરાય છે એટલે, નં. ૧૮ વાળો સમજવો રહે છે; પરંતુ નાનાઘાટ અને હાથીગુંફા બન્નેનો સાથે નિર્દેશ કરાય છે જ્યારે તે બન્ને સ્થળને સામાન્ય મેળ

વસિષ્ઠપુત્ર તરીકે ઓળખાવવાને ખરેખર રીતે સૂચવ્યું છે, કારણ કે, ભિલ્સાલેખના અક્ષરોમાં (મજકુર લેખના અક્ષરો જેવી જ) ખૂબીઓ દેખાય છે." પછી પોતાનો સ્વતંત્ર મત દર્શાવતાં જણાવે છે કે, "If this identification could be established we should have good reason although not conclusive reason for believing that Bhilsa (Vidisa) the capital of the province of East Malwa (Akara) was in the possession of the Andhra at a date (c. 168 B. C.) when it is generally supposed to have belonged to the Sunga dynasty=જો આ ઓળખ કબૂલ રખાય તો આપણે જરૂર માનવું પડશે, જો કે નિર્ણયાત્મકપૂર્વક તો નહીં જ—કે ઈ. સ. પૂ. ૧૬૮ના અરસામાં પૂર્વ માલવા (આકર) પ્રદેશની રાજધાની ભિલ્સા (વિદિશા) નગરી આંધ્રપ્રજાના કબજામાં હતી; જ્યારે સામાન્ય રીતે એમ મનાય છે કે, તે તો શુંગવંશીઓની રાજ્યસત્તામાં હતી." મતલબ કે કેટલાક અંશે ડૉ. બ્યુલર સાહેબના મતને માન્ય રાખવાને લલચાય છે ખરા. પરન્તુ સર્વથા માની લેવાને જે મુસ્કેલી જણાય છે તેનું દર્શન પણ કરાવતા જાય છે. આ લેખના સમય પરત્વે કે. હિ. ઇં. પૃ. ૫૩૩માં જણાવ્યું છે કે, An inscription (no. 346) on one of the Bhilsa Topes, Sanchi No. 1, records a donation made in the reign of a Satkarni, who cannot de identified more precisely but who must certainly have, been an Andhra. The inscription is not dated, but there is a now general concensus among archœologists that it probably belongs to about the middle of the first century B. C.=ભિલ્સા ટોપ્સમાંના સાંચી નં. ૧ ટોપના (નં. ૩૪૬) એક લેખમાં શાતકરણિરાજ્યે દાન દીધાની નોંધ છે. જે વિશેષ ચોકસાઈથી ઓળખી શકાતો નથી પરન્તુ સોવસા તે આંધ્રજ હશે. લેખ ઉપર મિતિ લખી નથી પણ સ્થાપત્ય-નિષ્ણાતોના મોટાભાગનો એ મત છે કે તેનો સમય મુખ્યત્વે ઈ. સ. પૂર્વની પહેલી સદીની મધ્યનો છે.

[અમારૂં મંતવ્ય—અક્ષરના વળાંક તથા લખવાની રઅઢળથી જો કે કેટલાક અંશે ઉપયોગી અનુમાન તારવી શકાય છે ખરૂં પરંતુ તે સર્વથા આધાર મૂકવા લાયક અને મજબૂત નીવડતું નથી. કેમકે તેમાં તો દેશીય ફેરફારો પણ ભાગ ભજવે છે તેમજ કોતરનાર સલાટ–કારિગરોની કુશળતા ઉપર પણ આધાર રખાય છે, અને તેથી જ ઉપરમાં (જુઓ શિલાલેખો નં. ૧ તથા નં. ૩) ડૉ. બ્યુલરે દોરેલ અનુમાન ઉથલાઈ જતાં માલૂમ પડયાં છે.

વળી ભિલ્સાનગરી આંધ્રપ્રજાના તાબામાં ગઈ હોય એવું અનુમાન દોરાઈ જવાય છે તેમ પણ બનવા પામ્યું નથી. કેમકે તેમના પોતાના જણાવ્યા પ્રમાણેના સમયે તો તે પ્રદેશ ઉપર શુંગવંશની સત્તા જ ચાલી રહી હતી. અને જો આ શિલાલેખમાં વર્ણાવાયલી હકીકત તે સમય સિવાયની ઠરે, તોપણ કહેવું પડશે કે અવંતિ પ્રદેશ ઉપર કદાપિ પણ આંધ્રદેશની હકુમત સ્થપાઈ જ નહોતી (જે આપણે તેમનાં વૃત્તાંત ઉપરથી જોઈ શકીશું). એક વખત આંધ્રપતિ શાતકરણીને માત્ર તે પ્રદેશ ઉપર કાંઇક અધિકારસૂત્ર જમાવવા જેવો પ્રસંગ ઉપસ્થિત થયો હતો (જુઓ નં. ૭ના વૃત્તાંતે) પરંતુ તે સમયે અકેન્દ્રિત ભાવના(Decentralization)ની પદ્ધતિએ રાજ્યવહીવટ ચાલતો હોવાથી તેને તે પ્રદેશ છોડીને ચાલ્યા આવવું પડયું હતું.

વાસ્તવિક રીતે તો, ભિલ્સાટોપમાંથી ઉપસ્થિત

---

ઉપજાવે તેવો તો,આંધ્રવંશી આદિ પુરૂષમાંનોજ શાતકરણિ છે. નં. ૧ નાનાઘાટનો સમય ઇ. સ. પૂ. ચોથી સદીમાં જાય છે. અને નં. ૧૮ નાનાઘાટનો ઇ. સ. ની બીજી સદીનો છે. બન્ને વચ્ચે લગભગ ૭ સૈકાનું અંતર છે.

થતી હકીકત એમ બનવા પામી છે કે, જે વાસિષ્ઠપુત્ર શાતકરણીનો તેમાં ઉલ્લેખ કરાયો છે તે રાજા હાલ શાતકરણિ છે. તેને પુલુમાવી તરીકે તેમ જ વસિષ્ઠ-પુત્ર શાતકરણિ તરીકે પણ ઓળખાવવામાં આવેલ છે. (પુ. ૨ માં તેના સિક્કાઓ તથા આ પુસ્તકે આગળ ઉપર તેનું વૃત્તાંત જુઓ). તેનો સમય ઈ. સ. પૂ. નો અંત અને ઈ. સ.ની આદિનો છે. આ રાજાને તેમજ તેની પૂર્વેની બે ત્રણ પેઢીવાળાને, અવંતિ પતિ ગર્દભિલવંશીઓ સાથે મિત્રતાની ગાંઠ બંધાઈ હતી, જેથી અરસપરસની ભીડમાં મદદે આવીને ઉભા રહેતા હતા. તેમાંના એક પ્રસંગનું વર્ણન શકારિ વિક્રમાદિત્યના વૃત્તાંતે ( જુઓ પુ. ૪ માં ) કરવામાં આવ્યું પણ છે. અને બીજો પ્રસંગ ગર્દભીલવંશી વિક્રમચરિત્રના રાજ્ય અમલે ઉપસ્થિત થયો હતો. તેનું કાંઇક સ્વરૂપ જૈનસાહિત્યમાંથી લબ્ધ થાય છે. પ્રસંગ એમ હતો કે બન્ને રાજવંશીઓ તેમના ધર્મ-તીર્થ શત્રુંજય ઉપર–જે સૌરાષ્ટ્રમાં આવેલું છે–ત્યાં અમુક ધાર્મિક કાર્યના અંગે ગયેલ છે. વળી પુ. ૧ માં સાબીત કરી ગયા છીએ કે અવંતિનો આ ભિલ્સા નગરીવાળો પ્રદેશ જૈનધર્મ સાથે મુખ્યત્વે સંબંધ ધરાવતો છે. તેમજ પુ. ૨ માં કહેવાયું છે કે મૌર્યવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત જે પણ જૈનધર્મ પાળતો હતો, તેણે આ જ સાંચી ટોપ નં. ૧ ની ચારે બાજુ ગોળાકારે રહેલ ગવાક્ષમાં દીપમાળા પ્રગટાવવા એક મોટી રકમનું દાન કર્યું છે. મતલબ કે સાંચી અને અને ભિલ્સાનગરીની ભૂમિ જૈનધર્મના એક પ્રભાવિક તીર્થરૂપ છે. એટલે, આ શિલાલેખમાં ઉલ્લેખાયલો રાજા શાતકરણિ[૭] પણ ત્યાં આવ્યો હોય અને તેણે વા તેની પ્રેરણાથી આનંદ નામના કારિગરે મજકુર દાન દીધું હોય તે બનવા યોગ્ય છે. આ પ્રમાણે શિલાલેખી હકીકતને જૈનસાહિત્ય ગ્રંથમાં વર્ણવાયલી હકીકતને સમર્થન મળે છે. એટલે*તે પ્રસંગને સત્ય ઘટનારૂપ ગણવો રહે છે. વળી ઉપરોક્ત શાતકરણિનો સમય ડૉ. રેપ્સન પોતે જ ઘણો આગળ (ડૉ. બ્યુલર સૂચિત ઈ. સ. પૂ.ની ચાર સદીવાળા નાનાઘાટ અને હાથીગુંફાના સમય કરતાં) લઇ જતા દેખાય છે. તે હકીકત "On the whole, it appears more probable that Bühler was mistaken in assigning so early a date to this inscr. and that this king Vasisthputra Sri Satkarani is to be identified with one of several Satakarnis who appear later in the Puranic lists=એકંદરે વિશેષ સંભવિત એમ લાગે છે કે બ્યુલર સાહેબે આ શિલાલેખનો સમય એટલો બધો વહેલો ઠરાવવામાં ભૂલ ખાધી છે. વળી પુરાણકારોની નામાવળીમાં જે કેટલાક શાતકરણીઓ છેવટના ભાગમાં જણાવ્યા છે તેમાંના એકાદને આ વાસિષ્ઠ-પુત્ર શાતકરણી તરીકે ઓળખી શકાશે." આ પ્રમાણે તેમના શબ્દોથી સર્વ સાબિત થાય છે].

---

### નં. ૫ તથા નં. ૬—બન્ને કન્હેરી

બન્ને માઢરીપુત્ર સ્વામી શકસેનના છે અને તેના રાજ્યકાળના ૮મા વર્ષે, ગ્રીષ્મઋતુના દશમા દિવસે કોતરાયલા છે.

આ માઢરીપુત્ર વિશે કો. આં. રે. પારા ૩૬ માં વિવેચન કર્યું છે જે આપણે આગળ ઉપર ઉતારીશું. પરંતુ તે પહેલાના બે પારા–નં. ૩૪, ૩૫, માં તેમણે ગૌતમીપુત્ર શાતકરણિ વિશે કાંઇક પ્રકાશ આપતું વિવેચન કર્યું છે તે પ્રથમ તપાસી જઇએ.

નહપાણના સિક્કા ઉપર જે ગૌતમીપુત્ર શાત–કરણિએ, પોતાનું મહોરૂં પડાવ્યું છે. તેને નહપાણનો

---

(૭) જો કે શિલાલેખમાં તો કોઇ કારિગરે દાન આપ્યાનું જણાવ્યું છે. પરંતુ "શાતકરણિ રાજ્યે" એવા શબ્દો છે. જ્યારે શાતકરણિનું રાજ્ય તો અવંતિમાં થયું જ નથી એટલે તેના નામનો ઉલ્લેખ કરનારનો ઉદ્દેશ એ છે કે, તેના આશ્રયે તે કારિગર હતો; અથવા શાતકરણિની પ્રેરણાથી જ તે દાન દેવાયું હોય—ગમે તેમ, પણ ફલિતાર્થ એ કરવો રહે છે કે તે સમયે તે કારિગર તેમજ રાજા શાતકરણિ બન્ને જણાની તે સ્થળે હાજરી હતી.

વિજેતા[૮] લેખીને, તેના જ નામધારી ગૌતમીપુત્ર વિલિવાયકુરની ઓળખ આપતાં જણાવ્યું છે કે,... "which cannot be absolutely proved of the great Gautamiputra Śātakarṇi, the conqueror of Nahapana with the Gautamiputra; Vilivāyakura of the coins found at Kolhapur...The evidence of re-struck coins shows that this king was preceded in this district by (1) Vāsisṭhiputra; Vilivāyakura, and (2) Mātharīputra; Sivalakura=કોલ્હાપુરમાંથી મળી આવતા સિક્કાવાળો ગૌતમીપુત્ર વિલિવાયકુર, તે જ પેલા નહપાણ ઉપર જીત મેળવનાર મહાન ગૌતમીપુત્ર શાતકરણિ હશે કે કેમ તે સંપૂર્ણ રીતે પૂરવાર થઈ શકતું નથી......(પરંતુ નહપાણના મહોરા ઉપર) ફરીને છાપ પાડેલ[૯] સિક્કા ઉપરથી સાબીત થાય છે કે, આ પ્રદેશ ઉપર (ફરીને છાપ પાડેલ) ગૌતમીપુત્ર શાતકરણિ રાજાની પૂર્વે (૧) વાસિષ્ઠીપુત્ર વિળિવાયકુર અને (૨) માઢરીપુત્ર સિવલકુરની સત્તા થઈ ગઈ હોવી જોઇએ." મતલબ કે નહપાણના સિક્કાચિત્ર સાથે સંબંધ ધરાવનાર ગૌતમીપુત્ર પણ જુદો અને ગૌતમીપુત્ર વિળિવાયકુર તે પણ જુદો; આ પ્રમાણે ધ્વનિ નીકળતો દેખાય છે ખરો અને તેમ હોય તો તે બે ભિન્ન ભિન્ન વ્યક્તિ ગણાય. જ્યારે વાસિષ્ઠિપુત્ર વિળિવાયકુર અને માઠરીપુત્ર સિવલકુર નામની બે વ્યક્તિઓ થઈ છે. તે ઉપરના બન્ને ગૌતમીપુત્રોની પૂર્વે થઈ છે એમ માનવું રહે છે. આટલું લખાણ પારા ૩૪ માં છે. પછી પારા ૩૫માં વાસિષ્ઠિપુત્ર વિળિવાયકુર વિશે જણાવે છે કે, "his position as predecessor of Mātharīputra and Gautamiputra=માઠરિપુત્ર અને ગૌતમીપુત્રની પૂર્વે તેનું (વાસિષ્ઠિપુત્ર વિળિવાયકુરનું) સ્થાન ગણવું રહે છે. એટલે કે, પ્રથમ વાસિષ્ઠિપુત્ર, પછી માઠરીપુત્ર અને છેલ્લે ગૌતમિપુત્ર. આટલું લખ્યા પછી પારા ૩૬ માંના માઠરીપુત્ર શકસેન (કન્હેરીના શિલાલેખવાળા) તે જ 'Mātharīputra Sivalkura of the Kolhapur coins=કોલ્હાપુર પ્રદેશમાંથી મળી આવતા સિક્કાવાળા માઠરિપુત્ર સિવલકુર છે, એમ જણાવી પારા ૩૭માં લખે છે કે, If the identification of the Gautamiputra Vilivāyakura with the great Gautamiputra Śātakarani may be assumed, the re-struck coins would prove that he was the successor of Mātharīputra=ગૌતમીપુત્ર વિળિવાયકુરને જો મહાન ગૌતમિપુત્ર શાતકરણિ તરીકે ઠરાવીએ તો,[૧૦] ઉપરા

(૮) ખરી રીતે તેને નહપાણનો પોતાનો વિજેતા લેખવાનો નથી. પરંતુ નહપાણ જે ક્ષહરાટ જાતિનો હતો, અને જેના રાજ્યે તેના જમાતૃ, શક રૂષભદત્તે ગૌતમીપુત્ર શાતકરણિના પૂર્વજોને હાર ખવરાવી હતી; તે પ્રસંગનું વૈર વાળવા, તે ક્ષહરાટ અને શક જાતિનું નિકંદન ગૌતમીપુત્રે કાઢી નાખ્યું હતું. તેનું માહાત્મ્ય સૂચવવા જ, નહપાણના સિક્કાને આચ્છાદિત કરવું પોતાનું મહોરૂં બતાવ્યું છે. આનું વર્ણન આપણે, રાણીશ્રી બળશ્રીના શિલાલેખનું વિવરણ કરતી વખતે જણાવીશું. જુઓ આગળ ઉપર નં. ૧૭ મા આંધ્રપતિનું વૃત્તાંત.

(૯) Re-struck=ફરીને છાપ પાડેલ એવો અર્થ થાય ખરો, પણ તેમણે સરખામણી જે re-struck coinsની કરી છે તે જ ખોટી છે. નહપાણના મહોરા ઉપર ગૌતમીપુત્રે પોતાનું મહોરૂં કોતરાવ્યું છે: over-struck કહેવાય. જ્યારે આ ત્રણે આંધ્રપતિએ એક બીજાને મળતા આવે એવા જ (જુઓ કો. આં. રે. પૃ. ૮૭, પારા. ૭૦) સિક્કાઓ પડાવ્યા છે જેને resembling કહી શકાય, નહીં કે re-struck; એક રીતે re-struck કહેવાય, કેમકે એકે જે પડાવ્યા, તેનું અનુકરણ બીજાએ કરીને તે સિક્કા ફરીને પાડયા, આવા અર્થમાં લઇએ તો. એટલે કે over-struck અને re-struck coinsની સરખામણી કરવી તે બરાબર નથી. છતાં ખૂબી એ થઇ છે કે, તે અનુમાન સાચુ પડયું છે અને તેથી જ આ વાક્ય અત્રે ઉતારવું પડયું છે.

(૧૦) અહીં જો અને તો, એટલા માટે લખ્યા છે કે ઉપરમાં ૩૪ પારા પ્રમાણે તેમણે બન્ને ગૌતમીપુત્રને ભિન્ન

ઉપરી મહોરાની છાપવાળા સિક્કાથી સાબીત થાય છે કે, તે ગૌતમીપુત્ર વિલિવાયકુર, તો માઠરિપુત્રની પાછળ ગાદીએ આવ્યો છે. એટલે જો પારા ૩૪, ૩૫, ૩૬ અને ૩૭ ની સર્વ હકીકતનું એકીકરણ કરીએ તો, તે ચારે વ્યક્તિઓનો અનુક્રમ આ પ્રમાણે આવે છે. સૌથી પ્રથમ વાસિષ્ઠિપુત્ર વિળિવાયકુર, તે બાદ માઢરિપુત્ર શિવલકુર અને તે બાદ ગૌતમીપુત્ર વિળિવાયકુર ઉર્ફે મહાન ગૌતમીપુત્ર શાતકરણિ.

[આપણે જે વંશાવળી દ્વિતીય પરિચ્છેદે ઉભી કરી બતાવી છે તેમાં ઉપરના ત્રણે રાજાઓનું સ્થાન અનુક્રમે, નં. ૪, ૫, અને ૧૭ રાખ્યું છે; અને જો બન્ને ગૌતમીપુત્રને ભિન્ન ગણવાનું ઠરાવાય તો ઉપરમાં જણાવ્યા પ્રમાણે તેમના નં. ૪, ૫, અને ૧૭ નંબર કાયમ રાખી ગૌતમીપુત્રયજ્ઞશ્રી માટે નવું સ્થાન શોધવું રહેશે. જો અનેક હકીકતથી સાબિત થાય છે કે તે નં. ૨ વાળો અંધ્રપતિ હતો.]

---

### નં. ૭—નાસિક

ગૌતમીપુત્ર શાતકરણિ, ૧૮ મું વર્ષ ચોમાસાની ઋતુનું બીજું પખવાડિયું, પ્રથમ દિવસ.

લેખમાં બીજી અનેક વસ્તુ સમાયેલી છે. અત્ર આપણે ખપજોગીતુંજ વિવેચન કરીશું તેમાં "Gautamiputra Śri Śātkarni, lord of Benākataka in Govardhana sends from the camp of victory of the army at Vaijayanti an order to the effect that a certain field **formerly** in the possession of Rṣabhadatta (Nahapān's son-in-law) shall be secured to the monks of the Tri-raśmi Mountain=બેન્નાકટકના અધિપતિ ગૌતમીપુત્ર શાતકરણિ, પોતાના તાબેના ગોવરધન પ્રદેશના અધિકારીને વૈજ્યંતિ ગામે જીત મેળવીને પડેલ લશ્કરની છાવણીમાંથી એવી મતલબનું ફરમાન કરે છે કે, **અત્યાર પૂર્વે** જે ક્ષેત્ર નહપાણનાં જમાઇ રૂષભદત્તની માલિકીનું[૧૧] હતું તે હવેથી, ત્રિરશ્મિ પર્વત ઉપર રહેતા તપસ્વીઓ માટે જુદું રાખવું." આ ઉપરથી એમ ફલિતાર્થ થાય છે કે, પોતાના રાજ્યકાળના ૧૮મા વર્ષ પહેલાં, ગોવરધન જીલ્લા પ્રદેશ ઉપર બેન્નાકટકના અધિપતિ ગૌતમીપુત્ર શાતકરણીની સત્તા જામી પડી હતી જ. અને ત્યાંના સૂબા ઉપર, જે ક્ષેત્રનું ઉત્પન્ન બીજા ઉપયોગમાં અત્યાર સુધી લેવામાં આવતું હતું તે હવેથી ત્રિરશ્મિ પર્વત ઉપર જે તપસ્વીઓ આત્મધ્યાનમાં નિમગ્ન રહે-રહેતા-તેમના નિભાવ માટે ઉપયોગ કરવાનું તેમણે ફરમાવ્યું છે. આટલે સુધી અમે ડૉ. રેપ્સનના મત સાથે સંમત થઇએ છીએ પણ તેમણે જે એમ જણાવ્યું છે કે[૧૨] "There can be little doubt in any case, that it indicates the recent transfer of the government in the Nasik dist. from the Ksaharāṭas to the Andhras=કોઇ પણ રીતે શંકારહિત છે કે, નાસિક જીલ્લા ઉપરની[૧૩] હકુમત હવેથી (આ ફરમાન કઢાયું ત્યારથી) ક્ષહરાટોના હાથમાંથી નીકળીને આંધ્રના[૧૪] હાથમાં આવી છે." એટલે કેમ જાણે તે ભૂમિ શાતકરણિના અધિકારમાં હમણાં તાજેતરમાં જ આવી હોય, તેમ નથી. પરન્તુ 'Lord of the Bennākaṭak in Govardhana=ગોવરધનમાં જેની સત્તા સ્થપાઇ ચૂકી છે એવા બેન્નાકટકના ભૂપતિ ગૌતમીપુત્ર'; આ શબ્દથી સૂચિત થાય છે કે, સત્તા તો કેટલાય સમય પૂર્વે તેમને મળી ગઈ છે, પરંતુ મજકુર ક્ષેત્રના ઉત્પન્નના ઉપયોગનો નિવેડો આવી રીતે કરવા પૂરતું જ આ ફરમાન કઢાયું છે.

---

ભિન્ન લેખવ્યા છે જ.

(૧૧) આ ઉપરથી સિદ્ધ થાય છે કે, રૂષભદત્તનો સમય, ગૌતમીપુત્ર શાતકરણિની પહેલાંનો ગણવો રહે છે. સરખાવો નીચેની ટીકા ૧૪ તથા ૨૬.

(૧૨) કે. આં. રે. પ્ર. પૃ. ૪૮.

(૧૩) શિલાલેખમાં જણાવેલ ગોવરધનનો પ્રાંત અને ત્રિરશ્મિ પર્વત-બન્નેનું સ્થાન વર્તમાનકાળના નાસિક જીલ્લામાં આવેલું હોઇને, અત્ર નાસિક જીલ્લો લખાયું દેખાય છે.

(૧૪) ઉપરની ટીકા નં. ૧૧ તથા નીચેની ટીકા નં. ૨૬.

એક બીજી હકીકત ખાસ જણાવવાની કે, નાસિકમાં શિલાલેખ મળી આવ્યો છે, માટે આ જગ્યા ઉપર જ શક અને ક્ષહરાટની સાથે યુદ્ધ થયું હતું તથા તેમને પરાજય પમાડી ખાનાખરાબી કરી નંખાઈ હતી એમ સમજવાનું નથી. તેમજ જે સાલમાં આ લેખ કોતરાવ્યો તેજ સાલમાં યુદ્ધ થયું હતું એમ પણ લેખવાનું નથી. મતલબ કે સ્થાન અને સમય બન્ને પરત્વે આ લેખને સંબંધ નથી. સ્થાન પરત્વે એટલું જ જણાવવાનું કે, જો અંતિમ યુદ્ધ અત્ર થયું હોત તો પુરાણકારે કલિંગભૂમિ ઉપર શાત રાજા સાથે યુદ્ધ થયાનું અને તેમાં શકરાજા મરાયાનું તથા નીચ, અને અધમ શકનો સંહાર વળી ગયાનું જે લખ્યું છે તે ખોટું થઈ જાત. ખરી રીતે કલિંગ ભૂમિનું યુદ્ધ જ છેલ્લું છે (જુઓ તે માટે નં. ૧૭ના વૃત્તાંતે) તેમ તેનો સમય પણ ઈ. સ. પૂ. ૫૭–૬નો છે. પરંતુ યુદ્ધનો બનાવ પૂરો થયો કે તરત જ લેખ કોતરાવવો જોઈએ એવો કાંઇ નિરધાર નથી જ. તે માટે તેને સમય મળવો જોઈ એ બીજી અનેક રાજદ્વારી પ્રવૃત્તિમાં જોડાવું થઈ જાય એટલે તે સર્વમાંથી ફારેગ થવાય ત્યારે જ આવું દાન દેવાનું તેમજ લેખ કોતરાવવાનું સૂઝે. તેથી જ તેનો સમય ચારેક વર્ષ આઘે ઠેલાયાનું જણાય છે. આ કલ્પનાના અનુમાનને તેના પોતાના શબ્દોથી જ મજબૂતાઈ મળે છે, "તેણે બેન્નાકટકનો સ્વામિ હુકમ ફરમાવે છે." એવા શબ્દો જે લખાવ્યા છે તેથી સ્પષ્ટ થઇ જાય છે કે, ગોવરધન પ્રાંતઉપર તેને સ્વામિત્વતો કેટલાય વખત અગાઉથી પ્રાપ્ત થઈ ગયું હતું. તેમજ અન્ય સ્થાનેથી વિજયની છાવણીમાંથી બેઠા બેઠા હુકમ કાઢે છે એટલે બીજી પ્રવૃત્તિમાં પોતે જોડાયો હતો તેની પણ પ્રતિતી થઈ જાય છે. આ પ્રમાણે નં ૭ના લેખને તથા તેમાં દર્શાવેલી સાલને, શકપ્રજાના નિકંદન–સ્થાનને તથા સમયને, લાગતું વળગતું નથી.

## નં. ૮—નાસિક

ગૌતમીપુત્ર શાતકરણિનો, પોતાના રાજ્યે, ૨૪મા વર્ષે, ગ્રીષ્મઋતુ, બીજું પખવાડિયું, ૧૦મા દિવસે-તેમજ લેખનો બીજો ભાગ–૨૪મા વરસે, ચોમાસાની ઋતુ, ચોથું પખવાડીયું, ૫મા દિવસે; એમ લખેલ છે. ઉપરના લેખ નં. ૭માં જણાવેલ ક્ષેત્રવહિવટના અનુસંધાનમાં જ આ લેખની હકીકત છે. કો. આં. રે. પ્ર. પૃ. ૪૮માં ડૉ. રેપ્સન જણાવે છે કે, "This is an order of the king to be communicated to Śyāmaka, the minister in Govardhana, in the name of the king Gautamiputra and of the king's queen–mother, whose son is living. The name of this queen, Bala–Śrī is known from her inscription dated in the year, 19th year of the reign of her grandson Pulumavi (inscr. no. 13)=ગોવરધન પ્રદેશના સૂબાને આદેશ કરતું રાજાનું આ ફરમાન છે. રાજમાતા, જેનો પુત્ર હૈયાત છે તેણીના, અને રાજા ગૌત્રમીપુત્રના નામથી (આ ફરમાન કઢાયું છે). આ રાજમાતાનું નામ બળશ્રી છે, એમ તેણીના પૌત્ર પુલુમાવી (જુઓ નીચેનો લેખ નં. ૧૩)ના રાજ્યકાળે ૧૯મા વર્ષે કોતરાયલ લેખ ઉપરથી સમજાય છે.

ઉપર જણાવેલી સર્વ હકીકત અમારે માન્ય છે. કેવળ જે ત્રણચાર મુદ્દા ખાસ ધ્યાન ખેંચવા યોગ્ય છે તેની ચર્ચા કરીશું. ફરમાન કરનાર રાજા ગૌતમીપુત્ર અને તેની માતા બળશ્રી છે. ઉપરાંત લખ્યું છે કે તેનો પુત્ર હૈયાત છે. એટલે એમ સાર નીકળે છે કે રાણી બળશ્રીને બે પુત્રો હતા, જેમાંનો એક ગૌતમીપુત્ર ગાદીપતિ છે અને બીજો પુત્ર તો છે, પણ તે ગાદીએ નથી, પરન્તુ હૈયાત છે. તે ગૌતમીપુત્ર કરતાં મોટો પણ છે[૧૫], છતાં ગમે તે કારણસર લેખ કોતરાવતી વખતે (ગૌતમીપુત્રના રાજ્યના ૨૪મા વરસે) ગાદી ઉપર બિરાજમાન થયેલ નથી;[૧૬] બલ્કે જેણે ૨૪ વરસ પહેલાં ગાદી ત્યાગ કરી દીધો હોવાથી આ નાનો

(૧૫) જો નાનો પુત્ર હોત તો, તેનો ઉલ્લેખ કરવાની બીલકુલ જરૂર રહેત નહીં; અથવા જરૂર પડત તો બીજા કોઇ શબ્દો વપરાયા હોત.

(૧૬) આ મોટો પુત્ર શા માટે ગાદી ઉપર નથી આવ્યો તે હકીકત માટે તેનું જીવનવૃત્તાંત જુઓ.

પુત્ર ગૌતમીપુત્ર શાતકરણિ ગાદીએ બેઠો છે. આ લેખ કોતરાવ્યા પછી રાજા ગૌતમીપુત્ર કેટલાં વર્ષ જીવ્યો હશે તે સ્પષ્ટ થતું નથી. પરન્તુ તેના નામનો સમય નિર્દેશન કરતો કોઇ બીજો શિલાલેખ કે સિક્કો મળી આવતા નથી, એટલે જેમ વિદ્વાનોએ ઠરાવ્યું છે તેમ તે બાદ થોડા સમયે જ (અને આગળ ઉપર જોઇશું કે તેમજ બનવા પામ્યું છે) તેનું મરણ નીપજ્યું હતું એમ માની લેવું રહે છે. તે બાદ રાણી બળશ્રીનો પૌત્ર[17] રાજા પુલુમાવી ગાદીએ આવ્યો છે અને તેના રાજ્યકાળે ૧૯મા વરસે, નીચે લખેલા શિલાલેખ નં. ૧૩ની હકીકત બની છે, જે ખુદ રાણી બળશ્રીએ સ્વપ્રેરણાથી[18] કોતરાવી દેખાય છે.

બન્ને નં. ૭ અને નં. ૮ લેખોનું સ્થળ નાશિક જ છે અને હુકમ ફરમાવનાર પણ બંનેમાં રાજા ગૌતમીપુત્ર શાતકરણિ જ છે, છતાં જે વસ્તુ સમજવા જેવી રહે છે તે નીચે પ્રમાણે છે. નં. ૭માં, રાજા પોતે વૈજ્યંતિ ગામે મુકામ નાંખી પડેલ છે અને ત્યાંથી ગોવરધન પ્રાંતના પોતાના અધિકારીને હુકમ કરે છે એટલે સ્પષ્ટ થાય છે કે, તે સમયે રાજા પોતે પણ લડાઈની દોરવણી કરતા હતા. તેમજ, જે સ્થાને લેખ કોતરાતો હોય ત્યાં કોતરતી વખતે રાજાની ઉપસ્થિતિ હોવી જ જોઈએ એમ નિશ્ચિતપણે માની લેવાનું નથી. રાજાનું નામ તો માત્ર સત્તાધિકાર સૂચવવા પૂરતું જ હોય છે.

નં. ૭નો સમય, રાજ્યકાળના ૧૮મા વર્ષનો છે જયારે નં. ૮નો સમય ૨૪મા વર્ષનો છે. બેની વચ્ચે ૬–૭ વર્ષનું અંતર છે. નં. ૭માં જણાવેલ હુકમ છોડતી વખતે રાજા વૈજ્યંતિમાં બેઠો છે જ્યારે નં. ૮માનો આદેશ કરતી વખતે પોતે કયાં છે તે જણાયું નથી. પરન્તુ તેનું રાજ્ય તરત સમાપ્ત થાય છે એમ ઉપરના પારિગ્રાફમાં લખી ગયા છીએ એટલે પોતાના રાજનગરથી બેઠા બેઠા અથવા આખરી મંદવાડમાં ધર્માદા તરીકેના દાન માટે[19] તે હુકમ પાઠવ્યો હશે એમ સમજાય છે. વળી આ અનુમાનને ડૉ. રેપ્સનના શબ્દોથી સમર્થન મળે છે. તેઓ લખે[20] છે કે " it is quite possible that some cause, such as failure of health in his later years, may have led to the association of queen Bala-Śri in the government=તદ્દન સંભવિત છે કે, તેની (રાજા ગૌતમીપુત્રની) જિંદગીના પાછલા વર્ષોમાં, બગડતી તબિયત જેવા કોઈ કારણને લીધે, રાજ્યવહીવટમાં રાણીશ્રી બળશ્રીની સહાય લેવી પડી હશે." ડૉ. રેપ્સનના ઉપરના વાકયમાંના પ્રથમાર્ધ સાથે અમે મળતા થઇએ છીએ. પરન્તુ ઉત્તરાર્ધ સાથે સંમત થઇ નથી શકતા, કેમકે રાણી બળશ્રીએ રાજવહીવટ પોતાના હાથમાં લીધાનું અન્ય પ્રમાણ મળતું નથી. કદાચ એમ કહેવામાં પણ આવે કે 'whose son is living' શબ્દો, જીવંત રાજાની ટૂંકી થતી જતી જીવનદોરીના, અંતિમ સમયસૂચક છે. એટલે રાજ્યવહીવટ ચલાવવા માટે કૌંસિલ જેવું કાંઈ તંત્ર નીમ્યું હોય ને તેમાં રાણી બળશ્રીને સામેલ રાખી હોય. પરન્તુ આ બેમાંથી એકે કારણ સંભવિત લાગતું નથી. કારણ કે જીવંત રાજા પ્રત્યે-ઉદ્દેશીને જો તે શબ્દો વપરાયા હોત તો, વાકયની રચના જ ફરી ગઈ હોત.[21] વળી કૌંસિલ જેવું તંત્ર જ નીમવાની જરૂર નહોતી, કારણ કે કુમાર પુલુમાવી

---

(૧૭) એટલે આ ગૌતમીપુત્રનો પુત્ર, કે ઉપરમાં જણાવેલ મોટાપુત્રનો પુત્ર, તે હતો એટલું તપાસવું રહે છે. પરંતુ જે સંયોગોમાં "હૈયાત પુત્ર" અને બીજી હકીકતનો ઉલ્લેખ થયો છે તથા રાજા ગૌતમીપુત્રનું મરણ તરત જ થયું છે તે બધું જોતાં, પેલા મોટા હૈયાત પુત્રનો જ પુત્ર ગાદીએ આવ્યો છે એમ સમજવું રહે છે.

(૧૮) આ લખવાના કારણ માટે આગળ જુઓ.

(૧૯) જેમ હિંદુઓમાં અત્યારે, મરણ સમયે ધર્માદા દેવાનો રિવાજ છે તેમ તે સમયે પણ હશે એમ સમજાય છે, કેમકે આ હુકમ કાઢયા પછી તરતમાં તેનું મરણ નીપજ્યું છે. આ હુકમ તેની માએ, રાજાના નામથી કાઢયાનું જે લખ્યું છે તે આ અનુમાનને સમર્થન કરે છે.

(૨૦) કો. આં. રે. પ્ર. પૃ. ૪૮.

(૨૧) જેમકે—

જે ગૌતમપુત્રની પાછળ ગાદીપતિ થયો છે તે પોતે પુખ્ત ઉંમરનો હતો તેમજ તે નિસંશય વારસદાર પણ ઠરી ચૂકયો જ હતો. આ સર્વ હકીકત તેના વૃત્તાંતથી જાણવામાં આવશે. આવા સંજોગોને લીધે જ આ સમયે રાજવહીવટમાં કોઈ પ્રકારનો ખાસ હિસ્સો રાણી બળશ્રીએ લીધો હોવાનો અમારે ઈન્કાર કરવો પડયો છે તથા તેણે જ સ્વપ્રેરણાથી તે હુકમ કઢાવ્યો હોય એમ લખવું પડયું છે. અને તેથી જ તેણીએ In the name of king Gautamiputra રાજા ગૌતમીપુત્રના નામે[૨૨] એવા શબ્દ વાપર્યા છે. જે આપણા અનુમાનને સમર્થન આપે છે.

---

### નં. ૯—કાર્લે

રાજા ગૌતમીપુત્ર શાતકરણિનો, પોતાના રાજ્યે ૧૮ મા વર્ષે, ચોમાસાની ઋતુમાં, ચોથું પખવાડિયું અને પ્રથમ દિવસે.

તે લેખની મતલબ આ પ્રમાણે છે.[૨૩] " It places on record an edict sent to the minister in charge of Māmāḍa (line 1) or Māmāla (line 2), no doubt the name of the Āhāra in which Karle was situated......The edict grants to the monks living in the caves of Valūraka the village of Karajaka in the Māmāla district=મામાડ (પંક્તિ ૧) કે મામાલ (પંક્તિ ૨) ઉપર અધિકાર ભોગવતા પ્રધાનને કરાયલ હુકમની તેમાં નોંધ છે; જે–જીલ્લામાં કાર્લે આવ્યું છે તેનું જ ખરેખર આ (મામાડ) નામ છે–વલુરકની ગુફાઓમાં વસતા તપસ્વીઓને મામાલ જીલ્લામાં આવેલા કરજક[૨૪] ગામની બક્ષીસનું તે ફરમાન છે."

ભાવાર્થ સંબંધી અમારે કાંઈ લવલેશ સૂચવવાનું નથી. નં. ૭ માં લખેલ ફરમાન પછી એ જ પખવાડિયે–એક મહિને–આ નં. ૯ નું ફરમાન છે, એટલે તેનો આદેશ પણ વૈજ્યંતિ મુકામેથી નીકળ્યો હતો એમ સમજવાનું છે અને તે પ્રમાણે જ સર્વે વિદ્વાનોનું માનવું થયું છે. જ્યાં અમારો મતફેર થાય છે તે માટે નીચેની સૂચના કરીએ છીએ. એટલું તો સ્પષ્ટ છે જ કે, નં. ૭ નું સ્થળ નાસિક અને નં. ૯ નું કાર્લે છે. બન્ને જો કે પાસે છે, પરંતુ તે સમયે તે બન્નેનો સમાવેશ ભિન્ન ભિન્ન નામના પ્રાંતમાં કરાતો હતો. નાસિકવાળા પ્રાંતનું નામ ગોવરધન અને કાર્લેનું મામાડ જણાવ્યું છે. મામાડને બદલે મામાલ પણ વંચાયું છે અથવા કહો કે, કોતરાયલ અક્ષરોમાં કાંઈક ફેરફાર દેખાયો છે (પછી તે ફેરફાર મૂળેથી જ ચાલ્યો આવ્યો છે કે ઋતુની અસરથી નીપજ્યો છે, કે કારિગરના હથિયારની ચાલાકીનું પરિણામ છે, તે નિરાળો પ્રશ્ન છે). પરંતુ અક્ષરના ઉકેલમાં આવા અનેક પ્રકારની ગુંચો નડતી હોવાથી અમારૂં એમ અનુમાન થાય છે કે, મામાડને સ્થાને મનમાડ (જેમ હાલમાં તે પ્રદેશ પાસે મનમાડ ગામે, જી. આઇ. પી નું મનમાડ જંકશન છે તેમ) હશે, તથા વલૂરકની ગુફાને સ્થાને આપણે જેને "ઇલોરા"ની ગુફા કહીએ છીએ તેવું સ્થાન સૂચવતો કોઈ શબ્દ હશે. આ શબ્દ સૂચવવાનું ખાસ પ્રયોજન એ છે કે, રાજા ગૌતમીપુત્ર દાનકર્તા છે. દાનનો હેતુ ગુફામાં રહેતા તપસ્વી મુનિ અને ઋષિઓના ઉપકારાર્થનો છે, વળી રાજા પોતે જૈનધર્મી છે (જુઓ તેનું વર્ણન અને સિક્કાચિત્રો) તેમજ કાર્લે અને ઇલોરાની ગુફાઓમાં જૈનસંપ્રદાયને લગતાં દશ્યો કોતરાયલાં

---

(a) In the name of the king Gautamiputra, but by the queen-mother or by king's mother.=ગૌતમીપુત્રના નામે પણ રાજમાતાએ અથવા રાજાની માએ.

(b) whose son is living=જેનો પુત્ર હૈયાત છે. આવા શબ્દો લખવાની જ જરૂર ન હોત; માત્ર (a) વાળા શબ્દો જ પુરતા છે.

(૨૨) આ શબ્દો બતાવે છે કે કૌંસિલનો વહીવટ નહોતો જ.

(૨૩) કો. આં. રે. પ્ર. પૃ. ૪૯.

(૨૪) જી. આઇ. પી. રેલવેનું હાલનું કરજત સ્ટેશન વાળું સ્થાન હશે કે?

અદ્યપર્યંત જળવાઈ રહેલાં નજરે પડે છે. આવાં અનેકવિધ કારણથી ઉપર જણાવ્યા પ્રમાણે સૂચનો કરવાં પડે છે. લિપિ વિશારદો આ ઉપર લક્ષ આપશે એવી વિનંતિ છે.

હવે એક મુદ્દો-અને તે બાદ આ લેખની વિગત બંધ કરીશું. વિદ્વાન લેખકે જે જણાવ્યું છે કે, "The present edict was also issued by Gautamiputra Śatakarni as a result of his victory over Nahapan=નહપાણ ઉપર વિજય મેળવ્યાના સબબે જ ગૌતમીપુત્ર શાતકરણિએ વર્તમાન ફરમાન પણ કાઢયું હતું." મતલબ કે નં. ૭ અને નં. ૯ના લેખો નહપાણને[૨૫] જીત્યાબાદ તરત કોતરાવ્યાનું તેઓ માને છે. ખરી હકીકત તેમ નથી. નહપાણ તો કયારનો મરી પણ ગયો છે. તે બાદ કેટલાંય વર્ષે તેની ક્ષહરાટ પ્રજા[૨૬] ઉપર આ શાતકરણિએ જીત મેળવી છે, કે જેના સ્મારક તરીકે તે લેખ કોતરાવ્યો છે. એટલે કે ક્ષહરાટ નહપાણ ઉપરની જીત નથી, પરંતુ તે જે પ્રજાનો હતો તેવી ક્ષહરાટ અને તેને મળતી અન્ય પ્રજા ઉપર જીત મેળવી હતી એમ લેખવાનું છે.

---

## નં. ૧૦—અમરાવતી

વસિષ્ઠપુત્ર સ્વામીશ્રી પુલુમાવી; વર્ષની સાલ ભૂંસાઇ ગઇ છે.

Records a gift to the Amravati Top [ line 2; mahācitya=the great caitya ]= અમરાવતી ટોપને બક્ષીસ આપ્યાની નોંધ છે (પંક્તિ ૨, મહાચિત્ય=મહા ચૈત્ય).

લેખ વિશે નોંધવા જેવું નથી. અહીં જે મહાચૈત્યને બક્ષીસ આપવાનું લખ્યું છે, તે કલિંગપતિ ખારવેલે હાથીગુંફાના લેખમાં જણાવ્યા પ્રમાણે ૩૫ લાખ દ્રવ્ય ખરચીને કૃષ્ણા નદીના કિનારે બેન્નાતટનગરે જે મહાચૈત્ય પ્રસાદ બંધાવ્યો હતો ( વિશેષ હકીકત માટે જુઓ પુ. ૪માં તેનું વૃત્તાંત) તે સમજવાનો છે. અદ્યપર્યંત આની ઓળખ કોઈ વિદ્વાને આપ્યાનું અમારા જાણવામાં આવ્યું નથી. પુ. ૪માંનું વૃત્તાંત લખતી વખતે અમે જે અનુમાન દોર્યું હતું તે પણ સઘળી પરિસ્થિતિથી વાકેફ થઈને સ્વતંત્ર રીતે જ દોર્યું હતું. અમારા તે અનુમાનને અહીં વર્ણવેલા આ અમરાવતી સ્તૂપના શિલાલેખથી સમર્થન મળે છે એટલે હવે તે હકીકત, સત્યઘટના તરીકે પુરવાર થાય છે, ઓરિસ્સા સરકાર તરફથી કલિંગદેશના ઈતિહાસને લગતું પુસ્તક હાલ જે લખાઈ રહ્યું છે તેના વિદ્વાન સંપાદક ડૉ. પાંડયાએ, સમ્રાટ ખારવેલના ચરિત્ર અને હાથીગુંફાના લેખ ઉપર અવનવો પ્રકાશ પાડયો છે તેમણે અમને આ બાબત બે એક પત્ર લખ્યા હતા પરન્તુ આ પુરાવો ત્યાં સુધી અમને મળી આવ્યો નહોતો. એટલે અમારા પુ. ૪નું લખાણ જોઈ લેવા વિનંતિ જ માત્ર કરી હતી.પરંતુ આ લેખથી હવે સાબિત થયું કે રાજા શાતકરણિ વસિષ્ઠપુત્ર અને કલિંગપતિ એક જ સંપ્રદાયના હતા-એટલે કે બન્ને જૈનધર્મ પાળતા હતા. આ હકીકત શાતકરણિઓના સિક્કાઓથી પણ પુરવાર થઈ છે. અમરાવતી સ્તૂપને (જુઓ તે વિષય)[૨૭] અત્યાર સુધી બૌદ્ધધર્મના સ્મારક તરીકે લેખાવાય છે તે ભૂલભરેલું છે; તેમજ આ અમરાવતી ઉર્ફે બેન્નાતટનગરની (જુઓ ઉપરમાં) જાહોજલાલી ઈ. સ. ની પ્રથમ સદી સુધી તો જળવાઈ રહેલી દેખાય છે.

---

## નં. ૧૧—૧૨ નાસિક

બન્ને વસિષ્ઠપત્ર સ્વામીશ્રી પુલુમાવીના છે પહેલામાં બીજું વર્ષ, શિયાળાનું ચોથું પખવાડિયું, છઠ્ઠો (આઠમો)

(૨૫) સરખાવો ઉપરની ટીકા નં. ૧૪ તથા ૨૬.

(૨૬) આ બન્નેનો સમય (તેમના વૃત્તાંતે જુઓ) સરખાવવાથી ખબર પડશે.

[ નહપાણનું મરણ ઈ. સ. પૂ. ૭૪ માં છે; અને ગૌતમીપુત્ર શાતકરણિની જીત ઇ. સ. પૂ. ૫૨-૫૩ માં છે. કદાચ તેથી પણ બેત્રણ વર્ષ આગળની છે; એટલે બે વચ્ચે લગભગ ૨૦-૨૨ વર્ષનું અંતર છે ].

(૨૭) સરખાવો પુ. ૧, પૃ. ૩૧૨ ટીકા ન. ૭૮.

દિવસ. તથા બીજામાં છઠ્ઠું વર્ષ, ઉનાળાનું પાંચમું પખવાડિયું (પહેલો) દિવસ.

આ બન્ને લેખ વિશે ખાસ લખવા જેવું નથી. નં. ૧૧માં સ્વામિશ્રી અને પુળુમાઈ શબ્દો છે જ્યારે નં. ૧૨માં શ્રી પુલુમાયી છે. પરંતુ આ ફેરફારો કાંઇ ઐતિહાસિક હકીકતને સ્પર્શ કરતા નથી એટલે તે ઉપર ચર્ચાની જરૂર નથી.

---

### નં. ૧૩—નાસિક

વાસિષ્ઠીપુત્ર શ્રી પુલુમાવી, ૧૯ મું વર્ષ, ઉનાળાનું બીજું પખવાડિયું, અને તેરમો દિવસ.

આ શિલાલેખ અતિ મહત્ત્વપૂર્ણ છે. કારણ કે તેમાં ગૌતમીપુત્ર શાતકરણિના તથા તેની પાછળ ગાદીએ બેસનાર વાસિષ્ઠિપુત્ર શાતકરણિના જીવન ઉપર ખૂબ ખૂબ પ્રકાશ પડે છે અને તે પણ તે બન્નેની અંતરની સગી થતી એક વ્યક્તિ તરફથી કોતરાયલ છે એટલે વિશ્વસનીય માહિતીરૂપ ગણાય તેમ છે. તે વિશે ડૉ. રેપ્સન લખે છે કે "This is an inscription of Queen Gautamiputra Bala-Śri, the mother of Gautami Śri-Śatakarṇi and the grandmother of Pulumavi, the Lord of Deccan......It records the donation of a cave by Queen Bala-Śri to the Buddhist monks of the Bhadāvaniya school dwelling on mount Triraśmi, and of the gift of Pulumavi of the village of 'Pisajipadaka' for its support=ગૌતમીપુત્ર શ્રી શાતકરણિની મા, અને દક્ષિણાપથેશ્વર[૨૮] પુલુમાવીની પિતામહી-દાદી, રાણી ગૌતમી બળશ્રીનો[૨૯] આ લેખ છે...તેમાં ત્રીરશ્મિ[૩૦] શૃંગ ઉપર રહેતા 'ભદાવનીય'[૩૧] સંપ્રદાયવાળા બૌદ્ધ[૩૨] સાધુઓને રાણી બળશ્રી તરફથી ગુફાની ભેટ અપાયાની,

---

(૨૮) દક્ષિણાપથેશ્વર અને દક્ષિણાપતિમાં શું ફેર છે, કોણ મોટું ગણાય તેની ચર્ચા માટે આગળ ઉપર અગિયારમો પરિચ્છેદ જુઓ.

(૨૯) જૈન સાહિત્યમાં "રાણાશ્રી બળશ્રી"ની સભામાં (ક. સૂ. સુ. ટી. પૃ. ૧૨૮) કે રાજદરબારમાં અમુક વાદ થયો એવા ઉલ્લેખો આવે છે. તે રાણાનો અને આ રાણી-માતા બળશ્રીનો સમય લગભગ એક આવે છે. અને આ જૈન મતાનુયાયી, પ્રબળ ભાવનાશાળી અને લાગવગ ધરાવતી વ્યક્તિના સાનિધ્યમાં ચર્ચા થાય તે પણ સુયોગ્ય લાગે છે. હાલ તો આટલી સૂચના કરી, વિશેષ સંશોધન ઉપર તે હકીકતને છોડી દેવી રહે છે.

(૩૦) જ્યારથી ચંદ્રગુપ્ત સમ્રાટ દીક્ષા લઇને, તેમના ગુરૂ શ્રીભદ્રબાહુ સાથે દક્ષિણમાં વિહાર કરી ગયા છે, ત્યારથી આ ગોદાવરી અને કૃષ્ણા નદીના મૂળવાળા પાર્વતીય પ્રદેશમાં, જૈન સાધુઓની સ્થિતિ વિશેષ થવા માંડી છે. તેથી જ જૈનધર્મી નહપાણ અને રૂષભદત્તે, જુન્નેર, પૈંઠણ, નાસિક, કન્હેરી આદિ તેમનાં તીર્થધામોથી ભરચક એવા આ પ્રદેશ મેળવવા વારંવાર યુદ્ધો ખેલ્યાં છે. વળી સરખાવો ચતુર્થ પરિચ્છેદે રાજગાદીના સ્થાનવાળી હકીકતનું વર્ણન તથા પુ. ૪, પૃ. ૨૧૭ની હકીકત તથા પુ. ૩ના અંતે આભિર અને ત્રિકૂટક રાજાઓનું વૃત્તાંત. શ્રીભદ્રબાહુ પછી દસમી પેઢીએ થયેલ શ્રીવજ્રસ્વામિનું સ્વર્ગગમન (જુઓ નીચેની ટીકા નં. ૩૭) તથા તે બાદ થયેલ કેટલાક આચાર્યોનો વિહાર પ્રદેશ આ ત્રિરશ્મિ પર્વત સમન્વય છે અને તેથી જ તે સમયે જૈન મતાનુયાયીઓ આ સ્થાનને પવિત્ર ગણી અતિ મહત્વ આપતા દેખાય છે.

(ભદ્રબાહુ અને તેમની પેઢી માટે નીચેનું વૃક્ષ અને તે પહેલાંની પેઢી માટે પુ. ૨, પૃ. ૩૦, ટી. નં. ૧૨૬ જુઓ)

(૩૧) રાજા શાતકરણિનો ધર્મ જૈન છે. એટલે આ 'ભદાવનીય' શબ્દ પણ તેના ધર્મને લગતી કોઇ શાખાનોજ સંભવે છે. સે. બુ. ઇ. પુ. ૨૨ માં આને લગતા નામો પ્રો. જેકોબીએ આપ્યાં છે તે જુઓ. જૈન વિદ્વાનો આ બાબત તપાસ કરે એવી વિનંતિ છે. અથવા તેના ઉકેલમાં કાંઇ હેરફેર થઇ હોય તો તે તપાસી જોવું રહે છે. અમને કોઈ જાતની માહિતી ન હોવાથી કાંઇ ચોક્કસ કરી શકતા નથી.

(૩૨) વિદ્વાનોએ પોતાની માન્યતા પ્રમાણે બૌદ્ધ શબ્દ જ વાપર્યે રાખ્યો છે. વાંચકોને હવે ધીમે ધીમે ખાત્રી થતી જતી હશે કે, તે શબ્દમાં ફેરફાર કરવાની જરૂરિયાત ઉભી થતી જાય છે.

તથા તેના નિભાવ માટે 'પિસાજીપદક' નામે[33] ગામડું પુલુમાવીએ બક્ષીસ આપ્યાની નોંધ કરી છે." આટલું લખીને ગ્રન્થકર્તાએ, રાણીબળશ્રીના પુત્ર ગૌતમીપુત્રના પુત્ર તરીકે વાસિષ્ઠિપુત્ર શ્રી પુલુમાવીને જણાવતો કોઠો બતાવ્યો છે. પરન્તુ આપણે આગળ ઉપર સાબિત કરીશું કે વસિષ્ઠપુત્ર તે ગૌતમીપુત્રનો પુત્ર નથી. પરંતુ તેના મોટાભાઈનો પુત્ર એટલે ભત્રીજો થાય છે. બાકી રાણી બળશ્રીનો પૌત્ર થતો તે વાત તો બરાબર જ છે. બીજી હકીકત એ છે કે, જ્યાં ત્યાં સાધુઓ અને તપસ્વીઓ માટે કોઈ ગામડું (ગામડાની પેદાશ) પણ સાથે સાથે બક્ષીસ આપ્યાની જે વાત શિલાલેખોમાં વિચારપૂર્વક જણાવવામાં આવે છે તે સાબિતી આપે છે કે, પ્રાચીન સમયે રાજકર્તાઓ પોતાના ધર્મપ્રત્યે કેવાં પ્રેમ-કાળજી અને ધગશ ધરાવતા હતા (પુ ૨માં સિક્કા પ્રકરણે દર્શાવેલી હકીકત સાથે સરખાવો). તેમ એ પણ સ્પષ્ટ થતું જાય છે કે, પૂર્વકાળે ઋષિમુનીઓ કે આત્મચિન્તનાર્થે તલસતા અભ્યર્થીજનો, વસતીમાં-સંસારમાં રહેલા મનુષ્યના સંસર્ગમાં નહોતા રહેતા પણ ગિરિશિખરો અને ગુફાઓ જેવાં એકાંત અને નિર્જન સ્થળોમાં જ રહેવાનું પસંદ કરતા[34] હતા તથા તેમને નિભાવવા માટેનો બોજો વસતી કે પ્રજા ઉપર નહીં પણ રાજ્ય ઉપર કે રાજકર્તા ઉપર જ રહેતો હતો.

લેખના હાર્દ વિશે આટલી સામાન્ય ચર્ચા કરીને હવે તેની ઐતિહાસિક બાજુ તરફ વળીશું. ડૉ. રેપ્સન જણાવે[35] છે કે, "The great historical importance of the inscription consists in the information which it gives as to the extent of Gautamiputra's dominion and the events of his reign=તે લેખનું મહાન ઐતિહાસિક મહત્ત્વતો, ગૌતમીપુત્રના રાજ્યના વિસ્તારને લગતી તથા તેના રાજ્યના અન્ય બનાવોને લગતી જે માહિતી તેમાં અપાઈ છે તેને લીધે છે. આ પરત્વે પોતાના વિચાર સંક્ષિપ્તમાં (પ્ર. પૃ. ૩૧, પારિ ૪૨ જુઓ) જણાવી દીધા છે કે, In Queen Bala-Śri's inscription Gautamiputra is styled king of the following countries:—Asika, Asaka, Muḷaka, Suratha, Kukura, Aparānta Anūpa, Vidarha, Ākara, Avanti (p. xxxiii); Gautamiputra is further styled 'lord' of the following mountains:-Vindhyā, Ṛkṣvat or Ṛkṣa Paripātra, Sahyādris, Krishnagiri, Maca, Srīstana, Malaya, Mahendra, Seṭagiri and Cakora=રાણી બળશ્રીના શિલાલેખમાં નીચે જણાવેલ પ્રદેશના[36]

(૧) શ્રી ભદ્રબાહુ મ. સં. ૧૫૬ થી ૧૭૦
|
(૨) સ્થૂલિભદ્ર ૧૭૦-૨૧૫=૪૫
|
(૩) (આર્ય)મહાગિરિ ૨૧૫-૨૪૫=૩૦ | (૪) (આર્ય)સુહસ્તિ ૨૪૫-૨૯૨=૪૭ (સમ્રાટ પ્રિયદર્શિનના ગુરૂ)
|
(૫-૬) (આર્ય)સુસ્થિ અને (આર્ય)સુપ્રતિબદ્ધ ( બન્ને મળી ૨૯૨ થી ૩૭૬=૮૪ )
|
(૭) ઇંદ્રદિન્ન ૩૭૬-૪૫૩=૭૭
|
(૮) દિન્ન ૪૫૩-૪૭૦=૧૭
|
(૯) સિંહગિરિ ૪૭૦-૫૪૮=૭૮
|
(૧૦) વજ્ર ૫૪૮-૫૮૪=ઈ. સ. ૨૧ થી ૫૭=૩૬= (શકારિ વિક્રમાદિત્ય તથા તેના પછી ત્રણ રાજાના સમકાલિન; જન્મ ઇ. સ. પૂ. ૩૧)

(૩૩) નીચેનો શિલાલેખ નં. ૧૪ જુઓ.

(૩૪) જૈનધર્મના તીર્થંકરોના મોક્ષસ્થાનો પણ આ કારણથી જ પાર્વતીય પ્રદેશમાં આવ્યાં સમજવાં ( જુઓ પુ. ૧ પૃ. ૭૬ ટી. નં. ૧૩ તથા સરખાવો પુ. ૨ માં પ્રિયદર્શિનના ખડક લેખોવાળાં સ્થળો.

(૩૫) કે. આં. રે. પ્ર. પૃ. ૫૦.

(૩૬) આ પ્રદેશના તથા પર્વતનાં કેટલાંક નામો ભૂ-

રાજવી તરીકે ગૌતમીપુત્રને સંબોધ્યો છેઃ—અસિક, અસક, (અશ્વક), મૂળક, સુરઠ,(સૌરાષ્ટ્ર) કુકુર, અપરાંત, અનૂપ, વિદભ (વિદર્ભ), આકાર, અવંતિ (પ્ર. પૃ. ૩૩ જુઓ);તે ઉપરાંત ગૌતમીપુત્રને નીચેના પર્વતનો સ્વામી હોવાનું પણ જણાવ્યું છે; વિંધ્યા, રૂક્ષવત્,[૩૭] ઉર્ફે રૂક્ષ, પારિપાત્ર, સહ્યાદ્રિ, કૃષ્ણગિરિ[૩૮], મચ, શ્રીસ્તન, મલય, મહેન્દ્ર, સેઢગિરિ (શ્વેતગિરિ કે શ્રેષ્ઠગિરિ) અને ચકોર." આ પ્રમાણે લખીને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવતા હોય તેવા ઉદ્ગાર (જુઓ પૃ. ૩૬) કાઢે છે કે "While the place-names in the inscription thus merely record the conquests of Gautamiputra and in no way represent the extent of his empire, the names of the mountains mentioned more adequately vindicate his claim to be called 'the Lord of the Daccan (Dakṣiṇapathapati)' the heriditary title of the Sātavahana dynasty=જોકે લેખમાંનાં સ્થળોનાં નામો ઉપરથી ગૌતમીપુત્રે મેળવેલ જીતોની[૩૯] નોંધ નીકળે છે અને તે ઉપરથી કોઈ પણ રીતે તેના સામ્રાજ્યનું માપ[૪૦] નીકળી શકતું નથી, છતાં જે પર્વતોનાં નામનો નિર્દેશ કરાયો છે તે ઉપરથી તો તેને જે દક્ષિણાપથપતિ (કે જે ઉપનામ શાતવહન વંશનું જ[૪૧] છે) કહેવામાં આવે છે તે દાવો વિશેષ સ્પષ્ટ-

---

ગોળમાં જાણીતા છે અને કેટલાંક સંશોધન માગે છે. ઘણાની ઓળખ પુ. ૨ માં પ્રિયદર્શિનના વર્ણને સુદર્શન તળાવની પ્રશસ્તિમાં, તથા પુ. ૪ માં રૂદ્રદામનના વૃત્તાંતમાં અપાઇ ગઇ છે ત્યાંથી જોઇ લેવી.

બાકી જે ઉપયોગી નથી તે મૂકી દીધાં છે. તેમ કેટલાકની માહિતી મળતી નથી અથવા તો શંકામય છે.

(૩૭) ક. સૂ. સુ. ૧૩૦:-પોતે એટલે વજ્રસૂરિ (જુઓ ઉપર ટી. નં. ૩૦) સાથે રહેલા સાધુની સાથે રથાવર્ત પર્વત ઉપર જઇ અનશન કરી દેવલોકે ગયા (સોપારક નગરમાં પોતે સ્થિતિ કરીને રહ્યા હતા તેના અનુસંધાનમાં ઉપરનું વાક્ય ઉચ્ચારાયું છે). એટલે કે ત્યાંથી પોતે રથાવર્ત પર્વત ઉપર ગયા છે. જેથી સમજવું રહે છે કે, આ પર્વત સોપારક નગરની બહુ નજીકમાં હશે. વળી રાજા હાલ શાલિવાહનના વૃત્તાંતે તેની ધાર્મિક પ્રવૃત્તિવાળા પારિગ્રાફે જુઓ.

(૩૮) કો. આં. રે. પૃ. ૩૩:—The Black Mountain, which is mentioned in the Kanheri inscription and from which, no doubt Kanheri takes its name=કાળોપર્વત, જેનું કન્હેરી લેખમાં વર્ણન અપાયું છે (જુઓ આ. સ. વે. ઈ. પુ. ૫, પૃ. ૭૯ ટી. નં. ૧૫ તથા પૃ. ૮૪ ટી. ૨૪) અને જે ઉપરથી કન્હેરીનું નામ (જુઓ નીચે શિલાલેખ નં. ૨૨) પડયું હોય એમ શંકારહિત લાગે છે.

ઉપરની ટીકા નં. ૩૦ની હકીકત સાથે સરખાવો.

(૩૯) એકરીતે કહીએ તો આ જીતો તેણે મેળવી પણ કહેવાય, પરંતુ તે લડાઇઓમાં તેણે સ્વતંત્રપણે ભાગ નહીં ભજવતાં, પોતાના મિત્ર એવા ગર્દભીલવંશી ભૂપતિઓની કુમકે રહીને લડયો છે એટલે તેનો યશ અને ભૂપ્રાપ્તિનો લાભ, તે ગર્દભીલોના નામે ચડાવાયો છે (જુઓ પુ. ૪માં તેમનું વૃત્તાંત. આ વંશના અને ગર્દભીલવંશી સિક્કાઓમાં અવંતિનું cross & balls વાળું ચિન્હ પણ આ કારણને લીધે જ છે, તથા સૌરાષ્ટ્રની ભૂમિમાંથી ગૌતમીપુત્રના સિક્કાઓ જે મળી આવે છે તે તથા સાંચી સ્તૂપ ઉપર શાતકરણિનો લેખ પણ આ કારણને લીધે છે. જુઓ ઉપરમાં લેખ નં. ૪નું વર્ણન; તે સર્વ આ સ્થિતિની સાબિતીરૂપ સમજવું.) સરખાવો નીચે ટી. ૪૦.

(૪૦) ઉપર નિર્દિષ્ટ થયેલ સ્થળોનાં-પ્રદેશનાં નામો જોનારને તો તુરત લાગશે જ કે તેનું સામ્રાજ્ય ઉત્તર હિંદમાં પણ વિસ્તરેલું હોવું જોઇએ, છતાં તેમ નથી બનવા પામ્યું તે માટે જ આ ઉદ્ગારો સાક્ષીરૂપ સમજવા. (ઉપરની ટીકા ૩૯ સરખાવો).

(૪૧) આખા શાતવહન વંશનું તેમણે કહી દીધું છે તે વ્યાજબી નથી. આમ બોલવાને તેમણે જો કે કારણ બતાવ્યું છે કે, ઉપરના લેખ નં. ૧, તથા આ નં. ૧૩ ના લેખમાં તે શબ્દ વપરાયો છે, તેમતો પુલુમાવી વાસિષ્ઠપુત્રના સંબંધમાં દક્ષિણાપથેશ્વર પણ વપરાયો છે. પરંતુ ખરી હકીકત એ છે કે, નં ૧ અને ૧૩વાળા શાતવાહન વંશીઓ તેવા પરાક્રમી થયા હતા તેમજ તેમના સામ્રાજ્યનો વિસ્તાર પણ આખા દક્ષિણ હિંદમાં પ્રસરી રહ્યો હતો અને તેથીજ માત્ર બે ચાર જણાનેજ તે ઉપનામ આપી શકાય તેમ છે, નહીં કે દરેકે દરેકને.

પણે દેખાઇ આવે છે."

વળી આગળ જતાં પારિ. ૪૫માં વસિષ્ઠપુત્ર શાતકરણિની કારકીર્દિનું વર્ણન કરતાં કહે છે કે "Gautamiputra Srī-Satakarṇi, was succeeded by his son Vasisthīputra Srī-Pulūmāvi who is known to have required for at least 24 years...whom Rudradaman (inscr. dated Śaka 72=A.D.150) twice in fair fight completely defeated. It is significant that in this inscription the terrtorial titles which Gautamiputra won by his conquests are not inherited by his son who is simply styled 'Lord of the Deccan (Dakṣiṇāpatheśvara)= ગૌતમીપુત્ર[૪૨] શ્રી શાતકરણિની પછી તેનો પુત્ર વસિષ્ઠપુત્ર શ્રીપુલુમાવી ગાદીએ બેઠો છે. તેણે ઓછામાં ઓછું ૨૪ વર્ષ રાજ્ય કર્યું છે-જેને બે વખત ખુલ્લા યુદ્ધમાં સંપૂર્ણપણે રૂદ્રદામને હરાવ્યો હતો (શિલાલેખની સાલ શક ૭૨=ઈ. સ. ૧૫૦)...ખાસ નોંધવાલાયક છે કે, પોતે મેળવેલ જીતને લીધે ગૌતમીપુત્રે જે ઉપનામો બિરૂદો-પ્રાપ્ત કર્યા હતાં તે આ શિલાલેખમાં તેના પુત્રને લગાડવામાં[૪૩] આવ્યાં નથી, તેને તો માત્ર દક્ષિણાપથેશ્વર જ કહીને સંબોધ્યો છે.

ઉપરના કથનમાં અનેક હકીકતનો વિરોધ આપણે નોંધાવવો પડે તેમ છે. (૧) પ્રથમ તો પુલુમાવી તે ગૌતમીપુત્રનો પુત્ર (ઉપર ટી. નં. ૧૭ તથા પૃ. ૯૭ની હકીકત) નથી પણ ભત્રીજો થાય છે. પરંતુ તે મુદ્દો કાંઈ ગંભીર નથી. (૨) પુલુમાવીનું રાજ્ય તો લગભગ ૬૫ વર્ષ સુધી ચાલ્યું છે (જુઓ વંશાવળી) પરન્તુ અહીં ઓછામાં ઓછું ૨૪ વર્ષ[૪૪] ચાલ્યાનું જણાવાયું છે એટલે આપણે ખાસ વિરોધ ઉઠાવવાનું પ્રયોજન નથી જ. બાકી ગૌતમીપુત્ર શાતકરણિનો રાજ્યકાળ ૨૪ વર્ષે પૂરો થયો હતો એટલું સત્ય છે. (૩) રૂદ્રદામને બે વખત હરાવ્યાની વાત-સુદર્શનના તળાવની પ્રશસ્તિ ઉપરથી ઉપજાવી કાઢી છે. પુ. ૨. પૃ. ૩૯૩-૭ અને પુ. ૪માં પૃ. ૨૦૮થી ૧૬૯ સાબિત કરી ગયા પ્રમાણે તે સર્વ હકીકત તો સમ્રાટ પ્રિયદર્શિનની યશગાથારૂપે લખાઈ છે. રૂદ્રદામનને તેમાં સંબંધ નથી. વળી તે પ્રશસ્તિમાં કો. આં. રેના ઉતારામાં ૭૨ની સાલનો આંક પણ નથી પરંતુ મૂળ એ. ઈ. પુ. ૮માં છે. એટલે કે તેમણે તો રૂદ્રદામનના અન્ય લેખમાંના આંક સાથે ઘટાવીને લખી દીધી છે છતાં રૂદ્રદામનની હૈયાતિનો તે સમય હોઈને આપણે સ્વીકારી લઇશું. પરંતુ રૂદ્રદામનનો સમય ઈ. સ. ૧૫૦ નથી તેનો સમય તો પચીસ વર્ષ મોડો છે (જુઓ પુ. ૪ તેનું વૃત્તાંત) તે તેમના જણાવ્યા પ્રમાણે પેલા ગ્રીક ભૂગોળવેત્તા ટોલેમીને ચષ્ઠણના સમકાલીન તરીકે ગણવાથી સાબિત કરી શકાય છે. છતાં ઇતિહાસમાં જ્યાં

(૪૨) આ નામવાળી વ્યક્તિઓને નં ૧૭ અને નં ૧૮ ધારીને લખાણ કર્યું છે. પરંતુ હવે આપણને માહિતી મળી રહી છે કે, એક નામની અનેક વ્યક્તિઓ થઇ છે તો પછી નં. ૧૭ને બદલે નં. ૨૪ કે ૨૬ કાં ન હોય તેમજ નં. ૧૮ ને સ્થાને નં. ૨૫ કે ૨૯ કાં ન હોય. (સરખાવો નીચેની ટીકાઓ નં.૪૩ તથા ૪૪) જો કે રૂદ્રદામનને લગતી હકીકત તો નીપજાવી કાઢેલી હવે પુરવાર થઇ છે એટલે અત્રે જે વિચારો દર્શાવાયા છે તે બહુ મહત્ત્વના નથી ઠરતા. નં. ૧૭, ૧૮ના જીવનચરિત્રે કરેલ વિવેચનથી સ્પષ્ટ થઇ જાય છે કે, આ નં. ૧૩નો લેખ નં. ૧૭, ૧૮ના આંકપતિને આશ્રયીનેજ લખાયલ છે.

(૪૩) ઘણાં નામોવાળા પ્રાંતોની જીત મેળવી તેથી તે મોટો નથી ઠરતો, ઘણાં નામો એકઠા કરવાથી જે વિસ્તાર બને, તેના કરતાં યે ઘણો મોટો વિસ્તાર કેવળ એક નામથી પણ સૂચવી શકાય છે.

વળી દક્ષિણપતિ અને દક્ષિણાપથેશ્વર વચ્ચેનો ભેદ કોઇએ ઉકેલી બતાવ્યો નથી એટલે તેમની સરખામણી અસ્થાને છે (સરખાવો ઉપરની ટીકા ૪૨ તથા નીચેની નં.૪૪)

(૪૪) ૨૪ વર્ષ છે એટલે અહીં નં. ૨૬નોજ લેખવાનો છે, વળી નં. ૨૪, ૨૫ અને ૨૬વાળામાં પણ ગૌતમીપુત્ર વાસિષ્ઠપુત્ર એમ, કોઈ ઉપરનો કે કોઈ પાછળનો છે, તે જ પ્રમાણે નં. ૨૭, ૨૮ અને ૨૯નું પણ છે. વળી તે સર્વેનો સમય ચષ્ઠણ અને રૂદ્રદામનના સમસમયી તરીકે પણ છે. એટલે કયો કોણ, તે નકી કરવું જરા મુશ્કેલ છે.

ચોકસાઈનું તત્ત્વ ન હોય ત્યાં ૨૫-૩૦ વર્ષનું અંતર ચલાવી લઈ શકાય તેવું ગણાય છે. તે હિસાબે રૂદ્રદામનનો સમય ઈ. સ. ૧૫૦નો કબૂલ રાખતાં પણ વસ્તુસ્થિતિનો મેળ ખાય તેમ નથી. કેમકે આ વસિષ્ઠપુત્ર શાતકરણિનું મરણ જ (જુઓ વંશાવળી) રૂદ્રદામનના સમય પહેલાં લગભગ સો વર્ષ ઉપર થઈ ગયું છે. એટલે તેની સાથે યુદ્ધમાં ઉતરવાની કલ્પના જ વંધ્યાપુત્ર જેવી કહેવાય. રૂદ્રદામનને દક્ષિણના સ્વામી એવા આંધ્રપતિ સાથે યુદ્ધમાં ઉતરવું પડયું છે, પણ તે વ્યક્તિ જ અન્ય છે. મતલબ કે આખોયે રૂદ્રદામનનો પ્રસંગ જ[૪૫] તદ્દન ઉપેક્ષા કરવા યોગ્ય છે. (૪) સૌથી વિશેષ વાંધા પડતી બાબત હવે આવે છે. ગૌતમીપુત્રને રાણીશ્રી બળશ્રીએ દક્ષિણાપથપતિ (કો. આં. રે. પૃ. ૩૬; તથા ઉપરમાં પૃ. ૧૦૩) અને વસિષ્ઠપુત્રને દક્ષિણાપથેશ્વર (કો આં. રે. પૃ. ૩૮; તથા ઉપરમાં પૃ. ૧૦૪) કહીને સંબોધ્યો છે. આ બંને શબ્દોમાં દક્ષિણાપથ સામાન્ય શબ્દ છે; ઉપરાંત એકમાં પતિ અને બીજામાં ઈશ્વર શબ્દ સમાસરૂપે જોડયા છે. પતિ શબ્દથી કેવળ સ્વામિત્વ સૂચવાય છે જ્યારે ઈશ્વર શબ્દથી માલિકી, મોટાઈ, ચડિયાતાપણું બતાવવા ઉપરાંત પૂજ્યભાવ પણ દર્શાવાય છે. મતલબ કે દક્ષિણાપથપતિ કરતાં દક્ષિણાપથેશ્વરનો હોદ્દો ઘણા પ્રકારે ચઢિયાતો છે, છતાં કો. આં. રે. ના વિદ્વાન લેખકે ઉતરતો[૪૬] ગણાવ્યો છે. સમજાય છે કે, આ સમાસનો અર્થ રૂદ્રદામનની હકીકત સાથે મેળ ખાતો કરવા પૂરતો જ તેમનો ઉદ્દેશ હશે. બાકી આપણે આ બન્ને કાકા-ભત્રીજા-ભૂપતિઓનાં વૃત્તાંતમાં સાબિત કરી આપીશું કે, ભત્રીજો અનેક રીતે કાકા કરતાં ચઢિયાતો જ હતો અને રાણી બળશ્રીએ અર્પેલાં બિરુદો યોગ્ય જ હતાં.

## નં. ૧૪—નાશિક

વસિષ્ઠીપુત્ર શ્રી પુલુમાવી, રાજ્યના ૨૨મા વર્ષે, ઉનાળાનું (?) પખવાડિયું સાતમો દિવસ.

This is a continuation of the last, Pulumavi the Lord of Navanagar (Navanara-Swami) sends an order to his minister in Govardhana that the village of 'Sudasana' (Skt; Sudarśana) given to the monks on the date mentioned in the last inscription, shall be exchanged for the village of 'Sāmalipada' 'Sudarsana must therefore be another name of the village of Pisājipadaka= છેલ્લા (લેખ)ના અનુસંધાનમાં આ લેખ છે. નવનર સ્વામિ[૪૭] -(નવનરપતિ અથવા નગરપતિ) ગોરધન પ્રાંતના પોતાના સૂબાને ફરમાવે છે કે, આગળનાં લેખમાં દર્શાવેલી મિતિએ સાધુઓને જે સુદર્શન ગામ અપાયું છે તેને બદલે સામલીપદ ગામ હવે આપવું. તે ઉપરથી સમજાય છે કે, પીસાજીપદકના ગામડાનું બીજું નામ સુદર્શન હોવું જોઈએ.

આમાં પીસાજીપદક (જુઓ નં. ૧૩નો લેખ)નું બીજું નામ સુદર્શન હતું એમ સ્પષ્ટપણે સમજાય છે. તે ઉપરાંત જે આપણે ચર્ચા કરવા યોગ્ય મુદ્દો છે તે તો પુલુમાવીના ઉપનામને લગતો જ છે. ડૉ. ભાઉદાજી (જ. બો. બ્રૅ. રો. એ. સો. પુ. ૮. પૃ. ૧૩૯) તથા ડૉ. બખ્લે (જ. બો. બ્રૅ. રો. એ. સો. ૧૯૨૮, ન્યુસીરીઝ, પુ. ૩,) ડૉ. રેપ્સનના મતને મળતા થઈને જણાવે છે કે, નવનર એટલે નવું નગર જે વસાવવામાં આવ્યું હતું તેનો સ્વામી તેને કહેવો. એવા

(૪૫) રૂદ્રદામને પોતાની પુત્રી શાતકરણિ વેરે પરણાવી હતી એવી જે માન્યતા પ્રચલિત છે, તેનું વર્ણન આગળ, લેખ નં. ૧૭ માં આવશે. એટલે અત્રે તે હકીકત ઉચ્ચારી નથી.

(૪૬) જોકે અંગ્રેજી અનુવાદ કરતાં તો તેમણે બન્ને ઠેકાણે Lord of Deccan=દક્ષિણપતિ જ કર્યો છે, પરંતુ બન્નેનાં જીવન વૃત્તાંતનું વર્ણન કરતાં આ વાત તેમણે સ્પષ્ટ કરી નાંખી છે.

(૪૭) શિલાલેખમાં મૂળ નવનર શબ્દ છે. તેમાં નવનગર લખેલ નથી. નવનગર તો વિદ્વાનોએ બંધ બેસતું કરવાનું યોજેલ છે.

ગણત્રીથી તે મુદ્દો સમજાવે છે કે, નહપાણ ક્ષહરાટના સમયે અંધ્રપતિઓને રાજ્યગાદીનું સ્થાન છોડી દેવાની ફરજ પાડી હતી એટલે વિજેતાઓએ તે રાજગાદીના સ્થાનને ભાંગી તોડી નાખ્યું હતું પણ પાછળથી જ્યારે આ પ્રદેશ જીતી લઈને નગરને સુંદર કરીને–સમરાવીને રાણી બળશ્રીના પુત્ર–પૌત્રે રાજગાદી અસલના સ્થાને લાવ્યા ત્યારે તેણે તે નગરીને નવ (નવું) નગર એવું ઉપનામ આપ્યું હતું. એક રીતે આ સુચના વધાવી લેવામાં કાંઇ વાંધા જેવું નથી લાગતું; પરંતુ કેવળ આટલું જ કારણ શિલાલેખમાં તેને નવનર સ્વામિ તરીકે ઓળખાવવાને પૂરતું ગણી શકાય કે કેમ? તે મુદ્દાનો વિચાર કરીએ છીએ ત્યારે વિશેષ ઊંડાણમાં ઉતરવાની જરૂર પડે છે જ. એક તો એજ પ્રશ્ન પ્રથમ ઉઠે છે કે, શું વિજેતાએ રાજનગરને તોડી ફોડીને વેરવિખેર કરી નાંખ્યું હતું ખરૂં? કાંઈ પૂરાવો નથી જ માત્ર કલ્પના જ કરી લીધી છે. વળી બીજું ઉપરોક્ત હાર ખમી લીધા પછી કેટલોય ગુમાવેલ મુલક તેમણે પાછો હસ્તગત કરી લીધો હતો; એટલું જ નહિ પરન્તુ ગુમાવેલ કરતાં અધિક પ્રમાણમાં નવો પણ મેળવી લીધો હતો અને પોતાની જાહોજલાલીમાં પણ ઓર વૃદ્ધિ કરી દીધી હતી. એટલે નગર વસાવવા કે સમરાવવા જેવું ધ્યેય રખાયું હોય તે બનવા યોગ્ય નથી. છતાં ઠરાવો કે, જેમ સાડાત્રણ મણની એક મનુષ્ય દેહમાં નવટાંક જેટલા નાકની કિંમત વધારે અંકાય છે તેમ, અનેક પ્રદેશોની જીતની સરખામણીમાં રાજ-પાટનું સ્થળ નાનું હોય તો પણ તેની કિંમત અનેક ગણી વિશેષ લેખવી જોઇએ જ. કબૂલ. પરન્તુ ભૂલવું જોઈતું નથી કે લેખ કોતરાવનારે તો 'નવનરસ્વામિ' શબ્દ જ લખ્યો છે. નહીં કે 'નવનગર સ્વામિ'–એટલે તે લખવામાં વિશેષ હેતુ રહ્યો હોય એમ સમજાય છે. અમારી માન્યતા છે કે નવ એટલે નવું નહિ પણ સંખ્યાવાચક શબ્દ લેવો અને નર એટલે નરરત્ન–નરપુંગવ. એટલે નવનરરૂપી રત્નોએ જેને સ્વામિ તરીકે કબૂલ્યો છે તેવો નરપતિ; જેના રાજદરબારમાં નવ વિદ્વાનો સભામાં હાજર રહી કોઇ પણ પ્રશ્નનો ઉકેલ લાવવામાં તત્પર રહે છે અથવા બહારથી આવતા પંડિતોને આ નવ પુરૂષો કોઈ રીતે જીતવા દેતા નથી અને રાજાની આબરૂને ઊંચીને ઊંચી જ રાખ્યા કરે છે; જેમ અકબર શહેનશાહના દરબારે બીરબલ, ટોડરમલ, અબુલફઝલ આદિ હતા, તેથી પ્રાચીન સમયે અવંતિપતિ અને ગ્વાલિયરપતિના દરબારે બાણ, મયુર, ભવભૂતિ, વાચસ્પતિ ઈત્યાદિ હતા, તેથી પૂર્વે કાલિદાસ, ભાસ ઇત્યાદિ હતા, તેમ શકારિ વિક્રમાદિત્યના દરબારે પણ સાત કે નવ મહા-પુરૂષો શોભતા હતા તેવી દંતકથા પ્રચલિત છે. વળી આપણે જાણીએ છીએ કે વિક્રમાદિત્ય ગર્દભીલ–શકારિને અને તેના વંશજોને, દક્ષિણપતિ શતવહનવંશી સાથે મિત્રતા ચાલી આવતી હતી અને તેને અંગે રાજદ્વારી ક્ષેત્રે પણ મદદે આવીને ઉભા રહેતા હતા. અમરકોષકારે રાજા હાલ શાલિવાહનને વિક્રમાદિત્યની ઉપમા આપી છે તથા કવિ ગુણાઢયે ગાથાસપ્તતિ નામે ગ્રંથરચીને પોતાના પોષક ભૂપતિને વિક્રમની સાથે સરખાવ્યો છે. આ બધાં દૃષ્ટાંતો અમે ઉપર સૂચવ્યું છે તેવા રાજ્ય દરબારે પોષાતા નવરત્નોની પ્રથા ચાલી આવતી હોવાની માન્યતાને વિશેષપણે મજબૂત બનાવે છે. અને રાજાઓ આવી રીતિએ પોતાની આબરૂ તથા કીર્તિ દેશપરદેશમાં ફેલાતી જોવાને અતિ ઉત્સુક રહેતા હતા તથા તેમાં પોતે અભિમાન પણ ધરાવતા હતા. એટલે પુલુમાવી શાતકરણિએ પણ તેજ પ્રથાનું અનુકરણ કર્યું હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. અને આપણે તેનું જીવનચરિત્ર લખતાં જોઈશું કે આ પુલુમાવી બણો જ સાહિત્ય અને કળારસિક રાજા હતો એટલે કે પોતે તેવી રીતે વિદ્વાને ઉત્તેજન આપતો, એટલું જ નહિ પણ સ્વતઃ પોતે પણ ગ્રંથો રચીને મૂકતો ગયો છે. તેથી આવા વિદ્યાવલ્લભ રાજા પોતાને નવનર સ્વામિ તરીકે ઓળખાવવા માટે મનમાં અભખરો રાખ્યા કરે અને એની પ્રસિદ્ધ કરવા લેખમાં તથા પ્રકારની ઓળખ કોતરાવે તે સમજી શકાય તેમ છે. એટલે 'નગરસ્વામિ'ને બદલે, જેમ લેખમાં 'નવનરસ્વામિ' લખ્યું છે તેમજ તેનો ઉકેલ કરવાનો છે.

---

## નં. ૧૫—કાર્લે

વસિષ્ઠપુત્ર સ્વામીશ્રી પુલુમાવી, ૭મું વર્ષ ઉનાળાનું ૫મું પખવાડિયું. પ્રથમ દિવસે.

The inscription records the donation to the monks of Valuraka of a village by so and so=અમુક માણસે વાલુરકના સાધુઓને કોઈ ગામ બક્ષિસ આપ્યાની હકીકત આ લેખમાં નોંધી છે. વાલુરકના સ્થાને ઈલૂરક–ઈલૂરા–એલોરાની ગુફા તરીકે જેને આપણે વર્તમાનકાળે ઓળખીએ છીએ ને જે ગુફા તે સમયે મામાડ–મનમાડના આહાર પ્રાંતમાં ગણાતી હતી (ઉપરમાં લેખ નં. ૯) તે કહે છે એમ સમજવું. એટલી જ સૂચના અમારે કરવાની છે.

---

## નં. ૧૬—કાર્લે

વસિષ્ઠપુત્ર શ્રીપુલુમાવી, ૨૪મું વર્ષ, શિયાળાનું ત્રીજું પખવાડિયું, ૩જો દિવસ.

તેમાં પોતે જે કાર્ય ૨૧મા વરસે કર્યું હતું તેનો ઉલ્લેખ છે. આ આંક ૨૧નો જે છે તેને ડૉ. બ્યુલરે પ્રથમ ૩૧ તરીકે વાંચ્યો હતો, પણ ૨૪મા વર્ષે જે હકીકતની નોંધ લેવાય છે તેનો સમય તેની પૂર્વેનો જ હોય, પાછળનો સંભવી શકે નહિ તે સ્પષ્ટ છે અને તે પ્રમાણે હવે સુધારો થઈ પણ ગયો છે એટલે તે સંબંધી કાંઈ કહેવાપણું રહેતું નથી.

---

## શિલાલેખ નં. ૧૭

ઘણુંકરીને વાસિષ્ઠીપુત્ર શ્રીપુલુમાવીની રાણીનો જ છે. મિતિ વિનાનો છે.

ડૉ. રેપ્સને આ પ્રમાણે નોંધ લખી[૪૮] છેઃ—The inscription is fragmentary, and its exact purport is uncertain. The queen's name is missing but she is described as "Queen of Vasisṭhiputra Śrī Śātkarṇi; descended from the family of Kardamaka kings, she was almost certainly also described as [the daughter] of the Mahākṣatrapa Rudra. There can be little doubt that the Vāsisṭhīputra here mentioned is Pulumavi and the Mahākṣatrapa Rudra is Rudradāman=લેખ ત્રુટક દશામાં છે, અને તેનો ઉદ્દેશ અચોક્કસ છે. રાણીનું નામ ગુમ થયું છે પણ તેણીને કારદમક રાજકુટુંબમાંથી ઉતરી આવેલી[૪૯] અને વાસિષ્ઠીપુત્ર શાતકરણિની રાણી તરીકે ઓળખાવી છે. ઘણુંખરૂં નક્કી જ છે કે તેણીને મહાક્ષત્રપ રૂદ્રની [પુત્રી] તરીકે જ ઓળખાવી છે. એ પણ નિઃસંદેહ છે કે, અત્ર દર્શાવેલ વાસિષ્ઠીપુત્ર તે પુલુમાવી છે અને મહાક્ષત્રપ રૂદ્ર તે રૂદ્રદામન છે.

આ કથનમાં અમારે જે મોટો વિરોધ કરવો રહે છે તે, વિદ્વાનોએ કેવી કલ્પનાના ઘોડા દોડાવ્યા છે એ બાબતનો છે. વિદ્વાનો કરે તે સર્વ માન્ય થઈ જાય અને કોઈ નવો ઉગતો કે અપરિચિત લેખક તે પ્રમાણે કરે તો તેને સર્વ ઉતારી જ પાડવા મંડી પડે છે, આ પ્રકારની મનોદશા પ્રવર્તિ રહી છે. ઉપર અમે જે શબ્દો ટાંકયા છે તે અક્ષરશઃ છે તેમજ તેને લગતું વિવેચન (જુઓ ઉપરમાં ટીકા નં. ૪૯) જે કરેલ છે તે સર્વ અમે બરાબર વાંચી જોયું છે. છતાં ક્યાંય આ કથનને પૂરવાર કરી આપે તેવી હકીકત જણાવી જ નથી. અલબત્ત સંભવે છે કે, લેખનો મૂળ ઉતારો જ્યાંથી[૫૦] લેવાયો છે ત્યાં તેની ચર્ચા કરાઈ હોય

---

(૪૮) કો. આં. રે. પ્ર. પૃ. ૫૧, તથા પારા નં. ૪૬, ૪૭ પૃ. ૩૮, ૩૯.

(૪૯) કદંબ અને શતવહન કુટુંબો વચ્ચે લગ્નગ્રંથી લાંબા સમયથી ચ્યાલી આવેલ છે તે માટે પૃ. ૫૨ ટી. નં. ૪૪ની પેટા કલમ છ, જ, જુઓ તથા આગળ ઉપરના લેખ નં. ૨૪, ૨૬, ૨૭ અને ૨૮ જુઓ.

(૫૦) બ્યુલરઃ આ. સ. વે. ઈ. પુ. ૫, પૃ.૭૮ પ્લેઇટ ૫૧, ૧૧; વળી સરખાવો. ઇ. એ. પુ. ૧૨ (૧૮૮૩) પૃ. ૨૭૩. [પાછળથી ઇ. એ. પુ. ૧૨ જોઈ વાંચ્યું છે. તેમાં લખ્યા પ્રમાણે જ, લેખની લિપિનો ઉકેલ કરી શકાતો હોય તો

તો તે આપણે તપાસવી રહે છે. એટલું જણાવી આ લેખ પરત્વે જે શબ્દો ઇ. એં. પુ. ૧૨માં મૂળ તરીકે આપવામાં આપ્યા છે અને જે અમે ટી. નં. ૫૦મા અક્ષરશઃ ઉતાર્યા છે તે સંબંધી અમારા વિચાર જણાવીશું. પ્રથમ તો તેનો અર્થ એટલો જ થાય છે કે, વાસિષ્ઠપુત્ર શાતકરણિની રાણીએ, કે જેનો જન્મ કારદમક વંશમાં થયો છે અને જે મહાક્ષત્રપરૂદ્ર—ની પુત્રી થતી હતી તેણે-અમુક કાર્ય કરાવ્યું. આ વાકય-માંના ત્રણ અક્ષરો વિવેચન માંગી લે છે. એક વાસિષ્ઠ-પુત્ર, બીજો કારદ્દમદ અને ત્રીજો મહાક્ષત્રપરૂદ્ર; એક પછી એક શબ્દો વિશે આપણે વિચાર કરીએ. આમાં વાસિષ્ઠપુત્ર સાથે તેની વિશેષ ઓળખ માંટે પુલુમાવી જેવું કોઇ ઉપનામ જોડેલું દેખાતું નથી. માત્ર તેને સાદા નામથી જ ઓળખાવ્યો છે. પરન્તુ વિદ્વાનોનું માનવું છે કે, "There can be little doubt that Vāsiṣṭhiputra here mentioned is Pulumavi and the Mahākṣatrapa Rudra is Rudradāmana=કિંચિત્ જ શંકા-સ્પદ છે કે (અર્થાત લગભગ ચોક્કસ જ સમજવું રહે છે કે) અત્ર દર્શાવેલ વાસિષ્ઠપુત્ર તે પુળુમાવી છે અને મહાક્ષત્રપ રૂદ્ર તે રૂદ્રદામન છે." આમાં તેમણે વાસિષ્ઠ-પુત્ર ને પુલુમાવી તરીકે ઓળખવાને કાંઇ દલીલ કે આધાર બતાવ્યો નથી. છતાં ચર્ચાની ખાતર બન્ને પ્રકારે લખાયેલા તે ભૂપતિઓને આપણે તપાસી જવા જોઈ એ જ. અને તેવાં નામો તો નામાવલિ જોતાં નં. ૧૮ ૨૫, ૨૬, ૨૭, અને ૨૯ વાળાનાં દેખાય છે. તેમાં નં. ૨૬ વાળાનું ઉપનામ પુલુમાવી છે ખરૂં, પરન્તુ તે ગૌતમીપુત્ર છે, જ્યારે આપણે તો વાસિષ્ઠપુત્રની જ વિચારણા કરવાની છે એટલે તેનો ત્યાગ કરવો રહ્યો. તેમ નં. ૧૮ અને ૨૫વાળાના સમયે મહાક્ષત્રપ પદવીધારક ચષ્ઠણ વંશીઓને ઓળખાવવામાં આવે છે પરંતુ તે વંશની ઉત્પતિ જ નહોતી થઇ એટલે તે વંશના ભૂપતિઓના સમકાલીનપણે વાસિષ્ઠપુત્ર થયાનું વિચારવું જ રહેતું નથી જેથી તેમને પણ બાદ કરવા જ રહ્યા. એટલે કેવળ નં. ૨૭ અને ૨૯ વાળી બે વ્યક્તિનો જ વિચાર કરવો રહ્યો.

બીજો શબ્દ જે કારદ્દમક છે તેને મુલતવી રાખી, ત્રીજો શબ્દ જે મહાક્ષત્રપરૂદ્ર—છે તેની ચર્ચા કરી લેવી કેટલેક અંશે સુગમ પડે તેમ છે તે પ્રથમ હાથ ધરીએ. આમાં રૂદ્ર—ની પાછળ અક્ષરો ઉડી ગયા છે એટલે મહાક્ષત્રપરૂદ્ર—ની પોતાની જ પુત્રી કહે-વાનો કે મહાક્ષત્રપ રૂદ્ર—ના કોઇ અમલદાર ઈ. ની પુત્રી કહેવાનો ભાવાર્થ છે તે કલ્પનાનો પ્રશ્ન ઠરે છે. જો મહાક્ષત્રપની જ પુત્રી ઠરાવાય તો પ્રથમાક્ષર જેનો રૂદ્ર...છે તેવું નામ, જેમ રૂદ્રદામન છે તેમ લગભગ તે જ સમયે પચીસ પચાસ વર્ષના ગાળામાં થયેલ એવા રૂદ્રસિંહ અને રૂદ્રસેનનાં નામો પણ વિચારમાં લેવાં જોઈએ જ અને અમલદારની પુત્રી હોવાની ગણના વિચારવાની હોય તો, પુ. ૩. પૃ. ૩૮૦માં જણાવી ગયા પ્રમાણે મહાક્ષત્રપ ઇશ્વરદત્ત જે આભિરપતિ હતો તથા શિલાલેખ નં. ૩૯માં જણાવ્યા પ્રમાણે રૂદ્રસિંહ મહાક્ષત્રપના સૈન્યપતિ રૂદ્રભૂતિ જે આભિર-પતિ હતો તેવાને પણ વિચારમાં લેવા જ રહે છે. વળી ચષ્ઠણવંશના સરદાર એવા ઇશ્વરદત્ત આભિરને મહાક્ષત્રપપદ જેમ લાગ્યું છે તેમ રૂદ્રભૂતિ સૈન્યપતિ પણ તે જ વંશનો સરદાર હોઇને તેને પણ મહાક્ષત્રપનું ઉપનામ જોડી શકાય છે. મતલબ કે મહાક્ષત્રપ રૂદ્ર...ની વિચારણા ગમે તે પ્રકારે, મહાક્ષત્રપ તરીકે અથવા તેના અમલદાર તરીકે, કરો તોપણ રૂદ્રદામનની સાથે રૂદ્રસેન, રૂદ્રસિંહ તેમજ રૂદ્રભૂતિ જેવાને પણ શું વિચારવા જોઈતા નથી ?

હવે પેલો મુલતવી રાખેલ 'કારદ્દમક' શબ્દ લઈએ.

---

(અમે તેના અભ્યાસી નથી એટલે માત્ર સૂચના કરવા સિવાય બીજું કરી ન શકીએ) વિદ્વાનોએ ઠરાવેલ હકીકત નં. ૨૫ તથા ૨૬ નંબરના રાજાઓને હજુ લાગી શકે, નહીં કે અત્રે વર્ણવાતા નં. ૧૮ રાજાપુલુમાવીને ]

તે શબ્દો આ પ્રમાણે છેઃ—वासिष्ठीपुत्रस्य श्री शात-करणिस्य देव्या कारद्दमक वंश प्रभवाया महाक्षत्रप रु—पुत्रया ધ્યાન રાખવું કે આમાં પુલુમાવી વાસિષ્ઠપુત્ર ક્યાંય નથી; તેમજ રૂદ્ર નથી પણ રૂ (પ્રથમાક્ષરજ) છે.

તે તો એક વંશનું નામ છે તે વિશે વિદ્વાનોએ એવી કલ્પના બેસારી છે કે "(She, the daughter of Rudradaman) may have been indebted to the mother for this distinction= તેણીની (રૂદ્રદામનની પુત્રી તરીકેની) આ ઓળખ તેણીની માને લઈ ને હોય." આ પ્રમાણે કલ્પના દોડાવવાનું તેમણે કોઈ પણ કારણ આપ્યું નથી. પરંતુ સંભવિત છે કે, જેમ આંધ્રપતિઓ પોતાના માતુલ ગોત્ર (Metronymics) ઉપરથી પોતાને ઓળખાવતા હતા તેમ તેણીએ પોતાને ઓળખાવી હોય. આંધ્રપતિઓએ તેમ કર્યાના તો શિલાલેખો અને સિક્કાઈ પૂરાવાઓ છે એટલે તેમની બાબતમાં તેમ કહેવાનું આપણને સ્થાન છે. જ્યારે રૂદ્રદામનની પુત્રીની કે આખાએ ચષ્ઠણવંશની બાબતમાં તેમ બન્યું હોવાનો એકે રડયોખડયો પણ દૃષ્ટાંત ટાંકી શકીએ તેવું દેખાતું નથી. વળી કારદ્દમક શબ્દ ચષ્ઠણવંશ જેવા વિદેશીવંશ કે ઓલાદ સૂચવતું નામ હોય તેના કરતાં હિંદી આર્ય પ્રજાનું નામ હોવા વિશે સંભાવના[૫૧] છે. બનવાજોગ છે કે મૂળે કદંબ શબ્દ જ હોય પરંતુ લેખના ઉકેલમાં કે કોતરનારની બેકાળજીને લીધે કે હવામાનથી થયલ અસરને લીધે, હવે તે કારદ્દમક વંચાતું હોય; અને આપણે જાણી ચૂકયા છીએ કે કદંબ નામની પ્રજા મૂળે તો લિચ્છવી ક્ષત્રિયોનો એક વિભાગ છે ને તેનું સ્થાન પણ આ દક્ષિણ હિંદના પશ્ચિમ કિનારાના પ્રદેશમાં છે. વળી તેઓ આંધ્રપતિ સાથે લગ્નગ્રંથીથી જોડાયલા[૫૨] હોવાનાં અનેક દૃષ્ટાંતો નજરે પડે છે. એટલે જો મહાક્ષત્રપ રૂદ્ર...શબ્દની અને આ કારદ્દમક શબ્દની વિચારણાના પરિણામનું સમીકરણ કરીશું, તો વિદેશી એવા રૂદ્રદામનની પુત્રી કરતાં તો તેણી મહાક્ષત્રપ રૂદ્રસિંહ અથવા રૂદ્રસેનના કોઇ સરદાર, એવા મહાક્ષત્રપ રૂદ્રભૂતિ આભિર જેવા નામધારી હિન્દુની અને કદંબ પ્રજાની પુત્રી થતી હતી તેવું અનુમાન વધારે યોગ્ય ગણાશે. અને આ પ્રમાણે નક્કી થતાં, પ્રથમ શબ્દ જે વાસિષ્ઠપુત્ર શાતકરણિ છે તે નં. ૨૭ કે ૨૯ માંથી કોને આશ્રયીને વપરાયો હોવો જોઇએ એટલું જ આપણે વિચારવું અને શોધી કાઢવું રહે છે. તેમાં નં. ૨૭નો સમય ઈ. સ. ૧૫૩ થી ૧૮૦=૨૭ વર્ષનો અને નં. ૨૯નો ઈ. સ. ૧૮૭થી ૨૧૭=૩૦ વર્ષનો છે અને રૂદ્રસિંહનો ઇ. સ. ૨૦૬થી ૨૨૨=૧૬નો છે. જેથી નં. ૨૯વાળો પોતે. તે રૂદ્રસિંહનો સમસમયી થયો કહેવાય. એટલે આખી ચર્ચાનો સાર એ થયો કે "રૂદ્રસિંહ મહાક્ષત્રપના કદંબ જાતિના આભિર સેનાપતિ રૂદ્રભૂતિ (કે પ્રથમાક્ષર રૂદ્ર હોય તેવા નામવાળા)ની પુત્રી જે આંધ્રપતિ નં. ૨૯ વાળા વાસિષ્ઠપુત્ર શાતકરણિની રાણી થતી હતી તેણે અમુક પ્રકારનું દાન કર્યું હતું." વાસ્તવિક સ્થિતિ આ પ્રમાણે છે અને તે જ ખરૂં છે; કેમકે ચારે તરફનો ઈતિહાસ આ હકીકતને એક રૂપ બનાવી આપે છે જ્યારે અત્યાર સુધી મના' રહેલી સ્થિતિ આપસઆપસમાં અનેક રીતે અથડાઈ જતી દેખાય છે અને વિદ્વાનોએ પોતે દોરેલ એક વખતના અનુમાનને કેવળ મજબૂત બનાવવા માટે જ કેટલીક કલ્પનાઓ ઘડયે

---

(૫૧) આ કારદ્દમક–કર્દમ શબ્દ ઉપર ટીકા કરતાં ઈ. એ. પુ. ૧૨. પૃ. ૨૭૪, ટી. નં. ૨માં જણાવ્યું છે કે, "A locality called Kardamila is known from the Maha. bharat. Kardamaraya occurs in the Raja. Tarangini either as the name of the title of a son of Kshemgupta:=કર્દમીલ નામના એક સ્થળનો મહાભારતમાં ઉલ્લેખ આવે છે. રાજતરંગીણિમાં કર્દમરાજાનું નામ ક્ષેમગુપ્તના પુત્ર કે તેના કોઇક ખિતાબ તરીકે આવે છે." [અમારૂં ટિપ્પણ:–કારદ્દમક, કર્દમીલ અને કર્દમરાજા શબ્દોને જો સંબંધ હોય તો કાં કદંબ નામ સાથે સંબંધ ન ગણાય કે પછી અનુમાન કરવાનો અમુકને હક છે અને બીજાને નહિ.]

(૫૨) આ વિચાર તો અમે સ્વતંત્ર અનુમાનથી જ કરેલો હતો. પરંતુ તેને લેખ નં. ૨૪, ૨૬, ૨૭, ૨૮ની હકીકતથી હવે સમર્થન મળી જાય છે. વળી પરિચ્છેદ ૩માં પૃ. ૪૩. ટી. નં. ૨૧ની ફુટ નોટ વાંચો.

ખાસ કરીને જૈ. ઇ. સ. ના વિદ્વાન લેખકે social unions=સામાજીક ગ્રંથી વિશેનાં અવતરણો ટાંકયાં છે તે વાંચી જોવાથી ખાત્રી થશે કે કદંબ અને શાતકરણિ કુટુંબો લગ્નગ્રંથીથી જોડાયાં હતાં જ. તેનો જીવતો જાગતો દૃષ્ટાંત આ લેખ નં. ૧૭ સમજવો.

કાઢી દેખાય છે. આ લખવામાં અમારે કોઇને ઉતારી પાડવાનો આશય નથી. જે સૂચવવાનું છે તે એટલું જ કે સંશોધન વિષયમાં દરેક વિદ્યાર્થીને–ફાવે તો પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ–અમુક પ્રકારની કેટલીક છૂટ હોય છે જ. પછી કોઇના ઉપર કોઇએ અઘટિત શબ્દો વાપરવા કે રોષ કરવો તે તો પોતાની જાંગ ઉઘાડવા બરાબર લેખવી રહે છે.

આ પ્રમાણે બધું નક્કી થઈ જવાથી એક બે બીના ઉપર વાચકનું લક્ષ ખેંચવું યોગ્ય લાગે છે, તે જ્યારે પ્રસંગ આવ્યો છે ત્યારે સાથે સાથે જણાવી લઈશું. આ ઉપરથી સમજાશે કે, રૂદ્રદામને બે વખત આંધ્રપતિને હરાવ્યો હતો પરંતુ નજીકનો સગો હોવાથી તેને જીવતો જવા દીધો હતો; એવી જે માન્યતા મનાઇ રહી છે તે તદ્દન નિરાધાર છે. વળી આભિરો, એક બાજુ જેમ ચષ્ઠણવંશીના સરદારો–નોકરો હતા, તેમ બીજી બાજુ આંધ્રપતિ સાથે સગપણની ગાંઠથી જોડાતા પણ હતા. અને ત્રીજું એ કે, નં. ૨૯ના રાજ્યકાળ સુધી દરેક આંધ્રપતિની હકુમતમાં ઉત્તરોત્તર, વારસામાં ચાલ્યા આવતા પ્રદેશનો ઘણોખરો ભાગ જળવાઈ રહેવા પામ્યો હતો અથવા જો ખસવા પામ્યો હોય તો પણ બહુ જુજ. એટલે રૂદ્રદામનના સમયમાં અવંતિના તાબે બહુબહુ તો ગોદાવરી નદીના મૂળવાળા–નાસિક વાળા–ભાગ સુધી જ હદ આવીને અટકી રહી હોય એમ માનવું થાય છે. અને માનવું રહે છે કે, ક્ષત્રપ-વંશીના આ અંતિમ પ્રાંત ઉપર, રૂદ્રસિંહના સમયે રૂદ્ર-ભૂતિ આભિર જેવા સૂબાની સત્તા હોય; અને દામસેનના સમયે આભિર ઇશ્વરદત્ત સૂબા પદે હોય. આ ઇશ્વરદત્તે જેમ ઈ. સ. ૨૬૧માં પોતાના ક્ષત્રપ સરદારની ઝુંસરી ફગાવી દીધી હતી તેમ તે સમયના નં. ૩૨ વાળા આંધ્રપતિ પાસેથી પણ, કેટલોક મુલક પડાવી લીધો હતો. અને એમ કરી, ગોદાવરી નદીના મૂળવાળા ભાગમાં, પોતાના ત્રૈકૂટકવંશની સ્થાપના કરી દીધી હતી. એટલે કે ઉત્તરમાં ચષ્ઠણવંશીનું સામ્રાજ્ય અને દક્ષિણે આંધ્રપતિનું એવી રીતે બેની વચ્ચે, જેને હાલની ભાષામાં Buffer state કહેવાય છે તેવું પોતાનું રાજ્ય તેણે ઉપજાવી કાઢયું હતું. આ ઉપરથી એક બીજી વસ્તુ પણ સ્પષ્ટ થઈ જાય છે કે, ચષ્ઠણવંશની સત્તા નાસિકની દક્ષિણે કોઇ સમયે પણ લંબાઈ નહોતી; અને જ્યારે લંબાઈ જ નથી ત્યારે આંધ્રપતિ સાથે યુદ્ધે ચડવાનો, હરાવવાનો અને બે વખત જીવતો છોડી દેવાના પ્રસંગની તો વિચારણા જ કરવાની કયાં રહે છે? બાકી આંધ્રપતિઓને સગપણ સંબંધ થયો હતો તે ચષ્ઠણવંશીઓ સાથે નહિ, પણ હિંદુ ગણાતા એવા કદંબજાતિના ક્ષત્રિયો કે જેઓ આભિર બની ગયા હતા તેમની સાથે. મતલબ કે આંધ્રપતિઓની પડતી થવા પામી હતી તે ખરી રીતે નં. ૨૮ પછી જ એટલે ઈ. સ. ૨૨૦ બાદ સમજવી. આ હકીકતથી વિરૂદ્ધ જતાં જે અનુમાનો કે નિવેદનો આપણે અત્યાર અગાઉ કરી દીધાં હોય તે પણ હવે સુધારો માંગે છે એમ આ ઉપરથી સમજી લેવું.





# ષષ્ઠમ પરિચ્છેદ

## કેટલાક ઐતિહાસિક શિલાલેખો (ચાલુ)

### નં. ૧૮. નાનાઘાટ

વાસિષ્ઠીપુત્ર ચત્રપણુ (કૃષ્ણ) શાતકરણિ, ૧૩મું વર્ષ, શિયાળાનું ૫મું પખવાડિયું, ૧૭મો દિવસ.

ખાનગી અર્પણ કર્યાની હકીકતવાળો લેખ છે એટલે તેનો વિચાર મહત્ત્વનો નથી. પરંતુ રાજા વાસિષ્ઠપુત્ર ચત્રપણુની ઓળખ કાંઈ ચોખવટ કરી શકાતી નથી એમ જણાવીને પંડિત ભગવાનલાલ ઈંદ્રજી જેમણે આ લેખ પાછળ બહુ શ્રમ ઉઠાવ્યો છે તેમણે દોરેલા અનુમાન ઉપરથી કે. આં. રે-ના લેખક સાર કહી બતાવે છે કે "The Pandit supposed this king to be the successor of Pulumāvi and he (Chatrapana) was the father of Gautamiputra Śri-yajña-Śātkarani= પંડિતજી આ (ચત્રપણુ) રાજાને પુલુમાવીની પછી ગાદીએ આવ્યો હોવાનું માને છે (તથા વાસિષ્ઠીપુત્ર) ચત્રપણુ તે, ગૌતમીપુત્ર શ્રીયજ્ઞશાતકરણિનો પિતા થતો હતો." કહેવાની મતલબ એ છે કે (શિલાલેખ નં. ૧૦થી ૧૭ સુધીમાં જે પુલુમાવી વાસિષ્ઠીપુત્રની તવારીખ નોંધાઈ છે તેની પછી તરત કે થોડે છેટે[1] તે બતાવ્યું નથી) આ નાનાઘાટના લેખવાળો વાસિષ્ઠીપુત્ર ચત્રપણુ પ્રથમ છે અને પછી તેનો પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ થયો છે. આખાયે વંશમાં એક જ ચત્રપણુ નામનો રાજા થયો છે એટલે તેને ઓળખવામાં કાંઇ મુસ્કેલી પડે તેમ નથી (આપણે બતાવેલી વંશાવળીમાં જુઓ નં. ૨૫ અને ૨૬)

### નં. ૧૯—અમરાવતી

રાજાશ્રી શિવમક શાત (સિરિ સિવમત સદ), મિતિ વિનાનો.

The inscription is fragmentary and its purport uncertain. The king may possibly be the Śiva-Śri-Śātakarṇi of the coins which are found in this region. The epigraphy shows that he must belong to a late period=શિલાલેખ તૂટક સ્થિતિમાં હોઈ તેનો આશય નક્કી થઈ શકતો નથી. બનવાજોગ છે કે તે પ્રદેશમાં જે શિવશ્રી શાતકરણિના સિક્કા મળી આવે છે તે જ આ હોય. શિલાલેખના અક્ષરો જોતાં તેનો સમય પાછળનો હોવાનું સમજાય છે.

તેમણે આ રાજાની અને તેની પાછળ આવતા શ્રીચંદ્ર શાતિની ઓળખ વિશે પારિ. ૪૯માં જે વિવેચન

(૧) પરન્તુ સંશોધિત વંશાવળી જોતાં સમજાય છે કે લાગલો જ થયો નથી પરન્તુ થોડાક વર્ષનું અંતર પડેલું છે.

કર્યું છે તથા જે સિક્કાઓનો[૨] સથ્યારો તેમણે આપ્યો છે તે તપાસી જોતાં, તેમણે દોરેલાં અનુમાનથી અમારે જૂદુ પડવું થાય છે. તેમણે સિક્કાઓને, વંશના સમય પરત્વે જે પાછળના વખતના જણાવ્યા છે તેને બદલે તે વંશની આદિના રાજાઓને લગતા હોય એવું સ્પષ્ટ થાય છે. ઉપરાંત જનરલ કનિંગહામનો અભિપ્રાય જે ટાંકયો છે તેમાં તો શ્રીચંદ્ર શાતિને બદલે 'વદસતસ' શબ્દ ચોખ્ખો લખ્યો છે. અને આ નામ રાણી નાગનિકાના પુત્રનું છે (જુઓ ઉપરમાં લેખ નં. ૧).એટલે સર કનિંગહામના મંતવ્યથી અમને સમર્થન મળે છે એમ થયું. આ પ્રમાણે જ્યાં તેમની દલીલનો મૂળ પાયો જ હચમચી જાય છે ત્યાં વિશેષ ચર્ચામાં ઉતરવું નિરર્થક છે. માત્ર એટલું જણાવીશું કે, આ લેખનો નંબર જે તેમણે ૧૯ મો આપ્યો છે તેને બદલે હવે આપણે નં. ૧ ની પાછળ મૂકીને નં. ૨ આપવો રહે છે, જેથી રાજા વદસતશ્રીના રાજ્ય વિસ્તારનો (નં. ૧ નાનાઘાટનું સ્થાન પશ્ચિમ કાંઠે છે અને આ અમરાવતીનું સ્થાન હિંદના પૂર્વ કાંઠે છે) આપણને તરત ખ્યાલ આવી શકશે (જુઓ તેનું વૃત્તાંત).

---

## નં. ૨૦ છિન્ના (ચિના)

શ્રીયજ્ઞ શાતકરણિ ગૌતમીપુત્ર. ૨૭મું વર્ષ, શિયાળાનું ૪થું પખવાડિયું, ૫મો દિવસ.

ખાનગી બાબતનો છે. છિના ગામડું કૃષ્ણા જીલ્લામાં આવેલું છે. તેનું વિવેચન કરતાં કો. આં. રે. પારા ૫૬ માં જણાવેલ છે કે, "According to the Matsya Purana, his accession should be dated 14 years after the close of Pulumavi's reign=મત્સ્ય પુરાણ પ્રમાણે પુલુમાવીના રાજ્ય અમલ પછી ૧૪મા વર્ષે તે ગાદીએ આવ્યો નોંધી શકાશે." તેમની આ માન્યતા નં. ૨૮ મા રાજા તરીકે હોય તો બરાબર છે. પરંતુ તેના સિક્કા જે પ્રદેશમાંથી જડી આવ્યાનું તેમણે નોંધ્યું છે તે સ્થાનો જોતાં, તેમજ તે સિક્કાની સર્વ પરિસ્થિતિ જોતાં, નં, ૨ વાળા ગૌતમીપુત્ર યજ્ઞશ્રીને તે લાગુ પડતું વર્ણન જણાય છે. અને છે પણ તેમજ. પરંતુ તેમ સાબિત કરવામાં એક જ મુશ્કેલી નડે છે. તે તેના રાજ્યકાળના ભોગવટા સંબંધી છે. પુરાણકારે જે સમય નોંધ્યો છે તે સર્વનો હિસાબ કરીને આપણે પ્રથમના ત્રણ રાજાઓનો રાજ્યકાળ ૨૩+૨૦+૧૦માસ+૧૦=એકંદરે જે ૫૪ વર્ષ લગભગ ઠરાવ્યો છે (જુઓ દ્વિતીય પરિચ્છેદે તેની ચર્ચા) તે કાયમ રાખીને એવી રીતે પાછો ગોઠવવો પડશે કે, આ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીને ફાળે કમમાં કમ છિન્ના લેખમાં જણાવ્યા પ્રમાણેના ૨૭ વર્ષ આવવાં જ જોઇએ. બીજી બાજુ રાજા કૃષ્ણે રાણી નાગનિકા પાસેથી રાજ્ય પડાવી લીધું છે તે હકીકત, તેમજ તેના ખાતે પુરાણકારે ૧૮ વર્ષ ચડાવ્યા છે તે હકીકત, તેમજ તેના રાજ્યની પડખે જ રાજા ચંદ્રગુપ્તે ચાણક્યની મદદ લઇને મૌર્યવંશની જે સ્થાપના (ઈ. સ. પૂ. ૩૮૨ માં) કરી છે અને દસ વર્ષ બાદ મગધનો સમ્રાટ બન્યો છે તે; એમ સર્વ સ્થિતિ અને સંયોગોનો વિચાર કરતાં તે દરેક રાજાઓને ફાળે અનુક્રમવાર ૧૩+૩૧+૧–૧૦માસ+૮=૫૪ વર્ષ આ પ્રમાણે ઠરાવીએ તો સર્વને ન્યાય મળી જતો દેખાશે. માત્ર શ્રીમુખ જેવો સાહસિક પુરુષ, જેણે વંશની સ્થાપના કરી છે અને કેવળ ૩૨ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો છે તેને ફાળે માત્ર ૧૩ વર્ષ જ રહે છે, એટલે કે ૪૦થી ૪૫ વર્ષનું આયુષ્ય ભોગવી તેને મરણ પામ્યો ગણવો તે ઠીક નથી લાગતું. પરંતુ જે સંયોગોમાં અને માનસિક બોજા વચ્ચે તેને મગધના સામ્રાજ્યને છેલ્લા પ્રણામ કરી ચાલી નીકળવું પડયું છે તથા નવી જીંદગીના મંગળાચરણમાં જ ખારવેલ જેવા ચક્રવર્તીના હાથથી જબરદસ્ત શિકસ્ત ખાવી પડી છે તેનો વિચાર કરતાં સમજાય છે કે, તેને પાછળની જીંદગીમાં ઘણા જ ભગ્ન હૃદયથી કામ લેવું

---

(૨) પુ. ૨માં આંક નં. ૬૭-૬૮ (તેમણે પુ. ૨૯ ઉપર નં. ૧૧૭ અને પુ. ૩૨ ઉપર અંક નં. ૧૨૫ લખ્યા છે; અને સર કનિંગહામે પોતાના કો. એ. ઇ.માં પ્લેઈટ ૧૨માં તેને નં. ૧૪ આપ્યો છે.)

પકડ્યું હોવું જોઈએ, અને પરિણામે નાની વયે જ મરણને ભેટવું પડયું હોય તે બનવા જોગ છે. એટલે ઉપર પ્રમાણે જે રસ્તો તે ચારે આદિ રાજાઓના રાજ્યકાળ પરત્વે ઠરાવવાનો વિચાર રખાયો છે તે બરદાસ્ત લાગે છે.

બીજી તરફ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ, જે રાજાશ્રીમુખનો પુત્ર થાય છે, તે તેના પિતાની ૪૦–૪૫ ની ઉંમરના હિસાબે, ગાદીપતિ થયો ત્યારે લગભગ ૨૦ થી ૨૫ ની ઉંમરની વચ્ચે જ હોવો જોઈએ. તે ગણુત્રીએ તેનું રાજ્ય ૩૧ વર્ષ સુધી ચાલ્યુ હોવાને માની લેવામાં કાંઈ પ્રતિબંધ જેવું જણાતું નથી.

---

## નં. ૨૧–નાસિક

ગૌતમીપુત્ર સ્વામી યજ્ઞશ્રી શાતકરણિ, ૭મું વર્ષ, શિયાળાનું ત્રિજું પખવાડિયું, ૧ પ્રથમ દિવસે.

Records the completion and donation to the monks of a cave by the wife of a certain of his officials=તેના રાજ્યના કોઈ અમલદારની (સોવસા, મુખ્યસેનાપતિની) પત્નીએ, એકાદ ગુફા સંપૂર્ણ બનાવીને સાધુઓને રહેવા માટે દાનમાં આપ્યાની નોંધ કરેલી છે. ખાસ બીજો મુદ્દો કાંઈ નોંધી રાખવા જેવો દીસતો નથી. પરંતુ આ તથા આગળના બેમાં એટલે નં. ૨૨ અને ૨૩ શિલાલેખમાં રાજાનાં નામના શબ્દો જે લખાયા છે તે ખાસ સમજવા જેવા છે. તેની ચર્ચા નં.૨૩ના વર્ણનમાં કરવામાં આવશે.

---

## નં. ૨૨—કન્હેરી

ગૌતમીપુત્ર સ્વામી યજ્ઞશ્રી શાતકરણિ, ૧૬મું વર્ષ ૧લું(?) પખવાડિયું, ૫મો દિવસ. લેખની મતલબ માટે તેઓ લખે છે કે, Granting to the monks living on the Kṛṣna–Śaila (=Kaṇhagiri, Kanheri) endowments consisting of a sum of money put out at interest and revenue derived from a field in the village of Mangalsthāna, the modern Magathan=જે રકમ વ્યાજે દેવાઈ હતી તેનું તથા જેને વર્તમાનકાળે મગથન (કહેવાય છે) ઉર્ફે મંગળસ્થાન ગામડાના ખેતરમાંથી જે વસુલાત ઉત્પન્ન થતી હતી તેનું દાન કૃષ્ણશૈલ (= કન્હગિરિ, કન્હેરી) ઉપર રહેતા સાધુઓને આપવાનાં સંબંધમાં હકીકત છે.

કૃષ્ણગિરિ–કન્હગિરિ–કન્હેરી માટે ઉપરમાં (ટી. નં. ૩૦ તથા તેની હકીકત) જણાવી ગયા છીએ. તે સમયે વ્યાજે[3] રકમ મૂકાતી હતી તે હકીકત આ ઉપરથી સ્પષ્ટ થાય છે ( જુઓ પુ. ૨ ચંદ્રગુપ્તના વૃત્તાંતે, અર્થશાસ્ત્રના ઉતારા ).

---

## નં. ૨૩—કન્હેરી :

ગૌતમીપુત્ર [સ્વામી શ્રીયજ્ઞ] શાતકરણિ વર્ષની[4] નોંધ ખોવાઈ ગઈ છે, ઉનાળાનું પાંચમું પખવાડિયું, આંક ઉકલતો નથી.

ખાનગી દાન કર્યાનું લખ્યું છે=A private dedication.

---

નં. ૨૧, ૨૨ અને ૨૩ ના શિલાલેખોથી જે એક બાબત ઉપર ધ્યાન ખેંચાઈ જાય છે તે, ગૌતમીપુત્ર શ્રીયજ્ઞ શાતકરણિએ ધારણ કરેલ 'સ્વામી' નામના ઉપનામને અંગે છે. શાતવહનવંશી રાજાઓના આટલા બધા શિલાલેખો અને સિક્કાઓ માલૂમ પડયા છે, પરંતુ કોઈએ 'સ્વામી' પદ પોતાનાં નામ સાથે જોડયાનું જણાતું નથી. આ પ્રથમ જ વાર નજરે પડે છે. તેમાં શું આશય સમાયલો હશે તે ઉપર વિચાર કરતાં, ચષ્ઠણવંશી રાજાઓમાં, અમુક સમય સુધી સળંગ પેઢી ચાલી આવી દેખાય છે, પછી

---

(૩) સરખાવો પુ. ૩, રૂષભદત્તે, નાસિક શિલાલેખ નં ૩૩ (કા. આં. રે. પૃ. ૫૮)માં દાન આપ્યાનું અને at the rate of 1 percent her mensem=દર માસે ટકા એક લેખે દર સેંકડે લખ્યું છે તે હકીકત.

(૪) આ વર્ષના આંક માટે આગળ ઉપર હકીકત જુઓ.

અમુક વર્ષનો ખાંચો પડે છે, વળી તે બાદ 'સ્વામી' બિરૂદ ધારી રાજા આવે છે. તેમાં કેટલાકે મહાક્ષત્રપ પદ પણ લીધું છે અને પછી તેમનો વંશ નાબુદ થઈ જાય છે, તે કિસ્સો યાદ આવે છે. પુ. ૪ માં આ ચષ્ઠણવંશીઓના વૃત્તાંતમાં[૫] ઉપરની સ્થિતિ વિશે એમ ખુલાસો કરવામાં આવ્યો છે કે, તે રાજાઓની હકુમત તો ચાલુ હતી જ પણ તેમના વિજેતા જે ગુપ્તવંશી અવંતિપતિઓ હતા તેમના કાંઈક અર્ધખંડિયા રાજા જેવી સ્થિતિમાં તે મૂકાયા હોવા જોઈએ અથવા તદ્દન નાના સત્તાધારી રાજા હોવા જોઈએ, તો તે સ્થિતિ અહીં સંભવે છે કે કેમ? વળી તે સમયે એક પક્ષે ચષ્ઠણવંશીઓની હકીકત હતી જે પોતે પરદેશી જેવા હતા અને બીજે પક્ષે ગુપ્તવંશી હિંદીઓ હતા; તો આ વખતે તે પરિસ્થિતિ જેવું કાંઈ હતું કે કેમ? આવા પ્રશ્નો ઉદ્ભવે છે. તેનો જવાબ પણ ઇતિહાસમાંથીજ મળી રહે છે. ચષ્ઠણના નામ સાથે જોડાયલા તેના શકના છેલ્લામાં છેલ્લો આંક (જો કે નિશ્ચયપૂર્વક ઉકેલ લાવી શકાયો નથી પરંતુ તેની પાછળ ગાદિએ આવનાર તેના પૌત્ર મહાક્ષત્રપ રાજા રૂદ્રદામનનો) નાનામાં નાનો આંક-૫૨ નો છે; તેને ચષ્ઠણના રાજ્યકાળનો અંત સમય ઠરાવીને અને તે સંવતની આદિ ઈ. સ. ૭૮ માં થયેલી માનીને, વિદ્વાનોએ ચષ્ઠણનો સમય ઈ. સ. ૧૩૦ માં[૬] ખતમ થતો ગણાવ્યો છે. જ્યારે આપણે (પુ. ૪ જુઓ) તેના શક સંવત ૪૯-૫૦ માં તેનું મૃત્યુ નીપજેલું ગણીને તથા તેના શકની આદિ ઈ. સ. ૧૦૩માં થયેલ ઠરાવીને તેનો સમય ઈ. સ. ૧૫૨માં પૂરો થયાનું જણાવ્યું છે. ઉપરાંત તેમાંના છેલ્લા દશ વર્ષ (ઈ. સ. ૧૪૨થી ૧૫૨ સુધી) તેને અવંતિના રાજા તરીકે, અને તે પૂર્વે ઈ. સ. ૧૩૨થી ૧૪૨ સુધીના દશેક વર્ષ સુધી મથુરાપતિ કુશાનવંશી રાજાના મહાક્ષત્રપ તરીકે સત્તાધિકારે હોવાનું પણ સાબિત કરી દીધું છે. વળી ટોલેમી જેવા ગ્રીક ભૂગોળવેત્તાના આધારે ડૉ. રેપ્સન જણાવે છે કે[૭] Another statement of Ptolemey, which would seem to indicate that Pulumāvī and Chasṭan, the grandfather of Rudradāmaṇ were contemporaries=ટોલેમીના[૮] એક બીજા કથન ઉપરથી એમ જણાય છે કે, રૂદ્રદામનનો પિતામહ-દાદો ચષ્ઠણ તથા પુલુમાવી સમસમયી થતા હતા. આ હકીકત પણ આપણે ચષ્ઠણ સંવતની આદિ જે ઈ. સ. ૧૦૩ થી થતી ઠરાવી છે, તેને સમર્થન[૯] આપે છે. આ પ્રમાણે સર્વ વાતો જોતાં માલૂમ પડે છે કે, જેમ દક્ષિણમાં પુલુમાવીની સત્તા હતી તેમ ઉત્તર હિંદમાં કુશાનવંશી સમ્રાટના, મહાક્ષત્રપ ચષ્ઠણની અને પછી તેની જ, પરંતુ સ્વતંત્ર અવંતિપતિ તરીકેની સત્તા હતી. એટલે 'સ્વામિ' પદની વપરાશ પરત્વે જે બે પ્રસંગો વિચાવાનો પ્રશ્ન ઉદ્ભવ્યો હતો તે બન્ને સ્થિતિ આ સમયે વર્તમાન હોવાનું સમજાય છે.

જ્યારે પરિસ્થિતિ હોવાનો આ પ્રમાણે મોઘમ નિકાલ આવી ગયો છે ત્યારે તે સમયે રાજકીય સ્થિતિનો ચોક્કસપણે કાંઈ ઉકેલ થઇ શકે તેમ છે કે કેમ તે હવે જોઈએ. ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો-પુલુમાવીનો સમય ઈ. સ. ૧૪૩ થી ૧૬૧નો આપણે ઠરાવીએ

(૫) પુ. ૪, પૃ. ૧૯૨, ટી. નંબર ૧૨. સરખાવો પુ. ૩ પૃ. ૧૯૫થી આગળ; નહપાણ મહાક્ષત્રપ પણ સ્વામી કહેવાયો છે તે હકીકત.

(૬) જ. બાં. બ્રે. રો. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩, પૃ. ૪૮:—We shall have to place Pulumavi, who was a contemporary of Chasṭhaṇa long after A. D. 130=જે પુલુમાવીને ચષ્ઠણનો સમકાલીન ગણ્યો છે તેનો સમય ઈ. સ. ૧૩૦ પછી ઘણે દૂર મૂકવો પડશે (સરખાવો નીચેની ટી. ૭).

(૭) જુઓ કો. આં. રે. પ્રે. પૃ. ૩૯.

(૮) ટોલેમી નામનો ભૂગોળશાસ્ત્રી હિંદમાં આવ્યો હતો. તેનો સમય ઇ. સ. ૧૩૯ થી ૬૫નો નોંધાયો છે. તે પહેલાનો પણ હશે. મતલબ કે તેણે પોતાના સમયની જ નોંધ કરી છે એટલે તેમાં જરા પણ ભૂલ થવા સંભવ નથી. ટોલેમી, ચષ્ઠણ અને પુલુમાવી ત્રણે સમકાલીન ગણાશે.

(૯) વિશેષ સમર્થન આપતા પુરાવા તો પુ. ૪ માં તેના વૃત્તાંતે જ અપાઈ ગયા છે. આને વિશેષ તરીકે લેખવાનો છે.

છીએ, અને ચષ્ઠણુનો–મહાક્ષત્રપ તરીકેનો ૧૩૨ થી ૧૪૨ અને અવંતિપતિ તરીકેનો ૧૪૨ થી ૧૫૨–ગણાવ્યો છે. જ્યારે ઉપરના ત્રણ શિલાલેખની મિતિઓમાં ૭; ૧૭ અને ત્રીજામાં મોઘમ વર્ષની એક સંખ્યા સૂચવી છે; એટલે પુલુમાવી ગૌતમીપુત્રના રાજ્યકાળના સમયની ગણત્રીએ તે ત્રણેનો આંક ઈ. સ. ૧૪૦–૧૫૦, ૧૨૯–૧૪૮ અને અનિશ્ચિત વર્ષ આવશે; તેમ ઇતિહાસ પણ એ હકીકત સ્પષ્ટ કહે છે કે, ચષ્ઠણે રાજપૂતાના ભાગમાં પ્રથમ અધિકાર ભોગવ્યો છે અને પાછળથી કાઠિયાવાડમાં ભોગવ્યો છે. જ્યારે સિક્કાઓના અભ્યાસથી માલમ પડે છે કે,[૧૦] and since Yagna Śri's coins are found in Kathiawar, he must have been the last king of the dynasty to rule over these provinces=અને જ્યારે યજ્ઞશ્રીના સિક્કાઓ કાઠિયાવાડમાંથી મળી આવે છે ત્યારે એમ સાબિત થાય છે કે આ પ્રાંતો ઉપર રાજ્ય ચલાવનાર[૧૧] તે વંશનો તે છેલ્લો જ ભૂપતિ હોવો જોઇએ. આ બધી વાતનો મેળ ત્યારે જ ઊતરી શકશે કે જ્યારે આપણે એમ ઠરાવીએ કે, રાજા ગૌતમીપુત્ર ઉપર કાંઇક ઉપરી દરજ્જાનો અધિકાર ચષ્ઠણે ભોગવ્યો હતો. જે બે લેખનો સમય નિશ્ચિત છે તેનો નિર્ણય તો એમજ કરી શકાય છે, કે ચષ્ઠણે પોતે ઈ. સ. ૧૩૨માં મહાક્ષત્રપ થયો તે પૂર્વે[૧૨] એટલે કુશાન વંશના ક્ષત્રપ તરીકે જ અધિકાર ભોગવ્યો હશે અને પછી ૧૩૨માં મહાક્ષત્રપ બન્યો કે તરત તેણે પોતાના સિધા અધિકારમાં તેણે તે મુલક લઈ લીધો હોવો જોઈએ; જ્યારે ત્રીજા શિલાલેખનો આંક ભલે નક્કી થતો નથી છતાં અનુમાન કરવાને કારણ રહે છે કે તેનો આંક પણ વધારેમાં વધારે ૧૯નો જ (૧૨૨+૧૯=૧૪૧) હોવો જોઈએ કે જે સમયે (ઈ. સ. ૧૪૨માં) મહાક્ષત્રપ ચષ્ઠણે પોતે સ્વતંત્ર સત્તાનાં સૂત્રો ગ્રહણ કર્યાં હતાં. જેવો તેણે આ પ્રદેશ પોતાના અધિકારમાં લીધો કે તે પછી રાજા પુલુમાવીનો અધિકાર ઓછો થઇ ગયો કહેવાય, તેનું અર્ધસત્તાધીશ જેવું ખંડિયાપણું પણ જતું રહ્યું કહેવાય, તેણે લગાડવા માંડેલ "સ્વામી" ઉપનામ પણ અદૃશ્ય થઇ ગયું કહેવાય અને અત્યાર સુધી તે વંશની હકુમત જે કાઠિયાવાડ, ગુજરાત અને દક્ષિણમાં અવારનવાર જામી રહી હતી તે હમેશને માટે ઈ. સ. ૧૪૨ બાદ, ત્રિરશ્મિશૃંગ અને કન્હેરી પર્વતની દક્ષિણથી શરૂ થતી ગણાતી થઈ ગઇ કહેવાય.

ઈ. સ. ૧૪૨ બાદ ઈ. સ. ૧૫૨ પર્યંત ૧૦ વર્ષ સુધી ચષ્ઠણ જીવતો રહ્યો છે. ત્યાં સુધીમાં તેણે આ શતવહન વંશીઓની પીઠ પકડી હતી કે સુખે રહેવા દીધા હતા તેનો નિકાલ જોકે પુલુમાવીના વૃત્તાંતે કરવા યોગ્ય વિષય ગણાશે. પરંતુ આપણી મર્યાદા લગભગ ઈ. સ. ૧૦૦ આસપાસ સ્તંભી જાય છે અને વિષય એવો છે કે ઇતિહાસના તે ભાગ ઉપર પ્રકાશ પાડવો આવશ્યક જ છે એટલે જ્યારે શિલાલેખને લગતી ચર્ચા ઉપાડાઇ છે ત્યારે સાથે સાથે તે મુદ્દો પણ વિચારી લઈએ.

સૌરાષ્ટ્રમાં આવેલ ગિરનાર પર્વતની તલેટીમાંના સુદર્શન તળાવની પ્રશસ્તિનો જે ભાગ[૧૩] રૂદ્રદામને કોતરાવ્યો છે તેમાં ૭૨ ની સાલનો આંક છે, પણ

(૧૦) જ. બો. બ્રં. રો. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩, પૃ. ૮૪.

(૧૧) નીચેની ટી. ૧૨ સાથે સરખાવો.

(૧૨) આ ઉપરથી એમ પણ સાબિત થઇ જાય છે કે, જે સૌરાષ્ટ ઉપર ગર્દભીલવંશીઓની સત્તા જામી હતી તે, તેમની પડતી વખતના કાળે અંધ્રવંશીઓએ કબજે કરી લીધો હતો. તેવો સમય (ઈ. સ. ૧૦૭ થી ૧૩૨ સુધીનો કહેવાય); અને પાછળથી આ સૌરાષ્ટ દેશ ચષ્ઠણે જીતી લીધો હતો.

(૧૩) ભાગ શબ્દ લખવાનું પ્રયોજન એ છે કે, આખી પ્રશસ્તિ રૂદ્રદામનની યશગાથા બતાવતી વિદ્વાનોએ માની છે જ્યારે અમારા મતે એમ છે કે, જે મુલકોની નામાવળી છે તે જીત તો પ્રથમમાં સમ્રાટ પ્રિયદર્શિને કરેલી છે. પણ પોતે તેના જેવો પરાક્રમી છે અને તેમાંના કેટલાક પોતે પણ મેળવ્યા હતા જ, એવું દર્શાવવા પૂરતો જ ભાગ, તેણે ઉમેરાવ્યો છે (વિશેષ ખુલાસા માટે પુ. ૨ ના અંતે સુદર્શન તળાવનું પરિશિષ્ટ તથા પુ. ૪માં રૂદ્રદામનનું વૃત્તાંત, પૃ. ૨૦૬ થી ૨૧૬ સુધી જુઓ)

જે પ્રદેશોની ટીપ આપી છે તેમાં, દક્ષિણ કે મહારાષ્ટ્રના નામનો ઉલ્લેખ જ નથી; એટલે સમજાય છે કે, ઈ. સ. ૧૭૫ (૭૨+૧૦૩) સુધી તેણે કે ચષ્ઠણે તે તરફ મીટ માંડી લાગતી નથી; અને શાતવહનવંશની જે વંશાવળી આપણે ગોઠવી દીધી છે તે ઉપર દૃષ્ટિ ફેરવીશું તો સ્વીકારવું પડશે કે રાજા પુલુમાવી તથા તેની પછી આવનાર શિવશ્રીને, અવંતિપતિ તરફથી ઈ. સ. ૧૪૨ સુધી થી ૧૭૫ સુધી ના ૩૩ વર્ષસુધી કાંઈ હેરાનગતિમાં મૂકવા જેવો બનાવ બન્યો નથી.

## નં. ૨૪-કન્હેરી

[ હારિતીપુત્ર વિષ્ણુકડ-ચુટુ શાતકરણિ ] તારીખ ગુમ થઈ ગઈ છે.

## નં. ૨૫-બનવાસી

હારિતીપુત્ર વિષ્ણુકડ-ચુટુ કુલાનંદ શાતકરણિ, ૧૨મું વર્ષ, શિયાળાનું ૭મું પખવાડિયું, પ્રથમ દિવસ.

## નં. ૨૬-મલવલ્લી

( મૈસુર રાજ્યના શિમોગા તાલુકે ) હારિતીપુત્ર વિષ્ણુકડ ચુટુ શાતકરણિ, પ્રથમ વર્ષ, ઉનાળાનું બીજું પખવાડિયું, પ્રથમ દિવસ.

## નં. ૨૮-મલવલ્લી

(મૈસુર રાજ્યના શિમોગા તાલુકે), નામ નહિ દર્શાવેલ કદંબરાજાનો, તારીખ વિનાનો છે.

આ ચારે શિલાલેખમાં ચુટુ-ચુટુકડાનંદ રાજાના નામો સાથે સંબંધ ધરાવતી વ્યક્તિઓનો ઉલ્લેખ થયો છે અને આ ચુટુ રાજાઓ, તેમના સિક્કાઓના અભ્યાસથી આપણે સાબિત કરી ગયા છીએ કે તેઓ, મૂળે તો મગધપતિ નંદવંશી રાજાઓની સાથે સંબંધ ધરાવતા હોવા જોઈએ. પરંતુ જેમ શાતવહનવંશનો આદિ રાજા શૂદ્રાણીને પેટે જન્મેલ હોવાથી તિરસ્કાર પામ્યો હતો અને પરિણામે મગધમાંથી તેને વિદાય લઈ દક્ષિણમાં સ્થાનાંતર કરવું પડયું હતું, તેમ આ ચુટુ રાજાઓ પણ શાતવહનવંશી શાતકરણિ રાજાઓ સાથે (તેમના સિક્કાના સાદશ્યપણાથી સ્પષ્ટ થાય છે) રક્ત-ગ્રંથીથી જોડાયેલ હોવાથી, તેમને પણ તેમની સાથે જ દક્ષિણ તરફ નીકળવું પડયું હોવું જોઈ એ. ઉપરોક્ત શાતવહનવંશીઓ જબરજસ્ત અને સ્વતંત્ર રાજ્યપદે વિરાજીત થઈ ગએલ હોવાથી, તેમની ગણત્રી સ્વતંત્ર અને એક અલાયદા વંશ તરીકે ઇતિહાસમાં નોંધાયેલી છે, જ્યારે ચુટુ શાતકરણિઓ ઉપરના શાતવહનોના પેટામાં જ રહીને રાજ્યાધિકાર ભોગવતા હોવાથી, તેમની ગણના એક ખંડિયા તરીકે લેખવામાં આવી છે. આપણો રિવાજ સ્વતંત્ર વંશનો જ ઇતિહાસ આલેખવાનો હોવાથી, આ ચારે શિલાલેખની હકીકતમાં ઉંડાણે ઉતરવાની જરૂર રહેતી નથી. પરંતુ અત્ર એક મુદ્દાથી જ તેઓનો ઉલ્લેખ કરવાની જરૂર લાગી છે કે તેમાંથી એક, લુપ્ત થઈને પડી રહેલ ઐતિહાસિક તત્ત્વની ખોજ મળી આવે છે, જે નીચે પ્રમાણે જાણવી.

પુ. ૧માં શિશુનાગવંશી ઉદયાશ્વનાં સમયે તેના પુત્ર અનુરૂધ્ધે સૈન્યપતિ નંદિવર્ધનની મદદથી દક્ષિણ હિંદ જીતી લીધો હતો ત્યારે ત્યાં રાજ્ય હકુમત ચલાવવા સ્વક્ષત્રિય બંધુઓને સરદાર તરીકે નીમવા પડયા હતા, તથા અન્ય ક્ષત્રિયો ત્યાં જઈ ને વસવાટ કરીને સામાન્ય પ્રજા પણ બની હતી, તેમાંના કદંબો એક હતા. તેમણે અપરાંત ગણાતા પ્રદેશમાં પગ જમાવ્યો હતો; કહો કે તેમની નિમણુક કરવામાં આવી હતી. જ્યારે આ ચુટુ ગણાતા ક્ષત્રિયોના સિક્કા મુખ્યપણે દક્ષિણ કાનારામાંથી-અપરાંતના દક્ષિણેથી-મળી આવે છે એટલે સાબિત થાય છે કે, તેમનું પ્રથમ સ્થાન (જ્યારે નંદ બીજાના સમયે, એટલે કે ઉપરવાળા કદંબો આવ્યા હતા તે બાદ) કાનડા જીલ્લામાં જ હોવું જોઈએ. હવે જ્યારે આ શિલાલેખોથી સાબિત થાય છે કે, કદંબોએ ચુટુ ઉપર જીત મેળવીને બનવાસી-વિજયંતપુર કબજે કર્યું હતું અથવા કહો કે પોતાના રાજ્યનો વિસ્તાર દક્ષિણસુધી વધારી મૂકયો હતો ત્યારે અનુમાન કરવું રહે છે કે, ચુટુ શાતકરણિઓની મદદે, તેમના સ્વતંત્રવંશ રૂપે ગણાતા શાતવહનવંશી શાતકરણિ બંધુઓ આવ્યા નહિ હોય. અને આ

પ્રમાણે વસ્તુસ્થિતિ ક્યારે બની શકે કે, કદંબો,[૧૪] ચુટુઓ, અને શાતવાહન વંશીઓ[૧૪] એમ ત્રણે જુદા અને સ્વતંત્રપણે વર્તતા રહ્યા હોય તો જ; અને તેમનાં સ્થાન વિશે પણ હવે આપણને ચોક્કસ પ્રતીતિ થઈ ગઈ છે કે, કદંબોનું સ્થાન અપરાંત પ્રદેશે એટલે સહ્યાદ્રિ પર્વત (ઉર્ફે પશ્ચિમ ઘાટ) અને અરબી સમુદ્રની વચ્ચેનો લાંબો પટ્ટીરૂપે પ્રદેશ પડી રહ્યો છે ત્યાં હતું, ચુટુઓનું સ્થાન, તેની જ દક્ષિણે આવેલ પટ્ટી પ્રદેશ ઉપર હતું, જ્યારે શાતવહનવંશીઓનું સ્થાન પ્રથમ સહ્યાદ્રિની પૂર્વમાં જ હતું; પછી ધીમેધીમે જેમ તેઓ મજબૂત બનતા ગયા તેમ, આ સઘળો પ્રદેશ જીતી લઈ ત્યાં પણ તેમણે પોતાનો પગદંડો જમાવી દીધો હતો. એટલે એ હકીકત પણ સિદ્ધ થઈ જાય છે કે, શાતવહન વંશીઓએ પોતાના વંશની સ્થાપના કરી તેવામાં, થોડા વખત સુધી તેમની સત્તા સમુદ્ર કિનારે પટ્ટીવાળા પ્રદેશ ઉપર નહોતી જ. ચુટુના સિક્કાઓની સ્થિતિ જોતાં પણ આ હકીકત સિદ્ધ થાય છે કે તેઓ શાતવહન શાતકરણિઓના સમસમયી જ હતા.

એક બીજો મુદ્દો ઉપયોગી છે—જો કે ગૌણ છે જ—તે પણ જણાવી દઇએ; ઇતિહાસમાં અને શિલાલેખોમાં મહારથી, મહાભોજી, ઇત્યાદિ શબ્દો પણ અનેક વખત મળી આવે છે. તેમના સગપણ સંબંધી (કે રાજકારણમાં તેમના દરજ્જા વિશે) અનેક તર્ક વિતર્કો બહાર પડે છે; જ્યારે ખરી વાત શું છે તે આ શિલાલેખોમાં જણાવેલ નામોનું વંશવૃક્ષ નીચે ઉતાર્યું છે તે ઉપરથી સ્પષ્ટપણે સમજી જવાશે.

રાજા હારિતીપુત્ર ચુટુકડાનંદ શાતકરણિ ═ (રાણી) મહાભોજી (મહાભોજી નામના સરદારો હતા)
|
મહારથી[૧૫] (તે પણ હોદ્દેદાર છે) ═ નાગમૂલનિકા[૧૫] (પુત્રી)
|

હારિતીપુત્ર શિવસ્કંદવર્મન
વૈજયંતીપતિ
(જેમની પાસેથી કદંબ રાજાએ વનવાસી જીતી લીધું)

## નં. ૨૭—હાથીગુંફા

(ઉપરનાં વર્ણનમાંથી જેને બાદ કરી રાખવો પડયો હતો તે) ખારવેલ કલિંગપતિનો (મૌર્ય રાજાઓના શકના ૧૬૫ મા વર્ષે) અને પોતાના રાજ્યકાળના ૧૩મા વર્ષે.

૧૬૫ ના આંકને સ્થાને ૧૦૩નો આંક હોવાનું હવે સાબિત થયું છે તથા મૌર્ય રાજાઓના શક=મૌર્ય સંવતને બદલે તે મહાવીર સંવત હોવાનું આપણે સાબિત કરી ચૂકયા છીએ (જુઓ પુ. ૪માં રાજા ખારવેલનું વૃત્તાંત) એટલે તેટલા અક્ષરો અમે કૌંસમાં ગોઠવ્યા છે. બીજી હકીકત સવિસ્તર પુ. ૪માં અપાઈ છે એટલે અંહી ઉતારવા જરૂર રહેતી નથી.

## નં. ૨૮—તલગુંદ

મૈસુર રાજ્યે શિકારપુર તાલુકે કદંબ રાજા કાકુસ્થવર્મનનો, તારીખ વિનાનો.

## નં. ૩૦—જગ્ગયાપેટ સ્તૂપ

કૃષ્ણા જીલ્લામાં, જગ્ગયાપેટ સ્તૂપનો માઢરીપુત્ર ઇક્ષ્વાકુનામ્ શ્રીવીરપુરૂષદત્તનો. ૨૦ મા વર્ષનું, ચોમાસાનું ૮મું પખવાડિયું, ૧૦ મો દિવસ (વિશેષ માટે અષ્ટમ પરિચ્છેદે નં. ૫ મા રાજાનું વૃત્તાંત જુઓ).

આ બન્ને લેખોને આપણા ઇતિહાસને સંબંધ ન હોવાથી પડતા મૂકવા પડયા છે.

## નં. ૩૧—નાસિક[૧૬]

નહપાણના જમાઈ રૂષભદત્ત (ઉષાવદાત) નો તારીખ વિનાનો.

---

(૧૪) આ સંબંધમાં ડૉ. બ્યુલર કેવો મત ધરાવે છે તે માટે ઉપરમાં પૃ. ૫૦, ટી. નં. ૨૪ જુઓ.

(૧૫) ઉપરના શિલાલેખ નં. ૧) માંના નામ સાથે સરખાવો. આ હોદ્દો તથા આવાં નામ તેમના સમસમયીપણા વિશે અનુમાન બાંધવાને દોરી જાય છે. (પરિચ્છેદ ૭, જુઓ) પુ. ૨, પૃ. ૩૫૬, ટીકા નં. ૨૧ સરખાવો.

(૧૬) કો. આં. રે. પ્ર. પૃ. ૫૬

આ લેખમાં ત્રણ વિભાગ છેઃ મૂળ મોટા અક્ષરનો અને સંસ્કૃત ભાષામાં છે, તેની નીચે નાના અક્ષરે બીજા બે છે જેની ભાષા પ્રાકૃત પણ સંસ્કૃતને મળતી જ છે. આ બેમાંના પહેલા વિભાગે રૂષભદત્તે પ્રથમ પુરૂષવાચી હું શબ્દ વાપર્યો છે; જ્યારે બાકીના બેમાં ત્રીજા અને પહેલા પુરૂષ તરીકે મિશ્ર શબ્દો વાપર્યા છે.

મૂળ સંસ્કૃત લેખનો આશય—"The immediate object of this inscription is to record the construction of the cave in which it stands in the Triraśmi Hills in Govardhana=ગોવરધન પ્રાંતમાં ત્રીરશ્મિશૃંગમાં જે ગુફા આવેલી છે, તેની બનાવટ માટે નોંધ કર્યાનો જ આ શિલાલેખનો મુખ્ય આશય છે." [ત્રીરશ્મિ પર્વતની ઉપયોગિતા વિશે આપણે કેટલુંક વિવેચન કરી ગયા છીએ-શિલાલેખ નં. ૧૩ ]

પેલા નાના અક્ષરવાળા બેમાંના પ્રથમ લેખમાં લખે છે કે—"And by the order of the lord, I went to relieve the chief of the Uttamabhadras, who was besiezed for the rainy season by the Mālayas; and the Mālayas fled as it were at the sound (of my approach) and were made prisoners by the Uttambhadras. Thence, I went to the Puṣkara lakes and was consecrated and made donation of three thousand cows and a village=સ્વામીના હુકમથી, પછી હું ઉત્તમભદ્રાના સરદારને છોડાવવા ગયો; જેને માલય લોકોએ વર્ષાઋતુ દરમ્યાન ઘેરો ઘાલી બંધિ કરી દીધો હતો. મારા અવાજથી (ત્યાં પહોંચતાવાર) કેમ જાણે હોય નહીં, તેમ માલયો નાસવા મંડયા, અને તેમને ઉત્તમભદ્રોએ પકડી બંધિવાન બનાવ્યા. તે બાદ પુષ્કર તળાવે હું ગયો, ત્યાં મારો અભિષેક થયો અને મેં ૩૦૦૦ ગાયો અને એક ગામનું દાન દીધું." આ હકીકતમાં વિશેષ ટીકા કરવા જેવું નથી, પણ ઉત્તમભદ્રોને અજમેર પાસેના કોઇ સ્થાનની પ્રજા તરીકે અને માલયાને માળવી પ્રજા વિદ્વાનોએ માની છે, કેમકે પુષ્કર તળાવે જઇને અભિષેકની પાછી હકીકત તેમાં કરી છે. આ બધું અનુમાન સાચું ઠરે તો તે કરેલી કલ્પના વાસ્તવિક જ છે; પરંતુ ત્રણ મુદ્દાના અંગે ઉંડી વિચારણા કરવી રહે છે (૧) By the order of the lord = પોતાના સ્વામી (એવા સસરા નહપાણ ક્ષત્રપ)ની આજ્ઞા માથે ચડાવવાનું તેમાં લખે છે. ઉત્તમભદ્રાની મદદે જવાનું હજુ ફરમાન હોય ત્યાં સુધીયે ઠીક છે. પરંતુ (૨) અભિષેક કરાવવામાં કે કરવામાં, આજ્ઞાની શી જરૂર રહે; અને અભિષેક એટલે ડૉ. રૅપ્સને જ શંકા ઉઠાવી છે કે (મજકુર પુસ્તકે પૃ. ૬૭) "It cannot be determined whether Ṛsabhadatta's consecration (Abhiṣeka) had any special significance or whether it formed a part of the ordinary pilgrim's ceremonial=એ નક્કી નથી કહી શકાતું કે, રૂષભદત્તના આ અભિષેકનો કોઇ ખાસ અર્થ હતો કે, સામાન્ય યાત્રાળુની વિધિમાંનો તે કેવળ એક અંશ જ હતો " (૩) અને અજમેર પાસેનું પુષ્કર તળાવ ધારી લીધું છે તો તે તો એક જ સંખ્યામાં છે જ્યારે લેખમાં અક્ષરો તો Lakes=વધારે સંખ્યામાં તળાવો હોય એવું જણાવાયું છે ( આ મુદ્દા ઉપર અધ્યયન કર્યા બાદ વિચાર જણાવીશું).

નાના અક્ષરવાળા બીજા ભાગમાં ૪૦૦૦ કાર્ષાપણની કિંમતે એક ક્ષેત્ર ખરીદી લઇને દાન દીધાની નોંધ છે. જેનો હેતુ "Food to be procured for all monks, without distinction = કોઇપણ ભેદ વિના સર્વે સાધુઓને ખોરાક મેળવી આપવામાં" તે દ્રવ્ય વાપરવા માટેની ઇચ્છા પ્રદર્શિત કરેલી દેખાય છે. અહીં તો સામાન્ય રીતે, કોઇપણ ભેદ વિના સર્વ સાધુઓ માટે દાનની વાત છે એટલે સાધુનો ખોરાક આપવાની વાત કોઇ રીતે અસંગત નથી દેખાતી. પરંતુ જે ધર્મ રૂષભદત્ત પોતે પાળતો હતો તે જૈનધર્મને અંગે હોય તો બે પ્રશ્નોનું સ્પષ્ટીકરણ માંગી લે છે (૧) તે વખતે જૈનસાધુઓની અનેક શાખા, ગણ, અને કુળો, પડી ગયાં હતાં તેને

આશ્રયીને પણ "ભેદ વિના સર્વ સાધુ" શબ્દનો પ્રયોગ કદાચ કરાયો હોય (૨) વળી જૈનસાધુઓ પોતા માટે જ કોઇએ તૈયાર કરેલ આહાર કદી ભીક્ષામાં વહોરતા-લેતા નથી; તેમાં શાસ્ત્રોક્ત રીતે દોષ લેખાય છે. પરંતુ સમ્રાટ પ્રિયદર્શિનના ગુરુ આર્ય સુહસ્તિજીએ શિષ્ય મોહને લઇને, રાજાના રસોડે સાધુઓ માટે તૈયાર કરાતો આહાર ગ્રહણ કરવાની રીત દાખલ કરી હતી. આ તેમના અઘટિત કૃત્ય માટે, તેમના વડીલ ગુરુભાઈ આર્ય મહાગિરિજીએ, તેમને ઠપકો પણ દીધો હતો અને પોતે જુદા આચાર પાળનાર તરીકે છૂટા પણ પડયા હતા. તે સમયથી સમજાય છે કે, જૈનસાધુઓમાં તેટલા દરજ્જે શિથિલાચાર (રાજપિંડ વહોરવાનો) પ્રવેશવા પામ્યો હતો તે પ્રસંગની આ યાદ આપે છે. મતલબ કે તે પ્રથાને લઇને જ રૂષભદત્તે સગવડ ઉતારી લાગે છે.

---

## નં. ૩૨–નાસિક

રૂષભદત્તનો, વર્ષ નથી. ચૈત્ર શુકલપૂર્ણિમાની મિતિ છે–આશય અચોક્કસ છે. લેખ ભગ્નાવસ્થામાં છે.

## નં. ૩૩–નાસિક

રૂષભદત્તનો, ૪૨મું વર્ષ વૈશાખ: તાજેકલમમાં ૪૧મું[૧૭] અને ૪૫ મું વર્ષ છે.

પણ તેનો આશય "It records the gift of a cave and certain endowments to support the monks living in it during the rainy season=તેમાં એક ગુફાનું, તથા વર્ષાઋતુ દરમ્યાન તેમાં રહેતા સાધુઓના નિભાવ માટેની રકમનું, દાન કર્યાની નોંધ છે." તેમાં ૨૦૦૦ કાર્ષાપણ દર મહિને દર સેંકડે ૧ટકાના હિસાબેનું ૨૪૦ વ્યાજ જે થાય, તે ૨૦ સાધુ માટે દરેકને ૧૨ લેખે, ચોમાસા દરમ્યાન કપડાંની ખરીદ માટે વાપરવાનો નિર્દેશ કરેલ છે. તેવી જ રીતે બીજી રકમમાં ૩/૪ટકા લેખે ૧૦૦૦ નું દાન કરી તેના વ્યાજના ૯૦) 'કુશન મુળ'માં વાપરવાનું લખ્યું છે. આ કુશનમુળનો અર્થ બંધબેસતો નથી. સેનાર્ટ નામના વિદ્વાને 'money for outside life=બહારના (મઠ સિવાય) જીવન માટે ઉપયોગમાં લેવાનું દ્રવ્ય ' આવો અર્થ કર્યો છે ત્યારે કેટલાક વિદ્વાનો (બૌદ્ધ પુસ્તકોના આધારે સંભવે છે) એવો વિચાર ધરાવે છે કે, it would seem more probable that reference is here made to the custom of 'Kathin' i. e. the privilage of wearing extra robes, તેમાંનો કઠિન=વિશેષ કપડાં પહેરવાનો અધિકાર (સાધુઓને) જે અપાયો છે, તે વિશેનો ઇસારો કરાયાનું વિશેષ સંભવિત છે." પરંતુ કુશાનમૂળનો અર્થ કઠિન તરીકે વિદ્વાનોએ જે બેસાર્યો છે તે બે કારણને લીધે બનવા જોગ નથી; કેમકે (૧) કઠિન શબ્દ તે બૌદ્ધસંપ્રદાયી છે જ્યારે રૂષભદત્ત જૈનધર્મ પાળનાર છે (૨) ઉપરમાં એક દાનનો ઉપયોગ જ ચોમાસા દરમિયાન કપડાંની ખરીદ કરી લેવાનો જણાવી દેવાયો છે એટલે ફરીને તે નિમિત્તે દાનનો ઉપયોગ કરવાનું ન ફરમાવે. મતલબ કે જૈનસંપ્રદાય પ્રમાણે કુશાનમૂલનો (કે તેના જેવા ઉચ્ચારવાળા શબ્દનો; કેમકે કદાચ લિપિ ઉકેલમાં કે કોતરવામાં ભૂલ થઈ હોય તો) અર્થ શું થાય છે તે સંશોધકોએ તપાસ કરવી રહે છે.

આ શિલાલેખમાં વર્ષના જે આંક છે તે ક્ષહરાટ સંવતના છે. ભૂમક અને નહપાણ, ક્ષહરાટ પ્રજાના છે તે કારણે, જ્યારથી ભૂમકને સરદાર નીમવામાં આવ્યો છે ત્યારથી તેની સ્થાપના (ઈ. સ. પૂ. ૧૫૯) ગણવામાં આવી છે (જુઓ પુ. ૩માં તેમના વૃત્તાંતે) એટલે તે ગણત્રીએ ૪૨મું વર્ષ = ઈ. સ. પૂ. ૧૧૭ સમજવું રહે છે.

---

## નં. ૩૪–નાસિક

નહપાણની દીકરી અને રૂષભદત્તની પત્ની દક્ષમિત્રાનો–બે લેખ સરખી હકીકતના છે–Records the gift of a monk's cell=સાધુઓ માટે ગુફાનું દાન કર્યાનો ઉલ્લેખ છે.

---

(૧૭) તાજે કલમમાં તો પ્રથમના ૪૨મા વર્ષ કરતાં, ઓછી આંક (એટલે ૪૧) સંખ્યા આવે કે વધારે (એટલે ૪૩) આવે. પણ અહીં આપણે તે વિશે ચર્ચા કરવી નથી).

લગભગ મોટેભાગે સાધુ માટે, ગુફાનું દાન દેવાય છે અને તે પણ ચોમાસાની ઋતુ માટે; એટલે એમ અનુમાન થાય છે કે, ચોમાસાના વરસાદને લીધે (અને તે સમયે વરસાદ કાંઈ આજના જેવો પરિમિત પ્રમાણમાં નહોતો જ આવતો, અને તેમાં પણ પર્વત અને ઝાડી જંગલવાળો પ્રદેશ કે જ્યાં સપાટ જમીન-ભૂમિ કરતાં સામાન્ય રીતે વધારે પ્રમાણમાં જ વરસાદ પડે છે એટલે તેની અસર સાધુઓ અને તપસ્વીઓનાં કૃષ શરીર ઉપર ન થાય તેના રક્ષણ માટે ભક્તજનોએ પ્રથમ લક્ષ આપવાની ફરજ રહેતી હતી એમ આ ઉપરથી સ્પષ્ટ થાય છે ).

---

## નં. ૩૫–જુન્નેર

અયમ, નહપાણનો પ્રધાન, વર્ષ ૪૬મું.

"Records gifts made by Ayama of the Vatsagotra, minister of the [Rājā] Mahākṣatrapa Swāmi Nahapāna. The titles of Nahapāna are remarkable in two ways. The family designation 'Kṣaharata' is omitted, and this is the only occurrence of the litle of 'Mahākṣatrapa' as applied to Nahapāna. In inscr. No. 33 ( Year 42, with later date, year 45 in postscript ) he is styled 'Kṣatrapa'. All that can be inferred with certainty is that he became Mahākṣatrapa between the years 42 and 46=[ રાજા ] મહાક્ષત્રપ સ્વામી નહપાણના વત્સગોત્રી સચીવ અયમે દાન દીધાની નોંધ કરી છે. નહપાણનાં બિરૂદો બે પ્રકારે ધ્યાન આપવા યોગ્ય છે. કૌટુંબિક ઓળખ તરીકેનું 'ક્ષહરાટ' નામ મૂકી દેવાયું છે. અને નહપાણને મહાક્ષત્રપ જે કહેવામાં આવ્યો છે તેવી નોંધ આ એક જ છે. લેખ નં. ૩૩માં (વર્ષ ૪૨મું તાજે કલમમાં જરા આગેની મિતિ–૪૫મું વર્ષ) તેને 'ક્ષત્રપ' કહેવાયો છે. જે કાંઈ ખાત્રીપૂર્વક ઠરાવી શકાય તે એટલું જ છે કે, ૪૨ અને ૪૬ વર્ષની વચ્ચે તે મહાક્ષત્રપ થયો હતો."

ક્ષત્રપમાંથી મહાક્ષત્રપ કેમ (પુ. ૪, પૃ. ૨૦૨થી ૨૦૫) થવાય છે, તથા નહપાણને તેના પિતા ભૂમકની હૈયાતિ દરમ્યાન (૪૦ થી ૪૫ વર્ષ સુધી) ક્ષત્રપ, અને તેના મરણબાદ આઠેક મહિનાના ગાળા સુધી (૪૫–૪૫॥ કે ૪૬ વર્ષ) મહાક્ષત્રપ અને તે પછી અવંતિની ગાદીએ બેસતાં રાજા તરીકે ઓળખાવાયો છે તે હકીકત પુ. ૩. પૃ. ૧૯૫–૬ માં નહપાણનું વૃત્તાંત લખતાં જણાવી ગયા છીએ. એટલે તે ફરીને અત્ર ઉતારવા જરૂર નથી. એટલું જ જણાવવું જરૂરનું કહેવાશે કે ઉપરના બન્ને ઠેકાણે જે નિરૂપણ કર્યું છે તે સર્વ સપ્રમાણ અને તદ્દન સત્ય જ છે એમ સમજવું.

અત્ર બેએક ખુલાસા, આવશ્યક છે તેજ લખીશું. 'મહાક્ષત્રપ'નું બિરૂદ દર્શાવતું આ એકજ શિલાલેખરૂપી પ્રમાણ છે તે વ્યાજબી છે, એમ હવે સમજાશે; કારણ કે, મહાક્ષત્રપ પદ કેવળ આઠેક મહિના જ તેણે ભોગવ્યું છે. બીજું ક્ષહરાટ શબ્દ, તે કૌટુંબિક ઓળખ નથી પરંતુ સંસ્કૃતિની પ્રાદેશિક ઓળખ છે. એટલે જે પ્રદેશમાંથી તે પ્રજા આવી હતી અને જે ભાષા[૧૮] તેઓ બોલતા હતા તે દર્શાવવા પુરતી છે. એટલે

---

(૧૮) ક્ષહરાટ પ્રજા જે ભાષા બોલતી તેને ખરોષ્ઠી નામ અપાયું છે. આ ઉપરથી સમજાશે કે, કેટલાક વિદ્વાનો ખરોષ્ઠીને માત્ર લિપિ તરીકે જ ઓળખાવી રહ્યા છે તે ખોટું છે.

જેમ ગુજરાતી ભાષા અને લિપિ છે, તેમ ખરોષ્ઠી પણ ભાષા અને લિપિ છે જ. બ્રાહ્મી માત્ર લિપિ છે તે ભાષા નથી.

ખરોષ્ઠી ભાષા હોઇને જ, તે ઇરાન તથા કંબોજમાં બોલાતી હતી અને વેપાર અર્થે સંબંધમાં આવતા પાસેના ગાંધાર પ્રદેશમાંની બ્રાહ્મી સાથે તેના ઘણાએ શબ્દો ઉમેરાઇ ગયા હતા, જે પાણિનિના વ્યાકરણથી સાબિત થાય છે. તેજ પ્રમાણે વર્તમાનકાળે, સ્ટેશન, એન્જીન ઇ. શબ્દો અંગ્રેજી ભાષાના હોવા છતાં હવે હિંદની અનેક ભાષામાં મળી જઇને, તે તે ભાષાના સ્વતંત્ર શબ્દો થઇ ગયા છે. આવા શબ્દો હવે પ્રાંતિક નથી ગણવામાં આવતા.

નહપાણના અંગ સાથે કે તેના વંશ સાથે તેને સંબંધ જ નથી; તેથી આ શિલાલેખમાં તેનું ઉદ્બોધન બીન જરૂરી લાગ્યું છે. હવે સ્વામિ શબ્દ વિશે પુ. ૩ માં ચષ્ઠણવંશીઓના સંબંધમાં અને શાતકરણિઓ વિશે ઉપરમાં શિલાલેખ નં. ૨૧, ૨૨ અને ૨૩ માં જે સ્પષ્ટિકરણ કરાયું છે તે નિયમે, આ નં. ૩૫ વાળા શિલાલેખની મિતિ, નહપાણ મહાક્ષત્રપ હોવા છતાંયે પોતે સ્વતંત્ર બનીને અવંતિનો રાજા બન્યો નહોતો તે પૂર્વેની, એટલે કે ૪૫ વર્ષ પૂરૂં થયા પછીના આઠ નવ માસની અવધિમાંની છે એમ સમજવું.

---

**નં. ૩૬–ઋષભદત્તનો,** સમય વિનાનો.

"The immediate object of the inscription is to record the grant of the village of Karjika for the support of the ascetics living in the caves of Valūraka–a grant which was subsequently renewed by Gautamīputra Śrī Śātakarṇi (v. sup. No. 9)=લેખની તાત્કાલિક નેમ, વલુરકની ગુફાઓમાં રહેતા સાધુઓના નિભાવ માટે કાર્જીક ગામડું, દાનમાં દેવાની નોંધ વિશે છે–આ દાન પાછળથી ગૌતમીપુત્ર શ્રી શાતકરણિએ ફરીને ચાલુ કર્યું હતું (ઉપરનો લેખ નં. ૯ જુઓ)

કરજીક–વલુરક વિગેરેની ચર્ચા પણ ઉપર થઈ ગઈ છે. મુખ્ય વાત જ એ છે કે સર્વે લેખોના દાનની પાછળ ધાર્મિક રહસ્ય સમાયલું છે, નહીં કે રાજકીય[૧૯].

---

**નં. ૩૭—કાર્લે**

ઋષભદત્તના પુત્ર દેવણકનો, સમયના નિર્દેશ વિનાનો, ખાસ જાણવા જેવું નથી.

**નં. ૩૮–જુનાગઢનો**

રૂદ્રદામનનો, માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષની પ્રતિપદાનો (ધ્યાન રાખવાનું છે કે અન્યમાં જેમ સમય દર્શાવાય છે તેમ આ શિલાલેખમાં ૭૨ ની સાલ દર્શાવી નથી જ).

આ લેખનો[૨૦] તાત્પર્ય એટલો તો મશહુર છે કે તે આખો ને આખો અત્ર ઉતારવા જરૂર ધારી નથી. જ્યાં અમારો મતફેર થાય છે તેજ કેવળ અત્રે ટાંકીને તેની ચર્ચા કરીશું. લખે છે કે "But the chief importance of the inscription consists in the information, which it affords as to the history of Rudradāman and the events of his reign=પણ લેખનું મુખ્ય મહત્વ તો તેમાં રૂદ્રદામનનો ઇતિહાસ અને તેના રાજ્યના બનાવ વિશે જે માહિતી અપાઇ છે તેને લીધે છે;" એમ કહીને લખ્યું છે કે 'He was the lord of–તે (નિચે જણાવેલ) પ્રદેશના સ્વામિ[૨૧] હતો;' તેનાં નામની ટીપમાં પૂર્વાપરાકરાવંતિ, અનૂપ, આનર્ત, સુરાષ્ટ્ર, મરૂ, કચ્છ, સિંધુ–સૌવીર, કુકુર, અપરાંત અને નિષાદ જણાવ્યાં છે; અને પછી લખ્યું છે કે "And other territories gained by his valour. He conquered the Yaudhdheyas and twice defeated Śātakarṇi, the lord of Dakṣināpath. He himself acquired the name of Mahākṣatrapa=અને પોતાના બાહુબળથી અન્ય પ્રદેશો મેળવ્યા હતા. તેણે યૌધેયાઝને જીતી લીધા હતા અને દક્ષિણાપથના સ્વામિ શાતકરણિને બે વખત હરાવ્યો હતો. (આથી કરીને) મહાક્ષત્રપનું બિરૂદ તેણે આપમેળે મેળવ્યું હતું." આ બધું વર્ણન––પ્રદેશો ઉપર મેળવેલ જીત—રૂદ્રદામનને નહીં પરંતુ સમ્રાટ પ્રિયદર્શિનને લાગુ પડે છે. તે

---

(૧૯) પુ. ૪, પૃ. ૨૧૭.

(૨૦) કા. આં. રે. પ્ર. પૃ. ૬૦.

(૨૧) સ્વામિ એટલે તેમની માલિકી હતી, એટલું જ સૂચવે છે; એટલે કે પ્રદેશો વારસામાં મળ્યા હતા, નહીં કે conquered=જીતી લીધા હતા. (આ પ્રમાણે Lordનો અર્થ જીત મેળવેલ કરવાથી, આંધ્રપતિ નં. ૧૭ને દક્ષિણાપથપતિ, અને નં. ૧૮ વાળાને દક્ષિણાપથેશ્વરનું બિરૂદ લાગ્યું હોવા છતાં તથા નં. ૧૭ કરતાં નં. ૧૮વાળો ઘણો મોટો રાજવી થયો હોવા છતાં, ભૂલખાઇને નં. ૧૭ને મોટો માની લીધો છે; તે કેવું અન્યાય કરનારૂં થઈ પડયું છે તે માટે જુઓ નં. ૧૭નું વૃત્તાંત)

હકીકત (પુ. ૨માં સુદર્શન તળાવની પ્રશસ્તિ વિશેના વિવાદમાં પૃ. ૩૯૩થી ૩૯૭ તથા રૂદ્રદામનના વૃત્તાંતમાં પુ. ૪, ૨૦૮ થી ૨૧૮ સુધીમાં) વિસ્તારથી સ્પષ્ટ કરી બતાવી છે તે ત્યાંથી જોઈ લેવી. વળી અમારા મંતવ્યને વિશેષ મદદરૂપ થઈ પડે તેવા આ શિલાલેખમાંનાજ શબ્દો ઉપર અત્ર ધ્યાન ખેંચવું રહે છે. તેણે યૌધેયાઓને જીતી લીધા હતા એમ જણાવ્યું છે. આ યૌધેયાઝ કે અયોધ્યા જે ઉચ્ચાર કરો તે બન્ને (જુઓ પુ. ૧માં ત્રીજા પરિચ્છેદે) નું સ્થાન યુક્ત પ્રાંતોમાં ગણવું રહે છે. એટલે એમ અર્થ થયો કે તે યુક્ત પ્રાંતનો સ્વામી બન્યો હતો. જ્યારે ઇતિહાસ તો એમ કહે છે કે, રૂદ્રદામનની સત્તા જ્યાંસુધી અવંતિ ઉપર હતી ત્યાંસુધી અને તે બાદ પણ આ યુક્ત-પ્રાંત ઉપર, તેમના મૂળ સરદાર અને શિરોતાજ એવા કુશાનવંશી કનિષ્ક બીજાની જ સત્તા જામી પડી હતી. તો પછી શું એક સમયે એક જ ભૂમિ ઉપર બે રાજાધિરાજોની આણ ફરી રહી હતી એમ ગણવું? મતલબ કે અત્યાર સુધીની માની રહેલી માન્યતા ભૂલભરેલી છે. વળી ક્ષત્રપ ઉપરથી મહાક્ષત્રપ[22] પદ ઉપર કેમ ચડાય છે (પુ. ૪. પૃ. ૨૦૪, ટીકા નં. ૪૪) તે પ્રસંગની યાદ કરતાં પણ જણાઈ આવશે કે તેમાં જીત મેળવવાની જરૂર જ નથી.

આગળ જતાં "the work of repairing the broken dam to be carried out by the minister Suviśākha, the son of Kulaipa a Pahlava=તુટી ગયેલ બંધનું સમારકામ, પહલ્વ જાતિના કુલૈપના પુત્ર સુવિશાખ નામે મંત્રીને સોંપ્યું હતું" એમ જે લખ્યું છે તેમાં આ પહલ્વ જાતિને પરશીયન-પારથીઅન લેખેલ છે. અમારૂં એમ માનવું છે કે તે સુવિશાખ પહલ્વ નહીં પણ પલ્લવ જાતિ (એટલે લિચ્છવી ક્ષત્રિયોનો એક ભાગ–જેમ દક્ષિણ હિંદમાં પલ્લવ રાજાઓ થયા ં તેમ)નો એક સરદાર વિશેષ હોવો જોઇએ. સુવિશા· નામ જ બતાવે છે કે તે પરદેશી નહીં પણ આ· પ્રજાને શોભિતું નામ છે.

સમય વિશે જણાવવાનું કે, કો. આં. રે.માં તેને સમય નોંધવો રહી ગયો દેખાય છે. પરંતુ મૂળમ (જુઓ એપી. ઈ. પુ. ૮, પૃ. ૪૭. આપણા પુ. ૨ પૃ. ૨૧૨) તેનો આંક ૭૨ લખ્યો છે. વિદ્વાનોએ આને શક સંવત લેખી ૭૨ + ૭૮=ઇ. સ. ૧૫૦ ને સમય અર્પ્યો છે જ્યારે અમારા હિસાબે તે ચષ્ટ શકનો આંક છે અને તે તેના પિતા જ્યોતિક· રાજ્યની શરૂઆત ઈ. સ. ૧૦૩ માં થઈ ત્યારથ ગણાયો હોઈને (પુ. ૪, પૃ. ૧૮૮) તેનો સમય ઇ સ. ૧૭૫ નો ગણવો રહે છે.

---

## નં. ૩૯–ગુંદા

રૂદ્રસિંહ પહેલો, વર્ષ ૧૦૩, વૈશાખ શુકલ પંચમી.

ગુંદા ગામ કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં આવે છે. "It records a donation made at th village of Rasopadra by the Ābhīr General (senāpati) Rudrabhūti=આભિ સેનાપતિ રૂદ્રભૂતિએ રસોપદ્ર ગામ દાનમાં આપ્યાન તેમાં નોંધ કરી છે." આ ઉપરથી સ્પષ્ટ થાય આભીર પ્રજાના સરદારો ચષ્ટણ ક્ષત્રપોની નોકરી· હતા (પુ. ૩ના અંતે ૧૧મા પરિચ્છેદે પૃ. ૩૭૪–૩૮· જેમાંના એક ઈશ્વરદત્તે સ્વતંત્ર બની પોતાનો વં· સ્થાપ્યો હતો. દાનની વાત છે એટલે ધાર્મિક કાર્યનો ઉદ્દેશ છે એ પણ ચોક્કસ છે. સમય ૧૦૩ વર્ષ ં એટલે ઈ. સ. ૨૦૬નો ગણવો.

---

(૨૨) આપણી ધારણા પ્રમાણે જ પ્રિયદર્શિનનો આ લેખ હોય તો, પ્રિયદર્શિનને મહાક્ષત્રપ પદ લાગુ કહેવાય, તે કદાપી બનવા યોગ્ય જ નથી. આ હકીકત આપણા મતની વિરૂદ્ધ જાય છે. પરંતુ બનવા યોગ્ય છે કે, મહાક્ષત્રપવાળી હકીકત લેખમાં નહીં જ હોય. માત્ર વિદ્વાનોએ પોતા· મેળે લખી કાઢી છે. અથવા હોય તો, રૂદ્રદામને પોતા· સ્થિતિની ચોખવટ કરી બતાવી છે એટલું તે ઉપર· સાબિત થાય છે.

## નં. ૪૦—જુનાગઢ

રૂદ્રસિંહ પહેલો, સાલનો આંક ગુમ થયેલ છે. ચૈત્ર શુકલ પંચમી.

આ લેખમાં શું હકીકત છે તથા તેનો શું ઉદ્દેશ છે તે (પુ. ૪, પૃ. ૨૧૭–૧૮) જણાવાઈ ગયું છે. અત્ર એટલું જ જણાવવાનું કે, અન્ય લેખોની પેઠે આ પણ ધાર્મિક કાર્ય નિમિત્તે કોતરાવેલ છે અને કો. આં. રે. ના મંતવ્ય પ્રમાણે જૈનસંપ્રદાયને લગતો તે છે. સમયનું વર્ષ ૪૦ છે એટલે લેખ નં. ૩૮, ૩૯ પ્રમાણે તે ઈ. સ. ૧૪૩નો ઠરે છે.

## નં. ૪૧—મુલવાસર

રૂદ્રસિંહ પહેલો, ૧૨૨મું વર્ષ, વૈશાખ વદ પંચમી.

આ મુલવાસર ગામ, કાઠિયાવાડમાં ગાયકવાડ સરકારના ઓખામંડળ પ્રાંતમાં આવેલું છે તેના તળાવ કાંઠેથી આ લેખ મળ્યો છે. Its purport is uncertain=આશય અનિશ્ચિત છે. વર્ષ ૧૨૨ એટલે ઈ. સ. ૨૨૫નું ઠરે છે.

## નં. ૪૨—જસદણ

રૂદ્રસેન પહેલો, ૧૨૮ (કે ૧૨૬) મું વર્ષ, ભાદ્રપદ વદ પંચમીનો.

This inscription is on a pillar on the bank of the lake at Jasdan in the north of Kathiawar. It probably commemorates the construction of a tank during the reign of Rudrasena= કાઠિયાવાડના ઉત્તર ભાગમાં જસદણ શહેરના તળાવના કિનારે એક પાળિયા ઉપર આ લેખ કોતરાવેલ છે. રૂદ્રસેનના રાજ્યે તળાવ બંધાવ્યાના સ્મરણમાં તે ઘણુંકરીને ઉભો કરાવ્યો છે. મતલબ કે તળાવ બંધાયું તે સમયની યાદ આપતો તે લેખ છે અને તેનો સમય, ૧૨૮ વર્ષ=ઈ. સ. ૨૩૧નો ગણવો પડે છે.

આ માટે આ તળાવ ખોદાયું તે જો કે જણાવવામાં આવ્યું નથી, પરન્તુ આપણે હવે સારી રીતે જાણીતા થઈ ગયા છીએ કે (ઉપરના સર્વ શિલાલેખો જુઓ) પ્રાચીન સમયે, રાજકર્તાને ધર્મ ઉપર ઘણી પ્રીતિ રહેતી અને તેથી ધાર્મિક કાર્યો કરવા માટે તલપાપડ રહેતા અને જ્યારે જ્યારે તે નિમિત્તે દાન કરતા ત્યારે ત્યારે, ભવિષ્યની ઓલાદને તે કાર્યની યાદ[૨૩] આપવા કાજે તેવો લેખ કોતરાવતા. આવો હેતુ સુદર્શન તળાવની પ્રશસ્તિ પાછળ પણ રહેલો હતો તે સ્થાન ગિરનાર જેવા જૈનધર્મના પવિત્ર તીર્થ સ્થાનની–ધામની તળેટીરૂપ હોવાથી ત્યાં, જ્યારે મગધપતિ ચંદ્રગુપ્ત સમ્રાટ યાત્રા કરવા આવ્યો હતો ત્યારે યાત્રિકોને પાણી પીવાની સગવડતા માટે[૨૪] તે તળાવ પ્રથમ બંધાવવામાં આવ્યું હતું. પાછળથી કાળક્રમે જેમ તેને દુરસ્ત કરાવવાની જરૂરિયાત લાગતી ગઈ તેમ તેના વારસોએ દુરસ્ત પણ કરાવ્યું છે. તે બધા ઈતિહાસથી આપણે હવે સંપૂર્ણ રીતે માહિતગાર થઈ ગયા છીએ. જેમ આ સુદર્શન તળાવનું સ્થાન જૈનપ્રજાનું એક મુખ્ય તીર્થધામ હતું, તેમ આ જસદણ પાસેનો પ્રદેશ પણ તેવું જ એક અગત્યનું જૈનધર્મીઓનું તીર્થસ્થાન હતું. અને તેથી કરીને ચષ્ઠણવંશી રાજાઓ જેમનો ધર્મ પણ જૈન હતો (જુઓ ઉપરના લેખો તથા પુ. ૪માં તેમનું વૃત્તાંત) તેમણે ત્યાં યાત્રા નિમિત્તે જતાં, મૌર્યવંશી સમ્રાટોનું સુદર્શન તળાવ બંધાવ્યાનું અનુકરણ કરી, એકાદ તળાવ બંધાવ્યું હોય તે વાસ્તવિક લાગે છે.

આ જસદણનું સ્થાન કાઠિયાવાડની લગભગ મધ્યમાં અને ચોટિલાનો ડુંગર જ્યાં આવેલ છે તથા જે ભાગને પાંચાલ તરીકે ઓળખાવાય છે ત્યાં આવેલ છે. અલબત્ત ત્યાં જવાનો માર્ગ ચોટિલા થઈને હાલ નથી, પરન્તુ ભાવનગર રેલવેની જે બોટાદ–જસદણ લાઈન છે તેમાં જસદણ નામનું સ્ટેશન છે ત્યાં થઈને છે. પણ જો ગાડા રસ્તે ચોટિલેથી જવાય તો પાંચ સાત માઈલનો જ પંથ રહે છે. તે પ્રદેશમાં આણંદપુર નામે

(૨૩) પોતાની કીર્તિ વધારવાનો હેતુ તેમાં નહોતો, પરંતુ તેને જોઈને ભવિષ્યની પ્રજા પણ તેવા પ્રકારનું દાન દેતાં શિખે, એવો બોધપાઠ આપવાનો હતો.

(૨૪) પુ. ૩, પૃ. ૧૮૩ તથા ટીકાઓ.

એક ગામડું[૨૫] છે (જુઓ પુ. ૨, પુ. ૧૮૫ "શાસ્વતું છતાં કાળના ઝપાટામાં" વાળો પારિગ્રાફ) આ પ્રદેશ ઉપર ઈ. સ. ૯મી સદીમાં (જ્યારે મૂળરાજ સોલંકીએ આ પ્રદેશ ઉપર ચઢાઇ કરી હતી ત્યારે) વઢવાણની-વર્દ્ધમાન-પુરીના રાજા ધ્રુવસેનની-હકુમત ચાલતી હતી તેથી તેને વર્દ્ધમાનપુર-આણંદપુરના નામથી ઓળખતા હતા. આ આણંદપુર ગામે, જે શત્રુંજય પર્વત જૈન ધર્મીઓનું અત્યારે મહાતીર્થ મનાય છે તેની તળેટી[૨૬] હતી. આ બધું વર્ણન હડાળાના શિલાલેખ આધારે (ઈ. એં. પુ. ૧૨. પૃ. ૧૯૦) લેખ લખીને[૨૭] સાબિત કરી આપ્યું છે. મતલબ કે આ જસદણના પ્રદેશમાં સિદ્ધાચળ પર્વતની તળેટી હતી અને ત્યાં જૈન યાત્રાળુઓ દર્શને આવતા હતા. તે પ્રમાણે ચષ્ઠણવંશી રાજાઓ પણ દર્શને આવ્યા હોય અને યાત્રિકોને પાણી માટે પડતી હાડમારી દૂર કરવા, રાજધર્મ તરીકે એક વિશાળ તળાવ ખોદાવ્યું હોય એમ માનવું રહે છે.

### નં. ૪૩--નાસિકનો

ઈશ્વરસેન વર્ષ ૯ મું, ઉનાળાનું ચોથું પખવાડિયું તેરમો દિવસ.

It records the investment of two sums of money...for the purpose of providing medicines for the sick among the monks, dwelling in the monastery on Mount Trirasmi=ત્રિરશ્મિ પર્વત ઉપરના મઠવાસીઓ સાધુની દવાદારૂની જોગવાઇ કરવા માટે દ્રવ્યની બે રકમો છૂટી પાડવાની તેમાં નોંધ છે. ધાર્મિક કાર્ય નિમિત્તે દ્રવ્ય કાઢવાનો ઉલ્લેખ છે. ત્રિરશ્મી પર્વતનું સ્થાન કેવું પવિત્ર અને તીર્થધામ છે તે ઉપરમાં જણાવી ગયા છીએ.

પોતાના રાજ્યે વર્ષ ૯મું છે. તે ત્રૈકૂટક સંવત્સરનું છે (પુ. ૩, પૃ. ૩૮૪) જેને વિદ્વાનોએ કલચૂરિ અથવા ચેદિસંવત તરીકે ઓળખાવ્યો છે. તેની આદિ તો તેના પિતાના રાજ્યારંભથી-ઈ. સ. ૨૪૯થી થઈ છે જ્યારે આ લેખનો સમય પોતાના રાજ્યે ૯મા વર્ષનો હોઈને તેનો સમય ઈ. સ. ૨૬૧+ ૯=ઈ. સ. ૨૭૦નો કરે છે.

---

### નં. ૪૪—પારડી

ધનસેન રાજા, ત્રૈકૂટક સંવત ૨૦૭નો, વૈશાખ શુકલ ત્રયોદશીનો.

તેમાં રાજા ધરસેને જીત મેળવીને અશ્વમેધ યજ્ઞ કર્યાનો તથા કનીયડાકાસારિકા ગામ બ્રાહ્મણોને દાન દીધાનો ઉલ્લેખ છે. મતલબ કે રાજા બ્રાહ્મણધર્મી છે.[૨૮] અને ત્રૈકૂટક સં. ૨૦૭=૨૦૭+૩૧૯ ઇ. સ. ૫૨૬ના સમયનો છે. જો કે શિલાલેખ નં. ૪૩ માં જણાવ્યા પ્રમાણે આ ત્રૈકૂટક સંવત વાપરનારા રાજાઓ પ્રથમ જૈનધર્મી હતા તથા કલચૂરિ સંવત જ વાપરતા હતા પરન્તુ આમાંના ધરસેને વૈદિકધર્મ

---

(૨૫) જુઓ પુ. ૨, પૃ. ૧૮૫ "શાસ્વતુ છતાં કાળના ઝપાટામા "વાળો પારિગ્રાફ.

(૨૬) શત્રુંજય પર્વતનું નામ સિદ્ધાચળ છે. તેના ૧૦૮ શિખરો હોવાનું ગણાય છે. રૈવતગિરિ (ગિરનાર), કદંબગિરિ, હસ્તગિરિ, વિમલગિરિ ઇ. નામો આ શિખરોનાં જાણવા. ઢંકગિરિ (કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં છે) કે જ્યાથી ઘણાં પ્રાચીન અવશેષો અને મૂર્તિઓ મળી આવે છે તે પણ ૧૦૮ માનું એક ગિરિશૃંગ જ છે. તેવીજ રીતે આણંદગિરિ પણ એક શિખર છે; અને તેજ આ આણંદપુરનું સ્થાન સમજવું.

(૨૭) જુઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના 'બુદ્ધિ-પ્રકાશ' સને ૧૯૩૪માં આનર્તપુરનો લેખ (પૃ. ૪૪ થી ૫૩). જૈનજ્યોતિ પુ. ૧ (સં. ૧૯૮૮), પૌષ અંક ૩, પૃ. ૮૩ થી ૮૮: જૈનધર્મપ્રકાશ પુ. ૪૫ (સં. ૧૯૮૫), વૈશાખ અંક ૨, પૃ. ૫૮ થી ૬૩ ઈ. લેખો.

(૨૮) ત્રૈકૂટકવંશની બે શાખા-પ્રથમ શાખા ચષ્ઠણ વંશના સરદાર તરીકે ઉપરના લેખ નં. ૪૩ ની અને આ બીજી શાખા નં. ૪૪ લેખની. પ્રથમ વાળા જૈનધર્મી હતા. તેમના સિક્કા ચિત્રો જુઓ. તેમણે સમય દર્શનની જે પદ્ધતિ અખત્યાર કરી છે તે નં. ૪૪થી જુદી જ પડે છે. તેમણે ઈ. સ. ૨૪૯માં શરૂ થયેલ કલચૂરિ સંવત ગ્રહણ કર્યો છે. જ્યારે આ બીજી શાખા ગુપ્તવંશમાથી જુદી પડી છે એટલે તેમણે તેમનો જ ધર્મ અને તેમનોજ સંવત અંગીકાર કર્યો છે.

અંગીકાર કર્યાનું જણાવ્યું છે, તે ધર્મપલટો કયારે થયો હતો તે સ્પષ્ટ થતું નથી. બનવાજોગ છે કે તેણે જ ધર્મપરિવર્તન[૨૯] કર્યું છે.

---

નં. ૪૫--કન્હેરી

ત્રૈકૂટક સંવત ૨૪૫નું વર્ષ, કર્તાનું નામ આપ્યું નથી. તેમાં આ કૃષ્ણગિરિ (જુઓ લેખ નં. ૧૩ ટી. નં. ૩૦થી ૩૨) ઉપરના મહાન મઠમાં એક ચૈત્યની સ્થાપના કર્યાની નોંધ છે, તેનો સમય ૨૪૫મું વર્ષ એટલે ઈ. સ. ૨૪૫+૩૧૯=૫૬૪ ગણવો રહે છે.

---

ઉપરના ત્રણે લેખ (નં. ૪૩, ૪૪ અને ૪૫)ને લગતી વિશેષ હકીકત પુ. ૩ના અંતે ૧૧મા પરિચ્છેદે ખુલાસાવાર સમજાવાઈ ગઇ છે એટલે પુનરુક્તિ કરવાની જરૂર રહેતી નથી.

* * *

**ઉપસંહાર**

આ બે પરિચ્છેદમાં સર્વ મળીને ૪૫ શિલાલેખ વર્ણવ્યા છે. તેમાંના સ્થાન અને સમય તથા કર્તાઓનો વિચાર કરીશું તો લગભગ ⅞ ભાગ શાતકરણિ-શતવહનવંશી રાજાઓની કૃતિએ જ રોકી લીધો દેખાય છે. પરન્તુ જો એ લેખો કોતરાવવાના આશયનો પણ સાથેસાથે વિચાર કરીશું તો તો, તેથી યે આગળ વધીને-કહો કે લગભગ ⁹⁹⁄₁₀₀ ભાગ-કહેવું પડશે કે આ આંધ્રવંશી રાજાઓ પરત્વે જ તેમાં હકીકત લખાઈ છે. એટલે ઉપર દર્શાવેલ હેતુથી આ શિલાલેખોને આંધ્રવંશના વર્ણન સાથે જોડવામાં, આપણે વિચાર ન કરતાં સમગ્ર રીતે તેની ઓળખ તથા વર્ણન આપવું ઉપયોગી ધાર્યું છે તથા કોઈપણ વંશના રાજવીનું વૃત્તાંત આલેખતાં પહેલાં જેમ તેમને લગતાં પરિચ્છેદ જોડી દીધાં છે, તે જ પ્રમાણે આ શિલાલેખો સંબધી પણ જો વર્તન રખાયું હોત તો વિશેષ ઉપકારક ગણાત એમ હવે મનમાં લાગી આવે છે. અત્યારે તો ઇલાજ નથી પરન્તુ જો બીજી આવૃત્તિ કરવાનો સમય પ્રાપ્ત થયો તો આટલો સુધારો કરવો તે વખતે આવશ્યક લેખીશું.

સ્થાન અને સમય તથા કર્તાઓ પરત્વે ઉપર પ્રમાણે સ્થિતિ જણાવ્યા બાદ, તેઓને કોતરાવવામાં સમાયલા ઉદ્દેશ અને હેતુ સંબંધી વિચાર કરીશું તો, એકે એકમાં-એમ કહોને કે એક પણ અપવાદ સિવાય-તુરત સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે, તેમ કરવામાં કોઇ ધાર્મિક કારણને લીધે જ સ્ફુરણા જન્મી છે. પછી તે યાત્રિકની અગવડતા દૂર કરવા માટે હોય કે તે સ્થાન ઉપર વસતા ઋષિ-મુનિ અને તપસીઓને પોતાના નિત્ય નિયમો પૂર્ણ કરવાને મદદરૂપ થઈ પડે તેવી અનુકૂળતા ઉભી કરવા માટે હોય, કે છેવટે તેના રચનાર-દાન દેનારના પોતાના આત્માના કલ્યાણાર્થે હોય-પરંતુ આ પ્રકારના કોઇને કોઇ ધાર્મિક સંયોગોમાં તથા પ્રકારનું દાન દેવાનું પગલું ભરાયું છે એમ જણાઈ આવ્યા વિના રહેશે નહિ. મતલબ કહેવાની એ છે કે, તેમાં ધાર્મિક હેતુ જ હતો, નહીં કે રાજકીય; પછી તેનો કર્તા રાજા હોય કે સમાજનો કોઇ સામાન્ય ગૃહસ્થ હોય. રાજા હોય, ને પછી તેણે અમુક પ્રદેશ ઉપર જીત મેળવીને તેની ખુશાલીમાં દાન કર્યું હોય કે પુત્રજન્મની વધાઈમાં પણ તેમ કર્યું હોય કે પોતાના સ્વામીભાઓનો સંઘ કાઢીને યાત્રાએ ગયો હોય-આમ નિમિત્તભૂત ભલે અનેક પ્રકારનાં કારણો ઉપસ્થિત થયાં હોય; પરંતુ પ્રાંતે, હેતુ તો ધાર્મિક અને પરના કે પોતાના કલ્યાણાર્થે જ અગ્રપણે રમી રહ્યો હોય એટલું નિર્વિવાદિત દેખાય છે. આ ઉપરથી પ્રાચીન સમયે પ્રજાનાં-શું રાજા કે સામાન્ય પ્રજાજનનાં-માનસનું લઢણ કેવા પ્રકારે વહી રહ્યું હતું તેનો સહજ ખ્યાલ આવી જશે. આ વસ્તુસ્થિતિથી પાશ્ચાત્ય વિદ્વાનો કેવળ અપરિચિત હોવાથી-કહો કે પોતાને મળેલા સંસ્કારથી જ અન્યની માપણી કરવાનું મનુષ્યમાત્રને સુગમ લેખાય છે તે ન્યાયે-એમ માની

---

(૨૯) ઉપરની ટીકા. નં. ૨૮ જુઓ. આ અરસામાંજ, ગુપ્તવંશમાંથી વલ્લભીપુરના મૈત્રકો તેમજ દક્ષિણ હિંદના કલ્યાણીવાળા ચાલુક્યો એમ બન્ને સ્વતંત્ર થઈ ગયા જણાય છે.

લીધું દેખાય છે કે કોઈ રાજકર્તાને શિલાલેખ કોતરાવવાનો પ્રસંગ જો ઉભો થાય તો તેમાં રાજકારણ સિવાય અન્ય હેતુ હોઈ શકે જ નહીં અને તેવી કલ્પનાએ જ સૌરાષ્ટ્રમાં આવેલ જુનાગઢ-ગિરિનગરની તળેટીમાં મગધપતિ સમ્રાટ ચંદ્રગુપ્તે પ્રથમ ખોદાવેલ સુદર્શન તળાવ બંધાવવાની ભાવના આગળ ધરી દીધી છે, તે જ પ્રમાણે ક્ષત્રપ રૂદ્રદામન ઈત્યાદિ વિશેનું સમજી લેવું. પરંતુ આટલા વિવેચનથી હવે વાચકની ખાત્રી થશે કે તે પ્રમાણે બન્યું નથી અને તેથી જ રાજકીય કલ્પના વડે બાંધેલ નિર્ણયોએ, આખા ભારતીય ઇતિહાસને કદરૂપો ચિતરી બતાવ્યો છે. હવે કયા પ્રકારે તેને સુધારાય એટલી જ ઈચ્છા આપણે સેવીએ.

લેખોમાં જોકે ઘણી ઘણી મહત્વપૂર્ણ હકીકતોનો સમાવેશ કરવામાં આવ્યો છે અને તે સર્વેને જો તેના નિર્માતા એવા રાજાઓનાં વૃત્તાંત લખતી વખતે પાછી યાદ કરવા માંડીએ, તો એક તો વિના કારણે પિષ્ટપેષણ પણ થઇ જાય અને કદાચ વાચકને કંટાળો પણ આવે; તેમ બીજી બાજુ, જો છોડી દેવાય તો, ખરા ઇતિહાસ ઉપર જે પ્રકાશ પડવો જોઈએ તે રહી પણ જાય છે તેમજ તેમાંથી નીકળતો બોધપાઠ જે આપણે ગ્રહણ કરવો રહે છે તે વિસારે પડી જાય છે. આથી એમ ઠરાવીએ છીએ કે હકીકત જ તે તે રાજાના વૃત્તાંત આલેખનમાં ઉતારવી ને બાકીની, જ્યારે ઇચ્છા વધે ત્યારે આ પરિચ્છેદ વાંચીને મેળવી લેવી. હજુ એક બીજો માર્ગ લઈ શકાય કે સર્વ શિલાલેખોમાં વર્ણવાયલી હકીકતનો સમગ્રપણે અને વિહંગદષ્ટિએ ખ્યાલ આવી જાય તે માટે, ટૂંકમાં તેનું કોષ્ટક બનાવીને રજુ કરવું; જે ઉપરથી વસ્તુનો ચિતાર પણ આવી જાય અને વિસ્તારથી જાણવાની ઈચ્છા પ્રવર્તે ત્યારે, અસલ વર્ણન આંખ તળે કાઢી પણ લેવાય. આ હેતુથી પીસ્તાલીસે શિલાલેખોની નામાવળી, સમય તેમજ કર્તાને લગતી ટૂંક માહિતી નીચે પ્રમાણે કોષ્ટકવાર જોડી છેઃ—

| આંક | સમય તથા સ્થાન | પુરાવા તથા પ્રમાણ ઈ. ઈ. | ટૂંક માહિતી. |
|---|---|---|---|
| ૧ | ઈ. સ. પૂ. ૩૮૩; નાનાઘાટ (ગોદાવરી જીલ્લો) | કો. આં. રે. પ્ર. પૃ. ૪૫, પારિ ૫૭ તથા પૃ. ૧૯, પારિ ૨૧ | ગૌતમીપુત્ર યજ્ઞશ્રીની રાણી નાગનિકાએ, પોતાના સગીર પુત્રના રીજંટ તરીકે, બંમણોને દાન દીધું છે. (બંમણ એટલે બ્રહ્મચર્ય પાળે તે; એવા પુરૂષોને દાન દીધું છે એટલે કે અહિંસાયુક્ત; નહીં કે યજ્ઞ કરતાં એવા બ્રાહ્મણોને એટલે હિંસાયુક્ત દાન દીધું હતુ). સગીરપુત્રના સમયે બનાવ બન્યો છે (ઈ. સ. પૂ. ૩૮૩) જ્યારે લેખ કોતરાવ્યો છે તે પુત્ર મોટો થઇ રાજ્યપદે આવ્યો ત્યારે, તેના રાજ્યકાળે તેરમા વર્ષે; એટલે ઈ. સ. પૂ. ૩૭૧માં—વિશેષ માટે જ. બોં. બ્રૅ. રૉ. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩, પૃ. ૪૭–૮૩ જુઓ. |
| ૨ | અનિશ્ચિત; નાસિક | કો. આં. રે. પૃ. ૪૬, પારિ ૨૩; પૃ. ૧૯, પારિ ૨૨–૨૩ | શાતવહનવંશી રાજા કૃષ્ણનો; જે રાજા શ્રીમુખનો ભાઇ થાય છે. |
| ૩ | ઇ. સ.ની આદિનો; નાસિક | કો. આં. રે. પૃ. ૪૬; તથા પૃ. ૨૦, પારા ૨૫ | શક્તિશ્રીના નામની પિછાન અપાઇ છે. દંતકથા પ્રમાણે ઠરાવાય તો (ઉપરમાં દ્વિતીય પરિચ્છેદના અંતે જોડેલ નામાવળી પ્રમાણે નં. ૨૩ વાળો શિવસ્વાતિ ગણાય અને ગુણપ્રમાણે ઠરાવાય તો, નં. ૧૮ વાળો રાજા હાલ શાલિવાહન થાય (ઘણું કરીને તેજ ઠરશે) |

| | | | |
|---|---|---|---|
| ૪ | અનિશ્ચિત; ભિલ્સા (માળવા) | ભિષ્સાટોપ્સ; પૃ. ૨૧૪, ૨૬૪, ૨૬૯; પ્લેઈટ Sanchi Tope No. 1; નં. ૧૯: કો. આં. રે. પૃ. ૪૭ અને ૨૩, પારિ ૨૯ તથા ૫૭ | વસિષ્ઠપુત્ર શાતકરણિના રાજ્યે કોઈ કારીગરે દાન દીધાની હકીકત છે. રાજા હાલ પુલુમાવીનો છે. રાજાની સાનિધ્યમાં કોતરાયલો હોવાથી અને પોતે તેની રૈયત હોવાથી શાતકરણિનું નામ લખાવ્યું સમજાય છે. |
| ૫-૬ | ઈ. સ. પૂ. ૩૦૯; કન્હેરી (નાસિક જીલ્લો) | કો. આં. રે. પૃ. ૨૭, પારિ ૩૫ તથા ૩૬ | (પાંચમા) રાજા માઢરીપુત્ર સ્વામિ શકસેને પોતાના રાજ્યકાળે આઠમા વર્ષે કોતરાવેલ છે. |
| ૭ | ઇ. સ. પૂ. ૫૪; નાસિક | કો. આં. રે. પૃ. ૨૯, પારિ ૩૮: પૃ. ૩૬, પારિ ૪૩ કો. આં. રે. પૃ. ૧૦૪; Had exterminated the race of Kṣaharatas | બેન્નાકટકના સ્વામિ એવા ગૌતમીપુત્ર શાતકરણિએ પોતાના રાજ્યે ૧૯મા વર્ષે ગોરધન સમય જીતી લઇને, હુકમ કાઢયો છે કે, રૂષભદત્તે પૂર્વે જે દાન આપ્યું હતું તે હવે પોતે કર્યું છે એમ ફેરફાર કરવો. તેણે શકોને હરાવ્યા હતા (Destroyed the Sakas and restored the glory of = શકોની જડ કાઢી નાંખી અને કીર્તિ પાછી મેળવી). નં. ૧૭ વાળો અરિષ્ટકર્ણ સમજવો. ઋષિ-તપસ્વીઓને દાન દીધાની વાત છે એટલે ધાર્મિક તત્ત્વ જ સમજવું. લડાઇનું કારણ પણ ધાર્મિક દેખાય છે, નહીં કે રાજકીય. ત્રિરશ્મિ પર્વતની પવિત્રતા વિશેની વાત પણ સમજાવી દીધી કહેવાય; દક્ષિણાપથપતિનું ઉપનામ આપ્યું છે (સરખાવો નીચેનો લેખ નં. ૧૩). |
| ૮ | ઇ. સ. પૂ. ૪૮; નાસિક | કો. આં. રે. પૃ. ૪૮ કો. આં. રે. પારિ ૩૮ | નં. ૭ લેખના અનુસંધાનમાં અને પોતાના રાજ્યે ૨૪મા વર્ષે, રાણીમાતા બળશ્રીના નામે આજ્ઞા છે. ગોરધન પ્રાંતના સુબા શ્યામકને હુકમ કરે છે ( એટલે પોતે બેન્નાકટકમાં બેઠા બેઠા આજ્ઞા ફરમાવી છે). વળી તે વખતે પોતાનો મોટાભાઇ જીવંત હોય એમ પણ નક્કી ઠરે છે. પોતાની અંતિમ અવસ્થા હોય એમ સમજાય છે. તેથી ૧૦ પખવાડિયાના (પાંચ માસ) આંતરે બે વિભાગે આજ્ઞાઓ કરી છે. એટલે પોતાનો મંદવાડ ૭ માસ લંબાયો સમજાય છે તેમજ અંતિમ અવસ્થાએ દાન દેવાનો રિવાજ હતો તે સિદ્ધ થાય છે. કૌંસીલનો વહિવટ નહોતો, તેમજ રાણી બળશ્રીએ રાજકાજમાં ભાગ પણ લીધો નથી દેખાતો. રાજ્યનું અતિ ઉપયોગી એક અંગ સમાન તેનો દરજ્જો હતો એટલું સ્પષ્ટ થાય છે. |

| આંક | સમય તથા સ્થાન | પુરાવા તથા પ્રમાણુ ઈ. ઈ. | ટૂંક માહિતી. |
|---|---|---|---|
| ૯ | ઈ. સ. પૂ. ૫૩; કાર્લે (નાસિક જીલ્લો) | કો. આં. રે. પૃ. ૪૯; તથા પૃ. ૨૯, પારિ ૩૮-૩૯ | ઉપરવાળા ગૌતમીપુત્ર શાતકરણીનો પોતાના રાજ્યે ૧૮મા વર્ષે કોતરાવેલ. કાર્લેવાળા મામલ (મનમાડ) જીલ્લાની વલુરક (ઇલોરા ?)ની ગુફામાં વસતા તપસ્વીઓના ઉપયોગ માટે, કરજક (કરજત ?) ગામની ઉપજ દાનમાં દીધી છે. નં. ૮માં અપાયેલ દાન પછી બે પખવાડીયે=૧ માસે આ દાન દેવાયું છે. મંદવાડની આખરી અવસ્થામાં, નહીં કે વિદ્વાનો as a result of his victory over Nahapan = નહપાણ ઉપર પોતે મેળવેલ વિજયના સ્મરણમાં હોવાનું જેમ લેખાવે છે તેમ; કેમકે નહપાણના મરણ બાદ ૨૧-૨૨ વર્ષે આ બનાવ બન્યો છે એટલે પછી જીત મેળવ્યાના સ્મરણ તરીકે સંભવિત જ નથી. |
| ૧૦ | અનિશ્ચિત, અમરાવતી (બેઝવાડા પાસે, કૃષ્ણાજીલ્લો) | | વાસિષ્ઠપુત્ર સ્વામીશ્રી પુલુમાવી—નં. ૧૮વાળા રાજા હાલ શાતકરણિનો છે. હાથીગુંફા લેખમાં વર્ણવ્યા પ્રમાણે રાજા ખારવેલે જે મહાચૈત્ય ૩૮ લાખના દ્રવ્યે બંધાવ્યો હતો (પુ. ૪માં તેનું વૃત્તાંત જુઓ) તે પ્રાસાદને દાન આપ્યાની હકીકત છે. એટલે રાજા ખારવેલ અને આ વાસિષ્ઠપુત્ર પુલુમાવી એકજ ધર્મના-જૈનધર્મી -ઠર્યા; તથા અમરાવતીના સ્તુપને બૌદ્ધ ધર્મનો ઠરાવાય છે તેને બદલે હવે તે જૈન ધર્મનું સ્થાન ઠરે છે. |
| ૧૧-૧૨ | એક ઈ. સ. પૂ. ૪૫; નાસિક | અને બીજો ઇ. સ. પૂ. ૪૧; નાસિક | બન્ને વચ્ચે ચાર વર્ષનું અંતર છે. રાજા વાસિષ્ઠપુત્ર પુલુમાવીના છે. ખાસ નોંધવા જેવું કાંઈ નથી. |
| ૧૩ | ઈ. સ. પૂ. ૨૮; નાસિક | કો. આં. રે. પૃ. ૩૦; પારિ ૪૨—૪૪ તથા પૃ. ૩૮, પારિ ૪૫ | વાસિષ્ઠપુત્ર પુલુમાવીના રાજ્યે ૧૯મા વર્ષે, કોતરાવનાર દાદી રાણી બળશ્રી છે; ઠેઠ દક્ષિણ સુધી જીત મેળવી લીધાનું જણાય છે. (લેખ નં. ૭માં ગૌતમીપુત્રને દક્ષિણાપથપતિ તરીકે અને આ લેખમાં પુલુમાવીને દક્ષિણાપથેશ્વર તરીકે જણાવ્યો છેઃ એટલે બન્નેના અર્થમાં કાંઇક ફેર છે તે પણ સમજાય છેઃ વળી નં. ૭નો સમય ગૌતમીપુત્રનું ૧૯મું વર્ષ છે અને આ નં. ૧૩નો સમય વાસિષ્ઠપુત્રનું ૧૯મું વર્ષ છે. એટલે બન્ને લેખની વચ્ચેનું અંતર ગૌતમીપુત્રના |

| | | | |
|---|---|---|---|
| | | | આખા રાજ્યકાળ જેટલું ૨૫ વર્ષનું થયું લેખાશે). ત્રિરશ્મિ ઉપર રહેતા તપસ્વીઓને દાન દીધાની હકીકત છે. |
| ૧૪ | ઈ. સ. પૂ. ૨૫; નાસિક | જ. બો. બ્રૅ. રો. એ. સો. નવી આવૃત્તિ પુ ૩, પૃ. ૭૪; કો. આં. રે. પૃ. ૫૦ પારિ ૫૭ | વાસિષ્ઠપુત્ર પુલુમાવી રાજ્યે ૨૨મા વર્ષે ( ઉપરના લેખ પછી ત્રણ વર્ષે ); તેમાં પોતાને Lord of Navanara=નવપુરૂષોના સ્વામી તરીકે જણાવે છે. એટલે સિદ્ધ થાય છે કે દેશની જીત મેળવ્યા બાદ જ પોતે સાહિત્ય ક્ષેત્રમાં જોડાયો છે, ગાથાસપ્તતી ગ્રંથ પણ આ સમયે જ રચ્યો ગણવો રહે અને નવરત્નો પોતાની સભામાં સ્થાપ્યાનું પણ ગણવું રહે. નવું નગર સ્થાપી રાજપાટની ફેરવણી કરી હતી તે હકીકત ખોટી સમજવી. પિસાજીપદક ( સુદર્શન ) સ્થાનમાં આવેલ સામલીપદ નામે ગામ બક્ષીસ દેવાનો હુકમ પોતાના સૂબાને કર્યો છે. |
| ૧૫ | ઈ. સ. પૂ. ૪૦; કાર્લે ( નાસિક જીલ્લો) | | વાસિષ્ઠપુત્ર પુલુમાવી ઉર્ફે રાજા હાલનો; પોતાના રાજ્યકાળે સાતમે વર્ષે. તેમાં વાલુરક ગામનું દાન મુનિઓને કર્યાનું જણાવાયું છે. |
| ૧૬ | ઈ. સ. પૂ. ૨૩; કાર્લે | | પુલુમાવી વાસિષ્ઠપુત્રનો, પોતાના રાજ્ય ૨૪મા વર્ષે. પોતે ૨૧મા વર્ષે જે દાન કરેલું તેનું સ્મરણ તેમાં કરાવ્યું છે. |
| ૧૭ | બન્ને અનિશ્ચિત | કો. આં. રે. પૃ. ૫૧, પૃ. ૩૮-૩૯, પારિ ૪૬ અને ૪૭ | વાસિષ્ઠપુત્ર પુલુમાવીની એક કદંબવંશી રાણીનો છે. પટરાણી નહીં હોય સાદી રાણી હશે. ભગ્નાવસ્થામાં હોવાથી, તેની મતલબ સમજી શકાતી નથી. |
| ૧૮ | ઈ. સ. ૧૧૨; નાનાઘાટ | | વાસિષ્ઠપુત્ર ચત્રપણ શાતકરણિએ પોતાના રાજ્યે ૧૩મા વર્ષે, ખાનગી રીતે કાંઈક અર્પણ કર્યાની હકીકત લખી છે. |
| ૧૯ | અમરાવતી; (બેઝવાડા પાસે ) | | વદસતશ્રીનો કોતરાવેલ છે. મીતિ અપાઈ નથી. ભગ્નાવસ્થામાં હોવાથી તેના આશયની સમજણ પડતી નથી. આ ઉપરથી સીદ્ધ થયું કે તેણે ઠેઠ બેઝવાડા સુધીનો મુલક કબજે કર્યો હતો. |

| આંક | સમય તથા સ્થાન | પુરાવા તથા પ્રમાણ ઈ. ઈ. | ટૂંક માહિતી. |
|---|---|---|---|
| ૨૦ | ઇ. સ. પૂ. ૩૮૭; છિના (કૃષ્ણા જીલ્લા) | કો. આં. રે. પારિ ૫૧ | ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિનો, ૨૭મા વર્ષે કોતરાયલ. ખાનગી બાબતનો છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, તેનું રાજ્ય ઠેઠ કૃષ્ણા જીલ્લા સુધી વિસ્તરેલ હતું. |
| ૨૧ | ઇ. સ. ૧૨૯; નાસિક | | ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિના રાજ્યે ૭મા વર્ષે તેના એક સરદાર (ઘણું કરીને સેનાપતિ)ની પત્નિએ સાધુઓને ગુફાનું દાન કર્યાની નોંધ છે. |
| ૨૨ | ઈ. સ. ૧૩૮; કન્હેરી | | ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિના રાજ્યે ૧૬મા વર્ષે, કન્હેરી પર્વત ઉપર રહેતા સાધુઓ માટે ખેતરનું તથા અમુક રોકડ રકમનું દાન અપાયું છે. |
| ૨૩ | ઇ. સ. ૧૪૧ (?) કન્હેરી | | ગૌતમીપુત્ર સ્વામીશ્રી યજ્ઞ શાતકરણિ રાજ્યે ૧૯ (?) વર્ષે દાન કર્યું છે. ખાનગી દાન સંભવે છે. |
| ૨૪ | કન્હેરી | | હારિતિપુત્ર વિષ્ણુકુડ–ચૂટુ–શાતકરણિ–તારીખ ગુમ થઈ છે. |
| ૨૫ | બનવાસી (?) (કેનેરા જીલ્લો) | | હારિતિપુત્ર વિષ્ણુકુડ–ચૂટુ–કુલાનંદ શાતકરણિ-પોતાના રાજ્યે ૧૨મા વર્ષે, આ લેખ મોટા મંદિરના કમ્પાઉન્ડમાં છે. |
| ૨૬ | મલવલ્લી (?) (મહિસુર રાજ્ય) | | હારિતિપુત્ર વિષ્ણુકુડ-ચૂટુ-શાતકરણિનો પોતાના રાજ્યે ૧લું વર્ષ–ચૂટુ પાસેથી કદંબોના હાથમાં વનવાસી ગયાની નોંધ છે. |
| ૨૮ | મલવલ્લી (?) (મહિસુર રાજ્ય) | | નામ નહીં દર્શાવેલ એવા કદંબ રાજાનો છે. |
| | | | નં. ૨૪, ૨૫, ૨૬ અને ૨૮; આ ચારે લેખમાંના રાજાઓને આપણા સમયના ઈતિહાસ સાથે બહુ સંબંધ ન હોવાથી તેની વિચારણાની કાંઈ અગત્યતા રહેતી નથી. |
| ૨૭ | ઈ. સ. પૂ. ૪૧૪; હાથીગુંફા (ઓરિસ્સો) | | કલિંગપતિ ચક્રવર્તી રાજા ખારવેલે પોતાના રાજ્યે ૧૩મા વર્ષે કોતરાવ્યો હતો. તેમાં તેણે ગાદીએ બેઠા પછી પ્રતિ વર્ષે શું શું કાર્યો કર્યા હતાં તેનો વિગતવાર હેવાલ આપ્યો છે, જેનું વર્ણન પુ. ૪ માં તેના વૃત્તાંતે આપણે કરી બતાવ્યું છે. |

| | | | |
|---|---|---|---|
| ૨૯ | મીતિ નથી; તલગુદ (મહિસુર રાજ્યે) | | કદંબરાજા કાકુસ્થવર્મનનો–આપણે નિસ્બત નથી. |
| ૩૦ | અનિશ્ચિત; જગ્ગયા-પેટ સ્તૂપ (કૃષ્ણા જીલ્લો) | આ. સ. સ. ઈ. પુ. ૧, પૃ. ૫ ( ઇમ્પીરીઅલ સીરીઝ) | માઢરીપુત્ર ઇક્ષ્વાકુ નામ શ્રી વીરપુરૂષદત્તનો, પોતાના રાજ્યે ૨૦મા વર્ષે કોતરાવેલ છે. આપણા સમયની મર્યાદામાં આવતો નથી દેખાતો. કદાચ નં. ૫ વાળો માઢરીપુત્ર પણ હોય; તેમ ઠરે તો લેખનો સમય ઈ. સ. પૂ. ૨૯૮ ( વિશેષ માટે તેનું વૃત્તાંત જુઓ ) આસપાસ કહી શકાય. |
| ૩૧ | મિતિ નથી; નાસિક | કો. આં. રે. પૃ. ૫૬ | રૂષભદત્ત શકનો–ત્રિરશ્મિ પર્વત ઉપરની ગુફાની બનાવટને લગતી હકીકત આપી છે. તે બાદ ઉત્તમભદ્રોને હરાવીને પુષ્કર તળાવે અભિષેક કરાયાની અને કેટલીક ગાયોનું દાન કર્યાની નોંધ છે. છેવટે સાધુઓ માટે ખોરાક મેળવવા સંબંધી હકીકત આપી છે. |
| ૩૨ | મિતિ નથી; નાસિક | | રૂષભદત્તનો; ખેરવિખેર સ્થિતિમાં મળેલ છે. આશય સમજાતો નથી. |
| ૩૩ | ઈ. સ. પૂ. ૧૧૭, ૧૧૮ અને ૧૧૪; નાસિક | | રૂષભદત્તનો; કોઈક સંવતના ૪૨ વર્ષનો આંક તેમાં છે. ગુફામાં રહેતા મુનિઓના નિર્વાહ માટેની જોગવાઈ કર્યાની હકીકત આલેખી છે; વળી ગયા વર્ષે જે દાન કર્યું હતું તેમાં વધારો કર્યાનું જણાવ્યું છે. છેવટે ૪૫મા વર્ષની અમુક હકીકત આપી છે. આ પ્રમાણે ૪૨, ૪૧ અને ૪૫મા વર્ષની ત્રણ હકીકતો આપી છે. નહપાણ પોતે, ક્ષહરાટ પ્રજાનો હોઈ, તેણે પોતાના પિતા ભૂમકના રાજ્યારંભથી સંવત્સર ચલાવ્યો હતો તે આ છે. |
| ૩૪ | મિતિ નથી; નાસિક | | નહપાણની પુત્રી દક્ષમિત્રા અને જમાઈ રૂષભદત્તે સાધુ માટે ગુફાનું દાન કર્યાની હકીકત છે. |
| ૩૫ | ઈ. સ. પૂ. ૧૧૩; જુન્નેર ( નાસિક ) | | નહપાણના પ્રધાન અયમે, અમુક સંવત્સરના ૪૬મા વર્ષે દાન કર્યાની નોંધ છે. ( નહપાણનો પ્રધાન છે તેથી નહપાણ જે સંવત્સર–ક્ષહરાટ સંવત વાપરતો તેજ આ છે ) |
| ૩૬ | | | રૂષભદત્તનો છે. પણ સમય કે સ્થાનનો નિર્દેશ કર્યો નથી. છતાં આપેલ હકીકતથી, તે કાર્લેગામે લખાયલ હોવાનું નક્કી કરી શકાય છે. તેમાં વલુરક ગુફાના સાધુ માટે કરજીક ગામનું ઉત્પન્ન, દાન કર્યાનું જણાવ્યું છે. આ દાન ગૌતમીપુત્ર શાતકરણીએ ફરીને ચાલુ કરી આપ્યું છે ( જુઓ લેખ નં. ૯ ). |

| આંક | સમય તથા સ્થાન | પુરાવા તથા પ્રમાણુ ઈ. ઈ. | ટૂંક માહિતી |
|---|---|---|---|
| ૩૭ | મિતિ નથી; કાર્લે | | રૂષભદત્તના પુત્ર દેવણુકનો છે. સમય આપ્યો નથી તેમ આશય પણુ સમજાતો નથી. પરંતુ બહુ ઉપયોગી હોય તેમ દેખાતું નથી. |
| ૩૮ | ઈ. સ. ૧૭૫; જુનાગઢ | કો. આં. રે. પૃ. ૬૦, એ. ઈ. પુ. ૮ પૃ. ૧૩૮ | રૂદ્રદામનનો—પુ. ૪માં તેનું વૃત્તાંત લખતાં આ લેખની સર્વ હકીકત જણાવાઈ ગઈ છે. કો. આં. રે.માં તેની સાલ ૭૨ વિશે કાંઈ જ લખ્યું નથી; પણુ મૂળ પુસ્તક એપીગ્રાફિયા ઇન્ડિકા કે જેમાં આ લેખનું પંક્તિવાર વિવેચન કર્યું છે તેમાં ૭૨ની સાલ લખી છે. આ સંવતને શક ગણી વિદ્વાનોએ ૭૨ + ૭૮ =૧૫૦ ઈ. સ.ની સાલ ઠરાવી છે. પરંતુ તે ચષ્ઠણુ સંવત ૧૦૩માં ( જુઓ પુ. ૪માં તેનું વૃત્તાંત ) શરૂ થયેલ હોવાથી તેનો સમય ઈ. સ. ૧૭૫ આપણે ગણાવ્યો છે. |
| ૩૯ | ઇ. સ. ૨૦૬; ગુંદા (કાઠિયાવાડ) | | રૂદ્રસિંહ પહેલો, સંવત્સર ૧૦૩, તેના રાજ્યે આભિર સેનાપતિ રૂદ્રભૂતિએ રસોપ્રદ નામનું ગામડું ખેરાત કર્યાની હકીકત છે. આભિર પ્રજાનું અસ્તિત્વ ઈ. સ.ની બીજી સદીમાં થયું હતું એમ નક્કી થયું. |
| ૪૦ | ઇ. સ. ૨૧૩; જુનાગઢ | | રૂદ્રસિંહ પહેલો—દાન કર્યાની હકીકત છે. કો. આં. રે.માં ૪૦મું વર્ષ લખ્યું છે, પણુ તે ભૂલથી લખાયલું સમજાય છે, કેમકે નં. ૩૯માં તેની સાલ ૧૦૩ અપાઈ છે, જ્યારે પુ. ૪ પૃ. ૩૭૫માં તેનું રાજ્ય ૧૦૩ થી ૧૧૯ ની છે એટલે સમજવું રહે છે કે તે આંક ૧૧૦ હશે. તે હિસાબે આપણે અહીં ૨૧૩ ઈ. સ. લખી છે. |
| ૪૧ | ઈ. સ. ૨૨૫; મુળવાસર (કાઠિયાવાડ-ઓખા) | | રૂદ્રસેન પહેલો—૧૨૨મું વર્ષ. આશય અનિશ્ચિત છે. પરંતુ તળાવકાંઠે તે લેખ ઉભો કરાયેલ છે એટલે ધાર્મિક આશય હોવો જોઇએ એમ ધારી શકાય છે. |
| ૪૨ | ઈ. સ. ૨૩૦; જસદણુ (કાઠિયાવાડ) | | રૂદ્રસેન પહેલાનો; ૧૨૬ કે ૧૨૭મા વર્ષે. તળાવ બંધાવ્યા વિશેની હકીકત છે. |
| ૪૩ | ઈ. સ. ૨૫૮; નાસિક | | ઇશ્વરસેન આભિરનો—નવમા વર્ષે-ત્રિરશ્મિ ઉપર રહેતા સાધુઓના મંદવાડ સમયે ઉપયોગમાં લેવાય તેવી રકમના દાનની નોંધ છે. ત્રૈકૂટક ( કલચૂરિ સંવત)ની આ સાલ છે જેથી ૨૪૯ + ૯ = ૨૫૮ ઈ. સ. |

| | | | |
|---|---|---|---|
| ૪૪ | ઈ. સ. ૫૪૬; પારડી ( સુરત જીલ્લો ) | | ત્રૈકુટકરાજા ધરસેનનો—સંવત ૨૦૭નો છે. અશ્વમેધ યજ્ઞ કરી બ્રાહ્મણોને દાન દીધાની હકીકત છે. તેના સિક્કામાં જૈનધર્મી ચિન્હો છે એટલે સમજવું રહે છે કે, તેણે બાપદાદાનો ચાલ્યો આવતો જૈનધર્મ ત્યજી દઈ વૈદિકધર્મ ગ્રહણ કર્યો લાગે છે ને અશ્વમેધ પણ કર્યો સમજાય છે. કદાચ તે સમયે જબરદસ્ત ધર્મક્રાંતિ પણ થવા પામી હોય. |
| ૪૫ | ઈ. સ. ૪૯૪ (?) કન્હેરી | | કર્તાનું નામ નથી. પરંતુ ૨૪૫ની સાલ લખી છે. ત્રૈકૂટક સંવત ધારીને ( નં ૪૩ જુઓ ) તેનો સમય ૨૪૯ + ૨૦૫ = ૪૫૪ ગણાતો ઠરાવ્યો છે. તેમાં કૃષ્ણગિરિ ( કાળો પર્વત ) પર્વતના કોઈ મઠમાં ચૈત્યની સ્થાપના કર્યાની નોંધ છે. |

* * * * *

ઉપરના લેખોને સમયના અનુક્રમ પ્રમાણે ગોઠવીએ તો, નીચે પ્રમાણે તેની તારીજ આવશે. જે લેખોનો સમય નિશ્ચિતપણે લેખાવી શકાય છે તેની જ ગણત્રી માત્ર લીધી છે. બીજા પડતા મૂક્યા છે.

| સમય | રાજાનું તથા સ્થાનનું નામ | લેખાંક | |
|---|---|---|---|
| ઇ. સ. પૂ. | | | |
| ૪૧૪ | રાજા ખારવેલનો-હાથીગુંફાનો | ૨૭ | |
| ૩૮૭ | ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિનો-છિન્નાનો | ૨૦ | |
| ૩૮૩ | ગૌતમીપુત્ર યજ્ઞશ્રીની રાણી નાગનિકાનો-રીજંટ તરીકેનો—નાનાઘાટનો | ૧ | |
| ૩૦૯ | માઢરીપુત્ર સ્વામી શકસેનનો—કન્હેરીના બે લેખો | ૫-૬ | |
| ૨૯૮ (?) | માઢરીપુત્ર ઇક્ષ્વાકુ શ્રી વીરપુરૂષદત્તનો, જગ્ગયાપેટનો- | ૩૦ | |
| ૧૧૮-૧૧૭ અને ૧૧૪ | ૠષભદત્ત શકનો; લેખ તો એક જ છે-પણ ત્રણ સાલની વિગત વર્ણવી છે; નાસિકનો છે. | ૩૩ | |
| ૧૧૩ | નહપાણના-પ્રધાન અયમનો; જુન્નેરનો- | ૩૫ | |

| સમય | રાજાનું નામ તથા સ્થાનનું નામ | | લેખાંક |
|---|---|---|---|
| ૫૩ | ગૌતમીપુત્ર શાતકરણિનો ( દક્ષિણાપથપતિ ) | નાસિકનો | ૭ |
| ૫૩ | સદર | કાર્લેનો | ૯ |
| ૪૮ | સદર | નાસિકનો | ૮ |
| ૪૫ | વસિષ્ઠપુત્ર શાતકરણિ–પુલુમાવીનો | નાસિકનો | ૧૧ |
| ૪૧ | સદરનો | નાસિકનો | ૧૨ |
| ૪૦ | સદરનો | કાર્લેનો | ૧૫ |
| ૨૮ | સદરનો ( દક્ષિણાપથેશ્વર તરીકે ) | નાસિકનો | ૧૩ |
| ૨૫ | સદરનો ( નવનરપતિ તરીકે ) | નાસિકનો | ૧૪ |
| ૨૩ | સદરનો | કાર્લે | ૧૬ |
| ઇ. સ. ૧૧૨ | વસિષ્ઠપુત્ર ચત્રપણ શાતકરણિનો | નાનાઘાટ | ૧૮ |
| ૧૨૯ | ગૌતમીપુત્ર સ્વામિ શ્રી યજ્ઞ શાતકરણિનો | નાસિક | ૨૧ |
| ૧૩૮ | સદર | કન્હેરી | ૨૨ |
| ૧૪૧ (?) | સદર | કન્હેરી | ૨૩ |
| ૧૭૫ | મહાક્ષત્રપ રૂદ્રદામનનો | જુનાગઢ | ૩૮ |
| ૨૦૬ | ,, રૂદ્રસિંહ પહેલાનો | ગુંદા (કાઠિયાવાડ) | ૩૯ |
| ૨૧૩ | ,, સદર | જુનાગઢ | ૪૦ |
| ૨૨૫ | ,, રૂદ્રસેન પહેલાનો | મૂલવાસર (ઓખા) | ૪૧ |
| ૨૩૦ | ,, સદર | જસદણ (કાઠિયાવાડ) | ૪૨ |
| ૨૫૮ | ઇશ્વરસેન આભિરનો | નાસિક | ૪૩ |
| ૪૫૬ | ધરસેન ત્રૈકૂટકનો | પારડી (સુરત) | ૪૪ |
| ૪૯૪ | કર્તાના નામ વિનાનો | કન્હેરી | ૪૫ |



# સપ્તમ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

ટૂંકસારઃ—(૧) શ્રીમુખ—આંધ્ર સામ્રાજ્યના સ્થાપક રાજા શ્રીમુખની ટૂંકમાં આપેલ ઓળખ-તેની ઉત્પત્તિનો, માતાપિતાનો, સગા તથા ઓરમાન મળીને નવ ભાઈઓનો તથા પ્રત્યેકની ઉમરનો બતાવેલો ખ્યાલ-તે અને તેના સહોદર કૃષ્ણનાં જન્મસ્થાન વિશે કરેલી ચર્ચા-જયેષ્ઠ પુત્ર હોવા છતાં, પોતાના પિતાની ગાદી ઉપરનો હક્ક કેમ ડુબાડવામાં આવ્યો અને પરિણામે કેવાં પગલાં તેને ભરવાં પડયાં, તેનો આપેલ ચિતાર-કયા પ્રદેશમાં અને કયાં રાજગાદી સ્થાપી, તેનો કરેલ વિવાહ-તેનાં કુલ, જાતિ, વંશ અને ધર્મ વિશે અનેકવિધ પુરાવાથી કરી આપેલ નિર્ણય-તેના પુત્રપરિવારનું આપેલ વર્ણન-રાજપદે આવ્યા પછી તેણે કરેલ કામોની આપેલ વિગત-છેવટે તેના સમકાલીનપણે પુષ્યમિત્ર હોવાનું વિદ્વાનોએ જે ઠરાવ્યું છે, તેની શકયાશકયતા વિશેનું કરેલ વિવેચન-

(૨) ગૌતમી પુત્ર યજ્ઞશ્રી-તેના કુટુંબ પરિવારની કરેલ ચર્ચા, અને બતાવી આપેલ ઉમર-મહારથી નામના સરદારોની આપેલ ઓળખ, તથા તેઓની સાથે કેવા સંજોગોમાં લગ્ન સંબંધ બંધાયો હતો તેની આપેલ સમજૂતિ-રાજ્યવિસ્તાર તથા રાજનગરની કરેલી ચર્ચા-વદ્સતશ્રી—સગીર વયનો હોવાને અંગે તેની વિધવા માતા રાણીનાગનિકાએ હાથમાં લીધેલ રાજસત્તાનું આપેલ વર્ણન, તથા કેવા સંજોગોમાં તેને કરવો પડેલ ગાદિત્યાગ વળી તેનો સવિસ્તૃત આપેલ હેવાલ—

## શતવહન વંશ (ચાલુ)

પ્રથમના ચાર પરિચ્છેદોમાં આ વંશના સર્વ રાજાઓનું વ્યક્તિગત જીવન રાજકર્તા તરીકે જે કહી શકાય, તે સિવાયની સામાન્ય હકીકત અપાઈ ગઈ છે. હવે આપણે તે પ્રત્યેક રાજવીઓનું જીવન વૃત્તાંત લખીએ.

### (૧) રાજા શ્રીમુખ શાતકરણિ

આ વંશના આદ્ય-સ્થાપક[1] પુરુષનું નામ રાજા શ્રીમુખ[2] છે. તેને શિલાલેખ અને સિક્કાલેખ આદિમાં, શિમુખ શાતકરણિ તરીકે પણ સંબોધાયો છે. શિમુખ નામ માત્ર માગધી સ્વરૂપ હોય એમ દેખાય છે; વળી શાતકરણિ અથવા તો કોઈ વખત શતવહન વિશેષણ પણ, કેટલાક વિદ્વાનો તેના નામ સાથે જોડવાને પ્રેરાયા છે. આ શબ્દોનો અર્થ શું થાય છે તે પ્રથમ પરિચ્છેદે આપણે સવિસ્તર સમજાવી ગયા છીએ; તે ઉપરથી સ્પષ્ટ થશે કે, ઉપર નિર્દિષ્ટ કરેલ ગમે તે નામથી તેને સંબોધવામાં આવે તોપણ ઐતિહાસિક દૃષ્ટિએ કાંઈજ ફેર પડતો નથી. આપણે તેને રાજા શ્રીમુખના નામથી જ ઓળખાવીશું.

ઉત્તર હિંદના અનેક રાજવંશો પરત્વે જેમ અનેકવિધ સામાન્ય બાબતની આપણે બહુ જ ટૂંક માહિતી ધરાવતા આવ્યા છીએ-બલ્કે કહો કે બીલકુલ અજ્ઞાન છીએ, ઉપરાંત જે જાણીએ છીએ તે પણ વિકૃત સ્વરૂપે-તેમ દક્ષિણ હિંદ સંબંધી પણ તેજ દશા પ્રવર્તે છે. આ સ્થિતિ દક્ષિણ હિંદના બે મોટાં સામ્રાજ્યમાંના એકનું-કલિંગનું વૃત્તાંત, પુ. ૪માં આપણે વર્ણવી ગયા છીએ, તે ઉપરથી વાચકગણને સ્પષ્ટ થઈ ગઈ હશે. તેજ પ્રકારે આ બીજા સામ્રાજ્યની-શતવહનવંશની પણ છે એમ સમજી લેવું. બલકે એમ કહો કે, આ શતવહનવંશના કેટલાક સિક્કાઓ તેમજ શિલાલેખો વારંવાર મળી આવતા રહે છે એટલે તેમાંના અનેક રાજવીઓ વિષે કાંઈકને કાંઈક માહિતીમાં વૃદ્ધિ થતી રહે છે. પરન્તુ કલિંગ સામ્રાજ્યવાળા ચેદિ વંશની સરખામણીમાં-કહો કે સમસ્ત ભારતવર્ષના રાજકર્તા વંશોમાં-આ વંશનો શાસનકાળ અતિ દીર્ઘ હોવાથી, તેમજ તે વંશના રાજાઓની સંખ્યા પણ તે પ્રમાણે વિશાળ હોવાથી, છુટી છવાઈ સંક્ષિપ્ત માહિતી મળેલ હોવા છતાંયે, કાંઈ જ નથી મળ્યું એમ કહીએ તો ખોટું નથી. આ સ્થિતિમાં, તે વંશની, જેને આપણે પ્રાથમિક-પ્રસ્તાવિક હકીકત કહીએ તેવી, જેમકે તે વંશનો આદિ પુરુષ કોણ હતો, તેની ઉત્પત્તિ એટલે તેનો જન્મ, કયા માબાપને પેટે થવા પામ્યો હતો તથા કયા પ્રદેશમાં, ને કયા સમયે તે વંશનો ઉદય થયો હતો, તેવા સામાન્ય પ્રશ્નોમાંના કેટલાએક, જેમ જેમ પ્રસંગ આવતો ગયો તેમ તેમ ઉપરના છએ પરિચ્છેદમાં પૃથક પૃથકપણે આપણે નિવેદિત કરી ગયા છીએ. એટલે તેનું પુનરૂચ્ચારણ લંબાણથી કરવા પ્રયોજન રહેતું નથી. પરન્તુ તેની ઉંમર, તેનાં સગાંવહાલાં, પુત્રપરિવાર આદિનું વિવેચન વગેરે તેના જીવનપ્રવાહ સાથે સંબંધ ધરાવતાં ઘણાં તત્ત્વો હજુ જોડવાં રહી ગયાં છે; તે અત્ર તેના જીવનનો વ્યક્તિગત પરિચય આપતાં પૂર્વે વર્ણવવાનાં છે. તેમ કરવામાં, જે પ્રશ્નો ઉપરમાં જણાવાઈ ગયા છે તેનો ટુંક સાર અત્ર જણાવવો આવશ્યક છે. સંક્ષિપ્તમાં જણાવવાનું કે,

**તેની ઉંમર તથા સગાંવહાલાં**

તેનો જન્મ મગધપતિ નંદ બીજો, જેને આપણે મહાપદ્મ તરીકે ઓળખાવી રહ્યા છીએ, તેની શુદ્ર જાતિની રાણી પેટે-શિકાર કરીને ગુજરાન ચલાવતી એવી પારધિ વર્ગમાંની એકાદ જાતિની[3] કન્યાથી-થયો હતો. એટલે આપણે તેને શુદ્ધ ક્ષત્રિય ન કહેતાં, મિશ્રવર્ણની ઓલાદના

(૧) કો. આં. રે. પ્ર. પૃ. ૪૨, પારી. ૫૨:—The founder of the line bears the name "Śātavāhan inscribed over his statue in the Nanaghat cave (Rājā Śrimukh Śātavāhano)=નાનાઘાટની ગુફામાંના પુતળાની નીચે, તે વંશના સ્થાપક તરીકે 'શાતવાહન' નામ (રાયા સિમુખ શાતવાહનો) કોતરાવાયું છે.

(૨) મત્સ્યપુરાણમાં તેને સિંધુક નામથી પણ ઓળખાવ્યો છે. પરન્તુ તે બન્ને એકજ નામ હોવાનું મનાયું છે. તેથી અત્ર એક નામનો જ નિર્દેશ કરેલ છે.

(૩) જો આંધ્ર શબ્દ જાતિ (?) વાચક (જુઓ ઉપરમાં પૃ. ૨૦) હોય તો, તે પારધિ વર્ગની એક જાતિ વિશેષ સમજવી. પારધિનો તો ધંધો જ છે, પરન્તુ જે ગોત્રની તે કન્યા છે (જુઓ આગળ ઉપર આ પરિચ્છેદે પુત્ર પરિવારવાળો પારિગ્રાફ) તે ઉચ્ચ બ્રાહ્મણગોત્રીય સમજાય છે.

એક ફરજંદ તરીકે ઓળખાવીશું. તે વંશની આદિ મહાવીર સંવત ૧૦૦ (શત)માં=ઈ. સ. પૂ. ૪૨૭માં થવાથી તેને શતવહનવંશ તરીકે પણ ઓળખાવાયો છે. તેમજ અનેક પ્રસંગો–તે વંશના રાજાઓનાં જીવન સાથે જોડાયલ હોવાથી તેમને આંધ્રપતિ, આંધ્રભૃત્યા, શાતકરણિ, ઈત્યાદી ઉપનામો પણ તેને લગાડવામાં આવ્યાં છે. આ પ્રમાણે એક વસ્તુસ્થિતિ હોવાનો ખ્યાલ અપાઈ ગયો છે. તેમ આ શ્રીમુખને પણ કેટલાંક ઉપનામો લગાડી શકાય તેમ છે.

હવે આપણે તેનો જન્મ કયારે થયો, એટલે કે તેણે મ. સં. ૧૦૦માં પોતાના વંશની સ્થાપના કરી તે સમયે તેની ઉંમર કેટલી હતી, તે બાદ તેણે કેટલાં વર્ષ સુધી રાજ્ય કર્યું ને કેટલી ઉંમરે મરણ પામ્યો, એ પ્રશ્નો છણવાને પ્રયત્ન કરીશું. તેમ કરવામાં જે કેટલીક હકીકત જાણી ચૂકયા છીએ તેની પુનરુક્તિ પણ કદાચ કરવી પડશે તેમાટે પ્રથમથી ક્ષમા માંગી લઈએ. આપણને કહેવામાં આવ્યું છે કે તે નંદ બીજાનો પુત્ર હતો. આ નંદબીજાનું મરણ મ. સં. ૧૦૦=ઈ. સ. પૂ. ૪૨૭માં નીપજ્યું હતું. નંદ બીજાને અનેક રાણીઓ હતી, તેમાં ક્ષત્રિયાણી તેમજ શુદ્રાણી[૪] પણ હતી. અને તે રાણીઓને કુંવરો જન્મ્યા હતા. જ્યારે રાજાનું મરણ થયું ત્યારે કયા કુમારને ગાદીએ બેસારવો તેની ખટપટ જાગી હતી અને છેવટે તે પ્રશ્નનો એમ તોડ કાઢવામાં આવ્યો હતો કે ક્ષત્રાણીજાયા કુંવરને ગાદીએ બેસારવો. આ હકીકતજ સિદ્ધ કરે છે કે, ક્ષત્રિયાણીના કુંવરો કરતાં, શુદ્રાણી પેટે જન્મેલ કોઇ કુંવર મોટો હોવો જોઇએ જ અને સ્વાભાવિક નિયમ પ્રમાણે તે મોટા કુંવરનો હક્ક પ્રથમ હોવો જોઈએ. પરન્તુ તે સમય સુધી તેવો દાખલો બેસેલ નહિ હોવાથી અમાત્યજનોને અને રાજકારણમાં પડેલ અન્ય કર્મચારિઓને આ પ્રશ્નનો નિકાલ સમાધાનપૂર્વક લાવવા જરૂર ઉભી થયેલ. આ પ્રમાણે બીજી સ્થિતિ છે.

ત્રીજી બાજુ એમ પણ હકીકત છે કે મગધની ગાદીએ નંદ ત્રીજાથી આઠમા સુધીના, મહાપદ્મના ક્ષત્રિયાણીજાયા કુંવરો આવ્યા હતા. તે સર્વેનું એક પછી એક મરણ નિપજતાં અને તેમને કોઇને પુત્ર ન હોવાથી, પાછો ફરીને એકવાર એ જ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો કે મગધની ગાદી હવે કોને સોંપવી. તે વખતે પણ છેવટે એમજ નિકાલ લાવવામાં આવ્યો હતો કે શુદ્રાણીજાયા કુમારને સ્વયમેવ ગાદી સુપ્રત કરી શકાય તેમ તો નથી જ, કેમકે તેમ થાય તો પ્રથમ વખતે જેને અન્યાય થઇ રહ્યો હતો તેવા, રાજા શ્રીમુખને[૫] ખોટું લાગે. વળી આ રાજા શ્રીમુખ તો અત્યારે કાંઈક બળવાન પણ બનવા પામ્યો હતો એટલે ગુસ્સે થઇને મગધ ઉપર હલ્લો લાવી ત્યાંની થઈ પડેલ રાજ્યની ડામાડોળ અને ધણીધોરી વિનાની સ્થિતિમાં ગાદીનો કબજો પણ કરી લે, તેમ રાજ-કુટુંબનો નજીકનો કોઇ એવો બેસી પુરુષ નથી કે જેનો રાજ્યાભિષેક કરી લેવાય. આવી પરિસ્થિતિમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે રાજ્યની હાથણીને પંચદિવ્ય સાથે શહેરમાં ફેરવવી અને જે પુરુષને માથે તે પંચદિવ્ય સ્થાપન કરે તેને રાજ્યપદે સ્થાપિત કરવો.

---

(૪) તે સમયે જાતિ વિશેષ નહોતી, એટલે પછી જ્ઞાતિ-બંધારણ જેવા શબ્દનું પણ અસ્તિત્વ નહોતું જ. કેવળ વર્ણા-શ્રમ અને શ્રેણીઓજ હતી. એટલે રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર જેવો નિયમ ચાલતો હતો. તેથી આંતરવર્ણીય લગ્નો પણ થતાં હતાં. તેવાં કેટલાંયે દૃષ્ટાંતો બતાવી શકાશે (જે સમયની વાત કરી રહ્યા છીએ તે મ. સ. ૧૦૦નો છે) તેમાંનાં કેટલાંકઃ—(૧) રાજા શ્રીમુખનો જન્મ ભિન્ન ભિન્ન વર્ણીય માબાપને પેટે થયો હતો (૨) રાજા નંદ બીજો, અનેક વર્ણમાંની કન્યાઓ પરણ્યો હતો. (૩) નવમા નંદનો રાજ્યા-ભિષેક થયો તે પૂર્વે જ, કોઇ બ્રાહ્મણશાસ્ત્રીએ તેની જ કુંડળી જોઈ ને, પોતાની પુત્રી તેને પરણાવી હતી. (૪) રાજા શ્રેણિક પોતે વૈશ્ય કન્યા પરણ્યો હતો તેમજ પોતાની કુંવરીને વૈશ્યપુત્ર વેરે પરણાવી હતી. (૫) ઉપરોક્ત સમય બાદ થોડા વર્ષે થયેલ ચંદ્રગુપ્તસમ્રાટના માતાના કુળ વિશે અનેક અનુમાનો પ્રચલિત છે. (૬) બિંદુસાર પણ બ્રાહ્મણકન્યા પરણ્યો છે. (૭) સમ્રાટ અશોક વૈશ્ય તેમજ યવન કન્યા પરણ્યો છે. ઇ. ઇ. ઇ.

(૫) શ્રીમુખ પોતે મહાપદ્મપુત્ર હતો તે આપણે સાબિત કરી ગયા હોઈને જ, આ શબ્દ પ્રયોગ અહીં કરાયો છે.

તે પ્રમાણે કરતાં, ભાગ્યવશાત્ તેવા જ પુરૂષની વરણી થવા પામી હતી કે, જે વ્યક્તિ મરહુમ રાજા મહાપદ્મનો કુંવર જ હતો: પરન્તુ શુદ્રાણીને પેટે જન્મેલ હોવાથી જેને અમાત્યજનો દેશકુળના વ્યવહાર પ્રમાણે ગાદી ઉપર બેસારવાને અચકાતા હતા. મતલબ એ થઇ કે આ વખતે અપવાદરૂપ ગણાતા મહાપદ્મના શુદ્રાણીજાયા કુંવરનેજ ગાદી મળી અને તે નવમા નંદ તરીકે મગધપતિ થયો. આ સમયે (મ. સં. ૧૧૨=ઇ. સ. પૂ. ૪૧૫) તેની ઉંમર ૨૧-૨૨ વર્ષની હતી ( આ બધી હકીકત માટે પુ. ૧માં તેનું વૃત્તાંત જુઓ.)

ઉપર વર્ણવાયલી ત્રણે પરિસ્થતિને જો એકત્રિત કરીને ગુંથીશું તો માલમ પડશે કે રાજા મહાપદ્મનું મરણ મ. સં. ૯૯-૧૦૦મા થતાં, ગાદીવારસ માટે પ્રશ્ન ઉદ્ભવ્યો હતો તેવો ફરીને નંદ આઠમાના મરણ બાદ ઉપસ્થિત થયો હતો. અને બન્ને સમયે રાજા મહાપદ્મના જ કુમારને ગાદી સુપ્રત કરવામાં આવી હતી. અલબત્ત પ્રથમના અવસરે (મ. સં. ૧૦૦માં) ક્ષત્રિયકુંવરની વરણી થઇ હતી જ્યારે દ્વિતીય અવસરે (મ. સં. ૧૧૩માં) શુદ્રાણી તનય ઉપર પસંદગી ઉતરી હતી. આ બન્ને પ્રસંગ વચ્ચેનું અંતર તેર વર્ષનું છે. એટલે નવમો નંદ પોતે જ્યારે ગાદીપતિ થયો ત્યારે ૨૧-૨૨ વર્ષનો જે હતો (જુઓ પુ. ૧) તે, પોતાના પિતાના મૃત્યુ સમયે-કહેતાં, પોતે ગાદીએ બેઠો તે પૂર્વે તેર વર્ષે, નવથી દશ વર્ષનો હતો તેમ કહી શકાય અને નંદ ત્રીજાથી આઠ સુધીના છ એ રાજા, ભલે મહાપદ્મના ક્ષત્રિયાણી પેટે જન્મેલ કુંવરો હતા પણ નવમા નંદથી ઉમરમાં મોટા તો હતા જ; એટલે ૧૧ વર્ષથી મોટા હતા એમ સાબિત થઈ ગયું. હવે જો છએ કુમારો ભિન્નભિન્ન માતાના ઉદરથી જન્મ્યા હોય તો તો તે સર્વેની ઉંમર વચ્ચેનું અંતર, બિલકુલ ન પણ હોય અને હોય પણ ખરું. જો અંતર ન જ હોય તો તેમાંના સર્વથી મોટાની ઉંમર ૧૧-૧૨ કે બહુ તો ૧૩ વર્ષની આસપાસમાં હોય. અને જો કે તે ઉંમર તે સમયે પાકી (major) ગણાતી હતી એટલે તેમાંના મોટા કુંવરને ગાદીએ બેસારવાને વાંધો આવ્યો ન જ હોય, પરન્તુ આવી મુશ્કેલી તેમને પડી નહોતી, તેમજ તેમની ઉંમર વિશેનો ક્યાંય એક શબ્દ સુદ્ધાંત ઉચ્ચારાયો હોય એમ વાંચવામાં પણ આવ્યું નથી. ઉલટું હજુ એમ વાંચવામાં આવ્યું છે-કહેવાયું છે કે તે પુત્રો સહોદરો હતા. અને તેવી સ્થિતિ હોય-બલ્કે છે જ-તો દરેક વચ્ચેનું અંતર કમમાં કમ દોઢથી બે વરસનું રહેવું જોઈએ. તે હિસાબે ૧૦-૧૧ વર્ષનો ઉમેરો કરતાં સર્વથી મોટાની, એટલે નંદ ત્રીજાની ઉંમર પોતે મગધપતિ બન્યો ત્યારે કમમાં કમ ૨૪-૨૫ની આસપાસ હોવાનું ઠરે છે. વળી આપણે પૂરવાર કરી ગયા છીએ કે, કુમાર શ્રીમુખની ઉંમર તો નંદ ત્રીજા કરતાં મોટી જ હતી. એટલે સહજ અનુમાન કરી શકાય છે કે, તેની ઉંમર ૨૭-૨૮ વર્ષની બલ્કે તેથી પણ વધારે હશે જ. વિદ્વાનોએ તેની ઉંમર લગભગ ૩૫-૩૬ વર્ષની ટેવી છે તે કાંઇ ખોટું નથી. પરંતુ તેઓ કયા પૂરાવાના આધારે તે નિર્ણય ઉપર આવ્યા છે તે જણાયું નથી એટલે તેની તપાસમાં ઉતરી શકાય તેમ નથી. માટે સરળ માર્ગ એ જ છે કે તે બેની વચ્ચેનો-૨૮ થી ૩૬ વચ્ચેનો-માર્ગ અખત્યાર કરવો અને તેની ઉંમર બત્રીસની ઠરાવવી.

આ સર્વ હકીકતનો સાર ( રાજા શ્રીમુખનાં સગાંવહાલાં તરીકે ) એ થયો કે, રાજા મહાપદ્મને સૌથી મોટાપુત્ર શુદ્રાણીનેપેટે થયો હતો, તે બાદ છ પુત્રો ક્ષત્રિયરાણીપેટે જન્મ્યા હતા, તે પછી એક પુત્ર ( નવમો નંદ ) શુદ્ર રાણીનાપેટે જન્મ્યો હતો. એટલે કે રાજા નંદ બીજાને આઠ પુત્રો થયા હતા તથા ક્ષત્રિય અને શુદ્ર જાતિની રાણીઓ પણ હતી. અત્ર એક બીજો પ્રશ્ન ઉઠે છે કે શ્રીમુખની અને નવમા નંદની-તે બન્નેની માતાને શુદ્રાણી તો કહી છે પરંતુ તે એક જ વ્યક્તિ છે કે ભિન્ન ભિન્ન તે કળાયું નથી. જો કે, પુ. ૧ માં આપણે એમ સાબિત કરી ગયા છીએ કે તે બન્ને જુદી રાણીઓ હતી. તેમજ રાજા શ્રીમુખને એક સહોદર શ્રીકૃષ્ણ નામે હતો[૬] (જુઓ ઉપરમાં

(૬) કો. આં. રે પારા-૨૩ ;-It is probable that Krsna was the brother of Srimukha=એ સંભવિત છે કે, કૃષ્ણ તે શ્રીમુખનો ભાઈ હતો.

પૃ. ૯૧, લેખ નં. ૨.) એટલે તેને પણ મહાપદ્મનો કુંવર જ ગણવો રહે. આ પ્રમાણે રાજા મહાપદ્મને એકંદરે નવપુત્રો અને ઓછામાં ઓછી ત્રણ રાણીઓ–એક ક્ષત્રિય અને બે શૂદ્ર જાતિની–થઇ, અને તે સર્વેની ગણના રાજા શ્રીમુખના સગાંવહાલામાં પણ કરાવવી રહી.

રાજા શ્રીમુખની ઉંમર આપણે ૩૨ વર્ષની ઠરાવી છે અને તેનું રાજ્ય ૧૩ વર્ષ ચાલ્યું હોવાનું સાબિત થાય છે (જુઓ પૃ. ૩૯ ની વંશાવળી તથા પૃ. ૧૧૨ માં લેખ નં. ૨૦ નું વિવેચન) એટલે તેનું આયુષ્ય ૪૫ વર્ષનું થયું અને તેના સહોદર કૃષ્ણને પાંચેક વર્ષ નાનો માનીએ તો તેની ઉંમર, રાજા શ્રીમુખ જ્યારે ગાદીપતિ થયો–એટલે કે મ. સં. ૧૦૦ માં પોતાના વંશની સ્થાપના કરી–ત્યારે સતાવીસ વર્ષની ગણવી પડશે. અને તે હિસાબે શ્રીમુખનો અને શ્રીકૃષ્ણનો જન્મ અનુક્રમે મ. સં. ૬૮ (ઈ. સ. પૂ. ૪૫૯) અને મ. સં. ૭૩ (ઇ. સ. પૂ. ૪૫૪) માં થયાનું ગણવું રહેશે.

**અન્ય વિચારવા યોગ્ય પ્રશ્ન**

ઉપરના પારિગ્રાફે જોઇ ગયા છીએ કે રાજા શ્રીમુખનો જન્મ મ. સં. ૬૮=ઈ. સં. પૂ. ૪૫૯ માં થયો હતો. તેનો જન્મ તે સાલમાં થયો છે એટલે તેની માતાએ ગર્ભ ધારણ કર્યાનો કાળ તથા તેણીનું મહાપદ્મ સાથે લગ્ન થયાનો કાળ, દોઢેક વર્ષ પહેલાંનો એટલે ઈ. સ. પૂ. ૪૬૦–૧ નો ગણવો પડશે, તે પણ તેની ઉમર–રાજ્યપદે આવ્યો ત્યારે–૩૨ વર્ષની ગણીએ છીએ ત્યારે–પરંતુ વિદ્વાનોએ પાંત્રીસ ઉપરની જેમ ઉમર આંકી છે તેમ ઠરાવીએ તો, તેની માતાનું લગ્ન હજુ પણ ચારેક વર્ષ વહેલું એટલે ઈ. સ. પૂ. ૪૬૪–૫ માં થયાનું લેખવું રહેશે. આ બેમાંથી ગમે તે સમય લ્યો, પરંતુ એટલું ચોક્કસ છે કે, આ સમયે (ઇ. સ. પૂ. ૪૬૫ થી ૪૬૧ સુધી) મગધપતિ તરીકે તો રાજા નંદિવર્ધન–નંદપહેલાની આણા પ્રવર્તી રહી હતી, કારણકે તેનું મરણ ઈ. સ. પૂ. ૪૫૬ માં થયું છે. એટલે સાર એ થયો કે, યુવરાજ મહાપદ્મે પોતાના પિતાની હૈયાતિમાં આ શૂદ્રાણી સાથે લગ્ન કર્યું હતું. કયાં મગધપતિના યુવરાજનું સ્થાન પાટલિપુત્ર ? અને કયાં આ શૂદ્રાણીનું વતન મુંબઇ ઇલાકાના કાનારા જીલ્લામાં ? તે બેનો મેળ કેમ ખાધો તે પ્રશ્ન વિચારવો રહે છે.

આપણે સાબિત કરી ગયા છીએ કે (જુઓ પુ. ૧. નંદિવર્ધન રાજ્યે) નંદપહેલાએ દક્ષિણ હિંદના પ્રાંતો જેવાકે, અપરાંત અને તેનાથી પણ દક્ષિણ આવેલ ભૂમિનો પ્રદેશ જીતી લીધો હતો એટલે માનવું રહે છે કે, આ સર્વ પ્રદેશો ફાવે તો પોતે સ્વહસ્તે જીતી લીધા હોય કે પોતાના યુવરાજની સરદારી તળે સૈન્ય મોકલીને તે જીતી લીધા હોય, પરંતુ જીતી લીધા હતા તેટલું નક્કી છે. આ બે સ્થિતિમાંથી વધારે સંભવનીય તો એમ લાગે છે કે, યુવરાજને જ ત્યાં મોકલ્યો હશે. તેણે તે જીતી લઇને ત્યાંજ રહેવાનું પસંદ કર્યું લાગે છે, બલ્કે કહો કે જેમ મૌર્યવંશી સમ્રાટોએ જીતેલા પ્રદેશોમાં પોતાના સગાંઓને સૂબા તરીકે નીમવાનો રીવાજ પાડયો હતો, તેમ આ નંદિવર્ધને પણ તે પ્રથાનું અનુકરણ કર્યું હતું. મતલબ એ થઇ કે, નંદિવર્ધન રાજાએ જેમ પોતાના ક્ષત્રિય બંધુઓ–લિચ્છવી જાતિના–કદંબો, પલ્લવો, ચોલાઓ ઇ. ઈ. (જુઓ પુ. ૧. તેનું વૃત્તાંત) ને રાજ હકુમત ચલાવવા નીમ્યા હતા તેમ મૌર્યવંશીઓએ તેનું અનુકરણ કર્યું હતું. ઉપરાંત રાજા નંદિવર્ધને વિશેષતા એ કરી લાગે છે કે પોતાના તે જ્ઞાતિબંધુ સરદારોને પૃથક પૃથક પ્રદેશ ઉપર સત્તાધિકારે સ્થાપીને, તે સર્વ ઉપર દેખરેખ રાખવાને પોતાના યુવરાજને નિયુક્ત કર્યો હતો. આ કારણથી જ ચુટુકાનંદ–મૂળાનંદ (નંદરાજા સાથે સગપણની ગાંઠવાળા છે એવા ભાવાર્થસૂચક નામો) નામની વ્યક્તિઓના, તે તે પ્રદેશમાંથી સર્વ સત્તાધીશપણે હોય એવી સ્થિતિ દર્શાવતા, સિક્કાઓ મળી આવે છે. યુવરાજ મહાપદ્મનું ગાદીસ્થાન કોલ્હાપુર કે તેની આસપાસમાં હશે અને ત્યાં આ શૂદ્રાણી કન્યાના રૂપથી માહિત થઇ–જેમ અશોકે વિદિશાના વૈશ્ય શ્રેષ્ઠિની[૭] રૂપવતી

(૭) અશોકના સમયે પણ જ્ઞાતિ જેવું બંધારણ નહોતું અને એક બીજા કન્યા લેતા દેતા હતા. તો મહાપદ્મના સમયે તો તેવા લગ્ન પરત્વે કાંઈ બાધ પણ ન હોય તે દેખીતું જ છે. બલ્કે ભેદ પણ નહોતો. એટલે મહાપદ્મને કેવળ આવા લગ્નના કારણને લીધે પુરાણકારોએ જે 'કાળાશોક''નું બિરુદ આપી દીધું છે તે કેવું અસ્થાને છે તે આ ઉપરથી સમજાશે. બીજી રીતે પણ તેને કાળાશોક નથી કહી શકાતો તે માટે પુ. ૧માં મહાપદ્મનું વૃત્તાંત જુઓ.

કન્યા સાથે લગ્ન કર્યું હતું તેમ-તેણી સાથે લગ્ન કર્યું હતું. પરિણામે રાજા શ્રીમુખ અને કૃષ્ણ નામે બે પુત્રો તેણીને થયા હતા.

આ બન્ને પુત્રોનો જન્મ, કારવાર જીલ્લામાં જ થયો હતો કે મગધની ભૂમિ ઉપર, તે નક્કી કરવાની સામગ્રી પ્રાપ્ત થઇ નથી. પરંતુ યુવરાજ મહાપદ્મને તરત જ-દેશ જીતીને ટૂંક સમયમાં જ-સ્વદેશ પાછું ફરવું થયું હોય તો પુત્રોનો જન્મ મગધની ભૂમિ ઉપર થયો ગણાશે; પરંતુ જો તે પ્રદેશમાં યુવરાજના અધિકારે-સૂબાપદે-રહીને રાજ્યાધિકાર ચલાવ્યો હોય અને રાજા નંદિવર્ધનના અંતકાળે જ મગધ તરફ પ્રયાણ કરવું પડયું હોય તો, પુત્રોનો જન્મ દક્ષિણ હિંદમાં તેમના મોશાળમાં જ થયો હોવાનું ગણવું પડશે.

**રાજકીય પરિસ્થિતિ અને આંધ્ર રાજ્યની સ્થાપના**

પુ. ૧ માં સાબિત કરાયું છે કે, મગધપતિ નંદ પહેલાનું રાજ્ય સમસ્ત ભારતવર્ષમાં તપવા પામ્યું હતું અને તેથી જ ઇતિહાસકારોએ તેનું નામ, વર્ધન-વધારનારૂં એવો શબ્દ જોડીને નંદિવર્ધન-નંદવર્ધન પાડયું છે. તેની ગાદીએ આવનાર તેનો પુત્ર, નંદ બીજાએ ઉર્ફે મહાપદ્મે પણ મગધ સામ્રાજ્યની, તેને તે સ્થિતિ થોડાક અપવાદ સિવાય લગભગ જાળવી રાખી હતી; જે અપવાદ બનવા પામ્યો હતો તે આ પ્રમાણે હતો. નંદિવર્ધનના ઉત્તરકાળે, હિંદના પૂર્વ કિનારે આવેલ કલિંગ ઉપર તેના રાજકર્તા ચેદિવંશના એક અવશેષે-ક્ષેમરાજે-પોતાના વંશની પુનઃ સ્થાપના કરી હતી. તેણે ધીમે ધીમે પોતાની સત્તા મજબૂત બનાવી હતી એટલું જ નહિ, પણ તેની પાછળ ગાદીએ આવનાર તેના પુત્ર વૃદ્ધિરાજે, પોતાના યુવરાજ ભિખ્ખુરાજની સરદારી નીચે લશ્કર મોકલી કલિંગદેશની દક્ષિણે આવેલ, પૂર્વ હિંદનો સર્વ દરિયા કિનારો કબજે કરી લીધો હતો. મતલબ કે આખા યે દક્ષિણહિંદનો પૂર્વ કિનારો ચેદિવંશની સત્તામાં ચાલ્યો ગયો હતો, જ્યારે પશ્ચિમ કિનારા ઉપર મગધપતિની આણ પ્રવર્તી રહી હતી. આ સ્થિતિ નીપજાવવામાં રાજા મહાનંદની નિર્બળતા કરતાં, શાંતિચાહક મનોદશા વધારે જવાબદાર હતી. દક્ષિણહિંદનો પશ્ચિમ કિનારો જો કે, દેખીતી રીતે મગધની આણમાં જ હતો, પરન્તુ તે ઉપર હકુમત ચલાવવા નંદવંશના સરદારો-આશ્રિતો વગેરે જેવા કે, મૂળાનંદ, ચૂટુકાનંદ, ધૂળાનંદ ઇ.૯ નિમાયા હતા. તેમને પણ જમાનાની તાસીરને લીધે રાજલોભનો પાસ તો લાગ્યો જ હતો, એટલે તેઓ ભલે ઉઘાડી રીતે મગધપતિની સામે બંડ ઉઠાવી નહોતા શકતા, છતાં મનમાં તો એવા સમસમી રહ્યા હતા કે, જરા જેટલું કારણ મળતાં સ્વતંત્ર બની જવાને તૈયાર થઇ બેઠા હતા. તેવામાં મ. સં. ૧૦૦=ઈ. સ. પૂ. ૪૨૭ માં રાજા મહાપદ્મનું મરણ નીપજ્યું અને મનમાનતા સંજોગો તેમને મળી ગયા. આગળના પૃષ્ઠે જણાવી ગયા પ્રમાણે, રાજા નંદબીજાને નવેક પુત્રો હતા તેમાં સૌથી મોટા બે-શ્રીમુખ અને કૃષ્ણ-તથા સૌથી નાનો એક (જે નવમા નંદ ઉર્ફે મહાનંદ તરીકે મગધપતિ બનવા પામ્યો છે તે) મળી ત્રણ કુંવરો શૂદ્રાણી પેટે, અને વચ્ચેના છ કુંવરો ક્ષત્રિયાણી પેટે જન્મ્યા હતા. તે સમયના નિયમ પ્રમાણે શૂદ્રાણીજાયા કુંવરોને ગાદી સુપ્રત કરવાનું વિધાન નહિ હોવાથી, મોટા હોવા છતાં પ્રથમના બે કુંવરોનો હક્ક ડૂબાડી દઈ ને, ક્ષત્રિયજાયાઓને ગાદીએ બેસાડવામાં આવ્યા હતા. આ સ્થિતિને લીધે, રાજ્યમાં હોહા વધી ગયો હતો તેમજ ઘણી અવ્યવસ્થા થઇ પડી હતી. આ તકનો લાભ લઇ પેલા સરદારો જે પશ્ચિમ કિનારા ઉપર કેવળ મગધપતિના સૂબાની હકુમત તરીકે જ, હકુમત ચલાવી રહ્યા હતા તેઓ સ્વતંત્ર બની ગયા તથા તેઓએ પોતપોતાના રાજવંશો સ્થાપી દીધા. એટલે રાજા મહાપદ્મના મરણ પછી થોડા સમયમાં જ કેમ જાણે આખો ય દક્ષિણહિંદ મગધસામ્રાજ્યમાંથી ખસી ગયો હોય તેવી સ્થિતિ ઉભી થવા પામી હતી. માત્ર ઉત્તરહિંદ જ ખરી રીતે મગધની સંપૂર્ણ આણમાં હતો. જો કે ત્યાં પણ ખળભળાટ દેખા તો દીધો જ હતો, પરન્તુ રાજકર્મચારીઓના મજબૂત હાથ અને રાજ્ય ચલાવવાની દૂરંદેશીથી બધું ઠીક ઠીક જળવાઇ રહ્યું હતું. આ પ્રમાણે ઉત્તર અને દક્ષિણહિંદમાં

રાજકીય વાતાવરણ જામી પડયું હતું.

હવે જ્યારે કુંવર શ્રીમુખ અને કૃષ્ણના હક ઉપર તરાપ પડી ત્યારે તેમને મન પણ મગધમાં રહેવું અપમાનજનક લાગ્યું હતું પરંતુ ઉત્તરહિંદમાં તો મગધની સત્તાનો કોરડો વાગી રહેલ હોવાથી, પોતાની કાંઇ કારીગીરી ફાવે તેમ નથી એવું વિચારી, તેમણે દક્ષિણહિંદ તરફ ઉતરવા ધાર્યું. તેમાં બેવડી મુરાદ હતી. એક એ કે, દક્ષિણમાં મગધની સત્તા સામે ખળભળાટ જે જાગ્યો હતો તેનો લાભ ઉઠાવાય અને બીજી એ કે પિતૃપક્ષથી દુઃખિયારૂં બનેલું માણસ સંકટ સમયે આશ્વાસન મેળવવા જેમ માતૃપક્ષના આશ્રયે જવા ઉત્કંઠા ધરાવે છે, તેમ પોતાના મોશાળમાં પણ જવાય તથા ત્યાં જઈ તેમની મદદ મેળવી પોતાનો રાજકીય હેતુ સિદ્ધ કરી શકાય. આ પ્રમાણેના બેવડા આશયથી તેમણે દક્ષિણનો માર્ગ લીધો હતો. તેમાં મગધના રાજસત્તાધીશોએ કાંઈક મદદ પણ કરી આપ્યાનું કહી શકાય. કારણ કે જો મગધમાં જ તેઓ રહે તો નિરંતર મુશ્કેલીઓ ઉભી કર્યા કરે ને ઠરી ઠામ બેસવાનો વારો ન આવવા દે દક્ષિણમાં ઉતરવાને બે માર્ગ કહેવાય. છેક પૂર્વમાંથી ઉતરી; કલિંગને વીંધીને અવાય પણ ત્યાં તો રાજા ભિખ્ખુરાજ ઉર્ફે ખારવેલનો સામનો કરવો પડે તેમ હતું. જ્યાં પોતાને પગ મૂકવાને પણ સાંસાં હોય (કેમકે તેમાં તો તેને મગધની ભૂમિ ઉપરથી જ સામનો કરવો પડે) ત્યાં સામનો કરાય શી રીતે? એટલે શ્રીમુખે તે માર્ગ મૂકી દઈ, બુંદેલખંડ–રેવાની હદના રસ્તે, મધ્યપ્રાંતમાંથી સોંસરવા ઉતરી વરાડપ્રાંતમાં થઇને મહારાષ્ટ્રમાં જવાનો માર્ગ લીધો. વચ્ચે આવતી થોડી ઘણી પૃથ્વીનો માલિક પણ બન્યો.[૯] પરન્તુ રાજ્યની સ્થાપના કરી, ભૂપતિ બનવા માટે રાજ્યગાદીનું નિર્માણ કરી સત્તા જમાવવા જેવી સ્થિતિ હજુ પ્રાપ્ત કરી શકયો નહોતો. એટલે વિચાર કર્યો કે, પોતાના મોસાળ એવા દક્ષિણ મહારાષ્ટ્રના કેનેરા જીલ્લા સુધી[૧૦] પહોંચી જઈ ત્યાંના ચુટુકાનંદ-મૂળાનંદ વગેરેની કુમક અને સહાનુભૂતિ મેળવી લઈ ને પછી આગળ વધવું તે ઠીક કે, પોતે અત્યારે જ્યાં વરાડપ્રાંતમાં આવીને ઉભો છે ત્યાંથી પૂર્વ તરફ પ્રયાણ કરીને, વર્ષભરમાં જ તાજેતરમાં કલિંગપતિ બની બેઠેલ રાજા ભિખ્ખુરાજ ઉપર હલ્લો લઇ જઈ, તેને હરાવીને પોતે સર્વ સત્તાધીશ દક્ષિણાપથપતિ બની બેસવું તે ઠીક. ભિખ્ખુરાજે અત્યારે ૨૭મા વર્ષમાં[૧૧] પ્રવેશ કર્યો હતો, જ્યારે પોતે તેના કરતાં પાંચ સાત વર્ષે મોટો પણ હતો. બીજી બાજુ ભિખ્ખુરાજે, યુવરાજ તરીકે માત્ર દશ વર્ષની અને રાજકર્તા તરીકે કેવળ સવા વર્ષની જ–મળીને એકંદરે બારેક વર્ષની જ રાજ્ય ચલાવવાની–તાલીમ લીધી હતી ત્યારે પોતે મગધપતિના યુવરાજ તરીકે કેટલાંય વધારે વર્ષની તાલીમ લીધી હતી. ઉપરાંત કલિંગ કરતાં અનેકગણા સમૃદ્ધિવાન અને મહત્ત્વની દૃષ્ટિએ ઉચ્ચ ગણાતા મગધસામ્રાજ્યના અંગત પુરૂષ તરીકે રાજખટપટ અને પટુતા–કૌશલ્યમાંથી સોંસરા પાર ઉતરવાનો જાતિ અનુભવ લીધો હતો. જેથી પોતે દરેક રીતે ભિખ્ખુરાજ કરતાં સરસાઈ ભોગવે છે એટલે તેને જીતી લેવાનું બહુ કઠિન કાર્ય નથી. આવો વિચાર આવતાં, તે માર્ગ પ્રથમ ગ્રહણ કરવા તત્પર બન્યો ને પોતાથી જેટલું બળ એકઠું થઈ શકે તેટલું એકત્રિત કરી, કલિંગની પશ્ચિમ બાજુએથી હુમલો શરૂ કર્યો. પ્રથમ તો રાજા ખારવેલે આ હુમલાની બહુ દરકાર ન કરી. પરન્તુ જ્યારે માલુમ પડયું કે તેમાં પોતે મોટી ભૂલ ખાધી છે એટલે તેણે પણ એવી જબરજસ્ત તૈયારી કરી અને પોતે જ લશ્કરની સરદારી લઈને એવો

(૮) જુઓ પુ. ૨માં પૃ. ૧૦૨–૪ ઉપર સિક્કાચિત્ર નં. ૪૯–૫૨નાં વર્ણન.

(૯) આગળ ઉપર હકીકત જુઓ.

(૧૦) જુઓ તૃતીય પરિચ્છેદે તથા પુ. ૨–પૃ. ૧૧૦ ટી. નં. ૧૩૦

(૧૧) ભિખ્ખુરાજ ઇ. સ. પૂ. ૪૨૯=મ. સં. ૯૮માં ગાદિએ બેઠો ત્યારે પચીસ વર્ષનો હતો (જુઓ હાથીગુંફાનો શિલાલેખ–પુ. ૪માં તેનું જીવનવૃત્તાંત) અને આ બનાવ મ. સં. ૧૦૦=ઇ. સ. પૂ. ૪૨૭માં, એટલે તેના રાજ્યના બીજા વર્ષે બન્યો છે તેથી ૨૫+૨=૨૭ વર્ષની તેની ઉંમર લખી છે.

છાપો માર્યો કે શ્રીમુખને પાછા હઠી જવું પડયું તથા નાસતા શ્રીમુખની પૂંઠ પકડી અને રસ્તામાં આવતો સર્વ પ્રદેશ બાળી નાંખ્યો (જુઓ હાથીગુફાનો શિલાલેખ). છેવટે શ્રીમુખે લાચાર બની, પશ્ચિમ ઘાટમાં ઠેઠ ગોદાવરી નદીના તટ પ્રદેશે આવેલા નાસિક પાસેની ભૂમિનો આશ્રય લીધો. એટલે વિશેષ પૂંઠ પકડવી નિરર્થક લેખી, પોતાનું માંડળિકપણું સ્વીકરાવી (?) ભિખ્ખુરાજ સ્વદેશે પાછો ફર્યો. શ્રીમુખે આ વિભાગમાં આવેલા પૈઠને[12] કે જુન્નેરને સુરક્ષિત જાણી–બનાવીને ત્યાં પોતાની રાજગાદી સ્થાપી. આ પ્રમાણે આંધ્ર રાજ્યની સ્થાપના મ. સં. ૧૦૦=ઈ. સ. પૂ. ૪૨૭ માં નાસિક જીલ્લામાં થઈ. આ સમયે સમસ્ત ભરતખંડમાં અકેંદ્રિત રાજ્ય–ગણરાજ્યની પૃથા ચાલતી હોવાથી[13] આંધ્રરાજ્યનો સમાવેશ કલિંગસામ્રાજ્યમાં ગણી શકાય નહિ. પરન્તુ કલિંગપતિએ આંધ્રપતિને શિકસ્ત આપેલી હોવાથી, તે તેનો ખંડિયો ગણી શકાય અને તેટલે દરજ્જે શ્રીમુખને આંધ્રભૃત્ય[14] તરીકે લેખવો રહે છે.

**રાજ્ય સ્થાપના પછી**

જેમ રાજદ્વારી શેત્રંજની અનેક રમતો રમી તે રીઢોરમ થઈ ગયો હતો તેમ જીવનની અનેક લીલી સૂકી જોઈ લીધેલ હોવાથી મહત્ત્વકાંક્ષા ઉપર સંયમ રાખતા પણ શીખ્યો હતો. એટલે પોતે ગાદી ઉપર આવ્યો ત્યારે જો કે ઉછળતા લોહીનો–ગદ્દાપચ્ચીસીની ઉંમરનો તો નહોતો જ, છતાં એકદમ શાંત પડી ગયેલ લોહીનો પણ નહોતો. વળી જે સંયોગોમાં તેને પિતૃભૂમિનો ત્યાગ કરવો પડયો હતો તેથી તેનું લોહી કેટલેક અંશે ઉકળી પણ આવ્યું હતું; જેથી એક યુવાનની પેઠે કામ કરવાને ઉત્સાહી રહ્યા કરતો હતો છતાં, પ્રથમ કવલે મક્ષિકા જેવું, ખારવેલની સાથેના યુદ્ધમાં અનુભવવું પડયું હોવાથી, હમેશાં બહુ વિચારીને આગળ ધપવાનો ગુણ કેળવી શકયો હતો. તેથી તેના જીવનમાં જ્યાં ને ત્યાં સવારી લઈ જઈ આક્રમણ કર્યાના પ્રસંગો ઉભા થએલ નજરે પડતા નથી. જો કે તે પોતાને હમેશાં "વિલવયકુર" ના ઉપનામથી જ[15] સંબોધતો દેખાય છે એટલે અનુમાન કરવું રહે છે કે તેણે પોતાના રાજ્ય અમલના બાકીના સર્વ સમયમાં–તેરે વર્ષમાં–કયાં ય હાર ખાધી નહિ હોય અથવા તો ગજા ઉપરાંતનું પગલું ભરી નામોશી વહોરી લીધી નહિ હોય. બહુબહુ તો નાની નાની ચડાઈઓ કરી, રાજ્ય વિસ્તારમાં સંગીન ઉમેરો જ કર્યા કર્યો હશે. પૂર્વ તરફના કલિંગ પ્રાંત ઉપર રાજા ખારવેલ જીવતો જાગતો બેઠો હતો એટલે તે બાજુનો તો વિચાર પણ કલ્પ્યો નહિ હોય. બાકી સંભવ છે કે, દક્ષિણમાં પોતાના મોશાળ એવા કોલ્હાપુરની સરહદ સુધીનો પ્રાંત કબજે કરી, ત્યાંસુધી આધિપત્ય મેળવ્યું હોય, તેમજ ઉત્તરમાં જે વરાડપ્રાંત અને મધ્યપ્રાંતમાંથી પોતે માર્ગ કાઢી રહ્યો હતો, તે ભૂમિપણ પોતાની સત્તામાં લાવી શકયો હોય; જો કે તેમ બન્યાના કોઈ સંગીન પૂરાવા મળતા નથી બલ્કે તે પ્રદેશ તેના પુત્ર–ગૌતમીપુત્ર યજ્ઞશ્રીના સમયે આંધ્ર સામ્રાજ્યમાં ઉમેરાયો હોય એ વિશેષ સંભવિત દેખાય છે. એટલે સર્વ પરિસ્થિતિ જોતાં અને તેના સિક્કા જે પ્રદેશમાંથી મળી આવ્યા

---

(૧૨) આ રાજગાદીનું સ્થાન, નાસિકની પૂર્વે આવેલું Pyton=પૈટન (વિદ્વાનોએ આ સ્થાન ગણાવ્યું છે) કહેવાય કે નાસિકની પશ્ચિમે આવેલું Paint=પૈંટ કહેવાય તે વિશેની સમજૂતિ માટે ચતુર્થ પરિચ્છેદે જુઓ. જુન્નેરની હકીકત પણ ત્યાંથી જ જોઈ લેવી.

(૧૩) આ સમય મ. સં. ૧૦૦નો છે જ્યારે ગણરાજ્યની પૃથા નાબુદ કરવાનાં પ્રથમ પગલાં ભરનાર, ચંદ્રગુપ્ત મૌર્યનો પ્રધાન ચાણાક્ય છે; જેનો સમય આ પછી ૫૦–૬૦ વર્ષે છે. આ પ્રથાનો સદંતર નાશ તો શુંગવંશી અમલે અશ્વમેધ થવા માંડયા ત્યારથી એટલે મ. સં. ૩૪૫ પછીથી જ ગણી શકાશે.

(૧૪) સરખાવો ઉપરની ટી. નં. ૧૩ (જે ઉપરથી માલૂમ પડશે કે મ. સં. ૩૪૫ સુધી શુંગભૃત્ય શબ્દ પણ વપરાશમાં હતો) તથા પુ. ૨માં પૃ. ૧૧૪ ટી. નં. ૧૪૫; તથા ખુલાસા માટે પુ. ૧, પૃ. ૧૫૪, ટી. નં. ૧૩ અને પૃ. ૩૯૦ ટી. નં. ૪૭ જુઓ.

(૧૫) આ શબ્દના અર્થ માટે પુ. ૨. પૃ. ૧૦૬–૮માં સિક્કા નં. ૫૬થી ૫૮ સુધીના વર્ણન અને તેને લગતી ટીકાઓ વાંચો.

છે તેને અનુસરીને વિચારી જોતાં, તેના રાજ્યની સીમા બહુ જ છૂટથી આંકીએ તોયે, ઉત્તરે મુંબઇ ઇલાકામાં નવસારી જીલ્લો, દક્ષિણે તુંગભદ્રાનો કાંઠો, પશ્ચિમે અરબી સમુદ્ર અને પૂર્વમાં પશ્ચિમનો ઘાટ–સંહ્યાદ્રિ પર્વત ઓળંગીને તેની અડોઅડ ૪૦–૫૦ માઈલનો લાંબી પટીએ આવેલો પ્રદેશ–આટલી જ સીમા ગણી શકાય.

**કુલ, જાતિ અને વંશ વિશે વધુ પ્રકાશ**

આગલા પરિચ્છેદમાં જણાવી ગયા છીએ કે, આ રાજાઓ આંધ્ર જાતિના હતા; અને આંધ્ર તે પ્રજાનું નામ છે જ્યારે તેના વંશનું નામ શતવહન હતું. વળી શતવહનને અનુસરીને, તેઓને શાત રાજાઓ પણ કહેવામાં આવે છે તેમજ તેઓ પોતાને શાતકરણિ તરીકે ઓળખાવે પણ છે. આ શબ્દો કાંઇક વિશેષ વિવેચન માંગી લે છે.

આંધ્ર શબ્દને, જાતિ અને પ્રજા એમ બે ભિન્ન અર્થવાળા નામો લાગવાથી કાંઇક ગેરસમજુતી થવા સંભવ છે. અહીં પ્રજા–જેને અંગ્રેજીમાં Nation–Class કહેવાય છે તે અર્થમાં વપરાયો છે. જાતિ એટલે Caste (જ્ઞાતિ) કે Stock, (આખો વર્ગ–સમુહ) એવા અર્થમાં નથી વપરાયો. તે નીચે આપેલ થોડાક વિવેચનથી સ્પષ્ટ થશે. Nation શબ્દને મુખ્યત્વે સ્થાનપરત્વે સંબંધ હોય છે; ભલે પછી તે ખંડ, ઇલાકો કે પ્રાંતને અનુસરીને નામ અપાયું હોય; જેમકે ખંડને આશ્રીને European, Asiatic, ઇલાકાના આશ્રીને Bengalis, Madrasis, પ્રાંતને આશ્રીને Gujaratis, Deccanis; ઇ. ઇ. શબ્દ વપરાય છે, છતાં તુરતજ સમજી શકાય છે કે તેવાં નામને તેની અંદરના નાના વાડા સાથે, સમુહ સાથે (જેવાકે, બ્રાહ્મણ કે ક્ષત્રિય; હિંદુ, શીખ કે મુસલમીન ઇ.) સંબંધ હોતો નથી; એટલે કે જાતિ શબ્દ તે, એક પ્રજાના (Nation) નાના નાના સમુહ (ગમે તે કારણે તેવા સમુહને ગોઠવવામાં આવ્યા હોય તે જુદી જ વસ્તુ છે) વાચક છે. મતલબ કે પ્રજા (Nation) બહુ વિશાળ સ્વરૂપસૂચક છે જ્યારે જાતિ તેની પેટામાં સમાઇ જતો શબ્દ છે. હવે સમજાશે કે આંધ્ર શબ્દ પ્રજાવાચક છે તેને જાતિ સાથે સંબંધ નથી. ત્યારે પ્રશ્ન થાય છે કે આ પ્રજા કઇ જાતિની હતી. આપણે પુ. ૧ માં શિશુનાગવંશની હકીકત લખતાં જણાવી ગયા છીએ કે તેઓ સંવીજી–વ્રીજી નામે એક ક્ષત્રિય સમુહની જે અઢાર જેટલી–લિચ્છવી, મલ્લ, શાક્ય કદંબ, પાંડયા, ચોલ્લા, મૌર્ય, પલ્લવ ઇ. ઇ. શાખાઓ હતી તેમાંની મલ્લ નામે જાતિના ક્ષત્રિયો હતા. એટલે કે શિશુનાગ પોતે તથા તેના વંશજો, રાજા બિંબિસાર–શ્રેણિક આદિ સર્વે, મલ્લ જાતિના ક્ષત્રિય કહી શકાય. વળી શિશુનાગ વંશ અને નંદ વંશ બંને એક જ જાતિના ક્ષત્રિયો હતા. પરન્તુ, એકનો–શિશુનાગનો–વંશવેલો તેમજ જનસંખ્યા બહોળી હોવાથી તેને મોટો નાગવંશ કહેવાતો, જ્યારે નંદનો વંશવેલો અને જનસંખ્યા પહેલાના પ્રમાણમાં નાની હોવાથી તેને નાનો નાગવંશ પણ કહેવાય છે. મતલબ કે બંને વંશના રાજાઓ–શિશુનાગવંશી અને નંદવંશી–મલ્લજાતિના ક્ષત્રિયો છે. વળી રાજા શ્રીમુખની ઉત્પત્તિ વગેરેનો ઇતિહાસ આલેખતાં (જુઓ ત્રીજા પરિચ્છેદે) સાબીત કરી ગયા છીએ કે તે, મગધપતિ બીજા નંદ ઉર્ફે મહાપદ્મનો પુત્ર હતો. એટલે રાજા શ્રીમુખને તથા તેના વંશજોને પણ, નંદરાજાઓની પેઠે મલ્લ જાતિના જ કહી શકાશે. પછી ભલે નંદવંશી રાજાઓ શુદ્ધ ક્ષત્રિય લોહીમાંથી ઉદ્દભવ્યા હોય અને શ્રીમુખ વગેરે મિશ્ર ઓલાદના પરિણામરૂપે હોય. પરન્તુ તેમને મલ્લ જાતિના કહેવામાં જરાયે સંકોચ અનુભવવો પડે તેમ નથીજ. આ આપણા કથનને વળી એ ઉપરથી સમર્થન મળે છે કે રાજા શ્રીમુખની બીજી પેઢીએ થનાર એટલે કે તેના પુત્રનાપુત્રને–પૌત્રને, આંધ્રપતિની વંશાવળીમાં ચોથા નંબરના રાજાને–(જુઓ દ્વિતીય પરિચ્છેદ પૃ. ૨૬ ) પુરાણકારોએ વદ્દસતશ્રી, મલ્લિકશ્રી શાતકરણિ તરીકે ઓળખાવ્યો છે. હવે સમજાશે કે શામાટે આ રાજાઓ પોતાના નામ સાથે મલ્લ અથવા મલ્લિક શબ્દ જોડવાને વાજબી હતા. આખી ચર્ચાનો સાર એ થયો કે, આંધ્ર નામની પ્રજાના અનેક સમુહો–એકમો–માંનો મલ્લ જાતિનો પણ એક એકમ હતો. એટલે કે રાજા શ્રીમુખના વંશને

આપણે આંધ્રપ્રજાના મલ્લજાતિના ક્ષત્રિય (ભલે મિશ્ર ઓલાદના) તરીકે[૧૬] ઓળખાવવો રહે છે.

જાતિના વિવેચન પછી, હવે કુલ શબ્દને લગતું વિવેચન પણ કરીશું. કુળનો પ્રવાહ હમેશાં શુક્ર-વીર્યને અનુસરીને જ લેખાય છે. એટલે તે નિયમ પ્રમાણે, પૂર્વજોનું જે કુળ હોય, તેજ સંતતિઓનું લેખવું રહે છે. અને તેટલા માટે રાજા શિશુનાગનું, રાજા શ્રેણિકનું, રાજા નંદનું તેમજ રાજા શ્રીમુખનું-સર્વેનું એક જ કુળ કહી શકાય. તેમાં રાજા શ્રેણિકને આપણે વાહીકકુળમાં ઉત્પન્ન થયેલો જણાવ્યો છે (જુઓ પુ. ૧, પૃ. ૨૭૫, ટી. નં. ૪૭) એટલે ઉપરના નિયમને અનુસરીને આ સર્વ રાજાઓને "વાહીકકુળમાં" જન્મેલા કહેવાને કાંઇ પ્રતિબંધ નડતો નથી. જેથી સાબિત થયું કે રાજા શ્રીમુખનું "વાહીકકુળ" ગણાવું જોઈએ.

જાતિ અને કુળ વિશેની સમજૂતિ આપ્યા પછી વંશને લગતું વિવેચન કરવું જોઇએ. પરન્તુ તેનું સ્પષ્ટીકરણ હવે પછીના પારિગ્રાફમાં આવતું હોવાથી ત્યાંથી જોઈ લેવા વિનંતિ છે.

શત, શતવહન, અને શાતકરણિ ઇ. શબ્દો આ વંશ સાથે જોડવાનું શું મહાત્મ્ય છે તે સર્વ વિવેચન પ્રથમ પરિચ્છેદે જણાવવામાં આવ્યું છે તથા પ્રસંગોપાત્ત અન્ય ઠેકાણે કરેલા સ્પષ્ટીકરણથી પણ સમજાયું છે કે, આ વંશની આદિ "સો=૧૦૦=શત્"માં થઇ છે. તેથી તેને શત્ વંશ કહેવામાં આવ્યો છે. તેના રાજાને પુરાણકારના[૧૭] કહેવા પ્રમાણે શાત કહેવાયા છે તથા તે વંશનો પ્રવાહ-વહન સોની સાલમાં થયો હોવા માટે તેનું બીજું નામ "શતવહન" વંશ પણ પડયું છે.

**તેનો વંશ અને ધર્મ**

આ વંશની આદિ સાથે કોઈ અન્ય અર્થસૂચિત નહિ, પણ કેવળ તેનો સમય દર્શાવતું વિશેષણ જે જોડવામાં આવ્યું છે, તેમાં કાંઇક ખાસ વિશિષ્ટા જ સમાયલી હોવાનું અનુમાન થાય છે. બીજી બાજુ સમયાવલીના આધારે એમ પુરવાર થયું છે કે તે સોનો આંકડો બીજા કોઈ સંવતનો નથી પણ આ યુગના જૈનધર્મપ્રચારક અંતિમ તીર્થંકર શ્રીમહાવીરના મોક્ષતીથિના સંસ્મરણમાં સ્થપાયેલ સંવત્સરનો છે. તો પ્રશ્ન એ થાય છે કે આ શતવંશી રાજાઓને શ્રીમહાવીર સાથે શો સંબંધ હતો કે તેઓ તેના સંવત્સરને માન્ય રાખે તથા તેની સાથે પોતાના વંશનું નામ જોડવામાં પોતાને જ ભાગ્યશાળી સમજે. તેનો જવાબ સીધો અને સાદો એ છે કે, તેઓ શ્રીમહાવીરના અનુયાયી હતા એટલે કે તેઓ જૈનધર્મ પાળતા હતા. વળી આ બાબતને ટેકારૂપ, સિક્કાઓની[૧૮] સાક્ષીઓ પણ છે. રાજા શ્રીમુખના પૂર્વજ એવા શિશુનાગ વંશી તેમજ નંદવંશી રાજાઓનો ધર્મ પણ જૈનધર્મ હતો, તે પુ. ૧ માં તેમનાં વર્ણન કરતી વખતે અનેકવિધ પૂરાવાથી આપણે સાબિત કરી આપ્યું છે. તેમ આ રાજા શ્રીમુખ તથા તેનાં વંશજોના જે સિક્કાવર્ણનો પુ. ૨ માં જોડવામાં આવ્યાં છે તે ઉપરથી પણ વિશેષ સમર્થન મળતું રહે છે, કે તેઓ જૈનધર્મી જ હતા. વળી આ વંશના કેટલાય રાજાના સમયમાં જે અવારનવાર ધર્મનિમિત્તે દાન[૧૯] દેવાયાં છે અને જેનો ઉલ્લેખ શિલાલેખોમાં તેમણે કરી બતાવ્યો છે તે પણ સાક્ષી પૂરે છે કે, તેઓ વૈદિક ધર્મી નહોતા પરન્તુ જૈનધર્માનુયાયી હતા. ઉપરાંત, આગળ ઉપર તેમનું વર્ણન કરવામાં આવશે એવા અરિષ્ટકર્ણ અને હાલ શાતકરણિ જેને-સામાન્ય જનતા રાજા શાલ ઉર્ફે શાલીવાહન તરીકે ઓળખાવે છે. તેવા રાજાઓએ તો ઉઘાડી રીતે જૈનધર્મના વિધાનમાં પ્રરૂપેલાં ધાર્મિક કાર્યો[૨૦] વગેરે પણ કરેલાં છે. અલબત્ત એમ પણ બનવા યોગ્ય છે કે, છસો સાતસો વર્ષ જેટલી આ વંશની

(૧૬) કેટલાક વિદ્વાનો તેમને બ્રાહ્મણ તરીકે લેખે છે ત્યારે કેટલાક અબ્રાહ્મણ લેખાવે છે. આ સંબંધી કેટલીક ચર્ચા, કલકત્તાથી પ્રગટ થતા ધી ઈંડિયન કલ્ચર નામના ત્રૈમાસિકમાં (પુ. ૫, અંક ૧, સને ૧૯૩૮) આપી છે. જુઓ તેનું વિવેચન આપણે ઉપરમાં પૃ. ૫૫-૫૮માં કર્યું છે.

(૧૭) જુઓ પુ. ૪. પૃ. ૧૯ ટી. નં. ૧૦

(૧૮) પુ. ૨માં સિક્કાચિત્રો નં. ૫૬થી ૮૪ સુધીનાં વર્ણન તથા ટીકાઓ વાંચો.

(૧૯) આ પુસ્તકમાં પાંચમા તથા છઠ્ઠા પરિચ્છેદે જુઓ.

(૨૦) પુ. ૩, પૃ. ૫૧-૫૨ જુઓ.

લાંબી હૈયાતી દરમિયાન તેનાં સઘળા રાજાઓએ એકને એકજ ધર્મ સર્વદા અનુસર્યો નહિ હોય. અને તે પણ એવા કાળે કે જ્યારે ભારતની પૃથ્વી ઉપર અનેક જાતનાં પરિવર્તનો[૨૧] વારંવાર થયાં કરતાં હતાં. એટલે તે સમયના ભારતવર્ષના ત્રણે-હિંદુ, જૈન અને બૌદ્ધ-ધર્મોએ પોતપોતાના ભક્તો નીપજાવ્યા હોય; છતાં પૂરાવાના આધારે જે હકીકત આપણે આગળ ઉપર વર્ણવવાના છીએ, તેથી એટલું જ ફલિતાર્થ થાય છે કે, હિંદુ અને જૈનધર્મ-તે બેએ જ પોતાનો કાબુ તે રાજાઓ ઉપર મેળવ્યો હતો. એટલે અર્લી હિસ્ટરી ઑફ ઇંડિયાના[૨૨] લેખકે "It is curious fact that although Andhra kings were officially Brahamanical Hindus, most of their donations were made to the Buddhistic institutions= આશ્ચર્યકારક છે કે આંધ્રપતિઓ સત્તાવાર રીતે બ્રાહ્મણધર્મી હિંદુઓ હોવા છતાં, તેમણે ઘણુંખરાં દાન તો બૌદ્ધધર્મી સંસ્થાઓને જ કરેલાં છે" આવા વિચાર જે જણાવ્યા છે તે કાંઇક સમીક્ષા માગી લે છે. પ્રથમતો લેખક મહાશયે સર્વ આંધ્રપતિઓને બ્રાહ્મણ ધર્મી ઠરાવવાને પોતાને જે જે પ્રમાણો મળ્યાં હતાં તે સર્વનો કે તેમાંના થોડાંકનો ઉલ્લેખ કર્યો હોત તો તે તપાસી જોવાની આપણને અનુકૂળતા મળત; છતાં જ્યારે તેમ નથી જ થયું ત્યારે આપણે હાલ તો એટલું જ માન્ય રાખી શકીશું કે, આપણા મંતવ્યપ્રમાણે, જે રાજાઓ વૈદિક મતાનુયાયી બન્યા હતા તેમના વિશેના જ પુરાવાઓ વગેરે, તે લેખક મહાશયના વાંચવા કે જાણવામાં આવ્યા હોવા જોઇએ તથા તે ઉપરથી જ સર્વની બાબતમાં તે સ્થિતિ બની રહી હોવાનું તેમણે કલ્પી લીધું હોવું જોઇએ. બાકી તેમણે જે બૌદ્ધધર્મી સંસ્થાઓને દાન દીધાનું જણાવ્યું છે, તે તો ભારતવર્ષના સર્વપ્રદેશી રાજકર્તાઓ ઉપર જૈનધર્મે જે પ્રભાવ પાડયો હતો તેનાથી અત્યારસુધીના લેખકો બહુધા કેવળ અજાણ હોવાથી, જૈન શબ્દને બદલે જ્યાં ને ત્યાં તેમણે બૌદ્ધ શબ્દ જ વાપર્યે રાખ્યો છે[૨૩] તે વસ્તુસ્થિતિ વારંવાર યાદ આવ્યા કરે છે. વળી 'શ્રીમુખ' અને 'સિમુખ' શબ્દ જ એવા છે કે, તે જૈન પરિભાષાના શબ્દો તરીકે[૨૪] વપરાયા હોવાની છાપ પાડે છે. મતલબ એ થઇ કે, શતવંશી રાજાઓ પોતાને, શતશ્રી અને વહૂશતશ્રી જેવા શત શબ્દ સાથે સંકળાયેલા કોઈ પણ બિરૂદ અને ઉપનામથી સંબોધાવામાં જે મગરૂરી લેખતા હતા તેમાં તેમને પોતાની ધર્મભાવના સંયુક્ત થયેલી દેખાતી હતી. વળી કે. હિ. ઈ. ના લેખકે પૃ. ૫૩૧ ઉપર "Their Satvahāns earlist coins bear the name of a king Sata=તેમના (શાતવાહનોના) એકદમ પુરાણા સિક્કાઓમાં શાત નામના કોઈ રાજાનું નામ કોતરાયેલું છે ખરૂં" આવા શબ્દો જે લખ્યા છે તેનો મર્મ પણ આ હકીકતમાંજ સમાઈ જાય છે. જો કે તેમણે તો કેવળ શાત શબ્દ ને અંગેજ અને કદાચ એક રાજાને અંગે જ વિચાર દર્શાવ્યા લાગે છે, પરન્તુ વસ્તુસ્થિતિ જ એ હતી કે, આદિ રાજાઓને પોતાના કુળધર્મ ઉપર વિશેષ અભિમાન હતું અને તે સમયની પ્રણાલિકા પ્રમાણે સ્વધર્મ માટે મરી ફીટવાને તેઓ ઉત્સુકતા પણ ધરાવતા હતા. આ સ્થિતિ ખાસ કરીને આદિ રાજાઓએ પોતાસાથે જોડેલા બિરૂદોમાં સ્પષ્ટ રીતે તરવરી આવે છે.

પરંતુ, આગળ જતાં જેમ જેમ રાજક્રાંતિ અને ધર્મક્રાંતિ થવા પામી છે તેમ તેમ તે શત-અને શતવહન શબ્દોનો વપરાશ, સર્વથા કે કેટલેક અંશે કમી થતો

(૨૧) સરખાવો પુ. ૧, પૃ. ૪થી ૯ સુધીનું વર્ણન.

(૨૨) જુઓ વિન્સેંટ સ્મિથકૃત ત્રીજી આવૃત્તિ. પૃ. ૨૧૦.

(૨૩) આ કથનની અનેક સાબિતિઓ માટે પુ. ૨માં પૃ. ૧૫ થી ૧૩૨ સુધીનું વર્ણન તપાસી જોવું.

(૨૪) સરખાવો જૈનોમાં ગવાતા સ્તવનની નીચે આપેલી ગાથાઓ.

"કોઈ અનેરૂં જગ નહીં, એ તીર્થ તોલે,
એમ શ્રીમુખ,[૧] હરિ[૨] આગળે શ્રીસિમંદિર[૩] બોલે."

૧. પોતાના મોંએ. ૨. ઈંદ્ર પાસે. ૩. મહાવિદેહ ક્ષેત્રે બિરાજી રહેલ જૈનના વિદ્યમાન તીર્થંકર.

જતો દેખાય છે. અને તેને જ મળતા શાતકર્ણિ કે શાલિવાહન જેવા શબ્દો વપરાતા થવા માંડયા છે. આ ક્રાંતિઓ મુખ્યપણે એ વખત થવા પામી છે. તેનું વર્ણન સાતમા અને ત્રેવીસમા રાજાના વૃત્તાંતે કરવામાં આવશે. તે ઉપરથી આપણે કરેલા ઉપરના કથનની સત્યાસત્યતા વિષેનો ખ્યાલ વાચકને આવી જશે.

**કુટુંબ પરિવાર**

ઉપરમાં એક પારિગ્રાફે તેનાં સગાંવહાલાંનું વર્ણન કરતાં, તેનાં માતપિતા ભાઈઓ વગેરેની હકીકત જણાવી છે. પરન્તુ તેના પુત્ર કે પૌત્રાદિની હકીકતને જરા જેટલો પણ સ્પર્શ કરાયો નથી. તે અત્રે કરવા વિચાર રાખ્યો છે. ચતુર્થ પરિચ્છેદે વર્ણવેલા રાણી નાગનિકાના શિલાલેખ નં. ૧થી સ્પષ્ટ થાય છે કે, રાજા શ્રીમુખને એક પુત્ર હતો. તેનું લગ્ન અંગિય કુલવર્ધન કોઈ મહારથીની પુત્રી નાગનિકા વેરે થયું હતું અને તેનાથી બે પુત્રો–વદશ્રી તથા હકુશ્રી નામે થયા હતા તથા શિલાલેખ નં. ૨થી સમજાય છે કે, રાજા શ્રીમુખને કૃષ્ણ નામે એક નાનો ભાઈ હતો.

રાણી નાગનિકાના પતિ–રાજા શ્રીમુખના પુત્રનું નામ શું હશે તે કયાંય સ્પષ્ટપણે જણાવાયું નથી પરંતુ તેના સિક્કા ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે તેનું નામ યજ્ઞશ્રી ગૌતમીપુત્ર હોવું જોઈએ (જુઓ તેના વૃત્તાંતે). આ યજ્ઞશ્રી ગૌતમીપુત્ર મ. સં. ૧૪૩= ઈ. સ. પૂ. ૩૮૪માં મરણ પામ્યો (જુઓ પરિચ્છેદ બીજો–વંશવૃક્ષ) ત્યારે તેના બન્ને પુત્રો અનુક્રમે આઠ અને ૭ વર્ષના હોવાનું જણાવ્યું છે; જેથી બાળ પુત્રની વતી, વિધવા રાણી નાગનિકાએ રાજલગામ હાથ ધરી હતી. આ હિસાબે ગૌતમીપુત્રના જ્યેષ્ઠ પુત્રનો જન્મ મ. સં. ૧૩૫=ઈ. સ. પૂ. ૩૯૨ અને નાનાનો જન્મ મ. સં. ૧૩૭=ઈ. સ. પૂ. ૩૯૦ ગણી શકાય. રાણી નાગનિકા પાસેથી, રાજા શ્રીમુખના ભાઈ કૃષ્ણે અથવા રાણી નાગનિકાના કાકાસસરાએ ગમે તે કારણે રાજપાટ પડાવી લઈ પોતે ગાદી પચાવી પાડી હતી. અને દશેક વર્ષ રાજ્ય કરી મ. સં. ૧૫૩–૪ ઈ. સ. પૂ. ૩૭૩માં મરણ પામ્યો હતો. જ્યારે આપણે તેનો જન્મ મ. સં. ૭૩=ઈ. સ. પૂ. ૪૫૪ કલ્પી લીધો છે (જુઓ પૃ. ૧૩૭). એટલે તેનું આયુષ્ય ૮૦ વર્ષનું ગણવું પડશે. પરંતુ રાજા શ્રીમુખનું આયુષ્ય તો ૪૫ વર્ષની આસપાસનું જ પૂરવાર થયું છે (જુઓ ઉપરમાં પૃ. ૧૧૨).

રાજા શ્રીમુખનો પુત્ર પોતાને ગૌતમીપુત્ર યજ્ઞશ્રી જણાવે છે એટલે અર્થ એવો થયો કે રાજા શ્રીમુખ પોતે ગૌતમીગોત્રની કન્યા પરણ્યો હતો. તેમ રાણી નાગનિકાનો પુત્ર જે પાછળથી વદશ્રુતશ્રી નામે ચોથો આંધ્રપતિ થયો છે તે પોતાને વાસિષ્ઠપુત્ર જણાવે છે એટલે રાણી નાગનિકા વસિષ્ઠીગોત્રની કન્યા ઠરે છે, તેમ રાજા કૃષ્ણ અને શ્રીમુખ પોતાને (જુઓ તેમના સિક્કાઓ) વાસિષ્ઠપુત્રો તરીકે ઓળખાવે છે એટલે તેમની માતા જો કે હતી પારધિજાતની શુદ્રાણી, છતાં વાસિષ્ઠગોત્રી હોવાથી, તેણીનું ગોત્ર તો ઉત્તમ પ્રકારનું હોવાનું જ સમજવું રહે છે. આ પ્રમાણે પરગોત્રી કન્યા સાથે લગ્ન સંબંધ જોડાતો હોવાથી, વાસિષ્ઠપુત્ર હોય તે ગૌતમગોત્રની કન્યા પરણતો, અને ગૌતમી-પુત્ર હોય તે વાસિષ્ઠગોત્રી કન્યા સાથે લગ્ન કરતો એમ સાબિત થાય છે; જેથી આખાયે વંશમાં અનેક ગૌતમી-પુત્રો અને વાસિષ્ઠપુત્રો હોવા છતાં તેમનો અનુક્રમ અને સગપણસંબંધ શોધી કાઢવામાં આપણને જે કેટલીક સરળતાઓ થઈ પડે છે તેનું આ દૃષ્ટાંત સમજવું. વળી એક રાજા જે શુદ્ર કન્યા સાથે લગ્ન કરવો તે જાતિભેદ પરત્વે નહોતો; જેમકે આપણે ઉપર જોઈ ગયા પ્રમાણે શ્રીમુખની માતા હતી શુદ્ર, પરંતુ તેનું મહિયર તો ઉચ્ચ ગોત્રી જ હતું. એટલે પુરવાર થાય છે કે, તે વખતે જે વર્ણાશ્રમ પાડવામાં આવ્યા હતા તે જન્મને લાધે નહોતા, પરંતુ જીવનનિર્વાહના આવશ્યક ધંધાઓને લીધે પડાયા હતા, જેથી ગમે તે ગોત્રીઓ હોય તે ગમે તે ધંધામાં પડી શકતો. લગ્ન પ્રસંગે જે જોવું રહેતું તે માત્ર ગોત્ર કયું છે તે જ, નહિ કે વર્ણ કયો છે તે.

શ્રીમુખની રાણીનું નામ, ઠામ, કે તે કોની પુત્રી હતી ઈ. કાંઈ જાણવામાં આવ્યું નથી. તે ગૌતમગોત્ર કુટુંબની કન્યા હતી એટલું જ હાલ તો માલુમ પડયું છે.

અત્યાર સુધીની માન્યતા પ્રમાણે હાથીગુંફાના

**સમકાલીન કોણુ કોણ ?**

શિલાલેખના આધારે શુંગવંશના પુષ્યમિત્રનું નામ બૃહસ્પતિમિત્ર ગણી લઈ, તેને હરાવનાર રાજા ખારવેલને, સમકાલીન લેખાવ્યો છે. અને બીજી બાજુ, રાજા ખારવેલે શ્રીમુખને પણ હરાવેલ હોવાથી તેને તેનો સમકાલીન ગણાવ્યો છે. છેવટે ભૂમિતિના નિયમે, ખારવેલ, પુષ્યમિત્ર ઉર્ફે બૃહસ્પતિમિત્ર અને શ્રીમુખ–તે ત્રણેને સમકાલીન ઠરાવી, ત્રણમાંના પુષ્યમિત્રનો સમય ઈ. સ. પૂ. ૧૮૮ જેવો કાંઇક વિશેષ ચોકસાઇ ભરેલો[૨૫] માલમ પડેલ હોવાથી; તે ત્રણેનો સમય ઈ. સ. પૂ. ની બીજી સદીનો જાહેર કર્યો છે. આમાંના ખારવેલ અને પુષ્યમિત્રના જીવનવૃત્તાંતો લખાઈ ગયા છે. ત્યાં સાબિત કરી બતાવ્યું છે કે પ્રથમ તો તેમની ભૂમિકા રૂપે પુષ્યમિત્રને જે મગધપતિ બૃહસ્પતિમિત્ર તરીકે ઠરાવ્યો છે તે જ ભૂલભરેલું છે. અને જેનો પાયો જ ખામીવાળો તેના ઉપર ચણાયલા અનુમાનરૂપી ઇમારતમાં ખામી ન હોય તે તો અશક્ય જ છે. એટલે પછી આ રાજાઓના સમસમયીપણે હોવાની આખી યે કલ્પના પડી ભાંગી છે; બાકી બૃહસ્પતિમિત્ર અને ખારવેલ તે સમકાલીન ખરા, પરન્તુ તેમના કાળ સાથે કે જીવન સાથે પુષ્યમિત્રને લેશ પણ સંબંધ જ નહોતો.

તે જ પ્રમાણે પુ. ૧ માં જ્યારે ધનકટકનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યારે, કેવી રીતે મારી મચડીને વાક્યના અનર્થ ઉપજાવી કાઢી, પુષ્યમિત્રને રાજા શ્રીમુખનો સમસમયી બતાવવામાં આવે છે તેને લગતો કાંઇક ઇસારો કર્યો પણ છે; ને એમ પણ કહી દેવામાં આવ્યું છે કે, વિશેષ હકીકત શ્રીમુખના વર્ણને આપીશું. હવે બધીયે વ્યક્તિઓના સમય જ્યારે નક્કી થઈ ચૂક્યા છે ત્યારે સહેજે સમજી શકાય તેવું છે કે, કોણ કોનો સમકાલીન હોઇ શકે. ફરીને પાછી ગેરસમજૂતિ થવા ન પામે, તે સારૂ તે ચારે રાજકર્તાઓનો નિશ્ચિત થયેલ સમય અત્રે નીચે ઉતારીશું.

(૧) મગધપતિ બૃહસ્પતિમિત્ર; ઈ. સ. પૂ. ૪૧૭–૪૧૫ =૨ વર્ષ (પુ. ૧. પૃ. ૩૯૩)

(૨) કલિંગપતિ ખારવેલ; ઈ. સ. પૂ. ૪૨૯–૩૯૩ =૩૬ વર્ષ (પુ. ૪. પૃ. ૩૭૫)

(૩) શુંગવંશી પુષ્યમિત્ર; ઈ. સ. પૂ. ૨૨૬–૧૮૮ =૩૮ વર્ષ (પુ. ૩. પૃ. પુ. ૪૦૪)

(૪) આંધ્રપતિ શ્રીમુખ; ઈ. સ. પૂ. ૪૨૭–૪૧૪ =૧૩ વર્ષ (આ પુસ્તકે પૃ. ૩૯)

## (૨) ગૌતમીપુત્ર યજ્ઞશ્રી અથવા યજ્ઞશ્રી ગૌતમીપુત્ર

**કુટુંબ પરિવાર અને ઉંમર**

મિ. પાર્જિટરની ગણત્રી મુજબ રાજા શ્રીમુખની ગાદીએ તેનો ભાઇ કૃષ્ણ બેઠો છે. પરન્તુ ઉપર પૃ. ૩૩ માં સાબિત કરી ગયા મુજબ તરતમાં તો શ્રીમુખ પછી તેનો પુત્ર જ ગાદીએ આવ્યો છે. એટલે આપણે નં. ૨ ના રાજા તરીકે શ્રીમુખના પુત્રને લેખવ્યો છે. વળી ઉપર જણાવી ગયા પ્રમાણે તેનું નામ યજ્ઞથી ગૌતમીપુત્ર અને તેની રાણીનું નામ નાગનિકા હતું. સંભવ છે કે તેને અન્ય રાણી પણ હશે (જુઓ આ પારિગ્રાફે આગળ ઉપર) તથા જ્યારે તેનું મરણ થયું ત્યારે તેને એક આઠ વર્ષનો અને બીજો છ વર્ષનો મળીને બે પુત્રો હતા. આટલું તેના પરિવાર વિશે જણાવી તેની ઉંમર બાબતની ચર્ચા કરીશું.

ષષ્ઠમ પરિચ્છેદે, શિલાલેખ નં. ૨૦ માં જણાવાયું છે તે પ્રમાણે, જ્યારે તે ગાદીએ બેઠો હતો ત્યારે તેની ઉંમર ૨૦ થી ૨૫ વર્ષની હતી. અને ૩૧ વર્ષનું રાજ્ય ભોગવ્યું છે તે હિસાબે તેનું આયુષ્ય લગભગ ૫૦ થી ૫૫ વર્ષનું કલ્પી શકાય છે. એટલે તે ગણત્રીએ તેનું મરણ મ. સં. ૧૪૩=ઈ. સ. પૂ. ૩૮૪ થયાનું અને તેનો જન્મ મ. સં. ૯૩=ઈ. સ. પૂ. ૪૩૪ ની આસપાસ થયાનું કલ્પવું રહે છે. જ્યારે

(૨૫) "વિશેષ ચોકસાઈ ભરેલ" શબ્દ એટલા માટે લખવો પડ્યો છે કે, તે સમય પણ તદ્દન સત્ય તો નથી જ, પરંતુ અન્ય ત્રણના સમય જે કલ્પી લીધા છે તેની સરખામણીમાં, પુષ્યમિત્રનો સમય કાંઈક વધારે સપ્રમાણ છે ખરો.

બીજી બાજુ તેના બે પુત્રોના જન્મની સાલ અનુક્રમે આપણે ઈ. સ. પૂ. ૩૯૨ અને ૩૯૦ (જુઓ પૃ. ૧૪૬) માં ઠરાવી છે. એટલે તેનો અર્થ એ થયો કે, જ્યેષ્ઠ પુત્ર જન્મ્યો ત્યારે તેની ઉંમર ૪૨ વર્ષની આસપાસ હતી. આ હકીકત જ આપણને નીચે જણાવ્યા પ્રમાણેના અનેક પ્રશ્નો વિચારવા ઘસડી લઈ જાય છે. (૧) શું ૪૨ વર્ષની ઉંમરે જ તેને પુત્ર પ્રાપ્તિ થઈ હતી; કે અન્ય ફરજંદો થયા હતા પણ મરણ પામ્યા હતા; કે સામાન્ય ગણાતી યુવાનવયે જ તેને જ્યેષ્ઠ પુત્ર લાધ્યો હતો પરન્તુ મરણ સમયે પોતાની ઉંમર ૫૦ વર્ષ કરતાં ઘણી નાની હતી (૨) શું તેના જ્યેષ્ઠ પુત્રની જનેતા, રાણી નાગનિકા સિવાય અન્ય રાણીઓ ન હતી? અથવા હતી તો તેમાંની કોઈને પેટે પુત્રરત્ન જન્મ્યું જ નહોતું કે, પુત્રો જન્મીને મરણ પામી ગયા હતા? કે રાણી નાગનિકા ખુદને પણ, અગાઉ પુત્રો તો જન્મ્યા હતા પરન્તુ તે સદ્‌ગત થઇ ગયા હતા (૩) રાણી નાગનિકાનો જ્યેષ્ઠ પુત્ર તે પ્રથમ જ પુત્ર જો હોય તો શું તેણીના લગ્ન થયા બાદ ઘણા વર્ષે તેનો જન્મ થયો હતો એમ ગણવું, કે સામાન્ય ગણના મુજબ પુખ્ત યુવાન વયે તેણીને પુત્ર પ્રસવ્યો હતો પણ તેણીનું લગ્ન જ રાજા યજ્ઞશ્રી સાથે, મોટી વયે થવા પામ્યું હતું—એટલે કે રાજા યજ્ઞશ્રીની અનેક રાણીઓમાંની તે એક હતી. આ પ્રકારના અને તેને લગતા, તેમજ તેની રાણી કે રાણીઓ અને પુત્રોને લગતા અનેક પ્રશ્નો ઉપસ્થિત કરી શકાય તેવા છે. પરન્તુ તે કાળે અનેક રાણીઓ કરવાનો રિવાજ ચાલતો હતો તે જોતાં, અને જેટલાં ફરજંદો જન્મે તે સદા જીવતાં જ રહેવાં જોઇએ એવો કાંઇ નિયમ ગણાતો નથી તે હકીકત ખ્યાલમાં રાખતાં, તેમજ તે વખતે ગાદીએ આવનાર ભૂપતિની ઉંમર પણ ક્રમમાંક્રમ ૧૩-૧૫ની તો રખાતી જ હતી તે જોતાં, તેમજ યજ્ઞશ્રીના પિતા રાજા શ્રીમુખની ઉંમર મરણ સમયે લગભગ ૪૫ વર્ષની હતી તે જોતાં, એ જ અનુમાન ઉપર આવવું પડે છે કે, રાજા યજ્ઞશ્રી ગાદીએ આવ્યો ત્યારે, તેની ઉંમર ૨૦ થી ૨૫ની હોવી જોઇએ, તેને નાગનિકા સિવાય અન્ય રાણીઓ પણ હોવી જોઈએ; અને રાણી નાગનિકા સાથેનું લગ્ન, પોતે ગાદીએ બેઠા પછી લાંબાકાળે થયું હોવું જોઈએ.

ઉપર નિર્દિષ્ટ કર્યા પ્રમાણે જો રાણી નાગનિકા સાથેનું લગ્ન લાંબાકાળે થયું છે તો પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે તેમ થવાનું કારણ શું? આ માટે નીચેના પારામાં જુઓ.

**મહારથીની ઓળખ**

પંચમ પરિચ્છેદે નાનાઘાટવાળા શિલાલેખ નં. ૧ માં જણાવી ગયા પ્રમાણે રાણી નાગનિકા, અંગદેશના કોઈ મહારથીની પુત્રી થતી હતી. જેથી કો. આં. રે. ના લેખકે પૃ. ૨૧, પારિ. ૨૭ માં લખ્યું છે કે, "Maharathies and Mahabhojakes were evidently high officers of the state, probably viceroys in the Andhra empire. They are often intimately connected by family ties with the ruling sovereign=મહારથીઓ અને મહાભોજકાઝ દેખીતી રીતે આંધ્રસામ્રાજ્યના[26] મોટા હોદ્દાદારીઓ—તેમાં યે વાઇસરૉય જેવી[27] પદવી ધરાવતા હતા." વળી રાજા શ્રેણિકના વૃત્તાંતે જણાવી ગયા છીએ કે તેની નોકરીમાં

(૨૬) કેવળ આંધ્ર સામ્રાજ્યમાં જ આ પ્રકારના અમલદારો હતા એમ નથી. આગળ ઉપરના વર્ણનથી સમજાશે કે, આવું તો દરેક રાજ્યમાં બનતું આવ્યું છે. પરંતુ એટલું ચોક્કસ છે કે, તે ઉપર ખાસ વિશ્વાસુ અને રાજકુટુંબ સાથે સંબંધ ધરાવતી વ્યક્તિઓને જ મુખ્યપણે નીમવામાં આવતી.

(૨૭) ચુટુકાનંદ અને મૂળાનંદના સિક્કાઓ આ જાતની સાક્ષી રૂપ ગણવા: કો. આં. રે.ના લેખકને જે ટીકા કરવી પડી છે (જુઓ પારિ. ૧૪૦) કે Ujjain symbols are only found on coins of Satvahan family but not on those of Chutu dynasty=ઉજ્જૈનના સાંકેતિક ચિન્હો કેવળ શાતવહનવંશી સિક્કાઓ ઉપર જ દેખાય છે, નહિ કે ચુટુવંશના સિક્કાઓ ઉપર (લેખક મહાશયને

કોઇ નાગરથિક નામની વ્યક્તિ હતો, (જુઓ પુ. ૧, પૃ. ૨૫૮) તેમજ પં. ચાણક્યના સમયે અર્થશાસ્ત્રની કેટલીક ખૂબીઓનું વર્ણન કરતાં (જુઓ પુ. ૨. પૃ. ૨૧૩) જણાવાયું છે કે, તે સમયે લશ્કરની ચતુર્વિધ રચનામાં, પાયદળ, હયદળ, હસ્તિદળ, તેમજ રથનાદળનો પણ સમાવેશ થતો હતો. આવા રથદળના જુદાં જુદાં જુથ ઉપર નીમવામાં આવતા અમલદારોમાંના કોઇકને 'મહારથી'[૨૮] નામથી ઓળખવામાં આવતા હતા. આ સર્વ હકીકતથી એવા અનુમાન ઉપર જવું પડે છે કે, મહારથી નામ કાંઇ એક જ વ્યક્તિનું, એક વંશનું, એક કુળનું, એક પ્રદેશનું કે એક પ્રાંતનું નામ નથી પણ એક પ્રકારનું હોદ્દાસૂચક નામ હોઈને, તેવા મહારથીઓ અનેકની સંખ્યામાં, અનેક પ્રદેશમાં અને અનેક સમયે હોઇ શકે છે, જેથી તેમની વિશેષ ઓળખ કરાવવા સારૂ મહારથી ઉપરાંત સામાન્ય રીતે અન્ય વિશેષણ જોડવાની જરૂરિયાત રહે.

અત્યારે આપણે ઈ. સ. પૂ. ચોથા સૈકાની તથા તે સમયે કહેવાતા અંગદેશની–વર્તમાનકાળે કહેવાતા મધ્યપ્રાંત અને વરાડની તથા એક કાળે વિદર્ભપ્રાંત તરીકે ઓળખાતા પ્રદેશની–વાર્તા કરી રહ્યા છીએ. ને તેમાં રાજા યજ્ઞશ્રીએ તે પ્રદેશના અધિકારી ઉપર જીત મેળવી, તેની પુત્રી સાથે લગ્ન કર્યાની હકીકત છે. આ પુત્રીનું નામ **નાગનિકા** જણાવાયું છે. તેવી જ રીતે, આ સમય પછી દોઢસોએક વર્ષના ગાળા બાદ, શુંગવંશી અગ્નિમિત્રે પણ આજ પ્રદેશના કોઈ અધિકારીને હરાવી તેની પુત્રી **માલવિકા** સાથે લગ્ન કર્યું હોવાની બિના ઇતિહાસના પૃષ્ટ ઉપર નોંધાયેલી છે (પુ. ૩. પૃ. ૯૨ તથા ટી. નં. ૩૨). આ બંને પ્રસંગના સમય, પૃથા તથા વિજયમાં મેળવેલી કન્યાઓનાં નામો વચ્ચે એટલું બધું સામ્ય દેખાય છે કે, તે બન્ને બનાવો એક જ ભૂમિ ઉપરના મહારથી બિરૂદધારક સરદારોના કુટુંબમાં બનવા પામ્યા હોવાની શકયતા બતાવે છે અને તેથી તે સત્યઘટના તરીકે જ આપણે લેખવી રહે છે. જેમ અગ્નિમિત્રે પણ સ્વહસ્તે મહારથીનો પરાજય કરી કન્યા મેળવી છે તેમ યજ્ઞશ્રી પોતે પણ સ્વબળે જ તે દેશ ઉપર હકુમત ભોગવતા મહારથીને હરાવીને નાગનિકાસાથે લગ્નગ્રંથીથી જોડાયો હોવો જોઇએ. આ સ્થિતિમાંથી અપેક્ષિત ખુલાસો મળી રહે છે કે, શામાટે નાગનિકા અને યજ્ઞશ્રીનુ લગ્ન પોતાના રાજ્યારંભ થયા પછી કેટલાંય વર્ષે થવા પામ્યું છે. તેમજ આ પ્રદેશ યજ્ઞશ્રીએ પોતે જ[૨૯] સ્વબળે જીતી લીધો છે.

આખા યે શાતવહનવંશનો ઇતિહાસ એટલો બધો અંધકારગ્રસ્ત છે કે તેમાંથી એકદમ તદ્દન સત્યપૂર્ણ હકીકત તારવી કાઢવી તે અતિ મુશ્કેલ અને ગજા ઉપરાંતનું કાર્ય છે; છતાં યત્ન કરવો તે આપણું કામ છે; અને પ્રયત્ન કરનારને જ પરમાત્મા સહાય કરે છે તે ઉક્તિના જોરે આપણે આગળ વધીશું.

**રાજ્યવિસ્તાર અને રાજનગર**

સંશોધન કાર્યમાં હમેશાં પ્રથમ તો આનુમાનિક તત્ત્વોજ ઉભાં કરવાં રહે છે; પરંતુ અનુમાનોને ચારે બાજુથી તોળી જોઈ, કસોટીએ ચઢાવવામાં અનેક પ્રકારની ઉણપો આડી આવે છે અને તેથી તેવા પ્રયત્નો કરવા છતાં, પાકા નિર્ણય ઉપર તો આવી શકાતું જ નથી. આવો અનુભવ આપણને સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્તને માની લેવામાં અને અશોક તે જ પ્રિયદર્શિન એમ ઠરાવવામાં પૂર્ણપણે થયો હતો; પરંતુ જેવી તે ઉણપોને એક બાજુ મૂકી દઈને, સમયાવળીનો–કહો કે ગણિતશાસ્ત્રથી આંકડાઓ ઉભા કરીને–આશ્રય

ચુટુવંશીઓ સ્વતંત્ર રાજા હોવાનો ખ્યાલ રહેવાથી આ શબ્દો ઉચ્ચાર્યા છે, બાકી તો તેઓ કેવળ મોટા હોદ્દેદારો હતા જેથી તેમને અવંતિ સાથે કાંઈ લેવાદેવા જ નહોતી). પ્રાંતિક સત્તાધિશોને પોતાના પ્રાંત જોગા સિક્કા પાડી લેવાની સત્તા પણ પૂર્વકાળે હતી તેના આ પુરાવારૂપ છે.

(૨૮) ષષ્ઠમ પરિચ્છેદે પૃ. ૧૧૭ વૃક્ષ-કોઠો આપ્યો છે તે સરખાવો.

(૨૯) પૃ. ૭૦ ઉપર પ્રશ્ન થયો છે કે, આ પ્રદેશ શ્રીમુખે જીતેલ છે કે યજ્ઞશ્રીએ તેનો ખુલાસો અહીંથી મેળવી લેવાય છે.

લીધો કે, આપણને ખરો માર્ગ જડી આવ્યો ને આપણે કરેલી ભૂલોનો પશ્ચાત્તાપ કરવો પડયો. કહેવાની મતલબ એ છે કે, જ્યાં વિષમ માર્ગમાંથી રસ્તો કાઢવાનો હોય છે ત્યાં હજારો અનુમાનો કરતાં, જો આંકડારૂપી તવારીખ અને સાલવારીની મદદ લેવામાં આવે છે તો પછી આવા પુરાવાની સંખ્યા ભલે માત્ર એક કે બે જ હોય, તોપણ તેના ઉપર આપણે નિર્ભયરીતે ઉભા રહીને કામ કરી શકીએ છીએ. જ્યારે આવો અનુપમ સિદ્ધાંત આપણી પાસે પડયો છે ત્યારે શામાટે હાથ ધરેલ કોયડાનો-યજ્ઞશ્રીએ પોતાના જીવનમાં મેળવેલ વિજયનો-ઉકેલ કરવામાં તે સિદ્ધાંતનો લાભ ન ઉઠાવવો ? અને સદ્ભાગ્યે આપણી પાસે તેવા સાલવારીનાં આંકડા મોજુદ પણ છે.

કયા પ્રકારના આંકડા ઉપયોગી નીવડવા સંભવ છે તે ચૂંટી કાઢવામાં યજ્ઞશ્રીના રાજ્યની આસપાસની ભૂમિ ઉપર, જે જે રાજકર્તાની આણ ફેલાઈ રહી હતી તેના જીવનને લગતા આંકડા, સૌથી પ્રથમ દરજ્જે મેળવી લેવા જોઇએ કે જેને અનુસરીને, યજ્ઞશ્રીના જીવનબનાવોને ગોઠવી શકાય; તથા તે બનાવો કેમ બનવા પામ્યા હશે તેની વિચારણા ઉભી કરી તેમાંથી સાર તારવી લેવાય. આવા રાજકર્તાઓમાં ઉત્તરે, નંદ વંશીઓ અને પૂર્વમાં ચેદિવંશીઓ છે. પશ્ચિમે તો ખુદ યજ્ઞશ્રીની સરહદ જ ઘાટ અને સમુદ્ર સુધી લંબાઈ હતી એટલે તે બાબતોનો તો વિચાર જ કરવો રહેતો નથી; જ્યારે દક્ષિણ તરફની હદ અનિશ્ચિત હોવાથી, તેમજ તે ઉપરનો કાબુ ચેદિવંશી રાજા ખારવેલનો હતો એમ તેના જીવનવૃત્તાંતથી જાણી ચૂકયા છીએ. એટલે તે ચેદિવંશીનો વિચાર દક્ષિણ તેમજ પૂર્વદિશાને અંગે પણ કરવાનો રહ્યો છે; એટલે ચારે દિશાના પ્રશ્નનો ઉકેલ લાવવામાં કુલ સરવાળેતો નંદવંશ અને ચેદિવંશ-કેવળ બે વંશની જ વિચારણા કરવી રહેશે. આટલી પ્રસ્તાવના કર્યા બાદ હવે સંગીન ભૂમિકા ઉપર જવાને પગલી ભરીશું.

યજ્ઞશ્રીનું રાજ્ય મ. સં. ૧૧૩-૧૪૪=૩૧ વર્ષ ચાલ્યું છે એટલે તે સમયે-તેના સમકાલિન તરીકે

(૧) નંદવંશીઓમાં—

નવમાનંદનું રાજ્ય; ૧૧૨-૧૫૫=૪૩ વર્ષ

(૨) અને ચેદિવંશીઓમાં

ખારવેલનું રાજ્ય; ૯૮-૧૩૪=૩૬ વર્ષ અને વક્રગ્રીવ (ખારવેલપુત્ર)નું ૧૩૪-૧૫૫=૨૧ વર્ષ ચાલ્યું હતું.

રાજા યજ્ઞશ્રીના સિક્કાઓ મધ્યપ્રાંતના બિરારવાળા ચાંદાજીલ્લામાંથી તેમજ દક્ષિણ હિંદમાં ગોદાવરી અને કૃષ્ણા નદીવાળા પ્રાંતોમાંથી મળી આવે છે. એટલે સહજ કલ્પના કરી શકાય છે કે, મધ્ય પ્રાંત, વરાડ-નીઝામી રાજ્યનો આખોયે ભાગ, ઉપરાંત મુંબઈ ઇલાકાનો મહારાષ્ટ્રનો કટલોક ભાગ, તેણે પોતાની સત્તામાં આણ્યો હોવો જોઈએ. પ્રશ્ન એ છે કે, કયો ભાગ કયારે ને કેવા સંજોગોમાં તેણે જીતી લીધો હશે.

રાજા ખારવેલના હાથીગુંફાના લેખની ચોથી પંક્તિથી (જુઓ પુ. ૪, પૃ. ૨૭૭) જાણી ચૂકયા છીએ કે પોતાના રાજ્યકાળના બીજા વર્ષે (=મ. સં. ૯૮+૨=૧૦૦) રાજા શ્રીમુખને તેણે હરાવ્યો હતો; તથા તે જ લેખની છઠ્ઠી પંક્તિથી જણાય છે કે, ખારવેલે સર્વ રાષ્ટ્રીકો અને ભોજકોને પોતાના રાજ્યના ચોથા વર્ષે મ. સં. ૧૦૨ માં હરાવ્યા હતા. આ શબ્દોથી બે હકીકતની પ્રતીતિ થાય છે. એક તો રાષ્ટ્રીકો અને ભોજકો તે સમયે આંધ્રપતિના તાબે નહોતા જ; તેમજ આંધ્રાઝ, રાષ્ટ્રિકાઝ અને ભોજકાઝ ત્રણે સ્વતંત્ર પ્રજાઓ હતી. તેમાંની પાછલી બે પ્રજાના પ્રાંતોને રાજા ખારવેલે મ. સં. ૧૦૨ માં જીતી લીધા હતા. આ રાષ્ટ્રીકોનો મુલક મહારાષ્ટ્રમાં અને ભોજકોનો વરાડ જીલ્લામાં (કે. હિ. ઈ. ના પૃ. ૬૦૦માં જણાવ્યા પ્રમાણે) ગણાય છે. એટલે રાષ્ટ્રીકોને અને ભોજકોને મ. સં. ૧૦૨ બાદ, જ્યાંસુધી રાજા યજ્ઞશ્રીએ જીતી લીધાં નહોતાં ત્યાં સુધી, તેઓ ખારવેલના કે તેના વંશજોને તાબે હતા એમ સિદ્ધ થયું. તેમાં પણ રાજા ખારવેલ તો મહાપરાક્રમી રાજા હતો અને તેણે તો યજ્ઞશ્રીના પિતા શ્રીમુખને હરાવીને સખ્ત ફટકો માર્યો હતો એટલે યજ્ઞશ્રીએ, ભલે પોતાના પિતાને થયેલ અપમાનનો બદલો વાળવા ઇન્તેજારી સેવી જ હોય, પરન્તુ ખારવેલના જીવંતકાળ

સુધી તે પ્રત્યે દુર્લક્ષ્ય સેવ્યું હોવું જોઈએ એમ સહજ કલ્પના કરવી રહે છે. ત્યારે તેણે આ પ્રાંતો જીતી લીધા ક્યારે ? બીજી બાજુ આપણને કહેવામાં આવ્યું છે કે, રાજા યજ્ઞશ્રીને રાણી નાગનિકાના પેટે જે જ્યેષ્ઠપુત્ર જન્મ્યો હતો તે તેના મરણ સમયે આઠ વર્ષનો હતો એટલે કે તેનો જન્મ મ. સં. ( ૧૪૩–૮ ) ૧૩૫ માં થયો હતો. હવે જો રાણી નાગનિકાને લગ્ન પછી તરતમાં જ ગર્ભ રહ્યો હોય ( જે વધારે સંભવિત છે. જુઓ, પૃ. ૧૪૮ ) તો રાજા યજ્ઞશ્રી સાથેનું તેણીનું લગ્ન વહેલામાં વહેલું મ. સં. ૧૩૩–૪ માં થયું હોવું ગણાય. તેમ આ હકીકત પણ સિદ્ધ થયેલ છે કે રાજા ખારવેલનું મરણ મ. સં. ૧૩૪ માં થયું હતું અને તેની ગાદીએ તેનો પુત્ર વક્રગ્રીવ આવ્યો હતો. આ રાજા વિષયવિલાસી, સ્વેચ્છાચારી અને સ્વૈરવિહારી હતો (જુઓ પુ. ૧. પૃ. ૩૬૭ તથા પુ. ૨. પૃ. ૧૬૮). એટલે બનવા યોગ્ય છે કે, રાજા યજ્ઞશ્રીએ ખારવેલના મરણ બાદ તરતમાં જ કે, તેના રાજ્યકાળની આખરમાં મધ્યપ્રાંત અને બિહાર જીલ્લો ચેદિવંશની સત્તામાંથી જીતી લીધો હોય અને તે જીત્યાની એક નિશાની તરીકે તે પ્રાંત ઉપર હકુમત ભોગવતા મહારથીની પુત્રી નાગનિકા સાથે લગ્ન કર્યું હોય. આ પ્રમાણે સત્યઘટના બની લાગે છે. તાત્પર્ય એ થયો કે રાજા યજ્ઞશ્રીએ મ. સં. ૧૩૩–૪=ઈ. સ. પૂ. ૩૯૪–૯૩ માં આ પ્રાંત જીતી લીધા હતા તથા નાગનિકા સાથેનું તેનું લગ્ન પણ તે સમયે જ થયું હતું.

રાજા વક્રગ્રીવ પાસેથી એક વખત મધ્યપ્રાંત અને વરાડ જેવા પ્રદેશ જીતી લીધા પછી, દક્ષિણના નિઝામી રાજ્યવાળો ભાગ જીતી લેવામાં યજ્ઞશ્રીને બહુ ખોરંભે નાખવા જેવું કાંઈ જ ન લાગે; કેમકે પરાજીત થયેલ હમેશાં લડવામાં ઢીલો પડી જાય છે અને એક વખત હતાશ થયો કે તેના હૃદય ઉપર તેની છાપ સખ્ત આઘાત પહોંચાડે છે. એટલે એક વખત વિજેતા બનેલા યજ્ઞશ્રીએ, પરાજીત ચેદિપતિ પાસેથી નિઝામી રાજ્યવાળો ભાગ પણ તરતમાં જ ખૂંચવી લીધો હોય. આપણે તેનો સમય ઈ. સ. પૂ. ૩૯૩–૨=મ. સં. ૧૩૪–૫ નોંધીએ તો ખોટું નહિ ગણાય. બીજી રીતે પણ બનવા યોગ્ય છે; કે યજ્ઞશ્રીએ પ્રથમ, આ નિઝામી રાજ્યવાળો ભાગ જીતી લીધો હોય અને તે બાદ વરાડ પ્રાંતવાળો ભાગ હોય. પરન્તુ જો તેમ બનવા પામે તો રાજા ખારવેલની જીવન્ત અવસ્થામાં તેમ બન્યું હોવાનું નોંધવું પડે. જો કે તે સમયે ખારવેલના રાજ્યકાળની અસ્તદશા હતી. જેથી તેમ બનવું પણ સંભવિત છે. છતાં વધારે સંભવ ખારવેલના મરણ બાદ જ આ સર્વ બન્યું હોવાનું કલ્પવું તે યોગ્ય લાગે છે. એટલે રાજા યજ્ઞશ્રીની દક્ષિણની જીતનો સમય મ સં. ૧૩૫=ઈ. સ પૂ. ૩૯૨ નો ઠરાવીશું.

હવે જોઈ શકયા છીએ કે, પોતે મ. સં. ૧૧૩ માં ગાદીએ બેઠો હતો અને પોતાના પિતાના રાજ્યનો વારસો મેળવ્યો ત્યારે બહુ નાના પ્રદેશનો રાજવી હતો. તે બાદ લગભગ ૨૦–૨૧ વર્ષે=મ. સં. ૧૩૩ થી ૫ સુધીમાં તેણે રાજ્યનો વિસ્તાર ઘણો વધારી દીધો હતો અને તેટલા પ્રદેશ ઉપર નવ દશ વધુ વર્ષ રાજ્ય ચલાવી મ. સં. ૧૪૩–૪=ઈ. સ. પૂ. ૩૮૪–૩ માં તે મરણ પામ્યો હતો. એટલે જો, રાજા શ્રીમુખને આપણે આંધ્રભૃત્ય ગણાવતા હોઈએ તો, યજ્ઞશ્રીને પણ તેના રાજ્યકાળના ૩૧ વર્ષમાંના પ્રથમના ૨૦ વર્ષ આંધ્રભૃત્ય અને બાકીના દશ વર્ષ સ્વતંત્ર આંધ્રપતિ તરીકે લેખાવવો રહે છે.

રાજ્ય વિસ્તારનો વિષય નક્કી કરી લીધા બાદ હવે રાજનગરના સ્થાનની ચર્ચા કરીશું. તેના પિતાનું રાજનગર પૈંઠ હતું તે સિદ્ધ કરી ચૂકયા છીએ. તેનું સ્થાન રાજ્યના એક ખૂણે દેખાય છે. કદાચ નાના રાજ્યને તે યોગ્ય અને અનુકૂળ ગણી શકાય. પરન્તુ જ્યારે યજ્ઞશ્રીએ રાજ્યનો વિસ્તાર એટલો બધો વધારી દીધો છે ત્યારે રાજનગરને, તેને તે ઠેકાણે એક ખૂણામાં જ રહેવા દીધું હશે કે તે ફેરવીને રાજ્યના કોઈ મધ્યસ્થાને લાવવામાં આવ્યું હશે, તે પ્રશ્ન વિચારણીય થઈ પડે છે. રાજનગરની ચર્ચા કરતાં (જુઓ પૃ. ૬૮ થી આગળ ) વરંગુળ–અમરાવતીવાળા પ્રદેશમાં, આંધ્ર સામ્રાજ્યની રાજધાની કોઈ વખત હોવાનું જણાવવામાં આવ્યું છે. તો તે સમય શું અત્યારનો જ હતો કે કેમ, તે શોધવું રહે છે. યજ્ઞશ્રીએ જીત

મેળવ્યા પછી લગભગ નવ દશ વર્ષ રાજ્ય ચલાવ્યું છે એટલે જીત મેળવ્યાના ઉલ્લાસમાં, રાજપાટની બદલી કરી લેવા માટે તે પૂરતો સમય લેખી શકાય. પરન્તુ તેના સમયે તે ફેરફાર બની શકયો ન હોવો જોઈએ, તેનાં કારણ આ પ્રમાણે છે. (૧) જો વરંગુળને જ રાજપાટ ઠરાવવું હોય તો તેનું સ્થાન પણ પૈઠની પેઠે એક ખૂણે જ પડી જતું કહેવાય. ઉલટું પૈઠનગર કિલ્લાથી તેમજ પર્વતની હારમાળાથી સુરક્ષિત હોઈ ને, વરંગુળ કરતાં વધારે નિર્ભય અને યોગ્ય લેખાય (૨) જો અમરાવતીને રાજપાટ ઠરાવાય તો, તેનું સ્થાન વર્તમાનકાળના બેઝવાડા શહેર નજીક હોઈને, ત્યાં સુધીનો મુલક તેણે કબજે મેળવ્યો ગણવો પડે; જ્યારે તેની જીતનો પ્રદેશ [ કૃષ્ણા નદીના થોડાક ભાગ સુધીજ ( પંચમ પરિચ્છેદ લેખ નં. ૨૦ ) તેણે જીત મેળવી છે એટલું જણાયું છે ] ત્યાંસુધી લંબાયો હોય એવા પૂરાવા મળતા નથી. (૩) પરન્તુ આ બેઝવાડાવાળો-ધનકટક-બેન્નાકટકનો મુલક યજ્ઞશ્રીના પુત્ર વદ્દસતશ્રી મલ્લિક શાતકરણીએ જીતી લીધો હતો ( પુ. ૨, સિક્કા નં ૬૭-૬૮ ) એમ સિદ્ધ કરી શકાય છે. ઉપરોક્ત પ્રકારની સ્થિતિમાં રાજા યજ્ઞશ્રીએ પોતાના રાજનગરનું સ્થાન ફેરવ્યું નહિ હોય એમ સ્વીકારવું રહે છે.

### વદસતશ્રી શાતકરણિ

પુરાણકારોએ રાજાવળીમાં (જુઓ પૃ. ૨૬) પ્રથમ કૃષ્ણને અને પછી વદસતશ્રીને મૂકયો છે. કદાચ એવી ભાવના હોય કે, વદસતશ્રીનું રાજ્ય બહુધા તો કૃષ્ણ પછી જ ખીલી ઉઠયું છે માટે તે અનુક્રમ ધારણ કરવો. જ્યારે ખરી રીતે યજ્ઞશ્રીના મરણ પછી તરત તેની વિધવાએ પોતાના સગીર બાળક વદસતશ્રીના નામે દુવાઇ ફેરવીને રાજલગામ પોતાના હાથમાં લીધી છે, ને થોડો સમય તે પ્રમાણે ચાલ્યા પછી રાજા કૃષ્ણ ગાદી ઉપર આવ્યો છે—તેણે પણ દશેક વર્ષ સુધી રાજ કર્યું છે અને તે બાદ વળી ફરીને વદસતશ્રીના રાજ્યનો આરંભ થયો છે. આ પ્રમાણે ભલે પ્રથમ માત્ર થોડોજ વખત વદસતશ્રીનું રાજ્ય ચાલ્યું છે પરંતુ તેટલા સમયમાં પણ જે જે બનાવો બનવા પામ્યા છે અને જેને લીધે તેને ગાદી ઉપરથી અમુક સમય માટે ખસી જવું પડયું છે, તે તે પ્રસંગો રાજકારણની દૃષ્ટિએ અતિ ઉપયોગી હોવાથી તરછોડી શકાય તેમ નથી. એટલે ખરો ઈતિહાસ સમજવા માટે તેનું જ્ઞાન પણ જરૂરી છે. તેમજ સમયની સળંગતા જાળવવા માટે પણ, તેનું નામ યથાસ્થાને મૂકવું જ જોઈએ. વળી વદસતશ્રીના રાજ્યનો આરંભ થઈ ગયો ત્યારે ભવિષ્યના આગારમાં શું ભરેલું છે તે કોઇનાથી ભાખી શકાય તેમ ન ગણાય; ઉપરાંત એક વખત રાજ્યારંભ થઈ ગયો એટલે તેના નામની આણ તો ચાલુ થઇ ગઈ, પછી ભલે તે ટૂંક મુદતની હોય કે લાંબી, પરન્તુ તેનું નામ તો રાજા તરીકે ચાલુ થઈ ગયું જ ગણાય. આવા વિધવિધ મુદ્દાથી આપણે વદસતશ્રીનું નામ ઉપર મૂકવું પડયું છે. છતાં આંકની ગણત્રીએ ગુંચવાડો ઉભો ન થાય તે માટે વદસતશ્રીનો સત્તાકાળ બે વખત થયો હોવા છતાં, તે એકજ વ્યક્તિ હોવાથી, સંખ્યાની ગણત્રીએ તેને એક જ લેખી ગૂંચવાડો અટકાવવા પ્રથમના વદસતશ્રીને નંબર વિનાનો રાખી, કૃષ્ણનો નંબર ત્રીજો અને બીજી વખતના વદસતશ્રીનો નંબર ચોથો લેખીશું.

સંશોધિત કરેલી સમયાવળી પ્રમાણે (જુઓ પૃ. ૩૯) યજ્ઞશ્રી પછી વદસતશ્રીનું રાજ્ય કેવળ ૧૦ માસ જેટલા ટૂંક સમય સુધી ચાલી, મ. સં. ૧૪૬માં ખતમ થયું બતાવ્યું છે. તે બાદ, તેના તરફથી રાજ્ય ચલાવતી તેની વિધવામાતા રાણી નાગનિકાએ જ કોતરાવેલ લેખ (જુઓ પંચમ પરિચ્છેદે લેખ નં. ૧ અને ૨) ઉપરથી સમજાય છે કે, તેણી પાસેથી રાજલગામ તેના કાકાજી સસરા કૃષ્ણે ખૂંચવી લીધી હતી. પણ કયા સંજોગોમાં તેમ બનવા પામ્યું હતું તે જણાવાયું નથી, એટલે તે શોધી કાઢવું રહે છે. તે માટે પાછા આપણે પૃ. ૧૫૦ ઉપર ટાંકેલ આંકડાની મદદ લેવી પડશે.

યજ્ઞશ્રી મ. સં. ૧૪૪માં મરણ પામ્યો તે વખતે મગધની ગાદી ઉપર નવમો નંદ હતો અને લગભગ ૧૧ વર્ષ સુધી તે પ્રમાણે સ્થિતિ ટકી રહી છે. તેમજ કલિંગ ઉપર વક્રગ્રીવનું રાજ્ય સ્થાપિત થયું હતું અને તેનું રાજ્યપદ પણ લગભગ ૧૧ વર્ષ સુધી જ ચાલ્યું

છે. સાર એ નીકળે છે કે મ. સં. ૧૪૪ અને તે પછી ૧૧ વર્ષે એટલે મ. સં. ૧૫૫ના આંક સાથે ઉપરના બંને બનાવો કોઈક ને કોઈક રીતે સંકળાયેલા દેખાય છે. આપણને ઇતિહાસ શીખવે છે કે, મ. સં. ૧૫૫માં (જુઓ પુ. ૨ માં મૌર્યવંશની હકીકત) ચંદ્રગુપ્ત નામે એક વ્યકિતએ, મહાનંદને હરાવીને મગધની ગાદી હસ્તગત કરી હતી અને તે કાર્યમાં કલિંગપતિ વક્રશ્રીવની મદદ લીધી હતી. પરંતુ પાછળથી મદદ મેળવ્યાની શરતોનું પાલન કરતી વેળા એવા બનાવો બનવા પામ્યા હતા, કે કલિંગના દેશઉપર પણ તેજ મૌર્યવંશી ચંદ્રગુપ્તના આધિપત્યની અસર પહોંચવા પામી હતી. એટલે એમ સ્પષ્ટ થયું કે મ. સં. ૧૫૫ના બનાવમાં ચંદ્રગુપ્ત નામની વ્યક્તિએ જ મુખ્ય ભાગ ભજવ્યો છે. હવે શોધવું રહે છે કે, આ ચંદ્રગુપ્ત કયાંથી ઉદ્ભવ્યો અને તે મ. સં. ૧૫૫માં, એટલો બધો કેમ પ્રકાશમાં આવ્યો કે તેણે મગધ અને કલિંગ જેવા મોટાં બે સામ્રાજ્યોને ધણુધણાવી મૂકયા—બંનેને પોતાની સત્તામાં લઇ લીધા. આ બધું શી રીતે બનવા પામ્યું હતું તેની તવારીખમાં જો ઉતરી શકાય તો, કદાચ તે સમયના ત્રણ સત્તાધીશ રાજકર્તાઓમાંના ઉક્ત બેને વર્જીને, બાકી રહેતા ત્રીજા એવા આંધ્રપતિને લગતી હકીકત તારવી શકાય; અને પરિણામે ઐતિહાસિક સામગ્રીની ત્રૂટીઓ દેખાય છે તે સંધાઇ જવા પણ પામે.

ચંદ્રગુપ્તનો જન્મ મ. સં. ૧૩૦=ઈ. સ. પૂ. ૩૯૭ માં થયાનું (પુ. ૨, પૃ. ૧૫૪) તેમજ તેણે મૌર્યવંશની સ્થાપના મ. સં. ૧૪૬=ઇ, સ. પૂર્વે ૩૮૧–૨ માં કર્યાનું—એટલે પોતે રાજપદે આવ્યાનું- (પુ. ૨, પૃ. ૧૪૬) અને મગધસમ્રાટ મ. સં. ૧૫૫ = ઈ. સ. પૂ. ૩૭૨ માંબન્યાનું (પુ. ૨, પૃ. ૧૪૬) સાબિત કરવામાં આવ્યું છે. એટલે તેના જીવનના આ ત્રણ સમય સાથે રાજા યજ્ઞશ્રીના મરણ પામ્યાની મ. સં. ૧૪૪ની સાલ તથા વદસતશ્રીને મ. સં. ૧૪૬ માં ઉઠાડી મૂકવામાં આવ્યો હતો (પૃ. ૩૩ તથા પૃ. ૧૫૨) તે બે બનાવો સાથે કાંઇ સંબંધ છે કે કેમ તે તપાસવું પડશે. વળી પુ. ૨ માં સિક્કા પ્રકરણે નં. ૫૬, ૫૭, ૬૭, ૬૮ની હકીકત તથા આગળ આપેલું વર્ણન તપાસીશું તો જણાય છે કે, રાજા યજ્ઞશ્રીએ થોડીક મુદત માટે, તેમજ વદવતશ્રીએ લાંબી મુદત માટે, નંદવંશી અને મૌર્યવંશી રાજાઓનું ખંડિયાપણું સ્વીકાર્યું છે. આમાંયે વદસતશ્રીનું લાંબા વખત માટે મૌર્યવંશીનું ખંડિયાપણું તો કયારે સંભવે કે, પોતે જ લાંબા વખત માટે ગાદી ઉપર રહ્યો હોય; પરન્તુ અત્યારે તો માત્ર ૦ાાા–૧ વર્ષ સુધી રહેલ તેના અધિકાર વિશેની જ વિચારણા ચાલી રહી છે. એટલે તેને છોડી દઈ ને, કેવળ રાજા યજ્ઞશ્રીએ જે થોડીક મુદત માટે ખંડિયાપણું—ભૃત્યપણું સ્વીકાર્યું છે તેનો જ વિચાર કરવો રહ્યો. આ પ્રમાણે આ પારિગ્રાફમાં જણાવેલા જે કોઈ મુદ્દા તપાસીશું તો એ જ સાર નીકળશે કે, મ. સં. ૧૪૪ થી ૧૪૬ સુધીમાંના ટૂંક સમયમાં ચંદ્રગુપ્તનામની વ્યકિતએ હિંદી ઈતિહાસમાં જે રસ લીધો છે, તેના ઉપર જ વદસતશ્રીને ગાદીએથી ઉઠી જવાના પ્રસંગને મુખ્યતઃ સંબંધ હોવો જોઈએ. પુ. ૨, પૃ. ૧૯૯ ઉપર જણાવાયું છે કે, ચંદ્રગુપ્તે મ. સં. ૧૪૫ માં કે તે અરસામાં (પોતાની સોળ વર્ષની ઉંમરે–ચાણકયની મદદથી) અંગ અને વંશ દેશની વચ્ચેના પ્રદેશમાં, કે જ્યાં હાલનું રેવારાજ્ય અને છત્તીસગઢ તાલુકાવાળો ભાગ છે (પુ. ૨, પૃ. ૨૪ ની સામેની આકૃતિ નં ૫) ત્યાં રાજાનંદના મૂલકને લૂંટીને—ભાંગીને પોતાના રાજ્યની સ્થાપના કરી હતી. એટલે એમ સાબિત થયું કે, આ ભાગ ઉપર પ્રથમ (ચંદ્રગુપ્તે તે ભાગ બથાવી પાડયો તે અગાઉ) નંદરાજાની સત્તા હતી, જ્યારે ઉપરમાં આપણે કહી ગયા છીએ કે તે ભાગ ઉપર એક વેળાએ તો મહારથીની સત્તા હતી જેને યજ્ઞશ્રીએ હરાવીને તેની પુત્રી નાગનિકા સાથે લગ્ન કર્યું હતું. આ મહારથીઓ જોકે પોતાને અંગકુળવર્ધન લેખાવે છે, પરન્તુ અંગદેશના આ ભાગ ઉપર, યજ્ઞશ્રીએ મહારથીને હરાવ્યો તે સમયે રાજા ખારવેલનું અને તે પૂર્વે નંદવંશનું–મગધનું અધિપતિપણું જ હતું, કે જે આધિપત્ય નંદિવર્ધનના સમયે વધારે મજબૂત બન્યું હતું. એટલે વાસ્તવિક રીતે તો, તે મહારથીઓ મગધના જ સૂબાઓ હતા. પરન્તુ મહાપદ્મ ઉર્ફે નંદ બીજાનું મૃત્યુ મ. સં. ૧૦૦ =ઈ. સ. પૂ. ૪૨૭ માં થતાં, જે રાજદ્વારી પરિવર્તન મગધને અંગે થયું હતું તેને લીધે, તે સમયથી માંડી અત્યારે મ. સં. ૧૪૪ સુધીના ૪૦–૪૫ના વર્ષના ગાળામાં, આ વિભાગ ઉપર વારંવાર માલિકીની ફેર-

બહલી થવા પામી હતી. હવે ત્યાંનો-મગધનો મામલો[૩૦] (રાજા મહાનંદનું રાજ્ય ચાલતું હતું અને તેને ગાદિએ બેઠા ૩૦-૩૨ વર્ષ થઈ ગયાં હતાં[૩૧] તેથી) વધારે મજબૂત અને સંગીન[૩૨] બની ગયો હતો. એટલે મળેલી તકનો લાભ લેવા તેણે કમર કસી હોય તો કાંઈ અસંભવિત નહોતું જ. તેથી બનવા યોગ્ય છે કે રાજા મહાનંદે, પોતાની સત્તામાંથી ખસી ગયેલા અને પછી અનુક્રમે ખારવેલ તથા આંધ્રપતિને તાબે ગયેલ આ સર્વ મૂલક, યજ્ઞશ્રીના ઉત્તરકાળે તેના પંજામાંથી પુનઃ મેળવી લીધા હોય, કે જેનું સૂચન આપણને પુ: ૨, સિક્કા નં. ૫૬ના વર્ણનમાંથી મળી રહે છે. કહેવાની મતલબ એ થઈ કે રાજા યજ્ઞશ્રી પોતે, જીવનના અંતે મહાનંદનો ખંડિયો બન્યો હોવા સંભવ છે અને તેમ બને તો, વદસતશ્રી પણ તે જ દશામાં ગાદિએ આવ્યો ગણાય. આ પ્રમાણે એક વસ્તુસ્થિતિ થઈ. બીજી બાજુ આપણે જાણીએ છીએ કે (પૃ. ૧૩૭) મહાનંદ, શ્રીમુખ અને કૃષ્ણ-આ ત્રણે મહાપદ્મ ઉર્ફે નંદ બીજાના પુત્રો હોઇને (ભલે ભિન્નભિન્ન માતાના ઉદરે જન્મ્યા હતા) ભાઈઓ થતા હતા; જ્યારે વર્તમાન આંધ્રપતિ બનેલ વદસતશ્રી તો, ભત્રિજા (શ્રીમુખ તે ભાઈ અને તેનો પુત્ર યજ્ઞશ્રી એટલે ભત્રિજો)નો પણ પુત્ર થતો હતો. એટલે મહાનંદને ભાઈ તરફ વિશેષ પક્ષપાત રહે તે દેખીતું છે. ઉપરાંત વદસતશ્રી સગીર વયનો હોવાથી તેની વિધવામાતા રાજ્ય ચલાવતી હતી. અને તેણીની ઉંમર પણ બહુબહુ તો પચીસ વર્ષની આસપાસ હતી એટલે તેણીને રાજપટુ કહી ન શકાય. આ સ્થિતિનો લાભ ઉઠાવી, કૃષ્ણે પોતાના ભાઈ એવા મગધપતિ મહાનંદની પાસે આખા કેસની રજુઆત કરીને (ઉપરાંત રાજા કૃષ્ણની તરફેણની એક વસ્તુ પણ છે-જે તેના વૃત્તાંતે જણાવવામાં આવી છે) પોતાની તરફેણમાં ચૂકાદો મેળવી લીધો હોય તે કાંઈ અસંભવિત નથી; અને રાણી-નાગનિકાએ સમય ઓળખી, પોતાને કોઈ બળવાનની સહાય નથી એમ માની, મુંગેમોઢે બધું સહન કરી લીધું પણ હોય. આ પ્રમાણે જે પરિસ્થિતિ અમને સુઝી, તેનો ખ્યાલ આપ્યો છે. વળી સર્વ બનાવોનો વિહંગદષ્ટિએ ખ્યાલ આવી શકે માટે તે પ્રત્યેકના સમયની નોંધ ટૂંકમાં આપીએ:—

| | | |
|---|---|---|
| મ. સં. ૧૦૦સુધી | ઈ. સ. પૂ. ૪૨૭સુધી | જે પ્રદેશ ઉપર ચંદ્રગુપ્તે પોતાની ગાદી પ્રથમ જમાવી હતી તે નંદ બીજા ઉર્ફે મહાપદ્મને તાબે હતો. |
| ૧૦૨ | ૪૨૫ | આ પ્રદેશ રાજા ખારવેલે જીતી લીધો. આ સમયે મગધઉપર નંદ ત્રીજાથી આઠમાના અંત (મ. સં. ૧૦૦ થી ૧૧૨) સુધી રાજકીય વા-વંટોળ જામી પડયો હતો. |
| ૧૩૪-૫ | ૩૯૩-૨ | આ પ્રદેશ કલિંગની સત્તામાંથી, યજ્ઞશ્રીએ આંધ્રરાજ્યમાં ભેળવી લીધો. યજ્ઞશ્રી સ્વતંત્ર બન્યો. |
| ૧૪૨-૩ | ૩૮૫-૪ | પાછો આ પ્રદેશ નંદ નવમાએ ઉર્ફે મહાનંદે યજ્ઞશ્રી પાસેથી જીતી લીધો. યજ્ઞશ્રી ભૃત્ય બન્યો ગણાય. |
| ૧૪૩-૪ | ૩૮૪-૩ | યજ્ઞશ્રીનું મરણ થતાં, તેનો પુત્ર વદસતશ્રી નંદવંશના ભૃત્ય તરીકે આંધ્રપતિ બન્યો. |
| ૧૪૪-૫ | ૩૮૩-૨ | વદસતશ્રીની વિરૂદ્ધ ચુકાદો મેળવી, યજ્ઞશ્રીના કાકા કૃષ્ણે આંધ્રસામ્રાજ્યની ગાદી બથાવી પાડી. |

(૩૦) મ. સં. ૧૦૦થી માંડીને મગધમાં કેવી અંધાધુંધી પ્રવર્તી રહી હતી તે માટે પુ. ૧માં નંદવંશનો વૃત્તાંત જુઓ.

(૩૧) મહાનંદ-નંદ નવમો મ. સં. ૧૧૨માં ગાદીએ બેઠો છે અને અત્યારે વર્ણવવાતો પ્રસંગ ૧૪૪માં બન્યો છે તેથી ૩૨ વર્ષ લેખાવ્યાં છે.

(૩૨) પોતે કેવા સંજોગોમાં ગાદીએ બેઠો હતો તથા પોતાના સરદારોએ તેના હુકમની કેવી અવગણના કરવા માંડી હતી (પુ. ૧માં તેનું વૃત્તાંત જુઓ) તથા પોતાને નક્ષત્રચી પૃથ્વી કરવા (ઉપરમાં પૃ. ૫૬) કેવા ઉપાય લેવા પડયા હતા, તે સર્વ સ્થિતિનો વિચાર કરતાં તેની ડામાડોળ સ્થિતિનો ખ્યાલ આવી જશે. એટલે આ સ્થિતિ મટી જતાં તે સંગીન બન્યો હોવાનું જ માનવું રહે.



# અષ્ટમ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

**ટૂંકસારઃ**—(૩) શ્રીકૃષ્ણ પહેલો; વાસિષ્ઠપુત્ર–પોતાનો હક્ક ન હોવા છતાં, જે સંયોગોમાં તેણે ગાદી બથાવી પાડી છે તેમાં નિમિત્તભૂત બનેલ અવસરોની આપેલ સમીક્ષા–આ નામના બે રાજાઓ થયા છે તે તત્ત્વની, સિક્કા આધારે થયેલ શોધનો આપેલ હેવાલ–ખાડો ખોદે તે પડે તે કુદરતી ન્યાયે તેના જીવનના અંતે ઉભો થયેલ પ્રસંગ—

(૪) વાસિષ્ઠપુત્ર વદ્દસતશ્રી; મલ્લિકશ્રી શાતકરણિ–તેના નામ સાથે મલ્લિકશ્રી શબ્દ શામાટે જોડાયો છે તેની આપેલ સમજ તેમજ વિલિવય શબ્દના અર્થની આપેલ માહિતી —તેની ઉંમર તથા તેના પરિવાર વિશે કરેલી ચર્ચા—તેના રાજ્યની ચારપાંચ વિશિષ્ટતાઓનો આપેલ ઉડતો પરિચય–તેનો રાજ્યવિસ્તાર કેવા કેવા પ્રસંગે અને કેવી કેવી રીતે વધવા પામ્યો હતો તેનું વિસ્તારપૂર્વક આપેલું વર્ણન–તેની માતા રાણી નાગનિકાએ કોતરાવેલ નાનાઘાટના શિલાલેખનો નિશ્ચિત કરી આપેલ સમય—

(૫) પૂર્ણોત્સંગ ઉર્ફે માઢરીપુત્ર શિવલકુરસ—તેનાં નામ અને બિરૂદ ઉપર પાડેલ પ્રકાશ—તે સમયે આખા ભારતમાં શું સ્થિતિ પ્રવર્તી રહી હતી તેના ખ્યાલ સહિત તેના રાજ્યની વૃદ્ધિનો આપેલ ઇતેખાબ—એક મશહુર પરદેશી એલચીના શબ્દ આધારે તેના સૈન્યબળની લીધેલ તપાસ, તથા પૂર્વાપર તેમાં શું શું ફેરફારો થવા પામ્યા છે તેનો આપેલ કાંઈક ખ્યાલ—પુષ્યમિત્ર તે શ્રીમુખનો સમકાલીન નથી તથા ચંદ્રગુપ્ત તે સેંડ્રેકોટસ નથી; આ બન્ને હકીકતનો વધુ આપેલ અકેક દૃષ્ટાંત—રાજપાટનાં સ્થાન તેમજ પૈઠ અને અમરાવતીનગરી વિશેની લીધેલ તપાસ અને છેવટે નિશ્ચિત કરી આપેલ બન્ને સ્થળની જાહોજલાલીનો સમય—

## શતવહનવંશ (ચાલુ)

### (૩) શ્રીકૃષ્ણ પહેલો; વાસિષ્ટપુત્ર

પુરાણકારોના કહેવા પ્રમાણે (પૃ. ૨૬ની નામાવલી) રાજા શ્રીમુખ પછી તેનો ભાઇ કૃષ્ણ ગાદીએ આવ્યો હતો પરંતુ પૂર્વના પ્રકરણોમાં સાબિત કરી ગયા પ્રમાણે હવે નક્કી થઇ ગયું છે કે, શ્રીમુખ પછી તો તેનો પુત્ર યજ્ઞશ્રી આવ્યો હતો અને તે બાદ તેનો સગીર પુત્ર વદસતશ્રી બેઠો હતો. આ વદસતશ્રી બાળક હોવાથી તેની મા, રાણી નાગનિકાએ રાજલગામ હાથમાં લીધી હતી. પરંતુ કેવા સંયોગોમાં તેને ઉઠી જવું પડયું હતું તે સર્વ વિગત, ઉપરમાં લખી ગયા છીએ એટલે અત્ર પાછી ઉતારવી જરૂરની નથી. માત્ર જે હકીકત નથી જણાવાઇ તેનો જ ઉલ્લેખ કરીશું.

**તેની ઓળખ અને ઉમર**

રાજકારણમાં ઇન્સાફ, આંખશરમ કે, સગાના સંબંધ કરતાં સ્વાર્થની દૃષ્ટિએ વિશેષ કામ લેવામાં આવે છે તે ઉઘાડી વાત છે; અને તેથી જ રાજા મહાનંદ મગધપતિએ કૃષ્ણનો પક્ષ લઈ ખરા હક્કદાર વદ્દસતશ્રીના હક ઉપર તરાપ પાડી હતી, તેનો જો કે કાંઇક ચિતાર અપાઇ ગયો છે. પરંતુ વિશેષ સ્પષ્ટીકરણની અપેક્ષા રહે છે. નંદ નવમાના બાળકપુત્રો તરફથી અપમાનિત થતાં, નંદકુળનો નાશ પોતે ન કરે ત્યાંસુધી મગધની ભૂમિનો ત્યાગ કર્યાનું તથા શિખા છૂટી રાખી ફરવાનું પં. ચાણકયે પણ લીધાની હકીકત, તેનું જીવનવૃત્તાંત લખતાં પુ. ૧ માં જણાવી ગયા છીએ. તે વાતને લગભગ પંદરેક વર્ષનાં વહાણાં વહી ગયાં હતાં. એટલે કે જે મયુરપોષકની બાળાના ગર્ભનું તેણે રક્ષણ કર્યું હતું ને પુત્રરૂપે જે જન્મ્યો હતો તે ચંદ્રગુપ્ત અત્યારે (તેનો જન્મ મ. સં. ૧૩૦ માં હોવાથી જુઓ પુ. ૨–પૃ. ૧૫૪ અત્યારે) મ. સં. ૧૪૪માં પંદર વર્ષનો થયો હતો. પં. ચાણકયને તો આ વાતની ચટપટી લાગી હોવાથી વિસ્મરણ થાય તેવું જ નહોતું. તેથી તેણે મયુરપોષકની બાળાના માતપિતા પાસે આવી, પોતાને આપેલ વચન પ્રમાણે તે પુત્ર સોંપી દેવાની માંગણી કરી. પછી તેને સાથે રાખી મગધભૂમિની સરહદ, જ્યાં આંધ્રપતિના અને કલિંગપતિના મુલકની અડોઅડ આવી રહી હતી ત્યાં તેણે લૂંટફાટ કરી, થોડીઘણી જમીન કબજે કરી, પોતાને અને ચંદ્રગુપ્તને રહેવા માટે સ્થાન ઉત્પન્ન કર્યું. આ સમયે પેલી વૃદ્ધા અને ખીર ખાતા તેના બાળકવાળો બનાવ (પુ. ૨, પૃ. ૧૬૬) બનવાથી પં. ચાણકયને પોતાની ભૂલ સમજાઇ. એટલે વ્યવસ્થાપૂર્વક હલ્લા કરવા માંડયા. ધીમે ધીમે તે વાત મગધપતિ મહાનંદને કાને પડી એટલે તેણે પોતાના વૈરીનો ઉદય થઇ ગયો છે તથા પં. ચાણકય પોતાનું ધાર્યું કરશે તો શું પરિણામ આવી શકશે, તેનો અંદાજ કાઢી લીધો. જોકે કલિંગપતિના રાજ્યની હદ પણ ત્યાં આવેલ હતી, છતાં તેના પેટનું પાણી હાલે તેવું નહોતું, કેમકે પ્રથમ તો તે ભોગવિલાસી હોવાથી બહુ કાળજીવંત પણ નહોતો, તેમ પં. ચાણકયને કાંઈ તેની સાથે વેરઝેર જેવું નહોતું કે તેની પ્રજાને રંજાડે. ઉલટું તે મહાચતુર અને રાજકીયક્ષેત્રે કેમ કામ લેવું તેમાં પટુ હોવાથી, તેને ક્રોધિત થવાનું કારણ આપવામાં જાણી જોઇને દૂરને દૂર રહેવાનું પસંદ કરતો હતો. કલિંગપતિની પ્રજા, પં. ચાણકયની અને પેલા વાટપાડુ કુમાર ચંદ્રગુપ્તના રંજાડથી મુક્ત છે અને તેમ કરવામાં કાંઇક ઉંડી બાજી રમાતી હોવી જોઇએ, તે સમાચાર પણ મહાનંદને પહોંચી ગયા હતા. એટલે પેલી રંજાડવાળી સરહદના ત્રિભેટાએ જોડાતાં ત્રણ રાજ્યોમાંથી બાકી રહેલા આંધ્રપતિને, જો કાંઇક યુક્તિથી પોતાના પક્ષમાં જોડી શકાય તો મન ફાવતો દાવ રમી શકાય એમ રાજકીય શેતરંજ રમવામાં પાવરધા બનેલા મહાનંદે નિહાળી લીધું. આ વખતે મ. સં. ૧૪૫ની સાલ અને આંધ્રપતિતરીકે પેલા બાળક વદ્દસતશ્રીની ઘોષણા ચાલી રહી હતી. તેમાં બાળક તરફથી સહાયની આશા તો શું રાખી શકાય પરંતુ તેની રીજંટ તરીકે કામ ચલાવતી વિધવા માતા રાણી નાગનિકાની ઉંમર પણ બહુબહુ તો ૨૫–૨૭ વર્ષની, જેને ગદ્ધાપચીસીનો સમય કહેવાય તેમાંથી પસાર થતી હતી. વળી તેણીને રાજકારણનો બિલકુલ પરિચય નહોતો. જેથી તેણીના તરફથી પણ જોઇએ ત્યારે અને જોઇએ તેટલી સંતોષકારક કુમક મળી રહે

કે કેમ તે વિશે અનિશ્ચિતતા માલમ પડતી હતી. એટલે સઘળી પરિસ્થિતિનો વિચાર કરીને તેણે, પોતાના ઓરમાન ભાઈ શ્રીકૃષ્ણ જે અત્યારે જીવંત હતો, તેમજ બચપણમાં મગધના દરબારનો અને પાછળથી વડીલબંધુ રાજા શ્રીમુખના અને ભત્રીજા યજ્ઞશ્રીના હાથ તળે આંધ્રદરબારનો અનુભવ લઈ જે અત્યારે મોટી ઉંમરે પહોંચી ગયો હતો, તેના તરફ તેની મદદ મેળવવા મીટ માંડી. કુમાર કૃષ્ણ (ભલે વૃદ્ધ થવા આવ્યો હતો પણ ગાદીપતિ ન હોવાથી રાજકુટુંબના માણસને કુમાર કહીને જ સંબોધાય છે)ને તો એક બાજુ ઓરમાન ભાઈ ને બીજી બાજુ ભત્રીજાનો પુત્ર, એમ બન્ને બાજુ સગાં હોવાથી, પ્રથમ તો તટસ્થ રહેવાની ઇચ્છા થઈ આવે તે દેખીતું છે; પરંતુ જ્યાં સ્વાર્થની ગણના આવીને ઉભી રહે ત્યાં તો ભાઈની તરફ ઊભા રહેવાનું મન થાય જ, કેમકે તેમ કરતાં પોતે એક બાજુ એક ઉગતા મહાસામ્રાજ્યનો સ્વામી બને છે તથા બીજી બાજુ, બીજા મહાસામ્રાજ્યના રાજકર્તાની મૈત્રી અને પ્રીતિ સંપાદન કરી શકે છે. એક કાંકરે બે પક્ષી મારવાનો—એક દાવે બે સોગઠી મારવાનો—અવસર મળતો હોવાથી, ગેરઈન્સાફ થતો હોવા છતાં, ભાઇના પક્ષે અંતે જોડાવા કબૂલ થયો. આમે વદ્દસતશ્રી અને રાણી નાગનિકા મહાનંદના ખંડિયા જેવા તો હતા જ, તેમાં રાજકીય પરિસ્થિતિ જ્યારે બધી સમજાણી ત્યારે પોતે સર્વ રીતે અસહાય છે એમ તેણીને લાગ્યું. તેણીએ પોતે જ આંધ્રપતિની ગાદી ખાલી કરી કૃષ્ણનો માર્ગ મોકળો કરી આપ્યો. એટલે કેવા સંજોગોમાં કુમારકૃષ્ણ આંધ્રપતિ બન્યો હતો તથા પેલો નાનાઘાટનો શિલાલેખ રાણી નાગનિકાના હાથે જ્યારે લખાયો ત્યારે તેમાં પોતાના હૃદયની હાયવરાળ ઠાલવીને, પોતાના કાકાસસરા માટે ધૃણાજનક શબ્દો કેમ વાપરવા પડ્યા હતા ઇત્યાદિ હકીકત, કેટલે અંશે વ્યાજબી છે તે સર્વે બાબતનો વાચકને પૂરેપૂરો ખ્યાલ આવી જશે. આ પ્રમાણે રાજા કૃષ્ણના સ્વભાવની ઓળખ થઈ. હવે બીજી રીતની ઓળખ આપીએ.

પુ. ૨, પૃ. ૧૧૨ ઉપર સિક્કો નં. ૬૩, કોઈક શ્રીકૃષ્ણ સાતકરણિનો છે. તેનું પ્રાપ્તિસ્થાન ચંદાજીલ્લો છે. એટલે સ્વભાવિકરીતે જ એ અનુમાન કરી શકાય કે તે રાજા, અત્યારે જેનું વર્ણન કરી રહ્યા છીએ તે જ, શ્રીકૃષ્ણ હોવો જોઇએ. પરંતુ તે સિક્કામાં અપાયલા અન્ય વર્ણનનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે તરત તે અનુમાનથી આઘા ખસી જવું પડે છે. તેમાં હાથી છે અને તે પણ સવળી બાજુએ જ છે, એટલે તરત જ આપણી નજર સમક્ષ સમ્રાટ પ્રિયદર્શિન તરવરતો દેખાય છે, જેનો સમય તો આ શ્રીકૃષ્ણના સમય કરતાં હજુ ઘણો પાછળ છે. તેમ સિક્કામાં ચિત્ર કોતરવાની પદ્ધતિ તરફ નજર ખેંચીએ છીએ તો તેને સ્વતંત્ર રાજા ન લેખતાં પ્રિયદર્શિનને તાબેનો લેખવો પડે છે. આ પ્રમાણેની બે સ્થિતિનો વિચાર કરતાં આપણું ધ્યાન સમ્રાટ પ્રિયદર્શિને કોતરાવેલ ધૌલી–જાગૌડામાં વર્ણવેલી પેલી પરિસ્થિતિ તરફ તરતમાં જાય છે. તેમાં સ્પષ્ટ જણાવેલ છે કે તેણે આંધ્રપતિને હરાવી, અંતરનો તે સગો થતો હોવાથી બે વખત જતો કર્યો હતો. એટલે કલ્પના થઈ કે શું તે લેખમાં વર્ણવેલ આંધ્રપતિ તે આ જ વ્યક્તિ હશે કે? પરંતુ પૃ. ૩૮ માંની નામાવળી તપાસતાં તરત તે ભેદ કાઢી નાંખવો પડયો. પ્રિયદર્શિનનો સમકાલિન શ્રીકૃષ્ણ તો ગૌતમીપુત્ર છે, જ્યારે અત્ર જેનું વર્ણન ચાલે છે તે કૃષ્ણ તો વાસિષ્ઠ-પુત્ર છે. મતલબકે કૃષ્ણનામના બન્ને રાજવીઓ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ ઠરી; જેથી આ વાસિષ્ઠપુત્રકૃષ્ણ, સમયની ગણત્રીએ પ્રથમ થયેલ હોવાથી તેને શ્રીકૃષ્ણ પહેલો અને પ્રિયદર્શિનના સમકાલિનપણે થયેલ શ્રીકૃષ્ણને બીજા કૃષ્ણ તરીકે ઓળખાવવો રહે છે.

રાજા શ્રીકૃષ્ણ પહેલો આશરે મ. સં. ૭૩માં જન્મ્યો હોવાનું (પૃ. ૧૩૯) જણાવાયું છે. તેમજ મ. સં. ૧૪૫માં ગાદીએ આવ્યાનું, અને મ. સં. ૧૫૫માં મરણ પામ્યાનું (પૃ. ૩૯) સાબિત થાય છે એટલે તે હિસાબે લગભગ ૭૨ વર્ષની ઉંમરે રાજા બન્યાનું અને ૮૨ વર્ષની ઉંમરે તે મરણ પામ્યાનું ગણવું પડશે. તેની રાણી કે પુત્રપરિવાર વિશે કોઈ જાતની માહિતી મળતી નથી એટલે તે વિશે મૌન જ સેવવું પડે છે.

મગધપતિ મહાનંદના પક્ષમાં રાજા શ્રીકૃષ્ણ ભળી ગયાનું ઉપરના પારિગ્રાફે જોઈ ગયા છીએ. ભળતાં

ભળી તો જવાયું અને પોતે મહાસુખી થશે એમ ધારેલું. પરંતુ તે આનંદ કે સુખ તેના નસીબમાં બહુ થોરકાળી થવાને સરજાએલાં નહોતાં. કુદરતને અન્યાય તરફ હમેશાં કડવી નજર હોય છે તેથી તે જેમને તેમ ચલાવી લેતી નથી. આથી પ્રથમ તો રાજા કૃષ્ણના પક્ષમાંથી રાણી નાગનિકાના પિતૃપક્ષનો—મહારથીઓ વાળાનો—મૂળગાદી તરફ અણગમો વધતો ગયો અને બીજી બાજુ, ચંદ્રગુપ્ત જે એક રીતે મહાનંદનો પ્રતિપક્ષી હતો તે હવેથી રાજા કૃષ્ણનો પણ પ્રતિપક્ષી થયો. અલબત, મહાનંદ એક મોટો સમ્રાટ હતો અને ચંદ્રગુપ્ત બહુ જ નાના પ્રદેશનો માલિક હતો. પરંતુ ભૂલવું જોઇતું નથી કે મહાનંદ જોકે કૃષ્ણની પેઠે એકદમ વૃદ્ધાવસ્થામાં નહોતો પ્રવેશ્યો, માત્ર દશેકવર્ષે જ તેનાથી નાનો હતો છતાં, જ્યારથી મગધનું સુકાન તેણે હાથ લીધું ત્યારથી ઘણો ખરો સમય રાજ્યને સુવ્યવસ્થિત કરવામાં ગુંચાયલો રહ્યા કરતો હતો. પ્રથમ તો ઘર આગળના રાજકર્મચારી ગણાતા ક્ષત્રિયોને દંડિત કરી તેને આખા મગધને લગભગ નક્ષત્રિય કરી મૂકવો પડયો હતો અને તે બાદ પશ્ચિમના સઘળા મુલકને શાંત કરી, દૂર પંજાબમાંથી આણેલી વિદ્વાનોની પેલી ત્રિપુટીના મત્સરને લીધે માનસિક ઉકળાટ પણ વહોરી લેવો પડયો હતો—કે જેથી કેમે કર્યા શરીર અને મનની શાન્તિ મેળવવા જેવી સ્થિતિમાં તે આવી શકયો નહોતો, એટલે અકાળે વૃદ્ધત્વને પામી ગયો હતો. મતલબકે અત્યારે રાજદ્વારીક્ષેત્રે બે પક્ષો બંધાઈ ગયા જેવું થયું હતું. એકપક્ષે મહાનંદ અને શ્રીકૃષ્ણ પહેલો અને બીજાપક્ષે ચંદ્રગુપ્ત. પ્રથમ પક્ષમાંના શ્રીકૃષ્ણની સ્થિતિ પણ પોતાના સહપક્ષી મહાનંદની પેઠે આંતરકલહ અને મનદુઃખને લીધે અતિ ડામાડોળ બની જવા પામી હતી. એટલે બીજાપક્ષે રહેલ ચંદ્રગુપ્તને સ્વેચ્છાએ બન્ને બાજુએ—એક બાજુ મગધની અને બીજી બાજુ આંધ્રની—જ્યાં લાગફાવે ત્યાં અવારનવાર હલ્લો લઈ જઈ, મુલકને જીતી લઇ રાજ્યની જમાવટ કરવાની અનુકૂળતા મળી ગઇ હતી. આવી સુંદર તકનો લાભ તેણે લગભગ આઠથી નવ વર્ષ—મ. સં. ૧૪૬થી ૧૫૫=ઇ. સ. પૂ. ૩૮૧થી ૩૭૨ સુધી ભોગવ્યા કર્યો. પછી જ્યારે તેને તેમજ પં. ચાણક્યને લાગ્યું કે હવે પોતાની ગણના એક સારા રાજપતિને યોગ્ય થઈ ચૂકી છે ત્યારે તરત જ મેદાનમાં ઉઘાડા પડીને આગળ વધવાનું તેઓએ ઉચિત ધાર્યું. એટલે સૌથી પહેલાં, રાજા શ્રીકૃષ્ણ ઉપર જ હલ્લો લઈ ગયા અને આ લડાઈમાં રાજા શ્રીકૃષ્ણ માર્યો જવાથી, ચંદ્રગુપ્ત પોતે મગધસમ્રાટ બન્યો હતો તે પૂર્વે, તે પોતે આંધ્રપતિ બન્યાનું કહી શકાય. તેમજ અકેંદ્રિત રાજ્ય—ગણરાજ્યની વ્યવસ્થા ચાલુ હોવાથી—આંધ્રનો ખરો હકદાર વદસતશ્રી જે અત્યારે અઢારમા વર્ષમાં પ્રવેશી ચૂકયો હતો, તેને પુનઃ તે સ્થાન ઉપર તેણે સ્થાપિત કરી દીધો. એટલે આંધ્રપતિ જે મહાનંદનો ભૃત્ય કહેવાતો હતો તે હવેથી ચંદ્રગુપ્તનો ભૃત્ય કહેવાવા લાગ્યો.

**અન્ય વૃત્તાંત**

રાજા શ્રીકૃષ્ણના આટલા રાજદ્વારી જીવન સિવાય અન્ય કાંઇ બન્યું હોવાની માહિતી મળતી નથી. તેમજ જે શિલાલેખ (પંચમ પરિચ્છેદે લેખ નં. ૨) તેનો મળી આવ્યો છે તેમાં તેણે કાંઇક ધર્મનિમિત્તે દાન કર્યાનું જણાયું છે તે સિવાય તેની જીંદગીમાં કોઈ સામાજીક બનાવ બન્યો હોવાનું પણ જણાયું નથી. એટલે આપણે તેનું વૃત્તાંતઆલેખન બંધ કરવું પડે છે.

## (૪) વદસતશ્રી મલ્લિક શ્રીશતકરણિ-વિલિવય કુરસ વાસિષ્ઠપુત્ર

**તેની ઓળખ તથા નામો**

નં. ૨ વાળા ગૌતમીપુત્ર યજ્ઞશ્રી અને રાણી નાગનિકાનો જે પુત્ર સગીર વયનો હતો અને ઉપરના પ્રકરણે જેને આપણે નં. ૩વાળા રાજા શ્રીકૃષ્ણની પૂર્વે, નંબર આપ્યા વિના વદસતશ્રીનું નામ જણાવી ગયા છીએ, તે હવે પુખ્ત વયનો થઇ ગયો હતો; તેમજ ગાદી ઉપર ખરો હક તેનો પહોંચતો હતો એટલે અગાઉની માફક વિધવા માતાની દોરવણી સિવાય તે સ્વતંત્ર રીતે આંધ્રપતિ તરીકે હકુમત ચલાવતો હવે નીમાયો હતો. પોતે વદસતશ્રી કેમ કહેવાતો હતો અને તેમાં મલ્લિકશ્રી નામ શા ઉપરથી ઉમેરવામાં આવ્યું હતું તે સર્વે વર્ણન પ્રસંગોપાત પૃ. ૧૪૩માં જણાવી ગયા છીએ. બાકીનાં

જે બિરૂદ, વિલિવયકુરસ અને વાસિષ્ઠપુત્ર જે જોડાયાં છે તેની સમજૂતિ જ અત્રે આપવી રહે છે.

વિલિવયકુરસ=વિલિવય અને કુરસ એવા શબ્દનો બનેલો છે. આમાંના 'કુર'ને સંસ્કૃત 'કુલ' શબ્દનો અપભ્રંશ લેખી[1] તેને કોઇ એક પેટાજાતિ વિશેષના સભ્ય તરીકે કેટલાક વિદ્વાનો ગણાવે છે. જો તે અર્થ બરાબર હોત તો, તે ઉપનામ તો આખાયે વંશને લાગુ પડતું સામાન્ય ગણાત અને તેથી સર્વે રાજાઓ પોતાના નામ સાથે સંયુક્ત કરત, પરંતુ તે સ્થિતિ નજરે નથી પડતી. આ હકીકત જ પૂરવાર કરી આપે છે કે તે શબ્દને, જાતિ કે તેના પેટા વિભાગ સાથે સંબંધ જ નથી. પરન્તુ એક ઠેકાણે જેમ અન્ય ગ્રંથકાર[2] જણાવે છે તેમ, વિલિવય એટલે વીરવિલય જેણે ધારણ કર્યાં છે તેવો પુરૂષ તેને કહેવાય. મતલબ કે તેણે એવી ભાવનાથી—અભિમાનથી, પોતાની ભૂજા ઉપર વલયો ધારણ કર્યાં છે તેમજ ગર્ભિત રીતે આમ જનતાને તેથી આહ્વાન આપે છે, કે કોઇ માયનોપુત્ર બહાર પડી તેના ઉપર જીત મેળવશે ત્યારે જ એ વલય પોતે ઉતારશે. એટલે કે આ શબ્દનો અર્થ ખાસ વિશિષ્ઠ ગુણ ધરાવનાર (endowed with special qualification) તરીકે કરાયો છે અને તેથી જ તેનો ઉપયોગ માત્ર અમુક વ્યક્તિઓએ અમુક પ્રસંગેજ કર્યો છે. અમારૂં એમ માનવું છે કે જ્યારે આ રાજાઓ કોઇ રાજાથી પરાજીત થઇ તેના ખંડિયા એટલે "ભૃત્યા"ની કક્ષામાં રહેતા ત્યારે તેઓ આ પદનો ત્યાગ કરતા પરંતુ જેવા તે રાજાની ધૂંસરી ફગાવી દઇ ફરીને સ્વતંત્ર બનતા કે તે પદને પાછું ધારણ કરતા. આ સિદ્ધાંત વડે કેટલાક સિક્કાની (પુ. ૨, પૃ. ૧૦૬ થી આગળ જુઓ) ઓળખનો તરત નીકાલ પણ આણી શકાય છે.

પોતે વાસિષ્ઠપુત્ર કહેવરાવે છે, તે અર્થમાં કાંઇ ખાસ નવીનતા તો નથી જ. પરન્તુ તે કથનથી તેની માતા રાણી નાગનિકાનાના ગોત્રની આપણને ભાળ થાય છે. વળી તે પદ્ધતિ તેના પિતા, દાદા અને અન્ય વંશજોએ લગાડેલા આવા ગોત્રીય નામોનો ઉકેલ લાવવામાં ચાવીરૂપ થઇ પડે છે. તે હકીકત દર્શાવવા પૂરતો જ અહીં ઉલ્લેખ કરવો આવશ્યક લાગ્યો છે.

વદસતશ્રીને લાગતી ન હોવા છતાં પણ, તેનું નામ જે એક શિલાલેખમાં લબ્ધ થયું છે, તેમાં એક બાબત જણાવેલી હોવાથી તે ઉપર અત્ર લક્ષ ખેંચતા જરૂર લાગે છે. પરિચ્છેદ પાંચમામાં શિલાલેખ નં. ૧ નું વર્ણન કરતાં વિદ્વાનોનો મત ટાંકી જણાવાયું છે કે વદસતશ્રીને બે વર્ષે નાનો એક ભાઇ હતો, જેનું નામ હકુસિરિ હતું. આ હકુસિરિને (આ. સ. વે. ઈ. પુ. ૬ માં પૃ. ૬૨, ટી. નં. ૧) ડૉ. બ્યુલર સાહેબે, જૈનગ્રંથમાં પ્રખ્યાતિ પામેલા "શક્તિકુમાર" તરીકે ઓળખાવ્યો છે. પરન્તુ તે ઉપનામ તો આ વંશના એક મહાપરાક્રમી એવા રાજા હાલ શાલિવાહનનું છે. તે કેવી રીતે બનવા યોગ્ય છે, તેની સમજુતી આપણે પ્રથમ પરિચ્છેદે લેખ નં. ૩માં આપી છે. મતલબ કે જે લેખમાં આ બે કુમારનાં નામો આપ્યાં છે તેમના સમયનો નિર્ણય કરનારાઓએ ગોથું ખાધેલું હોવાથી તેમણે આ શક્તિકુમારને અન્ય વ્યક્તિ ધારી લીધી છે. આ હકુસિરિનું નામ કે નિશાન ઇતિહાસમાં ક્યાંય નોંધાયું દેખાતું નથી, એટલે તેનું મરણ થઇ ગયું હશે એવા અનુમાન ઉપર જવું પડશે.

**તેની ઉમર તથા પરિવાર**

મ. સં. ૧૪૫માં પોતાના પિતાના મરણ સમયે તેની ઉમર આઠ વર્ષની હોઇ તેનો જન્મ મ. સં. ૧૩૭માં (ઉપરમાં પૃ. ૧૪૧) હોવાનું આપણે ઠરાવ્યું છે. એટલે જ્યારે તે આ બીજી વખત મ. સં. ૧૫૫માં ગાદીએ બેઠો ત્યારે ૧૮ વર્ષનો હતો અને ૫૬ વર્ષ રાજ્ય કરી મ. સં. ૨૧૦ ઈ. સ. ૩૧૭માં મરણ પામ્યો છે તે ગણત્રીએ

(૧) કો. આં. રે પ્રસ્તાવના પૃ. ૮૭:–kura=(skr=કુલ) tribe: જેમ મિહિરકુલમાં બહુવ્રીહી સમાસ છે તેમ વિલિવાયકુર=prince belonging to the tribe of Vilivay, Shival etc. 'વિલિવાય અને શિવલ કુલનો' રાજકુંવર.

(૨) ક. સ. સૂ. ટીકા પૃ. ૫૨.

તેમની ઉંમર ૭૪-૭૫ની કહી શકાશે. એટલે તેનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૩૮૧થી ૩૧૭ સુધી ૫૪ વર્ષનો હોવો જોઈએ.

તેની રાણી કે પુત્રપરિવાર વિશે કોઈ જાતની માહિતી નથી. પરન્તુ તેની ગાદીએ આવનાર જો પુત્ર થતો હોય તો માઢરીગોત્ર સિવાયનો એક બીજો પુત્ર પણ તેને થયો હોવાનું જૈનગ્રંથો[3] ઉપરથી જણાય છે. તેમાં આ પ્રમાણે લખાયલ છે. "પ્રતિષ્ઠાન નામના નગરમાં વરાહમિહિર અને ભદ્રબાહુ નામે બે બ્રાહ્મણોએ દીક્ષા લીધી. ત્યાં ભદ્રબાહુસ્વામીને આચાર્ય પદવી મળ્યાથી વરાહમિહિરને ગુસ્સો આવ્યો. તેથી પોતે બ્રાહ્મણનો વેશ લઇને 'વરાહ સંહિતા' બનાવીને લોકોનાં નિમિત્ત જોઇને આજીવિકા ચલાવવા લાગ્યો...એક દહાડો રાજાને ઘેર પુત્ર આવવાથી વરાહમિહિરે તેનું સો વર્ષનું આયુષ્ય કહ્યું. તેથી સર્વ લોકો તથા યોગી વગેરે રાજા પાસે જઇને છોકરાને આશીર્વાદ આપવા લાગ્યા. પણ ભદ્રબાહુસ્વામી નહી ગયાથી વરાહમિહિર જૈનોની નિંદા કરાવવા લાગ્યો. પછી ભદ્રબાહુસ્વામીએ શ્રાવકોને કહ્યું કે આજથી સાતમે દિવસે આ રાજાના કુંવરનું બીલાડીથી મૃત્યુ થશે. પછી રાજાએ સર્વ બીલાડીઓને ગામમાંથી કાઢી મૂકાવી. તોપણ સાતમે દહાડે તે ધાવતો હતો તે વખતે બીલાડીના આકારવાળો કમાડનો આગળીઓ તેના પર અકસ્માત પડવાથી તે મૃત્યુ પામ્યો. તેથી[4] ભદ્રબાહુસ્વામીની પ્રશંસા તથા વરાહમિહિરની નિંદા સર્વ જગોએ થવા લાગી." આ ઉપરથી સમજાય છે કે, ભદ્રબાહુસ્વામીને આચાર્યપદ (મ. સં. ૧૫૬ ઈ. સ. પૂ. ૩૭૧) મળ્યા પછી તરતમાં ઉપરનો પુત્રજન્મવાળો પ્રસંગ બન્યો છે. બહુ ત્યારે તેનો સમય મ. સં. ૧૫૭ કહી શકાશે. કદાચ બે વર્ષ આઘોપાછો તેનો સમય ઠરાવાય તોપણ અતિ ઉપયોગી નથી જ; કેમકે તે પુત્રનું મરણ નીપજી ચૂક્યું હતું એટલે તેને ઐતિહાસિક મહત્વ આપવા જેવું રહેતું જ નથી. પરન્તુ ભદ્રબાહુ અને વરાહમિહિર કે જેમણે વરાહસંહિતા નામે જ્યોતિષશાસ્ત્રનો ગ્રંથ રચ્યો હતો તેમના સમયનું આ કથનમાંથી સૂચન મળી રહે છે, તે એક અતિ ઉપયોગી વસ્તુ છે. આ ભદ્રબાહુસ્વામી મૌર્ય ચંદ્રગુપ્તના ગુરૂ હતા કે જેમની પાસે તેણે પોતાને ઉજૈનીમાં લાધેલાં સોળ સ્વપ્નો કહી વર્ણવ્યાં હતાં અને જે ઉપરથી તેમણે ભવિષ્ય ભાખી બતાવ્યું હતું (પુ. ૨, પૃ. ૧૬૩); આ ઉપરથી રાજા ચંદ્રગુપ્તે (મ. સં. ૧૬૯=ઇ. સ. પૂ. ૩૫૮) દીક્ષા લઈ, પોતાના ગુરૂ તથા અનેક શ્રાવક અને સાધુસમુદાય સાથે દક્ષિણમાં વિહાર કર્યો હતો. ત્યાં શ્રવણબેલગોલ તીર્થની નજીકમાં સંલેખણાવૃત્તથી ગુરૂ ભદ્રબાહુસ્વામીએ મ. સં. ૧૭૦=ઇ. સ. પૂ. ૩૫૭ માં દેહત્યાગ કર્યો હતો. આ બધા બનાવો[5] તથા તેમનો સમય અરસપરસ મળી રહે છે જેથી તેને ખરી ઐતિહાસિક ઘટનાઓ તરીકે જ લેખવી રહે છે.

**તેના રાજ્યની વિશિષ્ટતાઓ**

આખા શતવહનવંશમાં ત્રીસ ઉપરની સંખ્યામાં રાજાઓ થયા છે તેમાં ૫૦ વર્ષ ઉપરાંતનું રાજ્ય જેઓએ ભોગવ્યું છે તેવા ત્રણ ચાર રાજાઓ થયા છે. તેમાંનો એક આ વદુસતશ્રીને ગણવો રહે છે. આ એક વિશિષ્ટતા છે. બીજી વિશિષ્ટતા એ છે કે, સર્વ રાજાઓ એકએક વખત જ

(૩) ક. સૂ. સુ. પૃ. ૧૨૫-૬.

(૪) બીજો પ્રસંગ પણ ભદ્રબાહુસ્વામી અને વરાહમિહિરની જ્ઞાનપરીક્ષાનો બની ગયો હતો. પરન્તુ તેને અત્રે સંબંધ નહિ હોવાથી તેને સ્પર્શ કરવા જરૂર રહેતી નથી.

(૫) આ બધા બનાવો એટલે ચંદ્રગુપ્તે દીક્ષા લેવી તથા ભદ્રબાહુસ્વામીશ્રીનું દક્ષિણમાં જવું; ઇ. ઇ. નો શ્વેતાંબરીય જૈનગ્રંથોમાં ઉલ્લેખ થયેલ ન હોવાથી, કેટલાકો કલ્પિત માને છે. પરંતુ સમ્રાટ પ્રિયદર્શિને તે પ્રદેશમાં શિલાલેખો તથા પ્રચંડકાય જે મૂર્તિઓ, ત્યાં તેમજ અન્ય સ્થળે ઉભી કરાવી છે તે ઉભી કરાવવામાં ક્યાં કારણો નિમિત્તભૂત છે, તેનો ઇતિહાસ આપણે પુ. ૨ માં, તે મૂર્તિઓનું વર્ણન કરતાં આપ્યો છે. એટલે ખાત્રી થાય છે કે તે બનાવો બન્યાનું સત્ય ઠરે છે. વળી એટલું તો કબૂલ કરવું જ પડશે કે, પુસ્તકીય આધાર હોય કે ન હોય, પરંતુ શિલાલેખ અને મૂર્તિઓ જ્યાં મોજુદ સાક્ષી પૂરી રહી હોય, ત્યાં શંકાનું સ્થાન શી રીતે મળી શકે!

ગાદીએ બિરાજવાને ભાગ્યશાળી થયા છે ત્યારે વદ્દસતશ્રીને એ વખત ગાદીએ આવવાને અવસર પ્રાપ્ત થયો છે. પછી આ અવસરને સુભાગ્ય, દુર્ભાગ્ય કે કમભાગ્ય ગમે તે કહો તે જુદી વસ્તુ છે. ત્રીજી વિશિષ્ટતા એ છે કે, આવા દીર્ઘવહીવટી રાજકર્તાઓમાં સૌથી વિશેષ શાન્તિપ્રિય રાજઅમલ જો કોઇનો નિવડયો હોય તો આ વદ્દસતશ્રીનો જ છે. સાધારણ રીતે તેનું રાજ્ય એવી સરળતાથી નિર્વહન થવા પામ્યું છે કે તેમાં કોઈ બનાવ જ બન્યો નથી[૬] એમ કહીએ તો પણ ચાલે. ચોથી અને સર્વથી મોટી વિશિષ્ટતા એ છે કે, તેણે જેટલા સમ્રાટોનું માંડલિકપણું સ્વીકારવું પડયું હતું. એટલેકે તેને માથે જેટલા ધણી થયા હતા તેટલા કોઈ રાજવીને માથે થયા નથી. જ્યારે તે પ્રથમ ગાદીએ બેઠો હતો ત્યારે તેનો સ્વામી મગધપતિ મહાનંદ હતો, બીજીવાર જ્યારે તે ગાદિપતિ બન્યો ત્યારે ચંદ્રગુપ્ત હતો. તેની પછી બિંદુસાર સમ્રાટ થયો એટલે તે તેનો સ્વામી થયો. પરંતુ બિંદુસાર રાજ્યે, જ્યારથી પં. ચાણુક્યજીએ-ઇ. સ. પૂ. ૩૫૦ આસપાસ—વાનપ્રસ્થ સ્વીકાર્યું અને તે સ્થાને નવો મંત્રી પ્રધાનપદે આવ્યો ત્યારથી, મગધસામ્રાજ્યમાં જે ચારેકોર બળવા જેવી સ્થિતિ થઇ રહી હતી તે સમયે, એટલે આશરે ઇ. સ. પૂ. ૩૪૭માં આંધ્રપતિ પણ સ્વતંત્ર થઈ ગયો હતો. તે ઠેઠ પોતાના મરણપર્યંત ઇ. સ. પૂ. ૩૧૭ સુધીના ૩૦ વર્ષ સુધી સ્વતંત્ર જ રહ્યો હતો. બિંદુસારના મરણબાદ તેનો પુત્ર અશોકવર્ધન મગધપતિ બન્યો હતો અને તેના સમયે પણ ઇ. સ. પૂ. ૩૩૦થી ૩૧૭ સુધીના તેર વર્ષપર્યંત—જોકે આ વદ્દસતશ્રી જીવતો જ હતો છતાં સમ્રાટ અશોકના રાજ્યની છાયા તેને સ્પર્શી શકી નહોતી. બલ્કે આ વદ્દસતશ્રીની પાછળ ગાદીએ આવનાર તેના પુત્રને પણ અશોકની છાયા ઘેરી શકી નહોતી, જે તેના વૃત્તાંત ઉપરથી જાણી શકાશે. મતલબકે સમ્રાટ અશોકના સમકાલિન તરીકેનાં છેલ્લાં તેર વર્ષો પણ આ રાજા મલ્લિકશ્રીના રાજ્યજીવનનાં સ્વતંત્રપણે જ વ્યતીત થવા પામ્યાં હતાં. આ રીતિએ તેને ત્રણ ત્રણ સમ્રાટોનું માંડળિકપણું સેવવું પડયું હતું. આ પ્રમાણે તેના રાજ્યની ચાર વિશિષ્ટતાઓ સમજી લેવી.

**રાજ્ય વિસ્તાર**

એક બાજુ કહેવું કે તેનું રાજ્ય એકદમ શાન્તિમય નીવડયું છે અને બીજી બાજુ 'રાજ્ય વિસ્તાર' ની હકીકત લખવી, કે જેનો અર્થ સામાન્ય રીતે એવો જ કરી શકાય, કે તેના રાજ્યની હદ, જે તેને પોતાના પૂર્વજ પાસેથી વારસામાં મળી હતી, તેમાં કાંઇક વધારો કે ઘટાડો થયો હોવો જોઇએ જ; અને જ્યારે આ પ્રકારે વધઘટ થાય ત્યારે સ્વાભાવિક જ છે કે તેને કોઇને કોઇ પ્રકારે, કોઇ રાજવી સાથે યુદ્ધમાં ઉતરવું જ પડયું હોય; અને યુદ્ધ કરવું પડયું એટલે શાન્તિનો ભંગ થયો જ કહેવાય. આ બધાં સિદ્ધાંતો ખરા તો છે જ. પરંતુ એવું કાંઇ સર્વથા નિરંતર સત્યજ નથી કે, યુદ્ધ વિના રાજ્યની વધઘટ ન જ થઈ શકે. વસ્તુતઃ સ્થિતિ એમ બનવા પામી હતી કે, રાજા વદ્દસતશ્રીના પિતાના મરણ સમયે જેટલો મુલક આંધ્રપતિની આણમાં હતો તેટલો મુલક તો તેને વારસામાં મળ્યો હતો જ. વચ્ચે રાજા શ્રીકૃષ્ણના રાજ અમલના દસમા વર્ષના અંતે જોકે ચંદ્રગુપ્તની સાથેના યુદ્ધમાં તેનું મરણ થયું હતું તેથી મધ્યપ્રાંત અને બિહારવાળો આંધ્રસામ્રાજ્યનો કેટલોક મુલક ચંદ્રગુપ્તના હાથમાં ગયો કહી શકાય, પરંતુ અકેંદ્રિત ભાવનાની પદ્ધતિને લીધે, ખંડિયાપણાનો સ્વીકાર થવાથી, કૃષ્ણની પાછળ આવનાર તરીકે મલ્લિક વદ્દસતશ્રીને પાછો સુપ્રત થઇ ગયો હતો. એટલે વાસ્તવમાં સ્થિતિ એ પ્રવર્તતી કહી શકાય કે વદ્દસતશ્રી તેના પિતાના મરણ સમયે જેટલી ભૂમિવિસ્તારનો ધણી હતો, લગભગ તેટલી જ પૃથ્વીનો અત્યારે ફરીને ગાદીએ બેઠો ત્યારે પણ હતો.

(૬) એમ પણ બનવા પામ્યું હોય કે, અતિઉપયોગી બનાવો તો બની રહ્યા હોય, પરંતુ તેની નોંધ જ મળી શકતી ન હોય. આ પ્રમાણે બનવા યોગ્ય છે, પરંતુ સઘળી પરિસ્થિતિ જોતાં એમ જ સાર નીકળે છે કે તેનો રાજ્યઅમલ શાન્તિથી જ પસાર થઈ ગયો હતો.

હવે તો ચંદ્રગુપ્તનું રાજ્ય શરૂ થઇ ગયું હતું અને તેનું માંડલિકપણું કબૂલી લેવાયું હતું એટલે-Status quo-ની સ્થિતિ જ ચંદ્રગુપ્તના રાજ્યના અંતસુધી (મ. સં. ૧૬૯=ઇ. સ. પૂ. ૩૫૮) જળવાવવા પામી હતી. તે પછી બિંદુસાર આવ્યો ત્યારે પણ તેની તે જ પરિસ્થિતિ ટકી રહેવા પામી હતી કેમકે પૂર્વાર્ધ સમયે પં. ચાણક્ય, રાજના સુકાન પદે ચાલુ જ હતો. પરંતુ જેવી તેણે રાજકાજમાંથી મ. સં. ૧૭૭-ઇ. સ. પૂ. ૩૫૦માં(પુ. ૨. પૃ.૨૧૮-૯) નિવૃત્તિ લીધી અને મરણ પામ્યો કે, નવા પ્રધાનના વહીવટ દરમ્યાન આખાયે મગધસામ્રાજ્યમાં બળવો ફાટી નીકળવા જેવી સ્થિતિ થઇ પડી હતી. તેમાંયે ઉત્તર હિંદઉપર બિંદુસારે પોતાના યુવરાજ દ્વારા તથા અવંતિના સૂબાપદે સ્થાપિત કરેલ પોતાના પુત્ર અશોકવર્ધન દ્વારા, હજુ જેવો તેવો પણ કાબૂ મેળવી રાખ્યો હતો. પરંતુ દક્ષિણ હિંદને પોતાનાં ભાગ્ય ઉપર છોડી દીધું હતું-કહો કે છોડી દેવું પડયું હતું. તેને લીધે આ સમયે રાજા વદ્દસતશ્રી મલ્લિકશ્રી સાતકરણિની શાન્તિપ્રિય રાજનીતિને લીધે પોતાની સરહદનો અડોઅડનો એટલે બેઝવાડાના-બેન્નાકટક-અમરાવતીના પ્રદેશ ઉપર તેનો અધિકાર (પુ. ૨. સિક્કા નં. ૬૭-૬૮ તથા આ પુસ્તકે, પરિચ્છેદ લેખ નં ૧૯ જુઓ) વિના મહેનતે મળી ગયો હતો; અથવા કહો કે, તે પૂર્વ કિનારાના સમુદ્રતટ સુધીના પ્રાંતના નાના નાના સરદારો તો આંધ્રપતિની આણમાં કયારનાયે આવતા રહ્યા હતા જ પરંતુ કૃષ્ણા-નદીની દક્ષિણથી માંડીને કન્યાકુમારી સુધીનો-એટલે જેને વર્તમાનકાળે ચોલા, પલ્લવ અને પાંડયા રાજ્યો કહેવાય છે તેમની આણવાળો-વિસ્તાર પણ હવે વદ્દસતશ્રીના કે તેના પુત્રના તાબામાં આવી ગયો; કોના વખતમાં તેમ બન્યું તે નક્કી કહી શકાય તેમ નથી બાકી બેમાંથી એકના તાબે ઠેઠ કન્યાકુમારી સુધીનો મુલક આવી ગયો હતો તેટલું તો ચોક્કસ છે જ. છતાં જ્યારે અનિશ્ચિતપણાનો અંશ, વચ્ચે ડોકિયું કરી રહ્યો છે ત્યારે તે સઘળો પ્રદેશ હવે પછીના રાજ્યે એટલે વદસતશ્રીના પુત્રના રાજ્યે આંધ્રસામ્રાજ્યમાં ભળવા પામ્યો હતો એમ કલ્પી લઇ, માત્ર કૃષ્ણા નદીની દક્ષિણનો તથા તેની લગોલગ આવેલ કેટલોક ભાગ જ, આ વદ્દસતશ્રીની આણમાં આવવા પામ્યો હશે એટલું જ હાલ તો સ્વીકારી લઇશું. કારણકે તેના સિક્કા પૂર્વ હિન્દમાંથી મળી આવે છે; જેથી કોઇન્સ ઓફ ઇંડિયામાં તેના કર્તા જનરલ કનિંગહામે પૃ. ૧૦૮ ઉપર "All the coins of Andhras are found in Eastern India round about Amraoti, while all the bow and arrow coins come from Western India= આંધ્રપતિઓના સર્વ સિક્કાઓ પૂર્વહિંદના અમરાવતીની આસપાસના પ્રદેશમાંથી જ મળી આવે છે. જ્યારે તીર અને કામઠાંવાળા સર્વ સિક્કાઓ પશ્ચિમ હિંદમાંથી મળી આવે છે". આ પ્રમાણે જે શબ્દો ઉચ્ચાર્યા છે તેનો ભાવાર્થ આપણે દોરેલા અનુમાનના પ્રતિકરૂપ સમજવા. તાત્પર્ય એ થયો કે રાજા મલ્લિક વદસતશ્રીના રાજઅમલ દરમિયાન આંધ્રપતિનું સામ્રાજ્ય દક્ષિણ હિંદના આખાયે ભાગમાં, નહીં તો છેવટે ઠેઠ દક્ષિણનો ભાગ છોડી દઇને, બન્ને સમુદ્રતટ વચ્ચેના પ્રદેશમાં જામી પડયું હતું અને તે પણ યુદ્ધ લડયા વિના અને મનુષ્યસંહાર કર્યા વિના બનવા પામ્યું હતું એમ સમજવું રહે છે.

**નાનાઘાટના લેખનો સમય**

વદ્દસતશ્રીની માતા રાણી નાગનિકાએ નાનાઘાટનો (જુઓ પંચમ પરિચ્છેદે લેખ નં. ૧) શિલાલેખ કોતરાવ્યો છે તેમાં પોતાની ઓળખ તથા બે પુત્રોનાં નામ સાથે દાન આપ્યાની વિગત કોતરેલ છે. તેમાં સમયદર્શક આંક સૂચવેલ નથી પરંતુ, જ. ઓં. બ્રં. રૉ. એ. સો. સને ૧૯૨૮, પુ. ૩ નવી આવૃત્તિ પૃ. ૮૩ ઉપર લેખકે તેને, વદસતશ્રીના રાજ્યે ૧૩મા વર્ષે કોતરાવ્યાનું જણાવ્યું છે. આ અનુમાન ઉપર આવવા માટે તેમણે કોઇ દાખલા કે દલીલો આપ્યાનું જણાતું નથી પણ બનવાજોગ છે કે નાસિકનો શિલાલેખ વદસતશ્રીનો છે અને તે પણ રાણી નાગનિકાએ જ કોતરાવેલ છે. તેમાં પોતાના કાકા સસરા શ્રીકૃષ્ણે રાજ-

ગાદી ઝૂંટવી લીધાનો ઉલ્લેખ કરેલ છે. મતલબ કે નાસિકલેખમાં શ્રીકૃષ્ણનો નિર્દેશ કરેલ છે જ્યારે નાનાઘાટના લેખમાં કૃષ્ણનું નામ જ નથી લીધું. એટલે નાસિક લેખનો સમય પ્રથમ થયો કે જ્યારે તેણીએ સગીર કુમારની વતી રાજલગામ હાથમાં લીધી હતી. આ સ્થિતિ લગભગ એક વરસ રહી હતી. પછી દશ વર્ષ શ્રીકૃષ્ણનો વહીવટ ચાલ્યો હતો ને તે બાદ વળી વદસતશ્રીનું રાજ્ય ગતિમાન થયું હતું. એટલે સમજી શકાય છે કે, નાસિક અને નાનાઘાટના શિલાલેખ વચ્ચે, કમમાં કમ ૧૧-૧૨ વર્ષનું અંતર ગણાવાય જ. હવે તેમાંય નાનાઘાટવાળો લેખ જો વદૃસતશ્રીએ બીજી વખત રાજ્યારંભ કર્યો તે પછી તરત જ રાણી નાગનિકાએ કોતરાવ્યો હોય, તો બાર વર્ષનું અંતર બરાબર છે, પરન્તુ ઓછામાં ઓછું એક વર્ષ ગયા બાદ કરાવ્યો હોય તો, ૧૩ વર્ષનું અંતર ગણવું વાજબી ઠરે છે. આવી ગણત્રીથી તે ૧૩ ની સાલ વિદ્વાનોએ મૂકી છે કે કેમ તેની ખાત્રી કરવી રહે છે. હાલ તરત તો આટલો ખુલાસો ગનીમત લેખવો રહે છે.

(૫) પૂર્ણોત્સંગ ઉર્ફે માઢરીપુત્ર; શિવલકુરશ

પાર્જીટર સાહેબે શ્રીમલ્લિક પછી પૂર્ણોત્સંગનું નામ (પૃ. ૨૬) જણાવ્યું છે, પરન્તુ

**તેનાં નામ, બિરૂદ, ઉંમર, ઈ.**

એની વચ્ચેના સગપણ સંબંધ વિશે તદ્દન ચૂપકી સેવી છે. સામાન્ય નિયમ એ ગણાય છે કે એક પછી અન્ય આવનારને માટે બીજો કોઈ જાતનો સંબંધ હોવાનું વર્ણન અપાયું ન હોય, તો તેમને પિતા-પુત્ર જ માની લેવા રહે છે. તે પ્રમાણે પૂર્ણોત્સંગને પણ મલ્લિકશ્રીના પુત્ર તરીકે જ આપણે લેખીશું. તેમ પૂર્ણોત્સંગનું ઉપનામ માઢરીપુત્ર હતું તેવું પણ ક્યાંય નીકળતું નથી. પરન્તુ માઢરીપુત્રનો એક સિક્કો (પુ. ૨ પૃ. ૧૧૦ આંક નં. ૫૯) મળી આવ્યો છે તેમાં તેનું ઉપનામ 'શિવળકુરસ' આપ્યું છે વળી એક બીજો સિક્કો (પુ. ૨, પૃ. ૧૧૨, આંક નં. ૬૩) રાજાશ્રી કૃષ્ણ શાતકરણિનો મળી આવ્યો છે. આ બંનેને લગતાં ચિન્હ તથા આનુશંગિક અન્ય સામગ્રીનું વિવેચન કરીને જનરલ કનિંગહામે અને ડૉ. રેપ્સને જે અભિપ્રાય દર્શાવ્યો છે (જુઓ પુ. ૨ માં ઉપરનાં સિક્કાવર્ણન) તેમાંથી એવો સાર નીકળે છે કે તેઓ વદૃસતશ્રીની પછી અનુક્રમવાર એક પછી એક ભૂપતિ બન્યા છે. અને પ્રત્યેકે અઢાર વર્ષ સુધી રાજ્ય કર્યું છે. આ સર્વને શોધી કરીને તથા અન્ય રાજવીઓનાં ગોત્ર વગેરે મળી આવ્યાં છે તેને સંકલિત કરીને, વદસતશ્રીના પછી ગાદીએ આવનારને પૂર્ણોત્સંગ માઢરીપુત્ર શિવલકુરસ તરીકે તથા તે પછી આવનારને સ્કંધસ્થંભ (પુરાણકારના મતે, પૃ. ૨૬) ગૌતમીપુત્ર વિલિવાયકુરસ ઉર્ફે કૃષ્ણબીજા તરીકે ઠરાવવા પડયા છે. તેમજ કૃષ્ણબીજાને પૂર્ણોત્સંગના પુત્ર તરીકે લેખવ્યો છે. આ બધાં ઉપનામના અર્થ વિશેની સમજુતી અગાઉ અપાઈ ગઇ છે એટલે ફરીને તેની ચર્ચા કરવાની આવશ્યકતા રહેતી નથી.

હવે ઉમરનો પ્રશ્ન વિચારીએ-પાંચમા કે છઠ્ઠાની ઉંમર વિશે કયાંય સ્પષ્ટીકરણ કરાયું હોય કે શબ્દોચ્ચાર પણ થયો હોય એવું વાંચવામાં આવ્યું નથી. માત્ર જે કહેવાયું છે તે એટલું જ કે પ્રત્યેકનું રાજ્ય ૧૮-૧૮ વર્ષ ચાલ્યું છે. એટલે તેમની ઉંમર વિશે પાકે પાયે નિર્ણય કરવાનું અતિ મુશ્કેલ છે; છતાં કાંઈક અંદાજ તો જરૂર કાઢી શકાય તેટલી સામગ્રી આપણી પાસે પડેલી છે જ.

વદસતશ્રીનું આયુષ્ય ૭૪-૭૫ વર્ષનું આપણે જોઈ ગયા છીએ તેમજ એ પણ જોઈ ગયા છીએ કે, તેના પુત્રનું મરણ જે બીલાડીના મુખ કોતરેલ બારણાનો આગળીયો પડવાથી થયું હતું તેની અંદાજી સાલ મ. સં. ૧૫૬ પછી એકાદ વર્ષમાં જ છે, કે જે સમયે તેની પોતાની ઉમર ૨૦ થી ૨૧ ની હોવાનું ગણી શકાય તેમ છે. તે ગણત્રીએ જો તે પુત્ર જીવન્ત હોત તો, વદસતશ્રીના મરણ સમયે તેની ઉંમર વધારેમાં વધારે ૫૨-૫૩ ની હોઈ શકત. પરન્તુ જ્યારે તે પુત્ર તો મરણ જ પામ્યો છે ત્યારે અન્ય પુત્ર જે તે બાદ અવતર્યો હોય અને તે જ આ પૂર્ણોત્સંગ હોય, તો યે વધારેમાં વધારે ૪૯ થી ૫૦ની ઉંમરનો ગાદીએ આવ્યો ગણાય, ને તેમજ બનવા પામ્યું છે એમ માની લેવામાં જ્યાં સુધી તેની વિરૂદ્ધ

અન્ય કોઇ પૂરાવો નથી મળી આવતો, ત્યાં સુધી કાંઇ ખોટું પણ નથી થતું. વળી તેણે ૧૮ વર્ષ રાજ્ય ભોગવ્યું છે તથા તેના રાજ્યે જે સામ્રાજ્યવર્ધક બનાવ બનવા પામ્યા છે તે જોતાં પણ, ગાદીએ આવ્યો ત્યારે તેની ઉંમર ૫૦ ની આસપાસ અટકળવાનું સંભવિત મનાય છે. આ હિસાબે તેનું આયુષ્ય પણ લગભગ તેના પિતાની પેઠે ૬૦ થી ૭૦ વર્ષની ઉંમરની હદે પહોંચતું દેખાય છે. આટલી સામગ્રી તૈયાર થઇ છે તો તે ઉપરથી તેનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૩૧૭ થી ૨૯૯=૧૮ વર્ષ સુધી ચાલ્યું હોવાનું અને તેનો જન્મ આશરે ઇ. સ. પૂ. ૩૬૪ થી ૩૬૯ માં થયાનું લેખવું પડશે.

પુરાણ ગ્રંથો શોધીને મિ. પાર્જીટરે જે વંશાવળી બનાવી છે તે આધારે આપણે અત્યારસુધી આ રાજા માઢરીપુત્રના હિસ્સે ૧૮ વર્ષ રાજ્ય ભોગવ્યાનું નોંધ્યું છે. પરંતુ એક વિશેષ હકીકત જે માલૂમ પડી છે તે ઉપર વાચક વર્ગનું ધ્યાન ખેંચવા વિના રહી શકાતું નથી.

**માઢરીપુત્ર વિશે એક અન્ય ખુલાસો**

ઉપરમાં છઠ્ઠા પરિચ્છેદે જગ્ગયાપેટ સ્તુપ (કૃષ્ણ જીલ્લો)નો નં. ૩૦ નો લેખ છે. તેમાં માઢરીપુત્ર ઇક્ષ્વાકુ નામ શ્રી વીરપુરૂષદત્તે પોતાના રાજ્યકાળે ૨૦ મા વર્ષે તે કોતરાવ્યાનું લખેલ છે. તે લેખના વર્ણનમાં આપણે એવો શેરો માર્યો છે કે, તેનો સમય આપણી મર્યાદા બહારનો હોવાથી પડતો મૂકીએ છીએ. જ્યારે તેજ લેખનું મૂળ વર્ણન આર્કીઓલોજીકલ સર્વે ઓફ સાઉથ ઇન્ડિયા (ઇમ્પીરીયલ સીરીઝ) પુ. ૧, પૃ. ૫ માં અપાયું છે, તે વાંચી જોતાં એમ સમજાય છે કે, અમરાવતીના સ્તૂપમાં રાજા પુલુમાવી અને અને યજ્ઞશ્રીના કોતરાવેલ શિલાલેખો છે. એટલે એમ સાબિત થયું કે તે બન્ને ભૂપાળની સત્તા આ પ્રાંત પ્રદેશ ઉપર હતી ખરી. આમાંનો પુલુમાવી તે નં. ૧૮ વાળો રાજા હાલ અને યજ્ઞશ્રી તે નં. ૧૭વાળો અરિષ્ટકર્ણ ગૌતમીપુત્ર સામાન્ય રીતે સમજી શકાય તેમ છે; અને તેજ પ્રમાણે હોય તો જગ્ગયાપેટના શિલાલેખમાં નિર્દિષ્ટ થયેલ માઢરીપુત્રને આ નં. ૧૭ કે ૧૮ વાળા કોઇ રાજા સાથે નિસબત્ત ગણાય નહીં; પણ કોઇક અન્ય જ તે વ્યક્તિ હોવાનું માનવું રહે. આ માન્યતાથી જ છઠ્ઠા પરિચ્છેદે અમે શેરો કરેલ છે. પરન્તુ વિચારતાં એમ લાગે છે કે, જ્યારે આ અમરાવતી અને જગ્ગયાપેટવાળા પ્રદેશ ઉપર નં. ૫, ૬ અને ૭વાળા રાજાઓની સત્તા પણ જામવા પામી હતી, તો નં. ૫ નો રાજા જેનું નામ માઢરીપુત્ર પુરાણમાં નોંધાયું છે અને સિક્કામાં જેને માઢરીપુત્ર શિવલકુરસ લેખાયો છે, તેજ વ્યક્તિ આ જગ્ગયાપેટવાળી માઢરીપુત્ર ઇક્ષ્વાકુ નામ શ્રી વીરપુરૂષદત્ત કાં ન હોય? કારણ કે તેનો સત્તાપ્રદેશ મળી રહે છે, માઢરીપુત્ર નામ મળી રહે છે, શ્રીવીરપુરૂષદત્ત અને શિવલકુરસ ઉપનામ પણ વીરવલયધારક અને ગુણવિશેષ વિશેષણો મળી રહે છે. જે કાંઇ વિચારણા માગી લ્યે તેવો શબ્દ છે તે 'ઇક્ષ્વાકુનામ'વાળો શબ્દ જ છે. આ નામ દેખીતી રીતે ભલે ક્ષત્રિય જાતિસૂચક હશે, પરન્તુ અનુભવ કહે છે કે, તે નામ તો બ્રાહ્મણોમાં પણ (પૃ. ૫૭, તથા તેની ટી. નં. ૩૫) મળી આવે છે. વળી આ શતવહનવંશીની ઉત્પત્તિ ભલે ક્ષુદ્રજાતિની રાણીથી ઉત્પન્ન થયેલ પુત્રથી બનવા પામી છે, છતાં પિતા શુદ્ધ ક્ષત્રિય છે તેમજ તેઓનાં લગ્ન ગૌતમગૌત્રી, અને વસિષ્ઠગોત્રી કન્યાઓ સાથે થયેલ જણાયાં છે. એટલે સહજ અનુમાન કરી શકાય છે કે, ઇક્ષ્વાકુ નામ પણ આ રાજાઓ સાથે જોડવામાં કાંઇ બાધ આવે તેવું ગણાય તેમ નથી. આ સર્વ મુદ્દાની ગણત્રીએ આ લેખનો કોતરાવનાર, તે નં. ૫ વાળો માઢરીપુત્ર ઠરી શકે છે; અને તેમ થાય તો તેનો રાજ્યકાળ જે ૧૮ વર્ષનો ગણાવ્યો છે તેની હદ વધારીને ઓછામાં ઓછી ૨૦-૨૧ વર્ષની લેખવી રહે છે. તેમ કરવાથી જે ફેરફાર સમગ્ર નામાવળીમાં કરવો પડશે તે નં. ૩ થી ૭ સુધીના રાજાના સમયને અંગેજ કરવો પડશે. કયાં અને કેટલો ફેર કરવો, તે સંશોધકો વિચારી લેશે. અહીં તો આપણે એટલું જ કહી શકીશું કે, જો ઉપરનો નિર્ણય કાયમ ઠરે તો માઢરીપુત્રનાં વિશેષણરૂપે બેએક ઉપનામો વધારે મળ્યાં ગણાશે.

જ્યાં સર્વ અણુશોધ્યું અને અણુપ્રીચ્છયું જ પડયું

હોય છે, ત્યાં ડોકિયું મારીને બહાર ખેંચી કાઢવાનું કાર્ય, સમયના આંકડાનું અવલંબન જેટલું સુંદરરીતે અને સંશય-રહિત કરી આપે છે, તેટલું કાર્ય

**રાજ્ય વિસ્તાર**

એકે વસ્તુ કરી નથી આપતું; તે આપણે પૃ. ૧૪૯-૫૦ ઉપર જણાવી ગયા છીએ. અત્ર પણ ફરીને તે જ સિદ્ધાંતને અનુસરીને કામ લેવું આવશ્યક લાગે છે. તે સમયની પેઠે અત્યારે પણ, પૂર્વની એ જ સત્તા સર્વ હિંદુસ્તાનમાં જામી પડી હતી. ત્રીજી જે કલિંગની સત્તા હતી તેનો લોપ થઇ ગયો હતો; જેમાંથી થોડોક ભાગ, વદસતશ્રી મલ્લિક શાતકરણિના વૃત્તાંતે જણાવ્યા પ્રમાણે તેણે પોતાના આંધ્રસામ્રાજ્યમાં ભેળવી લીધો હતો. એટલે અહીં પણ એ નૃપતિના સમયની અને તેમનાં જીવન ચરિત્રોમાં બનેલા બનાવોની, સરખામણી જ કરવી રહે છે. તેમાંના (૧) મગધસમ્રાટ તરીકે-અશોકનું ઈ. સ. પૂ. ૩૩૦ થી ૨૮૯=૪૧ વર્ષ; (૨) અને બીજા આંધ્રપતિ તરીકે-પૂર્ણોત્સંગ પોતાનું-૩૧૭ થી ૨૯૯=૧૮ વર્ષ રાજ્ય ચાલ્યું છે.

અશોકનું જીવનચરિત્ર લખતી વખતે સાબિત કરી ગયા છીએ કે જ્યારે તે ગાદીએ આવ્યો ત્યારે સારાયે ભરતખંડમાં બિંદુસારની નબળાઈને લીધે, અને પં. ચાણક્યના સ્થાને આવનાર પ્રધાનની રાજનીતિને લઈને, બળવા જેવી સ્થિતિ થઈ રહી હતી. તેમાંથી ઉત્તરહિન્દમાં શાન્તિ ફેલાવવાની પ્રથમ જરૂરિયાત, અશોકને ગાદીએ બેસતાં વેંત લાગી હતી; કેમકે હિન્દનું હાર્દ તે જ વિભાગ હતો. તેમાંયે હિન્દની સરહદને દરવાજે આવીને પરદેશીઓએ તેનાં દ્વાર ખખડાવવા માંડયાં હતાં; જે અલેક્ઝાંડર ધી ગ્રેઇટ એક વખત ઈ. સ. પૂ. ૩૨૭માં હિન્દમાં આવીને પોતાના દેશ પાછા ફરતાં ૩૨૩માં મરણ પામ્યો હતો, તેની પાછળ ગાદીએ બેસનાર તરીકેના હક્કના કજીયા થોડા ઘણા પતાવીને, તેના સરદાર સેલ્યુકસ નીકેટોરે યવન રાજ્યની રાજલગામ હાથ ધરી હતી; તેને પણ હિન્દની રસાળ ભૂમિનો પોતાના સરદારની પેઠે સ્વાદ ચાખવાનો મોહ લાગ્યો હતો. એટલે લગભગ બારથી અઢાર વખત હિન્દ ઉપર ચઢી આવ્યો હતો. પણ સર્વ વખતે અફળ જવાથી કંટાળીને છેવટે ઈ. સ. પૂ. ૩૦૪માં તેને અશોકવર્ધન સાથે સલાહ કરવી પડી હતી. આ સર્વ વૃત્તાંત આપણે પુ. ૨ માં પૃ. ૨૭૫ ઈ. ઉપર જણાવી ગયા છીએ. એટલે અત્રે તો તેના નિષ્કર્ષ રૂપે એટલું જ જણાવવાનું કે ઇ. સ. પૂ. ૩૦૪ સુધી અશોકવર્ધનનું ચિત્ત, તે સેલ્યુકસના વારંવાર થતા હુમલાને ખાળવામાં જ પરોવાઈ રહેલું હતું. જેથી દક્ષિણ હિન્દમાં શું બની રહ્યું હતું તે જાણવાની પણ જ્યાં તેને પડી ન હોય ત્યાં સંભાળપૂર્વક જોવાની તો ક્યાંથી જ ફુરસદ મળે તેવું ધારી લેવાય? આ તકનો લાભ પૂર્ણોત્સંગે સંપૂર્ણપણે લીધો અને કલિંગદેશનો જે કાંઈ ભાગ હજુ મગધમાં રહેવા પામ્યો હતો તે સર્વ આંધ્ર સામ્રાજ્યમાં ભેળવી લીધો. પરિણામે સ્થિતિ એવી થઇ રહી કે વિંધ્યાચળ પર્વતની ઉત્તરના સર્વ પ્રદેશ ઉપર એટલે કે પૂર્વમાં મહા નદી અને પશ્ચિમે નર્મદા નદી-તે બંનેની ઉત્તરના હિન્દ ઉપર, મગધની આણ અને તે નદીઓની દક્ષિણના સર્વ પ્રદેશઉપર, ઠેઠ કન્યાકુમારી સુધી આંધ્રપતિની આણ, ગાજી રહી. આ કથનના સત્યનીપ્રતિતિ તરીકે આપણી પાસે પૂરાવો પણ મોજુદ છે. પુ. ૨, પૃ. ૨૭૨માં જણાવાયું છે કે સમ્રાટ અશોકે ઈ. સ. પૂ. ૩૧૩માં (૩૩૦-૧૭) પોતાના રાજ્યે સત્તરમાં વર્ષે, ત્રીજી બૌદ્ધધર્મ પરિષદમાં ઉપસ્થિત થવા, જે બૌદ્ધ ભિક્ષુઓને સિલોનમાંથી તેડાવ્યા હતા, તેમની રૂબરૂમાં પાટલીપુત્ર નગરે પોતાના પુત્ર મહેંદ્ર અને પુત્રી સંઘમિત્રાને બૌદ્ધ દીક્ષા આપ્યા બાદ, તેમની સાથે પાછા સિલોન જવા, મહાનદીના મુખ આગળના દરિયા તટેથી તેણે તેમને વિદાય આપી હતી; આમ કરવાનું કારણ એ હતું કે તે નદીના મુખની દક્ષિણે આવેલ મુલક સમ્રાટ અશોકની આણમાં નહોતો અને જો પર રાજ્યની હદમાં પ્રવેશાય તો નવું જુનું થઈ પડે, એટલે જ સ્વરાજની છેલ્લામાં છેલ્લી હદે આવીને અટકવું પડયું હતું અને ત્યાંથી જ વહાણોમાં તેમને બેસારી સફર સફળ ઈચ્છી લીધી હતી. આટલા વિવેચનથી હવે વાચકોને ખાત્રી થઈ ગઈ હશે કે, આ પૂર્ણોત્સંગના રાજ્યઅમલે સર્વ દક્ષિણ ભરતખંડનો પ્રદેશ સમાઈ જતો હતો. આ પ્રમાણેની સ્થિતિ મોડામાં મોડી

ઈ. સ. પૂ. ૩૧૨ સુધીમાં એટલે કે પોતાના રાજ્યના પ્રથમના પાંચમા વર્ષ સુધીમાં (ઈ. સ. પૂ. ૩૧૭થી ૩૧૨ સુધીમાં) ઉપજાવી કાઢી હતી. કદાચ તે પૂર્વે પણ તે પ્રમાણે બની રહ્યું હોય પરંતુ એમ કહેવાને આપણી પાસે કોઈ પૂરાવો નથી. વળી તેનું રાજ્ય અઢાર વર્ષ ચાલ્યું છે, તેથી આવડા મોટા સામ્રાજ્યઉપર તે બાદ તેણે બીજાં તેર વર્ષ સુધી હકુમત ભોગવીને દેહ છોડયો હતો એમ જાણવું રહે છે. આ ઉપરાંત એક અન્ય પૂરાવો પણ છે તે નીચેના પારિગ્રાફથી જાણવો.

અત્યારના વિદ્વાનો ભલે માને કે ન માને પણ, પુ. ૧ માં આપણે જણાવ્યા પ્રમાણે રાજા બિંબિસારે, જેમ સામાજીકક્ષેત્રે શ્રેણીબદ્ધ સુધારા દાખલ કરીને શ્રેણીક નામનું બિરૂદ પોતા માટે મેળવ્યું હતું તેમ, લશ્કરી વિષયમાં પણ સુધારા દાખલ કરી તેને શ્રેણિબદ્ધ વ્યવસ્થા કરી હતી. તે હકીકત સાબિત પણ થઈ ગઈ છે. આ વ્યવસ્થાના પરિપાકરૂપે તેજ શ્રેણિકના પૌત્ર ઉદયનભટે, ઠેઠ દક્ષિણ-હિન્દ જીતી લીધા બાદ આગળ વધી સિલોન પણ કબજે કર્યો હતો તે તેના જીવન વૃત્તાંતે જણાવ્યું છે. વળી તે જ ઉદયનના મુખ્ય સેનાધિપતિ તરીકે નામના મેળવેલ નંદવર્ધન ઉર્ફે નંદપહેલાએ, કેવી રીતે સમસ્ત ભારતવર્ષ જીતી લઇ એક છત્રછાયા–under one umbrella–તળે રાજ્ય ચલાવ્યું હતું, તે પણ પુ. ૧માં તેના વૃત્તાંતે વર્ણવી ગયા છીએ. આ સર્વ લશ્કરી યોજના, જે પ્રમાણે સફળ થતી જોઈએ છીએ તે રીતિએ, તેના મૂળ યોજક રાજા શ્રેણિકના બુદ્ધિચાતુર્યનું—અથવા તેના સહાયક મુખ્ય મંત્રી તરીકે કામ કરી રહેલ તેના પુત્ર અભયકુમારની દૂરદર્શી વિચારશક્તિનું, અથવા તેથી પણ આગળ વધીને કહેવાય તો બન્ને જણાએ, પિતાપુત્રે—રાજા અને મહામંત્રીએ—જેમની પાસેથી આવી વ્યવસ્થા કરવાને પ્રેરણા મેળવી હતી તે મહાપુરૂષની (જુઓ પુ. ૧, પૃ. ૨૬૭-૯) અગાધશક્તિનું જ, કાંઈક અંશે આપણને ભાન કરાવે છે. આ વ્યવસ્થાને પુનઃ નવા સ્વરૂપે, તે સમયની જરૂરિયાત પ્રમાણે ગોઠવવાને, પેલા મહાવિચક્ષણ રાજનીતિજ્ઞ પં. ચાણક્યે સમ્રાટ ચંદ્રગુપ્તના રાજ્યકાળે પ્રયાસ સેવેલો હતો, તેનો પણ કિંચિત ખ્યાલ (પુ. ૨, પૃ. ૨૧૩) આપણે લઈ લીધો છે. તે સર્વના તારતમ્ય તરીકે આપણે એટલું જ કહી શકીએ છીએ કે, પ્રાચીન ભારતવર્ષમાં જંગમ લશ્કરી અંગના ચાર વિભાગ પાડવામાં આવ્યા હતા. પાયદળ, હયદળ–અશ્વદળ, ગજદળ–હસ્તિદળ અને રથદળ. લશ્કરી નજરે તેના સ્થાવરઅંગ તરીકે મોટા મોટા નગરને તેમજ રાજધાનીને, કિલ્લા અને કોટથી સુસજ્જિત બનાવી દેવામાં આવતા, ઉપરાંત વિશેષ સુરક્ષિત બનાવવા તે કોટને ફરતી ચારે બાજુ, વિશાળ ખાઇ ખોદી રાખતા; અને જરૂર પડયે, આ ખાઈને પાણીથી અથવા સળગતા અંગારાથી ભરવાની વ્યવસ્થા પણ કરી રાખતા. આવી ખાઈની લંબાઇ–પહોળાઈ તથા ઊંડાઈનું શું પ્રમાણ હોઈ શકે તેનો ખ્યાલ (પુ. ૧, પૃ. ૩૦૩–૪) આપણે આપી ગયા છીએ. અત્રે તો એટલું જ જણાવવું આવશ્યક છે કે, જે જમાનો અને જે રાજ્ય આવાં સાધનસામગ્રી વસાવી રાખવાની ગોઠવણ કરી રાખતાં હશે, તેમનાં સાધનો કેવાં વિપુલ હોવાં જોઈએ; તેમની કાર્યશક્તિ અને બુદ્ધિકૌશલ્ય કેવું હોવું જોઇએ તથા તે સમયનું ઈજનેરી વિજ્ઞાન કઇ કક્ષાએ પહોંચેલું હોવું જોઈએ, તથા તે તે વિભાગી–વિજ્ઞાનની શાખામાં વર્તમાનકાળે આપણે આગળ વધ્યા છીએ કે કેમ તે વિચારી લઇ તે સર્વની સરખામણી કરવીકે જેથી આપણ-ને પૂર્વની પ્રજાના જ્ઞાનનો ખ્યાલ આવી શકશે. અસ્તુ.

**આંધ્રપતિનું સૈન્યબળ**

ઉપરમાં ટાંકેલ સર્વ રાજવીઓનાં–ઠેઠ શ્રેણિકથી માંડી ચંદ્રગુપ્ત સુધીના બસો વર્ષ સુધીના સમયે, લશ્કરની–સૈન્યની રચનાની તપાસ કરીશું તો જણાશે કે તેમાં ચારે અંગોનાં તત્ત્વ સમાયલાં હતાં અને ત્યાંસુધી હિંદુસ્તાન કોઇ પરદેશી હુમલાનો ભોગ થઇ પડયું નહોતું. ત્યારપછી બિંદુસારના અમલના અંત ભાગમાં ગ્રીક બાદશાહ અલેકઝાંડર ધી ગ્રેટે હિંદ પર પ્રથમ આક્રમણ કર્યું હતું અને પશ્ચિમ હિંદમાંનો થોડોક ભાગ જીતી લઈ ત્યાં પોતાના સરદારોદ્વારા લગભગ પાસદી સુધી (પુ. ૨, પૃ. ૨૨૭–૨૪૩) રાજવ્યવસ્થા કરી હતી. પાછળથી તેમનો પગદંડો અશોકવર્ધનના

સમયે સમૂળગો કાઢી નંખાયો હતો. પરંતુ જ્યારે તેમના સરદાર સેલ્યુકસ નીકેટોરને ઈ. સ. પૂ. ૩૦૪માં અશોકવર્ધન સાથે સુલેહ કરી સમાધાન કરવું પડયું ત્યારે અને તેની રૂઈએ, તે સરદારની પુત્રી અશોકવર્ધન વેરે પરણાવી પડી હતી. વળી આ યવન રાણીને પાટલિપુત્રમાં અળખામું ન લાગે તે સારૂ પિતૃપક્ષ તરફથી એક ગ્રીક એલચીની નિમણૂક પણ કરવામાં આવી હતી (પુ. ૨, અશોકનું વૃત્તાંત જુઓ). આ એલચીનું નામ મેગેસ્થિનીઝ હતું. આ ગોઠવણને પરિણામે હિંદી લશ્કરમાં તેમજ વસુલાતી ખાતામાં કાંઈક પશ્ચિમની–ગ્રીકની પદ્ધતિનું મિશ્રણ થવા માંડયું હતું. અને સમજાય છે કે, લશ્કરી વિભાગે ચતુષ્ઠય યોજનામાંથી રથવાળો અંતિમ વિભાગ કદાચ બંધ કરવામાં આવ્યો હતો. નિશ્ચિતપણે જો કે ઉચ્ચારી શકીએ તેમ તો નથી, પરંતુ આ મિ. મેગેસ્થિનીઝે પોતાની ડાયરીમાં હિંદીસૈન્ય વિશે ટીકા કરી જે શબ્દો લખી કાઢયા છે તેમાં રથ વિશે કાંઈ ઈશારો કરેલ ન હોવાથી આ પ્રમાણેનું અનુમાન કરી જવાય છે. તેમના શબ્દો[૭] આ પ્રમાણે છેઃ—"The Andhra territory included 30 walled towns, besides numerous villages and the army consisted of 100,000 infantry, 2000 cavalry and 1000 elephants.........and was reputed to possess a military force, second only to that at the command of the king of the Prasii Chandragupta Maurya=આંધ્રની સત્તા પ્રદેશમાં અસંખ્ય ગ્રામો ઉપરાંત, ગઢાંકિત ૩૦ નગરો પણ હતાં. તેના લશ્કરમાં ૧૦૦,૦૦૦ પદાતિઓ, ૨૦૦૦ ઘોડેસ્વારો અને ૧૦૦૦ હસ્તિઓ જોડાયલા હતા.........અને એમ કહેવાતું હતું કે, પૂર્વ પ્રદેશના રાજા ચંદ્રગુપ્ત મૌર્યની આજ્ઞામાં જે સૈન્ય હતું તેનાથી બીજે નંબરે આ (આંધ્રપતિનું) ગણાતું હતું." મતલબ કહેવાની એ છે કે, તે વખતે લશ્કરી બળમાં પ્રથમ નંબર મૌર્ય સમ્રાટનો હતો અને બીજો નંબર આંધ્રપતિનો હતો. આ એલચીના નોંધાયલા શબ્દો ઉપર આપણે જે અન્ય ઉપયોગી ટીકા કરવાની છે તે સ્વતંત્ર રીતે નીચેના પારિગ્રાફે આપીશું. અત્યારે તો રાજ્યવિસ્તારને અંગે સૈન્યબળની પરિસ્થિતિ તપાસતા હોવાથી, તે પ્રશ્નને વળગી રહીને જ આપણા વિચાર દર્શાવીશું.

પુ. ૨ માં સાબિત કરવામાં આવ્યું છે કે, અશોક અને પ્રિયદર્શિન બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે. એટલું જ નહીં પણ અશોકની પછી તુરત જ પ્રિયદર્શિન મગધની ગાદીએ બેઠો છે તથા અશોક દાદો થાય છે અને પ્રિયદર્શિન તેનો પૌત્ર થાય છે. સમ્રાટ અશોકનો સમય ઇ. સ. પૂ. ૩૩૦–૨૮૯=૪૧ વર્ષનો છે અને પ્રિયદર્શિનનો સમય ઇ. સ. પૂ. ૨૮૯ થી ૨૩૫=૫૪ વર્ષનો છે. આ પ્રિયદર્શિને કલિંગ દેશમાં આવેલા ધૌલી–જાગૌડાના ખડકલેખમાં કોતરાવ્યું છે કે, પોતાના રાજ્યે નવમા વર્ષે (ઇ. સ. પૂ. ૨૮૦)માં તેણે આ પ્રદેશ કલિંગપતિ શાતકરણિ પાસેથી જીતી લીધો હતો અને તેને બે વાર લડાઈમાં હરાવ્યો હતો. પરંતુ તે બન્ને અરસપરસ નિકટનાં સગાં થતાં હોવાથી તે સ્થાન ઉપર તેમને પુનઃસ્થાપિત કર્યા હતા. શતવહનવંશી–હવે પછીના એટલે–છઠ્ઠાના વૃત્તાંતે આપણે જોઈ શકીશું કે, બે વારની લડાઈમાં પ્રથમ વખતે તેને છઠ્ઠા શાતકરણિ સાથે અને બીજી વખતે સાતમા શાતકરણિ સાથે લડવું પડયું હતું. વળી પ્રિયદર્શિને દક્ષિણ હિંદમાં હાલના મ્હૈસુર રાજ્યે આવેલ હસન જીલ્લામાં ચિત્તલદુર્ગ તાલુકે ત્રણ લેખો–(બ્રહ્મગિરિ, સિદ્ધાગિરિ ઈ.) ઉભા કર્યા છે. તેમાં પોતાના રાજ્યકાળના તેત્રીસમા વર્ષનો (૩૨ ને અડધો=૩૨॥ એટલે ઇ. સ. પૂ. ૨૫૬નો) ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઈ. સ. પૂ. ૨૮૦ થી ૨૫૬ સુધી તો દક્ષિણ હિંદમાં પ્રિયદર્શિનની આણ વર્તી રહી હતી. પરંતુ તે સમયે અકેન્દ્રિત ભાવના પ્રમાણે રાજ્યવ્યવસ્થા ચપ રહી હતી તેથી, તે તે પ્રદેશના રાજવીને પોતાના ખંડિયા (ભૃત્ય) તરીકે પુનઃસ્થાપિત કરી, ચાલ્યે જતી રાજ્ય-

(૭) અ. હિં. ઈ. ત્રીજી આવૃત્તિ. પૃ. ૨૦૬:

વ્યવસ્થામાં કોઈ જાતની ડખલ નાંખવામાં આવતી નહોતી. એટલે શિલાલેખના પુરાવાથી સાબિત થઈ ગયું કે, છઠ્ઠો તથા સાતમો આંધ્રપતિ સમ્રાટ પ્રિયદર્શિનના અમુક સમય માટે ખંડિયા હતા જ. વળી તેમના સિક્કાઓ કૃષ્ણાનદીના મુખપ્રાંતોમાંથી તથા સમુદ્રતટ–કોરોમાંડલ કોસ્ટવાળા પ્રદેશમાંથી મળી આવે છે. તે ઉપરથી સમજાય છે કે તે સર્વ પ્રદેશ ઉપર તેમની સત્તા પણ હતી જ. બીજી રીતે સમજવું રહે છે કે, જ્યારે આવા પરાજીત રાજાઓ ભલે રાજ્યવ્યવસ્થા ચલાવ્યે જાય છે, પરંતુ "ભૃત્યા=ખંડિયા" હોવાથી તેમને અમુક પ્રકારનું–ભલે નામનું હશે, પણ હોય તો ખરૂં જ–બંધન હોય જ; જેથી કરીને તેઓ સ્વતંત્ર રીતે વર્તી ન શકે. એટલે કે છઠ્ઠો આંધ્રપતિ ઇ. સ. પૂ. ૨૮૦માં સમ્રાટ પ્રિયદર્શિનનો ખંડિયો બન્યો, તે પૂર્વે જ તે પ્રદેશનો સ્વામી થઇ ચૂકયો હોવો જોઈએ. વળી પાંચમા આંધ્રપતિ માઢરીપુત્રના સિક્કાથી (પુ. ૨, પૃ. ૧૧૦ આંક ૫૯) તેમજ છઠ્ઠા આંધ્રપતિના સિક્કાથી (પુ. ૨, પૃ. ૧૧૨ આંક નં. ૬૩) સમજાય છે કે, બન્ને ભલે પ્રતાપી પુરુષો થયા છે, પરંતુ પાંચમો વિશેષ પ્રબળ અને પરાક્રમી હતો. એટલે એમ જ અનુમાન કરવું રહે છે કે, આ પ્રદેશ ઉપર પ્રથમ સત્તા, પાંચમા આંધ્રપતિના સમયે જ થવા પામી હોવી જોઈએ. વળી પાંચમાના સમયે જ સંયોગો સાનુકૂળ હતા તે આપણે પૃ. ૧૬૫માં પુરવાર કરી ગયા છીએ એટલે સ્વીકારવું રહે છે કે, પાંચમાએ ઇ. સ. પૂ. ૩૧૨ સુધીમાં તે પ્રદેશ જીતી લીધો હતો. તે બાદ છઠ્ઠાની સત્તા તે પ્રદેશ ઉપર સ્વતંત્ર રીતે થોડો વખત જામી રહી હતી પરંતુ. ઇ. સ. પૂ. ૨૮૦ની સાલમાં પ્રિયદર્શિનનો ખંડિયો બનતાં, તેની સત્તામાં તેટલે દરજ્જે કાપ પડયો હતો.

**મેગેસ્થેનીઝના શબ્દોથી ઉદ્દભવતા વિચારો**

પાટલિપુત્ર દરબારે યવનપતિ સેલ્યુકસ નીકેટોરે પોતાની પુત્રીની સાથે જે મેગેસ્થેનીઝ નામનો એલચી મોકલ્યો હતો, ને જેણે આંધ્રપતિના લશ્કરીબળનો ચિતાર આપતું વર્ણન કર્યું છે તેને લગતા શબ્દો, અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયાના લેખક પેલા પ્રખ્યાત ઇતિહાસવિદ્ મિ. વિન્સેન્ટ સ્મિથે જે લખ્યા છે તે સદાબરાજ પૃ. ૧૬૭માં આપણે ઉતારી બતાવ્યા છે તેના ઉપર આપણે જે ટીકા કરવાની હતી તે અત્રે જણાવવાનું ત્યાં આગળ સૂચન કર્યું છે, એટલે તે પ્રકરણ હવે હાથ ધરીશું.

તેમાંના બીજા શબ્દો સાથે આપણે સંબંધ નથી. માત્ર આદિમાં The Andhra dynasty (આંધ્રવંશ) અને અંતમાં the Prasii Chandragupta Maurya (પૂર્વપ્રદેશના રાજા ચંદ્રગુપ્ત મૌર્ય) એવા જે શબ્દો જણાવેલ છે તે વિશે જ કહેવાનું છે. પ્રથમ "આંધ્રવંશ" પરત્વે કહીશું. જ્યારે મેગેસ્થેનીઝે આ શબ્દ વાપર્યા છે અને તેનું વર્ણન કર્યું છે, ત્યારે એટલું તો સાબિત થઈ ચૂકયું જ ગણાય કે, તેના સમયે (ઇ. સ. પૂ. ૩૦૪માં) તે વંશનું લશ્કરીબળ તેટલી કક્ષાએ પહોંચ્યું હતું જ. બીજી હકીકત એમ પણ સમજવી રહે છે કે, જ્યારે તે સમયે એવડોમોટો અને પ્રબળ દરજ્જો ધરાવતો આંધ્રવંશનો ગણાવ્યો છે ત્યારે તે સ્થિતિએ પહોંચતાં પહોંચતાં પણ તેને કેટલોયે સમય વ્યતીત થઈ ગયો હોવો જોઇએ. કહેવાની મતલબ એ છે કે, આંધ્રવંશની આવી જાહોજલાલીનો સમય જ્યારે ઇ. સ. પૂ. ૩૦૪માં તેણે નોંધ્યો છે ત્યારે તે વંશની આદિ તો કેટલાંયે વર્ષો પહેલાં થઈ ગઈ ગણવી જોઇએ. બીજી બાજુ, ઇતિહાસ બાપોકાર જાહેર કરે છે કે, આંધ્રવંશનો આદિપુરૂષ રાજા શ્રીમુખ હતો. એટલે સિદ્ધ થઇ ગયું કે શ્રીમુખનો સમય ઇ. સ. પૂ. ૩૦૪ પૂર્વે ઘણાં ઘણાં વર્ષો ઉપર થઈ ગયો છે. પરંતુ હાલના ઇતિહાસકારો હાથીગુંફાના રાજા ખારવેલના શિલાલેખમાંની અમુક પંક્તિનો ભાવાર્થ બેસારીને એવું માનતા થયા છે કે શુંગવંશી પુષ્યમિત્ર (જેની હૈયાતી ઇ. સ. પૂ. ૧૮૮ તેમણે નોંધી છે) અને રાજા શ્રીમુખ તથા ખારવેલ–બધા સમસમયી હોઈ તેમનો સમય પણ ઇ. સ. પૂ. ૧૮૮નો જ ગણવો. આ માન્યતા ઉપર કાંઈ પણ ટીકા કરવાની આવશ્યકતા રહેતી નથી. વાચક પોતે જ વિચારી શકે તેમ છે.

હવે બીજા શબ્દો "પૂર્વપ્રદેશના રાજા ચંદ્રગુપ્ત મૌર્ય" જે લખાયા છે તે પરત્વે આપણા વિચાર જણાવીએ. પ્રથમ દરજ્જે આપણે સ્વીકાર કરી લઇએ કે, આ શબ્દો મિ. સ્મિથના ઉચ્ચારેલ છે. તેમણે તે

શબ્દો મેગેસ્થેનીઝની ડાયરીમાંના અસલ તરીકે લીધા છે કે સ્વમતિ અનુસાર ભાવાર્થ–અનુવાદ તરીકે લખ્યા છે તે આપણે જાણતા નથી. પરંતુ એક જવાબદાર વ્યક્તિ તરીકે તેમજ કાળજીવાળા પૂર્ણ અભ્યાસી અને ઇતિહાસના પરિશિલન વૃત્તિવાળા પુરૂષ તરીકે વિન્સેન્ટ સ્મિથની જે ખ્યાતિ જામેલી છે તે જોતાં સહજ ધારી શકાય છે કે, ભલેને શબ્દો અસલ તરીકે ન હોય અને અનુવાદરૂપે જ હોય, છતાં તદન વિચાર અને આધારપૂર્વક તો લખાયલા હોવા જ જોઇએ. એટલે તે ઉપરથી જે ઘટના ઘટાવાય, તેને ઐતિહાસિક સત્ય તરીકે સ્વીકારી લેવામાં જરાયે ક્ષોભ પામવાનું રહેતું નથી. આ શબ્દો કેમ જાણે મેગેસ્થેનીઝના મહોંમાંથી જ નીકળ્યા હોય એમ દેખાય છે; વળી વિચાર દર્શાવવાનો સામાન્ય નિયમ તો એ છે કે, જો પોતાના સમયે એટલે કે પોતાના રાજાના અમલ દરમ્યાન બનેલ બનાવનું વર્ણન કરવું પડતું હોય તો, "આપણા રાજાના વખતે" કે તેવું જ ભાવાર્થસૂચક કોઈ વિશેષણ જોડીને તે બોલવું જોઇએ; તેને બદલે અહીં તો મેગેસ્થેનીઝ પોતે વર્ણન કરે છે છતાં, "આપણા રાજાના સમયે" શબ્દ ન લખતાં, કોઈ ત્રીજા પુરૂષના સમયનું જ કેમ જાણે વર્ણન લખતો ન હોય તેમ "પૂર્વપ્રદેશના રાજા મૌર્ય ચંદ્રગુપ્ત"નું નામ સ્પષ્ટપણે બતાવ્યું છે. જેનો અર્થ તો એ થવો રહે છે કે, મેગેસ્થેનીઝ અને ચંદ્રગુપ્ત બન્નેનો સમય નિરનિરાળો છે એટલું જ નહીં, પણ ચંદ્રગુપ્ત તે મેગેસ્થેનીઝનો પુરોગામી જ ગણવો રહે. આ પ્રમાણે ખુદ મેગેસ્થેનીઝનું મંતવ્ય થયું કહેવાય. જ્યારે વિદ્વાનોની વર્તમાનકાળે માન્યતા એવી છે કે, જે મગધપતિ પંજાબની એક સરિતાતટે અલેકઝાંડર ધી ગ્રેઇટને મળ્યો હતો તેનું નામ સેંડ્રેકોટસ હતું, તેને જ સેલ્યુકસ નિકેટોરે પોતાની પુત્રી પરણાવી હતી અને તેના જ દરબારે મેગેસ્થેનીઝ એલચી તરીકે રહ્યો હતો અને સેંડ્રેકોટસ નામની વ્યક્તિનું હિંદીનામ ચંદ્રગુપ્ત હતું. મતલબ કે ચંદ્રગુપ્ત અને મેગેસ્થેનીઝને વિદ્વાનો સમકાલિન ગણાવે છે જ્યારે મેગેસ્થેનીઝ ખુદપોતે ચંદ્રગુપ્તને પોતાનો પુરોગામી કહે છે. તો સાચું કોણ? કે પછી સેંડ્રેકોટસનો અર્થ ચંદ્રગુપ્ત કરવામાં વિદ્વાનોએ ભૂલ ખાધી છે. અમારા મત પ્રમાણે સેંડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત નહીં પણ ચંડાશોક–સેન્ડેશોક, સેન્ડેશોકસ એટલે અશોક જેને કહેવામાં આવે છે તે અશોકવર્ધન પોતે સમજવો અને તેના જ સમયે ઉપર વર્ણવેલા સર્વ બનાવો બનવા પામ્યા હતા (જુઓ પુ. ૨ માં અશોકનું જીવન ચરિત્ર).

ચતુર્થપરિચ્છેદે રાજનગરના સ્થાન વિશે ચર્ચા કરીને આપણે એવો અનુમાન દોરી બતાવ્યો છે કે, તે માટે ત્રણ સ્થાનો જ દાવો કરી શકે તેમ છે. પૈંઠ, વરંગુળ–અમરાવતી અને વિજયનગર. તેમાંનું વિજયનગર તો, જ્યારથી તે વંશની બે શાખા પડી ગઈ ત્યારથી એક શાખાનું રાજનગર થવા પામ્યું હોય એમ સ્પષ્ટપણે દેખાય છે. જ્યારે પૈંઠ તો અસલથીજ ગાદિનું સ્થાન હશે અને વરંગુળ તથા અમરાવતી (બન્ને સ્થળો રાજનગરનાં ગણાય કે તે બન્ને પાસે પાસે હોવાથી, તેમાંનું એક જ પાટનગર હતું અને બીજું તો, નામની પૂરી માહિતી ન હોવાથી માત્ર કલ્પિતરીતે ઉભું કરી વાળ્યું છે; ગમે તે સ્થિતિ હોય. આપણે સલામત રસ્તો ગ્રહણ કરી બન્નેને સાથે જોડી દીધાં છે) તો સમય જતાં જ્યારે વિશેષ વિસ્તારવંત પ્રદેશ ઉપર સ્વામિત્વ મળ્યું ત્યારે રાજ ચલાવવાની અનુકૂળતા સાચવવા માટે ફેરફાર કરી પસંદ કરવામાં આવ્યું હશે એવું જણાવવામાં આવ્યું છે. ઉપરાંત આ રાજાઓના શિલાલેખો તથા સિક્કાઓ જે અદ્યતન પ્રાપ્ત થયા છે તેમાંના આદિરાજાઓના કેટલાક દક્ષિણહિંદના પૂર્વ તરફના વિભાગમાંથી મળી આવ્યા છે ત્યારે કેટલાક પશ્ચિમ તરફમાંથી પણ મળી આવ્યા છે. તેવી જ રીતે મધ્યમ અને અંત વિભાગી રાજાઓની બાબતમાં પણ બનવા પામ્યું લાગે છે. એટલે એવું કાંઇક અનુમાન દોરવું પડે છે કે, વારંવાર રાજનગરનું સ્થાન–પૈંઠ અને વરંગુળ કે અમરાવતી–ફેરવવા જરૂર પડી હોવી જાઇએ. પછી તે રાજકીય કારણને લીધે હોય કે હવામાનને લીધે હોય કે તેથી પણ નિરાળા કારણને લીધે હોય તે જુદી વસ્તુ છે. આપણે તે બાબતમાં ઊંડા ઊતરીને કાંઈ નિશ્ચયપૂર્વક ઉચ્ચારણ કરી શકવાની

પાછું રાજપાટ વિશે

સ્મૃતિમાં નથી. એટલે હાલ તો આ પ્રમાણે સારરૂપે જણાવીને, કયું સ્થાન કયા રાજાના સમયે, રાજપાટ તરીકે માન્ય રહ્યાનું વિશેષ સંભવિત છે તે જો શોધી શકાય તો તેમ કરવા કોશિષ કરીશું.

આદિપુરૂષ શ્રીમુખે પૈઠમાં જ ગાદી કરી હતી તે સર્વમાન્ય અને સુવિદિત છે એટલે તેની ચર્ચા કરવી નિરર્થક છે. પરંતુ ત્યાંથી વરંગુળ–અમરાવતીમાં ગાદી પ્રથમ કયારે લઈ જવામાં આવી તે વિવાદભર્યું દેખાય છે. અત્યારે વિદ્વાનોના મોટા ભાગની માન્યતા એમ બંધાઈ છે કે, રાણી બળશ્રીએ જે નાસિકનો લેખ કોતરાવ્યો છે અને તેમાં (ચતુર્થ પરિચ્છેદે લેખ નં. ૭) ગૌતમીપુત્રે "destroyed the Sakas and restored the glory of" શબ્દો (લેખ નં. ૩૩–૩૫) વાપર્યા છે તેનો અર્થ એમ બેસાર્યો છે કે, નહપાણના સમયે તેના જમાઈ રૂષભદત્ત તથા પ્રધાન અયમે શાતવહનવંશી ઉપર જીત મેળવી (જુઓ લેખ નં. ૩૫) ત્યાં દાન દીધું છે તે એટલા માટે કે (૧) જીત કર્યાનું સ્મરણ–સ્મારક પણ રહે; (૨) તેમ જ તે જગ્યા પ્રથમ શાતવહનવંશીઓના કબજામાં હતી તેને–બલ્કે રાજગાદી બેસવીને–છોડી દઇને દેશના કોઈ અજ્ઞાતસ્થળે ભીતરમાં લઈ જવી પડી હતી તે પ્રસંગ, પરાજીતપક્ષને એક મોટા કલંકરૂપ ગણાતો રહી સાક્ષી આપ્યા કરે; (૩) તથા આ લાગેલ કલંક પરાજીત પક્ષમાંના એક રાજવી ગૌતમીપુત્ર શાતકરણીએ ગાદીપતિ બન્યા બાદ સ્વપરાક્રમથી, પેલા વિજેતા પક્ષવાળા નહપાણ ક્ષહરાટનું અને રૂષભદત્તશકના સ્વધર્મીઓનું ( નાસિક લેખ નં. ૭માં જણાવ્યા પ્રમાણે હરાવીને ) જડમૂળથી નિકંદન કાઢી નાંખ્યું હતું જેથી તે કલંક નિર્મૂળ થયેલ ગણાય. (૪) વળી રાજગાદી જે અજ્ઞાતસ્થળે લઇ જવામાં આવી હતી તેને પાછી અસલના સ્થાને, ત્યાંથી થયેલ ભાંગતોડ સમરાવી કરીને તેમ જ તે નગરને તદ્દન નવું સ્વરૂપ આપીને તે લઈ આવ્યો હતો એમ બતાવી શકાય. આ પ્રમાણે બધો પ્રસંગ ગોઠવી કાઢયો છે; છતાં કબૂલ રાખીએ કે આ પ્રમાણે જ ખરી સ્થિતિ હતી, તો શાતવહનવંશીને લાગેલ કલંકનો અથવા પૈઠથી ગાદી ખસેડીને અમરાવતી લઇ જવાનો સમય ઇ. સ. પૂ. ૧૧૪નો, અને નિર્મૂળ કરાયાનો એટલે અમરાવતીમાંથી પાછી પૈઠમાં રાજગાદી આવ્યાનો સમય ઇ. સ. પૂ. ૫૭નો, ગણાશે પરંતુ આપણે નીચેના પારામાં સાબિત કરીશું કે તે માન્યતા ભૂલભરેલી છે.

જ્યારે બે વચ્ચે કોઇ પણ પ્રકારની લડાઇ જાગે છે ત્યારે તે કેવળ પૈસો ( જર ) કે સત્તા ( જમીન ) મેળવવા માટે લડાય છે એવી અત્યારે જે માન્યતા દુનિયાભરમાં ફેલાઈ રહી છે, તેવું પ્રાચીનકાળે નહોતું જ. તે આપણે પુ. ૧, પૃ. ૭ માં "જર, જમીન અને જોરૂ તે ત્રણે કજીયાના છોરૂં"વાળી જે ઉક્તિ વપરાવા લાગી છે, તે ત્રણે વસ્તુના સમય પરત્વે, તેજ પૃષ્ટે ટીકા નં. ૧૧ માં વિશેષ સ્પષ્ટિકરણ કરી બતાવ્યું છે. જે ઉપરથી સમજાશે કે પ્રાચીન સમયે લડાઈઓ પ્રધાનપણે જોરૂ નિમિત્તે જ થતી હતી. જમીન સત્તા-ભૂખનું કારણ તો પાછળથી તેમાં ઉમેરાયું છે. તેનો સમય વહેલામાં વહેલો આંકો તોયે ઇ. સ. પૂ. ની પ્રથમ સદીથી ઈ. સ. ની બીજી સદી મૂકી શકાય, અને આ સમય પણ ઉત્તર હિંદ વિશે જ સમજવો રહે છે કે જ્યાં પરદેશીઓ સાથેના સંપર્કને લીધે તેવી ભાવના કાંઈક ઉતાવળે પ્રવેશવા પામી હતી. જ્યારે દક્ષિણ હિંદ તો આવી અથડામણો અને પરદેશીઓના હુમલાથી કેટલાય વધારે લાંબા વખતસુધી તદ્દન અલિપ્ત રહેવા પામ્યો હતો; જેથી ત્યાં તેવી ભાવનાનો ઉદય તેથી પણ મોડો થવા પામે તે દેખીતું છે. આપણે અત્યારે દક્ષિણ હિન્દનો જ પ્રશ્ન વિચારી રહ્યા છીએ, એટલે કબૂલ કરવું રહે છે કે નહપાણે કે તેના પ્રધાને દક્ષિણ હિન્દ ઉપર જે સમયે (ઇ. સ. પૂ. ની બીજી સદીમાં) જીત મેળવી હતી તે સમયે કાંઇ જમીનની ભૂખ નહોતીજ. પરન્તુ શિલાલેખવાળા છઠ્ઠા પરિચ્છેદના ઉપસંહારમાં જણાવી ગયા પ્રમાણે, ધાર્મિક કારણના પરિણામરૂપ તે હતી. વળી આપણા આ કથનને બીજી અનેક રીતે ટેકો પણ મળી રહે છે; જેમકે (૧) ઈ. સ. પૂ. ૧૧૪ની પહેલાં કેટલાય વખતપૂર્વે થયેલ શાતવહન વંશીઓની સત્તા પૂર્વ હિંદમાં જામી પડી હતી, તે આપણે તેઓના શિલાલેખ અને સિક્કાઓથી ( પુ. ૨ માં તૃતીય પરિચ્છેદ અને આ પુસ્તકે પાંચમો તથા છઠ્ઠો પરિ-

ચ્છેદથી) જાણી શકયા છીએ. એટલે લગભગ ચોકસાઇથી કહી શકાશે કે, તેમણે રાજ્ય ચલાવવા સુગમ થઈ પડે તે માટે પૈંઠણમાંથી કયારનીએ ગાદી ફેરવીને તે પ્રદેશમાં લાવી મૂકી હતી. અને જો તેમજ હતું તો પછી ઈ. સ. પૂ. ૧૧૪ માં નહપાણે જીત મેળવવાથી જ —એટલે રાજદ્વારી કારણને લીધેજ—તેમને રાજપાટનું સ્થળ ફેરવવું પડયું હતું તે પ્રશ્ન આપોઆપ ઉડી જાય છે. (૨) વળી નહપાણ-ઋષભદત્ત અને અયમે, નાસિક, કન્હેરી, કાર્લા અને જુનેર ઈ. ઈ. વાળા જે પ્રદેશમાં શિલાલેખો કોતરાવ્યા છે તે સર્વ પ્રદેશ ગોદાવરી જીલ્લાનો છે. આ સમયે તેને ગોવરધનસમય તરીકે ઓળખાવવામાં આવતો હતો કે જ્યાં ત્રિરશ્મિ પર્વતના ગિરિશૃંગો આવેલાં છે. આ પર્વતો ઉપર અનેક ઋષિ, મુનિઓ અને તપસ્વીઓ ગુફાઓમાં વસી, સ્વાધ્યાય કરી, આત્મ કલ્યાણ સાધતા હતા અને તેમને તે કાર્ય કરતાં છતાં ઉદરનિર્વાહની જરાયે અડચણ કે મુશીબત ન પડે તે માટે, રાજાઓ તથા જનસમાજ અનેક પ્રકારે દાન આપી તે બોજો પોતા ઉપર વહોરી લેતા હતા. આ વિશેની ખાત્રી શિલાલેખમાં આલેખાયલી હકીકત નિઃશંકપણે અને સ્પષ્ટ પણે આપણને કરી આપે છે (૩) ત્રિરશ્મિ પર્વતનું બીજું નામ રૂક્ષવત્ ( રથાવર્ત ) ઉર્ફે રૂક્ષ હોવાનું સમજાય છે કે જ્યાં તે સમયના અનેક જૈનસાધુઓ અનશન કરી સ્વર્ગે ગયાનું[૮] જૈન સાહિત્ય ગ્રંથોમાં જણાવાયું છે. વળી આપણે સિક્કાઓથી તથા અન્ય પુરાવાથી એટલું તો જાણી ચૂકયા છીએ કે નહપાણ વિગેરે (પુ. ૩માં તેનું વૃત્તાંત) તેમજ શાનવહનવંશીઓમાંના કેટલાય રાજાઓ (પુ. ૨ તેમના સિક્કા તથા આ પુસ્તકે તેમનાં જીવનવૃત્તાંત જુઓ) જૈનધર્માનુયાયીઓ હતા. એટલે તેઓ સર્વે પોતાના ધર્મના અનુષ્ઠાન કરતા ઋષિ-મુનિ-સાધુઓની સર્વ પ્રકારની સગવડતા સાચવે, તેમજ તે સ્થાનોને અતિ પવિત્ર તીર્થધામરૂપે માને, તે સમજી શકાય તેવું છે. આ પ્રકારે ઉપર નિર્દિષ્ટ થયેલ ત્રણે, તેમજ અન્ય પુરાવાથી સાબિત કરી શકાય છે કે ત્રિરશ્મિ શૃંગવાળા પ્રદેશની લડાઇઓ પાછળ, રાજકીય નહીં પણ સ્પષ્ટપણે ધાર્મિક આશય જ રહેલો હતો. એટલે રાજકીય કારણે લડાઇઓ લડાયો હોવાની માન્યતા ફેરવવી રહે છે. હવે પાછા આપણે મૂળ વિષય ઉપર આવી જઇએ.

જ્યારે પૈંઠમાંથી અમરાવતી પ્રદેશમાં ગાદી ફેરવ્યાનું ઇ. સ. પૂ. ૧૧૪માં નહીં, પણ તે પૂર્વેના સમયે થયું હોવાનું દેખાય છે ત્યારે, તેમ કયારે બનવા પામ્યું હોવું જોઈએ તે પ્રશ્ન પણ ઐતિહાસિક દૃષ્ટિથી જ ઉકેલ માગે છે. આ નક્કી કરવા માટે, કયા કયા શાતકરણિના વખતમાં તે પ્રદેશ, પાસેના રાજવીઓની ખાસ કરીને કલિંગપતિઓની—કેમકે, અમરાવતીવાળો ભાગ જે કૃષ્ણા જીલ્લા તરીકે ઓળખાવાય છે તે સામાન્ય રીતે કલિંગની આણમાં જ રહેતો આવ્યો છે—એવી પરિસ્થિતિ ઉભી થવા પામી હતી કે જ્યારે, તેઓ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાને શક્તિવાન થયા હોય! તે મુદ્દો વિચારવો પડશે. પ્રસંગોપાત આપણે તે કહી પણ ગયા છીએ, છતાં સમગ્ર રીતે એક જ સ્થાને તેની તપાસ કરવી ઠીક પડે માટે ફરીને યાદ આપીએ. તે નીચે પ્રમાણે:—

(૧) મગધપતિ નંદ નવમાના સમયે ઇ. સ. પૂ. ૪૧૫ની આસપાસ; તે વખત શ્રીમુખ શાતકરણિના રાજ્યનો અંત અને ગૌતમીપુત્ર યજ્ઞશ્રીના રાજ્યની આદિનો સમય ગણાશે.

(૨) કલિંગપતિ ખારવેલનું મરણ ઈ. સ. પૂ. ૩૯૨માં નીપજ્યું ત્યારથી માંડીને ઈ. સ. પૂ. ૩૬૦માં તેના ચેદિવંશનો અંત આવ્યો ત્યાંસુધીના ૩૦-૩૨ વર્ષનો ગાળો; આ વખતે મગધપતિ તરીકે ચંદ્રગુપ્ત સમ્રાટ અને થોડા સમય માટે તેના પુત્ર બિંદુસારના રાજ્યનો પ્રથમ ભાગ હોવાનું ગણાશે અને આંધ્રપતિ

(૮) પૃ. ૧૦૩ ટીકા નં. ૩૭ થી જણાશે કે વજ્રસૂરિ રથાવર્ત ઉપર સ્વર્ગે ગયા છે. તેવી જ રીતે તેમના પરિવારમાં વજ્રસેનસૂરિ પણ ગયા છે. અરે કહો કે, મૌર્ય ચંદ્રગુપ્ત સમ્રાટે જૈન દીક્ષા લઈ દક્ષિણ હિંદમાં પોતાના ગુરુસાથે વિહાર કર્યો હતો ત્યારથી દક્ષિણ હિંદનો આ ભાગ એક તીર્થસ્થાન તરીકે અતિ ખ્યાતિમાં આવી ગયો હતો.

તરીકે, ગૌતમીપુત્ર યજ્ઞશ્રીના પાછલો ભાગ, શ્રીકૃષ્ણુનો આખો સમય અને વદસતશ્રીના રાજ્યે પ્રથમનાં ૧૦-૧૨ વર્ષ જેટલો ભાગ રોકાએલ ગણાશે.

(૩) ઈ. સ. પૂ. ૩૪૭ આસપાસ ને તે બાદ; તે સમયે બિંદુસારના રાજઅમલનો પાછલો ભાગ તથા અશોકનો રાજઅમલ ગણાશે.

ઉપર પ્રમાણે ત્રણ સમયે, રાજક્રાંતિ થઈ હતી એમ સમજાય છે. તેમાંની પ્રથમ વેળાએ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી ભલે પોતાને વિલિવાયકુરસ લેખવે છે, પરંતુ તેના કોઈ શિલાલેખ કે સિક્કા એવી બાબતની ખાત્રી નથી આપતા કે કૃષ્ણા નદીવાળો પ્રાંત તેના તાબામાં આવ્યો હોય. બીજા સમયે ચંદ્રગુપ્ત સમ્રાટનો પ્રબળ પ્રતાપી અમલ ચાલુ હતો. તેણે તો ઉલટું કલિંગપતિ-ખારવેલના વંશને પણ હરાવી દીધો હતો એટલું જ નહીં પણ તેના વંશનો અંત આવતાં, ઠેઠ દક્ષિણે કન્યાકુમારી સુધીનો મુલક મગધસામ્રાજ્યમાં ભેળવી દીધો હતો. એટલે વચ્ચે આવતો કૃષ્ણા નદીવાળો ભાગ તો તેની આણમાં જ રહી જવા પામ્યો હતો તે સહજ સમજી શકાય તેવું છે. અને તે બાદ બિંદુસારના રાજ્યઅમલની શરૂઆતમાં પં. ચાણક્યની દોરવણી હોવાથી સામ્રાજ્યની સ્થિતિ મજબૂતપણે ટકી રહી હતી. એટલું જ નહીં પણ આંધ્રપતિને ઉલટા મગધના "ભૃત્યા" તરીકે રહેવું પડયું હતું, એટલે રાજ્યવિસ્તાર વધારવાની તેમની સ્થિતિ થવા પામી હોય તેવો તો વિચાર જ ક્યાં કરવો રહે છે ? આ પ્રમાણે પ્રથમના બન્ને સમય બાદ જતાં, માત્ર ત્રીજાની જ વિચારણા કરવી રહે છે. તે વખતે પં. ચાણક્યનું મરણ થઈ ગયું હતું અને મગધ સામ્રાજ્યે જ્યાં ને ત્યાં બળવા જેવી સ્થિતિ થઇ જવા પામી હતી. એટલે સમજી શકાય તેમ છે કે, વદસતશ્રી મલ્લિકશ્રી શાતકરણિએ કૃષ્ણાનદીના મુખવાળો ભાગ પોતાની સત્તામાં લઈ લીધો હોય. આ વિષેની ઠીક-ઠીક ચર્ચા આપણે પૃ. ૬૪-૬૫ ઉપર પણ કરી ચૂકયા છીએ કે જે સ્થિતિને લીધે સમ્રાટ અશોક-વર્ધનને, સિલોન જતા બૌદ્ધ સાધુઓના મંડળને મહાનદીના મુખ પાસેથી વિદાય દેવી પડી હતી. એટલે સાબિત થાય છે કે, વદસતશ્રીના રાજઅમલે જ આ અમરાવતીવાળો ભાગ-પ્રથમમાં પ્રથમ આંધ્ર સામ્રાજ્યમાં આવ્યો હતો. તે પ્રદેશમાંથી તેના મળી આવતા સિક્કાથી તે વાતને પુષ્ટિ પણ મળે છે. છતાં પ્રશ્ન એ ઉભો થાય છે કે, તેણે મુલક જીતી લીધો—તાબે કર્યો—એટલે ગાદી પણ ફેરવી નાંખી એમ તો ન જ કહી શકાય; કેમકે તેવા ફેરફારની અગત્ય જણાતાં, તેમજ તેનો અમલ કરતાં કરતાં પણ કેટલાંય વર્ષ વીતી જાય જ; એટલે આપણે વદસતશ્રીને બદલે, તેના પુત્ર માઢરીપુત્રના સમયે રાજગાદી ફેરવ્યાનું નિશ્ચિતપણે માનીએ તો તદ્દન સહીસલામત માર્ગ લીધો ગણાશે. આખીએ ચર્ચાનો સાર એ થયો કેઃ—

(૧) શ્રીમુખે ઇ. સ. પૂ. ૪૨૭ માં પૈઠમાં ગાદી કરીને વંશની સ્થાપના કરી હતી.

(૨) અને માઢરીપુત્ર શાતકરણીએ ઈ. સ. પૂ. ૩૧૭ આસપાસ (અથવા તેથી પણ વહેલી જો હોય તો વદસતશ્રીએ ઈ. સ. પૂ. ૩૪૭ બાદ જ) અમરાવતીમાં ગાદી ફેરવી નાંખી હતી. અમરાવતીમાંથી પાછી પૈઠમાં કયારે લાવવાની જરૂર પડી હતી તે મુદ્દો હવે વિચારીશું.

ઈ. સ. પૂ. ૩૧૭થી માંડીને આસરે બસો વર્ષ સુધી એટલે ઠેઠ ઈ. સ. પૂ. ૧૧૪ના અરસામાં જ્યારે અવંતિપતિ નહપાણે આંધ્રપતિને રંજાડવા માંડયા ત્યાંસુધીમાં, કોઈએ પણ તેમના સામું જોયું હોય તેવું ઇતિહાસના પૃષ્ઠે નોંધાયું જણાતું નથી; કેમકે તે કાળ મગધપતિ અશોકપછી સમ્રાટ પ્રિયદર્શિને ગાદી જ અવંતિમાં આણી હતી એટલે કે, મગધને બદલે હવે અવંતિ સામ્રાજ્યની હાકલ વાગવા માંડી હતી; આ પ્રિયદર્શિને જો કે દક્ષિણ હિંદના નાકા સુધીનો પ્રદેશ પોતાની સત્તામાં આણ્યો હતો, પરંતુ તે અકેન્દ્રિત રાજ્યની ભાવનાવાળો હોવાથી તેણે તાબે કરેલ સર્વ મુલકના રાજવીઓને તેમના મૂળ સ્થાને પુનઃસ્થાપિત કરી દીધા હતા. એટલે તેવા સંજોગોમાં આંધ્રપતિઓ ભલે ભૃત્યા કહેવાતા હતા પરંતુ તેમને રાજગાદી ફેરવવી પડી નહોતી જ. પ્રિયદર્શિન પછી મૌર્યવંશની પડતી થવા માંડી હતી અને તે બાદ

શુંગવંશની સત્તા અવંતિપતિ તરીકે દૃઢ થઇ હતી. તેમનો ઇતિહાસ જાણી ચૂકયા છીએ કે તેમની સત્તા ઉત્તરહિંદમાં જ પ્રસરી રહી હતી. તે બાદ નહપાણ ક્ષહરાટનો રાજઅમલ ૪૦ વર્ષ સુધી અવંતિ ઉપર ટકવા પામ્યો હતો. તેના સમયે આંધ્રપતિની સાથે ટંટા બખેડા થવા પામ્યા હતા અને નાસિક જીલ્લાની કેટલીક જમીન તેમને ગુમાવવી પડી હતી તેટલું ખરૂં (જુઓ તેના વૃત્તાંતે—તથા શિલાલેખ નં. ૩૩-૩૫). પરન્તુ રાજનગર અમરાવતીવાળું સ્થાન તો તદ્દન નિર્ભય જ રહેવા પામ્યું હતું. એટલે ત્યાંસુધી રાજગાદી તેને તે જ સ્થાન ઉપર હતી એમ નિર્વિવાદિતપણે સાબીત થઇ ગયું ગણાશે.

નહપાણ પછી અવંતિ ઉપર ગર્દભીલ વંશની સત્તા આવી છે. તેમની સાથે શાતવહનવંશીઓને ગાઢ મિત્રાચારી હોવાથી, તેમની સત્તા ઉપર બીલકુલ કાપ પડવા જેવું બને તે અસંભવિત છે, ઉલટું પ્રસંગોપાત શાતવહનવંશીઓ ગર્દભીલોને રાજકારણમાં જરૂર પડતાં, પડખે ઉભા રહ્યાનાં દૃષ્ટાંતો નોંધાયાં જડી આવે છે. તેમ વળી બન્ને જૈનધર્મ પાળતા હતા એટલે પણ કોઇને એક બીજા ઉપર આક્રમણ લઇ જવાનું કારણ મળવા શકય નથી. આ સ્થિતિ એમને એમ નં. ૨૩ વાળા શીવસ્વાતિના આરંભકાળ સુધી ટકી રહેવા પામી દેખાય છે. તેનો જન્મ દંતકથા પ્રમાણે દૈવી સંયોગમાં થયેલ હોવાથી તેના સમયે જબ્બરદસ્ત ધર્મક્રાંતિ થઈ હોવાનું લેખવું રહે છે (જુઓ આગળના પરિચ્છેદે નં. ૭ નું જીવનવૃત્તાંત) અને તેથી રાજ્યધર્મ તરીકે વૈદિકધર્મ સ્વીકારાયો છે. જેથી સ્વભાવિક છે કે, જે મિત્રાચારી ગર્દભીલપતિઓ સાથે શાતવહનોને ચાલી આવતી હતી તેમાં ભંગાણ પડવા લાગ્યું હતું. એટલે સંભવિત છે કે, આ શીવસ્વાતિએ ગાદી અમરાવતીમાંથી ખસેડીને, ગર્દભીલની સરહદ ઉપર હુમલો લઈ જવાને સગવડ પડે તે હેતુથી, બન્નેની હદની બને તેટલી નજીકની જગ્યાએ, પણ પોતાની હકુમતમાં ગણાય તેમ, પાછી પૈઠમાં આણી હશે-પરંતુ તે સમયે મહાપ્રભાવશાળી અને પરાક્રમી ગર્દભીલો ગાદી ઉપર હોવાથી, આ શાતવહનવંશીની બહુ કારિગીરી ચાલી લાગતી નથી; છતાં જ્યારે નં. ૨૩ પછી નં. ૨૪ ગાદીએ આવ્યો અને તેનું મરણ પણ ઈ. સ. ૯૯માં નીપજતાં નં. ૨૫ વાળો ચત્રપણ વાસિષ્ઠપુત્ર શાતકરણી આંધ્રપતિ તરીકે આવ્યો, ત્યારે તેણે જોર પકડયું લાગે છે; કેમકે આ સમયે અવંતિ અને સૌરાષ્ટ્ર ઉપર જે ગર્દભીલો હકુમત ચલાવતા હતા તે નબળા માલૂમ પડયા છે (જુઓ પુ. ૪ તેમનાં વૃત્તાંત). એટલે ઈ. સ. ૧૦૫ના અરસામાં પૈઠપતિ ચત્રપણે, પાસેનો ગુજરાત તથા તેની જોડાજોડનો સૌરાષ્ટ્રવાળો પ્રદેશ ગર્દભીલો પાસેથી જીતી લઈ, આંધ્ર સામ્રાજ્યમાં ભેળવી લીધો સમજાય છે. (જુઓ લેખ નં. ૧૮). ગુજરાત અને સૌરાષ્ટ્ર આ અવસ્થામાં લગભગ ઈ. સ. ૧૪૨ સુધી રહેવા પામ્યાં છે. તેટલામાં (જુઓ નં. ૨૫ના સિક્કો નં. ૭૬) તે દરમિયાન નં. ૨૫ની જગ્યાએ તેના પુત્ર નં. ૨૬ નું રાજ્ય શરૂ થઇ ગયું હતું અને સમજાય છે કે તે, આમે કાંઈક મોટી ઉંમરે જ ગાદીએ આવ્યો હતો અને ગર્દભીલો નબળા હોવાથી કોઇ તેને છંછેડે તેવું રહ્યું નહોતું; જેથી તેનું રાજ્ય કાંઈક લાંબું અને નિર્ભય રીતે ચાલવા પામ્યું હતું. વળી લગભગ ૬૦-૬૫ વર્ષની ઉપરનો જઈફ પણ થઈ ગયો હતો. તેટલામાં ગર્દભીલો પાસેથી અવંતિ પડાવી લઈ, અવંતિપતિ તરીકે મહાક્ષત્રપ ચષ્ઠણ સત્તાધીશ બન્યો હતો. તેણે રાજાપદ ધારણ કરીને ગુજરાતનો અને સૌરાષ્ટ્રનો જે ભાગ પૂર્વે અવંતિના તાબે હતો તે આંધ્રપતિ પાસેથી જ્યાંસુધી છોડાવી લીધો ત્યાંસુધી પણ આંધ્રપતિઓને પૈઠમાંથી ગાદી ફેરવવાનું કારણ મળ્યું નહોતું જ. પરંતુ ચષ્ઠણની જગ્યાએ મહાક્ષત્રપ રૂદ્રદામન આવ્યો અને નં. ૨૫ નું સ્થાન નં. ૨૬ વાળાએ લીધું કે તરત જ, રૂદ્રદામને સૌરાષ્ટ્રની ઉત્તરે આવેલ કચ્છ પણ જીતી લઈ, પોતે યુવાન, મહત્ત્વાકાંક્ષી તથા પરાક્રમી હોવાથી દક્ષિણની જીત મેળવવા પોતાનું સર્વ લક્ષ આપવા માંડયું, અને તેમાં ખૂબ ફાવ્યો પણ લાગે છે. લડાઈમાં ઈ. સ. ૧૫૫ આસપાસમાં હારી જવાથી પૈઠ ખાલી કરીને પાછા દક્ષિણમાં ઠેઠ તુંગભદ્રા નદીના કાંઠે, વૈજયંતી ઉર્ફે વિજયનગરમાં નં. ૨૭ આંધ્રપતિને પોતાની રાજગાદી

સ્થાપવી પડી હતી. તે બાદ તો આંધ્રપતિઓની પડતી જ થવા માંડી છે. બલ્કે જે અવશેષ ભૂપતિ રહ્યા હતા તેમાં પણ બે ફાંટાઓ પડી ગયા છે, જે પૂર્વ અને પશ્ચિમની શાખા તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધિને પામ્યા છે. આપણે તે વાત સાથે નિસ્બત નથી. જે કહેવાનું છે તે એટલું જ કે, પૈઠમાંથી ગાદી આસરે ઈ. સ. ૧૫૫ બાદ થોડા જ સમયમાં ઉઠાવી લેવી પડી છે. આખાએ વિવેચનનો સાર આ પ્રમાણે કરી શકાશે:—

(૧) પૈઠમાં રાજગાદી, ઈ. સ. પૂ. ૪૨૭ માં રાજા શ્રીમુખે કરી.

(૨) તે બાદ રાજવિસ્તાર વધવાથી ઈ. સ. પૂ. ૩૧૭ની આસપાસ, નં. ૫ વાળા રાજાના સમયે અમરાવતીમાં ગાદી લઈ જવાઈ એટલે કે પૈઠે ૧૧૦ વર્ષ સુધી રાજપાટનું માન ભોગવ્યું.

(૩) તે બાદ નં. ૨૩ના સમયે ઈ. સ. ૭૦ આસપાસ, પાછી રાજગાદી પૈઠમાં, નહીં કે રાજવિસ્તાર ઘટવાને લીધે પરંતુ રાજકીય સગવડતા સાચવવા માટે લાવવી પડી. એટલે અમરાવતીએ લગભગ ચાર સદી સુધી રાજનગર તરીકેનું સ્થાન શોભાવ્યું ગણાય. બનવાજોગ છે કે, તે સમયે પણ, સંયોગની અનુકૂળતાએ અવારનવાર પૈઠ જવું આવવું થતું હશે, પરંતુ ગાદીસ્થાન તો અમરાવતી જ હતું.

(૪) છેવટે પૈઠમાંથી રાજપાટ ઈ. સ. ૧૫૫ આસપાસ હંમેશને માટે ખસી જવા પામ્યું છે. એટલે બીજી વખત પૈઠનગરે લગભગ પોણીસદી જ જાહોજલાલી ભોગવી છે. પરંતુ બન્ને વખત મળીને પૈઠ નગરે ૧૧૦+૭૦=૧૮૦ અથવા બહુ તો બસો વર્ષ સુધી રાજનગરનું બહુ માનવંતુ પદ ધારણ કરી રાખ્યું હતું, જ્યારે અમરાવતીએ તો તેથી બમણું એટલે ચારસો વર્ષની મુદત સુધી તે માન ભોગવ્યું છે. પરંતુ શાતવહનની આદિ તથા અંત, બન્ને વખતે પૈઠમાં જ ગાદીનું સ્થાન હોવાથી, ઇતિહાસમાં સામાન્ય રીતે આંધ્રપતિઓને, પૈઠ–પૈઠણવાસી અથવા તેનું પુરાણુંનામ પ્રતિષ્ઠાનપુર હોવાથી, તે નામથી જ ઓળખાવવામાં આવ્યા કરે છે.





# નવમ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

**ટૂંકસારઃ**—(૬) ગૌતમિપુત્ર સ્કંધસ્તંભ ઉર્ફે કૃષ્ણબીજો

તેના સમય અને ઉંમરની કરેલી ચર્ચા—પ્રિયદર્શિને ઉભા કરેલ મસ્કિના શિલાલેખના કારણની તથા સાથે સાથે તેના સમયની આપેલી સમજૂતિ—તથા તેના નામ સાથે તેનો કલ્પી શકાતો સંબંધ—પ્રિયદર્શિન સાથે ઉભી થયેલી અથડામણના કારણની આપેલ વિગત, તથા નીપજેલ પરિણામનું કરાવેલ દિગ્દર્શન—

(૭) વાસિષ્ઠપુત્ર શાતકરણિ ઉર્ફે શતવહન સાતમો

તેનાં નામ, ઉંમર તથા પરિવાર વિશે કરેલો વિવાદ—પોતાના પૂર્વજોના પળાયા આવતા ધર્મમાં તેણે કરેલ પલટો અને ઉભા થયેલ સંયોગોનું કરેલું વિવેચન; તે ઉપરથી તેણે દોરવેલું પોતાનું શેષજીવન—તે સમયે થયેલ ધર્મક્રાંતિનું વિગતવાર આપેલ વર્ણન અને તેમાંથી પરિણમેલ રાજકીય બનાવોનું લીધેલ અવલોકન—શાતકરણિ વંશમાં વપરાયલ કેટલાંક વિશેષ ઉપનામોની આપેલ સમજૂતિ—તેના રાજ્ય વિસ્તારનું આપેલ વર્ણન અને પ્રિયદર્શિને પોતાના શિલાલેખોમાં વાપરેલ (Bordering lands) બોરડરીંગ લેન્ડઝવાળા શબ્દનો અત્યાર સુધી ચાલી આવતો અર્થ, કેવો ભ્રમજનક છે તેનો આપેલ ખુલાસો—તેના રાજ્યની એક સર્વોપરિ વિશિષ્ટતાનું આપેલું રહસ્ય—તેની અને પંડિત પતંજલિની બંધાયેલી મિત્રાચારીએ પરસ્પરમાં ભજવેલ ભાગ અને કેટલીક તુલનાનું વર્ણન—

## શતવહન વંશ (ચાલુ)

### (૬) ગૌતમીપુત્ર સ્કંધસ્તંભ ઉર્ફે કૃષ્ણબીજો

**તેનાં સમય, નામ, તથા ઉંમર**

સર્વે પુરાણોમાં તેનો સમય ૧૮ વર્ષનો આપ્યો છે. એટલે આપણે તેમાં ફેરફાર કરવા કારણ રહેતું નથી. તે હિસાબે તેનો સમય ઈ. સ. પૂ. ૨૯૯ થી ૨૮૧=૧૮ વર્ષનો ગણવો રહે છે. જો કે કેટલાક કારણવશાત્ તે આંકને એક વર્ષ વહેલો મોડો કરી ૩૦૦ થી ૨૮૨ અથવા તો ૨૯૮ થી ૨૮૦ સુધીનો ઠરાવવા અને તેમ કરવાથી પૂર્વે થઈ ગયલાના સમયમાં પણ યથાયોગ્ય સુધારો વધારો કરી લેવા, પ્રથમ જરૂરિયાત લાગી હતી. પરંતુ અનેક વિચારણાના અંતે (સતર વર્ષ ઉપર થોડા મહીના લેખી અઢાર વર્ષ રાજ્ય ચાલ્યાનું ગણી) ૨૯૯ થી ૨૮૨-૧ નો સમય જ પાકે પણે માનવાનું ઠરાવવું પડયું છે. જે હકીકત આગળ ઉપર આવવાની છે એટલે અહીં માત્ર તેનો ઉલ્લેખ કરીને જ આગળ વધીશું.

તેની ઉમર વિશે કયાંય સૂચન થયાનું જો કે વાંચવામાં આવ્યું નથી પરંતુ સર્વ પરિસ્થિતિનો વિચાર કરતાં તે પણ ગાદીએ આવ્યો હોય ત્યારે ૪૦-૪૫ ની ઉમરનો હોવાનું સમજાય છે. એટલે તેનું આયુષ્ય ૬૦ વર્ષની લગભગનું ગણવું રહે છે.

તેનું ઉઘાડું નામ સ્કંધસ્તંભ હતું જ, કેમકે સર્વ પુરાણો તે વિશે સંમત દેખાય છે. જ્યારે ગૌતમીપુત્ર અને કૃષ્ણવાળાં નામ, અમે સંજોગાધિન જોડી કાઢયાં છે તે આ પ્રમાણે છે. પુ. ૨માં તૃતીય પરિચ્છેદે સિક્કા નં. ૬૨ નું વર્ણન આપ્યું છે. તે ઉપરથી સમજાય છે કે, તેમાં સમ્રાટ પ્રિયદર્શિનનું સાંકેતિક ચિહ્ન જે હાથીનું હતું તે સવળી બાજુ કોતરાયું છે. એટલે રાજા કૃષ્ણ તે પ્રિયદર્શિનનો ભૃત્ય ઠરે છે તેટલું ચોક્કસ થયું. પછી એટલું જ વિચારવું રહ્યું કે તે કૃષ્ણ કોણ? નં. ૩ વાળાનું નામ પણ તે જ છે, તો આ કૃષ્ણ વળી કોણ? જો નં. ૩ વાળો જ કૃષ્ણ કહેવાનો તાત્પર્ય હોત તો તેનું વિશેષણ જે વાસિષ્ઠપુત્ર છે તે દર્શાવ્યું હોત પણ તેમ કરાયું નથી; ઉપરાંત નં. ૩ વાળાના સમયે પ્રિયદર્શિનનો ઉદ્ભવ પણ થયો નહોતો. આ બે સંજોગને લીધે નં. ૩વાળા કૃષ્ણનો આ સિક્કો ન હોવાનું નક્કી કરવું પડયું. પછી પ્રિયદર્શિનના સમકાલિનપણાયે કોણ કોણ થયું હોય તે શોધી કાઢવા તરફ ધ્યાન દોરાયું. તે સમયે નં. ૬ અને નં ૭ વાળા બે ભૂપતિ જ થયા છે. તેમાં નં. ૭ વાળાનું નામ પણ સ્પષ્ટ રીતે વાસિષ્ઠપુત્ર શાતકરણિ જ સર્વ ઠેકાણે લખાયાનું જણાયું છે એટલે તેને પણ બાકાત કરવો પડયો. પછી નં. ૬ એકલાની જ વિચારણા કરવી રહી અને તે ઉપનામ તેનુંજ હોવાનું લગભગ દરેક રીતે સુયોગ્ય લાગ્યું છે; કેમકે પ્રિયદર્શિને કોતરાવેલ ધૌલી-જાગૌડાના લેખથી પણ તેને સમર્થન મળે છે (જેની હકીકત આગળ આપવામાં આવી છે), સિક્કામાં હાથી પણ છે, તેના મરણના સમયનો મેળ પણ ખાતો જણાય છે, તેમ મસ્કિના શિલાલેખનું સ્થળ તથા અલ્હાબાદના સ્તંભ લેખમાં કોતરાયલી હકીકત પણ, તે કલ્પનાને મજબુતી આપતી દેખાય છે. આવાં અનેકવિધ કારણોને લીધે નં. ૬ વાળાનું નામજ કૃષ્ણ હોવાનું નિશ્ચિતપણે ઠરાવવું પડયું છે. વળી તે જ નામનો એક રાજા આગળ થઈ ગયો હોવાથી આનું નામ કૃષ્ણબીજો રાખવું જોઈએ તે દેખીતું જ છે. ઉપરાંત એક પછી એક ગાદિએ આવતા રાજાઓ, સામાન્ય રીતે પિતા-પુત્રના સગપણે જ જોડાયલા હોય છે, અને પિતા જે ગોત્રની કન્યા પરણે તે જ ગોત્રની કન્યા, પુત્ર બનતાં સુધી પરણી શકતો નથી; કેમકે તેમ કરવા જતાં, પુત્રને તેની માતૃપક્ષના સગાઇની ગૂંચમાં આવી જવું પડે છે. આ બે પ્રકારના નિયમને ધ્યાનમાં રાખીને એમ ઠરાવવું પડયું છે કે, નં. ૫ વાળો જ્યારે માઢરીપુત્ર છે અને નં. ૭ વાળો વાસિષ્ટપુત્ર શાતકરણિ છે, ત્યારે આ નં. ૬વાળાને આ વંશના અનેક અન્ય ભૂપતિઓની પેઠે ગૌતમીપુત્ર શાતકરણિ તરીકે લેખવામાં કાંઇ અયુક્ત નહીં જણાય. તેમજ નં. ૩ વાળો તેનો નામેરી વાસિષ્ઠપુત્ર લેખાય છે ત્યારે આ દ્વિતીય નામધારીને પૂર્વનાથી અલગ પાડવાને ગૌતમીપુત્રનું ઉપનામ

જોડવું[1] વધારે અનુકૂળ લેખાય તેમ છે, કે જેથી ઓળખમાં પણ સગવડતા સચવાય છે. કેવા સંજોગોમાં તેનાં નામ જડી આવ્યાં છે તેનો ખૂલાસો હવે સમજાઇ ગયો હશે.

તેનું નામ કૃષ્ણ કેમ પડયું હોય તે વિશે વિચાર કરતાં એક બીજો ઐતિહાસિક પ્રસંગ પણ યાદ આવે છે. સુદર્શન તળાવની પ્રશસ્તિ કે જે સમ્રાટ પ્રિયદર્શિનના ભાઈ શાલિશુકે કોતરાવ્યાનું આપણે હવે સાબિત કરી આપ્યું છે, તેમાંની હકીકત તથા ખુદ પ્રિયદર્શિને કોતરાવેલ ધૌલી-જાગૌડાના શિલાલેખની હકીકત-આ પ્રકારે બન્ને શિલાલેખમાં વર્ણવાયલી હકીકત[2]માંથી એકજ ધ્વનિ નીકળતો જણાય છે કે, પ્રિયદર્શિને "without treachery, after throughly conquering Satakarni, he let him go alive owing to close relationship=કોઇ પણ પ્રકારનો દગો ફટકો રમ્યા વિના, પ્રિયદર્શિને શાતકરણિને સંપૂર્ણ રીતે જીતી લીધો હતો, છતાં ઘણા જ નિકટના સગપણને લીધે તેને જીવતો જવા દીધો હતો." એટલે એવી મતલબ થઈ કે પોતે જે પ્રકારે લડાઈ લડયો છે તેને માટે પ્રિયદર્શિને "without treachery=દગોફટકો કર્યા વિના" શબ્દ વાપર્યો છે, પરંતુ સામા પક્ષે એટલે શાતકરણિએ દગોફટકો કર્યો હોવો જોઇએ એમ તેના કહેવાનો તાત્પર્ય થાય છે. વળી આ હકીકત સાચી હોવાનું તેના જ શબ્દોથી પૂરવાર થાય છે. તેણે ચોખ્ખું જણાવ્યું છે કે રાજા શાતકરણિએ લડાઈમાં રમેલ રમતથી પોતે એટલો બધો ક્રોધાન્વિત થયો હતો કે, જો સગપણ આડું ન આવ્યું હોત તો જરૂર તેને દેહાંતને પમાડયો હોત. જો ક્રોધ પામવાનું કારણ ન મળ્યું હોત તો, જેમ અન્ય ઠેકાણે "reinstated=પુનઃ તે સ્થાને સ્થાપિત કર્યો" શબ્દ વાપર્યા છે તેમ અત્ર પણ તેજ શબ્દો વાપરીને સંતોષ પામત; એટલે કે દેહાંતદંડ આપવાની જ્યારે પોતે ઇચ્છા વ્યક્ત કરી છે ત્યારે તેણે વાપરેલા આ શબ્દોથી, શાતકરણિએ કરેલ દગાની ગંભીરતાનું માપ પણ કાઢી શકાય છે (આ પ્રસંગ શું હોઈ શકે તે આપણે હવે પછી જણાવવાના છીએ); અને આપણે જાણીએ છીએ કે કેટલીક વખતે વ્યક્તિઓના ઉપનામો તેનામાં રહેલ ગુણને આશ્રયીને જોડાઇ કાઢેલ હોય છે. કૃષ્ણ એટલે કાળું-રંગમાં કાળું તેમ ભાવથી અને અપેક્ષાથી પણ કાળું; એટલે મેલું, કપટભરેલું, કાળું જેનું વર્તન છે તેવો પુરૂષ, તે જાણવો. જો કે આ તો તેના સંબંધમાં બનેલ બનાવ ઉપરથી આપણે કલ્પના ઉપજાવી કાઢી છે પરંતુ એક રીતે તે સાચી ઠરતી નથી કેમકે, તેનું 'કૃષ્ણ શાતકરણિ' એવું નામ કે ઉપનામ વપરાયું છે તે તો તેણે પોતે જ વાપર્યું છે, તેના કરતાં અન્ય કોઇએ વાપર્યું હોત તો, તેને આપણે જરૂર **यथागुणाः तथानामानि** ગણી લેત; એટલે બહુ બહુ તો આપણે **यथानामानि तथागुणाः** તરીકે આ પ્રસંગને જે કેવળ લેખાવી શકીએ.

સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત લખતાં જણાવ્યું છે કે નાના યા મોટા ખડકલેખો કોઇને કોઈના સમાધિ-સ્થાનો સૂચવવા પૂરતા છે. તેમાંયે પોતાના ધર્મના મહાપુરૂષ એવા તીર્થંકર જે સ્થળે નિર્વાણપદને પામ્યા છે, ત્યાં મોટા ખડકલેખો અને પોતાના કુટુંબીજનો જે સ્થળે મરણ પામ્યા

**અશ્ચિકના શિલાલેખનું કારણ**

(૧) વધારે ઉંડા અભ્યાસથી હવે તો માલૂમ પડયું છે કે, (પુ. ૨, સિક્કા નં. ૬૪) તેણે પોતે જ ગૌતમીપુત્ર તરીકે પોતાને ઓળખાવ્યો છે જેથી આપણું અનુમાન હવે સત્ય હકીકત તરીકે સાબિત થઇ જાય છે.

(૨) આ સ્થિતિ પણ એ જ ખાત્રી કરી આપે છે કે, સુદર્શન તળાવ અને ધૌલીજાગૌડાના લેખની હકીકત સાથે પ્રિયદર્શિનને જ સંબંધ છે, નહિકે જેમ સુદર્શનની પ્રશસ્તિ સાથે મહાક્ષત્રપ રૂદ્રદામનનો સંબંધ હોવાનું મનાઈ ગયું છે તેમ. રૂદ્રદામનનો સંબંધ એટલા પૂરતો ખરો કે, તેણે તે જ સ્થાને સમ્રાટ પ્રિયદર્શિનની સરખામણીમાં પોતાને મૂકતાં પોતાના તરફથી પ્રશંસા કરતાં વાકયો ઉચ્ચારવાં પડયાં છે (આ હકીકત પુ. ૨ માં સુદર્શન તળાવના પરિશિષ્ટમાં તથા પુ. ૪ માં રૂદ્રદામનનાં જીવનવૃત્તાંતે ઘણી જ સ્પષ્ટ રીતે સાબિત કરી બતાવી છે).

હોય તેવા સ્થાન ઉપર, નાના ખડખલેખો તેણે ઉભા કરાવ્યા છે; જે સ્થાને તેના ધર્મના છેલ્લા તીર્થંકર શ્રીમહાવીરને પોતાની જીવંત અવસ્થામાં અનેક મુશ્કેલીઓ–જૈનપરિભાષામાં ઉપસર્ગો કહેવાય છે તે–ભોગવવી પડી છે, તે સ્થાન ઉપર સ્તંભલેખ ઉભા કરાવી તેની ટોચ ઉપર શ્રીમહાવીરને ઓળખાવતું જે ચિહ્ન–લંછન–સિંહ છે તે ગોઠવ્યું છે. આ પ્રમાણે આપણે સાબિત કરી બતાવ્યું છે. આ કથનથી એટલું પ્રતિપાદિત થયું કે, મસ્કિસ્થળનો લેખ નાના ખડકાકારે હોઈ, તે સ્થાન ઉપર પ્રિયદર્શિનનું કોઇ અંગત સગું મરણ પામ્યું હશે. આ સ્થાનની જગ્યા વર્તમાનકાળે નિઝામીરાજ્યે, રાયપુર જીલ્લામાં આવેલી છે; જેમ તે સમયે શાતકરણિના રાજ્ય વિસ્તારમાં તેનો સમાવેશ થતો હતો, તેમ તે સમયે શાતકરણિને તાબે કલિંગદેશ પણ હતો, તેથી તેમને કલિંગપતિ પણ કહેવામાં આવતા.[3] મતલબ કે મસ્કિનું સ્થળ અને કલિંગદેશ–બન્ને શાતકરણિની સત્તામાં હતા. કલિંગદેશમાં આવેલ ધૌલી–જાગૌડાના શિલાલેખમાં, પ્રિયદર્શિને બે વખત શાતકરણિને હરાવ્યાનો જે ઉલ્લેખ કરેલ છે, તેમાંનો એક પ્રસંગ ઉપર જણાવેલ મસ્કિના સ્થળે બન્યો હોવાનું, અને બીજો કલિંગની ભૂમિ ઉપર બન્યો હોવાનું, માનવું રહે છે. કલિંગની ભૂમિ ઉપર શા માટે યુદ્ધ થયું હતું તે આગળ ઉપર વર્ણવવાનું છે એટલે અહીં તો મસ્કિને અંગે જ બનેલ હકીકત જણાવીશું. આનો વિચાર કરતાં, ગત પારિગ્રાફે તેનું નામ કૃષ્ણ કેમ પાડવામાં આવ્યું હશે તે બાબતનો ઈસારો કરી ગયા છીએ તે પ્રસંગ સ્મરણમાં તરી આવે છે. તે પ્રસંગને સમ્રાટે રાજપ્રપંચ તરીકે લેખાવ્યો છે તથા પોતે ક્રોધમાં તેને મારી નાંખ્યો હોત, પરંતુ અંગત સંબંધને લીધે જીવતો મૂકી દીધાનું પણ જણાવ્યું છે. બીજી બાજુ મસ્કિના સ્થળે કોઇ અંગત સંબંધીજનનું મરણ નીપજ્યું હોવાનું જણાવી ગયા છીએ. આ બધાનું એકીકરણ કરતાં સ્પષ્ટ થઈ જાય છે કે, પ્રિયદર્શિન અને શાતકરણિ વચ્ચે મસ્કિસ્થળે (કે આસપાસ) યુદ્ધ રમાયું હશે, જેમાં પ્રિયદર્શિનનું અંગત માણસ મરણ પામ્યું હશે. વળી તે મરણ નીપજાવવામાં શાતકરણિએ ભયંકર રીતે કોઇને કોઈ જાતની પ્રપંચજાળ પાથરી હોવી જોઇએ. આટલું નક્કી કર્યા બાદ તે અંગત સગું કોણ હોઈ શકે તે પ્રશ્ન વિચારવો રહે છે.

પુ. ૨માં અશોકવર્ધન અને પ્રિયદર્શિનનાં વૃત્તાંત લખતાં વિધવિધ કલ્પના કરીને, તે તે સમ્રાટના કોઈ પુત્ર કે ભાઇ હોવાનું નામ સૂચવ્યું છે. પરંતુ અત્ર વર્ણવાયલી હકીકત ઉપરથી સમજાય છે કે, તેમાં અશોકવર્ધનના કોઈ સગાં કરતાં પ્રિયદર્શિનનું સગું જ સંડોવાયલું હોવું જોઇએ. તો તે સગું કયું હશે? અલ્હાબાદ કૌશંબીના સ્તંભલેખમાં કુંવર તિવલ અને ચારૂવાકીનાં નામ આવે છે. પ્રિયદર્શિનના કુટુંબપરિવારનું વર્ણન કરતાં પુ. ૨, પૃ. ૨૯૬ અને તેની ટીકાઓમાં આપણે ઇસારો પણ કર્યો છે કે, આવાં નામ જોતાં તો, તેઓ દક્ષિણના સ્વામી આંધ્રપતિની બહેન અને તેણીનો પુત્ર હોવાનું સંભવિત છે. વળી વિદ્વાનોનું મંતવ્ય થયું છે કે (સ્મિથ અશોક, પૃ. ૧૯૮, ટી. નં. ૩૩) આ કુમાર તિવલનું મરણ નીપજ્યું હોવું જોઇએ, કેમકે તે ગાદી ઉપર આવ્યો નથી. આ બધા સંયોગો એવા અનુમાન ઉપર લઈ જાય છે કે, મસ્કિના સ્થળસાથે પ્રિયદર્શિનની રાણી ચારૂવાકી કે કુમાર તિવલને જરૂર સબંધ હોવો જોઇએ. આ અનુમાનને વળી બીજી રીતે પુષ્ટી મળે છે. પ્રિયદર્શિને–ઉર્ફે સંપ્રતિએ–પોતાની કૃતિઓ-માંની કેટલીકમાં તેના કર્તા તરીકે પોતાનું નામ આપ્યું છે, જ્યારે કેટલાકમાં પોતાનું નામ જણાવ્યું જ નથી; અને તેનો ખુલાસો કરતાં અમે એમ જણાવ્યું છે કે, સમ્રાટઅશોક જ્યાં સુધી જીવતો હતો ત્યાં સુધી (ઈ. સ. પૂ. ૨૭૧=મ. સં. ૨૫૬ પોતાના રાજ્યકાળે ૧૯ વર્ષ બાદ) તેણે જે કરાવાયું છે તેમાં, પોતાના

(૩) જ્યાં યુગપુરાણના આધારે (જુઓ પુ. ૪માં પૃ.૨૦, ટી. નં. ૨૨) કલિંગપતિને 'શાત' તરીકે ઓળખાવ્યો છે. વળી આ નં. ૪, ૫, ૬, ૭ ઈ. રાજાઓના મળી આવેલ સિક્કા ઉપરથી તેમનો રાજ્ય વિસ્તાર નક્કી કરીને પૂરવાર કર્યું છે કે, કલિંગદેશ તેમને તાબે હતો, તેથી શાત રાજાઓને કલિંગ-પતિ પણ કહેવામાં આવતા હતા.

દાદા અશોક પ્રત્યેની માનમર્યાદા સાચવીને, કર્તા તરીકે પોતાનું નામ જણાવ્યું જ નથી, પણ દાદાના મરણ બાદ જ તેણે પોતાનું નામ કર્તા તરીકે દાખલ કર્યું છે; અને તેના પૂરાવામાં કહી શકાશે કે સંપ્રતિએ પોતાના દાદાની હૈયાતિમાં એટલે પોતાના રાજ્યકાળે ૭ વર્ષ બાદ, સાતથી આઠમા વર્ષે (જુઓ ખડકલેખ નં. ૧.) કરોડોની સંખ્યામાં મૂર્તિઓ ભરાયલી હોવા છતાં, એકે ઉપર તેનું નામ દેખાતું નથી. માત્ર अशोकस्स એવો છઠ્ઠીવિભક્તિનો પ્રયોગ કરીને થોડી જગ્યા ખાલી મૂકી દીધી છે ને તેનો ખુલાસો કરતાં અમે (પુ. ૨, પૃ. ૪૨) એમ જણાવ્યું છે કે, नप्ता, वंशज, पौत्र કે उत्तराधिकारी અથવા તેના જ ભાવાર્થવાળો શબ્દ તે ઠેકાણે અધ્યાહાર રખાયો હોવો જોઇએ. તે અનુમાનને હવે અત્રે વર્ણવાયલા પ્રસંગથી મજબૂતી મળી જાય છે; કેમકે મસ્કિના યુદ્ધનો સમય,[૪] સમ્રાટ અશોકના જીવનકાળે જ બની ગયો છે, ને તેમાં અંગત સગાનું મરણ નીપજ્યું હોવાથી, નિયમ પ્રમાણે પ્રિયદર્શિને પોતાનું નામ જણાવવા ઉપેક્ષાવૃત્તિ જ સેવી છે. આખીયે ચર્ચાનો નિચોડ એ કહેવાશે કે, રાણી ચારૂવાકી કે કુમાર તિવલના મરણના સ્થાને સમ્રાટ પ્રિયદર્શિને મસ્કિના લેખ ઉભો કરાવ્યો છે.

આ નિર્ણયમાંથી બે પેટા સવાલો ઉઠે છે: (૧) સગાનું મરણ પહેલું થયું અને પછી શાતકરણિ સાથે પ્રિયદર્શિનને યુદ્ધ આદરવું પડયું છે કે, યુદ્ધ શરૂ થયા બાદ લડાઇમાં મરણ થયું છે. (૨) શાતકરણિ પોતાનાં સગાં (રાણીનું મરણ થયું હોય તો બહેનનું, અને કુમારનું મરણ થયું હોય તો ભાણેજનું)નું મરણ નીપજાવવા કાવતરૂં કરે ખરૂં ? એમાંથી એકે પ્રશ્નને લીધે, આપણે કરેલ મૂળ નિર્ણયને જફા પહોંચતી નથી; છતાં ઉઠેલ પ્રશ્નોનો ઉત્તર વાળવામાં કાંઈજ વાંધો દેખાતો નથી કે, યુદ્ધ શરૂ થયા બાદ સગાંનુ મરણ થયું હોવું જાઇએ. તેમજ બહેન કે ભાણેજનું મરણ નિપજે એવું કાવત્રું રચવાને રાજકીય ખટપટમાં માણસનું અંતઃકરણ બહુ ડંખતું હોતું નથી. એવા ઘણા પ્રસંગો ઇતિહાસમાંથી જડી આવે છે.

આ સ્કંધસ્તંભનો રાજ્યઅમલ ૨૯૯થી ૨૮૨-૧ સુધીનો ગણાવ્યો છે. આપણે જોઇ ગયા છીએ કે ઉત્તરહિંદમાં તે સમયે સમ્રાટ અશોકનું રાજ્ય ચાલતું હતું. અશોકને રાજ્યની તથા ગૃહકલેશની અનેક જંજાળોને લીધે, ઉત્તરહિંદમાં જ ગૂંચવાઈ રહેવું પડયું હતું, જેથી દક્ષિણહિંદમાં શું બની રહ્યું હતું તે આંખ ઊંચી કરીને નિહાળવા જેટલી પણ તેને પડી નહોતી. એટલે તેના રાજ્યનો ઈ. સ. પૂ. ૨૮૯માં અંત આવ્યો ને સમ્રાટ પ્રિયદર્શિન ગાદીએ આવ્યો ત્યાંસુધી તો સ્કંધસ્તભને કોઈ આંગળી ચીંધી શકયું નહોતું. તેમ પ્રિયદર્શિને પોતાના રાજ્ય અમલના પ્રથમના ૨૯૦થી૨૮૪ સુધીના ૭ વર્ષ, ઉત્તરહિંદ અને હિંદની બહારના મુલકપર જીત મેળવવામાં પસાર કર્યા હતા, તે પુ. ૨માં જણાવી ગયા છીએ. એટલે ૨૮૪ના અંત સુધી પણ સ્કંધસ્તંભનું સ્વતંત્રપણું એકધારું જળવાઈ રહ્યું હતું. હવે પ્રિયદર્શિને દક્ષિણહિંદ જીતવા તરફ લક્ષ દોડાવ્યું અને તે કાર્ય પણ અઢીવર્ષમાં તેણે સંપૂર્ણ કર્યા હોવાનું તેના શિલાલેખ ઉપરથી જણાય છે. એટલે સ્પષ્ટ થઈ જાય છે કે, ૨૮૪થી માંડીને ૨૮૨-૧માં સ્કંધસ્તંભનું મરણ નીપજ્યું છે, ત્યાંસુધીના ગાળામાં જ તેને પ્રિયદર્શિનની સાથે યુદ્ધ કરવાનું અને પરિણામે તેના ભૃત્ય બનવાનું થયું હોય; તેમ તેના સ્કંધસ્તંભના સિક્કા પણ સમર્થન કરે છે કે, તે સમ્રાટ પ્રિયદર્શિનનો ખંડિયો થયો હતો. હવે વિચારીએ કે આ પ્રસંગ, કેમ અને કયારે, ઉભો થવા પામ્યો હતો ?

**મસ્કિના લેખનો સમય**

પ્રિયદર્શિનના કલિંગના શિલાલેખથી જાણી ચૂકયા છીએ કે તેણે બે વખત શાતકરણિને જીત્યો હતો ને સગપણને લીધે જીવતો જવા દીધો હતો. આ લેખમાં આલેખેલી હકીકત તેના રાજ્યે નવમા વર્ષે એટલે ઈ. સ. પૂ. ૨૮૧માં બનવા પામી છે. પ્રશ્ન એ વિચારવો રહે છે કે, આ યુદ્ધમાં જે શાતકરણિને હરાવ્યો છે

(૪) આગળ ઉપર નં. ૭ના વૃત્તાંતે તે સાબિત કરાયું છે તે જુઓ.

તેને જ બીજી વખતનું યુદ્ધ ગણવાનું છે કે તે સિવાય બે યુદ્ધ થઇ ગયાં હતાં, ને આતો ત્રીજું ગણવાનું છે? વળી ઉપરના પારામાં જણાવ્યું છે કે, શાતકરણિ સ્કંધસ્તંભનું મરણ જ ૨૮૨-૧ માં નીપજ્યું હતું તો તેનું મરણ થયું તે યુદ્ધને લીધે કે કુદરતી કારણે? આ પ્રમાણે ભિન્ન ભિન્ન મુદ્દા વિચારવા પડશે. યુદ્ધના પરિણામમાં તો જીવતો જવા દીધાની હકીકત સ્પષ્ટ દર્શાવેલી છે એટલે તેનું મરણ કુદરતી સંયોગોમાં જ થયું ગણવું પડશે. માત્ર બન્ને પ્રસંગની (તેના મરણની અને કલિંગના યુદ્ધની) સાલ ૨૮૧ ની મળી ગઈ છે તે તો કાકતાલિય ન્યાયે બનવા પામ્યું લાગે છે. આ પ્રમાણે એક વાતના પ્રશ્નનો ફડચો થઈ ગયો. હવે બે યુદ્ધ થયાં કે ત્રણ તે મુદ્દો વિચારીએ. ગમે તેટલાં યુદ્ધ થયાં માનો, તો યે તે સર્વેનો સમય તો ૨૮૪ થી ૨૮૨ સુધીના અઢી કે ત્રણ વર્ષનાં ગાળામાં જ છે એટલું તો નક્કી છે જ. વળી પ્રિયદર્શિનના વૃત્તાંતથી જાણીતા થયા છીએ કે, દક્ષિણની જીત પૂરી કર્યા બાદ તે અવંતિમાં આવી ગયો હતો ને પછી ફરીને કલિંગમાં જવું પડ્યું હતું. એટલે અર્થ એ થયો કે, શાતકરણિની સાથે થયેલ જુદાં જુદાં યુદ્ધની વચ્ચે કાંઈક યુદ્ધવિરામનો સમય પણ થવા પામ્યો હતો. વળી સ્વભાવિક છે કે, એક યુદ્ધને બીજા યુદ્ધથી છૂટું પાડવા માટે-છૂટા તરીકે ગણત્રીમાં લેવા માટે-પણ કાંઈક સમય યુદ્ધવિરામ તરીકે પસાર થવો જ જોઇએ; તો આવી રીતે જ્યાં યુદ્ધવિરામના સમયની ગણના કરવાની હોય ત્યાં બે અઢી વર્ષમાં જેમ બને તેટલાં યુદ્ધ ઓછાં થયાનું જ માનવું પડે. જેથી ત્રણને બદલે બે યુદ્ધ જ થયાં હોવાનું માનવું રહે; પણ કલિંગલેખમાં તો સાફ જણાવ્યું છે કે પૂર્વે બે વખત જીવતો જવા દીધો હતો. એટલે કે ત્રણ વખત યુદ્ધ થયું હતું. આ બધી હકીકતનો બરાબર મેળ જામી શકે તે માટે એમ ઠરાવવું રહે છે કે, પહેલું યુદ્ધ ઈ. સ. પૂ. ૨૮૪ના અંતે થયું ગણવું. તે બાદ છ માસ તે અવંતિ ગયો; ઈ. સ. પૂ. ૨૮૩ ની આદિમાં. દરમિયાન કાવત્રાના ભોગમાં મસ્કિના સ્થળે કુમાર તિવલનું મરણ ઈ. સ. પૂ. ૨૮૩ના અંતે થયું. જેથી ઉશ્કેરાઇને ક્રોધમાં પ્રિયદર્શિને ફરીથી ચડાઈ કરી, તેમાં પણ સ્કંધસ્તંભને હરાવ્યો. આ વખત તો કાવત્રાની શિક્ષા કરવા માટે તેને મારી જ નાંખત પરંતુ, નજીકની સગાઇને લીધે જીવતો મૂકી દીધો; ઈ. સ. પૂ. ૨૮૨ની આદિમાં. કર્મસંયોગે તે બાદ થોડા વખતમાં-ઈ. સ. પૂ. ૨૮૨ના અંતે કુદરતી રીતે તેનું મરણ નીપજ્યું; એટલે તેની ગાદિએ ઈ. સ. પૂ. ૨૮૨ના અંતે નં. ૭ વાળો ગાદી ઉપર આવ્યો. તેણે પણ પ્રિયદર્શિનને ચડાઈ કરવાનું કારણ આપ્યું (શું કારણ તે આગળ જોઇશું એટલે ફરીને લડાઈ થઈ). આ વખતે કલિંગની ભૂમિ ઉપર યુદ્ધ ખેલાયું, જેનો નતીજો નં. ૭ની હારમાં આવ્યો. તેણે ખંડિયાપણું સ્વીકાર્યું અને સમ્રાટ્ પ્રિયદર્શિને યુદ્ધના સંહારનું દશ્ય ખમી ન શકવાથી, વિના કારણે મનુષ્યહત્યા ન કરવાનું વ્રત્ત લીધું. આ રીતે સર્વ પ્રશ્નનો તોડ જે સુગમમાં સુગમ રીતે કાઢી શકાય તે પ્રમાણે કાઢી બતાવ્યો છે. સાર એ થયો કે, મસ્કિનો લેખ જે કારણને લઇને ઉભો કરવામાં આવ્યો છે તે પ્રસંગ ઈ. સ. પૂ. ૨૮૨ માં બનવા પામ્યો હતો. વળી જ્યારે સુદર્શન તળાવની પ્રશસ્તિમાં અને કલિંગના લેખમાં, બે વખત શાતકરણિને હરાવીને જીવતો જવા દીધાની હકીકત દર્શાવાઇ છે, ત્યારે માનવું રહેશે કે સુદર્શન તળાવનો બંધ જે પ્રિયદર્શિનના ભાઇ શાલિશુકે સૌરાષ્ટ્રના સુબા તરીકે સમરાવ્યો છે તેનો સમય પણ ઈ. સ. પૂ. ૨૮૨ બાદનો જ અને કલિંગના યુદ્ધનો સમય પણ ઈ. સ. પૂ. ૨૮૨ બાદનો જ પુરવાર થઈ જાય છે.

ગત પારિગ્રાફે બે અઢી વર્ષમાં સમ્રાટ પ્રિયદર્શિનને કલિંગપતિ રાજા શાતકરણિ નં. ૬ અને નં. ૭ સાથે ત્રણ જેટલાં યુદ્ધ લડવા પડવાની

**ઉપરના પ્રસંગો બનવાનાં કારણ**

હકીકત લખતાં જણાવાયું છે કે, તેનાં કારણની સમાલોચના હવે પછી લઈશું. એટલે જ્યારે કાર્યનો ઇતિહાસ દેવાયો છે ત્યારે સાથે સાથે તેમ થવાનાં જે કારણો ઉપસ્થિત થયાં હોય તેની તપાસ પણ લઇએ.

એક સિદ્ધાંત તરીકે પુરવાર કરી દેવાયું છે કે,

પૂર્વના સમયે જે લડાઇઓ ઉભી થતી હતી તેમાં મુખ્યત્વે કરીને ભૂમિ મેળવવાનો લોભ રહેતો નહોતો અને તેથી જ લડાઈના પરિણામે, પરાજીત પક્ષને પાછી તેની ગાદી સુપ્રત કરી દેવાતી હતી. આ પ્રમાણે ગણ રાજ્યની-અથવા કહો કે તેને મળતી એવી અકેંદ્રિત ભાવનાની પદ્ધતિ ચાલુ રહી હતી અને તેને લીધે જ, જે શિલાલેખો કોતરાયલા દેખાયા છે તેમાં પણ રાજકારણના મુદ્દા દૃષ્ટિએ પડતા નથી. પરંતુ જ્યાંને ત્યાં અમુક પ્રકારનું દાન દેવાયાની અથવા તો યાત્રિકોની અને આત્મસાધન કરતાં ઋષિમુનિઓની સગવડતા સાચવ્યા પૂરતી જ બીનાઓ વાંચવામાં આવે છે. પ્રિયદર્શિનના લેખો-ખડક કે સ્તંભ ઉપરના-માં પણ તે પ્રકારની ભાવના જ તરવરતી દૃષ્ટિસમીપ દેખાયા કરે છે. આટલું લાંબું વિવેચન કરવાની જરૂર એટલા જ માટે પડી છે કે ઉંડે ઉંડે પણ મગધ અને કલિંગની લડાઇઓને ધાર્મિક હરિફાઈજનિત મત્સરસાથે સંબંધ હોવાનું જણાય છે.

પ્રિયદર્શિનના ખડક લેખથી જણાયું છે કે, રાજ્યાભિષેક પછી બે અઢી વર્ષથી જ તેને સ્વધર્મ ઉપર પ્રીતિ લાગવા માંડી હતી અને ક્રમેક્રમે, સામાન્ય વ્યક્તિ ન રહેતાં ઉપાસક બની, પૂર્ણ ઉત્સાહથી તેના પ્રચાર માટે સતત્ ઉદ્યમી રહ્યા કરતો, ને નવમા વર્ષ બાદ તો તે ખરો શ્રદ્ધાળુ-અંધશ્રદ્ધાવાળું નહિ-બની ગયો હતો. એટલે કે તેના જીવનના પલટાનો પ્રારંભ રાજપદે આવ્યા પછી તરત જ થવા પામ્યો છે. બીજી બાજુ એમ સાબિત થયું છે કે, રાજાઓને જીતી તેની કન્યા સાથે પોતે અથવા પોતાના કુટુંબનો કોઇ સભ્ય લગ્નગ્રંથીથી જોડાતાં. આ પ્રમાણે ઈ. સ. પૂ. ૨૮૪માં (રાજ્યાભિષેક પછી ૭ વર્ષે કે તે બાદ) શાતકરણિ નં. ૬ને જીતીને, તેની કન્યા પોતે પરણ્યો હતો અને સંભવ છે કે એકાદ વર્ષમાં તે રાણીને પુત્ર પણ પ્રસવ્યો હતો. આ રાણીનું નામ ચારૂવાકી અને પુત્રનું નામ તિવર હોવાનું હવે આપણે ઠરાવ્યું છે. આ સમયસુધી આંધ્રપતિઓ પણ જૈનધર્મ પાળતા હતા એમ તેમના સિક્કાચિત્રના આધારે, શિલાલેખની વર્ણવાયલી હકીકત આધારે, તેમજ અન્ય ઐતિહાસિક સામગ્રીથી પૂરવાર થઈ ગયું છે, એટલે પ્રિયદર્શિનને અને શાતકરણિને કોઈ રીતે ધાર્મિક મતભેદ થવાનો કે મન દુઃખ પામવાનો પ્રસંગ ઉભો થાય તેવી સ્થિતિ નહોતી. છતાં જ્યારે રાજા સ્કંધસ્તંભ ઉપર પ્રિયદર્શિને treachery=છળકપટ-કાવત્રું કર્યાનો આરોપ[૫] મૂકયો છે અને કુમાર તિવરનું મૃત્યુ નીપજાવ્યું છે, ત્યારે બનવાયોગ્ય છે કે કાંતો ગૃહકલેશ કે અંદર અંદરની ખટપટ જાગી હોવી જોઇએ અથવા તો પ્રિયદર્શિને આંધ્રપતિને હવે ખંડિયો-ભૃત્ય બનાવેલ હોવાથી, તેનાં કુળાભિમાન અને સ્વતંત્રતાને ક્ષતિ પહોંચેલી સમજી, નં. ૬ આંધ્રપતિ તેમાંથી મુક્ત થવાને ગુસ્સામાં ને ગુસ્સામાં ન કરવાનું કરી બેસવાને લલચાયો હોય. આમાંનું બીજું કારણ વિશેષ સબળ માની શકાય તેમ છે. પરિણામે બીજી વારનું યુદ્ધ ઉભું થયું હતું ને તેમાં પણ શાતકરણિ હારી જવાથી તે વિશેષ કોપાયમાન બન્યો હતો; પરન્તુ પ્રિયદર્શિને તે ગુનો માફ કરી, જીવતો મૂકી તેના રાજપદે પુનઃસ્થાપિત કર્યો એટલે કાંઇક ઠંડો પડયો ખરો, છતાં વૃદ્ધાવસ્થાને લીધે હોય કે બબ્બે વખત પોતાની મુરાદમાં હાર ખાધી તેથી લાગેલ આઘાતને લીધે હોય કે બંનેનું એકત્રિત પરિણામ હોય, પણ તે મરણ પામ્યો. એટલે યુવાન પુત્રે-નં. ૭મા શાતકરણિએ, પોતાના ઘવાયેલા કુળાભિમાનનો અને પોતાને ભોગવવા પડેલ બદનામી સાથે માનહાનિનો બદલો લેવાનું ગાદીએ બેસતાં જ વિચાર્યું લાગે છે; તે માટે યુદ્ધ કરવું જ રહે, પણ તે માટે કાંઇ કારણ તો ઉભું કરવું જોઈએ. એટલે પોતાની સત્તામાં આવેલ કલિંગ પ્રાંત-કે જ્યાં સમેતશિખર નામે જાણીતા થયેલ જૈનધર્મના પવિત્ર તીર્થની તળેટી તે સમયે આવી હતી (જુઓ પુ. ૧ પૃ. ૧૬૬) ત્યાં જતાં યાત્રિકોને હેરાનગતિ કરવા માંડી.[૬] આ હકીકત

(૫) કાવત્રું કરવાનો આરોપ નં. ૭ના રાજા ઉપર ઢોળાય તેમ સંભવ નથી કેમકે તે તો હજુ ઉગતો જુવાનીયો હતો એટલે રાજ્યમાં રમાતા દાવપેચથી માહિતગાર ન પણ હોય તેમ તાલીમ પણ ન મળી હોય એટલે નં. ૬ને જ તે લાગુ પડે છે.

(૬) પોતાનો કુળધર્મ જે જૈન હતો તેમાંથી હવે તેણે

પ્રિયદર્શિનને કાને જતાં, તેનો ધર્મપ્રેમ[7] ઉછળી ઉઠયો ને કલિંગની લડાઇ જાગી. શાતકરણિ સાથે (અલબત, આ સમયે નં. ૭ વાળો રાજા હતો) ત્રીજું યુદ્ધ થયું તેમાં શાતકરણિની સખ્ત હાર થઈ, તેમ પ્રિયદર્શિનના સૈન્યની પણ જબરી ખુવારી થઈ. આ વખતે રણક્ષેત્રે બન્ને પક્ષનાં માણસોનાં શબ, અંગછેદન પામેલાનાં તરફડિયાં તથા હૈયાફાટ રોકકળ નજરે નિહાળી, પ્રિયદર્શિનનું કુમળું હૃદય એટલું તો દ્રવિત થઈ ગયું કે તે જ ક્ષણે, મનુષ્યહત્યા કરનારી અને નિરર્થક માનહાનીની વહોરી લેતી લડાઈ જીંદગીપર્યંત નહીં લડવાની પ્રતિજ્ઞા કરી વાળી. (જુઓ તેનો ધૌલી જાગૌડાનો શિલાલેખ). આ લેખનનો સાર એ છે કે, મરિકના બનાવના કારણમાં કલુષિત, સામાજીક મનોવૃત્તિ, તથા મિશ્રિત ધાર્મિક કુળાભિમાન હોવાનું અને કલિંગના યુદ્ધમાં કેવળ ધર્મદ્વેષ હોવાનું જણાય છે.

**(૭) વાસિષ્ઠપુત્ર શાતકરણિ ઉર્ફે શતવહન સાતમો**

બીજા રાજાઓની પેઠે આનાં નામ સાથે અનેક ઉપનામો જોડાયેલ નજરે પડતાં નથી એટલે દરજ્જે તેના જીવન વૃત્તાંતના બનાવો પારખી કાઢવાને મુંઝવણ પડતી નથી. જેથી કરીને હાલ તો તેને નામાવલિના ક્રમ પ્રમાણે સાતમા શતવહન તરીકે અને માતુલગોત્રના નામ ઉપરથી વાસિષ્ઠપુત્ર તરીકે જ ઓળખીશું. પરન્તુ તેનો રાજ્યકાળ જે દીર્ઘકાળ સુધી ચાલ્યો છે તે જોતાં, તેમજ તેની સાહસિક વૃત્તિ, અને કાંઈ ને કાંઈ કરી અન્યથી જુદા પડી આગળ આવી નામ કાઢવાની તેની હોંશ જોતાં, તેના જીવનવિશે જે કાંઈ પરિમિતપણે ઉપલબ્ધ થયું છે, તે જો કે સરખામણીમાં કાંઇજ નથી એમ કહીએ તો ચાલે, છતાં બનવાજોગ છે કે, તેના સિક્કાઓવિશે વિશેષ અભ્યાસ કરવાથી નવી માહિતી મળી જાય.

**નામ, ઉમર અને પરિવાર**

સામાન્ય રીતે આ વંશનો દરેક રાજા પોતાને શાતકરણિ નામથી ઓળખાવે છે. તેમ શતવહન પણ પોતાને કહી શકે છે. એટલે કેવળ આ બે શબ્દોથી કોઈ નૃપતિની ખાસ ઓળખાણ આપી શકાય તેમ નથી જ. તેમ માતુલપક્ષના ગોત્ર ઉપરથી જે નામ કેટલાકની સાથે જોડવામાં આવે છે, તે પણ અમુક રાજાને આશ્રયીને જ વપરાયું છે એવો નિર્ણય કરવાને આપણને ઉપયોગી થઇ શકતું નથી; કેમકે રાજકુંવર જેવી વ્યક્તિનો લગ્નસંબંધ તો, ઉચ્ચ ગણાતા કુળોમાં જ જોડવાનું બને અને તેથી અમુક ગોત્રમાંથી ઘણી કન્યાઓ ઘણા કુંવરોને પરણાવવામાં આવી શકે. પરિણામે જે પુત્રોનો જન્મ એક જ ગોત્રની કન્યાઓથી થયા હોય તે સર્વે તે ગોત્રીકન્યાના પુત્ર તરીકે જ સંબોધી શકાય. એટલે તેવી વ્યક્તિઓ તો અનેક થઈ શકે છે. અલબત્ત શાતકરણિ અને શાતવહન શબ્દો કરતાં, કેટલેક અંશે તે વિશેષતા ધરાવતું ગણાય ખરૂં; પણ એકદમ નિશ્ચયાત્મકપણે સંબોધતું અથવા વ્યાકરણમાં જેને વિશેષનામ કહી શકીએ તેવું તો તે ન જ કહી શકાય. એટલે જ આ વંશના પ્રત્યેક રાજાને ઓળખવા માટે ખાસ શબ્દો કયા વપરાયા હશે તે તપાસવું રહે છે. આ રાજાઓના સિક્કા નિહાળીશું તો દરેકના નામ સાથે ઉપરના ત્રણ શબ્દો (શાતકરણિ, શતવહન અને માતાના ગોત્રીક નામ) સિવાય કોઈકને કોઈક નામ જોડવામાં આવેલું હોય છે. એટલે એમ માનવું રહે છે કે આવા વધારાના શબ્દોમાંના કોઇક, વિશેષનામ તરીકે હોવાં જોઈએ. આટલું જાણી લીધા પછી જો સર્વે સિક્કાઓ એકઠા કરીને તેનો બારીક અભ્યાસ કરાય, તથા જે શબ્દો સામાન્યરૂપે કે ગુણવાચક જેવા દેખાતા હોય અને ઘણી વ્યક્તિઓનાં નામો સાથે જોડાયા હોય, તેવાને બાદ કરતાં શેષ રહેતા શબ્દો, વિશેષનામ તરીકે વપરાયા હોવાનું નક્કી થઇ જશે. આ કામ માટે તો સિક્કાનો જથ્થો પણ બહોળો જોઈએ અને તેની લિપિ ઉકેલનો અભ્યાસ પણ જોઇએ. આ પ્રકારનું કામ ભલે કંટાળા

ખસવા માંડયું હતું; ધીમેધીમે તેનો ત્યાગ કરવા સુધીનું પગલું પણ ભર્યું હતું; જેના પરિણામે તે જૈનધર્મદ્વેષી બની ગયો હતો જે તેના જીવન ચરિત્ર ઉપરથી જણાય છે.

(૭) પુ. ૨. પૃ. ૩૫૬ ટી. નં. ૨૨ જુઓ

ભરેલું છે તેમજ અતિ ખંતથી અને ખામોસીથી જ કરી શકાય તેવું છે, છતાં ઇતિહાસની દષ્ટિથી ઘણું જ મહત્વનું છે. કારણ કે તેવાં અનેક પરાક્રમો, જે એક રાજાનું નામ બીજાની સાથે સામ્યતા ધરાવતું હોવાથી, પહેલાને બદલે બીજાના નામે કે ઉલટા સુલટી ચડાવી દેવાય છે અને એક પછી એક આદરેલી ભૂલ, અનેક ભૂલની જન્મદાતા થઈ પડે છે, તે સ્થિતિનો કોઈ કાળે અંત આવતો જ નથી અને આચંદે આખો ઇતિહાસ જ તેના વિકૃત સ્વરૂપે જનતા સમક્ષ એમને એમ કેટલોક કાળ ચાલ્યા કરે છે. આ પ્રમાણેના દષ્ટાંતો એક નહીં પણ અનેક છે. આ વંશના જ ઘણા રાજાઓના સંબંધમાં અત્યાર સુધી બનવા પામ્યું છે. જેમકે નં. ૨ના યજ્ઞશ્રી ગૌતમીપુત્રને નં. ૨૯ તરીકે લેખાયો છે. તેમજ નં. ૪ અને નં. ૭મા રાજાઓને પરસ્પર ગણાવાયા છે. તેમ વળી આગળ જતાં સાબીત કરવામાં આવશે કે નં. ૧૭ ને નં. ૨૬ તરીકે અને નં. ૧૮ ને નં. ૨૫ કે નં. ૨૯ તરીકે ગણાવી જવાયું છે. તેવી તો એક નહીં પણ અનેક સ્ખલનાઓ થઇ ગઇ છે. તેમાં કોઈને દોષિત ઠરાવવાનું આપણે પ્રયોજન નથી. દરેક પ્રયાસ કરનારે તો શુભ આશયથી પોતાના સમય અને શક્તિનો ભોગ આપીને જ કામ કર્યું છે; છતાં પણ આવી ત્રૂટિયો સાધનના અભાવે જે રહી જવા પામી છે તે હવે સુધારી લેવાની ખૂબ ખૂબ આવશ્યક્તા છે. તેમ થશે ત્યારે જ ઇતિહાસ પોતાના ખરા, નિર્મળ તથા વિશુદ્ધ સ્વરૂપમાં ખીલી નીકળતો કરામલકવદ્ દષ્ટિ સમીપ તરવરતો થશે અને ડૉ. રેપ્સન જેવા અભ્યાસીને જે ઉચ્ચારવું પડયું છે કે. (કો. આં. રે. પૃ. ૮૬, પારિ. ૭૦) "Andhra kings were known by different names in different districts of their own empire=આંધ્રપતિઓને પોતાના જ સામ્રાજ્યના જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા નામે ઓળખવામાં આવ્યા છે." જ્યારે વિન્સેંટ સ્મિથ (જુઓ અ. હિ. ઇં. ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૮૬) "that they are parsonal names=તે તો વ્યક્તિગત નામો છે." આ કથનો કેટલે દરજ્જે ન્યાયશીલ છે તેનો ઘટસ્ફોટ થઇ જશે. આ ઉપરથી સમજી શકાશે કે સિક્કાના ઉંડા અનુશીલનની જો કયાંય અતિ જરૂરિયાત હોય તો તે આંધ્રવંશી રાજાઓ સંબંધમાં જ સ્પષ્ટપણે દેખાઇ આવે છે. અમને પોતાને જાતિ અનુભવ થયો છે કે જે નિર્ણય થોડા સમય પૂર્વે કરાયો હોય અરે કહો કે છાપીને જેનો સ્વીકાર પ્રકટ પણ કરી દેવાયો હોય તે જ પાછો વધારે અભ્યાસના પરિણામે ફેરવી નાંખી[૮] તદ્દન ઉલટ દિશામાં જતો જાહેર કરવો પડે છે. પ્રસંગને લીધે જરા આડકટે પડીને પણ સિક્કાના અભ્યાસ વિષે આટલું વિવેચન કરવું પડયું છે તે માટે વાચકની ક્ષમા ચાહી મૂળ વિષય ઉપર પાછા આવી જઇએ.

એક પછી એક ગાદીએ આવતા રાજાઓ, જો પિતાપુત્ર તરીકેનો જ સંબંધ ધરાવતા હોય, તો ત્રીજી કે ચોથી પેઢીએ આવતો રાજા, અતિ નાની ઉમરે રાજપદે આવવા ભાગ્યશાળી થાય છે. એવો નિયમ (પુ. ૧, પૃ. ૮૮) સકારણ અને સબળ દેખાયો છે. તદનુસાર આ સાતમો શાતકરણિ પણ, જ્યારે ગાદીએ આવ્યો ત્યારે નાની ઉમરનો જ હતો. લગભગ ૨૦ વર્ષનો હતો; જેથી ૫૬ વર્ષ જેટલું લાંબુ રાજ્ય ભોગવી શકયો છે. એટલે તેનું આયુષ્ય ૭૫ વર્ષનું અંદાજી કહી શકાશે. તે સમયે તેટલું જ આયુષ્ય નિયમા તરીકે થઇ પડયું હતું. તેના પ્રદાદા નં. ૪ વાળા મલ્લિકશ્રી શાતકરણિ જુઓ કે, દાદો નં. ૫ જુઓ, કે નં. ૬ વાળો પિતા જુઓ, કે તેનો જ સમકાલિન મહા પ્રતાપી સમ્રાટ પ્રિયદર્શિન જુઓ, તે સર્વેએ લગભગ ૭૦-૭૦ વર્ષનાં આયુષ્ય ભોગવ્યાં છે; એટલે નં. ૭ ના સંબંધમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી બન્યું.

તેના પરિવારમાં, તેની પાછળ ગાદીએ બેસનારને પુત્ર લેખાય તે હિસાબે, તેને એક પુત્ર હતો એમ કહેવું

---

(૮) આવા દષ્ટાંતો પુ. ૨ માં સિક્કાવર્ણનમાં ઘણાંયે નજરે પડયાં છે. જો પ્રસંગ ઉભો થયો તો આ સર્વેને નવી આવૃત્તિ વખતે સુધારી લેવામાં આવશે.

જોઇએ. રાણી સંબંધી કાંઈ માહિતી મળતી નથી, પરંતુ એક બહેન હતી એમ પૂરવાર થયું છે; જેને ગત વૃત્તાંતે જણાવ્યા પ્રમાણે પ્રિયદર્શિન સાથે પરણાવવી પડી હતી. આ લગ્ન ઈ. સ. પૂ. ૨૮૪માં થયું છે. તે કાળે લગ્નની ઉંમર ૧૩-૧૪ વર્ષની ગણાતી હતી એટલે, જ્યારે ઈ. સ. પૂ. ૨૮૧માં તે ગાદીએ બેઠો ત્યારે, આ તેની બહેનની ઉંમર ૧૬ વર્ષની કહેવાય. મતલબકે પોતે મોટો હતો અને બહેન નાની હતી. આ સિવાય તેને બીજાં કેટલાં ભાઈભાંડુ હતાં તે જણાયું નથી. તેની માતા વાસિષ્ઠગોત્રી કન્યા હોવાથી તે પોતાને વાસિષ્ઠપુત્ર તરીકે ઓળખાવતો હતો.

ભરયુવાનીમાં ગાદીએ આવવાથી તેનામાં યુવાનીનો મદ પણ હતો તેમ મોટા સામ્રાજ્યનો સ્વામી થયો હોવાથી રાજમદ પણ હતો.

**જીવન અને ધર્મપલટો**

તેમાં વળી કાંઇક પરાક્રમી અને સાહસિકવૃત્તિનો હોવાથી, તે પોતે હરોળમાં આવવાને થનથનાટ કરી રહ્યો હતો. તેમાંયે રાજકીયક્ષેત્રે અજમાવવું ધારેલું તેનું જોમ તો ગાદીએ બેસતાં પ્રથમ જ વર્ષે સમ્રાટ પ્રિયદર્શિનના હાથે, દબાઇ જવા પામ્યું હતું. એટલે પ્રથમ કવલે મક્ષિકા જેવું અપશુકન થતાં, તે રસ્તે આગળ વધવામાં તેના પગ ઢીલા પડી ગયા હતા, છતાં હિંમત હારી જાય તેવો નહોતો. એટલે યશ ખાટવાના રસ્તા શોધવા મંડયો. પ્રિયદર્શિને પોતાની ધાર્મિક સહિષ્ણુતાવૃત્તિથી સારી જગતનો ચાહ સંપાદન કરી લીધો હતો. એટલે તેનાં જ પગલે, પણ કાંઇક જુદી પ્રવૃત્તિમાં જો ઝંપલાવાય તો આમ જનતાને પોતાનું સામર્થ્ય બતાવી શકાશે, એવા વિચારે, તે વખતનો પ્રિયદર્શિનનો જૈનમત સિવાયનો બીજો ધર્મ જે વૈદિક હતો તેનું શરણું લેવા, અને તે દ્વારા આમ જનતાનું શ્રેય સાધી, પોતાનું મનફાવતું કરવાના નિશ્ચયવાળો થયો. કર્મસંયોગે તેના મતને પુષ્ટિ આપનાર એક વ્યક્તિ પણ મળી આવી. આ વખતે પંડિત પતંજલીનો જન્મ[૯] (ઈ. સ. પૂ. ૨૭૫) થઈ ચૂકયો હતો. અરે કહો કે તે વૈદિક ધર્મશાસ્ત્રમાં પારંગત બની સારી નામના પણ મેળવી ચૂકયા હતા. એટલે તેમને રાજપુરોહિત પદે (પુ. ૩, પૃ. ૧૨, ટી. નં. ૪૧) સ્થાપી તેમની સલાહ પ્રમાણે આગળ વધવાના તેણે પ્રયત્ન શરૂ કરી દીધા. મંગળાચરણ તરીકે પોતાનો બાપીકો જૈનધર્મ ત્યજી વૈદિકમતાનુયાયી બન્યો; પરંતુ જ્યાંસુધી પ્રિયદર્શિનની હૈયાતિ હતી ત્યાંસુધી કાંઇ કારીગિરિ ફાવે તેમ નહોતી, કેમકે દિવસાનુદિવસ તેનો સિતારો ચડયે જતો હતો. એટલે પોતાના રાજ્યની આદિમાં, પ્રિયદર્શિનની કીર્તિને ટપી જઇ આગળ વધવામાં તેને સુગમ હતું તેના કરતાં હવે વિશેષ દુષ્કર માલમ પડતું હતું. એટલામાં ઈ. સ. પૂ. ૨૩૬માં પ્રિયદર્શિનનું મરણ થયું. હવે તેનો માર્ગ નિષ્કંટક થયેલ જણાયો. આ વખતે તેની ઉંમર જોકે ૬૦ કે તેનાથી પણ વધારે થવા પામી હતી; પરંતુ પતંજલી મહાશય ૪૦ વર્ષની લગભગમાં હતા, એટલે તેમની પ્રેરણા અટકી પડે તેમ નહોતું. પ્રથમ, દક્ષિણમાં પોતાની આણવાળા પ્રદેશમાં જ તેમણે ધર્મપ્રચાર કરી દીધો અને કહેવું પડશે કે તેમાં તેમને ઠીકઠીક યશ પણ મળ્યો દેખાય છે. તેમાં પુષ્યમિત્ર શુંગ નામે જે પાછળથી વખણાયા છે તેમના પિતા ઇત્યાદિ બ્રાહ્મણોનો-વૈદિક કુટુંબોનો-સાથ મળતાં ઓર વધારે પ્રોત્સાહન મળ્યું હતું. આ સર્વ ફતેહથી ઉત્તેજીત બની, પતંજલી મહાશયની સલાહથી, પોતાનો યશ ચિરંજીવી કરવા પ્રથમ અશ્વમેધ (ઈ. સ. પૂ. ૨૩૦ આસપાસ) કર્યો. ઉત્તરહિંદમાં-કહોકે અવંતિમાં-પ્રિયદર્શિનની ગાદીએ તેનો જ્યેષ્ઠપુત્ર વૃષભસેન આવ્યો હતો તે પણ ૫૦ની ઉંમર તો વટાવી ગયો હતો; પરંતુ તેનો સર્વ સમય, પોતાના પિતાના રાજ્યકાળે, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન તરફના પ્રદેશના સૂબા તરીકે પસાર કરેલ હોવાથી તેની વૃત્તિઓમાં વીરતા આવવાને બદલે ઉદ્દામતાનો જ

(૯) પુ. ૩માં અનુમાન બાંધીને આપણે તેમનું મરણ ૧૮૦માં ૯૦ વર્ષની ઉંમરે થયાનું જણાવ્યું છે, એટલે તેમનો જન્મ તે ગણત્રીએ ઇ. સ. પૂ. ૨૭૦માં થયો ગણવો રહે. પરંતુ પુ. ૩, પૃ. ૭૩, ટી. ૩૨માં એક ગ્રંથકારનો આધાર સાંપડયો છે તેમાં ૨૭૫ માં જણાવ્યું છે. એટલે તે વધારે મજબુત ગણીને તેનો જન્મ ૨૭૫માં થયાનું ગણ્યું છે.

અંશ વિશેષ પ્રમાણમાં જોડાયલ હતો. તેને પણ પોતાના પિતાના યશને ટપી જવાની હોંશ હતી, એટલે પગલાં માંડયાં. જનતાની ધાર્મિકવૃત્તિને ઉત્તેજતો અને પોષતો તો ખરો,પરંતુ જ્યાં પોતાનું મનધાર્યું ન થતું ત્યાં સહિષ્ણુતા દાખવીને ધીમેથી અને કળથી કામ લેવાને બદલે સત્તાના મદમાં તપી જઇને કામ લઈ લેતો. પરિણામે અત્યાચાર કરી જવાતો એટલે લોકપ્રીતિ ઘટવા માંડી, બીજી બાજુ તેના આવા સ્વભાવને લીધે તેના ભાઈ ભાંડરૂઓમાં પણ અકારો થવા માંડયો હતો. અધુરામાંપૂરૂં તેઓ રાજલોભગ્રસ્ત થતા જતા હતા એટલે રાજકુટુંબમાં કુસંપે જોર પકડયું અને એક પછી એક તેઓ સ્વતંત્ર બની મૂળ ગાદીથી છૂટા પડવા માંડયા. પરિણામે માત્ર પાંચ સાત વર્ષ ઉપર જ-પ્રિયદર્શિનના સમયે-અવંતિની જે કૈં ફાટતી હતી, તે આ વૃષભસેનની ધર્માંધ અને અવિચારી વૃત્તિથી તદ્દન પરિહાસ્ય બની ગઇ હતી; તેમ તેનો સત્તાપ્રદેશ પણ અતિ મર્યાદિત બની ગયો હતો. આ તકનો લાભ લેવા દક્ષિણપતિ શાતકરણિનું મન થયું, કહો કે તેમ કરવા સલાહ મળી. તેણે અવંતિ ઉપર હલ્લો કર્યો અને સ્વભાવિક રીતે તેમાં તેની જીત થઇ. એટલે તે સમયની રાજનીતિ પ્રમાણે[૧૦] વૃષભસેન પાસે હાર કબૂલ કરાવી, જે અવંતિનો પોતે ખંડિયો ભૃત્ય હતો, તે જ અવંતિપતિને ઉલટ પોતાનો ભૃત્ય-ખંડિયો-બનાવી, ઈ. સ. પૂ. ૨૩૦ની આસપાસ દક્ષિણમાં પાછો આવી પહોંચ્યો. જ્યાં બેએક વરસ થયાં નહિ હોય, ત્યાં અવંતિપતિ વૃષભસેનનું મરણ ઈ. સ. પૂ. ૨૨૭માં નીપજ્યું, એટલે ત્યાં ગાદી માટે ઝઘડા થવા માંડયા. અંતે દક્ષિણપતિ શાતકરણિ પોતાના વિશ્વાસુ અને વૈદિક મતાનુયાયી સરદાર પેલા પુષ્યમિત્ર સાથે[૧૧] અવંતિ પહોંચી ગયો. વૃષભસેનના પુત્ર (કે ભાઇ)ને ભૃત્ય બનાવી, ગાદી ઉપર બેસારી, ત્યાં પોતાના વિજયચિહ્ન તરીકે રાજનગરે-વિદિશા નગરે-બીજો અશ્વમેધયજ્ઞ કરાવ્યો; તથા ત્યાં ઈ. સ. પૂ. ૨૨૬માં શિલાલેખ ઉભો કરી[૧૨] તેમાં પોતાની યશગાથા આલેખરાવી તથા મેળવેલ યશને કલગી પહેરાવવા, તે વખતનું સર્વ ખર્ચ વિદિશાની પ્રજા પાસેથી (પુ. ૩. પૃ. ૭૪) વસુલ કરાવ્યું. કે. હિ. ઈના લેખકે પૃ. ૫૩૦-૧ ઉપર "Twice it appears had Satkarni proclaimed his suzerainty by the performance of the horse-sacrifice and on one of the occasions at least, the victory thus celebrated must have been at the expense of the Sungas=એમ સમજાય છે કે, શાતકરણિએ પોતાનું સાર્વભૌમત્વ દર્શાવવા બે વખત અશ્વમેધ કર્યા હતા અને કમમાં કમ તેમાંથી એક વખતે તો વિજયોત્સવ શુંગ પ્રજાને ખર્ચે ઉજવાવ્યો હતો" આવા શબ્દો જે લખ્યા છે તે તેમને સંયોગની પૂરતી માહિતી નહીં હોવાને લીધે થવા પામ્યું છે એમ સમજવું. સ્તંભ ઉભો કરાવ્યા ઉપરાંત, અવંતિપતિ પોતાનું માથું ઊંચું કરવા ન પામે માટે, પુષ્યમિત્રને મુખ્ય જવાબદાર વ્યક્તિ તરીકે ત્યાં નીમી દીધો અને છેવટે પોતે સ્વસ્થાને દક્ષિણમાં આવી પહોંચ્યો. એકાદ વર્ષમાં એટલે ઇ. સ. પૂ. ૨૨૫માં પોતાનું મરણ નીપજ્યું. આ પ્રમાણે શાતકરણિ દક્ષિણપતિ નં. ૭ના રાજ્યકાળે, પોતાના હાથે બે અશ્વમેધ-એક દક્ષિણમાં અને બીજો અવંતિમાં-થયાનું તથા પોતાના બાપિકો જૈનધર્મ ત્યાગ કર્યાનું વર્ણન સમજી લેવું.

**ધર્મક્રાંતિ**

મૌર્યવંશી સમ્રાટોનો કુળધર્મ-બાપદાદાનો ધર્મ-જૈન હતો, છતાં અશોકવર્ધને તેમાંથી જુદા પડી-બૌદ્ધધર્મ સ્વીકારી-ભાત પાડી હતી, તેના કારણમાં તેનો નારીમોહ હતો. જો કે તેમાંથી ચલિત

(૧૦) જેમ કલિંગપતિ ખારવેલે ઈ. સ. પૂ. ૪૧૮માં મગધપતિ બૃહસ્પતિમિત્રને હરાવ્યા છતાં મગધની ગાદી ઉપર રહેવા દીધો હતો, અને માત્ર પોતાના પગે નમાવ્યો હતો, તેમ શાતકરણિએ પણ અવંતિપતિ વૃષભસેનને ઇ. સ. પૂ. ૨૩૦-૨૯માં કર્યું સમજવું.

(૧૧) બનવાજોગ છે કે, કદાચ પંડિત પતંજલી પણ આ સમયે સાથે ગયા હોય.

(૧૨) જુઓ વિદિશા-સાંચિસ્તૂપ.

થાય તેવા કેટલાક બનાવો પાછળથી બનવા પામ્યા હતા, પરંતુ પોતાના જીવનકાળસુધી તે નભાવ્યે ગયો હતો. મતલબ કે બૌદ્ધધર્મ તે સમયે લગભગ ૭૫ વર્ષ સુધી રાજધર્મ તરીકે રહેવા પામ્યો હતો. જ્યારે આ શાતકરણિએ, પોતાનો કુળધર્મ ત્યજી દીધો હતો પરંતુ તેમાં નારીમોહને બદલે રાજકીય ક્ષેત્રે ઝળકી ઉઠવાની વૃત્તિરૂપ તેનું ઉદ્ભવ કારણ હતું. આ સમયે પરિવર્તન પામેલ વૈદિકધર્મ, અશોકના વખતની માફક ૭૫ વર્ષ જેટલું પણ આયુષ્ય દક્ષિણના દરબારે જો કે નીભાવી શકયો નથી, છતાં કહેવું જોઇએ કે અવંતિમાં લગભગ એક સદી સુધી તેણે પોતાનો વિજયડંકો વગડાવવો જારી રાખ્યો હતો.

અવંતિમાં અશોક પછી પ્રિયદર્શિન આવતાં, તેણે કુળધર્મ પાછો પુનર્જીવિત કર્યો હતો એટલું જ નહીં પરંતુ સર્વ જૈનધર્મી રાજાઓની(તેની પૂર્વેના કે પાછળના, અરે કહો કે ઠેઠ અત્યારસુધીના)–સરખામણીમાં તેણે પોતાનો નંબર પહેલો જ નોંધાવી દીધો હતો. તેની પાછળ આવનાર સંતાનોના અવિચારીપણાને લીધે પાછો જૈનધર્મ જો કે થોડો અમખે પડવા માંડયો હતો અને શાતકરણિએ વિજયસ્તંભ રોપ્યા બાદ તેનો તદ્દન લોપ થવાની બીતી રહેતી હતી. છતાં નબળા નબળા મૌર્યરાજાઓએ જેમતેમ કરીને તે ટકાવી રાખ્યો હતો. બાકી મૌર્ય પછી જેવો શુંગ રાજઅમલ અવંતિમાં થયો અને પં. પતંજલીની–ગુરૂદેવની–રાજપુરોહિત તરીકે સ્થાપના થઇ કે વૈદિકધર્મ પાછો ખૂબ પ્રકાશમાં આવવા લાગ્યો હતો. સમ્રાટ અગ્નિમિત્રના સમયે તે પૂર્ણકળાએ પહોંચ્યો હતો અને તે બાદ શુંગવંશની પડતી દશામાં તેની પણ પડતી દશા આવ્યાનું દેખાય છે. એટલે ત્યાં–અવંતિમાં લગભગ એક સદી જેટલા સમયસુધી વૈદિકધર્મને રાજધર્મ હોવાનું માન મળી રહ્યાનું કહી શકાય. અને તેમાં પતંજલી મહાશયની પધરામણી અને આમ જનતાને તેમણે પાયેલી પ્રેરણા જ મુખ્ય કારણરૂપે કહી શકાય, જ્યારે દક્ષિણમાં જુદી જ સ્થિતિ પરિવર્તવા પામી હતી.

દક્ષિણાપથપતિ શાતકરણિનું મરણ ઇ. સ. પૂ. ૨૨૬–૫ માં થતાં તેની ગાદીએ તેનો પુત્ર લંબોદર અને તે બાદ આવી–આપિલિક ઇ. ચારેક રાજાઓ આવ્યા છે. તેમના રાજ્યકાળ વિશે જો કે પુરાણગ્રંથોમાં બહુ વાંચવામાં નથી આવતું પરંતુ જૈન ગ્રંથોમાં કાંઇક હકીકત જે મળી આવે છે તે આધારે કહી શકાય છે કે, ત્યાં દક્ષિણમાં જૈનશાસ્ત્રો અને સિદ્ધાંતમાં પારંગત ઉતરેલા એવા અને પન્નવણાકારના બિરૂદથી પ્રસિદ્ધ થયેલા (જેમનો સમય મ. સં ૩૩૫ થી ૩૭૬=૪૧ વર્ષ છે: ઇ. સ. પૂ ૧૯૨થી ૧૫૧) તે સમયના યુગપ્રધાન, નામે કાલિકસૂરિ ઉર્ફે શ્યામાચાર્યે સ્વઉપદેશથી જૈનધર્મની સારી સેવા બજાવી હતી. આ કાલિકસૂરિ તેજ સમજવા કે જે શુંગવંશી બળમિત્ર ભાનુમિત્રના સંસારપક્ષે મામા થતા હતા તથા જેમની પાસે તેમના ભાણેજ ભાનુમિત્રે દીક્ષા લેવાથી તેણે અતિ (બળમિત્રે) કોપાયમાન થઇને કોઈનું પણ સાંભળવાની દરકાર કર્યા વિના, ભર ચોમાસે તેમને અવંતિમાંથી કાઢી મૂકયા હતા ને જેમણે દક્ષિણમાં આશ્રય લીધો હતો. (જુઓ, પુ. ૩, પૃ. ૧૧૩). એટલે માનવું રહે છે કે આ આંધ્ર રાજવીઓના સમયે, રાજધર્મ તરીકે કદાચ વૈદિક મત શિથિલ અવસ્થામાં રહેવા પામ્યો હશે. પરન્તુ તે બાદ તો દક્ષિણપતિઓ પાછા જૈનધર્મમાં દઢ થઈ ગયા દેખાય છે; તે ઠેઠ નં ૨૩ના સમયે બીજી જબરજસ્ત ધર્મક્રાંતિ થવા પામી છે ત્યાં સુધી. તાત્પર્ય એ થયો કે, આંધ્રપતિઓમાં ધર્મક્રાંતિ બે વખત થવા પામી છે. પ્રથમ વેળા શાતકરણિ નં ૭ના રાજ્યઅમલે પાછળના ભાગમાં અને બીજી વેળા નં. ૨૩વાળા શિવસ્વાતિના રાજ્યના આરંભમાં બાકીની બીજી વસ્તુનો ખ્યાલ ચોથા પરિચ્છેદે પૃ. ૬૪થી ૬૮ સુધીમાં અપાઈ ગયો છે, ત્યાંથી જોઇ લેવા વિનંતિ છે.

**કેટલાંક ઉપનામોની સમજ**

પરદેશી રાજકર્તાઓમાંના કેટલાકને જેમ ક્ષત્રપ અને મહાક્ષત્રપ જેવાં ઉપનામો જોડવામાં આવ્યાં છે અને તેથી તેવા શબ્દનો પ્રભાવ-અધિકાર કે મહાત્મ્ય વિશે કાંઈક જાણવાની આવશ્યકતા હોવાથી આપણે તેની સમજૂતિ આપવી પડી છે, તેમ આ શતવહનવંશી શાતકરણી રાજાઓ સાથે પણ એવાં કેટલાંક ઉપનામો જોડાયાં છે કે

જેની કાંઇક સમજૂતિ આપવાની જરૂરિયાત લાગે છે. જો કે ગૌતમીપુત્ર, વાસિષ્ઠપુત્ર આદિ માતૃગોત્રિક શબ્દોની તથા ખંડિયાપણું સ્વીકારતાં ભૃત્ય શબ્દ લગાડાતાની કેટલીક માહિતી પ્રસંગોપાત અપાઇ ગઇ છે. એટલે અહીં તે પાછી ન ઉતારતા પુ. ૪, પૃ. ૧૩થી ૨૦ તથા ૫૦–૫૧ અને આ પુસ્તકે પૃ. ૩૨ તથા ૬૬ માં જ આપેલ કોઠો વાંચી જવા ભલામણ છે. એટલે ત્યાં જે હકીકત નથી અપાઈ તેનો ઉલ્લેખ અત્ર કરવો રહે છે.

ભૃત્યા શબ્દ સંબંધમાં એટલું વિશેષ શોધી શકાયું છે કે કોઇ શતવહનવંશી રાજાએ તે શબ્દ પોતાના નામની સાથે શિલાલેખમાં કે સિક્કા ઉપરના અક્ષરોમાં વાપર્યો નથી. બનવા જોગ છે કે તેમ કરવું પોતાને અપમાનજનક લાગ્યું હોય પરંતુ તેમના સિક્કાઓની અવળી કે સવળી બાજુ ઉપરની જે પ્રકારે ચિત્રો પાડવામાં આવ્યાં છે અને તેના ઉકેલ તથા મર્મ સમજાયા છે, તે ઉપરથી પરિસ્થિતિ સમજી લેવાય છે કે અમુક કાળે, અમુક રાજા, અમુક સમ્રાટની આજ્ઞામાં હશે. આ બધું વર્ણન પુ. ૨માં, તે તે રાજાના સિક્કાવર્ણને સવિસ્તર સમજાવવામાં આવ્યું છે, એટલે ત્યાંથી જોઇ લેવા વિનંતિ છે.

ઉપરનાં બિરૂદો ઉપરાંત, વિદિવયકુરસ, વિલિવય કુરસ તથા શિવલકુરસ નામનાં બિરૂદો પણ સિક્કા ઉપરથી તેમાંના કેટલાકને સંયુક્ત થયેલાં દેખાય છે. તેનો ખાસ અર્થ કે હેતુ શું હશે, તે જો કે સ્પષ્ટ થયું નથી પરન્તુ તે સર્વે એક જ ભાવાર્થસૂચક વિશેષણરૂપે હોવાનું માની લેવાયું છે, એટલે આપણે પણ તે મતને વળગી રહીશું. તેનો અર્થ અમારી સમજણ પ્રમાણે "વીરવલય ધારણ કરેલ છે જેણે–"એવા આશયવાળોન્થાય છે; જેથી તે પદ ધારણ કરનાર એમ ઉદ્‌ઘોષણા કરતો માનવો પડશે કે આ વલયો–બાજુબંધ તેણે પોતાનું બાહુબળ સૂચવવા બાંધ્યાં છે માટે કોઇ પણ તેની સાથે લડાઈમાં ઉતરી, તેને જીતીને તે ઉતરાવી શકે છે. મતલબકે આ બિરૂદો તેની પોતાની સ્વતંત્રતાનો વિજયડંકો વગડાવવા રૂપે છે; અને તેમ હોવાથી, જ્યારે જ્યારે અને જેટલા જેટલા સમય સુધી તેઓ ભૃત્યપણે ન હોય ત્યારે ત્યારે જ, અને તેટલો તેટલો સમય જ, તેઓ તે ઉપનામ ધારણ કરી શકે. આથી કરીને સમજી લેવું કે, જે કાળે તેઓ સ્વતંત્ર હતા ત્યારે ઉપરનાં બિરૂદો પોતાનાં નામ સાથે લગાડતાં, અને જે કાળે તેઓ ખંડિયા બની જતા ત્યારે તે બિરૂદો કાઢી નાંખતાં. આ સિદ્ધાંતને અનુસરીને, કયો રાજા કેટલો વખત ઉપરમાંનું બિરૂદ ધારણ કરી શકે તે સ્પષ્ટ થઇ જાય છે. આપણે પણ 'આંધ્રભૃત્યા' શબ્દનું વિવેચન કરતી વખતે, તેવો ખૂલાસો આપી શકયા હોત અને પૃ. ૩૨ તથા ૬૬ માં જ્યાં જ્યાં 'સ્વતંત્ર' હોયાનું જણાવ્યું છે, ત્યાં ત્યાં સાથે સાથે તેમની વીરતાસૂચક ઉપનામો પણ જોડી દીધાં હોત, પરંતુ પ્રસંગ ઉપયુક્ત ન થયો હોવાને લીધે આપણે તે કાર્ય ઊભું રાખ્યું હતું, જે હવે કહી શકીએ છીએ; અથવા પિષ્ટપેષણનો દોષ ટાળવા એમ પણ જણાવી શકીએ, કે ત્યાં આપેલ પત્રક સાથે નીચેનું પત્રક જોડીને વાંચવું.

| આંક | બિરૂદ[13] | સાબિતીનો પુરાવો |
|---|---|---|
| ૧ | વિલિવયકુરસ | પુ. ૨, સિક્કો નં. ૫૮ |
| ૨ | વિલિવયકુરસ | પુ. ૨, સિક્કો નં. ૫૬ |
| | બિરૂદ વિના | પુ. ૨, સિક્કો નં. ૬૯ |
| (૪) | બિરૂદ વિના | પુ. ૨, સિક્કો નં. ૭૦ |
| ૩ | બિરૂદ વિના | સિક્કો નથી |
| ૪ | બિરૂદ વિના | પુ. ૨, સિક્કો નં. ૬૭–૬૮ |
| | સદર | પુ. ૨, સિક્કા નં. ૭૧–૭૨ |
| | વિદિવયકુરસ | પુ. ૨, સિક્કો નં. ૫૭ |
| ૫ | શિવલકુરસ | પુ. ૨, સિક્કો નં. ૫૯ |
| | બિરૂદ વિના | પુ. ૨, સિક્કો નં. ૬૦ |
| ૬ | બિરૂદ વિના | પુ. ૨, સિક્કા નં. ૬૩, ૬૪, ૬૬ |
| ૭ | સદર | પુ. ૨, સિક્કો નં. ૬૨ |
| | | પુ. ૨, સિક્કો નં. ૭૩ |
| | સાર્વભૌમ તરીકે | પુ. ૨, સિક્કો નં. ૬૧ |

(૧૩) આ પ્રશ્ન હજુ વધારે અનુશીલન માગે છે.

સમજવું રહે છે કે આ સમયપછી ખંડિયાપણું લગભગ અદશ્ય જેવું થઈ ગયું હોવાથી આ બિરૂદ પડતું મૂકાયું છે; પરંતુ અકેંદ્રિત ભાવનાપણે રાજ્ય ચલાવવાની પ્રથા સંપૂર્ણપણે અમલમાં આવેલ ન હોવાથી કેવળ સિક્કાચિત્ર પુરાણી ઢબે ચિત્રાયાં કરાતાં હતાં; જ્યારે અગ્નિમિત્ર રાજ્યે અશ્વમેધ કરાયો ને તેણે સાર્વભૌમત્વની ઘોષણા કરી ત્યારથી અકેંદ્રિત ભાવનાનો અમલ થઈ ચૂકયો ગણાય. એટલે ત્યારથી તો સિક્કાચિત્રોમાં સવળી અવળી બાજુનો જે મહિમા હતો તે પણ સર્વથા અદશ્ય થઈ ગયો સમજવો.

તેના પ્રપિતામહ મલ્લિક શ્રી શાતકરણીના રાજ્યથી, જે મોટો વિસ્તાર આંધ્રપતિ તરીકે વારસામાં તેના દાદા પાંચમા શાતકરણીને તથા તે બાદ પાછો તેના પિતા છઠ્ઠા શાતકરણીને મળી આવ્યો હતો તે જ, આ નં. ૭ રાજાને પણ ઉત્તરોત્તર વારસામાં મળ્યો હતો.

**રાજ્ય વિસ્તાર અને સીમા-સ્પર્શિત રાજ્યો**

ફેર એટલો જ હતો કે તેનો દાદો પાંચમો શાતકરણી આ સર્વ પ્રદેશ ઉપર તદ્દન સ્વતંત્રપણે સ્વામિત્વ ધરાવતો હતો જ્યારે તે સ્વામિત્વ તેના પિતાના ઉત્તર જીવનમાં ગુમાઇ જવા પામ્યું હતું. જોકે તે સમયે ગણતંત્ર રાજ્યની વ્યવસ્થા ચાલતી હોઇને, વિજેતા રાજાનું–મહારાજા પ્રિયદર્શિનનું–માંડળિકપણું સ્વીકારી લેવાથી પોતાના સર્વ પ્રદેશ ઉપર છઠ્ઠા સાતકર્ણિને કુલ મુખત્યાર તરીકે પુનઃ સ્થાપિત કરી દેવામાં આવ્યો હતો. તે જ પ્રમાણે આ સાતમા શાતકર્ણિએ પણ ગાદી ઉપર બેસતાં મહારાજા પ્રિયદર્શિનના સાર્વભૌમત્વનો સ્વીકાર કરેલ હોવાથી, તેને પણ તેના પિતાની પેઠે સર્વ અધિકાર સાથે તે સર્વ પ્રદેશ ઉપર રાજા તરીકે નિયુક્ત કરવામાં આવ્યો હતો. જૈનસાહિત્ય ગ્રંથોમાં સ્પષ્ટપણે ઉલ્લેખ કરાયો છે કે, મહારાજા સંપ્રતિએ અનેક પદભ્રષ્ટ રાજાઓને તેમના મૂળસ્થાને પાછા સ્થાપ્યા હતા. કહેવાનો તાત્પર્ય એ છે કે, આનો મુલક દક્ષિણહિંદના આખાયે દ્વીપકલ્પ ઉપર ફરી વળ્યો હતો. માત્ર બે નાના પ્રદેશ, મ્હોટા રણમાં જેમ જળાશય આવી રહે તેમ, આ દ્વીપકલ્પમાં આવી રહ્યા હતા. આમાંના એકનું નામ ચોલા અને બીજાનું નામ પાંડ્યા રાજ્ય હતું. તેમાંના ચોલારાજ્યનો તે સમયે વિસ્તાર કેટલો હશે તે કહેવાને કાંઇ આપણી પાસે પ્રમાણ પુરસ્સર માહિતી નથી. પરંતુ તેની રાજગાદી કાચી–કાંજીવરમ હતું અને પાંડ્યા રાજ્યમાં, દ્વીપકલ્પના અંતે જે નાનો ત્રિકોણાકાર પ્રદેશ છે ને જેમાં મદુરા, ત્રિચિનોપલી ઇ. શહેરો આવેલ છે તેનો સમાવેશ થતો હતો. આ બે રાજ્યોની સીમા બાદ કરતાં, શાતકર્ણિની હદ કયાંસુધી આવીને અટકી જતી હતી તે ચોક્કસપણે કહી શકીએ તેમ નથી, છતાં જે સમુદ્રતટને અદ્યતન કોરોમાંડલ કિનારા તરીકે ઓળખવામાં આવે છે તે પ્રદેશમાંથી તેના સિક્કા મળી આવતા હોવાથી, ત્યાંસુધી તો તેના રાજ્યની હદ લંબાતી હોવી જોઇએ એટલું સિદ્ધ થઈ શકે છે. દક્ષિણ હિંદી દ્વીપકલ્પમાંના આ ચોલા અને પાંડ્યાના રાજ્યો આ શાતકર્ણિની સીધી છાયામાં હોવાનું ગણી શકાય કે તેઓ મહારાજા પ્રિયદર્શિનની હકુમતમાં હતા એમ ગણાય તે, નથી ઇતિહાસ ઉપરથી બરાબર જાણી શકાતું કે નથી મહારાજા પ્રિયદર્શિને ઉભા કરાવેલ શિલાલેખમાં આપેલ વર્ણન ઉપરથી સમજી શકાતું; કેમકે તેમાં તો અંધ્રદેશને–Bordering lands–સીમાંત પ્રાંતો તરીકે સંબોધ્યા હોવાનો આભાસ થાય છે છતાં, ચોલા અને પાંડયાને સ્વતંત્ર અધિકાર પ્રાપ્ત થયો હોય તેવો વર્તાવ દેખાય છે. જો સીમાંતનો અર્થ રાજ્ય વિસ્તારની અંતે સીમાઉપર આવેલ પ્રાંતો, એમ કરીએ તો તે યથાસ્થિત નથી લાગતો, કેમકે પશ્ચિમે અંધ્રદેશ અને પૂર્વે કોરોમાંડલ કિનારાઉપર તો શાતકર્ણિની સત્તા નિશ્ચિતપણે સાબીત થાય છે જ. એટલે વચ્ચે આવતા ચોલા રાજ્યની સ્થિતિ તો, એકજ્સુડીનાં બે પાંખીયા વચ્ચે આવતી સોપારીના જેવી બની રહે, પછી તેને (Bordering) સીમાંત કહેવાય શી રીતે? બીજી બાજુ મહારાજા પ્રિયદર્શિને હિંદમાં તેમજ હિંદની બહાર, ઉત્તરે તિબેટ અને તુર્કસ્થાન સુધી તથા પશ્ચિમે ઠેઠ સિરિયા સુધી જે દિગ્વિજય મેળવ્યો હતો તેને લગતા સર્વ બ્યાન ઉપર ઉડતી નજર ફેંકીએ છીએ, ત્યારે એવા જ નિશ્ચય ઉપર આવવું રહે છે કે તેણે

દક્ષિણહિંદનો કોઈ પણ પ્રદેશ પોતાની આણા બહાર રહેવા દીધો હોવો ન જોઈએ. છતાં જે પ્રદેશો પોતાના અધિકારમાં હોવાનું શિલ લેખોમાં જણાવ્યું છે તેમાં અંધ્રદેશની દક્ષિણે આવેલ કેરલપુત્ત, ચોલા, પાંડયા, ઈ.નાં નામો આવે છે. એટલે કે તેમને પોતાની સત્તામાં અને સીધા અમલ તળે હોવાનું લેખવે છે, જ્યારે વચ્ચે આવેલ અંધ્રદેશને Bordering તરીકે લેખવે છે. આ ઉપરથી સમજાય છે કે, Bordering એટલે સીમાંત, પોતાના રાજ્યની સીમાની અંતિમ હદે-એવા અર્થમાં નહિ, પરન્તુ પોતાના રાજ્યની હદમાં અડોઅડ આવેલ-અથવા સ્પર્શીને રહેલ, કોઈ બીજું રાજ્ય વચ્ચે આવતું ન હોય તેમ; જેને conterminous કહી શકાય. સર્વ પરિસ્થિતિનું સમીકરણ કરતાં એવા સાર ઉપર આવવું પડે છે કે, ચોલા અને પાંડયા રાજ્યના સરદારો પણ, કેરલપુત્ત, સત્યપુત્તની પેઠે, મહારાજા પ્રિયદર્શિનના કૌટુંબિક પુરૂષો હોવાથી, તેમના ઉપર સીધી હકુમત તેની ચાલતી હતી, જ્યારે અંધ્રપતિ અન્ય રાજકુટુમ્બને લગતો હોવાથી તેના ઉપર પોતાનો સીધો કાબુ નહોતો; પરન્તુ ગણતંત્ર રાજ્ય જેવી રાજપદ્ધતિ ચાલુ હોવાથી તેને માંડળિક બનાવી, નિરાળો અધિકાર ભોગવવા દેવામાં આવતો હતો. આ પ્રમાણે જ્યારે Bordering એટલે સીમાંત=(terminating at the border, situated final at the border એમ નહીં, પરન્તુ close to, surrounded by or conterminous with ) સીમાને સ્પર્શતો એવા અર્થમાં[૧૪] વપરાતો દેખાય છે, ત્યારે એ પણ સ્પષ્ટ થાય છે કે, Bordering countriesની પેલી પાર, તેનું સ્વામિત્વ નહોતું પણ માત્ર મિત્રતા જ હતી, એવો જે અર્થ અત્યારે વિદ્વાનો કરી રહ્યા છે તેમ સમજવું રહેતું નથી. તેનું સ્વામિત્વ તો સર્વત્ર હતું જ, પછી તેને Bordering કહો કે outside the border કહો કે ગમે તે નામ આપો, પરંતુ રાજવહીવટની પ્રથામાં જ ફેર હતો એટલા પૂરતું જ સૂચન કરવા માટે તે શબ્દની વપરાશ થયેલ છે. આ ઉપરથી બીજો સાર એ પણ કાઢી શકાય છે કે, તે સમયે એકદમ ચોખ્ખી રીતે નિર્મળ રાજતંત્રગણની વ્યવસ્થા પ્રચલિત હોવાનું પણ નથી ઠરી શકતું, તેમ ગણતંત્ર રાજ્યપદ્ધતિનો તદ્દન નાશ થઈ ગયો હતો એમ પણ નથી કહી શકાતું; મતલબ કે કેંદ્રિત અને અકેંદ્રિત રાજ્ય વ્યવસ્થાની વચ્ચેનો transitional period=ગાળો તે સમયે વર્તતો હતો. આ પ્રમાણેની રાજવ્યવસ્થાની અટપટી ગોઠવણો ચાલતી હોવાને લીધે, સાતમા શાતકરણિની સત્તા સમસ્ત દક્ષિણ હિંદના દ્વીપકલ્પ ઉપર ચાલતી હતી, એમ કહેવામાં પણ આપણે સત્યથી બહુ વેગળા જવાનું જોખમ ખેડતા નથી. તેમ પોતાના સિધા કાબુવાળા પ્રદેશની દૃષ્ટિએ જ બોલાય તો, દક્ષિણહિંદનો ત્રિકોણીનાનો મુલક, એવા પાંડયા રાજ્યનો તથા અન્ય નાના ચોલા રાજ્યનો પ્રદેશ બાદ કરતાં, શેષ દક્ષિણહિંદ ઉપર તેનો અધિકાર હતો એમ ઉચ્ચારવામાં પણ કાંઈ ખોટું દેખાતું નથી.

તેનું નામ દક્ષિણહિંદ ઉપરના તેના કાબુ માટે આગળ પડતું ગણાય કે નહીં તે પ્રશ્ન ભલે વિવાદાસ્પદ રાખીએ છતાં, ઉત્તરહિંદમાં તેણે જે પરાક્રમ કરી બતાવ્યું છે તેવું તો એક પણ અંધ્રપતિના કાળે નોંધાયું નથી; એટલે તેજ તેના રાજ્યની ખાસ વિશિષ્ટતા લેખી શકાશે. તે માટે નીચેનો પારિગ્રાફ વાંચો.

**સર્વોપરી વિશિષ્ટતા**

આખાયે શતવહન વંશમાં લગભગ ત્રીસેક રાજાઓ બલ્કે તેથી પણ બે ચારની સંખ્યામાં વધારે-થયાનું કહી શકાશે. છતાં જેમની મહાપરાક્રમીઓમાં ગણના કરી શકાય તેવા તો સ્વભાવિક રીતે આંગળાને ટેરવે લેખાવી શકાય તેટલા પાંચ છ જ છે. વળી સામાન્ય માન્યતા એ છે કે, જેમ કોઇ રાજાનું શાસન લાંબું તપે, તેમ તે વિશેષ પરાક્રમી સંભવે. આ નિયમાનુસાર ત્રણેક રાજાઓ એવા પાકયા છે કે તેમનો શાસનકાળ ૫૦ વર્ષની હદ પણ ઓળંગી ગયો છે. છતાં કહેવું પડશે કે, તે

(૧૪) જુઓ પુ. ૨, પૃ. ૩૦૮, ૩૧૧ ૩૫૭, ૩૫૮ અને ૩૫૯ તથા તેની ટીકાઓ.

ઉપરાંત ત્રણચાર એવા ભૂપાળો પણ થવા પામ્યા છે, કે જેમનો રાજ્યકાળ ભલે અડધી સદીના કરતાં ઓછો-બલ્કે અડધા જેટલો જ એટલે પા સદીની આસપાસ જરા વધારે કે કમી-ચાલ્યો છે તો પણ, તેઓનાં નામો, પેલા પહેલા વર્ગમાં મૂકયા છે તે મહાભાગ્યશાળીઓનાં કરતાં, કાંઈ ઓછાં યશસ્વી અને પ્રભાવશાળી તો નથી જ. તેમણે પણ પોતાના વંશને અતિ ઉજ્જવળ બનાવવામાં યથાશક્તિ ફાળો અર્પણ કર્યો છે જ. આવા પા સદી સુધી રાજ ભોગવતા નરેશોમાં, નં. ૨ વાળા ગૌતમીપુત્ર યજ્ઞશ્રીને, નં. ૧૭ વાળા ગૌતમીપુત્ર શાતકરણિ અરિષ્ટકર્ણને તથા નં. ૨૪ વાળા ગૌતમીપુત્ર શાતકરણિને અને નં. ૨૫ વાળા વાસિષ્ઠપુત્ર છત્રપણ શાતકરણિને, મુખ્યપણે મૂકી શકાશે. પરંતુ અડધી સદીવાળા જે ત્રણ નૃપતિઓએ પોતાનો શાસનકાળ ઇતિહાસના પાને અમર કરાવ્યો છે તેમની વિશિષ્ટતાઓ તો જુદી જ ભાત પાડી બતાવનારી દેખાય છે. તેમાંના પહેલાની-મલ્લિકશ્રી શાતકરણિની-વિશિષ્ટતાઓનું વર્ણન, ઉપરમાં તેના જીવનવૃત્તાંતે આલેખાઈ ગયું છે. ત્રીજા અને છેલ્લા એવા હાલ શાલિવાહનનું બ્યાન તેના વૃત્તાંતે લખાશે. જ્યારે વચલા અને બીજા એવા શાતકરણિ સાતમાનું વૃત્તાંત તો અત્યારે તેના રાજ્ય વિશે જ્યારે આપણે બોલી રહ્યા છીએ ત્યારે જ કહેવું યથાસ્થાને ગણાશે.

સર્વ ભણેલાઓની અને વિદ્વાનોની એ જ માન્યતા બંધાયલી છે કે આંધ્રપતિઓ એટલે દક્ષિણહિંદના જ ભૂપતિઓ. તેમને ઉત્તરહિંદ સાથે સંબંધ જ ન હોઈ શકે. અલબત્ત, કેટલેક અંશે આ અભિપ્રાય સકારણ છે જ. સામાન્ય રીતે વિંધ્યાચળ પર્વતને જ, ઉત્તર અને દક્ષિણ હિંદની સીમા આંકતો લેખાયો છે; છતાં તેને ઓળંગીને ઉત્તરે આવેલ વરાડ અને મધ્યપ્રાંત ઉપર, જેમની સત્તા જામી હોય તેને પણ ઉત્તરહિંદના શાસક તરીકે ન લેખવાની પ્રથા પડી જવાને લીધે, અમે પણ તે જ ન્યાયે આ વાક્ય ઉચ્ચારીએ છીએ; કેમકે નં. ૨ વાળા ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો સત્તા પ્રદેશ કાંઈક ઉત્તરહિંદમાં થવા પામ્યો હતો છતાં તેને ઉત્તરહિંદનો સ્વામી નથી કહેવાતો; તેમજ નં. ૧૭ વાળા ગૌતમીપુત્રે તથા નં. ૧૮ વાળા રાજા હાલે, ઉત્તર હિંદના રાજકર્તા અવંતિપતિઓ એવા પોતાના મિત્રો સાથે રહીને, યુદ્ધમાં સક્રિય ભાગ ભજવ્યો છે એટલું જ નહીં પણ ઉત્તરહિંદમાં રાજમહેમાન તરીકે રહી અમુક સમય (પુ. ૩ માં ગર્દભીલ વંશની હકીકત જુઓ) આરામ અને વૈભવમાં પસાર પણ કર્યો છે. તેમ વળી નં. ૨૫ વાળા છત્રપણે તો સૌરાષ્ટ અને ગુજરાત જેવા ઉત્તરહિંદના પ્રાંતોમાં (ષષ્ટમ પરિચ્છેદે લેખ નં. ૧૮) રાજ્ય પણ ચલાવ્યું છે, છતાં ઉપર દર્શાવેલ સામાન્ય નિયમને અનુસરીને આપણે કહેવું પડયું છે કે તેમને ઉત્તરહિંદ સાથે સંબંધ નહોતો. જ્યારે આ સાતમા શાતકરણિએ જો કે ઉતરહિંદમાં રાજ્ય પણ નથી કર્યું, તેમ નં. ૧૭ અને ૧૮ માની પેઠે રાજવૈભવમાં સમય પસાર પણ નથી કર્યો, છતાં તેને ઉત્તર હિંદ સાથે અતિ સંપર્કમાં આવેલ લેખવો પડયો છે; કારણ કે તેણે ઉત્તરહિંદ ઉપર બે બે વખત ચડાઈ લઈ જઈ, ડોલતી એવી મૌર્ય સામ્રાજ્યની-અવંતિપતિની સત્તા સામે પડકાર ઝીલ્યો હતો. એટલું જ નહીં, પરંતુ બીજી ચડાઈ વેળાએ તો, કોઈએ પણ ઈતિહાસમાં નથી કરી બતાવ્યું તેવું કરી બતાવીને-જે સત્તાધીશનો પોતે ખંડયો હતો તે જ સત્તાધીશને જીતી લઈને પોતાનો ખંડિયા બનાવી દીધો હતો; ઉપરાંત પોતાનું સાર્વભૌમત્વ પ્રજા પાસે પણ કબૂલ કરાવી લીધું હતું અને આ સર્વ વિજયમાળાના મુકુટમાં કીર્તિવંત ફુમતું ઉમેરવા, તે ખંડિયા નૃપતિને અંકુશમાં રાખવા, પોતાના સરમુખત્યારને-Dictatorને-સેનાધિપતિ નીમી દીધો હતો. આ પ્રકારનો વિજય મેળવવામાં ભલે તેને ભૂજાબળરૂપી પરાક્રમ બહુ ફેરવવું પડયું ન હોય, કે રાજરમતની શેત્રંજમાં કૌશલ્ય-પટુતા વાપરવી પડી ન હોય, પરંતુ માત્ર સંયોગોએ જ યારી આપી હોય-અરે કહો કે-માત્ર અશ્વ દોડાવતો જ નગર પ્રવેશ કરીને ગાદી કબજે કરી લીધી હોય છતાં, વિજય તે વિજય જ કહેવાય. કહેવાની મતલબ એ છે કે તેણે મૌર્ય સમ્રાટ-અવંતિપતિ ઉપર પોતાનું રાજકીય આધિપત્ય મેળવ્યું હતું; અને જો તે સમ-

મની રાજપ્રથાએ, રાજ્ય વ્યવસ્થાએ–તેને અટકાવ્યો ન હોત તો પોતાને અવંતિપતિ તરીકે જાહેર પણ કરી દીધો હોત. આ પ્રસંગ શું હતો અને કેવી રીતે બનવા પામ્યો હતો, તે સર્વ હકીકત ઉપરના બે પારામાં–પૃ. ૧૮૪ થી ૧૯૦ સુધી લખાઈ ગઈ છે ત્યાંથી વાંચી લેવા વિનંતિ છે. તેના રાજ્યની ખાસ સર્વોપરિ વિશિષ્ટતા જે ગણાય તેવી છે તે તેની અવંતિ ઉપર આ ચડાઈ તથા વિજય અર્પતી યશગાથા લેખવી રહે છે.

**પતંજલી મહાશય અને રાજા શાતકરણિ**

પંડિત પતંજલીની એક રાજનીતિજ્ઞ તરીકે કે મહાવિદ્વાન તરીકે જે નામના પ્રચલિત થઈ છે તેમનો સમય શુંગવંશી અવંતિપતિના રાજઅમલે છે તથા તેમણે પોતાનું જીવન તેમના આશ્રયે પસાર કરેલ હોવાથી તેમનું સ્થાન પણ અવંતિ પ્રદેશ જ મુખ્ય અંશે ગણાય છે. તેમજ આ હકીકત ઇતિહાસમાં એટલી બધી પ્રસિદ્ધ થયેલી છે કે આપણે તેમનું જીવનવૃત્તાંત તે સ્થાને જ વિશેષત: આલેખવું પડયું છે. છતાં પુ. ૩ માં તેમનો જીવન પરિચય આપતાં હકીકત શોધાઈ છે કે, તેમનો જન્મ દક્ષિણહિંદમાં, ગોદાવરી નદીના મુખપ્રદેશ ગણાતા એવા ગોવરધનસમયના કોઈક ગામે થયો હતો. મતલબ કહેવાની એ છે કે, તેમના કીર્તિકળશનું સ્થાન ભલે ઉત્તરહિંદમાં હતું, પરંતુ ઉદ્ભવસ્થળ તો દક્ષિણહિંદમાં જ હતું. ઉપરાંત તેમના રાજદ્વારી જીવનનો તેમજ વિદ્યાસંગનો આરંભ પણ દક્ષિણહિંદમાં જ થયો હતો અને તે પણ આ રાજા સાતમા શાતકરણિના રાજ્ય અમલેજ તથા તેના જ પોષણ અને પ્રોત્સાહનથી. આ હકીકત એટલી બધી જાણીતી થઇ નથી એટલે તેને લગતું વર્ણન અત્ર હાથ ધરવાની જરૂરિયાત લાગી છે.

ધર્મક્રાંતિ કરવામાં પં. પતંજલીનો અને આ રાજાનો કેવો સુમેળ જામ્યો હતો તેનો ઠીકઠીક ચિતાર ઉપરમાં આપણે જણાવી ગયા છીએ એટલે ચર્વિતચૂર્ણ કરવાની જરૂર નથી. પરન્તુ એટલું કહેવું આવશ્યક છે કે, જે રાજકીય અને ધાર્મિક ક્રાંતિ કરવાનું ચેટક, આ રાજા અને તેના પુરોહિતને વળગ્યું હતું તે, તે બંનેનાં કાંઇક ઇર્ષાખોર તેમજ મહત્ત્વાકાંક્ષી સ્વભાવને અનુસરીને જ હતું. ઇર્ષાખોરી એટલા દરજ્જે કહી શકાય કે, મહારાજા પ્રિયદર્શિન, હવે સાબિત કરાયું છે તેમ એક ચુસ્ત જૈનધર્મી રાજા હતો; વળી રાજકુનેહથી તેણે તે ધર્મનો પ્રચાર, પશ્ચિમે ઠેઠ મિસર અને સિરિયા સુધી, ઉત્તરે તિબેટ, ખોટાન અને ચિનાઇ તુર્કસ્થાન સુધી અને દક્ષિણે ઠેઠ સિંહલદ્વીપ સુધી કર્યો હતો. તેમ પોતાનો રાજઅમલ પણ એવી જ શીફતથી ચલાવ્યો હતો કે રાજપ્રકરણને ધર્મથી અલગને અલગ જ રાખ્યે ગયો હતો. છતાં પોતાની પ્રજાનો મોટો ભાગ જૈનધર્મને અનુસરતો બની જવા પામ્યો હતો. સારાંશ કે મહારાજા પ્રિયદર્શિનની ધર્મવિષયક તેમજ રાજકીય વિષયક નીતિ, એમ બન્ને, ભલભલાને મન એક ઓરંભા–ઉખિયાણા સમાન થઇ પડી હતી. એટલે સર્વ કોઇને મનમાં એમ સ્વભાવિક રીતે જ થઈ આવતું છે કે, આપણા હાથમાં જો રાજ્યની લગામ આવે તો, આપણે પણ કાં તે જ પ્રમાણે શક્તિ ફોરવી ન શકીએ ને તેના જેવો સુયશ મેળવી ન લઇએ ? આવો પ્રસંગ મહારાજા પ્રિયદર્શિનના મરણ બાદ તરત જ, આ રાજા અને પુરોહિતની જોડીને સાંપડી આવ્યો હતો. આ બંને[૧૫] વેદાનુયાયી હતા. એટલે પ્રિયદર્શિને જેમ જૈનધર્મનો યશ જગઆસ્કારા કરી બતાવ્યો હતો, તેમ આ વેદાનુયાયી યુગ્મને સ્વધર્મનો પ્રચાર કરી બતાવવાના કોડ ઉગી આવે તે સ્વભાવિક છે અને ઉગી આવ્યા પણ હતા જ. પરન્તુ કમનસીબે જે કુનેહ પ્રિયદર્શિને વાપરી હતી તે તેઓ બતાવી ન શકવાથી, સુયશ બાંધવાને બદલે કેટલીક અપકીર્તિ તેમણે વહોરી લીધી હતી, આ માટે તે કાર્યને આપણે ઇર્ષાખોરી કહેવી પડી છે. છતાં રાજા

(૧૫) બેમાંથી રાજા શાતકરણિ મૂળે તો જૈનધર્મી હતો પરન્તુ કેવા સંયોગમાં તેણે ધર્મપલટો કર્યો હતો તેનું વર્ણન ઉપરમાં અપાઈ ગયું છે. અહીં ધર્મપલટો થયાં બાદનું વર્ણન છે, એટલે વેદાનુયાયી હતો એમ લખ્યું છે.

શાતકરણિ મહાપરાક્રમી હોવાથી તે સ્થિતિ જાળવી રાખવાને શક્તિવંત થયો હતો; પણ તેનું મરણ તરત નીપજ્યું અને તેની ગાદીએ જે આવ્યા તે તેવા પ્રભાવશાળી ન હોવાથી ઢીલી દોરી મૂકી અને પ્રજાને યથેચ્છ ચાલવા દીધી, એટલે ત્યાં પુનઃશાંતિ સ્થપાઇ ગઇ છે, જે આપણે આગળના પરિચ્છેદે નિહાળીશું. જ્યારે પતંજલી મહાશયને, "હાર્યો જુગારી બમણું રમે" તેના જેવો જ ઘાટ થયો હતો; કેમકે એક બાજુ શાતકરણિના ગત થયા બાદ, તેના ફરજંદોની પ્રજાની સાથે કડક હાથે કામ લેવાની અશક્તિ પ્રગટ દેખાતી હતી એટલે પોતાનું મન ધાર્યું કરી શકાય તેમ નહોતું. પરંતુ બીજી બાજુ અવંતિમાં પોતાના સાશ્રીત પુષ્યમિત્રનું જોર દિનપ્રતિદિન વિશેષ જામતું જતું હતું એટલે ત્યાં પોતાના ખેલ વિનાસંકોચે—બલ્કે તેની મદદથી વિશેષ પ્રબળતાથી ખેલી શકાશે તેવું દેખાવાથી પોતાનો વસવાટ તેમણે ત્યાં ફેરવી નાંખ્યો હતો; તથા તેઓ પોતાના મનોરથો ઘણે અંશે અમલમાં મૂકાવી શક્યા હતા, જે આપણે પુ. ૩માં પુષ્યમિત્ર—અગ્નિમિત્રના વૃત્તાંતથી જાણી ચૂક્યા છીએ.

આ પ્રમાણે ધર્મવિષયક હરીફાઈમાં મહારાજા પ્રિયદર્શિનની અને રાજકીય વિષયની હરીફાઈમાં પં. ચાણક્યની નીતિની તુલના કરવામાં અને બની શકે તો બન્ને વિષયમાં તેમના ઉપરીપદે બિરાજવા માટે પંડિત પતંજલિએ પોતાની સર્વ શક્તિ ઉપયોગમાં લઇ, આકાશ અને પાતાળ એક કરવામાં બાકી રાખી નહોતી. પરન્તુ જેટલા પ્રમાણમાં તેમનામાં શક્તિ અને ઉત્સાહ ભર્યાં હતાં, તેટલા પ્રમાણમાં જો કુનેહ અને દીર્ઘદષ્ટિપણે કામ લેવાની પદ્ધતિ અખત્યાર કરી હોત, તો અત્યારે તેમના સઘળા પ્રયાસો જે દુનિયાની નજરે ઈર્ષ્યા અને અદેખાઇપ્રેરિત દેખાઇ ગયા છે, તેણે ઓર જ સ્વરૂપ ધારણ કર્યું હોત.





# દશમ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

**ટૂંકસારઃ**—(૮) લંબોદર (૯) આપિલિક-આપિલક (૧૦) અને આવિ—આ ત્રણેના રાજ્યે કોઈ સબળ મુદ્દો નોંધાયો જડતો ન હોવાથી ત્રણેના એકત્રિત આપેલાં વૃત્તાંત—

(૧૧) મેઘસ્વાતિ પહેલો—ઉપરના ત્રણ અને આ ચોથાના રાજ્યકાળ સુધી દક્ષિણના દરબારે રહી ગયેલ વૈદિકધર્મની અસર-વળી જૈનાચાર્ય કાલિકસૂરિના હાથે પ્રતિકાર થતાં, જૈનધર્મ આગળ તરી આવ્યો હતો તેનું દૃષ્ટાંત સાથે આપેલ વર્ણન-આ ગ્રંથના આલેખનમાં વારંવાર ધર્મના મહાત્મ્ય ઉપર વર્ણન કરેલ હોવાથી, વિદ્વાનોએ લેખકને ધર્માંધ અને સ્વધર્મ પ્રત્યે પક્ષપાતિ લેખેલ છે; પરંતુ તે સમયના રાજાઓ ધર્મરક્ષા માટે કેવા મરી ફીટતા હતા તથા તે ઉપરથી તેમનાં જીવનો કેવાં રંગાયલાં રહેતાં. તેનો ખ્યાલ જ્યાંસુધી આવે નહીં ત્યાંસુધી, ખરો ઇતિહાસ પણ અંધારામાં રહેવા પામે-અને રહેવા પામ્યો જ છે તે સ્થિતિનો શિલાલેખ વિગેરેનાં દૃષ્ટાંતો સાથે આપેલ ચિતાર-વળી ધર્મ શબ્દના ઉચ્ચાર માત્રથી જ ભડકી ન જતાં, તે સમયની અને વર્તમાનકાળે કરાતા તેના અર્થ વચ્ચેની મનાઈ રહેલ, વ્યાખ્યાનો બતાવેલ મર્મ—

(૧૨) સૌદાસ ઉર્ફે સંઘસ્વાતિ-નં. અગિયારમાની પેઠે આના રાજ્યે પણ ચાલેલ ધર્મ-યુદ્ધનો આપેલ ખ્યાલ-જેથી ક્ષહરાટ નહપાણ અને રાણી બળશ્રીના પુત્ર તથા પૌત્રના રાજ્યે કોતરાયલ લેખોનો મળી આવતો ઉકેલ-તથા અત્યાર સુધી ઇતિહાસમાં થઈ પડેલ વિકૃતિનો મળી આવતો ચિતાર—

(૧૩) મેઘસ્વાતિ બીજો (૧૪) અને મૃગેંદ્ર-તેમણે ચલાવેલ તટસ્થપણે રાજ્યઅમલ-

(૧૫) સ્વાતિકર્ણ-તેની રાણી બળશ્રીનો આપેલ પરિચય; તથા તેણીનો નં. ૧૬, ૧૭ અને ૧૮ મા આંધ્રપતિ સાથેનો પુરવાર કરી આપેલ સગપણ સંબંધ-તથા પુરાણીક અને જૈન ગ્રંથોમાંની હકીકતોથી અને પુરાવાથી, સાબિત કરી આપેલ આપણાં અનુમાનો તથા અન્ય ઐતિહાસિક ઘટનાઓ—

(૧૬) દીપકર્ણ; દીપકર્ણિ—શામાટે તેણે ગાદી ત્યાગ કર્યો હતો તથા રાણીબળશ્રીનાં લાગવગ અને પ્રભાવને લીધે રાજ્યમાં કેવા કેવા પ્રસંગો બનવા પામ્યા હતા, તેનું કાંઈક આપેલું વર્ણન—

## શતવહન વંશ (ચાલુ)
## (૮) લંબોદર (૯) આપિલિક–આપિલક (૧૦) અને આવિ

નં. ૭ સુધીનાં રાજાઓનાં જીવન વિશે પ્રકાશ પાડવામાં જોકે સંપૂર્ણ તો ન જ કહી શકાય, છતાંયે ઠીકઠીક પ્રમાણમાં સામગ્રી મળી આવી છે જેથી તે દરેકને છૂટા પાડીને આપણે વર્ણન કરી બતાવ્યું છે. પરંતુ નં. ૮થી ૧૫ સુધીના આઠ રાજાઓ સંબંધી બહુ જ જુજ માહિતી મળી આવતી હોવાને લીધે, કોઈક ઠેકાણે બે કે ત્રણને એકઠા પણ નોંધવા પડયા છે જ્યારે કેટલાકને માત્ર પાંચપંદર લીટીમાં જ પતાવી નાંખવા પડયા છે. આ ધોરણને અનુસરીને નં. ૮, ૯ અને ૧૦ રાજાઓને એકત્ર રીતે લીધા છે.

તેમના કોઈ વિશે, જેને ખાસ માહિતી કહી શકાય તેવી પ્રાપ્ત થતી નથી જ, પરંતુ સંયોગાનુસાર–આનુષંગિક એકાદ વિષય જે મળી આવ્યો છે, તેનું કાંઈક વિવેચન કરીશું. નં. ૭ના રાજ્યે જણાવી ગયા છીએ કે, ઉત્તરહિંદમાં શુંગવંશી અમલતળે તેમ જ દક્ષિણ હિંદમાં, શતવહનવંશીની આણામાં–હકુમતમાં વૈદિક મતને રાજધર્મ તરીકે સ્વીકારવામાં આવ્યો હતો. તેમાંયે શુંગવંશીઓ પોતે જ બ્રાહ્મણકુળમાં જન્મેલ હોવાથી તેમણે તે ધર્મને ચુસ્તપણે વળગી રહીને સારી રીતે આગળ વધાર્યો હતો; જ્યારે આંધ્રપતિઓ પોતે ક્ષત્રિયોત્પન્ન ગણાતા હોઇને, તેમને પોતાના પૂર્વજોના ધર્મને પ્રથમ દરજ્જે માન આપવું રહેતું હતું. તેમાંયે નં. ૭ વાળાએ ભલે પરિવર્તન કરેલ હતું, છતાં તે પણ એક,–ભલે બહુ નજીકનો,–પૂર્વજ તો ગણાય ને (?)એટલે જેમ તેના તરફ પૂજ્યબુદ્ધિ રાખવાનું આવશ્યક ગણાય, તેમ વિશેષ ભૂતકાળી પૂર્વજો પ્રત્યે પણ માનબુદ્ધિ તો ધરાવવી જ રહે; જેથી અત્રે વર્ણવાતાઓની સ્થિતિ જરા ઢચુપચુ ને ડામાડોળ જેવી રહેતી હતી, એટલે તેઓ શુંગવંશીઓની પેઠે ચુસ્ત વૈદિકમતાનુયાયી નહોતા. પરંતુ સંયોગાનુસાર તે ધર્મપ્રત્યે જેમ ખેંચાયે જતા હતા, તેમ જૈનધર્મની અવગણના પણ કરી શકતા નહોતા. પરિણામ એ આવ્યું હતું કે ઉત્તરહિંદમાં ધર્મનિમિત્તે જે કાંઈક દમન ચલાવાયે જતું હતું, તેમાંનું દક્ષિણહિંદમાં કાંઈએ નહોતું એમ કહીએ તો ચાલે. નં. ૧૦નું રાજ્ય ઈ. સ. પૂ. ૧૯૬–૫ માં આરંભાયુ, ત્યાંસુધી વિદર્ભ–વિરારપ્રાંત આખોયે આંધ્રપતિને તાબે જ હતો. પછી તેણે કાંઈ કારણ આપ્યું હોય કે તે પ્રદેશ ઉપર શાસન ચલાવતા તેના મહારથીએ–સૂબાએ કાંઈ કારણ આપ્યું હોય, પરંતુ અવંતિપતિ રાજા અગ્નિમિત્રને યુદ્ધમાં ઉતરવાનો પ્રસંગ ઉભો થયો હતો. આ કારણ રાજકીય હોવા કરતાં મતભેદ હોવાનું વિશેષતઃ જણાય છે. આ યુદ્ધને અંતે આંધ્રપતિને કેટલોક પ્રદેશ ગુમાવવો પડયો છે ઉપરાંત, માલવિકા નામની કન્યાને પણ લગ્નમાં દેવી પડી છે (આ કન્યા તેની જ હતી કે પેલા મહારથીની, તે ચોક્કસ થતું નથી). આ સિવાય બીજો કોઈ ઐતિહાસિક પ્રસંગ નોંધવા યોગ્ય મળી આવતો નથી તેથી તેમનાં વૃત્તાંત બંધ કરીએ છીએ.

## (૧૧) મેઘસ્વાતિ પહેલો

કાળ ગયે, અગ્નિમિત્રની ગાદીએ તેના પૌત્ર બળમિત્ર–ભાનુમિત્રનાં રાજ્ય પ્રદિપ્ત થયાં હતાં. તેઓ પણ પોતાના પિતામહની પેઠે ચુસ્ત વૈદિકધર્મી હતા. આ બાજુ આંધ્રપતિ તરીકે મેઘસ્વાતિ પહેલો આવ્યો હતો. તે પણ ખરૂં કહીએ તો જોકે વૈદિકમતનો જ પક્ષપાતિ હતો, છતાં જૈનધર્મ પ્રત્યે દ્વેષધારી નહોતો. જેમ બળમિત્ર ભાનુમિત્રનો સંયુક્ત રાજકાળ ૩૦ વર્ષનો હતો, તેમ આ મેઘસ્વાતિનો રાજકાળ પણ લગભગ તેટલો જ દીર્ઘ સમયી બલ્કે વિશેષ લંબાયલ હતો. પરંતુ મેઘસ્વાતિનું રાજ્યશાસન એક રીતે વિશેષ પ્રભાવવંતુ નીવડયું હતું. કેમકે, બળમિત્ર ઉર્ફે ઓદ્રક અને ભાનુમિત્ર ઉર્ફે ભાગ–બન્નેએ સંયુક્ત રાજ્ય ભલે ૩૦ વર્ષ કર્યું છે, પરંતુ પ્રથક રીતે તો દરેકને ફાળે પંદર પંદર વર્ષ જ કહી શકાશે. વળી તેઓના રાજ્યે પંજાબ તરફની સરહદ તરફથી, પરદેશીઓના હુમલાનો જે પ્રવાહ સતત ચાલ્યો આવતો હતો તેને લીધે, તેમનો ઘણોખરો સમય તેમની સાથે યુદ્ધ કરવામાં કે તેની રૂકાવટ કરવામાં જ વ્યતીત થયે જતો હતો. એટલે તેમને રાજ્યની શાંતિ જાળવી રાખવામાં સમય મળતો નહોતો. વળી પરદેશીઓ સાથેના યુદ્ધમાં જોડાવાથી,તેમનાં અકાળમૃત્યુ થવા પામ્યાં હતાં. આ સર્વ કારણોને લઈને તેમનો રાજ્ય-

કાળ, પ્રજા કલ્યાણની દષ્ટિએ શુન્યવત્ લેખીએ તો લેખાય તેવો હતો. જ્યાં પ્રજાકલ્યાણ તરફ ઉપેક્ષાવૃત્તિ સેવાતી રહેતી હોય, ત્યાં પ્રજામાં ધર્મ પ્રચાર વિશે બહુ પડી હોવાનું માની લેવું, તે જરાક વધારે પડતું ગણાય. એટલે અગ્નિમિત્ર કરતાં બળમિત્ર–ભાનુમિત્રના રાજ્યે વૈદિકમતને ઓછું પોષણ મળ્યું હતું એમ કહી શકાશે. પરન્તુ જ્યારે આપણને કહેવામાં આવે છે કે તક્ષિલાના યોન સરદાર એન્ટીઆલસિદાસે અવંતિપતિ એવા કાશિપુત્ર ભાગરાજાના ધર્મ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા, એક મોટો સ્તૂપ, સાંચી–ઉજ્જૈનની નગરીએ દાનમાં ઉભો કરાવ્યો હતો (પુ. ૨ પૃ. ૧૧૧), ત્યારે માનવાને કારણ મળે છે કે, રાજા ભાગને સ્વધર્મ પ્રત્યે અનુપમ મમતા હોવી જ જોઈએ. આ હકીકતને પુષ્ટિ એ ઉપરથી પાછી મળે છે કે, રાજા ભાગે પોતાના ભાણેજ બળભાનુને, પોતાના મામા કાલિકસૂરિએ જ્યારે જૈનધર્મની દિક્ષા આપી ત્યારે ક્રોધમાં ને ક્રોધમાં–બન્ને પક્ષે, એક પક્ષે સગો ભાણેજ ને બીજા પક્ષે સગો મામો હોવા છતાં, એટલે કે બન્ને પક્ષ તરફ સમદષ્ટિ કેળવવાની હોવા છતાં, ભર ચોમાસે જૈનસાધુઓને વિહાર કરવાને નિષેધ કરાયલો છે એવું જાણવામાં આવ્યું, છતાંએ અવંતિની હદ છોડી દેવાનો રાજહુકમ ફરમાવ્યો હતો. આ કાલિકસૂરિ જૈનધર્મના એક મહાસમર્થ આચાર્ય–યુગપ્રધાન–તે સમયે ગણાતા હતા; તેમનો યુગપ્રધાન તરીકેનો સમય[1] જૈનસાહિત્ય પ્રમાણે મ. સં. ૩૩૫થી ૩૭૬ ઈ. સ. પૂ. ૧૯૨થી ૧૫૧=૪૧ વર્ષનો ગણાય છે. જ્યાં રાજહુકમ થયો ત્યાં તેને માન દીધા સિવાય છુટકો જ નહીં. એટલે કાલિકસૂરિએ લાચારીથી દક્ષિણ તરફ પ્રયાણ કરેલું. આ સમયે આંધ્રપતિઓનું રાજપાટ પૈઠણમાં ન હોવાને બદલે બેજાકટક પ્રાંતે, અમરાવતી કે વરંગુળમાં હોવાનું આપણે જણાવી ગયા છીએ. કાલિકસૂરિ ત્યાં પહોંચ્યા. જોકે ત્યાંયે રાજધર્મ તરીકે વૈદિકધર્મ જ પળાતો હતો, પરંતુ અવંતિપતિની પેઠે ચુસ્તપણું નહોતું; તેમ પ્રજા સાથે રાજ્ય બહુ જ એખલાસભર્યો વર્તાવ ચલાવ્યે જતું હતું; તેમ અવંતિની અડોઅડ એવું બીજું કોઈ રાજ્ય નહોતું કે ત્યાં જઈ પોતે આશ્રય લઇ રહે; વળી આંધ્રપતિઓનો મૂળ બાપિકો ધર્મ તો જૈન જ હતો. આવાં અનેકવિધ કારણોનો વિચાર કરી–સમયધર્મ ઓળખી–તેમણે દક્ષિણ તરફ જ વિહાર કર્યો હતો ને પોતાનું શેષ ચોમાસું ત્યાં વ્યતીત કર્યું હતું. આપણે અહીં આંધ્રપતિના રાજનગરનું નામ વરંગુળ–અમરાવતી જણાવ્યું છે, પરંતુ જૈન સાહિત્યમાં[2] ( ભ. બા. વૃ. ભા. પૃ. ૧૮૭) "પ્રતિષ્ઠાનપુરમાં ચોમાસું રહેવા ગયા...ત્યાં શાલિવાહન નામે રાજા રાજ્ય કરતો હતો." આ પ્રમાણે શબ્દો છે. અત્ર જેમ શાલિવાહન રાજા હાલનું નામ અસંગત[3] છે પરંતુ શતવહનવંશી રાજા સમજવો રહે છે, તેમ પ્રતિષ્ઠાનપુર તે પ્રસિદ્ધપણે રાજનગર હતું એવા ખ્યાલથી લખાઇ ગયું સમજવું; જ્યારે ખરી રીતે તે અમરાવતી નગર લખાવું જોઇએ. જે પ્રમાણે આ કથાનું વર્ણન કરવામાં આવ્યું છે તે ઉપરથી તથા તે સમયના પ્રાસંગિક અન્ય વિવેચનોથી તેનું નામ અંતરંજિકા (જુઓ આગળ નં. ૧૬ ના વર્ણનમાં રાણા બળશ્રીની સમક્ષ થયેલ વાદનું વર્ણન). હોવાનું સમજાય છે. આ નામ વરંગુળ માટે વપરાયું હશે કે અમરાવતીનું બીજું નામ હશે કે, વરંગુળ અમરાવતી વર્જીને કોઈ ત્રીજી જ નગરી હશે તે એક સંશોધનનો વિષય છે. અમારૂં અંગત મંતવ્ય એ થાય છે કે, અમરાવતી નગરીનું પર્યાય વાચક નામ અંતરંજિકા હોવું જોઇએ. ત્યાં સ્થિતિ કરાયા બાદ એકદા

(૧) કોઇકના મતપ્રમાણે તેમનો સમય ૩૮૯–૩૯૯ સુધીનો પણ છે. બનવા જોગ છે કે કદાચ ૩૭૬ ને બદલે તેમનો જીવનકાળ ૧૦–૨૦ વર્ષ વધારે લંબાયો હોય અને તેથી આવો સમય નોંધવો પડયો હોય.

(૨) જુઓ ભ. બા. વૃ. ભા. પૃ. ૧૮૭.

(૩) છતાં બીજે પ્રસંગ જે ઉભો થયો છે તે વખતે તો રાજા હાલ શાલિવાહનનું જ રાજ્ય ચાલતું હતું. આવી રીતે અનેક બનાવો એકના સમયે થયા હોવા છતાં બીજાંના રાજ્યે થયાનું નોંધાઇ જવાયું છે. (જુઓ નં. ૧૬નું વૃત્તાંત)

પર્યૂષણ નામે જૈનોનું મહાપર્વ આવ્યું ત્યારે રાજાએ પૂછ્યું કે "હે સ્વામી, પર્યૂષણપર્વ કયે દિવસ કરશું! ગુરૂએ કહ્યું, ભાદરવા સુદિ પંચમીને દિવસે. ભૂપતિએ પૂછ્યું, પંચમીને દિવસે તો અહિ ઇંદ્રમહોત્સવ થાય છે માટે જો તેની (પંચમી) પહેલાં કે પછી, પર્યૂષણ મહોત્સવ થાય તો હું પણ તે દિવસે તપ–નિયમ–જિનાલયમાં ઓચ્છવ પ્રમુખ કરાવું. ગુરૂએ કહ્યું. ભાદરવા શુદિ પાંચમ પછી એક પહોરે પણ એ પર્યૂષણ ઉત્સવ ન થવો જોઇએ, પણ તે પહેલાં કરવો હોય તો થાય. આષાઢ ચોમાસાના (આષાઢ શુદ પૂનમથી) એક માસ ને વીસ દિવસ (પચાસ દિવસ) વીતે છતે, પર્યૂષણ કરવાનું ભગવાને ફરમાવ્યું છે. રાજાએ આચાર્યનું વચન માન્ય કર્યું. ત્યારે સૌએ ઉત્તરવારણાં કર્યાં. સર્વ શ્રાવકોએ પણ આચાર્યને સંમત એવું સંવત્સરી પર્વ કાલિકાચાર્યની સાથે ચોથને દિવસે કર્યું" કહેવાની મતલબ એ છે કે કાલિકસૂરિના ઉપર પ્રમાણેના ઉપદેશથી, રાજા શતવહન જૈનધર્મમાં દૃઢ થયો તથા પર્યૂષણપર્વની આરાધના, તે સમયસુધી જે ભાદ્રપદ શુદિ પાંચમના દિવસે થતી હતી તે ફેરવીને ભાદ્રપદ શુદિ ૪ના દિવસે તે નગરના શ્રાવકો સાથે તેણે કરી અને તે બાદ તે પ્રમાણે કરવાનો રિવાજ પ્રચલિત થયો. આ કાલિકસૂરિ એવા જબરદસ્ત ગીતાર્થ અને શાસ્ત્ર નિપુણ હતા કે તેમના જ્ઞાનની ચિકિત્સા ઇંદ્રદેવે કરી હતી અને સંતુષ્ટ પણ થયા હતા. આ કાલિકસૂરિએ પયવણા નામના આગમસૂત્રની રચના કરેલ હોવાથી જૈન સંપ્રદાયમાં "પયવણાકાર" તરીકે ઓળખાયા છે. વળી સમજાય છે કે અત્યારસુધી પુર્નમિયા મહિનાની ગણત્રી થતી હતી જે આગળ જતાં, શકારિ વિક્રમાદિત્યના નામનો વિક્રમ સંવત્સર સ્થાપિત થતાં અમાસાંત મહિનામાં ફેરવાઈ ગયેલી છે.

ઉપર નિર્દિષ્ટ કરાયેલ ઈસારાથી ફલિત થાય છે કે, ઈ. સ. પૂ. ૧૫૦ સુધી શતવહન વંશીઓ વૈદિકધર્મી રહ્યા હશે. ત્યાર બાદ કે તે અરસામાં જૈનાચાર્યના ઉપદેશથી પાછા તેઓ જૈનધર્માસક્ત બનવા પામ્યા હતા. તેમજ આ આચાર્યે દક્ષિણની પ્રજાના કેટલાય ભાગને જૈનધર્મમાં સ્થિર કર્યો હતો. આ તેમના પ્રયાસને, નં. ૭ શાતકરણિ અને પછીના સમયે થયેલ ધર્મક્રાંતિના પ્રત્યાઘાત તરીકે–action અને reaction –લેખવો હોય તો પણ લેખી શકાશે. રાજા મેઘસ્વાતિના મરણ બાદ તેનો પુત્ર સૌદાસ ઉર્ફે સંઘસ્વાતિ ગાદીએ આવ્યો છે.

આપણા આ ગ્રંથમાં ઈ. સ. પૂ. ૯૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીના લગભગ એક હજારથી અગિયારસો વર્ષનો ઇતિહાસ આળેખ્યો છે.

**ધર્મનું મહત્ત્વ અને ગ્રંથાલેખન** તે વખતની આર્યસંસ્કૃતિ અને અત્યારની આર્યસંસ્કૃતિમાં મહાન પરિવર્તન થઈ ગયું છે એમ સર્વ કોઈ સ્વીકારે છે. જેનો અર્થ એમ કરી શકાય કે, તે વખતની પ્રજાનાં માનસ, રહેણીકરણી, રોજના આચારવિચાર તથા સાંસારિક વ્યવસ્થા અને જીવન વગેરે સર્વની પરિસ્થિતિમાં અતિ વિપુલપણે ફેરફાર થઈ ગયો છે. પછી તે પરિણામ–પરિવર્તન, સુધારામાં કે કુધારામાં, સુખમાં કે દુઃખમાં, અથવા સારામાં કે નઠારામાં, કે સર્વ મિશ્રિતપણે થવા પામ્યું છે, તે પ્રશ્ન ભિન્ન છે; પરંતુ થયું છે એટલું તો નિશ્ચિત છે જ. આમ છતાં ગ્રંથ આલેખનમાં અમે જે કાંઇ ધોરણ કે પદ્ધતિ ગ્રહણ કરી છે તેનો કયાસ, માપ, મુલ્યાંકન, વાચકવર્ગનો કેટલોક ભાગ, વર્તમાન કાળના ધોરણે કરી નાંખે છે તેથી અમને અલ્પાંશે દુઃખ તો થાય છે જ. પરંતુ તેથી નિરાશા સેવી અમારે અમારા કાર્યમાં પાછી પાની ભરવી તે યોગ્ય નથી લાગતું. એક ઇતિહાસકાર તરીકે અમારે તો પુ. ૨ના મુખપૃષ્ઠ ઉપર જે શ્લોક ટાંકી બતાવ્યો છે, તેવી નિષ્પક્ષપાત વૃત્તિથી જ કામ લેવું ઘટે છે અને તેજ પ્રમાણે કીધે ગયા છીએ તેની ખાત્રી આપીએ છીએ. આ બાબતનું સૂચન અમે લગભગ દરેક પુસ્તકની પ્રસ્તાવનામાં કર્યું તો છે જ, છતાં અવારનવાર જે ટીકાઓ અને અવલોકનદ્વારા, જનતાના વિચાર જાણવાની અમને તક મળી છે તેમજ કેટલાક વિદ્વાનોના રૂબરૂ પરિચયમાં આવતા તેમના તરફના ઉદ્ગારો શ્રવણ થવા પામ્યા છે, તે ઉપરથી સમજાય છે કે, હજુ તે ગેરસમજૂતિ દૂર કરાવવાની

આવશ્યક્તા દેખાય છે જ, નહીં તો જે શુદ્ધ આશયથી ગ્રંથ લખવાને પ્રેરણા થઈ છે તે મારી જવાની ભીતિ રહે છે.

અમારો બચાવ કરવા માટે આ કથનને ઢાલ તરીકે મહેરબાની કરીને કોઈ ન લેખે, પરંતુ જ્યાં વસ્તુસ્થિતિ જ તેવી દેખાતી હોય ત્યાં બિચારા લેખકને દોષ શા માટે દેવો ઘટે ? અમારી ખાત્રી છે કે, અમારા સ્થાને અન્ય કોઇ હોત તો તે પણ તે જ પ્રમાણે વર્ણન કરત. અલબત્ત, શબ્દ અને વાકય-રચનામાં ફેર પડે, પણ તેથી કાંઈ વસ્તુનું સ્વરૂપ બદલી જવું તો ન જ ગણાય. અમારે બે મુદ્દા ઉપર વાચક મહાશયનું ધ્યાન દોરવું રહે છે. એક ધર્મ શબ્દના મહત્ત્વને અંગે, અને બીજું જૈન શબ્દના અર્થને માટે.

પ્રથમ ધર્મ શબ્દ લઇએ. તે શબ્દના ગૂઢાર્થ અને રહસ્ય વિશે કાંઈ પણ અત્ર ઉચ્ચારવું તે આપણા ક્ષેત્રની બહાર જ ગણાય. અત્ર તો આપણે ચેતવણી રૂપે એટલું જ કહેવાનું કે વર્તમાનકાળે જેમ ધર્મને, પ્રજાના એક ભાગને બીજા સાથે અથડાવી મારવાના કાર્યમાં, હથિયારરૂપે ઉપયોગમાં લેવાય છે તેવા ભાવમાં તે સમયે તેનો ઉપયોગ જ થતો નહોતો. એટલે કોમી ભેદભાવ કે ઉશ્કેરણીના રૂપમાં તેને કદાપી લેખાતો નહોતો. અત્યારે સર્વ કાર્યનું મૂલ્યાંકન, આર્થિક ગણત્રિએ અંકાતું હોવાથી, દરેકે દરેક વસ્તુની કિંમત, રૂપિયા આના પાઈના હિસાબે જ મૂકાય છે; અને જેમ એક વસ્તુની કિંમત વિશેષ રૂપિયામાં અંકાય તેમ તેની ઉપયોગિતાનું ધોરણ વિશેષપણે લેખાતું રહે છે. આ બધી અધિભૌક્તિક દશા સૂચવે છે. તે આલોક જીવનની ઐહિક મનોવૃત્તિની પરાકાષ્ટા સૂચવે છે. જ્યારે પ્રાચીન સમયે ધર્મને, આલોક જીવન સાથે અંતરંગ સંબંધ નહોતો લેખાતો. તેને તો વિશેષપણે પરલોકજીવન સાથે, તેના ઉત્કર્ષ-અપકર્ષના કારણભૂત લેખી અનુસરવાનું લેખાતું કે જેથી માણસનું આ સંસારનું આખું જીવન, જેમ બને તેમ આત્મકલ્યાણના માર્ગરૂપે વહે, તથા જેને સંયોગોએ યારી આપી હોય તેઓ સાથે સાથે પરમાર્થ પણ કર્યે જાય. પરંતુ સર્વનું લક્ષ્યબિંદુ સ્વ તેમજ પરના આત્માને ઉચ્ચગામી બનાવવા પ્રત્યે જ કેંદ્રિત બની રહેતું. તેમને મન, આર્થિક લાભ કે પરસ્પરના આચારોત્પન્ન ભેદમાંથી નીપજતા ઝગડાઓ, તો મનુષ્યજીવન બરબાદ કરવા માટે કે એળે ગુમાવવારૂપ ગણાતું. એટલે જ દ્રવ્યસંચય કરવા માટે વર્તમાનકાળે જેમ મનુષ્ય દરેક પ્રકારની યુક્તિપ્રયુક્તિ વાપરે છે, તેવા પ્રકારનો ઉદ્યમ સેવવામાંથી તે કાળે તેઓ દૂર ને દૂર ભાગતા રહેતા. તેઓને મન, ધર્મ એ તો એક અમુલ્ય, વિરલ અને દુર્લભ વસ્તુ જ લેખાતી. ધર્મ રક્ષણને માટે જીંદગીનું બલિદાન પણ તુચ્છ લેખતા. સામાન્ય મનુષ્યની પણ આવી મનોદશા જ્યાં રહેલી હોય ત્યાં ક્ષત્રિયોચિત ભૂપતિઓની દશાની તો વાત જ શી કરવી ? તેઓ સ્વજીવન ઉપરાંત, પોતાના રાજપાટ અને સર્વને પણ હોડમાં મૂકી દેવાને તત્પરતા દાખવતા. આવી સ્થિતિવાળાને, વર્તમાનકાળે કરાતી ધર્મશબ્દની વ્યાખ્યાના અર્થમાં લઈ જઈ, આપણા ત્રાજવા-કાટલાંથી તોળવા બેસી જઇએ, તો પછી અર્થનો અનર્થ જ થાય કે બીજું કંઈ ? કહેવાનું તાત્પર્ય એ છે કે, ધર્મશબ્દનું મહત્ત્વ અત્યારે પ્રવર્તી રહેલી મનોદશાથી આંકવાનું નથી જ; અને જો આટલું સમજાશે તો, તે વખતના રાજવીઓ પોતાના દાનપત્રો, અને શિલાલેખોમાં જે કાંઇ દાન દેતા કે શબ્દોનો ઉલ્લેખ કરતા, તેનો મર્મ પણ તરત સ્પષ્ટ-પણે સમજી જવાશે; તથા યુદ્ધો ખેલવામાં પણ, તેના નિમિત્તરૂપ ધનની અને યશની તેઓને લોલુપતા હતી કે તેમાં કેવળ ધર્મરક્ષણની ભાવના જ રહેલી હતી તે પણ આપોઆપ સમજી શકાશે. સિક્કાચિહ્નો પણ આ વાતની પુષ્ટિ પૂરે છે. પરિચ્છેદ પાંચ અને છમાં વર્ણવેલાં સર્વ શિલાલેખો પણ તે જ વાતની સાક્ષીરૂપે દેખાશે. તે જ પ્રમાણે, અમે પણ જો વસ્તુસ્થિતિનો યથાર્થ ચિતાર ન આપીએ તો એક ઇતિહાસકાર તરીકે અમે પણ અમારી ફરજ અદા કરવામાં પશ્ચાત રહી ગયા ગણાઈશું. અને તેથી જ વારંવાર, તેમની ધાર્મિકવૃત્તિને પ્રતિબિંબત કરવાને અમારે આશ્રય લેવો પડયો છે, નહીં કે કોઈ અન્ય આશયથી.

ધર્મશબ્દનું મહત્ત્વ સમજાવ્યા બાદ હવે, જૈન-

શબ્દનો અર્થ કાંઈક અંશે સમજાવીશું. જૈનશબ્દ, જી=જીતવું, ઉપરથી યોજાયો છે. જેણે જીત મેળવી છે તેને જીન કહેવાય અને જે જીનને અનુસરે તે જૈન કહેવાય. આ પ્રમાણે તેનો વ્યુત્પત્તિ અર્થ થાય છે. આટલે દરજ્જે સર્વસંમત હકીકત છે. પણ જીત શેની? શા માટે? કોની ઉપર? તેને યથાર્થ ન સમજવાથી ગેરસમજૂતિ ઉભી થાય છે. આ બાબતનો ખુલાસો કિંચિદંશે આપવા પ્રયત્ન કરીએ. કોની ઉપર? દુશ્મન ઉપર; શા માટે? આત્મકલ્યાણ માટે; આત્માના ઉત્કર્ષ માટે: શેની જીત? હથિયારવડે મેળવેલી નહીં, પરંતુ ખરા અંતઃકરણની, અને મનના સંયમવડે મેળવેલી જીત; કેમકે હથિયારવડે જીત મેળવવામાં તો હિંસા પ્રધાનપણે રહેલી છે, જ્યારે મન ઉપર સંયમ રાખીને જીત મેળવવામાં કષાયોનો નિગ્રહ કેળવાય છે. તેમ જ દુશ્મન એટલે કાંઈ દેખીતા દુશ્મનો નહીં કે જેઓ લાકડી, લાઠી, તલવાર, બંદુક લઇને સામા ધસી આવી આપણે દેખીએ તેમ આપણી સામે ઘા કરી શકે છે; પરંતુ આત્માના દુશ્મનો, કે જેમની સંગતિથી આત્મા પોતાની ઉચ્ચગતિ સાધી શકતો નથી; પોતાના–નિજ-સ્વરૂપમાં રમણ કરી શકતો નથી. અર્થાત્ જે દુશ્મનો તેને બાધક થઈ અટકાવ નાંખ્યા કરે છે–જેવા કે, ઇર્ષ્યા, વેરઝેર, ક્રોધ, માન, માયા, લોભ, મત્સર, ઇત્યાદિ કષાયો; કે જે વ્યવહારમાં વ્યભિચાર, ચોરીચપાટી, દંગોફિસાદ ઇ. ઇ. રૂપે પ્રગટપણે દેખા દઇ રહ્યા છે. આ બધા અંતરના દુશ્મનો કહેવાય છે. બાહિરના દુશ્મનોને હણવામાં–તે ઉપર જીત મેળવવામાં–તો હિંસાનો આશ્રય લેવો પડે છે, જ્યારે અંતરના દુશ્મનોને બોખરા કરી, જીત મેળવવામાં કે સંપૂર્ણપણે હણવામાં, આત્મસંયમ કેળવવો રહે છે અને તેમાં જરાયે હિંસાને સ્થાન રહેતું નથી. મતલબકે બહારના દુશ્મનોને હણવાનું કાર્ય હિંસામય છે જ્યારે અંતરના શત્રુને હણવાનું કાર્ય તદ્દન અહિંસામય છે. આ સ્વરૂપમાં જો જીન અને જૈનનો ખરો અર્થ સમજવામાં આવે તો, જે અનર્થ કે ગેરસમજૂતિ ઉભી થવા પામે છે તે આપોઆપ નિર્મૂળ થઇ જશે. ઉપર પ્રમાણે અર્થ સ્વીકારતાં, તે પણ સ્પષ્ટપણે અને સ્વયંસિદ્ધ થઈ જાય છે, કે દરેકેદરેક માણસે જૈન થવાને પ્રયત્નશીલ બનવું જ જોઇએ; જે જેટલે દરજ્જે પોતાના અંતરના દુશ્મનોને હણી શકે, તેટલે દરજ્જે તે જૈન થયો કહેવાય. જૈનને કોઈ જ્ઞાતિ, વર્ણ, કે આજીવિકાનું સાધન મેળવતાં સાધન જેવા, કૃત્રિમભેદનું બંધન પરવડી શકે જ નહીં. ઉપરની વ્યાખ્યા તો, જ્ઞાતિપરત્વે વાણિયા, બ્રાહ્મણ, નાગર, ખ્રિસ્તિ, ઈ.; કે, વર્ણપરત્વે ક્ષત્રિય, શૂદ્ર, વૈશ્ય, ઈ. ઇ.; કે આજીવિકા પ્રાપ્તિના ભેદ જેવા કે, મોચી, કુંભાર, તેલી, ભંગી કે ખાટકી ઈ. ઈ. ભેદોને, જૈન બનવાને કોઈ પ્રકરની અટકાયત મૂકતા જ નથી; તેમ વર્તમાનકાળે ઉપસ્થિત થઈ ગયેલ ધર્મભેદો માટે પણ, જૈન શબ્દને ખરી રીતે લાગતુંવળગતું નથી. તેમાં તો વૈદિકધર્માનુયાયી પણ આવી શકે છે. એક મુસલમાન બંધુ પણ આવી શકે છે, તેમજ પારસી ભાઇઓનો, ખ્રિસ્તી-બંધુનો, સમાજીસ્ટનો, શિખનો, કબીરપંથીનો, રામાનુ-જમનો, લિંગાયતનો ઈ. ઈ. સર્વ કોઇનો પણ સમાવેશ થઈ શકે છે. મતલબ કે જૈન શબ્દને, દુનિયાદારીના વ્યવહારને અંગે તથા સમાજ વ્યવસ્થાને અંગે, જે કૃત્રિમ ભેદો પાછળથી ઉભા થવા પામ્યા છે, તેમાંના કોઇની સાથે સંબંધ છે જ નહીં. તેને કેવળ અંતરાત્મા, અંતરની ઊર્મિઓ, મનુષ્યની મનોવૃત્તિ, હૃદયના ભાવ ઈ. સાથે જ સંબંધ છે.સમ્રાટ પ્રિયદર્શિનના શિલાલેખોને, સ્તંભલેખોને પણ ઉંડાણમાં ઉતરીને નિહાળીશું તો અમારા આ કથનનો મર્મ તરત સમજી જવાશે. એટલે જ તે સર્વને, જેમ વિશ્વબંધુત્વની ભાવના પ્રગટ કરતા લેખવામાં આવે છે–આવ્યા છે, તેમ જૈનધર્મ વાસ્તવિકરીતે તો સકળ વિશ્વમાં, પછી તે મનુષ્ય, દેવ, નારકી કે તિર્યંચ, (જેના ભેદો પશુ, પક્ષી આદિ કહી શકાય છે) યોનિનો જીવ હોય, અથવા સામાજીક વ્યવસ્થાને અંગે, શેઠ કે નોકર હોય, પતિ કે પત્ની હોય, રાજા કે ગુલામ હોય, કે તે પ્રકારના અનેક ભેદોમાંનો કોઈ હોય, તો પણ તે સર્વ પ્રત્યે, બંધુત્વની ભાવના પોષવાને જ નિર્દેશે છે. પરંતુ કેવળ તે શબ્દનો અર્થ, વર્તમાનકાળે જેમ અમુક પ્રકારના આચાર આચરનારને જ કે તેવા માબાપને પેટે જન્મ ધારણ કરવાને લીધે જ તેને જૈન લેખવામાં આવે છે તેમ સંકુચિત અર્થમાં કદાપિ

પ્રાચીન સમયે વાપરવામાં આવતો જ નહોતો. જેમ આ પારિગ્રાફની આદિમાં આર્યસંસ્કૃતિની થઇ પડેલી અવદશાનું સૂચન કરવામાં આવ્યું છે, તેમ આ બન્ને શબ્દોની પણ દશા થઈ પડી છે એમ જ સમજવું રહે છે.

એક બીજી પરિસ્થિતિ પણ ચોખવટ માંગી લે છે. જ્યારે જ્યારે એમ જાહેર કરવામાં આવે કે, અમુક રાજા કે વ્યક્તિ જૈનમતાનુયાયી હતો, ત્યારે ત્યારે કોઇએ એમ સમજી લેવું નહીં, કે તે અન્યમત માટે તિરસ્કાર ધરાવતો હતો અથવા તો વાચકવર્ગમાં અમે તેવી બુદ્ધિ ઉત્પન્ન કરવા તે શબ્દો વાપર્યા છે. ખરી રીતે તો અત્યારની પેઠે, તે સમયે આટલા બધા વાડા અને ધર્મના ભેદો હતા જ નહીં. એટલે, જ્યાં "मूलं नास्ति कुतः शाखा"ની ઉક્તિ પ્રમાણે ધર્મપ્રત્યે અભાવ કે ઘૃણા ઉપજાવવાના વિચારને સ્થાન જ રહેતું નથી. તેમ, વૈદિકધર્મ અને જૈનધર્મ એવા શબ્દો વાપરવામાં આવ્યા હોય તે પણ, તેના સર્વ આચાર વિચારના ભેદ દર્શાવવા માટે વપરાયા છે એમ સમજવાનું નથી. તેવા ભેદ વર્ણવવાનું કામ ઇતિહાસકારનું હોઇ શકે જ નહીં. તે તેના વિષયથી પર છે. વળી વૈદિકધર્મના અનેક તપ, જપ, સંધ્યા સામગ્રી અને વિધિવિધાનોમાં પણ મનોવૃત્તિ ઉપર સંયમ કેળવવાનું હોય છે જ, જેનો સમાવેશ જૈનધર્મમાં પણ થઇ શકે છે જ; (ઉપરમાં આપણે જણાવી ગયા છીએ તેમ). એટલે ખાત્રી થશે કે વૈદિકધર્મની મહત્તા ઓછી આંકવાની કે તેની કોઈ રીતે અવગણના કરવાની નેમ હોઈ શકે જ નહી. કેવળ એટલું જ ધારવાનું છે કે, જ્યાં વૈદિકધર્મનો ઉલ્લેખ કરાયો હોય ત્યાં, તેની કેટલીક ક્રિયાઓ, જેવી કે અશ્વમેધયજ્ઞ ઇ. ઇ. જેમાં હિંસાપ્રધાન સ્થિતિ પ્રવર્તમાન હોય છે તે સ્થિતિ સૂચવતો જ તે શબ્દપ્રયોગ કરાયો હોવાનું સમજવાનો છે. છતાં અમારે તો 'જૈન' શબ્દ વાપરવાનો પણ આગ્રહ નથી. તે શબ્દથી કોઇ પણ પ્રકારની ગેરસમજૂતિ કે અનર્થ ઉભાં થતાં હોય તો, તે જગ્યાએ તે ભાવને સંપૂર્ણપણે સમજાવી શકે તેવો અન્ય કોઈ શબ્દ વાપરવાની સૂચના કરવામાં આવે તો, તે પ્રમાણે સુધારો કરવાને પણ દરેકપળે તૈયાર જ છીએ.

આ પ્રમાણે ધર્મ અને જૈન શબ્દનું મહાત્મ્ય સમજવાથી, ખાત્રી રાખું છું કે વાચકવર્ગ, મેં જૈન માબાપને પેટે જન્મ લીધો હોવાથી, હું વર્તમાનકાળે જૈન કહેવરાવી શકું છું, તેથી મેં જૈનધર્મનો પક્ષપાત કરીને જ્યાં ને ત્યાં તેના ગુણગાન ગાયાં કર્યા છે તેવું ધારી ન બેસે. ઇતિહાસ આલેખનમાં પક્ષપાત કરવો પોષાય જ નહીં. અને જો કરવામાં આવે તો તે ઉઘાડો પડી જઇને અંતે બેઆબરૂને પામે છે.

## (૧૨) સૌદાસ ઉર્ફે સંઘસ્વાતિ

મેઘસ્વાતિ બાદ તેનો પુત્ર સૌદાસ ઉર્ફે સંઘસ્વાતિ આંધ્રપતિ થયો છે. તેના રાજ્યકાળ દરમિયાન વિશેષ બનાવો બન્યા હોવાનું નોંધાયું નથી. માત્ર જે એકાદ બે બન્યાનું સમજાયું છે તેની હકીકત જણાવીશું. તે કેટલી ઉંમરનો ગાદિએ બેઠો હતો તેનો ઉલ્લેખ મળતો નથી. પણ અનુમાન કરી શકાય છે કે, તે આધેડવયનો-૪૦ ઉપરનો હોવો જોઇએ. નં. ૮, ૯ અને ૧૦ના રાજાઓના રાજ્યકાળ શાંતિથી પસાર થયા ગણી શકાય; તેમ જ તે વેળાના માનવીઓનાં આયુષ્ય, સામાન્ય રીતે શાંતિમાં જીવન ગળાયું હોય તો, ૬૦-૭૦ વર્ષ હોવાનું તો દેખાય છે, એટલે આ રાજાઓ મોટી ઉંમરે ગાદીએ બેઠા હોવાનું અને તેમ છતાંયે તેઓએ સામાન્ય રીતે ૧૨ થી ૧૮ જેટલાં વર્ષ રાજ્ય ભોગવ્યાનું ધારી શકાય છે. તે જ નિયમે નં. ૧૧ વાળો મેઘસ્વાતિ પણ જો આધેડવયે ભૂપતિ બનવા પામ્યો હોય અને તેનું રાજ્ય ૩૮ વર્ષ જેટલો લાંબોકાળ ચાલ્યું હોય છતાંયે નં. ૧૨ વાળો ભૂપતિ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે, તેના પિતા કરતાં પણ ઉંમરે મોટો જ હોવો જોઇએ. વળી આ નં. ૧૨નું રાજ્ય પાછું ૨૯ વર્ષ જેટલું ઠીકઠીક લંબાયું છે, એટલે તેનો પુત્ર નં. ૧૩ ગાદીએ આવ્યો હોય ત્યારે નં. ૧૨ કરતાં ઉપરના નિયમે વિશેષ વૃદ્ધ થઈ ગયો હોવો જોઇએ. આ પ્રમાણે માત્ર કલ્પના જ કરવી રહે છે. કોઇ પ્રમાણભૂત પુરાવો નથી મળતો, પરંતુ નં. ૧૩નું રાજ્ય જે કેવળ ત્રણેક વર્ષ ચાલ્યું હોવાનું નોંધાયું છે તથા તેના જીવનમાં જે મહાન રાજકીય પ્રસંગ બનવા પામ્યો છે તેનું સમીકરણ કરવામાં આવે છે, ત્યારે ઉપર દોરેલા આપણા અનુમાનને પુષ્ટિ મળી રહે છે. એટલે

દોરેલા અનુમાનમાં કાંઇક સત્ય સ્વીકારવું રહે છે.

નં. ૧૨નો સમય ઈ. સ. પૂ. ૧૪૫ થી ૧૧૬=૨૯ વર્ષનો ઠરાવવો પડયો છે. જ્યારે અવંતિપતિ નહપાણનો સમય ઈ. સ. પૂ. ૧૧૪ થી ૭૪નો ઠરાવાયો છે. તેમ શિલાલેખ નં. ૩૧ થી ૩૫ (જુઓ પરિચ્છેદ ૫ અને ૬)થી માહિતી મળે છે કે, ક્ષહરાટ નહપાણની વતી તેના જમાઇ શક રૂષવદાતે, નાસિક-કાર્લે-કન્હેરીવાળા ગોદાવરીનદીના મૂળવાળા ગોવરધન પ્રાંતમાં, આંધ્રપતિ ઉપર કેટલીક જીતો મેળવી છે. આ યુદ્ધનો સમય, મધ્ય દેશાધિપતિ ભૂમક ક્ષહરાટના અંત અને (જુઓ પુ. ૩, પૃ. ૧૪૧ની સામેનું પત્રક) નહપાણના રાજ્યની આદિનો છે; વળી નં. ૧૨વાળા આંધ્રપતિના રાજ્યના અંતનો સમય પણ તેજ છે. આ વખતે તેની ઉંમર, ઉપર લખી ગયા પ્રમાણે અતિ વૃદ્ધ થઇ ગઇ હોવી જોઇએ. એટલે અનુમાન થાય છે કે, વૃદ્ધપણાને લીધે પણ તેને શિકસ્ત ખાવી પડી હોય. અત્યારે તો રાજાઓને પોતાને, યુદ્ધના મેદાને ઉતરવું નથી પડતું, પરંતુ તે કાળે, તે નિયમ પ્રમાણે હતું કે કેમ તે કહી શકાતું નથી. જો કે રૂષભદત્તે તેના સસરા નહપાણ તરફથી, તેમજ પ્રધાન અયમે તેના રાજા નહપાણ તરફથી, તેમજ સૂબા શ્યામકે, રાજા ગૌતમીપુત્ર શાતકરણિ તરફથી, લડાઈમાં પાઠ ભજવ્યાનું નોંધાયું છે; પરંતુ તેથી સર્વથા એવો નિયમ નથી જ કરી શકાતો કે રાજા પોતે પણ સૈન્યની દોરવણી કોઈ કાળે નહોતા જ કરતા. ઉલટ એવાં પણ દૃષ્ટાંતો મળી આવે છે કે, જ્યાં ખુદ રાજા કે તેના યુવરાજ મોખરે રહીને ઘૂમ્યા હોય. વળી એક બીજી સ્થિતિનો ખ્યાલ કરવો પણ અત્ર આવશ્યક છે. નહપાણ અને રૂષવદત્ત આ પ્રદેશ ઉપર જે ચઢાઇ લઈ આવ્યા છે તેમાં માત્ર રાજકીય હેતુ સમાયેલો નહોતો; એટલેકે કેવળ રાજ્ય વિસ્તારની દૃષ્ટિ જ તેમાં રહી નહોતી. પરંતુ હકીકત એમ છે કે, ત્રિરશ્મિ પર્વતવાળો આ સર્વ વિસ્તાર, તેના ધર્મનું એક પવિત્ર તીર્થધામ હતું (જુઓ લેખ નં. ૧૩ તથા ટીકાઓ ખાસ કરીને નં. ૨૫). વળી આપણે પૂરવાર કરી ગયા છીએ કે, ક્ષહરાટ પ્રજાનો, નહપાણનો તથા શક પ્રજાનો-રૂષભદત્ત આદિનો (જુઓ પુ. ૩, તેમનાં વૃત્તાંતો) ધર્મ જૈન હતો. ઉપરાંત આ પાર્વતીય પ્રદેશને રથાવર્ત-રૂક્ષ-નામથી ઓળખવામાં આવ્યો છે (જુઓ શિલાલેખ નં. ૧૩). એટલે સ્વભાવિક છે કે, જ્યારે નહપાણ પોતે આવો જબરદસ્ત રાજવી બન્યો છે તથા અવંતિપતિ થયેલ હોવાથી સર્વ ભારતમાં અવલ દરજ્જાનો ભૂપાલ લેખાય છે ત્યારે, તેમજ જ્યારે તે સમયના દરેક ક્ષત્રિય રાજવીને ધર્મરક્ષણની કે ધર્મોન્નતિની વાત તો જીવનના એક મહાન લહાવારૂપ થઈ પડેલી ગણાય છે ત્યારે તે પોતે પણ સ્વધર્મ તીર્થને પોતાની સત્તામાં મેળવવાને કોઈ જાતના પ્રયત્નની ઉણપ ન જ રહેવા દે તે સમજી શકાય તેવું છે. તે આશયથી જ (જુઓ પુ. ૩, પૃ. ૨૧૭) આ યુદ્ધો વિશેષતઃ આદરવામાં આવ્યા હતા; ને પ્રતિપક્ષે, તે વખતનો સત્તારૂઢ આંધ્રપતિ પોતે પણ, જો કે તેનો જ સ્વધર્મી હતો પરન્તુ તે વંશના પૂર્વ રાજવીઓએ ધર્મપરિવર્તન કરી વાળ્યું હતું, એટલે તેવા સંજોગો કદાચ પુનરૂપસ્થિત થાય, તો તીર્થધામને સહન કરવું પડે તેના કરતાં કાં પોતાના રાજ્યમાં તે પ્રદેશ ન ભેળવી દેવો, એવા વિચાર મનમાં ધરાવતો હતો. એટલે જેમ નહપાણનો આશય સ્વતીર્થ સ્વસત્તામાં મેળવી લેવાનો હતો, તેમ પ્રતિપક્ષે રાજા સૌદાસ આંધ્રપતિનો આશય પણ સ્વતીર્થના રક્ષણનો હતો. ધર્મતીર્થ અન્યને તાબે હોય, તોપણ ક્ષત્રિયો પોતાની સત્તામાં લેવાનો જ્યારે સ્વધર્મ લેખે છે ત્યારે અહીં તો ધર્મ-તીર્થને પોતાની સત્તામાંથી સરી જતું અટકાવવાનું જ હતું. એટલે યુદ્ધમાં ચડવાનું કાર્ય આંધ્રપતિએ, પ્રથમથી જ કે હારજેવું દેખાતાં પાછળથી પણ, પોતાના શીર ઉપર ઉપાડી લીધું હોય તે શકય છે. તેમ નહપાણે પોતે પણ, પોતાના યુવરાજ જેવા જમાઇને જ તે ચઢાઈનું કાર્ય સોંપેલ છે. આ પ્રમાણે બન્ને પક્ષે રાજવીઓ પોતે જ, નહીં કે સૈન્યપતિના ઉપર સર્વ ભાર મૂકી દઇને, મેદાને પડયા હતા. તેમજ યુદ્ધના પરિણામે જીત મેળવીને વિજય મેળવનાર પક્ષે, જે પ્રકારે દાન દીધાની હકીકત લેખમાં કોતરાવી છે તે પણ આપણા કથનને વિશેષ સમર્થન આપે છે. એટલે આ સર્વ

પરિસ્થિતિ વિચારતાં, રાજા સૌદાસે પોતે જ યુદ્ધમાં ભાગ લીધો હોય અને લડતાં લડતાં, હાર ખાધી હોય કે તેનું મરણ નીપજવા જેવું વધારે માઠું પણ બની જવા પામ્યું હોય-ગમે તે સંયોગો ઉભા થયા હોય-પરન્તુ આ અરસામાં તેનું મરણ થવાથી તેની ગાદીએ તેનો પુત્ર મેઘસ્વાતિ બીજો આવ્યો દેખાય છે. અને રાજકીય દૃષ્ટિએ થોડીક જ જમીન ગુમાવી હતી છતાં ધર્મતીર્થ ગુમાવ્યાનો આ બનાવ વિશેષ કલંકરૂપ લેખાવાયો છે. આ જીતથી બહુબહુ તો નહપાણને તાબે થોડાક ચોરસ માઈલનો જ વિસ્તાર જવા પામ્યો ગણાશે. વળી વિદ્વાનોનું જે માનવું થાય છે કે, આ જીતથી આંધ્રપતિને પોતાનું રાજનગર ત્યજી દેવા જેવી નાલેશી વહોરી લેવી પડી હતી તે તો માત્ર કલ્પના જ છે; જે આપણે શિલાલેખી પૂરાવાથી પૂરવાર કરી આપ્યું છે. મતલબ કે કલંક લાગ્યું છે તે ચોક્કસ છે પરંતુ તેના કારણરૂપે જે કલ્પના ખડી કરાઈ છે તે કપોળકલ્પિત જ છે; કેમકે રાજપાટ તો ઠેઠ નં. ૪થા શાતકરણિના સમયથી બેન્નાકટક નગરે જ સ્થાપિત થઈ ચૂક્યું હતું.

આ સિવાય અન્ય કોઈ બનાવ તેના રાજ્યકાળે બન્યા હોવાનું જણાયું ન હોવાથી તેના પુત્ર મેઘ-સ્વાતિ બીજાનું વર્ણન કરીશું.

## (૧૩) મેઘસ્વાતિ બીજો

નં. ૧૨ના વર્ણનમાં જણાવ્યા પ્રમાણે તે પોતાના પિતાની ગાદીએ બેઠો ત્યારે તેમના કરતાં પણ વિશેષ ઉમરનો હતો. એટલે ધારી શકાય છે કે લગભગ ૫૦ની ઉંમરે પહોંચ્યો હશે. આ સ્થિતિનો લાભ લઇ, નહપાણના જમાઈ રૂષભદાતે અત્યાર પૂર્વે નાસિક જીલ્લાનાં કેટલાંક તીર્થધામો મેળવવાનું જે બાકી રાખ્યું હતું તે કામ જેવો નહપાણ અવંતિપતિ બન્યો કે બીજા જ વરસે, તેના પ્રધાન અથવા સૂબા અયમે ઉપાડયું હતું. (ઇ. સ. પૂ. ૧૧૩.) અને લેખ નં. ૩૫માં જણાવ્યા પ્રમાણે તે પ્રદેશ નહપાણના રાજ્યમાં ઉમેરી દેવામાં આવ્યો. મેઘસ્વાતિનું મરણ તે બાદ તરતમાં નીપજ્યું છે; પછી તે લડાઈમાં લડતાં લડતાં નીપજ્યું હતું કે હારથી લાગેલ આઘાતે તેની વૃદ્ધાવસ્થા ઉપર કાતિલ ફટકો લાગવાના પરિણામે નીપજવા પામ્યું હતું તે નક્કી કહી શકાતું નથી. તેના મરણ પામવાથી તેની ગાદીએ તેનો પુત્ર મૃગેંદ્ર આવ્યો છે.

## (૧૪) મૃગેંદ્ર

તેનો સમય આપણે ઈ. સ. પૂ. ૧૧૩ થી ૯૨ સુધીના ૨૧ વર્ષનો ઠરાવ્યો છે. આ આખોયે સમય અવંતિની ગાદીએ, નહપાણનું રાજત્વ ઝળકી રહ્યું હતું. આ નહપાણે ગાદીએ આવતાં વેંત 'રાજા' પદ ધારણ કરીને જે સ્વધર્મ તીર્થનું આધિપત્ય મેળવી લેવાની ઇચ્છા જાગૃત થયેલી તે તરતમાં પૂરી કરી નાંખી હતી. તે બાદ વિશેષ ભૂમિ મેળવવાની ઇચ્છા કરી નહોતી. તેમજ તાજેતરમાં અવંતિ જીતી લીધેલ હોવાથી, તે પ્રદેશમાં જ એટલું બધું કામ પડયું હતું કે તેમાંથી પુરસદ મેળવવા જેવો સમય પણ રહ્યો નહોતો. આ બે કારણને લીધે, તેણે આંધ્રપતિની ભૂમિની ભીતરમાં પ્રવેશવાનું છોડી દીધું હતું. એટલે આંધ્રપતિને ઉત્તર દિશા તરફથી નિશ્ચિંતતા મળી ગઈ હતી. તેમ પોતાના રાજ્યમાંથી, પશ્ચિમે જે થોડો પ્રદેશ-ગોવરધન સમયવાળો ભાગ-કમી થઈ ગયો હતો, તે સિવાય દરિયાસુધી તે બાજુ, કે પૂર્વ બાજુ, કોઈ અન્ય રાજસત્તા નહોતી કે તે તરફથી હુમલો આવવાની તેને બીક રાખવી પડે. તેમ દક્ષિણમાં પણ કોઇ તેને રંજાડે તેવું નહોતું જ, કેમકે ત્યાંનાં નાનાં નાનાં રાજ્યો તો પોતાના તાબામાં જ હતાં. છતાંયે જો તેમાંનું કોઇ સ્વતંત્રપણે વર્તતું હોય તોય તેમાંના કોઇની તાકાત નહોતી કે એવડા મોટા રાજ્યના સ્વામી ઉપર ચડાઇ લઇ જવાની હિંમત કરે. આ પ્રમાણે ચારે દિશાએથી હુમલા આવવાનો ભય નિર્મૂળ થયેલ હોવાથી, તેણે શાંતિપૂર્વક જ રાજ્ય ચલાવ્યું લાગે છે. એટલે કોઈ બીજો મહત્વનો બનાવ ન બન્યો હોય ત્યાંસુધી તેના વિશે નોંધવાનું કાંઇ રહેતું નથી. તેના રાજ્યનો અંત ઇ. સ. પૂ. ૯૨ માં નીપજતાં તેની ગાદીએ તેનો પુત્ર સ્વાતિકર્ણ આવ્યો સમજાય છે.

## (૧૫) સ્વાતિકર્ણ

શાતકરણિ રાજાઓના ઇતિહાસના નિરૂપણમાં જે કેટલાક શિલાલેખ અને સિક્કાઓ ઉપયોગી નિવડયા

છે તેમાં રાણી નાગનિકા અને રાણી બળશ્રીના નામવાળાએ બહુ અગત્યનો ભાગ પૂરાવ્યો છે. તેમાંના રાણી નાગનિકાના નામ સાથે યુક્ત થયેલનો પરિચય, આપણે નં. ૨, ૩, ૪ અને ૫ રાજાઓનાં વૃત્તાંત લખતી વખતે કરાવી ગયા છીએ. હવે રાણી બળશ્રીના શિલાલેખોનો પરિચય કરાવવાનો અવસર નજીક આવી પહોંચ્યો છે એમ અમારૂં માનવું થાય છે. પરંતુ તેની ઓળખ આપતાં પહેલાં, તે પોતાને ગૌતમીપુત્રની મા અને વાસિષ્ઠપુત્રની દાદી તરીકે જે ઓળખાવ્યા કરે છે તથા બન્ને જણા એક પછી એક ગાદીએ બેઠા હોવાનું તેમાં જણાવે છે, તો તે બન્ને રાજવીઓનું સ્થાન કયાં છે, તે આપણે નક્કી કરવું આવશ્યક છે. આ સમય પૂર્વે જેમ, તેવી નામધારી વ્યક્તિઓ થઈ ગઇ છે તેમ હવે પછી પણ થઈ છે; પૃ. ૩૯-૪૩ ઉપર આપેલી નામાવળી ઉપરથી સમજી શકાય છે કે, હવે પછીમાં તેવાં ચાર જોડકાંઓ ગાદી ઉપર બેસવાને ભાગ્યશાળી થયાં છે. નં. ૧૭, ૧૮ વાળું, નં. ૨૪, ૨૬ વાળું, નં. ૨૬, ૨૭ વાળું અને નં. ૨૮, ૨૯ વાળું. આ ચારમાંથી કયું જોડકું, રાણી બળશ્રીના પુત્ર-પૌત્રવાળું ગણવું જોઇએ તે આપણે પ્રથમ નક્કી કરી વાળવું જોઇએ. અત્યારે નં. ૧૫ના રાજાનું વર્ણન કરી રહ્યા છીએ. જ્યારે તે ચારે જોડકાંમાં જોડાયલાનો નંબર તો, તેના કરતાં વિશેષનો છે. એટલે તેમને વિશે જ્યારે કાંઇક માહિતી ધરાવતા થઈ જઇએ ત્યારે જ કહી શકાય કે, રાણી બળશ્રીના પુત્ર-પૌત્ર કોણ હતા. તેથી સારો માર્ગ એ છે કે, તેનો નિર્ણય કરવાનું કાર્ય આગળ ઉપર મુલતવી રાખવું. અને અત્ર તે નિર્ણય ગ્રહણ કરીને-જાણી લઇને-આગળ વધવાનો આરંભ કરી દેવો. એટલે જણાવવાનું કે નં. ૧૭ વાળો બળશ્રીનો પુત્ર અને નં. ૧૮ વાળો તેનો પૌત્ર થતો હતો. આટલું જાણી લીધા પછી એ તપાસવાનું રહે છે કે, આ નં. ૧૫ને, અને તેની પછી આવનાર નં. ૧૬ ને, રાણી બળશ્રી સાથે શું સગપણ સંબંધ હતો એ સાબીત કરી શકાય. એટલે નં. ૧૫થી ૧૮ સુધીના રાજાઓનાં પરસ્પર સગપણ વિશે પણ ધટસ્ફોટ થઈ ગયો કહેવાશે; તથા રાણી બળશ્રીએ કોતરાવેલ શિલા-લેખમાંની કઈ હકીકત કોને લાગુ પાડી શકાય છે તે પણ સ્વયંસિદ્ધ થઇ જશે.

**રાણી બળશ્રી તથા તેના પુત્ર-પૌત્રનો પરિચય**

નં. ૧૫ થી ૧૮ સુધીના પરસ્પર સંબંધ વિચારવાને આધુનિક ઇતિહાસમાંથી તો કોઈ સામગ્રી લભ્ય થતી નથી દેખાતી. પરંતુ પૌરાણિક ગ્રંથને આધારે, અમદાવાદની ધી ગુજરાત વર્નાકયુલર સોસાઇટી તરફથી પ્રગટ થતા 'બુદ્ધિપ્રકાશ' નામે સામયિકમાં, પુ. ૮૨, અંક ૧ માં પૃ. ૪૮ થી ૫૫ સુધી શ્રીયુત્ ધનાલાલ ચંદુલાલ મુનશીજીએ "પશ્ચિમ ભારતવર્ષના શક ક્ષત્રપ" નામનો -શિર્ષકનો એક લેખ લખ્યો છે, તેમાંથી ઉપયોગી કેટલાક મુદ્દા તારવી શકાય છે. લેખ તો શક-ક્ષત્રપને આશ્રયીને લખાયો છે અને તેમાંના વિચારો અદ્યપિ જે કેટલાંક વિધાનો આ ક્ષત્રપો અને શક પ્રજાને અંગે પ્રચલિત થઇ રહ્યાં છે તેને અનુલક્ષીને વિવાદ સાથે પોતાના વિચારો અનુમાનરૂપે જણાવાયા છે પરંતુ તે સર્વ સાથે આપણને નિસબત નથી. વળી તેમાંના કેટલાક, કયાં કયાં સુધારવા યોગ્ય છે તે હવે આ પૂર્વેના ચાર વિભાગોના જ્ઞાનથી વાચકવર્ગને સમજી શકાય તેવા પણ છે; એટલે તેને આગળ લાવવાની જરૂરિયાત જણાતી નથી. પરંતુ જે કાંઇ વિશેષ પ્રકાશ પાડે તેવું લખાણ છે, તેટલાનાં અવતરણ તરીકે અને તે પણ તેના સારરૂપે જ અત્રે પ્રથમ ટાંકી બતાવીશું; અને તે બાદ તે ઉપર ઘટતું વિવેચન કરી તેમાંથી શું સત્ય છે તે આપણે તારવી લઇશું:

(૧) (બુદ્ધિપ્રકાશ, પૃ. ૫૧માં લખ્યું છે કે:)— 'વિક્રમાદિત્ય નામનો રાજા હતો... એ રાજા શાતવહાન[૪]

(૪) શાતવાહન કે સાતવહન નામ તો ઘણે ઠેકાણે મળી આવે છે, તે ઉપર પ્રથમ પરિચ્છેદે આપણે ચર્ચા પણ કરી છે, પરન્તુ 'સાતવહાન' શબ્દ તો અપરિચિત જ છે એમ કહીએ તો ચાલે. લેખકે તેમ કરવાનું કારણ રજુ કર્યું હોત તો અતિ ઉપયોગી થાત. હસ્તદોષ થયો તો લાગતો નથીજ કેમકે તે શબ્દ વારંવાર તેમણે વાપર્યો છે.

વંશનો હતો. વિક્રમાદિત્યના પિતાનું નામ મહેન્દ્ર હતું, એના પુત્રનું નામ કુંતલ હતું. સોમદેવ (કથાસરિત સાગરના કર્તા)નો વિક્રમાદિત્ય, તે કુંતલ શાતકરણિ અને પુરાણમાંનો મહેન્દ્ર બન્ને એક જ લાગે છે, (બ્રહ્માંડપુરાણ). કુંતલની પટરાણી મલયદેશની રાજકન્યા મલયવતી હતી,'—

સારઃ—મહેન્દ્રનો પુત્ર વિક્રમાદિત્ય અને તેનો પુત્ર કુંતલ; અને તેની અનેક રાણીઓમાંની પટરાણીનું નામ મલયવતી. જ્યારે બ્રહ્માંડપુરાણના આધારે સોમદેવનું માનવું એમ છે કે, આ ત્રણે વ્યક્તિઓ—મહેન્દ્ર, વિક્રમાદિત્ય અને કુંતલ—એક જ છે.

(૨) આગળ જતાં રાજાકુંતલના સમયે કવિ ગુણાઢ્ય નામનો જે ગ્રંથકાર હતો તેણે બૃહત્‌કથામાં કેટલુંક વર્ણન આ રાજાની ઉત્પત્તિ વિશે આપ્યું છે. તે વિશેનો ઉતારો આપીને પોતાના વિચારો જણાવ્યા છે કે—"હિન્દુ દેવતાઓ યવનોના (મ્લેચ્છોના) અમાનુષિક કૃત્યોથી ત્રાસી ઉઠ્યા હતા. તેઓ હિંદુ સંસ્કૃતિનો ઉચ્છેદ કરી રહ્યા હતા. બ્રાહ્મણોને યજ્ઞ આદિ ક્રિયામાં અનેક જાતના વિઘ્ન કરતા. આ બધા કૃત્યોથી કંટાળી દેવતાઓ શિવ પાસે ગયા. તેઓએ યવનોના નાશ સારૂ વીરપુરૂષની માગણી કરી, શિવજીએ દેવતાઓની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. શિવે મહેન્દ્ર અને સૌભદ્રાને ત્યાં વિશાલશીલ (વિક્રમશક્તિ) નામના પુત્રનો જન્મ આપ્યો"—તાત્પર્ય એમ થાય છે કે, તે સમયે મ્લેચ્છોના ત્રાસને લીધે હિંદુઓ કંટાળી ગયા હતા જેથી દેવતાદ્વારા શિવજી પાસેથી વરદાન મેળવતાં, રાજા મહેન્દ્રની રાણી સૌભદ્રાના પેટે એક અતિ પરાક્રમી વિક્રમશક્તિ નામે પુત્ર સાંપડયો હતો: કે જેણે ભવિષ્યમાં તેમને આ મ્લેચ્છોના ત્રાસથી મુક્તિ અપાવી હતી. એટલે તેમના કહેવાનો તાત્પર્ય એ છે કે આ વિક્રમશક્તિનો જન્મ સામાન્ય સંયોગને આધિન નહોતો પરંતુ દેવની[૫] પ્રાસાદીરૂપ હતો.

[ અમારૂં ટિપ્પણ—આ મ્લેચ્છો કઇ જાતના હતા, તેમનું સ્થાન કયાં હતું ઈ. ઈ. તેમને લગતી કોઇ હકીકત, તે સમયે જે રાજ્યો દક્ષિણમાં અસ્તિત્વ ધરાવતાં હતાં, તેમાંના કોઈના રાજ્યે નીકળતી નથી. પરંતુ એક સંભવિત બીના એ છે કે, આ સમયની પૂર્વે થોડા કાળે, ઉતરહિન્દમાં ક્ષહરાટ અને ઇન્ડો સિથિઅન પ્રજાનું રાજ્ય ચાલતું હતું. તેઓ આચારે-વિચારે હિંદુ જેવા બની ગયા હતા, છતાં તેઓ પરદેશી હોવાથી તેમને કદાચ મ્લેચ્છ ગણાયા હોય અને તેમની સત્તા સૌરાષ્ટ્ર જેવા દૂર દેશમાં અને ત્યાંથી આગળ વધી ગોદાવરી નદીના મૂળવાળા પ્રદેશમાં જામવા પામી હતી એટલે તેમને આશ્રયીને ઉપરનું કથન થયું હોય, તો તે પણ માન્ય રહે તેમ નથી. કેમકે તેઓનો રાજઅમલ તો હવે બંધ પડીને તેમના સ્થાને ગર્દભીલવંશ જેવા તદ્દન હિંદુ દેખાતા રાજાઓ સત્તા ઉપર હતા. એટલે જ્યારે ઉત્તરહિંદમાં કે દક્ષિણમાં મ્લેચ્છો દેખાતા નથી ત્યારે તેઓ આવ્યા કયાંથી? આગળ જતાં આપણને પત્તો લાગે છે કે, નં. ૧૮ વાળાએ સિંહલદ્વીપ ઉપર ચડાઇ કરીને તે દેશ જીતી લીધો હતો, એટલે તે સિંહલદ્વીપની પ્રજા મ્લેચ્છ હોય-કેમકે પુરાણમાંના રાક્ષસો અને દૈત્યોને આ ભૂમિના વતની ગણાવ્યા છે—અને તેમણે પડોશના હિંદદેશની પ્રજાને રંજાડવા માંડી હોય; અને તે ઉપરથી પુરાણમાં વર્ણવેલો સર્વ પ્રસંગ ઉપસ્થિત થવા પામ્યો હોય; તે બનવા જોગ છે અને તે પ્રમાણે જ બનવા પામ્યું છે તે આપણે આગળ ઉપર જોઈશું. મતલબ કે આ હકીકતમાં સત્યાંશ છે ખરૂં. ]

(૩) વળી આગળ જતાં લખે છે કેઃ—"વિક્રમશક્તિને

(૫) જ. બો. બ્રં. રો. એ. સો. (નવી આવૃત્તિ) પુ. ૩, પૃ. ૫૨ માં જણાવ્યું છે કે "One traditional account says that the Satavahan was born from a virgin aged four years; another traces his descent to a yaksha=એક લોકવાયકા પ્રમાણે સાતવાહનનો જન્મ ચાર વર્ષની કુમારી કન્યાના પેટે થયો હોવાનું નીકળે છે, બીજી (આખ્યાયિકા) પ્રમાણે તેની ઉત્પત્તિ કોઇ યક્ષને લીધે થયેલી મનાય છે. [અમારૂં ટિપ્પણઃ—આ સંબંધી વિશેષ માટે જુઓ નં ૨૩ મા રાજાનું વર્ણન].

ત્રણ મુખ્ય રાણીઓ હતી; દક્ષિણાપથની, સિંહલમલયની અને કલિંગ દેશની કલીંગસેના. કુંતલ, રાજ્યમૈત્રી અને રાજનીતિની દૃષ્ટિએ, લગ્નગ્રંથીથી બંધાયો હતો, તેમાં મલયવતી પટરાણી હતી. શુરા શાતકર્ણિએ ભારતવર્ષના ગૌડ, કર્ણાટ, લાટ, કાશ્મિર, સિંધ વિન્ધ્યાચલના ભીલ રાજા અને પારશીક દેશના રાજાઓને હરાવીને નમાવ્યા હતા...પોતાના રાજાની પ્રભુતા અને ચક્રવર્તી પદની કીર્તિને જ્વલંત કરવા, કવિએ રાજાને વિક્રમાદિત્યનું બિરૂદ આપી તેના ગૌરવમાં વધારો કર્યો છે. વિક્રમાદિત્યે ભારતવર્ષના રાજાઓને હરાવી માંડલિક બનાવ્યા. એ પછી એણે ઉજ્જન પાટનગરમાં વિજય સમારંભ કર્યો હતો"... તેમના કહેવાનો સાર એ છે કે, વિક્રમશક્તિને ત્રણ રાણીઓ હતી, તેમાં મલયકુમારી પટરાણી હતી. આ શુરા રાજાએ અનેક દેશો જીતી લીધા હતા. તેના આવા પરાક્રમને લીધે કવિએ તેને વિક્રમાદિત્યનું બિરૂદ આપ્યુંછે. આ વિક્રમાદિત્યને તાબે ઘણા માંડલિક રાજાઓ હતા. પછી રાજાએ ઉજ્જનમાં (અવંતિના રાજનગરે) પોતાનો કીર્તિ સમારંભ કર્યો હતો. મતલબ કે તે અવંતિપતિ બન્યો હતો. [અમારૂં ટિપ્પણ—જે રાજા એક બાજુ ઉત્તર હિંદમાંનું કાશ્મિર જીતી લે, અને બીજી બાજુ દક્ષિણહિંદના સિંહલ અને મલય પ્રાંતો જીતે, તેને તો સકળ હિન્દનો ચક્રવર્તી જ ગણવો રહે, એટલે સ્વાભાવિક રીતે તે અવંતિપતિ તો બની ગયો જ ગણવો રહે. પરન્તુ પ્રશ્ન એ છે કે, આવો જબરજસ્ત આંધ્રપતિ, જે સકળ હિન્દનો સ્વામી બની બેસી શકે, તેને લગતું ઇતિહાસના પાને કાંઇ પણ કિરણ નોંધાયા વિના કેમ પડયું રહે? બીજું, જે સમયની આ હકીકત છે તે સમયે તો ઇતિહાસના જ્ઞાનથી આપણે જાણીતા થયા છીએ કે, ઉત્તરહિન્દમાં થોડો વખત ગર્દભીલ્લ વંશની અને તે બાદ ઇન્ડોપાર્થિયન રાજાઓની હકુમત સ્થાપિત થઇ હતી તથા અવંતિ ઉપર સઘળો વખત ગર્દભીલ વંશીઓનું જ રાજ્ય ઝળકી રહ્યું હતું. અને એ તો સર્વમાન્ય સિદ્ધાંત છે કે એકી વખતે એક જ પ્રદેશ ઉપર, બે વંશના રાજવીઓની સત્તા હોઈ ન જ શકે, સિવાય કે એક નાનો રાજા, બીજા કોઈ મોટા રાજાનો માંડલિક થઇ રહ્યો હોય; આ પ્રમાણે સ્થિતિ બનવા પામી નથી એમ આ ગર્દભીલવંશ અને ઇન્ડોપાર્થિઅન રાજાઓ સંબંધીનો ઇતિહાસ આપણને બાપોકાર જાહેર કરે છે. એટલે એમ માનવું રહે છે કે, જેમ કવિઓના બાબતમાં સદા બનતું આવ્યું છે તેમ, સ્વસ્વામિની યશકીર્તિનું વર્ણન કરવામાં અત્ર પણ અતિશયોક્તિ કરી નાંખેલી હોવી જોઇએ. એટલે તેટલું જો કમી કરી નંખાય, તો એવી સ્થિતિ હજુ મંજૂર રાખી શકાય, કે જે સમયે શાતકરણિનું સાર્વભૌમત્વ દક્ષિણહિંદ ઉપર ફરી વળ્યું હોય, તે જ સમયે, ઉત્તરહિંદ ઉપર અવંતિપતિની સત્તા ઠેઠ કાશ્મિર સુધી જામી પડી હોય; ઉપરાંત આ બન્ને રાજવીઓને એવાં મૈત્રી અને એખલાસ જામ્યાં હોય કે જેમ પોતે સ્વરાજ્યે ફરી શકે, તે જ પ્રમાણે બીજાના રાજ્યમાં વિનાસંકોચે આવાગમન કરી શકતા હોય. તેમ ઇતિહાસ આપણને જાહેર કરે છે કે, અવંતિપતિ વિક્રમચરિત્રનું રાજ્ય એક વખતે કાશ્મિર સુધી ફેલાવા પામ્યું હતું જ (જુઓ પુ. ૪, તેનું વૃત્તાંત); અને હવે પછી નં. ૧૮ ના રાજ્યવિસ્તારે સાબિત કરીશું કે આખા દક્ષિણહિંદ ઉપર તેનું શાસન પથરાઇ પડયું હતું. વળી જૈન-સાહિત્યના આધારે એમ પણ પ્રસંગોપાત જાહેર કરી ચૂકયા છીએ (જુઓ પુ. ૪, પૃ. ૩૫, ૫૧, ૫૨) કે આ બન્ને રાજવીઓએ સૌરાષ્ટ્રમાં તેમના તીર્થસ્થાન પાલીતાણા ઉપર એકત્ર થઇ જૈનાચાર્યોના નેતૃત્વતળે અમુક પ્રકારનાં ધર્મકાર્યો કરાવ્યાં હતાં. વળી સાંચીસ્તૂપ (ભિલ્સાટોપ્સ પૃ. ૧૫૪)માં દીપકો પ્રદિપ્ત કરવા, જેમ ચંદ્રગુપ્તમૌર્યે મોટી રકમની ભેટ કરી હતી, તેમ રાજા શાતકરણિએ સ્તંભ ઉભો કરાવી અમુક દાન દીધું છે. એટલે પુરાણકારે અવંતિમાં-ઉજ્જૈનીના પાટનગરે-વિજય સ્તંભ ઉભો કરાવ્યાનું જે લખ્યું છે તે વાત પણ બરાબર મળી રહે છે. આ પ્રમાણે પુરાણકારની, જૈનસાહિત્ય ગ્રંથની, કવિગ્રંથકારની, ઇતિહાસની, ભિલ્સાટોપ્સની, એમ સર્વની હકીકત એકબીજાને પુષ્ટિકારક થઇ પડે છે. માત્ર અરસપરસની કાર્ય નિરૂપણની સાંકળના મંકોડા જ્યાંસુધી ત્રૂટક ને છૂટક પડયા હતા ત્યાંસુધી, સળંગ પ્રસંગનો ઉકેલ જડી આવતો નહોતો; અથવા તો

કોઈક ઠેકાણે અસત્યતા કે અતિશ્યોક્તિ પ્રવેશી ગઈ હશે કે કેમ તેવા પ્રકારની શંકા ઉદ્ભભવ્યા કરતી હતી તે હવે સર્વથા લોપ થઈ જાય છે, તેમજ આપણી શ્રદ્ધા મજબૂત થાય છે કે, પૂર્વકથિત સર્વ હકીકત સત્ય જ છે.]

(૪) આગળ જતાં પૃ. ૫૨ ઉપર લખે છે કે:- "પંડિત જાયસ્વાલજી, કથાસરિત્સાગરમાંથી સાતવાહનવંશની હકીકતનો આધાર લઇને ઐતિહાસિક ઘટનાનું દોહન આ પ્રમાણે કરે છે. પુરાણ પ્રમાણે સાતવાહન શ્રીમુકની (સિશુક મત્સ્ય પુ.) પંદરમી પેઢીએ સ્કન્દસ્વતી થયો, તેનો પુત્ર મહેંદ્ર (મૃગેન્દ્ર સ્વતિકર્ણ) શાતકર્ણિ હતો. તેનો પુત્ર કુંતલ ઘણો જ પરાક્રમી રાજા થયો. ઈ. સ. ૭૫-૮૩. એ કાળે ઉજ્જૈનમાં ચષ્ઠન રાજ્ય કરતો હતો. એ શકક્ષત્રપનો આદિ રાજા હતો. શાતકરણિએ શકને હરાવ્યો અને ઉજ્જન સુધી સાતવાહન સામ્રાજ્યની આણ વર્તાવી. કથાસરિત્ સાગરમાં આ લડાઈ લાટદેશમાં (ગુજરાતમાં) થઇ હતી. એમ વર્ણન ઉપરથી માહિતી મળે છે."-કહેવાનો સાર એ નીકળે છે કે, શાતવાહનવંશના સ્થાપક રાજા શિમુખથી પંદરમી પેઢીએ સ્કન્દસ્વતી નામે રાજા થયો. તેનો પુત્ર મહેંદ્ર ઉર્ફે મૃગેન્દ્રસ્વતિકર્ણ, તેનો પુત્ર કુંતલ; (એટલે તે ૧૭મો રાજા થયો) તે અતિપરાક્રમી હતો. તેણે આઠ વર્ષ રાજ્ય કર્યું છે. તે વખતે ઉજ્જૈનપતિ ચષ્ઠણ હતો. તે શકજાતિનો ચષ્ઠણ, ક્ષત્રપવંશનો આદિપુરૂષ હતો. તેને શાતકર્ણિકુંતલે હરાવ્યો. આ લડાઈ ગુજરાતમાં થઈ હતી. પછી શાતવહાન રાજા અવંતિપતિ થયો.

[અમારૂં ટિપ્પણ-(૧) સર્વત્ર શાતવહાન શબ્દ લખેલ માલૂમ પડે છે, તેમ કરવાનું કારણ માલૂમ પડતું નથી. (૨) પંદરમો આંક જે તેમણે સ્કન્દસ્વતીને આપ્યો છે તે મૂળ પુસ્તકમાં લખેલ નથી લાગતો, માત્ર ટીકાકારે જ ગોઠવી દીધો છે. એટલે તે બહુ વજનદાર નહીં ગણાય. (૩) સ્કન્દસ્વાતિ, પછી મહેંદ્ર ઉર્ફે મૃગેન્દ્રસ્વાતિકર્ણ અને પછી કુંતલ-આ અનુક્રમ પણ પૃ. ૨૦૩ ની ટીકા (૧)માં લખ્યા કરતાં હેરફેર માલુમ પડે છે. એટલે કે ગણત્રી વિના કામ લેવાયું દેખાય છે. (૪) આઠ વર્ષનો સમય કુંતલનો લખ્યો છે, પરંતુ તેના જીવનવૃત્તાંતે જોઈ શકાશે કે તે આંક આઠ નથી પણ સાઠ છે, બલ્કે તેથી પણ વધારે છે. (૫) ઉજ્જૈનપતિ ચષ્ઠણ હતો; તેને શકજાતિનો ઠરાવ્યો છે તથા તેનો સમય ૭૫ થી ૮૩ ગણાવ્યો છે; તેને કુંતલે હરાવીને પોતે અવંતિપતિ બન્યો છે. આ સર્વ હકીકત, કેવળ ગોઠવીને બેસતી કરવી પડી છે કેમકે, પુ. ૩માં પૃ. ૪૦૬ ની પછી ચોડેલ પત્રકથી ખાત્રી થશે, તથા આગળ કુંતલના વૃત્તાંતથી જોઇ શકાશે કે પ્રથમ તો તે ચષ્ઠણનો સમકાલિન જ નથી, એટલે હરાવવા કરવાની વાત જ ઉડી જાય છે. વળી ચષ્ઠણનો સમય તો ઈ. સ. ૭૫-૮૩ જેવો જ નથી તે તો ઈ. સ. ૧૫૦ જેટલો દૂર છે. ચષ્ઠણ શકજાતિનો પણ નથી. (જુઓ પુ. ૪. તેના વૃત્તાંતે) તેમ કુંતલ તો શું પણ કોઈ આંધ્રપતિ અવંતિપતિ જ થયો નથી (જુઓ પૃ. ૨૦૩-૪). વળી ઉપરનું સર્વ લખાણ ગ્રંથના આધારે છે. જ્યારે શિલાલેખી પૂરાવો (રાણી બળશ્રીનો નાસિકનો લેખ; પંચમપરિચ્છેદે નં. ૭) તો એમ જાહેર કરે છે કે, ગૌતમીપુત્ર શાતકરણીએ શકપ્રજાને માત્ર હરાવી છે એટલું જ નહીં, પણ તેનો તો જડમૂળથી નાશ જ કરી નાંખ્યો છે. એટલે જો ચષ્ઠણ અને ગૌતમીપુત્ર વચ્ચે યુદ્ધ થયું હોય તો, ચષ્ઠણનું તો તેમાં મરણ જ નીપજ્યું કહેવાય. જ્યારે ઇતિહાસ કહે છે કે તેમ તો થયું નથી, કેમકે ચષ્ઠણે અવંતિપતિ બનીને કેટલાય વર્ષ રાજ્ય કર્યું છે. ઉપરાંત તેનો વંશ પણ લગભગ ત્રણસો વર્ષથી વધારે સમય સુધી ચાલુ રહ્યો છે. એટલે ચષ્ઠણ અને ગૌતમીપુત્ર સમકાલિન હોવાનું ઠરતું નથી. વળી ગ્રંથમાં કોઇ ઠેકાણે ચષ્ઠણ શબ્દ જ લખ્યો નથી તે તો ટીકાકારોએ ગોઠવી જ દીધો જણાય છે, અને ખરી વાત છે પણ તેમજ. બીજું, ચષ્ઠણની વાત જો સત્ય જ હોય તો, ચષ્ઠણ પોતે પણ અવંતિપતિ રહે અને તેનો વિજેતા ગૌતમીપુત્ર શાતકરણિ પણ અવંતિપતિ બને; એક સાથે બે અવંતિપતિ થાય એવું બને કેમ! વળી ધારો કે ચષ્ઠણે શાતકરણિના ખંડિયા તરીકે રાજ્ય કર્યું હતું તો તેમ પણ બન્યું નથી; કેમકે તેણે તો અવંતિના મહાક્ષત્રપ

અને રાજા તરીકે જીવન ગાળ્યું છે, એમ તેના સિક્કા ઉપરથી સિદ્ધ થાય છે. આ સર્વ હકીકતથી એટલું જ માનવું રહે છે કે આ પ્રમાણે અનેક અસંગત બનાવો પૂર્વથી ચાલી આવતી માન્યતાને બંધબેસતા કરી દેવાયા છે. બાકી શતવહનવંશી ગૌતમીપુત્ર શાતકરણિએ ગુજરાતની ભૂમિ ઉપર લડાઈમાં શકપ્રજાને હરાવવામાં ભાગ લીધો હતો, તેમજ જે રાજા (શકારિ વિક્રમાદિત્ય) સાથે યુદ્ધમાં જોડાઈને શકલોકોને તેણે હરાવ્યા હતા તે રાજા પોતે જ અવંતિપતિ બનવા પામ્યો હતો (જુઓ પુ. ૪, પૃ. ૨૦ ઉપર વાયુપુરાણનો ઉતારો) તેટલું સત્ય છે ખરૂં].

(૫) વળી આગળ જતાં લખે છે કેઃ-" આ શાતવહાનકુળમાં, એ પૂર્વે વિક્રમાદિત્યના બિરૂદવાળો કોઈ પરાક્રમી રાજા થયેલો. એ ઉપરથી કવિ પોતાના શુરા રાજાને વિક્રમાદિત્યના બિરૂદથી ઓળખાવે છે."- તાત્પર્ય એ કે આ શુરા રાજાનું નામ તો વિક્રમાદિત્ય નહોતું જ, પરંતુ તેની પૂર્વે એક વિક્રમાદિત્ય થઇ ગયો હતો, તેની તુલના કરી શકાય, માટે તે કવિએ પોતાના રાજાને વિક્રમાદિત્યના નામથી ઓળખાવ્યો છે.

[ આપણું ટીપ્પણ-અમરકોષકાર જેવી સમર્થ સત્તાના આધારે (જુઓ પુ. ૪, પૃ. ૩૪, ટી. નં. ૧૦ તથા પૃ. ૬૬ અને અન્ય પૂરાવા ઉપરથી) આપણે જણાવી ગયા છીએ કે રાજા હાલ શતવહનને વિક્રમાદિત્યના નામે ઓળખાવાયો છે; એટલે જ્યારે કવિએ પોતાના આ રાજા હાલને વિક્રમાદિત્યનું બિરૂદ આપ્યું છે ત્યારે એમ પણ સિદ્ધ થઇ ગયું છે કે, રાજા હાલની પૂર્વે એક અન્ય વિક્રમાદિત્ય થઈ ગયો હતો. અને ખરી સ્થિતિ તે જ પ્રમાણે છે. જ્યારે બીજી બાજુ શિલાલેખ નં. ૭ તથા પૃ. ૨૦૫ના આપણા ટિપ્પણથી જાણી ચૂકયા છીએ, કે રાણી બળશ્રીના પુત્ર ગૌતમીપુત્રે શકારિ વિક્રમાદિત્યને શક પ્રજાને હરાવવામાં ખૂબ અગત્યનો ભાગ લીધો હતો, તેમજ પુત્ર ગૌતમીપુત્રના મરણ બાદ પૌત્ર વસિષ્ઠપુત્ર ગાદીએ આવ્યો હતો. એટલે આ બન્ને કથનનું સમીકરણ કરતાં એમ સાર નીકળશે કે શકારિ વિક્રમાદિત્ય ગર્દભીલવંશી હતો (જુઓ પુ. ૪, તેનું વૃત્તાંત). તેના મદદગાર અને સમકાલીનપણે રાણી બળશ્રીનો પુત્ર ગૌતમીપુત્ર શાતકરણિ હતો. તે બાદ રાણી બળશ્રીનો પૌત્ર વાસિષ્ઠપુત્ર શાતકરણિ થયો, જેનું બીજું નામ રાજા હાલ શાતવાહન હતું. એટલે દેખીતું છે કે પોતાનો રાજા અતિ પરાક્રમી હોઇ, પૂર્વે થએલા શકારિ વિક્રમાદિત્યની સાથે તેની તુલના કરી શકાય તે માટે, કવિએ તેને પણ વિક્રમાદિત્યના બિરૂદથી ઓળખાવ્યો છે. છતાંયે જેમ શબ્દ લખાયા છે, તેમ શતવહનવંશી અન્ય વિક્રમાદિત્ય કહેવાનો આશય જો કવિનો હોય, તો તે પણ રાજા હાલના તરતના પૂર્વજ એવા, આ ગૌતમીપુત્ર શાતકરણિ નં. ૧૭ વાળાને જ લાગુ પાડી શકે તેમ છે. કેમકે તેણે શકારિ વિક્રમાદિત્યને શક પ્રજાને હરાવવામાં મદદ કરી હતી એટલું જ નહીં, પણ જ્યારે તે શક પ્રજાનો રાજા સ્વતંત્ર યુદ્ધમાં તેની સાથે પાછળથી ઉતર્યો હતો ત્યારે પણ તેને હરાવીને મારી નાખ્યો હતો. ઉપરાંત અનેક જીતો મેળવી (જુઓ તેના વર્ણને), વિક્રમ=બળ અને આદિત્ય=સૂર્ય; બળમાં સૂર્ય સમાન એટલે મહાબળવાનની કોટિમાં ગણાય તેવો પરાક્રમી, પોતાને પૂરવાર કરી બતાવ્યો છે. એટલે પ્રાચીન સમયે લેખકો અતિ ઉત્સાહમાં આવી જઇ, સ્વપ્રશંસિત ભૂપતિઓની શ્લાઘાના અતિરેકમાં આવી જઇ, અતિશયોક્તિભર્યા શબ્દો જેમ વાપરી જતા હતા તેમ કવિ મહાશયે પણ વાપર્યા હોય તેમ બનવા જોગ છે. એમાંથી ગમે તે રીતે વિક્રમાદિત્યની સરખામણી કરી હોય, પણ દરેક રીતે વસ્તુસ્થિતિ એક જ હકીકત પૂરવાર કરે છે. આ અનુમાનને અમરકોષકારના શબ્દોથી સમર્થન મળે છે. પુ. ૪, પૃ. ૩૪, ટી. ૧૦માં Hala અને Sudrak ને આપણે જે એક તરીકે ગણાવ્યા છે તેને બદલે અમરકોષકારે લખ્યા પ્રમાણે, તે બે શબ્દની વચ્ચેનું અલ્પવિરામ કાયમ રાખી, રાજા હાલની પૂર્વે શૂદ્રક થયો ગણી, બન્ને રાજાને જુદા માનીએ, તો શૂદ્રક એટલે ગૌતમીપુત્ર શાતકરણિને પણ વિક્રમાદિત્ય શબ્દ લાગશે. કેમકે, જ. આં. હિ.રી. સો.નું કથન જોકે શકારિને આશ્રયીને ત્યાં લખાયું છે છતાં થોડા ફેરફાર સાથે તે ગૌતમીપુત્ર શાતકરણિને પણ લાગુ પડે છે જ. મતલબ કે અમરકોશકારે જણાવેલ રાજા હાલની પૂર્વે થયેલ

તે શુદ્રક[1] વિક્રમાદિત્ય જ છે.

વળી જ્યારે હાલ વિક્રમાદિત્યની પૂર્વે શકારિ વિક્રમાદિત્યને થઇ ગયેલ માન્યો છે તેમજ હાલ વિક્રમાદિત્યના પૂર્વજ એવા ગૌતમીપુત્ર શાતકર્ણિને જ તે શકારિ વિક્રમાદિત્યના મદદગાર અને સમકાલિન તરીકે મનાવ્યો છે, ત્યારે એ ફલિત થાય છે કે, હાલ વિક્રમાદિત્ય અને શકારિ વિક્રમાદિત્ય બન્ને સમકાલીનપણે જીવંત રહ્યા નહિ જ હોય; અને કદાચ જીવંત રહેવા પામ્યા હોય, તો પણ શકારિ વિક્રમાદિત્યની ઉમર રાજા હાલવિક્રમાદિત્ય કરતાં, ઘણી ઘણી મોટી જ હોવી જોઈએ. ]

આ પાંચે અવતરણોનો તથા તે ઉપર કરેલ વિવાદ અને ટીપ્પણનો એકંદર સાર હવે નીચે પ્રમાણે નોંધી શકાશે:-(૧) રાજા મહેંદ્ર અને રાણી સૌભદ્રાના પુત્રનું નામ કુંતલ શતવહન. (૨) તેણે સિહલ-મલય તરફના મ્લેચ્છોનો સંહાર કરીને તે રાજાની મલયવતી કુંવરી વેરે લગ્ન કર્યું હતું. આ મલયવતીને પાછળથી પટરાણીપદે સ્થાપિત કરવામાં આવી હતી. (૩) આ કુંતલરાજા અતિ પરાક્રમી હોઈ, તેની પૂર્વે થયેલ વિક્રમાદિત્યની સરખામણી કરી શકાય તે માટે તેના કવિએ તેને વિક્રમાદિત્યનું બિરૂદ જોડયું છે. (૪) આ કુંતલનો જન્મ દૈવીસંયોગમાં થયો હતો. (૫) આ પુત્રનું નામ વિક્રમશક્તિ પણ કહેવાય છે. (૬) આ વિક્રમશક્તિને અનેક રાણીઓ કદાચ હશે પરન્તુ મુખ્યપણે ત્રણ જાણીતી થયેલ છે. (૭) આ વિક્રમશક્તિએ અવંતિમાં સ્મારક ઉભું કરાવ્યું છે તથા દાન દીધું છે; તથા તે અવંતિપતિ અને કાશ્મિરપતિ વિક્રમચરિત્રની સાથે મૈત્રી-ગ્રંથીથી જોડાયલ હતો. તેની સાથે સૌરાષ્ટ્રમાં ખૂબ છૂટથી ફર્યો દેખાય છે. (૮) પં. જાયસ્વાલજીએ આ કુંતલને નામે જે આઠ વર્ષ લખ્યા છે, તે કદાચ પુરાણિક નામાવળીને લીધે બનવા પામ્યું હોય; પરન્તુ કુંતલ જેવા પરાક્રમી રાજાનો શાસનકાળ કેવળ આઠ જ વર્ષનો ન કલ્પી શકાય. આઠને બદલે ૧૦ કે ૧૮ કે તેની લગોલગનો રાજ્યકાળ હશે અથવા ૮ વર્ષ જ હોય તો તે કુંતલના પિતાનો રાજઅમલ બનવા જોગ છે. (૯) ગૌતમીપુત્ર શાતકરણિએ-રાણી બળશ્રીના પુત્રે-શક પ્રજાને હરાવવામાં ગર્દભીલવંશી વિક્રમાદિત્યને યુદ્ધમાં મદદ કરી હતી. એટલે બન્નેને સમકાલીન કહી શકાય. (૧૦) આ યુદ્ધ ગુજરાતની ભૂમિ ઉપર લડાયું હતું. (૧૧) રાણી બળશ્રીના પૌત્રનું નામ રાજા હાલવિક્રમાદિત્ય હતું. એ શકારિ વિક્રમાદિત્યના સમકાલીન તરીકે ન હોઇ શકે; અને કદાચ હોય તોપણ શકારિની ઉંમર ઘણી જ મોટી હોય અને રાજા હાલની ઘણીજ નાની હોય. (૧૨) રાજા હાલ અને ચષ્ઠણ સમકાલીનપણે નથીજ જેથી તે બંનેને યુદ્ધ થવું તદ્દન અસંભવિત છે તેમ ચષ્ઠણ તે શક પ્રજામાંનો પણ નથી.

આ પ્રમાણે નં. ૧૭ તથા ૧૮ વાળા રાણી બળશ્રીના પુત્ર ગૌતમીપુત્ર અને પૌત્ર વાસિષ્ઠપુત્ર શાતકર્ણિના જીવનની કેટલીક ઉપયોગી માહિતી આપણે મેળવી શકયા છીએ. હવે આ નં. ૧૫ મા રાજા સ્વાતિકર્ણને તથા રાણી બળશ્રીના પુત્ર અને પૌત્રને, શું સગપણ સંબંધ હોઈ શકે તે વિચારીએ. એટલે આખી સાંકળ ઉભી કરાયાની સ્થિતિએ આપણે પહોંચી શકીશું. આ માટે આપણે તે બન્નેના શિલાલેખો, જે પરિચ્છેદ ૫માંમાં ઉતાર્યા છે તેના આધાર જ લેવાના છે, તેમાં પણ ખાસ કરીને નં. ૮ નો આધાર. તે શિલાલેખનું વિવેચન કરતાં આપણે બતાવ્યું છે કે, તેમાંની વસ્તુ ગૌતમીપુત્ર શાતકરણિના રાજ્યના ૨૪મે વર્ષે કોતરવામાં આવી ત્યારે રાણી બળશ્રીનો મોટો પુત્ર-અથવા ગૌતમીપુત્રનો મોટો ભાઈ-જીવતો હતો. આ મોટો પુત્ર (પૃ. ૯૭, ટી. નં. ૧૬) ગાદી ઉપરથી ફારેગ થઇ ગયો

(૧) શુદ્રક એટલે શુદ્રવંશમાં જન્મેલ; આંધ્રપતિની ઉત્પતિ શુદ્ર કન્યાના પેટે થયેલી છે માટે એક-રીતે તે વંશને શુદ્રક ગણી શકાય, અને તે વંશમાં થયેલ વિક્રમાદિત્ય તે શુદ્રક વિક્રમાદિત્ય; જ્યારે ગર્દભીલવંશી વિક્રમાદિત્ય તે શકારિ વિક્રમાદિત્ય: બન્ને વિક્રમાદિત્ય સમકાલીન હોઇને તેમને ઓળખવા માટે આ વિશેષણ જોડવામાં કદાચ આવ્યું સંભવે છે.

છે તથા આ લેખ કોતરાવ્યા પછી થોડા જ વખતમાં ગૌતમીપુત્રનું મરણ નીપજ્યું હતું અને તેની પાછળ પેલા મોટાભાઇનો પુત્ર (પૃ. ૯૮, ટી. નં. ૧૭) ગાદીપતિ બન્યો છે, તે સર્વ હકીકત તેમાંથી સૂચિત થતી બતાવી આપી છે. વળી નં. ૧૭ વાળો રાણી બળશ્રીનો પુત્ર, અને નં. ૧૮ વાળો પૌત્ર થાય છે તે સ્થિતિ આપણી જાણમાં ક્યારની એ આવેલ છે. એટલે સાર એ થયો કે, નં. ૧૮ વાળો નં. ૧૭ નો પુત્ર નથી પણ તેના મોટાભાઇનો પુત્ર હોવાથી ભત્રિજો થતો હતો. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, તે મોટાભાઇ એટલે નં. ૧૮ નો પિતા કોણ હતો અને તે મોટો હોવા છતાં ગાદીએ કેમ બેઠો નથી; અથવા બેઠો હતો તો શા માટે તેણે ગાદિત્યાગ કર્યો હતો. જ. આં. હિ. રિ. સો. પુ.૨, ભાગ ૧, પૃ. ૬૪ ઉપર લખ્યું છે કે "Hala Satavahan was the son of Dipakarni=હાલ શાતવાહન, તે દીપકરણિનો પુત્ર થતો હતો." આ ઉપરથી સિદ્ધ થાય છે કે નં. ૧૮ વાળા રાજા હાલવિક્રમાદિત્યના પિતાનું નામ દીપકર્ણિ હતું. તેમ પુરાણના આધારે આપણે જે નામાવલી ઉભી કરી શકયા છીએ તે ઉપરથી સમજી શકાય છે કે, નં. ૧૭ વાળા ગૌતમીપુત્રનું નામ અષ્ટિકર્ણ છે, વળી નં. ૧૫ વાળાનું નામ સ્વાતિકર્ણ છે. એટલે આ સર્વ, કર્ણ-કર્ણિ અંત્યાક્ષર વાળાં નામો એક બીજા પ્રત્યે અતિ સામ્ય ધરાવનાર દેખાય છે. તેથી અનુમાન કરવાને લલચાઈએ છીએ કે, નં. ૧૫ વાળો પિતા થતો હતો, તેને રાણી બળશ્રી પેટે બે પુત્રો થયા હતા; જેમાંના મોટા પુત્રનું નામ દીપકર્ણિ અને નાનાનું નામ અરિષ્ટકર્ણ હતું. મોટો પુત્ર પોતાના પિતાની પાછળ ગાદીએ આવ્યો હતો. એટલે તેને નં. ૧૬મો આંધ્રપતિ કહી શકાય. તેણે કાંઈક કારણસર ગાદિત્યાગ કર્યો હતો જેથી નાનો ભાઇ ગાદીએ બેઠો હતો. વળી નાના ભાઇનો રાજ્યઅમલ શરૂ થઇને પૂરો થયો ત્યાંસુધી લગભગ, પેલો મોટો ભાઈ જીવતો રહ્યો હતો; અને નાનાભાઇના મૃત્યુ બાદ, તે મોટાભાઇનો પુત્ર ગાદીએ આવ્યો હતો. પ્રશ્ન પાછો એ ઉભો થાય છે કે, જ્યારે મોટા ભાઇએ ગાદી છોડી દીધી ત્યારે નાનો ભાઈ શા માટે ગાદીએ બેઠો હતો. ગાદી ઉપર વધારે મજબૂત હક તો ભાઈના કરતાં પુત્રનો વધારે ગણાય. જ્યારે અહીં તો પિતાની ગાદીએ પુત્ર ન બેસતાં, કાકાની ગાદીએ ભત્રિજો બેઠો છે. આ સર્વ પરિસ્થિતિ સંપૂર્ણ ઉકેલ માગે છે. તેનો ઉકેલ પણ " whose son is living=જેનો પુત્ર હયાત છે " એવા શબ્દો શિલાલેખમાં જે કોતરાવ્યા છે તેમાંથી મળી આવતો સમજાય છે. હૈયાત બતાવાયલા આ રાજાએ ગાદીત્યાગ કર્યો છે તે તેની રાજકીય બીન-લાયકાતને અંગે (નીચે જુઓ) કર્યો નથી જ લાગતો. તેમ પુત્રની સ્થિતિ તે સમયે નહીં હોય પણ પાછળથી જન્મ થયો લાગે છે-એમ સમજવું રહે છે, નહીં તો તેને જ ગાદી મળી ચૂકત. વળી whose son is livingનો ઉલ્લેખ, શિલાલેખ જેવા રાજકીય પરિસ્થિતિ સૂચવતા અગત્યના દસ્તાવેજમાં કરવામાં આવ્યો છે. એટલે દેખાય છે કે, તે સમયે પણ રાજકારણને અંગે થતી વાટાઘાટો અને વિચારણામાં તેની હૈયાતિ ઉપર ખાસ લક્ષ રાખવામાં આવતું હતું જ. એટલે ગાદી ઉપરનો ચાલ્યો આવતો તેનો હક કાયમ રાખીને, રાજા બનેલ તેના ભાઇના મરણ પામ્યા બાદ, તેના પુત્રને પાછી ગાદી સુપ્રત કરવામાં આવી છે. વળી રાજા હાલના જન્મ વિશે આપણે જોઈ ગયા છીએ કે (પૃ. ૨૦૭ સાર નં. ૪) તે દૈવી સંજોગમાં-કાંઇક અસાધારણ સંયોગમાં-થયો છે. આ ઉપરથી સાર એમ ખેંચી શકાય છે કે, રાજા હાલના પિતાએ અથવા ગૌતમીપુત્રના મોટાભાઇએ ગાદીત્યાગ કર્યો ત્યારે, હાલ રાજાનો જન્મ નહોતો પણ પાછળથી થયો છે. ગાદીત્યાગ થયો તે સમયે તે ગર્ભમાં હતો કે લાંબે કાળે જન્મ્યો હતો તે નક્કી કરવાનું જો કે સાધન મળતું નથી. પણ ગાદીત્યાગ સમયે જ ગર્ભમાં હોય તો તેનો જન્મ, તેના કાકા ગાદીએ બેસવા બાદ આઠનવ મહિના સુધીમાં જ થઇ જવો જોઇએ. એટલે તે ગાદીએ બેઠો ત્યારે, તેની ઉંમર તેના કાકાના રાજ્યકાળ જેટલી મોટી (તેમાંથી ગર્ભકાળ બહુ બહુ તો આઠ મહિના બાદ) ૨૫ વર્ષની ગણવી રહે. પરંતુ તેનો જન્મ, પિતાના ગાદીત્યાગ કર્યા પછી કેટલેક કાળે, થયો હોય તો તેટલા વર્ષની નાની ઉમરે તે ગાદીપતિ

થયો ગણાશે. વળી ઉપરમાં કહી ગયા છીએ કે, તેણે ગાદીત્યાગ જે કર્યો છે તે રાજકીય ગેરલાયકાતના પરિણામરૂપે નહોતું જ; એટલે સમજવું રહે છે કે, સામાજીક કે સંસારિક સ્થિતિનું તે પરિણામ હોવું જોઈએ. બીજી બાજુ એમ પૂરવાર થયું છે કે આ રાજાઓ તે સમયે જૈન ધર્માનુયાયી હતા. જો તેમજ હોય તો એવી સ્થિતિ કલ્પવી પડે છે કે, કાં તેણે દીક્ષા લીધી હતી અને જેમ સમ્રાટ ચંદ્રગુપ્તમૌર્ય રાજપાટનો ત્યાગ કરી, દીક્ષા લઈ દક્ષિણહિંદમાં પોતાના ગુરૂ સાથે ચાલી નીકળ્યો હતો છતાં તેના પુત્ર બિંદુસારે પિતાના નામે એક રીતે કહીએ તો રાજકારભાર ચલાવ્યે રાખ્યો હતો, (પુ. ૨, પૃ. ૨૦૪) તેમ અહીં પણ મોટાભાઇએ દીક્ષા લીધા બાદ અને તેના પુત્રનો પ્રસવ થયો ન હોવાથી રાજલગામ નાના ભાઇએ હાથમાં લીધી હતી અને તે બાદ પુત્રજન્મ થયો હતો. એટલે તરતમાં નાનાભાઈએ ગાદી ખાલી ન કરતાં જ્યારે પોતે મરણ પામ્યો ત્યારે પેલા મોટા-ભાઈના પુત્રને ગાદીએ બેસારવામાં આવ્યો હતો; અથવા બીજી રીતે એમ પણ બન્યું હોય કે તરતમાં દીક્ષા ન લેતાં સંસારની ઉદ્વિગ્નતાથી કંટાળી કેવળ રાજકાજમાંથી જ મોટાભાઇએ નિવૃત્તિ લીધી હોય અને વાનપ્રસ્થ દશામાં રહ્યા હોય. આવી સ્થિતિમાં રાજા હાલનો જન્મ, મોટાભાઈના ગાદીત્યાગ પછી કેટલેક કાળે થયો ગણવો રહેશે. તેના ગાદીત્યાગ કરવામાં ગમે તે સંયોગો તરતમાં ઉભા થયા હોય, અને તે ભલે શોધખોળોને અંગે હવે પછી જાણવામાં આવે, પરંતુ એટલું તો વધારે સંભવિત દેખાય છે કે મોટાભાઇએ ગાદીત્યાગ કર્યો હતો અને રાજા હાલનો જન્મ તે બાદ થયો હતો, જેથી નાનાભાઈ-ગૌતમીપુત્રને રાજલગામ હાથ ધરવી પડી હતી.

એટલે આખીએ ચર્ચાનો સાર એ આવ્યો કહેવાશે કે (૧)નં. ૧૫ વાળો સ્વાતિકર્ણ તે પિતા થાય; તેની રાણી બળશ્રી પેટે બે પુત્રો જ જનમ્યા હતા. (૨) મોટાપુત્ર દીપકર્ણિ, પોતાના પિતાની ગાદીએ નં. ૧૬ તરીકે આંધ્રપતિ બન્યો હતો. પણ તેણે ગાદીત્યાગ કરવાથી અને તે સમયે તેને કોઈ પુત્ર ન હોવાથી (૩) તેની જગ્યાએ, તેના નાનાભાઈ અરિષ્ટકર્ણે નં. ૧૭ આંધ્રપતિ તરીકે આણ ફેરવી હતી. તે ગાદીએ બેઠા પછી (આઠ નવ મહિના બાદ કે જરા લાંબા કાળે, તે નક્કી થયું નથી) મોટાભાઇને ત્યાં પુત્રજન્મ થયો હતો. (૪) પરન્તુ તે મોટો થઈને રાજલગામ હાથ ધરવા જેવડો થાય, ત્યાંસુધી અને પછી તો પોતે મરણ પામ્યો ત્યાંસુધી, નં. ૧૭ વાળાએ રાજ્ય ચલાવ્યા કર્યું હતું. (૫) તે બાદ મોટાભાઈનો પુત્ર નં. ૧૮ આંધ્રપતિ તરીકે ગાદીપતિ થયો હતો. (૬) નં. ૧૭ વાળાનું શિલાલેખમાં સૂચવેલું બીજું નામ ગૌતમીપુત્ર શાતકરણિ, અને નં. ૧૮ નું બીજું નામ વાસિષ્ઠપુત્ર શાતકરણિ હતું. (૭) વળી આ નં. ૧૮ વાળો રાજા અતિ નાની ઉંમરે ગાદીપતિ બન્યો હોવાથી તેમજ દૈવી સંયોગમાં તેનો જન્મ થયો હોવાથી, તે અતિ શુરવીર નીવડયો છે તથા સામાન્ય રીતે ઘણો લાંબો કાળ રાજ્ય ભોગવી શકયો છે.

ઉપરના સાત અનુમાન સાથે પૃ. ૨૦૭માં નિર્ણીત કરેલા ૧૨ અનુમાનને એકત્રિત કરવાથી, નં. ૧૫, ૧૬, ૧૭ અને ૧૮ વાળા રાજવીઓનાં જીવનચરિત્રો વિશે અનેક માહિતી આપણને મળી જતી કહેવાશે. તે સિવાય અન્ય કોઈ હકીકત નં. ૧૫ વિશે મળી આવતી નથી. એટલે તેનું વર્ણન ખતમ કરી હવે નં. ૧૬ નું જીવનવૃતાંત આલેખવાનું કામ હાથ ધરીશું.

## (૧૬) મહેન્દ્ર; દીપકર્ણિ; ગૌતમીપુત્ર

સ્વાતિકર્ણ અને રાણી બળશ્રીના બે પુત્રોમાંથી આ નં. ૧૬ વાળો મોટો હતો. જેમ રાણી બળશ્રીનો નાનો પુત્ર નં ૧૭ વાળો ગૌતમિપુત્ર શાતકરણિ કહેવાય છે, તેમ આ નં. ૧૬ વાળાને પણ ગૌતમીપુત્ર શાતકરણિ કહી શકાય. ફેર એટલો જ છે કે નં. ૧૭ વાળાનું ખરૂં નામ અરિષ્ઠકર્ણ હતું જ્યારે નં. ૧૬ વાળાનું નામ દીપકર્ણિ હતું. ઉપરાંત પુરાણ ગ્રન્થના જણાવ્યા પ્રમાણે તેનું નામ મહેન્દ્ર તથા તેની રાણીનું નામ સુભદ્રા હોવાનું સમજી શકાય છે અને તેમના પેટે રાજા હાલ શાલિવાહનનો જન્મ થયો છે. આ સઘળું વૃત્તાંત નં. ૧૫ ના વૃત્તાંતે જણાવી ગયા છીએ એટલે અત્ર ઉતારવા જરૂર રહેતી નથી.

તેનો રાજ્યકાળ નામાવળીમાં આપણે ૩ વર્ષનો અને નં. ૧૭ નો ૨૫ વર્ષનો ઠરાવ્યો છે, જ્યારે

પુરાણકારના શબ્દોનાં જે પાંચ અવતરણો 'બુદ્ધિપ્રકાશ'માં જણાવેલી હકીકત (પૃ. ૨૦૨-૭) ઉપરથી ઉતાર્યાં છે તેમાં આઠ વર્ષ લખ્યા છે: એટલે પાંચ વર્ષ આપણે જે ઓછાં આંક્યા છે તે કદાચ, નં. ૧૭ ના ૨૫ વર્ષમાંથી લઈ લેવાય તોયે નં. ૧૭ ના. કે નં. ૧૬ વાળાના રાજદ્વારી જીવન વૃત્તાંતમાં કાંઈ ફેર પડતો જણાતો નથી. તેમ નં. ૧૭ ના ફાળે ૨૫ વર્ષ જે આપણને કબુલ રાખવા પડયા છે, તે પણ પુરાણોમાંની હકીકતને સંતોષવા ખાતર જ છે. ગમે તેમ ગણો, છેવટે બન્નેનો (નં. ૧૬ ને ૧૭ નો) સમગ્રકાળ ૨૮ વર્ષનો લેખો પરન્તુ આખરે નં. ૧૭ નું મૃત્યુ તો ઈ. સ. પૂ. ૪૭ માં થયાનું જ નોંધવું પડશે હાલ તો ઐતિહાસિક અન્ય પ્રસંગો ધ્યાનમાં લઈને નં. ૧૬ નું રાજ્ય જે ઈ. સ. પૂ. ૭૦ થી ૭૨ સુધી ના ત્રણ વર્ષનું ઠરાવ્યું છે તેને જ માન્ય રાખીશું.

પોતે જીવ્યો ત્યાં સુધી રાજપાટ ન ભોગવતાં, વચ્ચે જ ગાદીએથી ઉઠી ગયો હતો અને તે સમયે તેને પુત્ર ન હોવાથી, તેના નાનાભાઇ અરિષ્ટકર્ણને ગાદીએ બેસાડવામાં આવ્યો હતો. પરન્તુ પાછળથી તેના પુત્રનો જન્મ થવાથી, અરિષ્ટકર્ણના મરણ બાદ, તે પુત્રને ગાદી સોપાઇ હતી. આ મહેન્દ્રના પુત્રનો રાજ્યાભિષેક થયા બાદ, ૧૯ વર્ષ સુધી એટલે ઈ. સ. પૂ. ૨૯ સુધી (જુઓ શિલાલેખ નં. ૮) રાણી બળશ્રીની હૈયાતી હતી જ. તેમ વળી તેણીએ શિલાલેખોમાં જે પ્રકારે શબ્દો કોતરાવ્યા છે તે ઉપરથી સમજી શકાય છે કે તેણી રાજ્યકારભારના સંચાલનમાં ઘણો અગત્યનો ભાગ ભજવતી હતી અને તેથી નાનાં મોટાં કાર્યોમાં તેની સલાહ પણ પૂછાતી હોવી જોઇએ. નં. ૧૬ ના ગાદીત્યાગ સમયે નં. ૧૭ને જ ગાદી આપવી અને તે પછી નં. ૧૮ નો રાજ્યાભિષેક કરવો, તે બંને પ્રસંગે પણ તેણીની સલાહ પ્રમાણે જ કામ લેવાયું હોવું જોઈએ એવો અનુમાન કરવામાં કાંઇ અઘટિત ગણાશે નહીં. જો કે વિદ્વાનોએ, તેણીના નં. ૮ ના શિલાલેખમાં 'whose son is living'નો અર્થ એવી રીતે બેસાર્યો છે કે, રાજા તે વખતે ગંભીર માંદગીને બિછાને પડેલો હોવાથી, રીજન્સી વહીવટ જેવી વ્યવસ્થા તેણીએ કરાવી હતી અને પોતે પ્રમુખ જેવા દરજ્જે રહીને કામ ચલાવતી હતી. પરંતુ તે સ્થિતિ તદ્દન કલ્પનામય જ આપણે જણાવી છે (જુઓ પૃ. ૨૦૮ તથા ટીપ્પણો અને ટીકાઓ); કેમકે તે શબ્દો પ્રથમ તો નં. ૧૭ ને લાગુ જ પડતા નથી, ઉપરાંત નં. ૧૯ વાળો પુખ્ત ઉંમરનો થઈ ગયો હતો, તેમજ રાજકારભાર ચલાવી શકે તેટલી ઉંમરે પણ પહોંચી ચૂકયો હતો. આવાં મુખ્ય બે કારણને લીધે તેમણે દોરેલું અનુમાન બહુ ટકી શકે તેવું લાગતું નથી. છતાં એક સ્થિતિમાં તેમ પણ બનવા યોગ્ય લાગે છે; જો એમકે, ગાદીવારસ પુખ્ત વયનો હોવા છતાં રાજ્યભિષિકત તો ન જ ગણાય. એટલે દોરવણી તરીકે, તેમજ રાજા મંદવાડમાંથી મુકત બની આરોગ્ય થાય ત્યાંસુધી, બીજા પ્રકારની કોઇ ગડબડ સડબડ થવા ન પામે તેવી તકેદારી રાખવા પૂરતીયે પણ, એક કરતાં વધારે વ્યકિતઓના સંયુક્ત કારભાર જેવી વ્યવસ્થા કરાય તો ઇચ્છનીય છે. વળી નં. ૧૭ વાળાના વારસદાર નં. ૧૮ની ઉમર લગભગ ૨૪-૨૫ની લેખીને આપણે આ બધા ઉદ્દગાર કાઢી રહ્યા છીએ. પરન્તુ જૈનસાહિત્ય ગ્રંથોમાં (પ્રબંધચિંતામણી ભાષાન્તરમાં શાલિવાહન પ્રબંધ જુઓ) થી એવો અનુમાન લઇ જવાય છે કે, નં. ૧૮વાળો શાલિવાહન જ્યારે ગાદીએ આવ્યો છે ત્યારે માત્ર ૧૩-૧૪ વર્ષનો ઉગતી વયનો જુવાનીયો જ કેમ જાણે હોય નહીં ? જો કે તે ઉમર પણ તે સમયે તો પુખ્ત ઉમરની જ લેખાતી હતી. છતાં રાજ્ય વહીવટમાં તે બીન અનુભવી જ કહેવાય. એટલે રાજકારભારની નિર્મળતા માટે તથા એકને માથે સઘળો બોજ એકદમ આવી ન પડે તે સાચવવા માટે, કાઉન્સીલનો વહીવટ યોજાય તો તે અયોગ્ય પણ નથી. અને આ પ્રમાણે શાલિવાહન હાલરાજાની-નં. ૧૮ની-ઉંમર ગાદીએ બેસતી વખતે જો કેવળ ૧૩-૧૪ વર્ષની કે તેની આસપાસની ઠરાવાય, તો તેનો જન્મ તેના પિતા નં. ૧૬ વાળાના ગાદીત્યાગ પછી, તેમજ નં. ૧૭ના રાજ્યાભિષેક પછી આઠેક મહિનાના ગાળામાં જે કલ્પી લેવો પડયો છે તેને બદલે નં. ૧૭ના રાજ્યકાળના મધ્યભાગે લગભગ લઈ જવો પડશે. મતલબ એ થઈ કહેવાશે કે નં. ૧૬ વાળાએ ભલે રાજપાટનો ત્યાગ કર્યો હતો

પરન્તુ સંસારમાં તો જોડાયલો રહ્યો જ હતો. સાચી સ્થિતિ શું હતી તે પાકે પાયે કહી શકાય તેવી સામગ્રી હાલ તો આપણે ધરાવતા નથી એટલે તે વિષય ભવિષ્ય ઉપર છોડી દેવો પડશે.

રાજવહીવટમાં રાણી બળશ્રીની કેવી લાગવગ ચાલતી હતી તે વિશે કેટલેક અંશે જૈનગ્રંથમાં મળી આવતા એક બીજા પ્રસંગ ઉપર અમારી નજર પડે છે. તે આ પ્રમાણે છે. જૈનસંપ્રદાયમાં જણાયલા નવ નિહ્નવમાંથી, છઠ્ઠા રોહગુપ્ત ત્રૈરાશિકના વર્ણન અધિકારે એવું લખાયું છે કે, તેણે દક્ષિણદેશની અંતરંજીકાનગરીના રાજા, રાણા બળશ્રીના દરબારમાં (સરખાવો પૃ. ૧૯૫નું વર્ણન) પોતાના ગુરૂએ બતાવેલ અમુક મુદ્દા ઉપર પ્રથમ તો પોતાના હરીફને વાદમાં જીતી લીધો હતો. પરંતુ તે જીતના સમાચાર રોહગુપ્તે ગુરૂ પાસે જાહેર કરતાં, કાંઈક અંશે જૈનધર્મની આણુ ઉપરવટ કથન થઈ ગયેલું તેમને લાગ્યું. એટલે રોહગુપ્તે ક્ષમા માંગી, મિથ્યા દુષ્કૃત કહી આવવા ગુરૂએ સૂચવ્યું. છતાં ક્ષમા યાચવાને બદલે, પોતે સાચો જ છે એવું પ્રતિપાદન કરવાને તેણે ગુરૂ સામે પડકાર ઝીલ્યો; અને આ બન્ને ગુરૂ શિષ્યનો વાદ પેલા રાણાબળશ્રીની સમક્ષ છ મહિના સુધી ચાલ્યો. છેવટે ગુરુ જીત્યા અને રોહગુપ્તને જૈનોએ સંઘબહાર મૂકયો. આટલા વર્ણનથી રાણા બળશ્રીની ન્યાય:પુરસ્સર કામ લેવાની શકિતનું તથા જૈનધર્મ ઉપરના તેના જ્ઞાન અને પ્રભાવનું માપ કાઢી શકાશે. સવાલ એ રહે છે કે, 'રાણાબળશ્રી' એમ જે લખાયું છે તે શુદ્ધ છે કે અશુદ્ધ હોઇ તેને બદલે 'રાણી બળશ્રી' હોવું જોઇએ. આનો નિવેડો લાવવાનું પણ જરા કઠિન થઈ પડયું છે, કેમકે કેટલાક જૈનગ્રંથોમાં (ક. સૂ. સુ. બો. ટીકા; પૃ. ૧૨૮)માં તેનો સમય મ. સં. ૪૪૪=ઈ. સ. પૂ. ૨૬ આપ્યો છે જ્યારે વિશેષભાગે તેનો સમય મ. સં. ૫૪૪=ઈ. સ. ૭૪ લેખાવ્યો છે. આંક સંખ્યા ૫૪૪ ને બદલે ૪૪૪ લખવામાં કોઈ નો હસ્તદોષ પણ સંભવી શકે છે અને આવા તો હસ્તદોષ કર્યાના અનેક દષ્ટાંતો બન્ને જૈન તથા વૈદિકધર્મના ગ્રન્થોમાં પ્રાચીન સમયે થયાનાં મળી પણ આવે છે. વળી તેના વર્ણનને અંગે જે હકીકત લખવામાં આવી છે તે જોતાં પણ કયો આંકડો સાચો તે શોધી કાઢવું એકદમ ભારે થઈ પડે તેમ છે. છતાં ૪૪૪ ના આંક તરફ ઢળવાનું કારણ એ છે, કે એકના રાજ્યે બનેલો બનાવ બીજાને નામે ચડાવાઈ ગયાનું ઘણી વખતે બન્યું છે. જેમ કે રાજા શાલિવાહનના રાજ્યે કાલિકસૂરિ ન થયા હોવા છતાં (જુઓ પૃ. ૧૯૫ ઉપર) તેના રાજ્યે થયાનું લખી ગયા છે. જ્યારે અહીં રાજા શાલિવાહનનું રાજ્ય ચાલતું હતું છતાં રાણા બળશ્રી લખાયું છે. એટલે હાલ તો તે પ્રશ્ન વિશેષ સંશોધન થવા ઉપર છોડી દઈએ. પરંતુ જો તે આંક મ. સં. ૪૪૪=ઈ. સ. પૂ. ૨૬નો ઠરે, તો નં. ૧૮ના રાજ્યકાળના ઈ. સ. પૂ. ૪૭થી ઈ. સ. ૧૮ સુધીના ૬૫ વર્ષ નોંધાયા છે, તે ગણત્રીએ તેના ૨૧મા વર્ષે, ઉપર પ્રમાણે ગુરૂ શિષ્ય વચ્ચે વાદ થયાનું નોંધવું પડશે; વળી આપણે શિલાલેખ નં. ૮ થી જાણી ચૂકયા છીએ કે નં. ૧૮ના રાજ્યે ૧૯મા વર્ષ સુધી તો રાણી બળશ્રી હૈયાત પણ હતી જ અને તેની જ આજ્ઞાથી તે લેખ કોતરાયો છે; એટલે તેણીના સાનિધ્યમાં મજકુર વાદ થયાનું શકય પણ છે. આ પ્રમાણે અનેક મુદ્દાઓથી રાણી બળશ્રીનાં લાગવગ અને જોર નં. ૧૬થી ૧૮ સુધીના આંધ્રપતિના સમયે હોવાનું જાણી શકાય છે. આ સ્થિતિ જોતાં નં. ૧૭ના મંદવાડ સમયે તેણીએ કૌંસિલ વહિવટ સ્થાપ્યો હોય તે બનવાજોગ પણ છે. નં. ૧૬વાળા દીપકર્ણિનું મરણ કયારે નીપજ્યું તે કહી શકાય તેમ નથી. પણ પોતાના નાનાભાઈના રાજ્યના ૨૪મા વર્ષ સુધી (શિલાલેખ નં. ૭-૮ જુઓ) =ઈ. સ. પૂ. ૪૮ સુધી તે જીવંત હતો એટલું ચોક્કસ છે. એટલે જો તે ૨૫ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો હોય તો, લગભગ ૫૨ વર્ષ ઉપરનું આયુષ્ય તેણે ભોગવ્યું હતું એમ લેખાશે; તેમ રાણી બળશ્રીનુ મરણ ઓછામાંઓછી ગણત્રીએ ઉપર જણાવ્યા પ્રમાણે, જો તેના પૌત્ર નં. ૧૮ના રાજ્યે ૨૧મા વર્ષે=ઈ. સ. પૂ. ૨૬માં થયું હોય તો તેણીનો પતિ નં. ૧૫ વાળો સ્વાતિકર્ણ ઈ. સ. પૂ. ૯૨માં જ્યારે ગાદીપતિ થયો ત્યારે તેણીની ઉંમર (નં. ૧૬ વાળાની ઉમરના હિસાબે) આશરે પચીસેક વર્ષની લેખવી રહેશે. એટલે તેણીનો જન્મ ઇ. સ. પૂ. ૧૧૭માં થયાનું નોંધવું પડશે. આ ગણત્રીએ તેણીએ ૯૦ ઉપર વર્ષનું આયુષ્ય ભોગવ્યું ગણાશે.



# એકાદશ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

**ટૂંકસાર**:—(૧૭) ગૌતમીપુત્ર શાતકરણિ ઉર્ફે અરિષ્ટકર્ણઃ—તેનાં વિવિધ નામોનો તથા ઉમરનો આપેલ ખ્યાલ–શકપ્રજા સાથે તેને લડવાં પડેલ બે યુદ્ધનાં સ્થાન સાથે આપેલ સમજૂતિ તથા તે બન્નેનો ઠરાવી આપેલ સમય–કારૂરની લડાઈના સ્થાનનો કરેલો નિર્ણય–જે શકપ્રજા (શાહીપ્રજા)નો વિધ્વંસ તેણે કરી નાંખ્યાનું કહેવાય છે તે પ્રજા વિશે આપેલી કેટલીક માહિતી તથા તેના સમયની કરેલી ચર્ચા–પૂર્વજને લાગેલ કલંક ધોઈ નાંખી, કીર્તિને પુનઃ ઉજ્જવળ કરી બતાવી છે તેમાં સમાયલ મુદ્દાનો બતાવેલો મર્મ, તથા તે સાથે રાજકારણનું નિમિત્ત નહોતું તેનું સમજાવેલ રહસ્ય–ગૌતમીપુત્ર વિલિવાયકુરસ, ગૌતમીપુત્ર યજ્ઞશ્રી અને ગૌતમીપુત્ર શાતકરણિ વચ્ચેના ભેદની પરખ તથા તે માટેનાં આપેલ કારણો સહિત દલીલો–દક્ષિણાપથપતિ અને દક્ષિણાપથેશ્વર વચ્ચેનો બતાવેલ તફાવત તથા કયા આંધ્રપતિને તે બન્ને બિરૂદો લાગુ પડે છે તેની આપેલ સમજૂતિ–આંધ્રપતિઓને કલિંગપતિઓ પણ કહેતા તે કયારથી અને શા માટે, તેનું આપેલ વિસ્તૃત વર્ણન–શતવહનવંશી વાસિષ્ઠપુત્ર તરીકે ઓળખાતા રાજાઓસાથે જોડાયલાં લગભગ છ સાત બિરૂદો અને તે દરેકનો સમજાવેલો ભેદ–અમરાવતી પાટનગરનાં સ્થાન અને આયુષ્યનો કરેલો વિવાદ તથા અત્યારસુધી તદ્દન અંધારામાં પડી રહેલ તેની જાહોજલાલીનો આપેલ ચિતાર–ગૌતમીપુત્રે ધારણ કરેલી નીતિનાં કેટલાક રાજસૂત્રો—અંતિમ સમયે તેમણે દીધેલાં દાનની અને કરેલી કૌંસીલ વહીવટની સ્થાપના વિશેની ચર્ચા—

## શતવહન વંશ (ચાલુ)

### (૧૭) ગૌતમીપુત્ર શાતકરણિ ઉર્ફે અરિષ્ટકર્ણ

નં. ૧૫ વાળા સ્વાતિકર્ણ અને તેની ગૌતમીગોત્રી રાણી બળશ્રીના બે પુત્રોમાંનો આ નાનો પુત્ર થતો હતો. પોતાના મોટાભાઈ એવા નં. ૧૬ વાળા દીપકર્ણિએ રાજગાદી છોડી દીધી તે સમયે તેનો પુત્ર કોઈ હૈયાત ન હોવાથી, પોતાની માતાની સલાહપૂર્વક

**ટૂંક પરિચય નામ તથા ઉમર**

તેણે ગાદી સંભાળી લીધી હતી. તેનું રાજ્ય ઈ. સ. પૂ. ૭૨ થી ૪૭ સુધી ૨૫ વર્ષ ચાલ્યાનું નોંધાયું છે. કો. આં. રે. માં પૃ. ૬૬ ઉપર જે આંધ્રપતિનું કોષ્ટક ઉતારાયું છે તેમાં ભગવતપુરાણના આધારે આ રાજાનું નામ અનિષ્ટકર્મન જણાવ્યું છે. અનિષ્ટ એટલે નઈચ્છવા યોગ્ય અને કર્મ એટલે કાર્ય; મતલબ કે, ન ઈચ્છવાયોગ્ય કાર્ય કરનારો તેને કહ્યો છે. એટલે સમજાય છે કે આ રાજા જૈન મતાનુયાયી હોવાથી (જુઓ પુ. ૨, સિક્કા નં. ૭૫) તેને ધર્મદ્વેષના કારણે પુરાણકારોએ આવું નામ કદાચદઈ દીધું હશે. છતાં ન્યાય ખાતર કહેવું પડશે કે યુગપુરાણમાં[1] તેને ઉત્તમ રાજા લેખી તેના શૌર્યની પ્રશંસા કરી છે. એટલે સમજવું રહે છે કે, ભગવતપુરાણના શબ્દો કદાચ ધર્મદ્વેષને લીધે હોય અને યુગપુરાણના તેણે કરેલ કાર્યને અંગે હોય. વળી તેણે શકપ્રજાને હરાવવામાં શકારિ વિક્રમાદિત્યને મદદ કરીને તેના જેટલું જ પરાક્રમ દાખવેલ હોવાથી, શકારિ વિક્રમાદિત્યનો ભેદ બતાવવા, શુદ્રક વિક્રમાદિત્ય (શૂદ્ર વંશમાં થયેલ હોવાથી) નું નામ અમરકોશકારે તેને અર્પ્યું છે (જુઓ પૃ. ૨૦૬). તેમ ભારતકા પ્રાચીન રાજવંશ પુ. ૨, પૃ. ૧૬૯ માં તેને રિકતવર્ણ તથા વિકૃષ્ણુ નામથી ઓળખાવ્યો છે. સંભવ છે કે આ નામો તેના શરીરની ચામડીના રંગને લઈને વપરાયાં હોય. જ્યારે આ રાજાના શિલાલેખ અને સિક્કાઓમાં તો, તેને તેની માતાના ગોત્ર ઉપરથી ગૌતમીપુત્ર શાતકરણિના સામાન્ય નામથી જ ઓળખાવવામાં આવ્યો છે.

તેણે શકપ્રજાને હરાવવામાં શકારિ વિક્રમાદિત્યને મદદ આપી હતી. આ ઉપરથી, શકપ્રજાના હારી ગયા બાદ તે શકનો રાજા, જે નાસી છૂટયો હતો તેણે, પાછું જોઇતું બળ મેળવી આ મદદ કરનાર આંધ્રપતિ ઉપર, વળતો હુમલો વૈર વાળવા કર્યો હતો. તે સમયે આંધ્રપતિના તાબામાં કલિંગદેશ હોવાથી યુગપુરાણમાં તેને "કલિંગપતિ શાત" તરીકે વર્ણવ્યો છે. તે નીચેના શબ્દોથી સ્પષ્ટ થાય છે. (જુઓ પુ. ૪ પૃ. ૨૦ પંક્તિ ૭) "પછી તે ધનનો લોભી ભુંડાઇનો ભરેલો, પાપી મહાબળવાન શકપતિ કલિંગરાજ શાતની ભૂમિનો ભૂખ્યો, કલિંગદેશ પર ચડાઇ કરી જીવ ખોશે. અને ભાલોડાંથી સંગ્રામમાં અંગ વઢાઈ જઇ સર્વે ધીચ, અધમ શકોનો સંહાર વળશે તે નિઃસંશય છે. પછી તે શાંતિમાં ઉત્તમ રાજા, પોતાની સેનાથી પૃથ્વી હસ્તગત કરી દસમું વર્ષ જીવતાં મરણ પામશે." આમાં વર્ણવેલ બનાવ ઈ. સ. પૂ. ૫૭ કે તે બાદ થોડા માસમાં બન્યો હોવાનું નોંધાયું છે. (જુઓ પુ. ૪ શકારિ વિક્રમાદિત્યનું વૃત્તાંત) એટલે તે હિસાબે દસ વર્ષ પછી, ઈ. સ. પૂ. ૪૭ મા આ કલિંગપતિ શાત રાજા અરિષ્ટકર્ણનું મોત શાંતિપૂર્વક થયું છે એમ પૂરવાર થાય છે. વળી નં. ૧૬ વાળો રાણી બળશ્રીનો મોટો પુત્ર હોઇને, આશરે ઈ. સ. પૂ. ૭૫ માં જ્યારે તે ગાદીએ બેઠો ત્યારે તેની ઉમર ૨૫ વર્ષની ગણાઇ છે એટલે આ નાના પુત્રની બે ત્રણ વર્ષ નાની લેખી, તેનો જન્મ ઈ. સ. પૂ. ૯૭ ના અરસામાં નોંધીશું અને તે હિસાબે ઈ. સ. પૂ. ૪૭ માં તેના મરણ સમયે

---

(૧) ગુ. વ. સો. નું બુદ્ધિપ્રકાશ પુ. ૭૬, પૃ. ૮૮; લેખક મરહુમ દિવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવે વ્યાખ્યાન રૂપે આપેલ છે (આ વ્યાખ્યાનનું વાક્ય પુ. ૪, પૃ. ૧૯ ઉપર આપણે ઉતાર્યું છે.) તેમાં પૃ. ૨૦, પંક્તિ ૧૨ "પછી તે શાન્તિમા ઉત્તમ રાજા" વાળા શબ્દો, લખ્યા છે તે અત્ર આપેલ હકીકત સાથે સરખાવો.

તે આશરે ૫૦) વર્ષનો હોવાનું ધારીશું. આ પ્રમાણે તેનાં નામ તથા ઉમર વિશેનો ખ્યાલ સમજી લેવો.

**શક પ્રજા સાથેના યુદ્ધોના સમય**

રાજા ગૌતમીપુત્રને શકપ્રજા સાથે બે વખત યુદ્ધ થયાનું જણાવ્યું છે. એક વખત શકારિ વિક્રમાદિત્યની મદદમાં રહીને અને બીજી વખત સ્વતંત્ર રીતે શકપતિની સાથે, કલિંગની ભૂમિ ઉપર (જુઓ પુ. ૪, પૃ. ૨૦) અથવા તેની નજીકમાં; કે જે લડાઇમાં શકપતિનું મરણ નીપજ્યું છે તથા ધીચ, અધમ, શકપ્રજાનો સંહાર વળી ગયો છે. આ બે યુદ્ધમાંનું કયું પહેલું થવા પામ્યું હતું તે શોધી કઢાય તો, ઇતિહાસની કેટલીક ઘટનાઓ જે તેના રાજ્યવિશે બની હોવાનું મનાયું છે, તે ઉપર સારો જેવો પ્રકાશ પડે છે. રાણી બળશ્રીના લેખ (જુઓ લેખ નં. ૧૩) ઉપરથી સમજાય છે કે તેણે Restored the glory of his fore-fathers & destroyed the sakas=(તેણે) પોતાના પૂર્વજે ગુમાવેલી કીર્તિ પુનઃ સંપાદિત કરી હતી અને શકપ્રજાનો વિધ્વંશ કરી નાંખ્યો હતો. એટલે કે તે લડાઇમાં તેણે શકપ્રજાનો ખોડો કાઢી નાંખ્યો હતો અને તે બાદ શકપ્રજાનું નામ મોટે ભાગે ઇતિહાસમાંથી અદશ્ય થઇ ગયું હતું એમ કહેવાની મતલબ છે. આ હકીકતને, તેણે શકપ્રજા સાથે લડેલા અને ઉપરમાં જણાવેલા બે યુદ્ધની સાથે સરખાવીશું, તો તરત જ સ્પષ્ટ થઇ જશે કે, જે યુદ્ધમાં પુનઃ કીર્તિ સંપાદિત કરેલ છે તે કલિંગની ભૂમિ ઉપર લડાયલ બીજું યુદ્ધ જ હોવું જોઇએ. કારણ કે તેમાં જ શકપતિ પોતે મરણ પામ્યો છે તથા યુગપુરાણમાં કરેલ વર્ણન ઉપરથી એમ પણ જણાય છે કે તે જ યુદ્ધમાં ઘણા શકનો ઘાણ વળી ગયો છે. તથા એક વખત શકપતિ અને તેની શકપ્રજા નાશ પામી જાય ત્યારે જ તે અદશ્ય થઇ ગઇ કહેવાય. એટલે સાબિત થઇ ગયું કે કલિંગની ભૂમિવાળું યુદ્ધ શક પ્રજાના અસ્તિત્વ માટેનું અંતિમ હતું. દલીલની ખાતર એમ કોઇ પ્રશ્ન કરે કે, શકારિ વિક્રમાદિત્ય સાથે ખેલાયલ યુદ્ધમાં પણ અગણિત શકનો ઘાણ વળી ગયો હતો તેથી તે યુદ્ધને જ આપણે તો અંતિમ યુદ્ધ લેખીશું. એ વસ્તુનો સ્વીકાર કર્યાનો અર્થ એમ થયો કે કલિગભૂમિ ઉપરનું યુદ્ધ પહેલું હતું. બીજી બાજુ એમ કહેવું કે કલિંગભૂમિના યુદ્ધમાં શકપતિનું તો મરણ નીપજવા પામ્યું હતું; તો પ્રશ્ન ઉઠશે કે એક વખત મરી ગયા બાદ શકારિ સાથેના બીજા યુદ્ધમાં પાછો શકપતિ આવ્યો કયાંથી ? કાંઇ શકપતિ કે અન્ય કોઇ ઉપરી અમલદાર સિવાય એકલી પ્રજા પોતાના નામે કે જોખમે તો લડયા ન જ કરે. એટલે શકારિ સાથેના યુદ્ધને અંતિમ ધારવાનું મિથ્યા છે. બીજી રીતે પણ તે મુદ્દો પુરવાર કરી શકાય છે. શકપ્રજાના ઇતિહાસ ઉપરથી (પુ. ૪ માં જુઓ) સમજાય છે કે તેઓ ઇરાન તરફથી ઉતરી આવ્યા હતા અને વર્ષાઋતુ બેસી જવાથી થોડા વખત સુધી સૌરાષ્ટ્રમાં સ્થિરતા કરી રહ્યા હતા. પછી ઋતુની અનુકૂળતા થતાં તેમણે યુદ્ધ લડવા માંડયું હતું; હવે જો શકારિ સાથેનું યુદ્ધ છેલ્લું જ ગણવું હોય તો, સ્વાભાવિક રીતે માની લેવુ જ પડશે કે કલિંગભૂમિ ઉપરનું યુદ્ધ પ્રથમ તેઓ લડયા હતા. વિચારો કે સૌરાષ્ટ્રમાંથી નીકળીને પ્રથમ ગુજરાત અને માળવા ઉપર હલ્લો લઇ જવાનું તેમને સુગમ પડે કે, દેશના એક નાકેથી–પશ્ચિમેથી નીકળી બીજે નાકે–પૂર્વે આવી રહેલ કલિંગસુધી પહોંચી જવું સુગમ પડે. વળી ત્રીજો મુદ્દો એ છે કે શકપ્રજા હિંદમાં જે ઉતરી આવી હતી તે માળવપતિએ કરેલ અન્યાયનું નિવારણ કરવા અને કાલિકસૂરિના તેડાવ્યાથી, નહીં કે કલિગપતિએ કરેલા કોઇ અન્યાયથી કે જેનું કાંઇ મૂળે નથી તેમ સંબંધ પણ નથી. આ પ્રકારની ત્રણત્રણ તરફની વસ્તુસ્થિતિ નિહાળતાં ચોક્કસ થાય છે કે, શકારિ વિક્રમાદિત્ય સાથેનું યુદ્ધ પ્રથમ છે અને કલિગભૂમિ ઉપરનું યુદ્ધ તે છેલ્લું છે. પહેલાનો સમય ઇ. સ. પૂ. ૫૭ છે એટલે બીજાનો સમય, તે બાદ થોડા માસે=ઇ. સ. પૂ. ૫૬ નો ઠરાવવો પડશે.

પુ. ૪, પૃ. ૮૨, ટી. ૭૦માં સૂચના કરી છે કે, શકારિ વિક્રમાદિત્ય સાથે શક પ્રજાને જે લડાઈ થઇ

હતી તે સ્થાનનું નામ કારૂર હતું અને આ કારૂર ક્યાં આવ્યું તે સંબંધી અમારા વિચાર

કારૂરનું સ્થાન

પુ, ૫ મા જણાવીશું. અત્ર આપણે શકપ્રજા સાથેનાં યુદ્ધની વાત કરી રહ્યા છીએ. તેમની સાથેનાં બન્ને યુદ્ધ આ ગૌતમીપુત્ર શાતકરણિ લડયો હતો. તેમાંના એકમાં પોતે સ્વતંત્ર રહીને અને બીજામાં શકારિ વિક્રમાદિત્યની સાથે મદદમાં રહીને લડયો હતો. સ્વતંત્ર યુદ્ધ કલિંગ ભૂમિ ઉપર થયું હતું (જુઓ ઉપરનો પારિ.) અને શકારિ સાથે મળીને લડાયલું યુદ્ધ કારૂર મુકામે હતું. આટલે સુધીની હકીકત પુરવાર કરી ગયા છીએ. આ કારૂર ગામ ક્યાં આવ્યું તે જ હવે શોધવું રહે છે.

એટલું નક્કી થઇ ગયું છે કે, આ યુદ્ધમાં લડનાર એક પક્ષે જે શકપ્રજા હતી તેમાં તેમને મદદગાર શાહી રૂષવદાત્તવાળી હિન્દી શકપ્રજા, અથવા તેના સંબંધમાં રહેલા ક્ષહરાટો કે તેવી જ પરદેશી પ્રજાના છૂટાછવાયા અંશો, તેમજ રૂષભદત્તે પોતાના સસરાના રાજ્યકાળ દરમિયાન અજમેર નજીકના પુષ્કર મુકામે જીતેલા ઉત્તમભદ્ર ક્ષત્રિયો ઈ.–આવી ભિન્નભિન્ન પ્રજાનો બનેલો સમુહ હતો. આ સર્વનું સ્થાન–મુખ્ય મથક અવંતિ–ઉજ્જૈન પ્રાંતમાં હતું; જ્યારે બીજા પક્ષે વિક્રમાદિત્ય ગર્દભીલ હતો. પેલી શકપ્રજાના હાથે પોતાના પિતા ગાંધર્વસેનની હાર (જુઓ પુ. ૪ પૃ. ૧૪) થતાં, તે બંધુસહિત દક્ષિણાધિપતિના આશ્રયે જઇ રહ્યો હતો. અવંતિમાંના શકપ્રજાના રાજઅમલના સાત વર્ષ સુધી (ઈ. સ. પૂ. ૬૪થી ૫૭ સુધી) તેઓ દક્ષિણના આંધ્રપતિના આશ્રયે રહી જોઇતી સામગ્રી એકઠી કરી, અવંતિ ઊપર પોતાના પિતાની ગાદી શક પાસેથી પાછી મેળવવા હલ્લો લઇ આવવાના હતા. મતલબ એ થઇ કે, એક પક્ષ અવંતિ તરફ હતો અને બીજો પક્ષ દક્ષિણહિન્દમાં હતો. એટલે જ્યારે આ બે પક્ષ વચ્ચે યુદ્ધ જામે, ત્યારે દેખીતું જ છે કે, તે બેઉના લશ્કરનો ભેટો વચ્ચેના પ્રદેશમાં જ થાય. તેમાં પણ દક્ષિણહિંદવાળો પક્ષ હુમલો કરનાર છે એટલે તે પોતાના સ્થાનથી ઘણો જ આગળ વધી આવેલો માનવો રહે. જ્યારે બચાવપક્ષનો અવંતિવાળો સમુહ બહુ થોડી મજલ કરી આવે, ત્યાંજ દુશ્મનને મળી જતો માનવો રહે. આ સિદ્ધાંત ધ્યાનમાં રાખીને જો કારૂરના સ્થાન વિશે જે સર્વ મંતવ્યો થઈ રહ્યાં છે તેનો વિચાર કરીશું તો, કાંઇક પાકેપાયે નિર્ણય ઉપર આવી શકાશે. આ વિષય પરત્વે પુ. ૪માં અષ્ટમખંડે કેટલીક વિચારણા કરી, કેટલાંક સ્થાનોની અશક્યતા જોઇ લીધી છે એટલે તે છોડી દઇશું. અત્રે તો શક્ય સ્થાનોની જ વિચારણા કરવી રહે છે. તેવાં સ્થાનોમાં એક મંદસોર છે. જો કે તે વિશે પણ પુ. ૪, પૃ. ૭૨, ટી. નં. ૪૨માં જણાવી દીધું છે કે, મંદસોર વર્તમાનકાળના રતલામ શહેર પાસે આવેલું છે, એટલે કે અવંતિની ઉત્તર દિશાએ; જ્યારે આપણે ઉપરના સિદ્ધાંત પ્રમાણે તો લડાઇના સ્થાનની જગા અવંતિની દક્ષિણે આવવી જોઇએ એમ ચોખ્ખું જણાવ્યું છે અને કલ્પના કરતાં સિદ્ધાંત વધારે મજબુત ગણાય છે. માટે મંદસોરનું સ્થાન જે કેવળ કલ્પનાને લીધે ઉભું કર્યું છે તેનો ત્યાગ કરવો પડશે. એટલે હવે કેવળ એક જ સ્થાન વિચારવું રહે છે. એવી સૂચના મળી છે[૨] કે મહુની દક્ષિણે વિંધ્યા પર્વતમાં જ્યાં પુરાણી માહિષ્મતીનગરીનું સ્થાન છે ત્યાં આગળ આ કારૂર આવ્યું હતું. આ સૂચના આપણા સિદ્ધાંતને સર્વ રીતે સંતોષતી માલમ પડે છે એટલે તે આપણે વધાવી લઇશું. આ માહિષ્મતીનું સ્થાન ઘણું કરીને નર્મદા નદીના ઉત્તર કિનારે છે. પછી ત્યાંજ આપણે પણ કારૂરનું સ્થાન ઠરાવવું કે, તાપી નદી અને નર્મદા નદીના વચ્ચેના પાર્વતીય

---

(૨) આધાર મળી આવે તો વધારે સારૂં. તપાસ કરવાને કામ લાગે માટે અહિં નિર્દેશ જ કરી લીધો છે.

'બુદ્ધિપ્રકાશ' પુ. ૮૧, અંક ૧; પુરાણ આધારે એક લેખ રા. ક. મ. મુનશીએ લખ્યો છે તેમાં પંડિત જાયસ્વાલજીના મંતવ્ય પણ ટાંક્યાં છે તથા જણાવ્યું છે કે, આ લડાઇ લાટદેશમાં થઈ હતી.

કથાસરિતસાગર પ્રમાણે પણ કારૂરની લડાઈ લાટદેશમાં થવાનું જણાય છે.

પ્રદેશમાં ઠરાવવું, તે તો માત્ર પંદર વીસ માઇલ આઘે-પાસેનો જ પ્રશ્ન રહે છે. જ્યાં મોટી ને મોટી ભૂલો પણ ચાલી જતી હોય છે અને લાચારીપણે ચલાવી લઇએ છીએ, ત્યાં આટલો નાનો ફેર કાંઈ વિસાતમાં લેખાવો ન જોઇએ. સાર એ થયો કે કારૂરનું સ્થાન જ્યાં નર્મદાનદી બારવાણી સંસ્થાન-માંથી પસાર થાય છે ત્યાં અથવા તેના કિનારાથી થોડે દૂર આવેલું હોવું જોઇએ અને ત્યાં ઈ. સ. પૂ. ૫૭માં આ લડાઈ થઈ હતી.

ઉપરના બે પારામાં શકપ્રજાની સાથેના બન્ને યુદ્ધો; (૧) કારૂર મુકામે ઈ. સ. પૂ. ૫૭માં શકારિ સાથે મદદમાં રહીને અને (૨) બીજું કલિંગભૂમિ ઉપર શકપતિ અને તેના મળતિયા શકપ્રજાના સૈન્ય સાથે ઈ. સ. પૂ. ૫૬માં સ્વતંત્ર રીતે, ગૌતમીપુત્રે લડયા હોવાનું સાબિત થઇ ગયું છે. હવે એક ત્રીજા મુદ્દાની વિચારણા હાથ ધરીશું.

**શાહી વંશનો આણેલો અંત તથા સમય**

નાસિકના શિલાલેખ નં. ૭ (પંચમ પરિચ્છેદે જુઓ)થી આપણને જ્ઞાત થાય છે કે બેન્નાકટકનો સ્વામી ગૌતમીપુત્ર આ વખતે વૈજ્યંતિ જીતીને ત્યાં પોતાના લશ્કર સાથે મુકામ કરી રહ્યો છે. ત્યાંથી ગોવરધન પ્રાંતના પોતાના સૂબાને હુકમ ફરમાવે છે કે રૂષભદત્તે જે દાન આપ્યું હતું તે હવે પોતે આપ્યું છે એમ ફેરફાર સૂચવતી નોંધ કરવી. આનો સમય પોતાના રાજ્યે ૧૮ મું વર્ષ છે એટલે કે ૫૪ ઇ. સ. પૂ.; આ લખાણથી ત્રણ ચાર બાબતનો પાઠ આપણને મળે છે. (૧) ઇ. સ. પૂ. ૫૪માં પોતે બેન્નાકટકનો રાજ-કર્તા હતો. એટલે કે તેની રાજગાદી બેન્નાકટકની અમરાવતી નગરે ઈ. સ. પૂ. ૫૪ની પણ પૂર્વે ક્યારનીયે સ્થપાઇ ગઇ હતી. (૨) પોતે રાજા હતો છતાં લશ્કરની સરદારી લઇને યુદ્ધમાં મેદાને પડતો અને જીત મેળવવામાં સહાયરૂપ થતો. (૩) પોતે વૈજ્યંતિમાં બેઠો છે ને ગોવર્ધન પ્રાંતના સૂબાને હુકમ આપે છે એટલે એમ પણ સાબિત થઈ ગયું કે તે પ્રાંત પણ ઈ. સ. પૂ. ૫૪માં તેની હકુમતમાં તો હતો જ. (૪) પણ રૂષભદત્તે ત્રિરશ્મિ પર્વતના તપસ્વીઓ માટે જે દાન કરેલું હતું તે ફેરવવા જેવી સ્થિતિમાં પોતે તે સમય સુધી આવ્યો નહોતો; જ્યારે કોઇ એવી સ્થિતિ અત્યારે ઉભી થવા પામી હતી કે જેને લીધે તે હવે આવો ફેરફાર કરવા શક્તિવાન બન્યો હતો. અત્ર આપણે આ નં. ૪ વાળી સ્થિતિનો વિચાર કરવાનો છે.

લેખ નં. ૩૧થી ૩૫ સુધી નાસિકના પાંચ શિલા-લેખોથી જાણી શકાયું છે કે રૂષભદત્તે ત્યાં ઈ. સ. પૂ. ૧૧૮થી ૧૧૩ સુધીના પાંચ વર્ષોમાં કાંઇને કાંઈ દાન કર્યું છે. તેમ નહપાણનું વૃત્તાંત લખતાં પૂરવાર કરાયું છે કે આ સ્થાન ઉપર તેની આજ્ઞાથી જ તેનો જમાઇ રૂષભદત્ત ચડાઈ લઈ ગયો હતો ને તે પ્રદેશ જીતી લીધો હતો. એટલે કે આ દાન કરનારમાં નહપાણ અને રૂષભદત્તનાં નામ જોડાયલાં છે. તેમાંનો એક, નહપાણ તો ઈ. સ. પૂ. ૭૪માં મરણ પામી ચૂકયો હતો. એટલે તેના નામની બહુ પરવા કરવા જેવું રહ્યું નહોતું. પરન્તુ રૂષભદત્ત જીવતો હતો. ને જ્યાં સુધી તે જીવતો હોય અને તેના ઉપર જીત ન મેળવી શકાય, ત્યાંસુધી તેનું કરેલું દાન ફેરવવા જેટલો અધિકાર પણ પોતાને કયાંથી હોય, એમ ગૌતમી-પુત્રનું માનવું થતું હોય તે યથાયોગ્ય છે. આ રૂષ-ભદત્ત કે તેનો શાહીવંશ ઈ. સ. પૂ. ૭૪માં નહપાણના મૃત્યુ બાદ, સૌરાષ્ટ્રમાં રાજસત્તા ભોગવતો હતો એમ પુ. ૩ ના દશમા પરિચ્છેદમાં જણાવવામાં આવ્યું છે. તેની સત્તા કડેધડે ઇ. સ. પૂ. ૬૫ સુધી તો સૌરાષ્ટ્રમાં પેલી શકપ્રજા, શકસ્થાનમાંથી આવીને કાલિકસૂરિ સાથે ઉતરી ત્યાંસુધી હતીજ. તે બાદ આ શક-પ્રજાએ અવંતિ જીતી લીધું ને ત્યાં રાજ કરવા માંડયું. તથા છેવટે આ શકપતિ પાસેથી શકારિ વિક્રમાદિત્યે અવંતિનો પ્રદેશ ઇ. સ. પૂ. ૫૭માં જીતી લીધો ત્યાંસુધી પણ, સૌરાષ્ટ્રપતિ તરીકે શાહીવંશ ચાલુ જ હતો. અલબત્ત, રૂષભદત્ત પોતે ગાદીપતિ હતો કે તેનો પુત્ર દેવણક તે પ્રશ્ન જુદો છે. પરન્તુ શાહીવંશ પણ શકપ્રજાનો એક અંશ હોઇને શકપ્રજાનું અસ્તિત્વ હતું એમ કહી શકાય જ. આ

પ્રમાણે એક સ્થિતિ થઇ. જ્યારે ઉપર પૃ. ૨૧૬ નં.૧માં કહી ગયા છીએ કે ઈ. સ. પૂ. ૫૪ની પહેલાં, ગૌતમીપુત્રે પોતાના સૂબાને રૂષભદત્તનું નામ ફેરવી નાખવાનો હુકમ આપ્યો છે. તેમ ત્રીજી બાજુએ એ હકીકત છે કે ગૌતમીપુત્રે શકપ્રજાને કલિંગની ભૂમિ ઉપર ઈ. સ. પૂ. ૫૬માં હરાવી ખલાસ કરી નાખી હતી. મતલબકે આ ત્રણે બનાવો શિલાલેખ આધારે નિર્ધારિત હોવાથી નિશંક જ ગણવાના છે. તેમજ તે સર્વનો સમય ઈ. સ. પૂ. ૫૭ થી ૫૪ સુધીના ૩થી ૩ાા વર્ષના ગાળાનો જ છે. તેમાંયે લેખ નં. ૭ માં જણાવ્યા પ્રમાણે શકપ્રજાનો, સાથે સાથે ક્ષહરાટ અને યવન ઈત્યાદિનો સંહાર પણ વળી ગયો છે. એટલે શકારિ વિક્રમાદિત્યના યુદ્ધને અંગે અને કલિંગભૂમિ ઉપર થયેલ યુદ્ધને અંગે જ, સ્થિતિનો નિર્ણય કરવા આપણે માગતા હોઈએ તો, ઈ. સ પૂ. ૫૬માં જ શક પ્રજાનો અંત આવી ગયો ગણવો પડશે. પરન્તુ નાસિકના શિલાલેખમાંની હકીકતને પણ, સુઘટિત રીતે સાંધવા માંગતા હોઇએ તો, રૂષભદત્તનું નામ જ્યારે ઈ. સ. પૂ. ૫૪ સુધી નાબુદ નથી જ થયું, ત્યારે તેનો વંશ કે તે પોતે ત્યાં સુધી જીવતો છે, એમ ગણીને શાહી વંશની સત્તાનો અંત ઇ. સ. પૂ. ૫૪ માં આવ્યાનું એક વિકલ્પ તરીકે આપણે માની લેવું રહે છે. જો કે પુ. ૩, પૃ. ૩૬૦ અને ૩૭૨ માં આપણે કહ્યું છે કે રૂષભદત્તનું મરણ ઈ. સ. પૂ. ૫૮માં થયું હતું. અને તે બાદ દેવણકની સત્તા જામી હતી તથા તેનું મરણ ઈ. સ. પૂ. ૫૨માં થતાં તે શાહીવંશનો અંત આવી ગયો હતો. એટલે આ પ્રમાણે ત્યાં હવે સુધારો કરવો રહે છે.

લેખ નં. ૧૩ માં શતવાહન વંશની કીર્તિને ગાતમીપુત્રે પુનઃ ઉજ્જવળ કર્યાનો જે ઉલ્લેખ છે તેને વિદ્વાનોએ એમ ઘટાવ્યો છે કે, નહપાણના સમયે રૂષભદત્તે તથા પ્રધાન અયમે તે વખતના શાતકરણિને હરાવીને નાસિક અને તેની આસપાસનો મુલક જીતી લીધો હતો. તેમજ તે પ્રદેશમાં આવેલું પાટનગર પૈઠણ ખાલી કરી જવાની તેમને ફરજ પાડી હતી.

**કલંક કે ઉજવળતાને ગાદી સાથે સંબંધ નથી**

એટલે આ પ્રસંગ શાતવહન વંશને કલંક સમાન હતો. પણ તે બાદ રાણી બળશ્રીના પુત્ર ગૌતમીપુત્ર શાતકરણીએ ક્ષહરાટ અને શકપ્રજાનું નિકંદન કાઢી નાંખી, જુના પૈઠણને સમરાવીને નવું નગર બનાવી, પોતે રાજગાદી પાછી ત્યાં લાવ્યો હતો. આ બન્ને કાર્યને તે વંશની ગયેલી કીર્તિ પુનર્જીવિત કર્યા સમાન ગણ્યું છે. આ બન્ને પ્રસંગો કેટલેક અંશે સત્ય છે છતાં, તે સાથેનાં કારણો તો કાલ્પનિક જોડી કઢાયલ સમજાય છે.

નં. ૧૨ અને ૧૩ના જીવન વિશે લખતાં આપણે બતાવી ગયા છીએ કે હાર જે ખાવી પડી છે તે કલંક તો છે જ, પરન્તુ તે સમયે તેમને ત્યાંથી ગાદીનું સ્થાન ફેરવવું પડયું નથી. કેમકે તે પૂર્વે કેટલાંય વર્ષોથી પાટનગર તો અમરાવતીમાં લઇ જવામાં આવ્યું હતું. એટલે જે કલંક સમાન હતું, તે તો તેમના પવિત્ર તીર્થસ્થાનો ગુમાવવાં પડયાં હતાં તેને લીધે હતું. મતલબ કે તે લાગેલ કલંકના કારણરૂપ રાજકીય તત્ત્વ કરતાં ધાર્મિક તત્ત્વ હતું. જ્યારે કીર્તિને પાછી ઉજ્જવળ બનાવવાના કારણમાં, જે પ્રજાના હાથે મૂળમાં માર ખાવો પડયો હતો, તે જ પ્રજાને હરાવીને નિર્મૂળ કરી નાખવામાં આવી હતી, તેટલે અંશે બરાબર છે. પરન્તુ તે થયેલ જીતના પરિણામે રાજપાટ પુનઃ તે પ્રદેશમાં લાવવામાં આવ્યું હતું તે વાસ્તવિક નથી. તે અનેક દ્રષ્ટાંતથી સાબિત કરી શકાય છે. (૧) પ્રથમ તો જ્યાં રાજપાટ ખસેડવું જ પડયું નથી ત્યાં પાછું તે સ્થાને લાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. (૨) લેખ નં.૧૩માં 'નવન્રસ્વામી' લખેલ છે. તે સ્થાને 'નવનગર' બનાવીને જે અર્થ બેસારવો પડયો છે તે અર્થ જ, એક વખત પૂર્વે કરેલ ભૂલને સાચી ઠરાવવા માટે કલ્પનાથી ઉપજાવી કાઢવો પડેલ છે. આ હકીકત આપણે તે લેખનું વર્ણન કરતાં સંપૂર્ણપણે સમજાવી છે. (૩) તે પ્રદેશના અનેક સ્થાને, રૂષભદત્ત તેમજ શાતવાહન વંશવાળાએ, જે પ્રકારનાં દાનો આપ્યાં છે તે નોંધ ઉપરથી, શંકારહિત તેમજ તદ્દન સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે, તેને રાજકારણ સાથે અંશ માત્ર પણ સંબંધ નથી. કેવળ ધાર્મિક હેતુ જ તે પાછળ સમાયેલો છે. (૪)

વળી ૠષભદત્તે જીત મેળવી છે તે અગાઉ, જેમ કેટલાય સમયથી તે દેશમાં ગાદી ફેરવવામાં આવી છે, તેમ ૠષભદત્તના પક્ષ ઉપર સામી જીત મેળવ્યા બાદ કેટલાય વર્ષોસુધી રાજનગર તે પ્રદેશમાં લાવવામાં જ આવ્યું નથી. એટલે રાજપાટને ખસેડવાને અને ફરી લાવવાના પ્રસંગને તે હારજીતની સાથે કોઈ પણ પ્રકારે લાગતું વળગતું જ નથી. (૫) તેમજ જે પ્રદેશનો વિસ્તાર શાતવાહનવંશને ઈ. સ. પૂ. ૧૧૪ ની આસપાસમાં ગુમાવવો પડયો છે, તે તો તેમણે ઈ. સ પૂ. ૫૭ થી ૫૪ સુધીમાં આ પ્રજા ઉપર જીત મેળવી, તે પૂર્વે જ પાછો મેળવી લીધો હતો. કેમકે જ્યારે ઇ. સ. પૂ. ૫૭ માં ગૌતમીપુત્ર શાતકરણિ પોતે, લશ્કરને લઇને શકારિ વિક્રમાદિત્યની મદદમાં કારૂર મુકામે થયેલ યુદ્ધ લડવા માટે નીકળ્યો છે, ત્યારે નાસિકવાળા પ્રદેશમાં થઇને જ તેને પસાર થયાનું સમજવું રહે છે. અને જો તે પોતાને તાબે ન હોય તો શું વિના હરકતે તેમાંથી નીકળી શકે ખરો ? તેથી પુરવાર થાય છે કે, ગુમાવેલ પ્રદેશ તો શાતવાહનવંશીઓએ કયારનો મેળવી લીધો હતો જ. એટલે તે પ્રદેશની ખોટ કે પુનઃ પ્રાપ્તિને પણ કલંક કે યશની નિર્મળતા સાથે સંબધ નથી.

આ પ્રકારના વિધવિધ ખુલાસાથી હવે વાચકને ખાત્રી થઇ હશે કે જે પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાનું સમજાઇ રહ્યું છે તથા સમજાવવામાં આવ્યા કરે છે તે પ્રમાણે છે જ નહીં. તેનું સ્વરૂપ તદ્દન જુદું જ છે.

**ગૌતમીપુત્ર વિલિવાયકુરસ અને ગૌતમીપુત્ર શાતકરણિ એક કે ભિન્નભિન્ન**

પંચમ પરિચ્છેદે, શિલાલેખ નં. ૫-૬ (કન્હેરી)નું વિવેચન જોતાં માલૂમ પડે છે કે કો. આં. રે. પુસ્તકના કર્તા ડૉ. રેપ્સન સાહેબને પ્રથમ નજરે, ગૌતમીપુત્ર યજ્ઞશ્રી વિલિવાયકુરસ અને નહપાણના મહોરા ઉપર ફરીને છાપ પાડનાર પેલો ગૌતમીપુત્ર શાતકરણિ બન્ને એક જ હોવા વિશે શંકા ઉભી થઈ છે એમ જાહેર કર્યું છે. પરંતુ તેમણે પોતાના પુસ્તકમાં જ પૃ. ૨૯ પારિ ૩૮-૩૯ માં ( નાસિક શિલાલેખ નં. ૭, પૃ. ૪૭નો હવાલો આપી ) ગૌતમીપુત્ર વિલિવાયકુરસને ઉદ્દેશીને જણાવ્યું છે કે "The edict is to the effect that a certain field upto the present time in the possession of Ṛsabhadatt shall be secured etc......અદ્યાપિ જે ૠષભદત્તના નામ ઉપર હતું તે હવેથી (બીજાને નામે) લઈ લેવાની મતલબ દર્શાવતી હકીકત લેખમાં છે." એટલે આ પાછળના વાકયથી સમજાય છે કે તે બન્ને ગૌતમીપુત્રને તેમણે એક માની લીધા છે. આ બન્ને કથનમાં આપણને જો કે થોડોક ફેરફાર તો દેખાય છે પરંતુ તેમણે નિશ્ચયપણે કાંઇ જણાવેલ નહીં હોવાથી તે ઉપર આપણે બહુ નુકતેચેની કરવા જેવું રહેતું નથી. હવે આપણે સ્વતંત્ર હકીકત કે અન્ય પુરાવાથી તપાસી જોઈએ કે તે બન્ને વ્યક્તિઓ એક જ છે કે ભિન્ન ભિન્ન છે. અમારા મત પ્રમાણે તે બન્ને ભિન્ન જ લેખવી રહે છે કારણ કે (૧) એકને ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ કહેવાય છે જ્યારે બીજાને ગૌતમીપુત્ર શાતકરણિ એવા સાદા નામથી જ સંબોધાય છે. એટલે કે નામમાં જ પ્રથમ દરજ્જે તો ફેર છે. (૨) યજ્ઞશ્રી શાતકરણિના કોઈ પણ સિક્કામાં (જુઓ સિક્કા નં. ૬૪, ૬૯) ચહેરો કોતરાયલો નથી કેવળ અક્ષરો જ લખેલ છે. જ્યારે ગૌતમીપુત્ર શાતકરણિના સિક્કામાં (જુઓ સિક્કા નં. ૭૫) ચહેરો છે, તેમ અક્ષરો પણ છે. એટલે પુ. ૨, પૃ. ૫૪ માં જણાવ્યા પ્રમાણે યજ્ઞશ્રીનો સમય, પાશ્ચાત્ય પ્રજા સાથે આર્ય પ્રજા સંસર્ગમાં આવી તે પહેલાનો ઠરે છે જ્યારે ગૌતમીપુત્ર શાતકરણિનો સંસર્ગમાં આવ્યા પછીનો ઠરે છે. અને તેમ ઠરતાં બને શાતકરણિના સમયની વચ્ચે પણ ઘણો અંતર પડી જશે. (૩) નં. ૨ માં જણાવ્યા પ્રમાણે ગૌતમીપુત્ર શાતકરણિનો સમય પાશ્ચાત્ય પ્રજાની સાથે સંસર્ગમાં આવ્યા પછીનો જે ઠરે છે તેની સાબિતી પણ આપણને તેમના સિક્કાચિત્રોમાંથી ઉપલબ્ધ થાય છે; કેમકે નહપાણના ચહેરા ઉપર ગૌતમીપુત્રે[3] પોતાની

(૩) જ. બો. બ્રૅ. રો. એ. સો. ૧૯૨૭, પુ. ૩, પૃ. ૭૩ તથા અ. હિં. ઈ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૧; (Nahapan coins were restruck by Gautamiputra=નહપાણના સિક્કા ઉપર ગૌતમીપુત્રે ફરીને છાપ મરાવી છે.)

છાપ પડાવી છે. તેમ શિલાલેખમાંથી પણ તેજ સ્થિતિ પુરવાર થઈ જાય છે. કેમકે નહપાણના-સમકાલીન રૂષભદત્તે આપેલું દાન (જુઓ લેખ નં ૭) તે પોતાના નામે ફેરવવાની આજ્ઞા ફરમાવે છે; જેથી સૂચીત થાય છે કે પોતે રૂષભદત્તની પાછળ થયો છે. એટલે કે નહપાણ પ્રથમ થયો છે અને પછી ગૌતમીપુત્ર થયો છે; જ્યારે ગૌતમીપુત્ર યજ્ઞશ્રી નહપાણની પૂર્વે થયો છે, (૪) એકમાં ચહેરા જેવું કાંઇ જ નથી જ્યારે બીજામાં નહપાણનો ચહેરો હતો અને તે ઉપર ગૌતમીપુત્ર શાતકરણિના અક્ષરો લખાયા છે. (૫)એકમાં તીર કામઠા જેવાં ચિહ્નો છે જે, આ શાતવાહનવંશી આદિના રાજાઓના સિક્કાચિહ્નો જેવાં ગણાયાં છે એટલે તે પ્રાચીન સમયનાં છે, જ્યારે બીજામાં ચહેરો પાડેલ છે જે અર્વાચીન પદ્ધતિની નિશાની રૂપ ગણાય છે. (૬) એકના સિક્કામાં ઉજ્જૈનનું ચિન્હ જ નથી, જ્યારે બીજામાં તે પ્રથમ નજરે ચડી આવે તેવી રીતે કોતરાયલું છે. આવાં આવાં અનેક પ્રમાણોથી જોઈ શકાય છે કે તે બન્ને નામો જુદી જુદી વ્યક્તિનાંજ સંભવે છે.

બંને ગૌતમીપુત્ર ભિન્ન ભિન્ન સાબિત થયા પછી હવે તેમના સમયનો વિચાર કરીએ. પ્રથમ ગૌતમીપુત્ર શાતકરણિનો સમય વિચારી લઇએ. નાસિક શિલાલેખ નં. ૭ થી સ્પષ્ટપણે અને શંકારહીત સાબિત થઈ જાય છે કે તે, નહપાણ અને રૂષભદત્તની પાછળ થયો છે. વળી જ્યારે નહપાણના ચહેરાવાળા સિક્કા ઉપર તેનું પોતાનું નામ પડાવ્યું છે ત્યારે સિક્કાલેખથી પણ તે હકીકત સિદ્ધ થઈ ગઇ લેખાય જ. પરન્તુ નહપાણથી તરત પાછળ તેનો સમય છે કે થોડા કાળે છે તે, ઉપરની હકીકતથી પુરવાર થયું ન ગણાય. જો કે કો. આં. રે. પૃ. ૪૮માં[૪] "There can be little doubt in any case, that it indicates recent transfer of the Government in the Nasik dist. from the Ksaharatas to the Andhras=કોઇપણ રીતે શંકારહિત છે કે, નાસિક જીલ્લા ઉપરની હકુમત હવેથી (આ ફરમાન કાઢયું ત્યારથી જેનો સમય આપણે ઈ. સ. પૂ. ૫૪ ઠરાવી આપ્યો છે. જુઓ ઉપરમાં પૃ. ૨૧૬, નં. ૧ વાળો પાઠ) ક્ષહરાટોના હાથમાંથી નીકળીને આંધ્રના હાથમાં આવી છે." આ પ્રમાણેના કથનથી તેમનું મંતવ્ય.એમ થતું જણાય છે કે ક્ષહરાટ પ્રજાના હાથમાંથી તરત જ તે ભૂમિ આંધ્રપ્રજાના હાથમાં આવી ગઇ હતી. જ્યારે જ. બો. બ્રૅં. રો. એ. સો. ના મત પ્રમાણે[૫] તો "This proves conclusively that Nahapan and Gautamiputra were not contemporaries but were separated by a very long perid=આ ઉપરથી છેવટે ફલિત થાય છે કે નહપાણ અને ગૌતમીપુત્ર સહસમયી તો નહોતા જ પરન્તુ તે બંને વચ્ચે ઘણા લાંબા કાળનું અંતર પડી ગયું હતું." આ લેખકે ગૌતમીપુત્રનો સમય ઇ. સ. ૭૮ ગણાવ્યો છે. એટલે કે તેમના મંતવ્ય પ્રમાણે લગભગ દોઢસો વર્ષનું અંતર કલ્પાયું છે. આ પ્રમાણે એક પક્ષની માન્યતાથી નહપાણ અને ગૌતમીપુત્રને લગભગ સમકાલીનપણે લેખાવાય છે જ્યારે બીજા પક્ષની માન્યતામાં દોઢસો વર્ષનો આંતરો બતાવાય છે. એમાંથી પાછળના પક્ષની માન્યતા ઉપર વિચાર કરતાં દેખાય છે કે તેને બહુ માન્ય રાખી શકાશે નહીં, કેમકે દોઢસો વર્ષ જેટલા સમયમાં કેટલાય રાજાનો રાજઅમલ ચાલી ગયો હોય અને તેટલા સમય સુધી નહપાણના મહોરવાળા સિક્કાઓ વપરાશમાં રહેવા પામ્યા પણ ન હોય,કે જેથી તેના ઉપર ગૌતમીપુત્ર પોતાનું મહોરૂં પડાવી શકે. આ માન્યતા બંધબેસતી થતી નથી લાગતી સિવાય કે, ભવિષ્યમાં અમુક પ્રમાણે બનવાનું છે માટે નહપાણના સિક્કા જાણી જોઈને અમુક વખત સુધી સંગ્રહિત કરી રાખ્યા હોય. તેમ બનવું અસંભવિત છે. આ સ્થિતિ જોતાં, બીજા પક્ષની માન્યતા કરતાં, પહેલાં પક્ષની

(૪) જુઓ પંચમ પરિચ્છેદે લેખ નં. ૭ ની હકીકત તથા તેની ટીકાઓ.

(૫) જુઓ નવી આવૃત્તિ પુ. ૩, પૃ. ૬૫.

માન્યતા તરફ વધારે પસંદગી ઉતરતી ગણાય. છતાં સમયની ચોખવટ તો તેમાંથી પણ તારવી શકાતી નથી જ. પરંતુ હવે આપણને જ્યારે બંનેના સમયની પૂરેપૂરી અને નિશ્ચયપણે જાણ થઈ ગઈ છે, ત્યારે કહી શકીએ છીએ કે નહપાણનું શાસન ઈ. સ. પૂ. ૧૧૪ થી ૭૪=૪૦ વર્ષનું હતું અને તેમાં પણ તેનો સિક્કો આ પ્રદેશમાં જો મોડામાં મોડો ચલણમાં મૂકાયો હોય તો પણ તેનો સમય ઇ. સ. પૂ. ૭૪નો કહેવો પડે; જ્યારે ગૌતમીપુત્રે આ પ્રાંત ઉપર ઇ. સ. પૂ. ૫૭ પહેલાં જીત મેળવી હતી. એટલે જો વહેલામાં વહેલો પોતાનો ચહેરો પડાવ્યો હોય તો પણ તેની સાલ ઈ. સ. પૂ. ૫૭ની હોઈ શકે. જેથી આવી એવડી છાપવાળા સિક્કાઓનો આંતરો ઓછામાં ઓછો ૭૪-૫૭=૧૭ વર્ષનો અને વધારેમાં વધારે ૧૧૪ (નહપાણના રાજ્યાભિષેકથી)-૪૭ (ગૌતમીપુત્રના મરણ સુધીનો)=૬૭ વર્ષનો કહી શકાય. આ બન્ને રાજવીના સિક્કાના સમય પરત્વેના વિચારણાનો પ્રસંગ ઉપસ્થિત થતા, એક આડપ્રશ્ન રૂપે ઉપરની ચર્ચા કરી નાંખી છે. પરંતુ ખરો પ્રશ્ન તો ગૌતમીપુત્ર શાતકરણીના સમયને લગતો જ હતો, જેનો રાજ્યકાળ આપણે (દ્વિતીય પરિચ્છેદે જુઓ) ઈ. સ. પૂ. ૭૨થી ૪૭=૨૫ વર્ષનો ઠરાવ્યો છે.

હવે ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો સમય વિચારીએ. જે નામાવળી પરિચ્છેદ બીજામાં ઉભી કરી બતાવી છે તે ઉપરથી નં. ૨ અને નં. ૨૬ વાળાઓ આ નામે ઓળખાવવાનો હક્ક ધરાવતા કહી શકાય. પરન્તુ ગૌતમીપુત્ર શાતકરણિ નં. ૧૭ વાળાની સરખામણીમાં જે યજ્ઞશ્રીની વિચારણા કરવાની હોય, તે તો તેના પૂર્વે થયેલાની જ હોય, એટલે નં. ૨૬ ને આપણે બાદ કરવો પડશે. પછી તો માત્ર નં. ૨ વાળો જ રહ્યો અને તેનો સમય ઈ. સ. પૂ. ૪૧૪-૩૮૧ નો છે. એટલે આ બન્ને ગૌતમીપુત્ર (નં. ૨ અને ૧૭ વાળા)ની વચ્ચેનું અંતર લગભગ ચાર સદી જેટલું પડી ગયાનુ કહી શકાશે.

આ ઉપરથી સિદ્ધ થઇ ગયું કે શિલાલેખ નં. ૫, ૬, અને ૭ માં નિર્દિષ્ટ થયેલ અને રાણી બળશ્રીના પુત્ર તરીકે પ્રખ્યાતિ પામેલ ગૌતમીપુત્ર શાતકરણિ, અને ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ તે બન્ને જૂદી જ વ્યક્તિઓ છે; એટલું જ નહીં પણ તે બંને વચ્ચેનું અંતર લગભગ ચાર સદી જેટલું પડી ગયું છે. એટલે તેઓ બહુ નજીકના પણ ન ગણી શકાય કે, જેથી અશોક અને પ્રિયદર્શિનના કિસ્સામાં જેમ બન્યું છે તેમ તેમને અરસપરસ એકબીજાના સ્થાને ભૂલથી ગોઠવાવી દેવામાં આવે.

એક બીજી વસ્તુસ્થિતિ વિચારવી રહે છે. ઉપરમાં તો યજ્ઞશ્રી ગૌતમીપુત્રની વિચારણા શિલાલેખને આધારે જ આપણે કરી છે. પરંતુ પુ. ૨ માં સિક્કાચિત્રો નં. ૬૪-૬૫ના અધિકારે આપેલ વર્ણનથી એમ સમજાય છે કે નં. ૬ વાળો આંધ્રપતિ પણ યજ્ઞશ્રીના નામે ઓળખાતો હતો. જો કે તેના નામનો કોઈ શિલાલેખ મળી આવતો નથી એટલે તે પ્રમાણમાં તે અચોક્કસ કહી શકાય. છતાં યે સિક્કામાં જ્યારે સ્પષ્ટપણે નામ લખાયું છે અને અન્ય પ્રાસંગિક હકીકતને લીધે તેને નં. ૬ વાળો ઠરાવવો પડે છે ત્યારે, તે કબુલ રાખી તેના સમય વિશે વિચાર કરી લેવો રહે છે. તેનો સમય ઈ. સ. પૂ. ૨૯૯-૨૮૧=૧૮ વર્ષનો એટલે નં. ૨ પછી એક સદી પછીનો ગણાશે અને તે હિસાબે બે વચ્ચેનું અંતર ચાર સદીને બદલે ત્રણ સદીનું લેખાશે. પરંતુ તેથી કરીને જે સાર ઉપરમાં આપણે દોરી કાઢયો છે તેમાં કાંઇ ન્યૂનાધિક થતું નથી જ.

**દક્ષિણાપથપતિ અને દક્ષિણાપથેશ્વરનો ભેદ**

ગૌતમગોત્રી રાણી બળશ્રીએ પોતાના પુત્ર નં. ૧૭વાળા શાતકરણિની અને પૌત્ર નં. ૧૮વાળા વાસિષ્ઠપુત્ર પુલુમાવી શાતકરણિની ઓળખ આપતા જે અનેક શિલાલેખો આપણને સ્મૃતિના વારસા તરીકે આપ્યા છે તેમાં નં. ૭ નાસિકનો વધારે ઉપયોગી હોવાથી તેમાં આપેલ વૃત્તાંતની મદદ લઇને આ પારિગ્રાફમાં વિવેચન કરવા માંગીએ છીએ. નં. ૭માં પોતાના પુત્રને દક્ષિણાપથપતિ અને નં. ૧૩માં પોતાના પૌત્રને દક્ષિણાપથેશ્વર કહીને સંબોધ્યા છે. બન્ને લેખો પ્રત્યેકના રાજ્યે ૧૮મા વર્ષે કોતરાવેલા

હોઈને બન્નેના સમય વચ્ચે નં. ૧૭ના રાજ્યકાળ જેટલું અંતર છે. એટલે તેનો હિસાબ કરીને નં. ૭ના લેખનો વખત ઈ. સ. પૂ. ૫૩ અને નં. ૧૩ના લેખનો ઈ. સ. પૂ. ૨૮ આપણે નોંધ્યો છે. અત્ર તે બંનેના બિરૂદ વચ્ચે શું તફાવત છે તેની ચર્ચા કરીશું.

નં. ૧૭ વાળો અનેક દેશોનો સ્વામી હતો. તેનાં નામની એક મોટી હારમાળા આપવા ઉપરાંત તેમાં આવતા અનેક પર્વતનાં નામોની પણ અલગાર રાણીશ્રીએ આપી છે. જેથી ઉપર ટપકે જોનારને તો એવો જ ખ્યાલ આવી જાય છે કે અહો, આ રાજાને તાબે કેટલી યે પૃથ્વીનો વિસ્તાર હશે. જ્યારે નં. ૧૮ને લગતાં વર્ણનમાં રાણીશ્રીએ કોઈ પ્રદેશ કે પર્વતનાં નામ પણ આપ્યાં નથી, તેમ કોઈ પ્રકારનું લાંબું લાંબું વિવેચન પણ કર્યું નથી. માત્ર તેને દક્ષિણાપથેશ્વર કહીને ઉપદેશ્યો છે. બન્ને બિરૂદનો અંગ્રેજીમાં અનુવાદ કરતાં "Lord of the Deccan" તરીકે ડૉ. રેપ્સને તેમને જણાવ્યા છે તથા તે બાબતનો પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં કહ્યું છે કે[૬] "It is significant that in this inscription the territorial title which Gautamiputra won by his conquests are not inherited by his son, who is simply styled " Lord of the Deccan " (Daksinapathesvara)=ખાસ નોંધવા લાયક છે કે, પોતે મેળવેલ જીતને લીધે ગૌતમીપુત્રે જે પ્રદેશોને લગતાં ઉપનામો-બિરૂદો પ્રાપ્ત કર્યા હતાં તે, આ શિલાલેખમાં તેના પુત્રને લગાડવામાં આવ્યાં નથી; તેને તો માત્ર દક્ષિણાપથેશ્વર જ કહીને સંબોધ્યો છે." એટલે કે તેમની માન્યતા પ્રમાણે દક્ષિણાપથેશ્વર નાનો હોદ્દો છે જ્યારે દક્ષિણાપથપતિ મોટો છે અથવા બહુ બહુ તો કદાચ સરખા દરજ્જે બંને હોય, પરંતુ દક્ષિણાપથેશ્વરનો દરજ્જો મોટો હોય એમ તો તેમનું માનવું જરાયે થતું નથી જ.

આવો નિર્ણય-અભિપ્રાય શા માટે તેમને આપવો પડયો હશે તે આપણે કહી શકીએ તેમ નથી; તે બેના અર્થ વચ્ચે શું મર્મ છે એવું તેમના જેવા વિદ્વાન સમજી ન શકે, તેમ પણ ન કહી શકાય. પરંતુ તેમણે લખેલ શબ્દો જરા બારીકાઈથી અને વિચારપૂર્વક વાંચીએ છીએ તો "territorial titles= પ્રાદેશિક ખિતાબો-હોદ્દાઓ"ને લીધે તેઓશ્રી પોતાનો અનુમાન દોરવાને લલચાયા હોય એમ દેખાઈ આવે છે. જો કે તે બાબતમાં પાછા પોતાના વિચારો જણાવતાં લખે છે કે, while the place name in the inscription thus merely record the conquests of Gautamiputra and in no way represent the extent of his empire=જો કે લેખમાનાં સ્થળોનાં નામો ઉપરથી ગૌતમીપુત્રે મેળવેલ જીતોની નોંધ નીકળે છે અને તે ઉપરથી કોઇ પણ રીતે તેના સામ્રાજ્યનું માપ નીકળી શકતું નથી. એટલે કે તેમણે પ્રાદેશિક વિસ્તારનો ખ્યાલ પણ રાખેલ છે જ. છતાં ત્યારે આવા શબ્દ કેમ ઉચ્ચારવા પડયા છે ! દેખાય છે કે 'conquest=જીત' શબ્દને લીધે આ બધી ભાંજગડ ઉભી થઈ લાગે છે. મૂળલેખમાં કયાંય 'જીત' શબ્દ લખ્યો જ નથી. ત્યાંતો માત્ર 'સ્વામી'જ લખેલ છે એટલે કે તે પ્રદેશનો તે માલિક હતો. ખાસ હકીકત નીચેના પારિગ્રાફમાં પૂરવાર કરી દેખાડી છે.[૭] તે પ્રદેશ પોતે જીત્યા નહોતા, પણ તેને વારસામાં મળ્યા હતા. માત્ર જે તેણે મહત્વનું કાર્ય કરી બતાવ્યું હતું તે, શક અને ક્ષહરાટોને હરાવી કરીને, પોતાના પૂર્વજોની આબરૂને લાગેલ કલંક ધોઇ નાખ્યું હતું તે જ; અને તેટલું સ્મારક જાળવી રાખવા પૂરતો જ શિલાલેખનો હેતુ છે. હવે આ ઉપરથી સમજાશે કે, ગૌતમીપુત્રને શા માટે દક્ષિણાપથપતિ તરીકે બળશ્રીએ ઓળખાવ્યો છે. જ્યારે તેના પૌત્ર વાસિષ્ઠપુત્ર પુલુમાવીએ તો પોતાને જે પૃથ્વી ઉત્તરોત્તર પૂર્વજો

(૬) જુઓ પંચમ પરિચ્છેદ લેખ નં. ૧૩.

(૭) વળી નં. ૧૮માંના રાજ્યવિસ્તારમાં આ બાબત સમજાવવામાં આવશે.

તરફથી-અહીં કહો કે નં. ૧૭વાળા ગૌતમીપુત્ર તરફથી-વારસામાં મળી હતી, તેમાં સ્વપરાક્રમથી જીતી લઈ ઉમેરો કર્યો હતો. તે એટલે સુધી કે દક્ષિણહિંદનો જે કેટલોક ભાગ અત્યાર સુધી કોઈ આંધ્રપતિને તાબે આવ્યો નહોતો તે પણ જીતી લીધો હતો અને તે ઉપરાંત સિંહલદ્વીપ પણ મેળવી લઈ ત્યાં પોતાનો ઝંડો ફરકાવ્યો હતો. તેથી જ તેણીએ પોતાના પૌત્રને દક્ષિણાપથેશ્વર કહીને સંબોધ્યો છે. એટલે આપણે પંચમ પરિચ્છેદે લેખ નં. ૧૩ની હકીકતમાં જે જણાવ્યું છે કે "આ બે શબ્દોમાં દક્ષિણાપથ સામાન્ય શબ્દ છે. ઉપરાંત એકમાં પતિ અને બીજામાં ઈશ્વર શબ્દ સમાસરૂપે જોડયા છે. પતિ શબ્દથી કેવળ સ્વામિત્વ જ સૂચવાય છે, જ્યારે ઈશ્વર શબ્દથી માલિકી, મોટાઈ, ચઢિયાતા-પણું બતાવવા ઉપરાંત, પૂજ્યભાવ પણ દર્શાવાય છે. મતલબ કે દક્ષિણાપથપતિ કરતાં દક્ષિણાપથેશ્વરનો હોદ્દો ઘણા પ્રકારે ચઢિયાતો છે." તે સર્વ કથન બરાબર છે એમ આ ઉપરથી સમજી લેવું.

**કલિંગ દેશ પણ આંધ્રપતિને તાબે હતો**

સામાન્ય રીતે એવો જ ખ્યાલ બંધાઈ ગયો છે કે, આંધ્રપતિ કે શાતવાહન વંશની સત્તા પશ્ચિમ હિન્દના દરિયા કિનારે, બહુબહુ તો ગોદાવરી નદીના મુખ પાસે આવીને અટકી જતી હતી. તેની ઉત્તરે એટલે કે જે ભૂમિને વર્તમાનકાળે મદ્રાસ ઇલાકાનો ગંજામ જીલ્લો અને ઉત્તરસરકાર તરીકે ઓળખાવાય છે તે તો અન્ય રાજાની હકુમતનો પ્રદેશ જ ગણાતો. જ્યારે મદ્રાસ ઇલાકાના આ ભાગને પણ બકાત રખાય છે ત્યારે તેની યે ઉત્તરે આવેલ ઓરિસ્સા પ્રાંતની હદ તો આપોઆપ તેમાંથી બાદ તરીકે જ રખાતી ગણાય, પરંતુ વાસ્તવિકપણે તેમ હતું જ નહીં. નં. ૪, ૫ અને ૬ઠ્ઠા આંધ્રપતિના વૃત્તાંતે પૂરવાર કરી ગયા છીએ કે આ બધી જમીન તેમના કબજામાં હતી. તેમજ નં. ૬ના સમયે સમ્રાટ પ્રિયદર્શિને તે સમયના આંધ્રપતિ ઉપર જીત મેળવી[૮], પોતાનું ખંડિયાપણું કબૂલ કરાવીને તેને પુનઃસ્થાપિત કર્યો હતો. છઠ્ઠા પછી સાતમાનો રાજઅમલ આવ્યો. તેને પણ પોતાના રાજઅમલના લગભગ પોણા ભાગ સુધી, તે ને તે સ્થિતિમાં પસાર કરવો પડયો હતો; પરન્તુ જેવું પ્રિયદર્શિનનું મરણ થયું કે તરત તેણે ખંડિયાપણું ફગાવી દઈ સ્વતંત્રાધિકાર જમાવી પાડયો છે. ત્યારથી તે સ્વતંત્ર કલિંગપતિ કહેવરા-વાયો છે. આ સમયથી માંડીને નં. ૧૭ સુધીના આંધ્ર-પતિના આધિપત્યમાં તે પ્રદેશ ઉત્તરોત્તર ઉતરી આવ્યો છે. એટલે તે સર્વને કલિંગપતિ તરીકે સંબોધી શકાય. તે જ પ્રમાણે યુગપુરાણમાં પણ શાતવંશી રાજાઓને કલિંગપતિ કહ્યા છે. (જુઓ પુ. ૪, પૃ. ૨૦માં 'બુદ્ધિ પ્રકાશ'નો ઉતારો-કલિંગરાજ શાત-એવા શબ્દો લખ્યા છે). એટલે જો એમ કહીએ કે, ઠેઠ છેડેના થોડાક ભાગ સિવાય આખું દક્ષિણહિન્દ આંધ્રસત્તામાં જ હતું તો તે ખોટું નથી. આથી વાસ્તવિક દેખાશે કે શકારિ વિક્રમાદિત્યે નં. ૧૭વાળા આંધ્રપતિની કુમક શકપ્રજાને હરાવવા જે માંગી હતી તે આવડા મોટા સામ્રાજ્યના ધણીના મનથી એવડું મોટું કાર્ય કાંઈ નહોતું, સિવાય કે, તેમાં પોતાનો સ્વાર્થ કોઇ રીતે સધાતો ન હોય અથવા તો લોકકલ્યાણની ભાવના વિનાનો તે પ્રયાસ હોય. આપણે જોતા આવ્યા છીએ કે સામાન્ય રીતે આંધ્રપતિઓએ, વિધ્યાચળ પર્વત વીંધીને ઉત્તર હિન્દમાં આવી, જરા જેટલીએ ભૂમિ મેળવવા તેમજ તે ઉપર પોતાનું સ્વામિત્વ નિભાવી રાખવા પ્રયત્ન આદર્યો નથી; હજુયે કહી શકાય કે કેવળ નં. ૭વાળો અવંતિ સુધી દોડી આવ્યો હતો અને તે વખતના મૌર્ય-વંશી અવંતિપતિને તેણે નમાવ્યો હતો. તેમાં પણ દેશજીત મેળવવા કરતાં ધર્મપ્રચારની ભાવના મુખ્યપણે રહી હતી. તે આપણે તેના વર્તન ઉપરથી જોઈ શકયા છીએ, કેમકે તેણે મૌર્યવંશી ભૂપતિઓને જ પાછું અવંતિ સોંપી દીધું હતું. માત્ર પોતાનું વર્ચસ્વ જાળવવા પૂરતોજ એક માણસને-પુષ્યમિત્ર સેનાધિપતિને-ત્યાંની દરબારમાં તે મૂકતો આવ્યો હતો. આવી રીતે પરાપૂર્વથી

(૮) જુઓ પ્રિયદર્શિનનો ધૌલી જાગૌડાનો શિલાલેખ; પુ. ૪, પૃ. ૨૧૨, ટી. નં. ૧૨ તેમાંનું વર્ણન.

પોતાના વડીલોએ અખત્યાર કરેલી રાજકારણની પદ્ધતિ જે ચાલી આવતી હતી તે વિના કારણે નં ૧૭ વાળો ત્યાગ કરે તે સમજી શકાય નહીં. એટલે શકારિની મદદે ઉતરવામાં, જે બે કારણો આપણે ઉપરમાં લખી ગયા છીએ તેમાંના એક કારણનો–પ્રલોભનનો મૂળે અભાવ જ હતો. પછી બીજું કારણ જે લોકકલ્યાણની ભાવનાનું રહ્યું, તેનાથી પ્રેરાઇને તે શકારિ સાથે જોડાયો હતો અને શક પ્રજાનો કચ્ચરઘાણ કાઢી તેણે નાસિકલેખ નં. ૭માં કોતરાવ્યા પ્રમાણે "Restored the glory of=પુનઃ કીર્તિ સંપાદન કરી હતી." મતલબ કે આંધ્રપતિઓ ખરી રીતે કલિંગપતિઓ પણ હતા. નહપાણના સમયે આંધ્રપતિઓએ જે થોડોક પ્રદેશ ગુમાવ્યો હતો તે તો નાસિકની પાસેનો હતો. તેને કાંઇ કલિંગ સાથે સંબંધ નહોતો. તેથી કાંઇ કલિંગપતિ તરીકેનું તેમનું બિરૂદ ખેંચાઇ જતું ન કહેવાય. વળી તે ભાગ તેમના સામ્રાજ્યના એકંદર વિસ્તારના સોમા ભાગ જેટલો પણ થતો નહોતો. મતલબ કે તેટલો નાનો પ્રદેશ ખોવાથી તેમને કાંઈ મોટી ખોટ જતી નહોતી, પરન્તુ પોતાના ધર્મના મહા પવિત્ર તીર્થ સ્થળો તેમાં ચાલ્યા જતા હોવાથી, અને તે સમયના રાજાઓ તેમને લગાડાતા ધર્મપ્રતિપાળ શબ્દના અર્થ પ્રમાણે જ–ધર્મના મહાન રક્ષકો ગણાતા હોવાથી, તેટલા નાના શા પ્રદેશની ખોટ પણ, પોતાના વંશને કલંક સમાન લેખતા હતા. આ કલંક નિર્મૂળ કરવાના ઉદ્દેશથી, તેમજ અવંતિની પ્રજાને તેમના શકપતિઓ તરફથી જે દુઃખો અને જુલ્મો હાડમારી ભોગવવાં પડતાં હતાં તથા તેમાંથી તેમને મુક્તિ અપાવવાની પ્રજાકલ્યાણના ભાવનાથી જ, નં. ૧૭વાળો આંધ્રપતિ શકારિ સાથેના યુદ્ધમાં, શકપ્રજાની સામે ઉભો રહ્યો હતો અને તેમાં યશ પણ મેળવ્યો હતો. આ યુદ્ધમાં યશ મેળવી આપ્યા બાદ પણ તેણે કરેલ મદદના બદલામાં, લેશ પણ જમીન વિક્રમાદિત્ય પાસેથી મેળવી નથી. તે હકીકત પણ તેના પોતાના શુદ્ધ આશયની પ્રતિતિ પૂરે છે; અને એટલું તો ખરૂં જ છે કે, નિષ્કામવૃત્તિ હમેશાં કીર્તિને વિશેષ દૂરગામિની કરી શકે છે. આટલું લંબાણ વિવેચન એટલા માટે કરવું પડયું છે કે પૂર્વે રાજાઓના મનમાં કેવી ભાવનાઓનો વાસ થઈ રહ્યો હતો તેનો વાચકવર્ગને ખ્યાલ આવે તથા હાલના ભૂપતિઓને તે ઉપરથી બોધપાઠ મળી આવે. આ પ્રમાણે નં. ૧૭ વાળા આંધ્રપતિને તાબે જે મોટો પ્રદેશ ગણાતો હતો તે તેણે જીતીને કાંઈ મેળવ્યો નહોતો, એમ હવે સિદ્ધ થયું. મતલબ કે ડૉ. રેપ્સને જીત તરીકે જેને ગણી[૯] કાઢી છે તે પ્રમાણે નહોતું. પણ રાણી બળશ્રીએ જણાવ્યા પ્રમાણે તે પ્રદેશનો તે સ્વામી જ હતો. એટલે આગળના પારિગ્રાફે દક્ષિણાપથપતિ અને દક્ષિણાપથેશ્વરના અર્થનો મર્મ તેમને બરાબર નહીં સમજાયાનો પ્રશ્ન જે ઉઠાવાયો હતો તેનો પણ સ્વયં અત્ર સ્ફોટ થઈ જાય છે. તેમજ શાત રાજાઓને કલિંગપતિ જે કહેવાય છે તેને, રાણી બળશ્રીએ કોતરાવેલ શિલાલેખોથી સમર્થન મળી જતું પૂરવાર પણ થઈ જાય છે.

આ વંશમાં જેમ અનેક ગૌતમીપુત્રો થયા છે તેમ અનેક વાસિષ્ઠપુત્રો પણ થયા છે. ગૌતમીપુત્રો વિશેની કેટલીક ઓળખ અને ચર્ચા અગાઉ અપાઈ ગઈ છે. અત્ર વાસિષ્ઠીપુત્રનો પ્રશ્ન છણી લઇએ. અમારો દાવો નથી કે, અમે જે વિચાર અત્રે જણાવવાના છીએ તે તદ્દન ભૂલ વિનાના છે અથવા તો સંપૂર્ણ જ છે. પરંતુ શિલાલેખ તેમજ સિક્કાઓના–બારીક અભ્યાસ સાથે અન્ય ઐતિહાસિક બનાવોની મેળવણી કરીને જે નિર્ણયો ઉપર અમે આવી શકયા છીએ તેજ માત્ર રજુ કરેલ છે. એટલે તે વિષયમાં ઉંડા ઉતરનારને તે બહુ મદદરૂપ જરૂર નિવડશે એટલું અમે

**વાસિષ્ઠીપુત્ર અને તેનાં વિશેષણો**

(૯) આજ પ્રમાણે સુદર્શન તળાવની પ્રશસ્તિમાં, જે પ્રદેશનો રૂદ્રદામન સ્વામી હતો, એટલે કે તેની હકુમતમાં ક્યારનાએ ઉત્તરોત્તર વારસામાં આવી ગયેલ હતા, તેને તેણે જીતમાં મેળવ્યા હતા એવું સમજી લેવાથી કેટલા આડા રસ્તે ઉતરી જવું પડયું છે, તે હવે આ ઉપરથી બરાબર સમજી શકાશે.

ભારપૂર્વક કહી શકીએ છીએ.

જે નામાવલી દ્વિતીય પરિચ્છેદે શોધી કરીને જણાવી છે, તેમાં વાસિષ્ઠપુત્રસાથે નીચે પ્રમાણેનાં ઉપનામો-વિશેષણો અથવા ઓળખ આપતા શબ્દો જોડાયા દેખાય છે. (૧) વિલિવાય કુરસ (૨) વિદિવય કુરસ (૩) વાસિષ્ઠીપુત્ર શાતકરણિ (૪) પુલુમાવી (૫) ચત્રપણ (૬) યજ્ઞશ્રી શાતકરણિ વાસિષ્ઠીપુત્ર. જેમ આમાંનો ચત્રપણ શબ્દ કેવળ નં. ૨૫ને એકલાને જ લાગેલ છે તેમ યજ્ઞશ્રી વાસિષ્ઠીપુત્ર પણ (યજ્ઞશ્રી ગૌતમીપુત્રથી નિરાળો પડી જાય છે તેથી તથા) કેવળ નં. ૨૯ને એકને જ જોડાયેલ હોવાથી તે એને ઓળખી કાઢવાને જરા પણ મુશ્કેલી નડે તેવું નથી. તે જ રીતે વિલિવાય કુરસ વાસિષ્ઠીપુત્ર પણ (વિલિવાય ગૌતમીપુત્રથી જુદો પડી જાય છે તથા) કેવળ નં. ૧ ને જ લાગુ પડતો હોવાથી (જુઓ સિક્કા નં. ૬૭-૬૮) તેને ઓળખી કાઢવો સરળ છે. જોકે વિલિવયકુરસની સાથે કૃષ્ણ બીજો કે તે પ્રકારનું બીજું ઓળખ આપતું નામ જોડાયલ કયાંક દેખાય છે, પરંતુ તેથી તો સ્થિતિ વિશેષપણે સ્પષ્ટ થઇ જતી ગણાય એટલે તેની ગણત્રી નિરર્થક છે. વળી વિલિવયકુરસ તે પણ કેવળ નં. ૪નું જ ઉપનામ હોઈ તેનો કિસ્સો પણ મૂંઝવતો નથી. આ પ્રમાણે છમાંથી ચાર વિશેષણોનો નિકાલ સહેલાઈથી આણી શકાય તેવા છે. બાકીના બેની-વાસિષ્ઠીપુત્ર શાતકરણિ તથા પુલુમાવીની-જ ચર્ચા કરવા જેવું રહે છે,

આ ઉપનામવાળાં ત્રણ રાજાઓ છે. એક નં. ૭નો, બીજો નં. ૧૮નો અને ત્રીજો નં. ૨૬નો. આ ત્રણે સાથે પુલુમાવી શબ્દ લાગેલ છે. આ પુળુમાવીનો અર્થ શું થતો હશે તેની પૂરી માહિતી અમને નથી પરંતુ તે મેઘસ્વાતિ અને કૃષ્ણની પેઠે વિશેષ નામ હોવા સંભવ છે. તેટલે દરજ્જે તે નામ જોડાવાથી સુગમતા થઇ પડે છે. વળી સમજાય છે કે સાંપ્રતકાળની પેઠે પ્રાચીનકાળે, પુલુમાવી પ્રથમ, દ્વિતીય કે તૃતીય એમ લખવાની પદ્ધતિ નહોતી. અહીં પ્રથમ, દ્વિતીય, તૃતીય પુળુમાવી એમ આપણે લખ્યા છે તે, તેમના સમયના અનુક્રમને લીધે સમજી લેવાં. એટલે શિલાલેખમાં કે સિક્કામાં કયાંય મોઘમજ પુલુમાવી શબ્દ નજરે ચડે ત્યારે સુગમતાને સ્થાને ઉલટી વિકટતા ઉભી થાય છે. આ ત્રણ પુલુમાવીમાંથી હજુ નં. ૨૬ માટે સારૂં છે કે તે ગૌતમીપુત્ર છે, જ્યારે નં. ૭ અને ૧૮ તો બન્ને વાસિષ્ઠપુત્ર છે. વળી બન્ને બહુ જ દીર્ઘકાળી રાજકર્તા છે. ઉપરાંત બન્ને ઘણી યશસ્વી કારકીર્દિ ભોગવી ગયા છે. એટલે તે બેને એકમેકથી ઓળખી કાઢવાનો માર્ગ અતિ વિકટભરેલ થઇ પડે છે. છતાં કહેવત છે કે કોઇ કાર્ય એવું નથી કે જેનો પાર પામી ન શકાય. માત્ર તેની પાછળ ચિવટાઇથી અને ખરા જીગરથી મંડયા રહેવું જોઇએ. તેવી રીતે આ બે રાજાઓના જીવનમાં જે અનેક બનાવો બની ગયા છે તેનું બરાબર સ્મરણ કરી રાખીએ, તો તે આપણને માર્ગ મોકળો કરી આપવામાં બહુ જ કીંમતી મદદ પૂરી પાડે છે. નં. ૬ અને ૧૮ વચ્ચેનો મર્મ સમજવા માટે નં. ૭વાળો સમ્રાટ પ્રિયર્શિનનો સમકાલીન હતો, તેના જ હાથે માર ખાધો હતો, તેનો ખંડિયો પણ ઘણા વખત સુધી રહેવા પામ્યો હતો, ઈ. ઈ. ઐતિહાસિક બનાવોની માહિતીએ સારો ફાળો પૂરાવ્યો છે; સાથે સાથે પ્રિયદર્શિનનું સાંકેતિક ચિહ્ન હાથી હતું તે વિગતે પણ સહાય આપી છે. એટલે આ સર્વ હકીકતના જ્ઞાનથી નં. ૭ ના સિક્કા તરત ઓળખીને જુદા પાડી શકાયા છે. આ પ્રમાણે નં. ૧૮ અને નં. ૭ વાસિષ્ઠીપુત્ર પુલુમાવીનો મર્મ ઉકેલાઈ ગયો છે. અલબત્ત, જ્યાંસુધી એક જ નામધારી પણ જુદીજુદી વ્યક્તિઓના જીવનબનાવોની માહિતી ન હોય અને કેવળ નામ માત્રથી જ તેમનું સ્થાન કે સમય નક્કી કરવાં હોય, તો ઘણી રીતે ગોથાં ખાવાં જ પડે છે અને છતાંયે સાચા નિર્ણય ઉપર અવાયે ખરૂં કે ન પણ અવાય. જેમકે, જ. બો. બ્રે. રો. એ. સો. પુ. ૮, પૃ. ૨૩૭ (લેખક ડૉ. ભાઉદાજી) જણાવે છે કે, "We have long and valuable inscriptions of Gautamiputra who has hitherto been looked upon as the father of Pulumavi as wrongly stated in the Puranic list, Gautamīputra however appears from one of the Nasik inscriptions to have been the son of

Pulumavi=આપણને ગૌતમીપુત્ર વિશેના લાંબા અને કિંમતી શિલાલેખો મળ્યા છે જેને (ગૌતમીપુત્રને) પુરાણોની નામાવલીમાં ખોટી રીતે દર્શાવ્યા પ્રમાણે પુલુમાવીના પિતા તરીકે અત્યારસુધી ઓળખાવ્યો છે. પરંતુ ગૌતમીપુત્ર તો નાસિકના એક શિલાલેખમાં પુલુમાવીના પુત્ર તરીકે દેખાય છે." મતલબ કે પૌરાણિક ગ્રંથોની નામાવલીમાં ગૌતમીપુત્રને પુલુમાવીના પિતા તરીકે ઓળખાવ્યો છે જ્યારે નાસિકના શિલાલેખમાં પુલુમાવીના પુત્ર તરીકે ગણાવ્યો છે. અમારા મતે બન્ને જણા સાચા છે. એકકેનું કથન ખોટું નથી. ડૉ. ભાઉદાજીના ખ્યાલમાં જો પુલુમાવી નામના રાજાઓ એક કરતાં વિશેષ થયા છે એ હકીકત આવી હોત તો વિચાર બીજીજ રીતે વ્યક્ત કર્યા હોત. ડોકટર ભાઉસાહેબે જે નાસિક લેખની વાત કરી છે તે સંભવ છે કે નં. ૬ અને નં. ૭ આંધ્રપતિની બાબતનો હોવો જોઈએ, જ્યારે પુરાણમાં નિર્દિષ્ટ થયેલ પેલા નં. ૧૭ અને ૧૮ વાળાઓ છે. (અલબત્ત નં. ૧૭ વાળો નં. ૧૮ નો કાકો થાય છે પરંતુ, એક પછી એક આવનાર એની વચ્ચે સામાન્ય રીતે પિતાપુત્રનો સંબંધ જ લેખાય છે તે ગણત્રીએ તેમણે પુત્ર જણાવ્યો દેખાય છે). એ દૃષ્ટિએ બન્ને માન્યતા સત્ય જ છે.

પ્રાચીનકાળે ઘણાંયે સામ્રાજ્યો થઈ ગયાં છે. તેમાંનાં કેટલાકનાં રાજનગરો એવી રીતે તદ્દન અદૃશ્ય થઈ ગયાં છે કે, તેનું નથી નામ નિશાન જડતું કે નથી તે સંબંધી કાંઈ પત્તો લાગતો. જેમ કે સિંધુ-સૌવીરનું વીતભયપટ્ટણ, અંગદેશની ચંપાનગરી, ઇ. ઈ. જ્યારે કેટલાંક રાજનગરો એવી રીતે ભાંગીતૂટીને નામશેષ થઈ ગયાં છે કે, જો તેમની જાહોજલાલીનું સ્મરણ આપણને કરાવવામાં ન આવે તો તે વિદ્યમંતા ખંડિયરોને તેમના ધારવામાં ઘણો જ સંકોચ ખમવો પડે. જેમકે, કોશંબ (કૌશાંબી); સાંચી, (વિદિશા); બેખાર (વૈશાલી); જ્યારે કેટલાંકના સ્થાન લગભગ તે જ રહ્યાં છે, કે જરાક સ્થળાંતર થઈ ગયું છે જેમકે પાટલિપુત્રનું પટણા; મથુરા ઈ. ઈ.; આવાં પ્રાચીન રાજગાદીનાં સ્થાનમાંથી કેટલાંકનાં વૃત્તાંત ઓછાવધતા અંશે યોગ્ય સ્થાને વર્ણવાયાં છે, જ્યારે કેટલાંકની ખાસ વિશિષ્ટતાઓને અમે તદ્દન અલગ પાડી તેમનો સ્વતંત્ર પરિચય પણ કરાવ્યો છે. આ સ્વતંત્ર પરિચયમાં, સાંચી-વિદિશાનો પ્રથમ પુસ્તકે, તેમજ પાટલિપુત્ર, મથુરા અને તક્ષિલાનો તૃતીય પુસ્તકે વૃત્તાંત લખવામાં આવ્યો છે. જ્યારે અત્ર આંધ્રપતિના એક એવા રાજનગરનું વર્ણન કરવા ધારીએ છીએ કે તે વિશે વાચકવર્ગના મોટેભાગે લગભગ શુન્ય જેવું જ સાંભળ્યું હશે. આ નગરનું નામ છે અમરાવતી.

**અમરાવતીનું આયુષ્ય**

ચતુર્થ પરિચ્છેદે રાજનગરનાં સ્થાનની ચર્ચા કરતાં એ સ્થાનને વિશેષ મહત્ત્વ અપાયું છે; અને અષ્ટમ પરિચ્છેદે તે બંને-પૈઠણ અને અમરાવતી-એ કેટલો વખત પાટનગર તરીકેનું માન ભોગવ્યું હતું તેની ચર્ચા કરી બતાવી છે. તેમાનું પૈંઠ-પૈંઠણ તો હજુ સુધી કાંઇ થોડી ઘણી પોતાની પ્રાચીન ગૌરવતા, જુના પુરાણા કોટ અને બાંધણી રૂપે, બતાવતું નજરે પડે છે. પરંતુ અમરાવતી ક્યાં આવ્યું, તે હકીકત પણ જ્યાં સામાન્યતઃ અંધારામાં પડી હોય, ત્યાં તેના અવશેષની અને ભવ્યતાની નિશાનીઓ જળવાઇ રહી છે કે નહીં તે પ્રશ્ન વિચારવાનું સ્થાન જ ક્યાં રહે છે ? ઉપલકપણે તેનું થોડુંક વર્ણન પુ. ૧ માં તે વખતના ભારતીય સોળ રાજ્યોમાંના ૧૧મા ધનકટકબેન્નાકટકનો ઇતિહાસ આપતાં લખાઈ ગયું છે. તેના સંક્ષિપ્ત સારરૂપે જણાવી દઇએ કે તેનું સ્થાન, હાલના મદ્રાસ ઇલાકામાં કૃષ્ણાનદીના મુખથી પ્રવાહમાર્ગે ભીતરમાં ૨૫ માઈલ આસરે આગળ વધતાં, જ્યાં બેઝવાડા શહેર આવ્યું છે તે પ્રદેશમાં છે. અમરાવતી નામનું એક ગામડું અત્યારે ત્યાં અસ્તિત્વ ધરાવે છે. આ અમરાવતી જેમ બેઝવાડાની નજીક છે તેમ વરંગુળ શહેરની પણ નજીક છે. તે ઉપરથી શોધખોળમાં મચી રહેલા કેટલાક વિદ્વાનોએ, અમરાવતીને બદલે વરંગુળને[૧૦] એકદા પાટનગર હોવાનું

---

(૧૦) જ. બો. બ્રં. રો. એ. સો. ૧૯૨૮, નવી આવૃત્તિ પુ. ૩. મિ. બખલેનો લેખ જુઓ તથા જ. બો. બ્રં. રો. એ. સો. પુ. ૮ માં ડૉ. ભાઉદાજીનો લેખ પૃ. ૨૩૯ જુઓઃ-Bennakatak is, I believe identical with

લેખાવ્યું છે. પરંતુ અમારી માન્યતા એમ છે કે હાલ જ્યાં અમરાવતી ગામ છે તે જ ખરૂં સ્થાન હોવું જોઇએ. તેમજ તે નગરનો વિસ્તાર પણ અન્ય રાજનગરોની પેઠે ઘણા માઈલોમાં પથરાયલ હોવાથી તે સમયે તેનો પથારો બેઝવાડા તરફની દીશા કરતાં, વરંગુળની દીશા તરફ વિશેષ પ્રમાણમાં હશે. તેના ખંડિયેરોમાંથી જે મોટો સ્તૂપ મળી આવ્યો છે તેનું વર્ણન પુ. ૧ માં લખતાં જણાવ્યું છે કે, વિદ્વાનોએ તેને બૌદ્ધધર્મના સ્મારકરૂપ જાહેર કર્યો છે જ્યારે અમારી માન્યતા પ્રમાણે તેને જૈનધર્મના પ્રભાવક રૂપ જણાવ્યો છે. વળી પુ. ૪ માં કલિંગપતિ ખારવેલનું જીવનચરિત્ર લખતાં જે હાથીગુંફાના શિલાલેખને લીધે તેની કીર્તિ સારી વિદ્વદ્‌ દુનિયામાં ઝળકતી અને અમર બનવા પામી છે, તેની સત્તરે (૧૭) પંક્તિના ઉકેલમાં સુધારાને કયાં કયાં સ્થાન છે તે સારી રીતે ફોડ પાડીને વિસ્તારપૂર્વક દલીલ સહીત આપણે સમજાવ્યું છે. તેમાં પણ ખાસ કરીને તે ચતુર્થ વિભાગે પૃ. ૩૧૬થી ૩૨૦ સુધી સર્વે વાંચી જવા ભલામણ છે. તેનો ટૂંક સાર એ છે કે રાજા ખારવેલે સાડીઆડત્રીસ લાખ દ્રવ્ય ખરચ કરીને જે મહાવિજય–મહાચૈત્ય નામે પ્રાસાદ બંધાવ્યો હતો તે જ આ અમરાવતી સ્તૂપ છે. આ અમરાવતી સ્તૂપના પ્રથમ સંશોધક કર્નલ મેકેન્જીએ [જુઓ આ. સ. સ. ઈ. પુ. ૧; ન્યુ ઇમ્પીરિયલ સિરિઝ પુ. ૬, ૧૮૮૨. પૃ. ૨૩] તેને જૈનધર્મના દ્યોતકરૂપ ઉચ્ચાર્યો હતો, પરંતુ પાછળથી વિદ્વાનોએ તે મતને ઉથલાવી નાખી બૌદ્ધધર્મનો જણાવ્યો છે. તે સ્થાને લખેલું અમારૂં મંતવ્ય, હાથીગુંફાના ઉકેલમાંથી મળી આવતી અન્ય ઐતિહાસિક સામગ્રી ઉપરથી, તથા કર્નલ મેકેન્જીએ જે પુસ્તક બહાર પાડયું છે તેના વાંચન ઉપરથી, તથા ધનકટક પ્રદેશની સમયોચિત ભેગી થયેલ ઘટના અને વસ્તુવર્ણન ઉપરથી, માત્ર કલ્પના કરીને અમે બાંધ્યું હતું. તે બાદ લગભગ વર્ષ ઉપરનો સમય વ્યતીત થઈ ગયો છે, દરમિયાન કહેવાને હર્ષ થાય છે કે તે અમારી કલ્પનાને ટેકો આપનારો શિલાલેખ રૂપી-પૂરાવો મળી આવ્યો છે. તેનું વર્ણન ઉપરમાં પંચમ પરિચ્છેદે લેખ નં. ૧૦માં કો. આં. રે. ના આધારે આપવામાં આવ્યું છે. એમાં આ સ્તૂપને નં. ૧૮વાળા આંધ્રપતિએ મોટી રકમની ભેટ ધર્યાનું કહ્યું છે. એટલે તે ઉપરથી સાબિત થાય છે કે તે સ્તૂપનું મહાત્મ્ય ઈ. સ. ની આદિ સુધી પૂરેપૂરૂં જળવાઇ રહ્યું હતું.. તેમજ નં. ૧૮ વાળો રાજા પણ ખારવેલના જેવો જ ધર્મપ્રેમી હતો. આ વાત અહીં રહી; હવે આપણે તે અમરાવતીના આયુષ્ય ઉપર આવીએ.

પુ. ૧માં રાજા શ્રેણિક–બિંબિસારના વૃત્તાંતથી જાણી ચૂકયા છીએ કે, તે ગાદીએ પણ નહોતો આવ્યો તે પૂર્વે–ઈ. સ. પૂ. ૫૮૩માં, રીસાઇને તે બેન્નાતટ નગરે ચાલ્યો ગયો હતો. ત્યાં એ અઢી વર્ષ રહ્યો હતો અને એક શ્રેષ્ટિની સુનંદા નામે કન્યાને પરણ્યો હતો. તેણીના પેટે મગધ મહામંત્રી અભયકુમારનો જન્મ થયો હતો. આ શ્રેષ્ટિએ–શ્રેણિકના સસરાએ–તે નગરના રાજદરબારે જે પરદેશી સોદાગરો માલ વેચવા આવ્યા હતા તેનો સઘળો માલ એકલા હાથે મૂલ્ય ચૂકવીને ખરીદી લીધો હતો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, જે નગરે તે સમયે પણ, આવી સમૃદ્ધિવાળા ગૃહસ્થ શ્રેષ્ટિઓ અનેક સંખ્યામાં વસતા થઇ ગયા હતા તથા જે સ્થળ વ્યાપારનું મોટું સ્થળ બની રહ્યું હતું તેમજ અનેક વણઝારી સોદાગરો, વહાણોમાં માલ ભરી અવારનવાર તેના કાંઠે ઉતરતા હતા, અથવા ટૂંકમાં કહીએ કે જ્યાં ચોર્યાસીબંદરનો વાવટો ફરકી રહ્યો હતો, તેવા નગરની સ્થાપના, નહીંતોયે બે ત્રણ સદીથી તો થઇ ગઇ હોવી જોઈએજ. એટલે કે ઈ. સ. પૂ.ની નવમી સદી ગણીશું. તેની પણ પહેલાં બનવા પામ્યું હતું કે નહીં તે નક્કી કરવાનું, કે ઝાંખો અંદાજ કરવા જેટલું પણ આપણી પાસે સાધન નથી. એટલે આટલા અનુભવથી જ સંતોષ

---

Warrangul, the capital of Telingana or Andhra=હું ધારૂં છું કે બેન્નાકટક તે જ તેલંગણ અથવા અંધ્રની રાજધાની વરંગુળ છે.

પકડીશું. ત્યારથી માંડીને આ નં. ૧૮ના સમયસુધી તે પૂર્ણ ભપકામાં હતું એટલું ચોક્કસ થઇ ગયું. તે સમય બાદ કયારે તેનો વિનાશ થયો અથવા તો પડતી શરૂ થઈ તે આપણા ક્ષેત્રબહારનો વિષય થઈ જાય છે. એટલે અન્ય શોધકોના હાથમાં તે પ્રશ્ન મૂકી અંતમાં જણાવીશું કે, જેમ પાટલિપુત્રે ત્રણેક સદી જેટલું તથા મથુરા અને તક્ષિલાએ અગણિત વર્ષોનું આયુષ્ય ભોગવ્યું છે, તેમ અમરાવતીએ પણ હજારો વર્ષનું ભોગવ્યું છે. પરન્તુ આંધ્રપતિના રાજનગર તરીકે તેણે જે સમય માટે માન ભોગવ્યું છે, તે તો તેમના સાતસો વર્ષ જેટલા લાંબા રાજ્યકાળમાંથી માત્ર ચાર સદી જેટલોજ છે અને તે વિષય અષ્ટમ પરિચ્છેદે ચર્ચાઇ ગયો છે.

**કામ કરવાનાં કેટલાંક તેનાં સૂત્રો**

તેના માટેના જે શિલાલેખો મળી આવ્યા છે તે ઉપરથી તે મહાપરાક્રમી, ગૌરવાન્વીત અને દરેક રીતે પહોંચતો હોવાનો તરત ખ્યાલ આવે છે. પરન્તુ તેના હૃદયના કેટલાક ગુણ તેના જીવનના બનાવોમાંથી જે તરી આવે છે તેનું વર્ણન તો તેમાં અપાયું ન જ હોય. અમને જે બેચાર ગુણો તેનામાં દેખાયા છે તેનું વર્ણન અત્ર કરીશું.

પ્રથમ તો ગાદી ઉપર તેનો હક્ક જ નહોતો કેમકે તેનાથી મોટોભાઈ હતો તે તે વખતે હૈયાત હતો. છતાં જ્યારે તે મોટાભાઇએ ગાદીનો ત્યાગ કર્યો ત્યારે પણ, તે ભાઇના પુત્રને જ ગાદી મળવી જોઇએ, તેવી ઈચ્છા અને ભાવના તેણે પોષેલી. પરન્તુ તે વખતે પુત્રજન્મ નહીં થયેલ હોવાથી ગાદીની સહીસલામતી સાચવવા તેમજ પોતાની જનેતા—માતા—રાણી બળશ્રીની સલાહ અને આગ્રહથી જ તેણે રાજપદ ધારણ કરી લીધું હતું એમ દેખાય છે. આ સ્થિતિ માનવાને કારણ એ મળે છે કે, જ્યારે ને ત્યારે કાંઇ રાજકાજમાં જરૂર ઉભી થતી કે રાણી બળશ્રીની સલાહ પ્રમાણે તે વર્તતો માલમ પડે છે. વળી પોતાને પુત્ર હતો કે નહીં તે જો કે જણાયું નથી, પરંતુ ન હોવા કાંઇ કારણ નથી. છતાં પોતે જ્યારે રાજાપદે પચીસ વર્ષ જેટલી મુદ્દત સુધી રહ્યો છે ત્યારે પણ પોતાની પાછળ પોતાના પુત્રોનો હક્ક જ જોઇએ, તેવો કોઈ જાતનો કદાગ્રહ ન સેવતાં, ખરા હકદાર મોટાભાઇના પુત્રને જ ગાદી સુપ્રત કરવા દીધી છે. આવું કાર્ય હૃદયની વિશાળભાવના સિવાય શી રીતે બની શકે? રાજ્યલોભ કાંઈ નાનીસૂની બાબત નથી ગણાતી.

જ્યારે ઈ. સ. પૂ. ૭૨માં તે આંધ્રપતિ બન્યો ત્યારે અવંતિની ગાદીએ તાજેતરમાં જ ગર્દભીલ રાજા આવ્યો હતો. તે વખતે સંજોગ એવા હતા કે ક્ષહરાટ નહપાણ અપુત્ર મરણ પામવાથી તેની ગાદિએ ચડી બેસવાની ઘણાની ઝંખના હતી. તેમાંયે અવંતિ દેશ જેવું સમગ્ર ભારતનું નાક એટલે સહેજે બધાના મનમાં ગલગલિયાં થાય જ. આ સ્થાન રાજા ગર્દભીલે તે તરત માટે તો હાથ કરી લીધું હતું અને પ્રજાને ઉમેદ હતી કે પરદેશી રાજા કરતાં સ્વદેશી રાજાના શાસનમાં વિશેષ સુખ ભોગવાશે. પરન્તુ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય તે કહેવત પ્રમાણે, ગર્દભીલ રાજા જ્યારે અહંકારી, વિષયલંપટ, જીદ્દી અને કોઈનું પણ ન માનનારો લાગ્યો, તથા જુલ્મ ગુજારવામાં પાછું વાળી જોયા વિના તેમજ ન્યાય અને અન્યાય જેવું કાંઈપણ વિચાર્યા વિના એક જ લાકડીયે સર્વ હાંકતો લાગ્યો, ત્યારે અવંતિની પ્રજા હીજરત કરી દક્ષિણ તરફ ઉતરવા લાગી હતી. તે વખતે જો અરિષ્ટકર્ણ આંધ્રપતિએ—આ નં. ૧૭ વાળા ગૌતમીપુત્રે—ધાર્યું હોત, તો ભારતના મુકુટ સમાન લેખાતી અવંતિની ગાદી સહજવારમાં તેણે બથાવી પાડી હોત. વળી તેમ કરતો અટકાવવામાં ઉત્તરહિંદનો ઇન્ડોપાર્થિઅન શહેનશાહ અઝીઝ પણ તેને આડો આવે તેમ નહોતું. એટલે ચારે તરફ તેને મનધાર્યું કરી લેવામાં ફાવટ આવે તેવું જ હતુ. છતાં તેણે જે નિસ્પૃહતા બતાવી છે તે નિર્લોભવૃત્તિ વિના કદાપી બની શકે તેવું નથી જ. તેમ કોઈના ઘરમાં વિના કારણે—કે બોલાવ્યા વિના[11]

---

(૧૧) પોતાના પૂર્વજોને લગાડેલું કલંક ધોઇ નાખવાનો પ્રસંગ હતો છતાયે તેનું મન બહુ તલસી નહોતું રહ્યું. તેને મન તો તે કારણપણ સ્વાર્થમય લાગતું હતું. રાણી બળશ્રીએ જે આ કલંકની વાતને શિલાલેખમાં આગળ કરી બતાવી છે તે તેણીના ઉદ્દગાર છે, નહીં કે રાજા અરિષ્ટકર્ણના.

માથું ન મારવાના સિદ્ધાંતને અપનાવ્યા વિના તે સ્થિતિ નિભાવી શકાતી નથી. કદાચ એમ કહેવાય કે ગર્દભીલ કરતાં પોતે બે વર્ષ મોડો ગાદીએ આવ્યો છે, એટલે જેમ ગર્દભીલને રાજકરતાં થોડાં જ વર્ષો થયાં હતાં, ને પ્રજા તેના જુલમથી ત્રાસી ઊઠી હતી, તેમ અરિષ્ઠકર્ણને પણ થોડાંજ વર્ષ થયાં હતાં એટલે ત્રાસ વેઠતી પ્રજાનો હાથ ઝાલવાને તે શક્તિમાન ન ગણાય. આ નિયમ પ્રજાનું દિલ જ્યારે સાથ આપવાનું ન હોય ત્યારે લાગુ પડે ખરો. પણ અત્ર તો પ્રજા ઉઠીને જ્યાં સામી ચાલ્યે આવતી હોય ત્યાં બીજું જોવાનું જ શું હોય? છતાં ચર્ચા ખાતર કબુલ રાખો કે તેને હિંમત નહીં હોય માટે અવંતિ ઉપર ચડી જવાને હિલચાલ કરી નહોતી. જો કે આ કારણ સત્ય નથી કેમકે અવંતિ સામ્રાજ્ય કરતાં આ સમયે આંધ્ર સામ્રાજ્ય મોટું હતું; એટલે તાકાત કે હિંમતનો સવાલ જ નહોતો. પરતુ જ્યારે આ ગર્દભીલને જ સજા કરવા, જૈનાચાર્ય કાલિકસૂરિએ ઉઠીને મદદ લેવા માટે બહાર નજર દોડાવી, ત્યારે સ્વધર્મી અને બધી વાતે પહોંચતા એવા આ નજીકના જ આંધ્રપતિ પાસે કાં તેમણે ટેલ ન નાંખી? વળી ગર્દભીલને ઉઠાડીને શકરાજાઓ અવંતિપતિ બન્યા છે. તેમણે એકંદરે સાત વર્ષ રાજ્ય ભોગવ્યું છે. તે સાત સાત વર્ષના વહાણા વહી ગયા બાદ જ્યારે પાછી તે જ પ્રજા પોતાના રાજાના જુલમથી જાન પરેશાન બની સ્વતંત્રતા મેળવાને તૈયાર બની બેઠી હતી એટલું જ નહીં, પણ અવંતિના સારા સારા શેટ શાહુકારો માતૃભૂમિનો ત્યાગ કરી આંધ્રરાજ્યની હદમાં આવી વસ્યા હતા અને તેના રાજ્યને આબાદ તથા વૈભવવંતું બનાવી મૂકયું હતું, ત્યારે પણ શું તે પોતાની પ્રજાની મદદે ચડવાનું ડહાપણયુક્ત ધારતો નહીં હોય? આ સર્વ સંયોગો એવા હતા કે, તેણે નિરપૃહીપણાનો અથવા કોઇ બીજાના ઘરમાં આપણે શા માટે માથું મારવું–જે પ્રમાણે વર્તમાનકાળે અમેરિકા તટસ્થ વૃત્તિ દાખવે જાય છે તેમ (અલબત્ત તટસ્થપણાની વ્યાખ્યામાં તે સમય ને આજની વચ્ચે ફેર છે ખરો) –તે નિયમને ચૂસ્તપણે વળગી રહ્યો ન હોત તો આખા ભારતના નકશાએ જુદું જ સ્વરૂપ ધારણ કર્યું હોત! પરંતુ આવી કટોકટીભર્યા સમયે પણ તેણે પોતે ઘડેલા અમુક નિયમ પ્રમાણે જ કામ લીધે રાખ્યું હતું. આ સિદ્ધાંતને મૂર્ખાઇભરેલો કહેવો કે શાણપણયુક્ત કહેવો, તે તો કેવળ ભવિષ્ય જ કહી શકે. છતાં કહેવું પડશે કે, જ્યારે ગર્દભીલ રાજા શકરાજાને હાથે માર ખાઇને અવંતિની ગાદી ખાલી કરી નાસી ગયો ત્યારે તેના પુત્રોને વિચાર થયેલ કે આવા કપરા કાળે કયાં જઇને આશ્રય મેળવવો? કેમકે ઉત્તર હિંદમાં તો પરદેશી રાજ્ય ચાલતું હતું અને દક્ષિણમાં આવો બેમતલબી અને બેપરવાઇભરેલ રાજા હતો. પરંતુ દેશી અને હિંદી એવા રાજાના મનનો પલટો કોઇ પણ રીતે કરી શકાશે જ. એવી ધારણાથી તેઓ દક્ષિણ તરફ વળી નીકળ્યા હતા. આ બાજુ અવંતિમાં સાત વર્ષ શક રાજાએ જુલમ કરવામાં ગુજાર્યાં ત્યારે બીજી બાજુ દક્ષિણમાં આવી રહેલા ગર્દભીલકુમારોએ આ સ્વદેશાભિમાની કહો કે સ્વધર્માભિમાની કહો અથવા પ્રજાનાં સુખદુઃખને પોતાનાં માની લેનાર કહો–એવા રાજાને ખરી સ્થિતિથી વાકેફગાર કરી, રાજ્યલોભને ખાતર નહીં પણ શરણે આવેલ પ્રજાનો ઉદ્ધાર કરવામાં જ રાજવી ધર્મનાં ગૌરવ અને પ્રભુત્વ સમાયલાં છે એમ સમજાવી તૈયાર કરવામાં ગાળ્યાં હતાં. કહેવત છે કે, જે થાય તે સારાને માટે, પાપ પીપળે ચડીને પોકારે છે, તે પ્રમાણે અંતે રાજા અરિષ્ટકર્ણનું કાળજું પીગળ્યું અને પ્રજાને ત્રાહી ત્રાહી થતી તથા સર્વ વાત હદ ઓળંગાતી જોઇ, ત્યારે તેણે શસ્ત્ર સજ્યાં અને યુદ્ધની ભેરી વગડાવી રણક્ષેત્રે કુદી પડયો. દક્ષિણમાંથી ઉત્તરહિંદ તરફ ચાલી નીકળ્યો. અવંતિપતિ શકરાજાને સમાચાર પહોંચાડયા એટલે તે રાજા પણ સામનો ઝીલવાને બહાર પડયો. સામસામી દીશાએ પ્રયાણ કરતાં, નર્મદા અને તાપી નદી વચ્ચેના લાટપ્રદેશની ભૂમિ ઉપર, કારૂર મુકામે તુમુલયુદ્ધ મંડાયું. બંને પક્ષે અનેક મનુષ્યનો સહાર વળી ગયા. પરંતુ 'સત્યનો જય અને પાપનો ક્ષય' તે ન્યાયે ગર્દભીલકુમાર વિક્રમાદિત્ય અને આંધ્રપતિ અરિષ્ટકર્ણના પક્ષનો વિજય થયો. જ્યારે સામા પક્ષે શક

પ્રજાનો-તેમાં અન્ય પરદેશીઓ પણ હતા તે સર્વનો-મોટી સંખ્યામાં કચ્ચરઘાણ વળી ગયો. યુદ્ધના અંતે વિક્રમાદિત્ય, શકારિના બિરૂદ સહિત અવંતિપતિ બન્યો અને મોટા પણ અવ્યવસ્થિત સામ્રાજ્યનો ધણી કહેવાયો. જે સામ્રાજ્ય ધીમે ધીમે તેણે શાંતિમય કરી નાંખી, હરેક પ્રકારે ઈર્ષ્યા ઉપજાવે તેવું માર્ગદર્શક અને મનોવાંચ્છિત સુખદાયી બનાવી દીધું. જ્યારે પોતાના ઉપકારક એવા અરિષ્ટકર્ણને મળેલ ભૂમિનો અડધો-અડધ હિસ્સો લેવા આગ્રહ કર્યો ત્યારે અડધો તો શું. પણ કિંચિત કે તલભાર પણ જમીનની ઇચ્છા કરૂં તો તો માતાની કૂખજ લાજે ને ?[૧૨] તથા લોભની ખાતર જ લડાઇ વહોરી લીધી હતી એવો બટ્ટો જ લાગે ને ? તમારૂં કામ થયું અને પ્રજા સર્વ વાતે સુખી થઈ એટલે મને આખી દુનિયાનું રાજ્ય મળી ગયું જ સમજું છું, મારે મન રાજપાટ મેળવ્યા કરતાં પણ પ્રજાનાં અંતઃકરણનાં આશીર્વાદની કિંમત વધારે છે. આવા હૃદયોદ્‌ગાર કાઢવા તે-શું માર્દવતાની સાથે નિઃસ્પૃહતાનો પૂરાવો નથી આપતા ? આ પ્રમાણે આંધ્રપતિએ ઘણો ઘણો આગ્રહ છતાં કાંઇજ ગ્રહણ ન કર્યું ત્યારે બિચારો શકારિ તે શું કરે ? તેણે પોતાનું સર્વસ્વ તેના ચરણે ધરી, આંધ્રપતિના કુટુંબ સાથે મિત્રાચારીની એવી ગાંઠ મજબૂત કરી મૂકી કે જ્યાં કોઇ પણ લોકોપયોગી તો શું પરન્તુ રાજયોગ્ય કે આત્મકલ્યાણના ઉત્કર્ષનું કાર્ય હોય તો પણ તેની સલાહ, મદદ, અને સાથમાં ભળ્યા સિવાય તે કરે જ નહીં; અને તેથી જ તે બન્ને રાજવીના કુટુંબોને, સ્વધર્મ તીર્થસમા સૌરાષ્ટ્રનીભૂમિ ઉપરના શત્રુંજય, ગિરનાર આદિ તીર્થધામમાં ભેળાઇને કામ કરતાં જોઇએ છીએ. તેમજ અવંતિના ગૃહઆંગણ જેવા સાંચીના પ્રદેશમાં પણ, આંધ્રપતિને ( નં. ૧૭ના ગાદીવારસ નં. ૧૮ વાળાને) તીર્થાવતંસકરૂપ સ્તૂપને દાન દઇ ભક્તિ દર્શાવતો નિહાળીએ છીએ. આ પ્રમાણે જ્યાં મિત્રાચારી જેવું નથી હોતું, ત્યાં કદાપિ એ સામ્રાજ્યના સમ્રાટોને એકઠા થતાં નિહાળવાનું-અરે છેવટે સાંભળવાનું-પણ સૌભાગ્ય પ્રજાને લલાટે કોઇ ભૂમિના ઇતિહાસમાં નોંધાયાનું જાણ્યું છે ! એટલે જ અમારૂં કહેવું થાય છે કે આ સર્વ પરિણામ રાજા અરિષ્ટકર્ણે ધારણ કરેલી તટસ્થાની-કોઇના ઘરમાં માથું ન મારવાની-ધારણ કરેલી નીતિનું જ સમજી લેવું.

જેમ શકારિ વિક્રમાદિત્યે પોતાના જીવનમાં અનેક પ્રજોપયોગી કાર્યો નિસ્પૃહીપણે કર્યાં છે તેમ આ આંધ્રપતિએ પણ અનેક રીતે નિસ્પૃહા કેળવી બતાવેલી હોવાથી તેમજ પોતે પરાક્રમી હોવાથી તેને પણ કેટલાક વિક્રમાદિત્ય લેખાવ્યો છે તે અકારણ નહીં જ ગણાય (જુઓ પૃ. ૨૦૬).

જેમ તેણે કોઇના રાજ્યમાં નકામું માથું ન મારવાની નીતિ ગ્રહણ કરી હતી, તેમ જ્યાં જરૂર પડે ત્યાં બીજાને વિશ્વાસે કામ છોડી ન દેતાં 'આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય' તે કથનાનુસાર પોતે જ યુદ્ધે ચડતા; અને લસ્કરની સરદારી લઈ,[૧૩] વિજયમાળા પહેરી, કીર્તિ વરીને પાછો વળી આવતો. આ પ્રમાણે તેનામાં અનેક ગુણો ભરેલા હતા તે સર્વનું વર્ણન કરતાં, નાહક પૃષ્ઠો ભરાઇ જાય માટે મુખ્ય મુખ્ય એક બેનો પરિચય કરાવા હવે આગળ વધીશું.

તેના નામે કોતરાયલા શિલાલેખ નં. ૮ (જુઓ પંચમ પરિચ્છેદ) ઉપરથી સમજવામાં આવે છે કે, પોતાના રાજ્યના ૨૪ મા વર્ષે તે બહુ માંદો પડી ગયો લાગે છે. આ બિમારી ઓછામાં ઓછી છએક માસ લંબાઈ દેખાય છે; એવું તેણે છ છ મહિનાને અંતરે પોતાના સ્થાન ઉપર એટલે પાટનગરે-બેનાકટક નગરે બેઠા બેઠા, નાસિક જીલ્લામાંના પોતાના તીર્થધામવાળા પ્રાંતના સૂબાને હુકમ કર્યો છે તે ઉપરથી જાણી શકાય છે. આ ઉપરથી તેના ચારિત્ર્ય ઉપર,

**અંતિમ સમયે દાન અને કૌંસીલ વહીવટ**

(૧૨) આવા પુત્ર માટે રાણીબળશ્રીને શું ઓછો સંતોષ થાય ! તેને માટે શિલાલેખમાં જે અક્ષરો કોતરાવ્યા છે તેના કરતાં વિશેષ પડતા લખાવ્યા હોત તોપણ તે ઓછાજ કહેવાત !

(૧૩) જુઓ શિલાલેખ નં. ૧૮

તેમજ તે વખતના હિંદુમાનસની વૃત્તિ ઉપર તથા રીત રિવાજ ઉપર પણ કેટલોક પ્રકાશ પડતો દેખાય છે.

તેના ચારિત્ર્યને અંગે કે, તે પોતે અંતિમ અવસ્થાએ સંસારની અન્ય જંજાળોમાં મન પરોવવા કરતાં, પરલોકમાં સુખ મેળવવાની ઇચ્છાએ તથા સ્વાત્માના કલ્યાણાર્થે ધર્મપ્રત્યે વિશેષ વલણ બતાવતો દેખાય છે. આમાં ચોખ્ખી ઇચ્છા તો ન જ કહેવાય; કેમકે તેતો સકામ નિર્જરાનું અંગ બની જાય છે; અને તેમ થાય તો શુભકાર્યની ફળનિષ્પત્તિ માટે પોતે જ હદ બાંધી દીધી ગણાય. જ્યારે કુદરતી નિયમ તો એ ગણાય અને તે જ યથાર્થ છે કે, કોઇ પણ કાળે કરેલું કાર્ય શુભ યા અશુભ, અફળ જતું જ નથી અને તેનું ફળ-તેનું પ્રમાણ-અકલ્પનીય છે. જ્યારે અકલ્પનીય છે ત્યારે તેની પરિમિતતા-પરિણામની હદ તો-ન જ બાંધી શકાય. એટલે કે કુદરતી રીતિએ તેની હદ જ નથી. પરન્તુ આપણે મનુષ્યપ્રાણી શંકાશીલ બનીને અથવા ટૂંક દૃષ્ટિથી અધિરા બની જઇને તેની હદ બાંધી દઇએ છીએ. જેથી બન્નેમાં અરસપરસ વિરોધક સ્થિતિ ઉપજે છે. વળી સ્વાભાવિક એ છે કે, દેનારની ઇચ્છા વિશેષ આપવાની હોય છતાં લેનારને ઓછું જ જોઇતું હોય, તો દેનાર તેટલેથી જ અટકી જાય છે. અને હદ કરતાં વિશેષ લેવાની ઇચ્છા જો લેનાર ધરાવે તો, તે તો તેને મળવાનું જ નથી. પરિણામે લેનારને હમેશાં ઓછું જ મળે છે. મતલબ એ થઇ કે મનુષ્યો ઇચ્છા બતાવ્યા કરતાં કુદરત ઉપર ફળનું પરિણામ છોડી દે, તો તેમને વિશેષ લાભ મળે છે. એટલે રાજા અરિષ્ટકર્ણે જે શુભકાર્યો કરી બતાવ્યાં છે તેમાં અધિક સુખ મેળવવાની ભાવનાનો અભાવ લેખવો રહે છે. વળી તે નિષ્કામ વૃત્તિવાળો હોવાનું જાણીતું છે. એટલે પણ સંભવિત છે કે, તેણે જે ધાર્મિક સ્થાને કે અન્ય રીતે દાન દીધાં છે તે કેવળ ઉદાસીન ભાવે-ફળના પરિણામની ઇચ્છા રાખ્યા વિના જ-આપ્યાં છે એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે તેના ચારિત્ર્ય વિશેની તથા હિંદુમાનસ કેવું હોય છે તેની માહિતી મળે છે. તેમજ હિન્દુ રીતિ, નીતિ અને વ્યવહાર કેવાં હોય છે તેનો પણ પૂરાવો મળે છે. વળી વર્તમાનકાળે કેળવણી લીધેલા કેટલાય વિદ્વાનો આવી દાન દેવાની પ્રથાને વહેમ, અંધશ્રદ્ધા કે દ્રવ્યનો વ્યર્થ વ્યય કર્યાનું, તથા તેને આધુનિકકાળે જ પ્રવેશેલી ગવાનું જણાવે છે, તેઓ પણ એકદમ કોઇને આસ્તિક નાસ્તિકનો ઇલકાબ આપવા કરતાં, પોતે જ આવા શિલાલેખી પૂરાવાથી વધારે વિચાર કરતા થશે.

કૌંસીલનો વહીવટ નીમ્યા સંબંધી અમારા વિચારો તે શિલાલેખનું હાર્દ સમજાવતાં જ પંચમ પરિચ્છેદે જણાવ્યા છે. એટલે વિશેષ લખવા જેવું રહેતું નથી. અહીં આગળ તેનું વર્ણન પણ પૂરૂં થાય છે. કેટલીક હકીકત જે નં. ૧૮ની સાથે સંકલિતપણે જણાવવા જેવી છે તે નં. ૧૮માં જણાવીશું.





# દ્વાદશ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

**ટૂંકસારઃ**—(૧૭) રાજા હાલ; તેનાં નામ, ઉપનામ (બિરૂદો), ઉમર તથા કુટુંબીજનોનો આપેલ ટૂંક પરિચય-તેના રાજ્યની કેટલીક વિશિષ્ટતાઓની તારવી કાઢેલી ટીપ-સર્વ આંધ્રપતિઓમાં તેણે પોતાના રાજ્યનો વિસ્તાર પ્રથમ નંબરે કેવી રીતે આણ્યો હતો અને તેમાં તેને કેવા સંજોગોએ યારી આપી હતી તેનું આપેલું વર્ણન-'નવનર સ્વામીના'ના બિરૂદનો અર્થ 'નવનગર સ્વામી' તરીકે અદ્યાપિ પર્યંત લેખાવાય છે તે યથાયોગ્ય છે કે કેમ! તેની કરેલ ચર્ચા અને સાહિત્યપ્રત્યે તેણે દર્શાવેલ પ્રેમનો કાંઇક આછો પાતળો આપેલો ખ્યાલ—પુરાણમાં નિર્દેશેલ કુંતલ અને રાજાહાલ, એક છે કે ભિન્ન, તેની આપેલ દલીલસહ વિગતો—રાજા હાલની ધાર્મિક પ્રવૃત્તિ, અને તેના ધર્મની આપેલી સમજૂતી તથા વિધવિધ સ્થાને તેણે કરાવેલ કાર્યોની લીધેલ નોંધ; તે સર્વનો ઠરાવી આપેલ સમય-પ્રાચીન કાળે ગોવરધન સમયમાં આવેલ સ્થિતિની અર્વાચીન સ્થાનો સાથેની કરેલી સરખામણી અને તે ઉપરથી નીતરી આવતી બેએક તદ્દન નવી વાતો તથા તેનો નિચોડ-સ્તૂપ અને સ્તંભ નિર્માણમાં રહેલ મુદ્દાઓનો સમજાવેલ ભેદ; તથા તેની પારખ માટેની બતાવેલી ચાવી—શક ક્યારે પ્રવર્તી શકે અને શક શાલિવાહન જે કહેવાય છે તે યોગ્ય છે કે કેમ! તથા શાલિવાહન રાજાનો શકસંવત્સર સાથેનો સંબંધ-આ પ્રશ્નોની કરેલ થોડીક ચર્ચા—કુદરતી સિદ્ધાંતનો નિયમ એશિયા અને યુરોપમાં સરખાપણે લાગુ પડે છે કે નહીં? તથા એક મહાન અવતારી પુરૂષનું યુરોપમાં થયેલ પ્રાગટ્ય-ચૂડુ, કદંબ, મહાભોજી આદિ કેટલાક શબ્દોના સંબંધમાં આપેલી માહિતી—

## શતવહનવંશ (ચાલુ)

### (૧૮) વાસિષ્ઠપુત્ર શાતકરણિ; પુલુમાવી બીજો ઉર્ફે હાલ શાલિવાહન

ઐતિહાસિક દૃષ્ટિએ અદ્યપિ અંધકારમાં પડેલ આ શાતવાહનવંશી રાજાઓમાં સૌથી વધારે જાણીતું નામ ઇતિહાસકારોને તો શું, પરંતુ સામાન્ય પ્રજાને પણ જો થયું હોય તો, તે આ રાજા હાલ શાલિવાહનનું છે. તેનાં કારણો પણ છે જ; જે તેના ચરિત્ર નિરૂપણથી આપણે જાણીશું. અત્ર આપણે તેનાં વિધવિધ નામો જે ઇતિહાસનાં પાને આલેખાયલાં નજરે ચડી જાય છે તેની તથા તેનાં કારણોની સમજુતી આપીશું.

**તેનાં નામ, બિરૂદો, ઉમર તથા અન્ય પરિચય**

તેના પિતાનું નામ મહેન્દ્ર દીપકર્ણિ અને માતાનું નામ સુભદ્રા હતું. તે પૃ. ૨૦૭માં જણાવાયું છે; વળી તે નં. ૧૭ નો ભત્રિજો થતો હતો તથા શિલાલેખ ઉપરથી જેનું નામ અતિ પ્રખ્યાતિ પામેલું છે તે રાણીબળશ્રીનો પૌત્ર થતો હતો. આ સર્વ વિગત પણ પ્રસંગોપાત્ત જણાવવામાં આવી છે. તેના પિતાએ ગાદીત્યાગ કર્યો ત્યારે તેનો જન્મ થયેલ નહોતો જેથી તેનો કાકો ગાદીપતિ બન્યો હતો. તેના કાકાએ રાજલગામ હાથમાં લીધા પછી, તેનો જન્મ છ આઠ મહિનામાં થયો હોય તો લગભગ ૨૪ થી ૨૫ વર્ષની ઉમરે ગાદીએ આવ્યો ગણાય. પરંતુ જેમ કેટલી આખ્યાયીકાઓમાં જણાવાયું છે તેમ, તે બાદ થોડા વખતે જન્મ્યો હોય તો લગભગ તેર વર્ષની ઉમરે ગાદીએ આવ્યો ગણાય. આવી નાની ઉમરે ગાદી મળે, દૈવીસંયોગમાં જન્મ થાય, બીજી સર્વ રીતે સુખી હોય, તેમજ મોટા સામ્રાજ્યનો ધણી હોય છતાંયે અન્યની સરખામણીએ રાજદ્વારી જીવનમાં કોઇ પ્રકારની અથડામણ ભોગવવી ન પડી હોય- મતલબ, કે નિષ્કંટક અને નિરૂપાધિમય જીંદગી ગાળવી પડી હોય-તો લાંબુ આયુષ્ય ભોગવવા પામે તેમાં કાંઇ આશ્ચર્યકારક નથી. ઉપરનાં કારણે તેણે લગભગ ૬૫ વર્ષ રાજ્ય કરી, એક દૃષ્ટિએ ૯૦ વર્ષની અને વિકલ્પે ૭૮ વર્ષની ઉમરે, દેહ છોડયો છે. તેનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૪૭થી ઈ. સ. ૧૮ સુધીનો લેખાશે.

બહુપત્નીવૃત્તવાળા તે જમાનામાં, તથા આવડા મોટા સામ્રાજ્યના ભાવનાશાળી અને શૂરવીર રાજાને અનેક રાણીઓ હોય તે સમજી શકાય તેવું છે. તેની અનેક રાણીમાંની કેવળ ત્રણથી ચારની ઓળખ તથા નામ જણાયાં છે. (૧) એક સિંહલ-મલયદેશની રાજકન્યા મલયવતી (૨) બીજી કલિંગદેશની કલિંગસેના, અને (૩) ત્રીજી દક્ષિણાપથની, તેનો પ્રદેશ કે નામ આપવામાં આવ્યા નથી. ઉપરાંત જાણવામાં આવ્યું છે કે "કુંતલ રાજ્યમૈત્રી અને રાજનીતિની દૃષ્ટિએ લગ્નગ્રંથીથી અનેક પ્રદેશ સાથે બંધાયો હતો." એટલે અનેક દેશો તેણે જીત્યા હતા તેમાંના કેટલાકની કુંવરીઓને તે પરણ્યો હોવો જોઈએ. જૈન સાહિત્યગ્રંથો ઉપરથી સમજાય છે કે તેને ચંદ્રલેખા નામે સ્ત્રી પણ હતી. જ્યારે પૌરાણીક ગ્રંથોમાં જણાવાયું છે કે તેની પટરાણીનું નામ મલયવતી હતું. એટલે જો પેલી પદ્મિની ચંદ્રલેખાને સર્વ રાણીઓથી શ્રેષ્ઠ ગણવામાં આવે તો સંભવ છે કે તે જ પટરાણી હોય અને તેનું બીજું નામ મલયવતી પણ હોય. વળી જ. આં. હિ. રી. સો. પુ. ૨, ભાગ ૧ પૃ. ૬૬માં રાજા હાલને સિંહલપતિ સીતામેઘ અને તેની ગાંધર્વ રાણી નામે શરશ્રીની પુત્રી લીલાવતી વેરે પરણ્યાનું જણાવાયું છે. સંભવ છે કે ઉપરમાં જેને મલયવતી કહી છે તે જ આ લીલાવતી હશે. (મ-લયવતી ને લીલાવતી તરીકે વંચાઇ ગઈ હશે). તેને પુત્રો કેટલા હતા તેની સંખ્યાનો નિર્દેશ થયેલો વાંચવામાં આવ્યો નથી, પરન્તુ સામાન્ય નિયમ પ્રમાણે તેની પાછળ ગાદીએ આવનાર તે જયેષ્ઠપુત્ર જ હોય. તે ગણત્રીથી નં. ૧૯ વાળા મતલકને જીવંત પુત્રોમાં જયેષ્ઠ કહેવાય. સિવાય વધારે હોવાનું પણ સંભવિત છે. અને પોતે ૮૦-૯૮ વર્ષની ઉમરે મરણ પામ્યો હોવાથી સ્વાભાવિક કલ્પના કરી શકાય છે કે મતલક પણ મોટી-લગભગ ૬૦ ઉપરની-ઉમરે જ ગાદીએ આવેલ હશે. તેમજ તેણે કેવળ આઠ વર્ષનું

રાજ્ય ભોગવ્યું હોવાથી આપણે દોરેલ અનુમાન સત્ય હોવાનું પણ ઠરે છે. આ પ્રમાણે તેના કુટુંબનો પરિચય જાણવો. હવે તેનાં નામ અને બિરૂદોનું વિવેચન કરીશું.

તેનાં પ્રસિદ્ધ બિરૂદો, રાજા હાલ, અથવા હાલ વિક્રમાદિત્ય, શાલ અને રાજા શાલોવાહન હોવાથી તેની ઓળખ ને સમજૂતિ આપવા જરૂર રહેતી નથી છતાં ઉપરના પરિચ્છેદે પ્રસંગવશાત માહિતી અપાઇ છે. ઉપરાંત પુરાણોમાં તેને કુંતલ અથવા કુંતલશાતકરણિ અને વિક્રમશક્તિ નામે પણ ઓળખાવ્યો છે. આને લગતાં પૌરાણિક અવતરણો પૃ. ૨૦૨ થી ૨૦૭ સુધીમાં ઉતારીને તેને લગતી ચર્ચા કરી બતાવી છે એટલે પુનરૂચ્ચારની જરૂર નથી. સાહિત્યેક બિરૂદો સિવાયના, શિલાલેખો અને સિક્કાઓમાં જે જણાયાં છે તે આ પ્રમાણે છે. વિલિવાયકુરસ, પુલુમાવી, વાસિષ્ઠપુત્ર શાતકરણિ, દક્ષિણાપથેશ્વર, શક્તિ કુમાર અને મહા હર્કુસિરિ. આમાંના પ્રથમ ત્રણની સમજુતિ પૃ. ૨૨૪ ઉપર અને દક્ષિણાપથેશ્વરની માહિતી પૃ. ૨૨૧ ઉપર આપી દીધી છે. હવે બાકી બે રહ્યાં. શક્તિકુમાર અને મહાહકુસિરિ; તેને લગતું વિવેચન પંચમ પરિચ્છેદે લેખ નં. ૧ અને ૩ માં અપાયું છે. ત્યાં આવેલી બીજી વિગતો સાથે સંબંધ ન હોવાથી નુકતેચીની કરીશું નહીં. અત્ર માત્ર એટલું જ જણાવીશું કે તેમાં વિદ્વાનોએ જેના વિશે ઇશારો કર્યો છે, જૈન સાહિત્યનો હવાલો આપ્યો છે, અક્ષરોના ફેરફારો થવા વિષે નિયમો બતાવ્યા છે તથા છેવટે નામની મેળવણી કરી આપી છે, તે વર્ણનવાળી વ્યકતિ સમજી શકાય છે કે રાજા હાલ-શાક-શાલિવાહન છે.

આ વંશના ૩૦-૩૧ રાજાઓમાંથી નં. ૪, ૭ અને ૧૮ નંબરવાળાઓનાં રાજ્યો, ૫૦ વર્ષ ઉપર ચાલ્યા હોવાથી તે ત્રણનો એક વર્ગ જુદો બનાવ્યો છે. વળી તેમાંનાં નં. ૪ અને ૭ ના વર્ણન આલેખતી વખતે તેના રાજ્યની જે કેટલીક વિશિષ્ટતાઓ હતી તેનું દર્શન કરાવ્યું પણ છે. સાથે સાથે તે બન્ને રાજવીને અંગે જે ખાસ એકેક વિશિષ્ટતા હતી તે ઉપર ખાસ લક્ષ પણ દોરવામાં આવ્યું છે. તે નિયમને અનુસરીને તે વર્ગના આ છેલ્લા ભૂપતિ નં. ૧૮વાળાની જે વિશિષ્ટતાઓ છે, તેનો ખ્યાલ અત્રે આપીશું. પહેલી વિશિષ્ટતા એ છે કે, આ વર્ગના ત્રણેમાં પણ લાંબામાં લાંબુ શાસન આ નૃપતિનું છે. ઉપરના બેનો=પ્રત્યેકનો રાજ્યકાળ ૫૬ વર્ષનો હતો. જ્યારે આ ત્રીજાનો, તે આંકડા ઉથલાવીને લખતાં ૬૫ વર્ષ આવે તેવડો દીર્ઘકાલીન હતો. બીજી વિશિષ્ટતા એ છે કે તેનો જન્મ દૈવી સંયોગમાં થયો છે જેને લગતા વર્ણનના ઉતારા પૃ. ૨૦૨થી આગળ લખવામાં આવેલ છે. ત્રીજી એ છે કે પોતે સાહિત્ય શોખીન હોવા ઉપરાંત કવિ પણ હતો. અને કહેવાય છે કે ગાથાસપ્તતિ નામનો ગ્રંથ રચનાર આ રાજા પોતેજ હતો. સામાન્ય રીતે પંડિતોને અને સાક્ષરોને પોષવા તથા વિદ્યાને ઉત્તેજન આપવું, તે રાજધર્મનું એક અંગજ લેખાય છે. આ પ્રમાણે વિક્રમાદિત્ય, ભોજદેવ, યશોવર્મન આદિ અનેક રાજાઓએ પોતાના રાજદરબારે પ્રાચીન સમયે પંડિતોને પોષ્યાના, દેશ પરદેશના વિદ્વાનો વચ્ચેના થતા વાદવિવાદોમાં પ્રમુખસ્થાને બેસીને નિર્ણય આપ્યાના, અને છેવટે મહાનંદ-નવમાનંદ જેવાએ વિદ્યાપીઠો સ્થાપીને આમ પ્રજાને બનતી રીતે સંસ્કારી બનાવી ઉચ્ચગામી બનાવવાના, પણ દૃષ્ટાંતો ઇતિહાસનાં પાને ચડી ચુકયાં છે. છતાં રાજવીએ પોતે જ ગ્રંથકાર તરીકે આગળ પડીને નામના કાઢી હોય તો આના જેવો, કે મડાપચીસી અને સુડાબહોતેરીના કર્ત્તા રાજા ગર્દભીલ વિક્રમાદિત્ય જેવો, રડયોખડયો માત્ર એકાદ જ દાખલો નીકળી આવશે. ચોથું એ કે તેણે હિંદની બહાર દક્ષિણે જઇને સિંહલદ્વીપ ઉપર પણ જીત મેળવી હતી. પ્રાચીનકાળના આખા ઇતિહાસમાં તેમાંયે જે સમય આપણે ગ્રહણ કર્યો છે તે હજાર કે અગિયારસો વર્ષમાં-કેવળ બે ભૂપતિઓએ જ સિંહલને જીતી લીધો દેખાય છે. પહેલો રાજવી હતો શિશુનાગવંશી મગધપતિરાજા ઉદયાશ્વ અને બીજો છે આ શતવાહનવંશી આંધ્રપતિ રાજા હાલ; અને આ બેમાં પણ રાજા હાલને શાંરે વિશેષ યશ અર્પવો

**તેની મુખ્ય વિશિષ્ટતાઓ**

પડે છે. તે એટલા માટે કે, ઉદયાશ્વ પોતે લશ્કરની સરદારી લઇને સિંહલ ઉપર ચડાઇ નહોતો લઇ ગયો, જ્યારે રાજા હાલ ખુદ પોતે ચઢાઈ લઇ ગયો હોય એમ સમજાય છે. આ કારણને લઇને ભલે વિસ્તારની દૃષ્ટિએ, ઉદયાશ્વ, નંદિવર્ધન કે ચંદ્રગુપ્ત કરતાં રાજા હાલનું રાજ્ય કયાંય નાનું હતું છતાં, દક્ષિણાપથેશ્વરનું ઉપનામ રાજા હાલને એકલાને જ લગાડાય છે. ઉપર વર્ણવેલી ચાર વિશિષ્ટતાઓમાંની, ત્રીજી-ચોથીને લીધે પણ તેનું નામ જો કે આગળ તરી આવે તેવું ગણાય છતાં, અમારી માન્યતા જેનો નિર્દેશ હવે કરીએ છીએ તે પ્રમાણે, તેનું નામ તો સર્વ કરતાં મોખરે મૂકાવા યોગ્ય ગણાવું રહેશે. તેનું નામ શાતવાન, શાલિવાહન લેખાતું હોઈ ને, તેની સાથે શક શબ્દ જોડી, જે શકશાલિવાહન નામનો સંવત્સર હિંદના કેટલાક ભાગમાં પ્રચલિત થયો છે, તેને અંગે અમારા આ કથનનો ઇસારો છે. કોઇ રાજાના જીવન સાથે સંબંધ ધરાવતા અમુક કાર્યને લીધે, તેના રાજ્યના આદિ કે અંતના વર્ષ સાથે જોડીને તેના નામનો સંવત્સર પ્રચલિત થાય તે તો સહજ સમજી શકાય તેમ છે અને વાસ્તવિક પણ છે; પરંતુ ઈ. સ. ૭૮થી આરંભ થતા લેખાતા શક સંવત્સરના વર્ષને, આ રાજા હાલના રાજ્યકાળનાં આદિ કે અંત સાથે કોઈ પણ જાતનો સંબંધ ન હોવા છતાં, તે સંવત્સરના પ્રણેતા તરીકેનો યશ તેને ફાળે ચઢાવી દેવાય તે એક અહોભાગ્ય જ લખાય ને! આ સ્થિતિમાં અનેક સંવત્સર પ્રવર્તકો કરતાં પણ આનો નંબર એકદમ અગ્રપદે મૂકવો રહે છે. આને લગતો વિશેષ અધિકાર આગળ ઉપર આવવાનો છે જેથી આટલો નિર્દેશ કરીને જ અત્ર આપણે અટકીશું. આ પ્રમાણે તેના રાજ્યની પાંચ વિશિષ્ટતાઓ જે અમારી નજરે ચઢી ગઈ તે વાચકવૃંદ સમક્ષ ધરી બતાવી છે.

પૃ. ૨૨૧ ઉપર નં. ૧૭ ને દક્ષિણાપથપતિ તેમજ નં. ૧૮ ને દક્ષિણાપથેશ્વર શા માટે કહેવામાં આવ્યા છે તેની વિગત સમજાવતાં, તેમજ

**તેનો રાજ્યવિસ્તાર તથા તે સંબંધી અન્ય માહિતી** શિલાલેખ નં. ૧૩માં રાણીબળશ્રીએ નં. ૧૭ ના રાજ્ય વિસ્તારની ભીતરમાં આવી જતા પ્રદેશનાં અને પર્વતોનાં નામો આપ્યાં છે. તે ઉપરથી નં. ૧૭ અને ૧૮ના રાજ્યનો સંક્ષિપ્ત અને ઉડતો ખ્યાલ આવી જાય છે જ. એટલે અહીં તે ન લખતાં, જે કાંઇ વિશેષ જાણવા યોગ્ય છે તે સમજાવીશું.

નં. ૧૭ કરતાં નં. ૧૮નો વિસ્તાર વિશેષ હતો એ નિર્વિવાદ છે જ; કેમકે નં. ૧૮ વાળાએ મલય જેવો દક્ષિણહિંદનો અને સિંહલ જેવો હિંદની દક્ષિણે પણ હિંદની બહાર આવેલ, એવા મુલકો ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું. પરંતુ નં. ૧૮ ને લગતા જે પૌરાણિક ગ્રંથોના ઉતારા આપણે પૃ. ૨૦૨થી૨૦૭માં આપી ને છેવટે પૃ. ૨૦૭ ઉપર જે બાર મુદ્દાઓ સારરૂપે કાઢી બતાવ્યા છે તેમાં સાતમો મુદ્દો રાજા શતકરણિને અવંતિમાં સ્મારક ઉભો કરતો બતાવ્યો છે. બીજી બાજુ આપણે નં. ૭ વાળા શાતકરણિના રાજ્યવૃત્તાંતે એમ બતાવી ગયા છીએ કે, આખા શાતવહનવંશી રાજાઓમાંથી અવંતિ જીતી લીધાનું માન, જો કોઈ પણ રાજાને ફાળે જતું હોય તો તે કેવળ આ એકને જ છે. જેથી શંકા ઉઠે છે કે, પૌરાણિક ગ્રંથમાં આપેલું આ સઘળું વર્ણન કાં નં. ૧૮ને બદલે નં. ૭ને લાગુ ન પાડી શકાય? કેમકે બન્ને જણા વાસિષ્ઠપુત્ર છે, તેમ પુલુમાવી પણ છે. વળી પચાસ ઉપરાંત વર્ષનાં રાજ્ય ભોગવ્યાં છે, તેમ પરાક્રમી અને મશહુર પણ છે. આવી અને આ ઉપરાંતની વિગતો બન્નેને લાગુ પડે તેવી સામાન્ય છે. તે પ્રશ્નનું સમાધાન કરવા માટે થોડીક ઝીણી બાબતો તપાસી જવી પડશે. ખરી વાત છે કે બન્નેએ ઉત્તરહિંદમાં (વિંધ્યાચળ પર્વતની ઉત્તરે) પ્રવેશ કર્યો છે જ. એટલું જ નહીં પણ અવંતિપ્રદેશમાં બન્નેએ ધાર્મિક સ્મારકો પણ ઉભાં કરાવ્યાં છે. (તેમાં શું શું તફાવત છે તે આપણે આગળ ઉપર નં. ૧૮ની ધાર્મિક વૃત્તિવાળા પારિગ્રાફમાં જણાવવાના છીએ) પરંતુ રાણીબળશ્રીના લેખ ઉપરથી સમજાશે કે, જેનાં સ્થાનો નક્કી નથી કરાયાં તે સિવાયના, ઉત્તરહિંદમાં ગણી શકાય તેવા દેશોમાં સુરાષ્ટ્ર, આકર, અવંતિ અને વિદર્ભ તથા

પર્વતોમાં પારિપાત્રનાં નામો પણ ગણાવ્યાં છે; જે સર્વ તેના પુત્ર અને પૌત્રના સ્વામીપણામાં હતાં. ઉપરાંત પુરાણગ્રંથના વર્ણનથી જણાય છે કે નં. ૧૮વાળાએ કાશ્મિર અને સિંધ સાથે પણ સંબંધ બાંધ્યો હતો. આ પ્રમાણે કેવળ ભૂમિપ્રત્યેનાં જ નામમાત્રનું અવલોકન કરીશું તો પણ તારવી કઢાશે કે, નં. ૭ વાળાને સુરાષ્ટ્રની ભૂમિ ઉપર પગ મૂકવાનું પણ કદાપિ બન્યું નથી. કેમકે લાટ અને સુરાષ્ટ્ર તે સમયે સમ્રાટ પ્રિયદર્શિનને તાબે હતા, અને તેની સાથેના કલિંગની લડાઇમાં પોતે હારી જવાથી ખંડિયો બન્યો હતો. જ્યારે સુરાષ્ટ્રની ભૂમિઉપર નં. ૧૮વાળાએ ગર્દભીલવંશી શકારિ વિક્રમાદિત્ય સાથે તે તીર્થભૂમિ ઉપર જઈ અનેક ધર્મકાર્યો કર્યાં છે. આ પ્રમાણે પુરાણ અને જૈનસાહિત્યનાં કથનને પરસ્પર મજબૂતી મળતી દેખાય છે. વળી કાશ્મિર જેવા દેશ ઉપર પણ ગર્દભીલવંશી રાજાઓની સત્તા જામવા પામી હતી; અને આ શતવહનવંશીઓને ગર્દભીલવંશીઓ સાથે જે મિત્રાચારીની ગાંઠ લાધી હતી તેને લીધે તેઓ કાશ્મિર સુધી લટાર મારી આવ્યા હોય તો તે બનવા જોગ છે. જ્યારે નં. ૭ ના સમયે કાશ્મિરનો પ્રદેશ સમ્રાટ પ્રિયદર્શિનને તાબે હોવાથી તેની સામે માથું ઉચકી શકે તેવું હતું જ નહીં. એટલે સાબિત થાય છે કે નં. ૭ વાળાને કાશ્મિર સાથે કોઈ પ્રકારનો સંબંધ જ નહોતો. આ પ્રમાણે ભૂમિ સંબંધી પ્રશ્નો વિચારતાં, જેમ સર્વ કથન નં. ૧૮ને જ લાગુ પડતું દેખાય છે, તેમ દૈવીજન્મની હકીકત, માતાપિતાનાં નામ, ગુણાઢ્ય કવિનું સમકાલિનપણું, નવનગર—નવનર સ્વામી તરીકે શિલાલેખમાં પ્રગટ થયેલ હકીકત ઇ. ઇ. અનેક બાબતો પણ નં. ૧૮ની તરફેણમાં જ લખાયાનું સાબિત કરી શકાય તેમ છે. એટલે હવે નિર્વિવાદિતપણે સિદ્ધ થઈ ગયું સમજવું, કે અવંતિમાં સ્મારક ઉભું કરાયાની હકીકત નં. ૭ અને નં. ૧૮ બન્નેને લાગુ પડતી હોવા છતાં, આખુંયે વર્ણન સમગ્ર રીતે તો નં. ૧૮ ને જ વધારે બંધબેસતું થઈ જાય છે.

નં. ૧૭વાળાને જે પ્રદેશ વારસામાં મળ્યો હતો અને તે પાછો નં. ૧૮ને મળવા પામ્યો હતો તે શિલાલેખ નં. ૧૩ ઉપરથી સિદ્ધ થઈ ગયું છે. તે ઉપરથી સમજાય છે કે મૈસુર રાજ્યની દક્ષિણહદ અત્યારે જે ગણાય છે, અથવા તો જ્યાં સમ્રાટ પ્રિયદર્શિનના શિલાલેખો ઉભા છે ત્યાં સુધીનો મુલક જ તેમને મળ્યો હશે એટલે જેને મલય–મલબાર કહેવાય છે તે તથા તેની દક્ષિણનો ત્રિકોણાકાર પ્રદેશ કે જે પાંડયા રાજ્ય તરીકે ઈતિહાસમાં ઓળખાવાયું છે તેનો કેટલોક ભાગ તથા હિંદની દક્ષિણે આવેલ સિંહલદ્વીપ આટલો મુલક નં. ૧૮વાળાએ, પુરાણીકગ્રંથોમાંથી ઉપલબ્ધ થતી બાતમી પ્રમાણે તથા જ. આં હી. રી. સો. માં થયેલ નોંધ પ્રમાણે (જુઓ આગળ પાને) સ્વપરાક્રમે મેળવ્યો લાગે છે. જોકે, આ પ્રદેશ ઉપર ચડાઇ લઈ જવાના કારણમાં રાજકીય કરતાં ધાર્મિક તત્ત્વ જ વધારે હોવાનું પુરાણીક હકીકત ઉપરથી ખુલ્લું દેખાય છે (વિશેષ હકીકત ધાર્મિક પ્રવૃત્તિના પારિગ્રાફે જુઓ). આ જીત તેણે પોતાના રાજ્યના ૧૯મા વર્ષે કે તે પૂર્વે એકાદ વર્ષે મેળવી લાગે છે. તે ઉપરથી તેને દક્ષિણાપથેશ્વરનું ઉપનામ જોડાયું છે (જુઓ લેખ નં. ૧૩) એટલે તેનો સમય આપણે ઇ. સ. પૂ. ૨૮ની લગભગનો નોંધીશું.

શિલાલેખ નં. ૧૪ જે તેના રાજ્યના ૨૨મા વર્ષનો લેખાવાય છે તેમાં તેને 'નવનરપતિ' તરીકે ઓળખાવ્યો છે. એટલે તેનો સમય ઇ. સ. પૂ. ૨૫નો ગણાશે. લેખમાં શબ્દ ચોખ્ખે

**નવનરસ્વામી અને સાહિત્ય શોખ**

ચોખ્ખા નવનરપતિ હોવા છતાં તેને નવનગર પતિ એટલે નવા શહેરનો સ્વામી એવો અર્થ ઘટાવવામાં આવ્યો છે. કહેવામાં આવ્યું છે[૧] કે, Navanara another name of Paithan= પૈંઠણનું બીજું નામ નવનર (છે); એક બીજા લેખકે[૨]

(૧) જ. બો. બ્રં. રૉ. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩ પૃ. ૭૫.

(૨) જ. બો. બ્રં. રૉ. એ. સો. પુ. ૮, પૃ. ૨૩૯ ડૉ. ભાઉદાજીનો લેખ.

જણાવે છે કે "Padumavi is called Narvar swami (a new king) & he has also the title of the Swami of Benakataka= પદુમાવીને નરવરસ્વામી (નવો રાજા) કહેવાય છે અને તે ઉપરાંત બેનાકટકના સ્વામીનું બિરૂદ તે ધરાવે છે." આ પ્રમાણે જે કાલ્પનિક ઘટના ઉભી કરાઈ છે તે આપણે લેખ નં. ૧૪ના વર્ણનમાં જણાવી દીધી છે. પરંતુ ત્યાં આપેલી સમજુતિ ઉપરથી સ્પષ્ટ થાય છે કે નવનર એટલે "રાજદરબારને શોભાવે તેવા નવની સંખ્યામાં મહાપુરુષો" તેના આશ્રયે આવી રહ્યા હતા અથવા તો ઉભા કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે તે નવ પુરૂષોનો પોષક હોવાથી નવનરસ્વામી કહેવાતો હતો. મતલબ કે તેણે પોતાની પ્રવૃત્તિ ઈ. સ. પૂ. ૨૫ માં સાહિત્ય તરફ વાળી હતી. અથવા આપણે કહી શકીએ કે સિંહલદ્વીપની જીત ઈ. સ. પૂ. ૨૮ માં સંપૂર્ણ કર્યા બાદ, પોતે સાહિત્ય તરફ ચિત્ત વાળ્યું હતું અને ત્રણેક વરસમાં તે એટલે સુધી આગળ વધ્યો હતો કે પોતાને ત્યાં, વિદ્યાના વિધવિધ ક્ષેત્રે સારી પ્રતિષ્ઠા ધરાવતા નવ વિદ્વાનો મેળવી શકયો હતો જેને લીધે તેની કીર્તિ દિગંતવ્યાપી બનવા પામી હતી. જેથી તેની દાદીમાએ શિલાલેખમાં ઉચ્ચાર્યા પ્રમાણે તે નવનરસ્વામિ તરીકે ઓળખાવા માંડયો હતો. તેમજ જૈનસાહિત્ય ગ્રંથમાં[3] પણ લખાયું છે કે, શાલીવાહને પ્રાકૃત ગાથાઓનો એક પ્રખ્યાત ગ્રંથ રચ્યો છે. જૈનો એને પોતાના ચાર (વિક્રમાદિત્ય, શાલિવાહન, મુંજ અને ભોજ) વિદ્વાન રાજાઓમાં ગણના કરે છે. તથા જૈનસાહિત્ય સંશોધક પુ. ૩, ભાગ બીજો, પૃ. ૧૭૧માં પણ તેની સાહિત્યપોષક વૃત્તિ સંબંધી ઠીકઠીક ઉદ્ગારો કાઢયા છે. વળી અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયાના મશહુર ગ્રંથકર્તા મિ. વિન્સેન્ટ સ્મિથ[4] કહેછે કે, The authology of erotic verses (Saptasati) professes to be the composition of Hāla and is ascribed by tradition to Salivahan, another form of Satavahan= પ્રેમવિષયક (સપ્તસતિ નામે) જે કાવ્યનો ગ્રંથ છે તે રાજા હાલની પોતાની કૃતિ હોય એમ કહેવાય છે, અને લોકવાયકા પ્રમાણે તે શાલિવાહન અપર નામ શાતવહનને નામે ચડાવાઈ છે; વળી બીજા લેખકે[5] એવી નોંધ કરી છે છે કે That Hāla by virtue of his political greatness as well as literary merits=રાજા હાલે જે રાજકીય મહત્તા તથા સાહિત્યમાં પ્રવિણતા મેળવી હતી તેને લીધે Hāla is thus not only a great patron of letters but also a warrior who defeated the Sinhalese= રાજા હાલ આ પ્રમાણે વિદ્વાનોને મહાન આશ્રય આપનાર જ કેવળ હતો એમ નહીં પરંતુ એક મોટો યોદ્ધો પણ હતો જેણે સિંહાલીઓને પરાજીત કર્યા હતા. ત્યારે એક અન્ય લેખક તે સપ્તસતિ વિશે એમ અભિપ્રાય[6] ધરાવે છે કે It is possible that the collection is due to some court's poet but is known as the work of Hala=સંભવિત છે કે તે (આખોય) સંગ્રહ કોઈ રાજકવિએ કર્યો હશે પણ તેને હાલ (રાજા)ની કૃતિ તરીકે પીછાનવામાં આવ્યો છે. મતલબ કે કેટલાકના મતે, તે ગાથાસપ્તતિ-સપ્તસતિ નામના ગ્રંથનો રચયિતા રાજા હાલ પોતે છે જ્યારે કેટલાકના મતે, તે ગ્રંથનો કર્તા કોઇ તેનો રાજકવિ છે. આ પ્રમાણે જુદા જુદા વિદ્વાનોની માન્યતા છે. છતાં તે ગ્રંથની રચના તથા સમય સાથે જરૂર તેને કોઈને કોઈ પ્રકારનો સંબંધ હતો એટલું તો નિર્વિવાદ છે જ.

બુદ્ધિપ્રકાશ (ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું

(૩) જૈનીઝમ બાઇ ગ્લેઝેનેપ્સ, ટ્રાન્સલેટેડ બાય જૈનધર્મ પ્રસારક સભા (ભાવનગર પૃ. ૬૪).

(૪) જુઓ ત્રીજી આવૃત્તિ પૃ. ૨૦૮.

(૫) જ. આં હી. સો. પુ. ૨. ભાગ ૧ પૃ. ૬૫

(૬) જ. બો. બ્રૅ. રો. એ. સો. (નવી આવૃતિ) પુ. ૩. પૃ. ૫૭.

મુખપત્ર) પુ. ૮૨ અં. ૧, પૃ. ૪૮ થી ૫૫માંના પૌરાણિક ગ્રંથના આધારે લખાયલા એક લેખના પાંચેક ઉતારા અમે પૃ. ૨૮૨ થી ૨૦૭સુધી ટાંકયા છે. તેમાંથી

**રાજા હાલ અને કુંતલની ઓળખ**

એકદમ છેવટે બાર મુદ્દાઓનો સાર કાઢીને બતાવ્યો છે કે રાજા વિક્રમાદિત્ય શાલિવાહનનું જ બીજું નામ કુંતલ હતું. એટલે કે પુરાણ ગ્રંથ પ્રમાણે શાલિવાહન રાજાનું નામ કુંતલ હતું એમ સિદ્ધ થાય છે જ્યારે જૈન સાહિત્ય ગ્રંથોના વર્ણન ઉપરથી એવો ધ્વનિ નીકળે છે કે કુંતલ રાજા શાલિવાહન જેવા પરાક્રમી ખરો પરંતુ તેનો સમય શાલિવાહન પછી છે. તુરતજ પાછળ છે કે આંતરો મૂકીને છે તે સ્પષ્ટ થતું નથી. પરંતુ શાલિવાહન અને કુંતલ બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિ છે એમ સ્પષ્ટ જણાય છે; આ બન્ને વિચારોનું સમાધાન નીચે પ્રમાણે કરાય છે.

પુરાણિક ઉતારામાં પણ કયાંય (એક અપવાદ છે, પણ તે સબળ નથી તેથી ગણત્રીમાં લીધો નથી) ચોખ્ખું તો લખેલ જ નથી કે કુંતલનું બીજું નામ શાલિવાહન હતું. પરંતુ વાકયોને અરસપરસ ગોઠવવાથી By rule of Axiom=સિદ્ધાંતના નિયમોથી તે તથ્ય કાઢી શકાય છે; તે વાકયો જ અમે વાચકવૃંદ પાસે તેની સ્વયંવિચારણા માટે રજુ કરીએ છીએ. (પહેલું અવતરણ)—વિક્રમાદિત્યના પિતાનું નામ મહેન્દ્ર હતું–(સોમદેવનો વિક્રમાદિત્ય તે કુંતલ શાતકરણિ અને પુરાણમાંનો મહેન્દ્ર બન્ને એક જ લાગે છે– આ વાકયને અપવાદ અને સંશયાત્મકરૂપે ગણી આપણે બહુ આધાર લીધો નથી પરંતુ નજરમાં તો રાખ્યું છે). કુંતલની પટરાણી મલયદેશની રાજકન્યા મલયવતી હતી. (બીજું અવતરણ) રાજા કુંતલના સમયે કવિ ગુણાઢયે બૃહતકથામાં જણાવ્યું છે–મહેન્દ્ર અને સૌભદ્રાને ત્યાં વિશલશીલ (વિક્રમશક્તિ) નામના પુત્રનો જન્મ થયો–(ત્રીજું અવતરણ) વિક્રમશક્તિને ત્રણ મુખ્ય રાણીઓ–દક્ષિણાપથની, સિંહલમલય અને કલિંગદેશની એમાં મલયવતી પટરાણી હતી—પોતાના રાજાની પ્રભુતા અને ચક્રવર્તી પદની કીર્તિને જ્વલંત કરવા કવિ (ગુણાઢયે) રાજાને વિક્રમાદિત્યનું બિરૂદ આપ્યું હતું. (ચોથું અવતરણ) સ્કન્દસ્વતી–તેનો પુત્ર મહેન્દ્ર (મૃગેન્દ્ર સ્વાતિકર્ણ) શાતકર્ણિ અને તેનો પુત્ર કુંતલ ઘણો જ પરાક્રમી (આ વાકય મરહુમ પંડિત જાયસ્વાલનું છે. તેમણે સંશોધિત કરીને લખેલ છે. જ્યારે ઉપર કૌંસમાં આ પ્રમાણે જ બીડેલ વાકય સંશયાત્મક લેખ્યું હતું. હવે સમજાશે કે તે પણ બરાબર જ છે) (પાંચમું અવતરણ)–કવિએ પોતાના શૂરા રાજાને; આ સર્વે વાકયોને અરસપરસ ગોઠવવાથી તાત્પર્ય નીકળે છે કે, રાજા મહેન્દ્ર અને સૌભદ્રાનો પુત્ર કુંતલ શાતકરણિ અને સમકાલીન કવિ ગુણાઢય; કુંતલ પરાક્રમી હતો તેને ત્રણ રાણીઓ હતી ઇ. ઇ.; આ અવતરણોનાં બાજ્ઞ કથનોમાં કદાચ અતિશયોક્તિ માની લઈએ પરંતુ આટલું તો સત્ય જ છે કે કવિ ગુણાઢય રાજા કુંતલનો સમકાલીન હતો કે જેણે કથાસરિત્સાગર નામનો ગ્રંથ લખ્યો હતો. એટલે જેના સમકાલિન તરીકે કવિ ગુણાઢય પુરવાર થાય, તે જ રાજા કુતલ અને તેમનો જ પ્રશંસક કવિ ગુણાઢય થયો એમ નિર્વિવાદ પણે કહી શકાય. જૈનસાહિત્ય સંશોધક પુ. ૩ અં. ૨, પૃ. ૧૭૧માં જણાવાયું છે કે "રાજાની વિદ્વત સભામાં પાદલિપ્તસૂરિ (તરંગવતી કથાના કર્તા) એક પ્રતિષ્ઠિત કવિ હતા. વળી બૃહતકથાના કર્તા ગુણાઢય પણ આ હાલ રાજાના ઉપાસીત કવિ હતા. આમનો પરિચય કુવલયમાળા કથાની પ્રશસ્તિમાં આપ્યો છે. આ રાજા શાતવહન વંશી કવિ હતો એમણે પ્રાકૃત-ગાથા કોશ અથવા ગાથાસપ્તતિ નામની કૃતિ રચી છે" આ અવતરણમાંથી તો આપણે જોઇએ છે તે કરતાં અનેક જાતના ખુલાસા મળી આવે છે અને સર્વ હકીકત તદ્દન સ્પષ્ટપણે જ કરી બતાવી છે એટલે કોઈ વાકયનો દ્વિઅર્થ ઉભો પણ થતો નથી જ. વળી જૈન સાહિત્ય ગ્રંથની હકીકતમાંથી નીકળતા સૂર પ્રમાણે જો કુંતલ નામે વ્યક્તિ જુદી જ હોય તોયે તે રાજા હાલની પાછળ થયેલી ગણાય, નહીં કે તેની પૂર્વે. અથવા ઉપર ટાંકેલ પુરાણના શંસયદર્શક પહેલા અવતરણ પ્રમાણે કુંતલને કદાચ વિક્રમાદિત્યના પુત્ર તરીકે લેખાવીએ તો તે વિક્રમાદિત્ય રાજા હાલની

હકીકતનું એકીકરણ કરતાં સાર એ થાય છે કે, નહપાણ ક્ષહરાટ, રૂષભદત્ત શક, ચંદ્રગુપ્ત મૌર્ય, રાજા હાલ-શાતકરણિ પુલુમાવી અને રાજા ખારવેલ આ પાંચે એક જ ધર્માવલંબી હોવા જોઇએ. જેમ આ અનુમાન કે નિર્ણય શિલાલેખી હકીકતથી તારવી શકાય છે તેમ ઉપરમાંના રાજાઓના જે સિક્કાઓ (પુ. ૨ના સિક્કાચિત્રો તથા વર્ણન) પ્રાપ્ત થાય છે તેમાં કોતરાવેલ ચિહ્નો ઉપરથી પણ એ જ વિગત પુરવાર થઇ જાય છે. આ પ્રમાણે શિલાલેખ અને સિક્કા ઉપરથી-એમ બંને રીતે-જે હકીકત અરસપરસ સમર્થન કરતી માલમ પડે તે નિશ્ચયરૂપે જ આપણે માનવી રહે છે. તેટલા માટે આ પાંચે રાજાઓ, જેનું વર્ણન અત્યારે ચાલી રહ્યું છે, તે રાજા હાલ સિવાયના ચારેનાં વૃત્તાંતોમાં જેમ આપણે જણાવી ગયા છીએ તેમ તેઓ બધા જૈનમતાનુયાયી હતા. છતાં કિંચિદંશે પણ શંકા રહી ગઇ હોય તો તેનું નિવારણ કરવા હવે બાકી રહેલા રાજા હાલને લગતાં જે બીજા કેટલાક વિશેષ પૂરાવા મળી આવ્યા છે તે આપણે આપીશું.

આ રાજા હાલ વિષે લખતાં જ. બૉ. બ્રં. રો. એ. સો. પુ. ૯ પૃ. ૧૪૭માં જણાવાયું છે કે "That Shriman Satavahan repaired the Tirtha or sacred place (which cannot be made out without having the Prabhavak charita) and the Padaliptasūri established the standard=શ્રીમાન શતવહને તે તીર્થ અથવા પવિત્ર ધામનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો પ્રભાવક ચરિત સિવાય બીજેથી આ હકીકત મળી શકત નહીં) અને પાદલિપ્તસૂરિએ ધ્વજ ચડાવ્યો હતો." એટલે કે શાલિવાહન હાલ રાજાએ જ્યારે તીર્થ (શત્રુંજય તીર્થ સંબંધી વર્ણન કરતાં લખેલ છે તેથી તે શત્રુંજય સમજવાનો છે) નો જીર્ણોદ્ધાર કર્યો હતો ત્યારે શ્રી પાદલિપ્તસૂરિએ ત્યાં આગળ કોઇક અથવા તેણે જ સમરાવેલ મંદિર ઉપર, ધ્વજદંડનું આરોપણ કરાવ્યું હતું. મતલબ કે રાજા હાલ અને પાદલિપ્તસૂરિ બંને સહસમયી હતા એટલું જ નહિ, પણ બંને જણાએ એક જ વખતે અમુક ધર્મક્રિયા કરાવવામાં ભાગ લીધો છે. લેખકનું કહેવું એટલે દરજ્જે સાચું છે કે, પ્રભાવકચરિત્ર સિવાય આ હકીકત તેમને અન્ય ઠેકાણેથી મળત નહીં; કેમકે કથાગ્રંથના કર્તાનો સમય વિક્રમની બારમી સદીનો છે. એટલે સૂત્રગ્રંથોમાં તો તે હોયજ નહીં અને સર્વ પ્રકારની હકીકત કાંઇ એક જ ગ્રંથકર્તાએ લખવી જોઈએ એવો તો નિયમ હોઇ શકે જ નહીં. જેથી હેમચંદ્રાચાર્ય જેવાના ગ્રન્થોમાં તે ન પણ લખાયલી સંભવે. એમ તો હાથીગુંફાનો લેખ અને ખારવેલવાળી હકીકત, કોઇ સૂત્ર કે કથાગ્રંથોમાં પણ નથી, છતાં તેને ખરા પ્રસંગ તરીકે વર્ણવતો શિલાલેખ મળી આવેલ હોવાથી, હવે સત્ય તરીકે સ્વીકારવી પડે છેજ. મતલબ કે ગમે ત્યાંથી મળી આવતી હોય-પણ મળે તો છે જ ને. કાલ્પનીક તો નથી જ ને; અને તે પણ આઠસો વર્ષ ઉપર લખાયેલી છે; જ્યારે તે જ ગ્રંથમાં લખાયેલી અન્ય કથાઓને સ્વીકારી લેવાય, ત્યારે તેમાં લખાયેલી રાજા હાલની જ કથા ન માની લેવાનું કાંઈ કારણ છે? સિવાય કે તેની વિરૂદ્ધ જનારી હકીકત રજુ કરી શકતા હોઇએ તો. મતલબ કે આ જૈન ગ્રંથમાં વર્ણવેલી હકીકતને જ્યાંસુધી વિરૂદ્ધ પુરાવા નથી મળતા ત્યાં સુધી તો સત્ય તરીકે જ લેખવી રહે છે. એટલે જ વારંવાર કહેવું પડે છે કે, ભારતવર્ષની પ્રાચીનતા વિશે જ્યારે જ્યારે કોઈ પણ પ્રકારનું લખવાનો કે જાણવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે ત્યારે, જો તે સમયના કેવળ વૈદિક અને બૌદ્ધ એમ બે જ ધર્મનાં પુસ્તકો જોવાશે અને ત્રીજા જૈન પુસ્તકોનો અનાદર કરાશે તો કેટલીક હકીકતોનો એકતરફથી જ ખ્યાલ આવશે. અથવા જેમ આ કિસ્સામાં રાજા હાલ વિશે બનવા પામ્યું હોત, તેમ અનેક બાબતો તદ્દન અંધકારમાં જ રહી જવા પામશે; અને આ પ્રમાણે એક તરફી વસ્તુ રજુ થતાં, મેળવાતી હકીકત અપૂર્ણ પણ રહી જાય કે વિકૃત સ્વરૂપે પણ ઉભી થઇ જાય; જે સ્થિતિ અમે આલેખાયલા આ પ્રાચીન ભારતવર્ષના ચાર-પાંચ વિભાગના પ્રકાશનથી ખુલ્લે ખુલ્લી સાબિત થઇ જાય છે. તેથી જ અમારા આ પુસ્તક પ્રકાશને વિદ્વાનોને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા છે. રાજા હાલની ધાર્મિકવૃત્તિનું આ એક ઉદાહરણ

પ્રકાશમાં આવ્યું. તેવા પ્રકારની એક બીજી વસ્તુ પણ જૈન સાહિત્ય ગ્રંથમાંથી જ પ્રાપ્ત થાય છે. મજકુર લેખના લેખક ડૉ. ભાઉદાજી આગળ જતાં પૃ.૧૪૪માં લખે છે કે "In the Prabandha Chintamani of Merutungacharya and Chaturvinshati Prabandh of Rajshekhar, another celebrity better known as Nagarjuna in the Buddhist works, is stated to have been a contemporary of a Satavahan and Padaliptacharya.= મેરૂતુંગાચાર્યના પ્રબંધ ચિંતામણી (ગ્રથમાં) અને રાજશેખરના ચતુરવિંશતી પ્રબંધમાં એક બીજી મહાન વ્યકિત કે જે બૌદ્ધ પુસ્તકોમાં નાગાર્જુન તરીકે વધારે પ્રસિદ્ધ પામેલ છે તે (નાગાર્જુન) કોઈ એક સાતવાહન રાજા અને પાદલિપ્તાચાર્યના સમકાલીનપણે થયાનું જણાવ્યું છે." એટલે તેમના કથનનો સાર એ છે કે જે મહાપુરૂષ નાગાર્જુનનું વર્ણન બૌદ્ધ ગ્રંથોમાં વારંવાર આવે છે તે નાગાર્જુન, પ્રબંધચિંતામણી અને ચતુર્વિંશતિ પ્રબંધમાં જણાવ્યા પ્રમાણે કોઈએક સાતવાહન રાજા અને પાદલિપ્તાચાર્યના સમકાલીન હતા. મતલબ કે નાગાર્જુન, પાદલિપ્તસૂરિ અને આ શાતવાહન રાજા, એમ ત્રણે જણા સમસમયી હતા. આ શાતવાહન રાજા અને પાદલિપ્તની વિશેષ ઓળખ ઉપરના પારિગ્રાફે અપાઈ ગઈ છે. એટલે શાતવાહન રાજા તે રાજા હાલ શાલિવાહન પોતે જ જાણવો; જેથી નાગાર્જુન, પાદલિપ્ત અને અને રાજા હાલ, તે ત્રણે સમકાલીન થયા ગણાય. આ પાદલિપ્તસૂરિ એક રીતે નાગાર્જુનના વિદ્યાગુરૂ કહેવાય છે. ગુરૂ પોતે જૈન હોવાથી એક સ્થાને સ્થિર વાસો કરી શકતા નહોતા. એટલે આ નાગાર્જુન પોતે ગૃહસ્થાવાસી હોવા છતાં, ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરવા નિમિત્તે તેમની સાથે દેશાટન અને પરિભ્રમણ કરતા હતા. તેમ કરતાં કરતાં એકદા, તેઓ (ગુરૂશિષ્ય) સૌરાષ્ટ્રમાં આવેલ શત્રુંજયે પધાર્યા હતા અને ઉપરમાં વર્ણવેલ શત્રુંજયોદ્ધારના અને ધ્વજદંડ આરોહણના પ્રસંગે ઉપસ્થિત થયા હતા. જેમ નાગાર્જુને પાદલિપ્તસૂરિ પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો. તેમ આ પાદલિપ્તે આર્યખપુટ[11](સૂરિ) પાસે અભ્યાસ કર્યાનું કહેવાય છે. તે આર્યખપુટસૂરિ પણ આ અવસરે વિહાર કરતાં કરતાં, ત્યાં શત્રુંજયે આવી ચડયા હતા. એટલે કે ખપુટસૂરિ (આર્ય ખપુટાચાર્ય), પાદલિપ્ત અને નાગાર્જુન, એમ ત્રણે જણા એકી વખતે શત્રુંજય પાસે એકઠા થઈ ગયા હતા અને તે પ્રસંગે રાજા હાલે ઉપર નિર્દેષ્ટ કરેલ ધર્મકાર્ય કર્યું હતું. આ ઉપરથી એટલું ફલિતાર્થ થાય છે કે, આ ચારે વ્યક્તિઓ એક બીજાની સમકાલીન છે. ભલે સમવયસ્ક નથી, કેમકે આર્ય ખપુટાચાર્ય સૌથી વૃદ્ધ હતા.[12] તેમનાથી નાના પાદલિપ્ત છે અને સૌથી નાના નાગાર્જુન છે. સંભવિત છે કે કદાચ પાદલિપ્તસૂરિએ બહુ નાની વયમાં જ—આઠ વર્ષની ઉમરે—દીક્ષા લીધી હતી અને તેમની તીવ્ર બુદ્ધિ તથા વિદ્યાશકિતથી રંજીત થઈ ગુરૂમહારાજ શ્રી આર્યખપુટે, તેમની દશ વર્ષની ઉમરે જ આચાર્ય પદવી આપી દીધી હતી. આચાર્ય થયા એટલે સૂરિ પદાધિકારી બન્યા ગણાય. અને તે અવસ્થામાં—કેટલા વર્ષે તે જણાયું નથી—આ નાગાર્જુનનો તેમને ભેટો થયો હતો. એટલે સામાન્ય રીતે કલ્પી શકાય છે તેમ ગુરૂની ઉમર શિષ્ય કરતાં મોટી હશે. પરંતુ ઉપર વર્ણવ્યા પ્રમાણે ગુરૂ, એવા પાદલિપ્તસૂરિએ જ્યારે અતિ નાની ઉમરમાંજ જૈનદીક્ષા ગ્રહણ કરી છે ત્યારે બનવાયોગ્ય છે કે કદાચ ગુરૂ અને શિષ્ય

(૧૧) આર્યખપુટસૂરિનું સ્વર્ગગમન મ. સં. ૪૮૪=ઈ. પૂ. ૪૩માં થયું છે. તેમની પાસે પાદલિપ્તસૂરએ અભ્યાસ કર્યો હતો. (નાગરી પ્રચારિણી સભાની પત્રિકા પુ. ૧૦ અં. ૪, પૃ. ૭૨૩)=આપણે રાજા હાલનો સમય ઈ. સ. પૂ. ૪૭ થી ઇ. સ. ૧૭ નોંધ્યો છે. એટલે સમજાય છે કે આર્યખપુટનું સ્વર્ગગમન, રાજા હાલનો રાજ્યાભિષેક થયા બાદ ચાર વર્ષે થયું છે. આ સમયે હાલની ઉમર લગભગ ૨૦ વર્ષની છે. જ્યારે આર્યખપુટનું આયુષ્ય ૭૦ વર્ષનું ગણાય છે. એટલે ઉમરમાં આર્યખપુટ ઘણા વૃદ્ધ હતા. તે સહેજે સમજાય છે.

(૧૨) ઉપરની ટીકા જુઓ. વળી આગળ પાનાની હકીકત સાથે સરખાવો.

(નાગાર્જુન) બન્ને સમવયસ્ક પણ હોય; અરે એથી કદાચ આગળ વધીને કહેવાય, તો એ પણ અસંભવિત નથી કે ગુરૂ કરતાં શિષ્ય ઉમરમાં મોટા પણ હોય. કેમકે જાણવામાં આવ્યું છે તે પ્રમાણે નાગાર્જુને નાનપણમાં ઘણી ઘણી વિદ્યા પ્રાપ્ત કરી લીધી હતી અને આકાશગામિની વિદ્યા માટે તો, છેવટે મોટી ઉમરે જ પ્રયાસ કર્યો હતો. મતલબ કે પાદલિપ્ત અને નાગાર્જુન વચ્ચે ગુરૂ શિષ્યનો સંબંધ હોવા છતાં, ઉમરના ભેદ વિશે કોઈ જાતની રજુઆત થઈ નથી કે પુરાવો મળતો નથી. વિશેષે કરીને એટલા માટે તે બન્યું હોવાનું કહી શકાય છે કે જ્યારે પાદલિપ્તસૂરિ પોતે દીક્ષા અવસ્થામાં હતા ત્યારે નાગાર્જુન ગૃહસ્થાવસ્થામાં હતા. કેવળ વિદ્યાભ્યાસ અર્થેજ તે ગુરૂની સાથે ભ્રમણમાં જોડાયા હતા. આ કથાનક ઉપરથી હવે સ્પષ્ટ સમજાશે કે નાગાર્જુન પંડિતની સાંસારિક સ્થિતિ તથા દરજ્જો કેવો હતો. બૌદ્ધગ્રંથોમાં નાગાર્જુન પંડિતને લગતી જે આખ્યાયિકાઓનું દર્શન કરાવાય છે તેની ખાત્રી પણ આ ઉપરથી કરી શકાશે. આ ત્રણ (આર્યખપુટ, આર્યપાદલિપ્ત અને નાગાર્જુન) મહાપુરૂષ વિશે લખતાં, હાર્ટ ઓફ જૈનીઝમના કર્તા જે. સ્ટીવન્સને પૃ. ૭૭-૭૮ માં નીચેના ઉદ્‌ગાર કાઢી બતાવ્યા છે. "Two other events are supposed to have happened about this time B. C. 56; the defeat of the Buddhists in a great argument by famous Jaina controvertialist, an ascetic called Arya Khaput, who lived in Broach and the founding of Shatrunjaya, in the state of Palitana, (Shatrunjaya the Jains say was built by a monk), who had the power of rising through the air and by a disciple of his, who had the power of creating gold. This fortunate junction of talents has resulted in one of the loveliest temple cities in the world—આ સમયે ઈ. સ. પૂ. લગભગ ૫૬માં બન્ય બે બનાવો બન્યાનું નોંધાયું છે. વાદ કરવામાં નિષ્ણાત એવા પ્રખ્યાત જૈન સાધુ આર્યખપુટ, જે ભરુચમાં રહેતા હતા તેમણે વાદમાં બૌદ્ધોને જીતી લીધા હતા અને પાલીતાણા રાજ્યમાં આવેલ શત્રુંજયની સ્થાપના, (જૈનોના કહેવા પ્રમાણે શત્રુંજય એક સાધુની કૃતિ છે) કરી હતી, જેમણે આકાશમાં ઉડયન કરવાની શકિત પ્રાપ્ત કરી હતી તથા તેમનો એક શિષ્ય જેમને સુવર્ણ સિદ્ધિ મળી હતી. બુદ્ધિ પ્રભાવના આ સુભાગ્ય યોગે, વિશ્વનું સૌથી સુંદર-મનોહર એવું મંદિરનગરમાંનું એક નીપજાવ્યું છે" મતલબ કે ઇ. સ. પૂ. ૫૬ ની આસપાસ બે બનાવો બન્યા હતા. એક જૈનાચાર્ય આર્યખપુટે બૌદ્ધોને વાદમાં હરાવ્યા હતા અને બીજો, પાલીતાણા રાજ્યની હદમાં શત્રુંજયતીર્થની સ્થાપના થઈ હતી. આ શત્રુંજય તીર્થની સ્થાપના જૈનકથા પ્રમાણે, આકાશગામિની વિદ્યામાં નિષ્ણાત એવા ગુરૂ, અને સુવર્ણ સિદ્ધિમાં હોશિયાર એવા શિષ્ય; એમ બન્નેના સુયોગ થવાથી, થવા પામી હતી અને જે મંદિરનગરની રચના વિશ્વના સૌથી મનોહરમાં મનોહર એવા નગર તરીકે થઇ છે તે આ પ્રમાણે બન્ને વિદ્યાના સુયોગના પ્રભાવથી જ થવા પામી છે એમ સમજાય છે. આ કથન તદ્દન સ્પષ્ટ છે એટલે વિશેષ ખુલાસાની આવશ્યકતા નથી; પરંતુ વાચકવર્ગમાંના જે કોઈ જૈન સંપ્રદાયની કેટલીક આમન્યાથી પરિચિત ન હોય તેને માટે જણાવવાનું કે શત્રુંજય તીર્થની સ્થાપના કરવામાં આવી એમ જે લખાયું છે તે 'હાર્ટ ઑફ જૈનીઝમ'ના લેખક પોતે વસ્તુસ્થિતિના બરાબર જાણકાર ન હોવાથી, ભાષાંતરકાર તરીકે આ શબ્દો લખી કાઢયા છે, બાકી તો ખરી-સ્થિતિ એ છે કે, શત્રુંજયપર્વત અને તીર્થ તો ક્યારનાંએ અસ્તિત્વમાં હતાં જ પરંતુ એકાદ બે મંદિરોનો જીર્ણોદ્ધાર કરાયાનો જ પ્રસંગ તે વખતે બન્યો હતો. પછી જીર્ણોદ્ધારને આ લેખકના કથન પ્રમાણે સ્થાપના કહો કે, જ. બોં. બ્રૅ. રો. એ. સો.ના ઉપરમાં ટાંકેલ વાક્યના લેખક ડૉ. ભાઉદાજીના કથન પ્રમાણે repaired=સમરાવ્યાનું કહો તે જુદી વસ્તુ છે છતાં એક સ્થિતિ જે બની છે તે રજુ કરી દઈએ. આ

વખત સુધી પાલીતાણા રાજ્ય કે ગામનું અસ્તિત્વ નહોતું જ; તે વખતે તે પ્રદેશને સૌરાષ્ટ્ર નામથી જ ઓળખાતો હતો અને શ્રીનાગાર્જુને પોતાના ગુરૂ પાદલિપ્તસૂરિના માનાર્થે આ નગર શત્રુંજય પર્વતની તળેટીમાં તે વખતે વસાવ્યું હોવાથી તેનું નામ પાદલિપ્ત-સ્થાન આપ્યું હતું. પાદલિપ્તસ્થાન શબ્દમાંથી ધીમે ધીમે પાલિસ્થાન થઈ ગયું અને તેમાંથી અપભ્રંશ થતાં પાલિસ્તાન, પાલિતાન અને છેવટે હાલનું પાલિતાણા થવા પામ્યું છે. મતલબ કે શત્રુંજયની તળેટીમાં પાલિતાણા ગામ ઈ. સ. પૂ. ૫૬ની આસપાસમાં શ્રીનાગાર્જુને પોતાના ગુરૂ પાદલિપ્તસૂરિના બહુમાન તરીકે વસાવ્યું હતું. વળી એક મનોહર મંદિરનગર તરીકે તેનો જે ઉલ્લેખ કરાયો છે તે વાક્ય પણ થોડોક ખુલાસો માંગી લે છે. વિદ્વાન લેખક જેમ માની લીધું છે તેમ આ બે ગુરૂ-શિષ્યે પોતાની વિદ્યા-શક્તિથી તે મંદિરનગર બનાવી નથી દીધું. ખરી રીતે જૈનસાધુથી તો નગર વસાવવા કે મંદિર બંધાવવા જેવી સાવદ્ય પ્રવૃત્તિમાં ભાગ જ લઈ શકાતો નથી. પરંતુ પંડિત નાગાર્જુન ગૃહસ્થાવાસમાં હોવાથી તે પોતે સર્વ કાર્ય કરી શકે છે. એટલે જ ગૃહસ્થને શોભે તેવું અત્ર જે કાંઈ પાદલિપ્તસૂરિએ કરાવ્યું ગણવામાં આવે છે તે ગુરૂભક્તિને અંગે શ્રીનાગાર્જુને કર્યું હતું એમ સમજી લેવું. બીજી વાત એ છે કે, તે સમયથી જ શત્રુંજયતીર્થ મનોહર મંદિરનગર બની ગયું હતું એમ પણ, માની લેવાનું નથી. તે સમયે તો કેવળ ગણ્યાગાંઠયા જ મંદિરો હતાં; પરંતુ તેમનું અનુકરણ કરાતાં કરાતાં કાળ ગયે, એટલાં બધાં મંદિરો બંધાઈ ગયાં કે, વર્તમાનકાળે તેને મંદિરનગર તરીકે ઓળખી શકાય તેવું બની ગયું છે અને વિશ્વમાં સર્વશ્રેષ્ટ મનોહર મંદિર તરીકે તેની ખ્યાતિ જામી પડી છે. શત્રુંજય પ્રત્યેના લેખકે વાપરેલ શબ્દનો આ પ્રમાણે ખુલાસો જાણવો. શ્રીનાગાર્જુન સંબંધી જણાવવાનું કે, તેમની વિદ્વત્તાની અને મંત્રવિદ્યાની અનેક રસમયી વાર્તાઓ તથા કથાનકો કહેવામાં આવે છે. તેમનાજ નામેરી એક વ્યક્તિ, કહેવામાં આવે તે પ્રમાણે, બુદ્ધ ભગવાનના જે પટ્ટધરો ગાદીપતિ બન્યા છે તેમાંના એક છે. તેમજ તેમનો સમય પણ, ઉપર જણાવેલ પાદલિપ્તશિષ્ય નાગાર્જુનના સમયને લગતો જ લગભગ ગણાય છે. એટલે આ બન્ને નાગાર્જુન (જૈન અને બૌદ્ધસાહિત્યના) એક જ છે કે ભિન્ન, અને એક જ હોય તો જૈનીના ગણાય કે બૌદ્ધના, તે મુદ્દો નક્કી કરવાનુ કઠિનકાર્ય અન્ય વિદ્વાનો ઉકેલવા પ્રયત્ન કરશે એવી પ્રાર્થના છે.

આ પંચ વ્યક્તિઓનાં (પૃ. ૨૪૦ જુઓ; ક્ષહરાટ, નહપાણ, રૂષભદત્ત શક, ચંદ્રગુપ્ત મૌર્ય, રાજા હાલ શાલિવાહન અને કલિંગપતિ ખારવેલ)નાં ધર્મતીર્થોમાંથી જે એકમાં શાલિવાહનનું નામ જોડાયલું હતું તેનું વૃત્તાંત સંક્ષિપ્તમાં આપ્યું છે. તેને અંગે હજુ સુધી પાશ્ચાત્ય કેળવણીકારે શ્રમ સેવી જે મંતવ્યો બહાર પાડયાં છે તેનાં તેમજ જૈન સાહિત્યગ્રંથોનાં કેવળ અવતરણો જ આપણે તપાસી જોયાં છે. સાથે સાથે જૈન-ગ્રંથોના મૂળ શબ્દો ઉતારવાનું પણ અત્ર આવશ્યક ધારૂં છું. માત્ર બે જ નિમ્નલિખિત શ્લોક ટાંકીશ:—

श्री सातवाहनाह्यो भूप इदं तीर्थमुद्दधार पुनः ।
श्री पाद लिप्तसूरि र्ध्वजप्रतिष्ठां व्यधात् तत्र ॥

(શ્રી પ્રભાવક ચરિત્ર પૃ. ૭૪, શ્લોક ૮૪)

ભાવાર્થ:-શ્રી સાતવાહન નામે રાજાએ આ તીર્થનો (ભરૂચ) પુનરૂદ્ધાર કર્યો અને તેમાં શ્રીપાદલિપ્તસૂરિએ ધ્વજપ્રતિષ્ઠા કરી. આ શ્લોકમાં ભરૂચ શહેરને આશ્રયીને લખાણ છે, જ્યારે આપણે લેખકોના શબ્દાધારે શત્રુંજયને અંગે તેનો ઉલ્લેખ કર્યો છે. તેટલા ફેરફાર સાથે આપણે લખેલ કથન વાંચવું. બાકી પાદલિપ્ત અને શાલિવાહનના સમયને અંગે કે શાલિવાહનની ધાર્મિક મનોવૃત્તિ પરત્વે આપણે જે જાહેર કરેલ છે તેમાં કાંઇ ફેરફાર થતો નથી તેમજ અન્ય વિરૂદ્ધ અનુમાન બંધાઈ જાય તેવું પણ કાંઇ પ્રાપ્ત થતું નથી.

संपइ-विक्कम-वाहड-हाल-पालित-दत्तरायाई ।[१३]
जं उद्धरिहिंति तयं सिरिसत्तुंजयमहातित्थं ॥

(ધર્મઘોષસૂરિનું શત્રુંજયકલ્પ)

(૧૩) આ વાહડ, સિદ્ધરાજ સોલંકી અને કુમારપાળના સમયે થયેલ ઉદયનનો ત્રીજો પુત્ર છે તથા દત્તરાજા હવે પછી

ભાવાર્થ:-સંપ્રતિ, વિક્રમ, વાહડ, હાલ, પાદલિપ્ત સૂરિ અને દત્તરાજા જેનો ઉદ્ધાર કરનાર છે તે શ્રી શત્રુંજય મહાતીર્થ; આમાં પાદલિપ્તસૂરિ અને રાજા હાલનાં નામ સ્પષ્ટ રીતે શત્રુંજયોદ્ધારની સાથે જોડાયલાં છે એટલે આપણે કરેલ ચર્ચાને સર્વ રીતે સંમત છે.

આ શ્લોકમાં રાજા હાલને સ્પર્શ્યા ઉપરાંત બીજી પણ કેટલીક હકીકત જાણવા જેવી નીકળી આવે છે; કેમકે વિક્રમ એટલે શકારિ વિક્રમાદિત્યનો તથા રાજા સંપ્રતિ (જેને આપણે મૌર્યવંશી સમ્રાટ પ્રિયદર્શિન ઠરાવ્યો છે) નો પણ જૈનતીર્થો-શત્રુંજય સાથે સંબંધ હોવાનું જણાવેલ છે આપણે સ્વતંત્ર રીતે, તે બન્ને રાજવીનાં વૃત્તાંતે જણાવી ગયા છીએ કે તેઓ જૈનમતાનુયાયી હતા તે કથનને હવે આ શ્લોકથી ટેકો મળે છે. શત્રુંજય અને સાચીની હકીકત કહી દીધી છે. તેમ અમરાવતી-મહાચૈત્યની ઘટનાનું પણ આડકતરી રીતે થોડુંક વર્ણન કરી દીધું છે. હવે નાસિક જીલ્લાવાળા પ્રદેશની સમજૂતિ આપીશું. તે પ્રદેશ નાના નાના શિલાલેખોથી ભરચક પડયો છે એમ કહેવાય તો ખોટું નથી. તેમાં સૌથી વિશેષ સંખ્યામાં તો નાસિક શહેરની લગોલગ હોવાથી તેને વિદ્વાનોએ નાસિક શિલાલેખનું જ નામ આપ્યું છે. નાસિક સિવાય કન્હેરી, નાનાઘાટ, જુન્નેર, કાર્લા આદિના પણ છે. એટલે આ બધા શિલાલેખનો, સ્થાનોનો, તેમ જ તેમાં નિર્દેષ્ટ કરેલ ગામડાંઓનો વિચાર કરીશું તો સહજ અનુમાન બાંધી શકાય છે કે, લગભગ ૩૦થી ૫૦ માઇલના ઘેરાવાવાળો મુલક તે ગણી શકાય; અને તેવા પ્રદેશમાં આવેલા પર્વતમાંથી કેટલાંકના નામો ઋક્ષ, કૃષ્ણગિરિ, આદિ (જુઓ પૃ. ૧૦૨-૧૦૩) જણાયાં છે, તેમ કોઇનાં નામ અજાણમાં પણ રહી જતાં હશે. અથવા તે સર્વ, એક સામાન્ય મોટા પર્વતનાં શિખરોરૂપે આવી રહ્યાં હોય એમ પણ બને; અને પ્રાચીન સૌરાષ્ટ્રમાં જેમ સિદ્ધાચળ ઉર્ફે વિમળાગિરિ પ્રથમ તો ૧૦૮ શિખરવાળો એક જ ગિરિરાજ હતો. પરંતુ પછીથી પૃથ્વી ઉપર થતા ફેરફારોને લીધે તે સર્વ શિખરો જુદાં પડી જઇ હવે સ્વતંત્ર ગિરિઓ તરીકે ઓળખાવા લાગ્યા છે, તેમ પૂર્વસમયે આ નાસિક જીલ્લાનો ગિરિરાજ પણ પ્રથમ એક મોટા પર્વતરૂપે જ અસ્તિત્વ ધરાવતો હોય અને તેનાં ઘણાં શિખરો હોય; પરંતુ જે સમયે નહપાણ, રૂષભદેવ અને શાતવાહનવંશી રાણી બળશ્રીના પુત્ર-પૌત્ર એવા ગૌતમીપુત્ર તથા વાસિષ્ઠપુત્ર થયા તે કાળે તેનું સ્વરૂપ ફરી ગયું હોય, અને તેમાંથી કેવળ ત્રણ શિખરનો એક પર્વત, બીજા સર્વથી છૂટો પડી ગયો હોય તે બનવા યોગ્ય છે. ત્રણ શિખરવાળો તે પર્વત હોવાથી તેનું નામ ત્રિરશ્મિ કહેવાતું હતું; કે જેના ઉપરથી ત્રૈકૂટકવંશની સ્થાપના થઇ છે. કહેવાની મતલબ એ છે કે, સૌરાષ્ટ્રદેશનો વિમળાચલ તથા તેના પૃથક શિખરો જેમ તીર્થસ્થાન તરીકે પવિત્ર ગણાય છે તેમ આ નાસિક જીલ્લાનો પર્વત તથા તેના શિખરોવાળો આખો પ્રદેશ-ગોવરધન સમય (જુઓ લેખ નં. ૭, ૧૩ ઇ.) પણ તીર્થધામ તરીકે પવિત્ર ગણાતો હતો. એટલે કે રૂક્ષ અને કૃષ્ણગિરિ આ મોટા પર્વતનાં અનેક શિખરોમાંનાં એનાં નામો જ સમજવા રહે છે. ઉપરાંત નં. ૧૩ લેખમાં જે કેટલાંક અપ્રસિદ્ધ નામ છે તેમાંના પણ કોઇક આ મોટા ગિરિરાજનાં અંગ-શૃંગો સંભવી શકે છે. આ રૂક્ષનું પૂરૂં નામ રથાવર્ત છે. આ રથાવર્તને જૈનસૂત્ર (આચારાંગ, નિર્યુક્તિ વિ.)માં "રથાવતનગં" કહ્યો છે. વજ્રસૂરિનામના જૈનાચાર્યનું વૃત્તાંત લખતાં તે શબ્દ વિશે 'પ્રભાવક ચરિત્ર,' વિ. સં. ૧૯૮૭ મુદ્રિત પૃ. ૧૭ ઉપર જણાવાયું છે કે, આ એક જૈનનું પ્રસિદ્ધ તીર્થ હતું. તે પર્વત ઉપર વજ્રસૂરિ અનશન કરી સ્વર્ગે ગયા છે. કલ્પસૂત્રની સુખબોધિકામાં (જુઓ પૃ. ૧૩૦) તે વજ્રસૂરિના જીવનચરિત્રમાં નિર્દિષ્ટ થયેલ છે કે, જ્યારે સોપારકનગરમાં તેઓ હતા ત્યારે પોતાનું આયુષ્ય ક્ષીણ થયેલ જાણી રથાવર્ત પર્વત ઉપર જઇ અનશન કર્યું હતું.[14] આ કથનો સૂચવે છે કે,

---

થનાર છે. આ બન્ને વ્યક્તિને અત્ર સંબંધ ન હોવાથી તેમને લગતું વિવેચન કરેલ નથી.

(૧૪) પંચમ પરિચ્છેદે, લેખ નં. ૧૩ ટી. નં. ૩૭ જુઓ.

રથાવર્ત પર્વત સોપારકનગરની નજીકમાં હોવો જોઇએ, તેમ જ તે પર્વત જૈનોનું એક પવિત્રતીર્થ પણ હતું જ. નં. ૧૩ વાળા લેખની હકીકત સાથે ઉપર ટાંકેલ જૈનસૂત્ર અને સાહિત્યગ્રંથોના કથનોનું એકીકરણ કરીશું તો આ રથાવર્તપર્વત તે જ રૂક્ષ પર્વત છે તથા તેજ ત્રિરશ્મિ પર્વતના એક શૃંગ તરીકે ઓળખવો રહે છે. વળી તે પર્વત જૈનધર્મનું એક પવિત્ર તીર્થ પણ હતું.[૧૫]

ઉપર જણાવેલા પાંચ રાજા તથા તેમનાં નામો સાથે સંયુક્ત થયેલ સ્થાનોનાં આપેલ વર્ણનો અને હકીકત ઉપરથી સિદ્ધ થઈ ગયું છે કે, તે સર્વે રાજાઓ જૈનધર્મી હતા તેમજ તે સર્વ સ્થાનો સાથે જૈનધર્મના પવિત્રતા જ સંકળાયલી છે. મતલબ કે તે સ્થાનો પવિત્ર જૈનતીર્થો હતાં. આટલી વિચારણા વસ્તુ-સ્થિતિને અંગે થઈ. હવે તે સર્વનો સમય એકબીજાને બંધબેસતો આવે છે કે નહીં તે પણ જોઈ લઇએ.

પ્રથમ શત્રુંજય પર્વતને લગતી હકીકતો વિચારીએ. આર્યખપુટનું સ્વર્ગગમન મ. સં. ૪૮૪=ઈ. સ. પૂ. ૪૩માં મનાયું છે.[૧૬] તેમની પાસે પાદલિપ્તે અભ્યાસ કર્યો અને તેમની પાસે નાગાર્જુને અભ્યાસ કર્યો. એટલે એ બધાનો સમય ઇ. સ. પૂ. ૪૩ થી માંડીને તે બાદ ૫૦ વર્ષના ગાળાનો થયો ગણાય. આપણે રાજા હાલ શાલિવાહનનો સમય ઈ. સ. પૂ. ૪૭ થી ઇ. સ. ૧૭ નોંધ્યો છે. એટલે કે આર્યખપુટનું સ્વર્ગગમન થયા પૂર્વે ચાર વર્ષે રાજા હાલનો રાજ્યાભિષેક થઇ ગયો હતો. તે બાદ ૫૦ વર્ષના ગાળામાં પાદલિપ્તસૂરિ અને નાગાર્જુન તથા રાજા હાલ એમ ત્રણેનાં જીવનકાળનો મોટો ભાગ વ્યતીત થયો કહેવાય—આ પ્રમાણે સર્વ ઘટનાનો સમય મળી રહ્યો. એટલે તેમનાં વૃત્તાંતને સત્ય તરીકે સ્વીકારી લેવું રહ્યું.

રથાવર્ત પર્વત સંબંધી હકીકતમાં નહપાણ અને રૂષભદત્તનો સમય ઈ. સ. પૂ. ૧૧૪થી ૫૨ સુધીનો આપણે લીધો છે. તેમજ આ ક્ષહરાટ તથા શાહીપ્રજાનું નિકંદન કાઢનાર, અને "Restored the glory of the Satavahans=શાતવાહનોની કીર્તિ પુનઃ ઉજ્જવળ બનાવી" એવા શબ્દો લખાવનાર રાણી બળશ્રીના પુત્ર ગૌતમીપુત્ર શાતકર્ણિનો સમય ઈ. સ. પૂ. ૭૨ થી ૪૭ લેખવ્યો છે એટલે તે પણ બંધબેસતો થઈ જાય છે. ઉપરાંત નહપાણ–રૂષભદત્તની પછી જ ગૌતમીપુત્રનો સમય ઠરે છે; જેથી નહપાણના મહોરા ઉપર ગૌતમીપુત્ર પોતાનું મહોરૂં છાપી શકે છે, તેમજ રૂષભદત્તે આપેલું ક્ષેત્રદાન ફેરવીને ગૌતમીપુત્ર પોતાના નામે પણ કરી શકે છે. મતલબ કે આ હકીકતની સત્યતા પણ દરેક રીતે સિદ્ધ થઈ ગઈ.

હવે સાંચીની વિચારણા કરવી રહી. સાંચીના સ્થાન ઉપર એક સ્તંભ (Pillar) અને એક સ્તૂપ (Tope) મળીને બે વસ્તુ છે. બેની વચ્ચે શું ભેદ છે તે આપણે આગળ ઉપર સમજાવવાનું છે. અત્ર સ્તૂપને આશ્રયીને આપણું કથન છે. સ્તૂપનાં આમ તો અનેક અંગો છે પરંતુ મુખ્યપણે બે કહી શકાય. એક તેનો મુખ્યભાગ જે મોટા ગોળાકારરૂપે, ચણતરકામના એક ઢગલા–પુંજ–ટેકરારૂપે હોય છે તે, અને બીજો, તેના પ્રાંગણ તરીકે ચારે તરફ દીવાલરૂપે બનાવ્યો હોય છે તે; કે જેમાં પ્રવેશદ્વારનો પણ સમાવેશ થઈ જાય છે. પ્રથમનો મુખ્યભાગ સામાન્ય રીતે એક જ સમયે બનાવેલ હોય છે, જ્યારે દીવાલનો ફરતો અને તેના દરવાજાઓ–સિંહદ્વારોવાળો ભાગ, કદાચ મુખ્ય ભાગ બનાવવાના સમયે પણ ઉભા કરાયા હોય અથવા અન્ય સમયે પણ બનાવાયા હોય. એટલું જ નહીં પરંતુ એમ પણ બને છે કે ચારે તરફના કમ્પાઉન્ડના આ બધાં ભિન્ન ભિન્ન અવયવો હોઈ, ભિન્ન ભિન્ન સમયે પૃથક પૃથક વ્યક્તિઓની કૃતિરૂપે પણ બનાવેલી

---

(૧૫) આ હકીકત પુ. ૩માં રૂષભદત્તના જીવનવૃત્તાંતે તેમ જ આભિર ઈશ્વરદત્તની ઉત્પત્તિ તથા વૃત્તાંતે સમજાવી છે તે ત્યાં જુઓ.

આ પુસ્તકે દશમ પરિચ્છેદે નં. ૧૨ વાળા શાતકર્ણિના ચરિત્રે પણ આ વસ્તુનો ખ્યાલ અપાયો છે.

(૧૬) જુઓ ના. પ્ર. પ. પુ. ૧૦, અંક ૪, પૃ. ૭૨૩; મુનિશ્રી કલ્યાણવિજયજીનો "જૈનકાળ ગણના"નો લેખ.

હોય છે. એટલે મુખ્ય ઈમારતના અને ફરતી દીવાલ બનાવાયાના સમયમાં, એકતા પણ હોય કે ભિન્નતા પણ હોય; જ્યારે કંપાઉન્ડના બધાં અંગો તો સામાન્ય રીતે પૃથક્ પૃથક્ સમયે જ બનાવાયેલાં નજરે પડે છે. પરંતુ એટલું લગભગ ચોક્કસ દેખાઈ આવેલ છે કે મુખ્ય ચણતરકામ ઉભું કરવાનો સમય સર્વથા દીવાલ કરવાના સમયની પૂર્વેનો જ હોય છે; કેમકે આ સ્તૂપો કાંઇ આપણા ગ્રહસ્થગૃહોની પેઠે, રહેવાનાં મકાનરૂપે નથી કે, પ્રથમ દીવાલ ઉભી કરી ચારે તરફનું રક્ષણ મેળવી લેવું પડે; જેથી મુખ્ય ઈમારતને અંગે ઉપયોગમાં લેવાતી મૂકાતી અને આણવામાં આવતી અનેક વસ્તુઓની નિર્ભયતા રહે, તેમ જ કારીગરોને કામ કરવાને મોકળાશ મળે તથા અન્ય પ્રકારની ડખલગીરીથી મુક્તિ રહે. આ સ્તૂપો તો પુ. ૨માં જણાવવામાં આવ્યું છે, તેમ હમેશાં મરણની સમાધિરૂપે ઉભા કરાય છે. તેને શાસ્ત્રોમાં નિષદ્યા કહેવાય છે અને વર્તમાનકાળે 'છતરી' કહેવાય છે. જ્યારે ચારે બાજુની ફરતી દીવાલો મુખ્ય ઈમારતના માત્ર સંરક્ષણરૂપે છે. એટલે સ્વાભાવિક જ છે કે, મુખ્ય ચણતરરૂપ પૂંજ તો પ્રથમ ચણાયલ હોય છે. કેમકે, જે વ્યક્તિના સ્મારક માટે તે ઉભો કરાય છે તેના મરણ પામ્યા બાદની સર્વ અંતિમ ક્રિયાઓ ત્યાં જ કરાયલી હોય છે. એટલે તે સ્થાનનું નિર્માણ પ્રથમ બને છે અને તે બાદ જ તેના રક્ષણ માટેની ક્રિયાઓનું સર્જન વિચારાય છે. આ પ્રમાણે આખો સ્તૂપ અને તેને ફરતા પ્રાંગણના બંધારણ માટેની પ્રણાલિકા બની ગઈ છે. તેને અનુસરીને આપણે તેના સમય નિર્ણયનો વિચાર કરવો રહે છે. સાંચી સ્તૂપમાં જે વાસિષ્ઠપુત્ર શાતકરણિનું નામ વાંચવામાં આવે છે તેના સમયને લગતું વિવેચન કરતાં, જ. બોં. બ્રૅં. રો. એ. સો. (નવી આવૃત્તિ) પુ. ૩, પૃ. ૫૬માં તેના વિદ્વાન લેખક જણાવે છે કે,–"That this king Vashisthaputri Siri Satakarni is to be identified with one of the later Satakarnis=આ રાજા વાસિષ્ઠપુત્ર શાતકરણિ પાછલા ભાગમાં થયેલ શાતકરણિમાંના એકાદ તરીકે ઓળખી શકાય છે, (આટલું લખીને પછી જણાવે છે કે) Mr. Chanda (Memoirs of the Arch. Surv. India No. 1, p. 175) and Sir John Marshall assign the reliefs on the four gateways of Sanchi to the latter half of the first century=મિ. ચંદા (મેમોઇર્સ ઓફ ધી આર્કિ. સર્વે ઈંડિયા. પુ. ૧, પૃ. ૧૭૫) અને સર જોન મારશલ સાંચી (સ્તૂપ)ના ચારે પ્રવેશદ્વાર ઉપરનાં શિલ્પને ઈ. સ.ની પહેલી સદીના મધ્ય સમયના લેખે છે." ધ્યાનમાં રાખવાનું છે કે, પહેલી સદીની મધ્યકાલીન ઇ. સ. ૫૭ના સમયના વસ્તુ તરીકે જે નિર્દિષ્ટ કરી છે તે તો પ્રવેશદ્વાર જ છે; નહીં કે સ્તૂપને લગતો મુખ્ય પૂંજ; એટલે સ્તૂપ અને તેને ફરતી દીવાલોના સર્જન નિર્માણ માટે જે સિદ્ધાંત આપણે ઉપરમાં સમજાવી ગયા છીએ તે પ્રમાણે, મુખ્ય સ્તૂપની ઈમારતનો નિર્માણ કાળ તો ઇસવીની પ્રથમ સદીના કરતાં પણ પૂર્વેનો જ હોઇ શકે; જેમ ઉપરના વિદ્વાનોએ પોતાનો અભિપ્રાય જણાવ્યો છે, તેમ તેને જ લગભગ મળતો વિચાર જનરલ કનિંગહામે પોતાના ભિલ્સાટોપ્સ નામે ગ્રંથમાં પૃ. ૨૬૯માં વ્યક્ત કર્યો જણાય છે. તેમના શબ્દો આ પ્રમાણે છે, That the gateways were added in the reign of Siri Satkarni between the years of 19 & 37 A. D.=શ્રી શાતકરણિ રાજ્યે ઈ. સ. ૧૯ અને ૩૭ની વચ્ચે આ સિંહદ્વારોની વૃદ્ધિ કરવામાં આવી છે. આ પ્રમાણે સમયનિર્ણય ઠરાવવામાં તેમને શું કારણો મળ્યાં છે તે સ્પષ્ટપણે કહેવામાં આવ્યાં નથી, નહિ તો આપણે ચર્ચા કરી શકત. પરન્તુ એટલું તો સ્પષ્ટ થઈ શકે જ છે કે તેમના મત પ્રમાણે સિંહદ્વારનો સમય ઈ. સ. ૧૯થી ૩૭નો છે. અમારૂં એમ માનવું છે કે રાજા હાલના સમયની તે કૃતિ હોઇને તેનો સમય ઇ. સ. ૧ અને ૧૭ની વચ્ચેનો હોઈ શકે. લિપિના વળાંક ઉપરથી નિર્ણય બાંધવામાં જ્યારે દોઢ દોઢ ને બે બે સદીની ભૂલો થઈ જાય છે ત્યારે અત્રે માત્ર વીસ વર્ષની ગણત્રીનો તફાવત એ કાંઈ મોટી વસ્તુ નથી. મતલબ કે, આપણે જે સમય રાજા હાલનો ઠરાવ્યો

છે તે સ્થાપત્ય, કળાજ્ઞાન અને શિલાલેખના આધારે સત્ય જ ઠરે છે. આ પ્રમાણે સાંચીને લગતી વિચારણા અહીં પૂરી થાય છે.

હવે રહી એકલી અમરાવતી સ્તૂપની વિચારણા. તેમાં તો માત્ર ખારવેલના મહાચૈત્યને આ વાશિષ્ઠીપુત્રે દાન દીધું હતું એટલું જ જણાવાયલું હોવાથી જે સાર કાઢી શકાય તે એ કે, ખારવેલ પછી શાતકરણિ વાસિષ્ઠપુત્ર થયો હતો પરંતુ સમયની ચોકસાઈ ઘડી શકાતી[17] નથી. બહુમાં બહુ ખારવેલનો સમય ઈ. સ. પૂ.ની પહેલી સદી કે તે પૂર્વે હતો એટલુંજ કહી શકાયું.

આ પ્રમાણે શિલાલેખમાં આવેલ નામવાળો રાજા હાલ, ઈ. સ. પૂ.ની પહેલી સદીના પ્રારંભમાં થયો હતો તથા તે શિલાલેખવાળા શત્રુંજય અને ત્રિરશ્મિ પર્વતનાં શૃંગો–રૂક્ષાવર્ત અને કૃષ્ણગિરિ સહિત–સાંચી સ્તૂપ તથા અમરાવતી સ્તૂપનાં સ્થળો; તે સર્વ જૈનધર્મનાં દ્યોતક સ્થાનો હતાં; એટલી હકીકત સિદ્ધ થઈ લેખાશે. તે ઉપરથી એમ પણ ફલિતાર્થ થાય છે કે રાજા હાલ શાલિવાહનને કેટલાક વૈદિક મતાનુયાયી હોવાનું જે માને છે તે શિલાલેખી પૂરાવાથી અસત્ય કહેવાશે. આ સંબંધી વિશેષ વિવેચન આગળના પરિચ્છેદે શક શાલિવાહનવાળા પારિગ્રાફે આપવામાં આવશે. અત્ર આટલો ઈસારો જ બસ થશે.

**એક બે નવી વાતો**

હવે જ્યારે રાજા શાલિવાહનના ધર્મ વિશેના પ્રામાણિક પૂરાવા અને હકીકત મળી ગયાં છે ત્યારે વર્તમાનકાળે ચાલી રહેલાં એક બે અન્ય મંતવ્યો ઉપર પણ કાંઇક અમારા વિચાર વ્યક્ત કરવાનું સસ્થાને ગણાશે, એમ ધારી તે અત્ર રજુ કરીશું. પ્રથમ હકીકતની રજુઆત આ ગૌતમીપુત્ર અને વાસિષ્ઠીપુત્રના અનેક લેખોમાં નિર્દેશ કરાયેલાં ગામડાનાં સ્થાન પરત્વે છે. જે ગામડાનાં સ્થાન વિશે પૂરી ખાત્રી નથી થઇ તે વર્જી દઇએ. તોપણ, ઇલુરક, મનમાડ, કરજક ઇ. નાં નામ વિશે વિના સંકોચે તરત કહી શકાશે કે, તે સ્થળોનાં પ્રાચીન નામો ઉચ્ચારમાં કોઇ પણ ફેરફાર વિના કે જરાક સ્થાનિક ફેરફાર સાથે તેને તે જ અત્યારે પણ સચવાઈ રહ્યાં છે. એટલે જેમ કૃષ્ણગિરિ–કન્હેરી, કાર્લેની ગુફાઓ, સહ્યાદ્રીના શિખરો ઇ. ઈ. જૈન ધર્મનાં તીર્થધામો ગણાયાં છે તેમ વર્તમાનનો મનમાડ જીલ્લો તથા તેની હદમાં આવેલાં ઇલોરા અને કરજત ઈ. ગામો જેનો ઉલ્લેખ શાતકરણિના શિલાલેખોમાં દાન આપ્યા નિમિત્તે, કે તેનું ઉત્પન્ન મેળવવા રૂપે થયો છે, તે સર્વે ગામો જૈનમતાવલંબી હોવાનું માનવું રહે છે. અરે કહો કે આખો ગોવર્ધનસમય જ (ગોદાવરી નદીના મૂળ પાસેનો પ્રદેશ) તેને લગતો હતો. તેમજ તે ધર્મનાં સ્થાનોથી જ્યારે તે ભરચક હતો ત્યારે ઇલોરા અને અજંટાની ગુફાઓમાં જે દશ્યોને વિદ્વાનો બૌદ્ધધર્મનાં કહી રહ્યાં છે તે મંતવ્યોની ઓળખ કરાવવામાં પણ હવે ફેરફાર થશે એમ સ્વીકારવું રહે છે. વધારે નહીં તો ઈ. સ.ની ત્રીજી–ચોથી સદી પૂર્વેનાં (કારણ કે તે સમયે જૈનેતર એવા ગુપ્તવંશી સમ્રાટની સત્તામાં આ પ્રદેશ જવા પામ્યો હતો) સ્મારકો તો બૌદ્ધને બદલે જૈનોનાં જ કહેવાં પડશે.

બીજી હકીકત જે રજુઆત માંગી રહી છે તે, પુરાણનાં કથનને અંગે છે. પરિચ્છેદ ૧૦માં, પૃ. ૨૦૨થી ૨૦૭ સુધી શાતકરણિ હાલ રાજાના માતપિતાની તથા પૂર્વજની ઓળખનો પત્તો લગાડવા, પુરાણનાં અવતરણો આપવાં પડયાં છે. તેમાં એક એ પ્રકારે છે કે, તેનો જન્મ દૈવાધીન સંયોગોમાં થયો છે. પરંતુ તે સંયોગ ઉપસ્થિત થવાના કારણરૂપ, યજ્ઞ કરવામાં વિઘ્ન કરનારા મ્લેચ્છો તરફથી અસ્થિ આદિ ફેંકાતાં હોવાનું તેમજ તે વિઘ્નના નિવારણઅર્થે શીવજી પાસે યાચના–પ્રાર્થના કરવા ગયાનું જણાવાયું છે. આ કથન ઉપરથી એવો ખ્યાલ ઉત્પન્ન થાય છે કે, આખોયે પ્રસંગ વૈદિકધર્મનાં અનુષ્ઠાનને લગતો છે, તેમજ તે સાથે રાજા હાલના જન્મને સંકલિત કરાયો છે. પરંતુ

(૧૭) આનો સમય ઇ. સ. પૂ.ની પાંચમી સદીનો છે તે માટે ઉપર તૃતીય પરિચ્છેદે ટી. નં. ૧૨, ૧૩ તથા તેનું અસલ લખાણ જુઓ.

જ્યારે રાજા હાલ તો જૈનધર્મી હોવાનું ઠરી ચૂકયું છે ત્યારે શંકા ઉભી થાય છે કે આ બે વસ્તુ શા રીતે બનવા પામી હશે? સંભવ છે કે, જેમ અનેક વસ્તુઓની સ્થિતિ-સર્જન, રક્ષણ કે નાશ-તે તે સ્થાનના રાજકર્તાના ધર્મ ઉપર અવલંબે છે, તેમ અત્ર પણ બનવા પામ્યું હોય. કયારે થયું હશે તે કરવાનું કાર્ય આપણે અન્ય સંશોધકો ઉપર છોડી દઇશું પરંતુ એટલું ચોક્કસ દેખાય છે કે આવા ફેરફારો પાછળથી થવા પામ્યા છે.

જે ફેરફારો આ પ્રમાણે થઈ જવા પામ્યા છે તેની નોંધ ઉપરમાં આપણે લીધી કહેવાશે. સાથેસાથે જે ફેરફાર-ગેરસમજૂતિ-થવા શકય છે તેનો અત્ર સ્ફોટ કરી લઈએ. પૃ. ૨૪૫-૬ માં સાંચી સ્તૂપનું વર્ણન કરતાં જણાવ્યું છે કે, તે સ્થળે સ્તૂપ અને સ્તંભ એમ બે વસ્તુઓ છે. આ બેની સમજૂતિ વચ્ચે શું ભેદ છે તે આગળ ઉપર કહીશું. તે અત્ર સમજાવવા પ્રયત્ન કરીશું.

| સ્તૂપ | સ્તંભ |
|---|---|
| (૧) સામાન્ય રીતે મરણ-સમાધિ (જેને જૈન સંપ્રદાયમાં નિષદ્યા શબ્દથી ઓળખવામાં આવે છે. જુઓ હાથીગુંફા લેખ)ના સ્મારક તરીકે રચવામાં આવે છે. | (૧) સામાન્ય રીતે વિજયના ચિહ્નરૂપે ઉભો કરાય છે; છતાં કોઇ વખતે ધાર્મિક સ્વરૂપ તેનું હોય છે ખરૂં; પરંતુ સમાધિરૂપે તો નહીં જ-(પ્રિયદર્શિનના સ્તંભો સમજવા). |
| (૨) જેનું મરણ થયું હોય તેનું નામ હોય કે ન પણ હોય, કેમકે તેને કીર્તિની કાંઇ પડી નથી હોતી. | (૨) મુખ્યતઃ વિજય મેળવનારનું નામ હોય જ કેમકે ઉભું કરવામાં પ્રધાન હેતુ પોતાની કીર્તિ ગાવા માટે જ હોય છે. |
| (૩) પરંતુ દાન દેનાર, ભક્તિ નિમિત્તે કાર્ય કરતો હોવાથી, તેમાં દાન દેનાર તરીકે અનેકનાં નામ લખેલ હોય છે. | (૩) વિજય મેળવનાર એક જ હોય જેથી નામ ફક્ત એકનું જ હોય અને સત્તાસૂચક આજ્ઞાદર્શક હોય. |
| (૪) દાનનો હેતુ દર્શાવવામાં ધાર્મિક પ્રસંગ કે હેતુ જણાવેલ હોય છે. | (૪) વિજય મેળવવામાં પ્રદેશની જીત, કોઈ સાથેની લડાઈ કે કોઇને કોઈ સાંસારિક લાલસાની યુક્તિ હોય. |
| (૫) સાલ કે સમયદર્શક હકીકતો ભિન્ન ભિન્ન સમયની (નં. ૩ ના કારણને લીધે) હોય છે. | (૫) એક જ સાલ કે સમય હોય. |

બેની વચ્ચે જે મુખ્ય ફેરફાર અમારી નજરે દેખાય છે તેનું ઉપર પ્રમાણે વર્ગીકરણ કરી બતાવ્યું છે. તેને અનુલક્ષીને જો સાંચીના સ્તૂપ અને સ્તંભના કર્તા તરીકે શોધ કરીશું તો, પ્રથમમાં ચંદ્રગુપ્ત, વાસિષ્ઠીપુત્ર આદિ અનેકનાં નામો મળી આવશે જ્યારે સ્તંભમાં એકલા શાતકરણિનું જ નામ મળી આવશે. સ્તૂપમાં દાનનું કારણ દર્શાવતાં ભિન્ન ભિન્ન મુદ્રાઓ તેમજ વસ્તુઓનું પ્રદર્શન દેખાઇ આવશે, જ્યારે સ્તંભમાં અશ્વમેધ કર્યાનું કે પ્રજા ઉપર કર વસૂલ કર્યાનું ઈત્યાદિ આજ્ઞારૂપ અને સત્તાદર્શક હકીકતો મળી આવશે. આ પ્રકારની અનેકવિધ ચાળવણીથી સ્તંભ ઉપર કોઇક શાતકરણિએ પોતાના સમયના અવંતિપતિ ઉપર મેળવેલ જીતનાં અને સ્તૂપ ઉપર પણ શાતકરણિના નામ હોવા છતાં તુરત તારવી શકાય છે કે, સ્તંભ છે તે નં. ૭ વાળા શાતકરણિના સ્મારકરૂપ તથા ઇ. સ. પૂ. ૨૩૨ નો છે, જ્યારે સ્તૂપ છે તે, જુદા જુદા સમયે થયેલા એવા મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તે ઈ. સ. પૂ. ની ૪થી સદીમાં, અને નં. ૧૮ વાળા શાતકરણિએ ઈ. સ. પૂ. પહેલી સદીના પાછલા ભાગમાં તથા અન્ય ભક્તજનોએ સ્વધર્મપ્રવર્તક એવા શ્રી મહાવીરની મરણ-સમાધિ-નિષદ્યા-પ્રત્યે દર્શાવેલી ભક્તિ નિમિત્તના દાનની હકીકતોથી ભરચક બનેલ છે.

પુ. ૧. માં પૃ. ૬ અને પુ. ૨ માં પૃ. ૩ ઉપર, આ સંસારમાં મહાપુરૂષોના ઉદ્ભવ કયારે થવા પામે છે તેનું વર્ણન संभवामि युगे युगे વાકયની સમજુતિ આપતાં આપતાં કિંચદંશે કરવામાં આવ્યું છે. વળી પુ. ૪ માં સમયની કાળ ગણુના માટે સ્વતંત્ર અષ્ટમ ખંડ રોકયો છે. તેના અંતે, કયો શક અથવા સંવત ઉત્તમ કહેવાય તેનું પત્રક પૃ. ૧૦૬ માં જોડયું છે, જે ઉપરથી સ્પષ્ટ થાય છે કે ધર્મપ્રવર્તકના સ્મરણુમાં જે સંવત ચાલુ થાય છે તે ઉત્તમ ગણાય છે. તેમજ ભલે રાજાના નિમિત્તે સંવતનો પ્રારભ કરાય પરંતુ રાજાજ્ઞા કરતાં પ્રજા પોતે જ સ્વયં સ્ફુરણાથી પોતાના ઉપર તે રાજાએ કરેલ મહાન ઉપકારની જાળવણી માટે જો તે આરંભે, તો તેની ઉત્તમતા પણ કમી નથી. તેનાં દષ્ટાંત તરીકે નં. ૬ વાળો ઇસવી, નં. ૭ નો વિક્રમ અને નં ૯ નો શક-એમ ત્રણ સંવત પ્રજા તરફથી સ્થાપીત થયાનું જણાવ્યું છે. આ ત્રણેને અંગે થોડું થોડું વિવેચન કરવાનો પ્રસંગ અત્રે ઉપસ્થિત થયો છે.

**શકસ્થાપના જેવા ઉદ્‌ભવપ્રસંગો**

નં. ૭ વાળો વિક્રમસંવત, જ્યારથી શકારિ વિક્રમાદિત્યે અવંતિની પ્રજાને, તેમના શક રાજાના ત્રાસમાંથી મુક્ત કરી ત્યારથી પ્રજાએ તે ઋણમુક્તિની યાદગિરિમાં, તે રાજાના રાજ્યારોહણુના દિનથી તેના નામતા સંવતનો પ્રારંભ કર્યો. ઉત્તરહિંદને લગતી આ બાબત હોઇને આ સંવત મુખ્યાંશે ઉત્તરહિંદમાં જ વિશેષ પ્રગતિમાન છે. હવે ઇતિહાસના અભ્યાસથી આપણે જાણી ચૂકયા છીએ કે શક પ્રજાને હરાવવામાં દક્ષિણપતિ નં. ૧૭ મા આંધ્રપતિનો પણ હાથ તો હતો જ એટલે તે ઉપકારદર્શન કેવી રીતે વળાય ? વળી બીજી બાજુ એમ સ્થિતિ છે કે, શકપ્રજાનો ત્રાસ તો ઉત્તરહિંદને હતો, નહીં કે દક્ષિણહિંદને; અને ઉત્તરહિંદની પ્રજાએ તો તે ઋણફેડન કરી વાળ્યું હતું તો પછી દક્ષિણની પ્રજાએ શું કરવું ? તેમ ત્રીજી સ્થિતિ-ગોવરધન સમયમાં પથરાઇ રહેલાં તેમનાં તીર્થસ્થાનો જે શકપ્રજાએ (નહપાણ અને રૂષભદત્ત જેવાએ) ખૂંચવી લીધાં હતાં તે આ નં. ૧૭ વાળા આંધ્રપતિ ઉર્ફે ગૌતમીપુત્ર શાતકરણિએ જ પાછાં મેળવીને (Restored the glory of the Satvahanas) શાતવાહનોની કીર્તિને ઉજ્જવળતા અર્પણ કરી હતી જેથી તે પ્રસંગને તેઓ પણ એક રીતે, ધાર્મિક ઓપ આપીને ઋણફેડનના નિમિત્તરૂપ ગણી શકે તેમ હતું. અને તેના નામનો સંવત્સર ચાલુ કરી દેત. પરંતુ સમજાય છે કે, ઉત્તરહિંદ અને દક્ષિણહિંદની પ્રજાને-બન્નેને-તે પ્રસંગો લગભગ એક સમયે જ બન્યા હોવાથી, કોણે શા માટે અને કેવી રીતે ઉજવ્યો-તેનો ભેદ પડી શકે નહીં; અને ઉત્તરહિંદની પ્રજાએ સંવતનો આરંભ કરી દીધેલ હોવાથી દક્ષિણની પ્રજાએ તે વિચાર પડતો મૂકી દીધો હોય. અથવા તે ગોરધનસમય વાળાં તીર્થો પાછાં મળી ગયાં તે એક રીતે ખુશાલીનો પ્રસંગ તો દક્ષિણની પ્રજાને હતો જ, તેમાં ય પૂર્વના માલિકો તરફથી તેમને કાંઇ ત્રાસ નહોતો એટલે પણ તેમને ઋણમુક્તિ ઉજવવાનો આનંદ થાય. વળી રાજ્યને પુનઃપ્રાપ્તિ થઈ તેટલે દરજ્જે તેને ખુશાલીનો પ્રસંગ ખરો જ પણ તેથી પ્રજાને શું ? રાજ્યે પોતાની ખુશાલી શિલાલેખ કોતરાવીને પ્રદર્શિત કરી દીધી, પછી રહ્યો પ્રશ્ન તો પ્રજાનો જ; તેમને મન તો નહપાણ અને રૂષભદત્તનું આધિપત્ય પણ સરખું જ હતું, તેમ આંધ્રપતિનું પણ સરખું જ હતું, કેમકે તે બન્ને સ્વધર્મી જ હતા; અને તેથી જ પ્રજાને ધાર્મિક અનુષ્ઠાનો કરવામાં કોઈ જાતનો અવરોધ, પ્રતિબંધ કે મુશ્કેલી નડતાં નહોતાં. આ પ્રકારની અનેકવિધ મુંઝવતી વિચારણાના અંતે દક્ષિણની પ્રજાએ તે પ્રસંગને યાદગાર બનાવવાનું મન ઉપર લેવાનું માંડી વાળી એમને એમ તે પ્રસંગ પસાર થવા દીધો દેખાય છે. પરંતુ જ્યારે નં. ૧૭ના વારસદાર નં. ૧૮ના રાજા શાલિવાહન રાજાએ, દક્ષિણ પ્રદેશની પ્રજાને સ્વધર્મની ક્રિયાઓ કરતાં સિંહલદ્વીપ તરફના મ્લેચ્છો તરફથી નંખાતા ઉપદ્રવમાંથી મુક્તિ અપાવી ત્યારે તો સમજાય છે કે દક્ષિણની પ્રજાને પોતાની ઋણમુક્તિ માટેની ફરજનું ભાન થવા પામ્યું હશે. એટલે તેમણે પોતાના રાજા શાલિવાહનની યાદગિરિમાં કાંઇક કરવું એવું સુઝયું હોય. જો તે સમયથી સ્મારકનો આરંભ કરે તો ઇ. સ.

પૃ. ૨૮ (જુઓ પૃ. ૨૪૪-૫)થી અને રાજાના રાજ્યાભિષેકથી કરે તો ઇ, સ. પૂ. ૪૭થી તેની આદિ કરાય. જ્યારે ઉત્તરહિન્દમાં તેવા પ્રસંગની યાદ ઇ. સ. પૂ. ૫૭માં થઇ ચૂકી જ હતી. એટલે દક્ષિણ હિન્દવાળા તે ખુશાલીને વ્યક્ત કરવાનો અમલ કરે તો ઉત્તરહિન્દ અને દક્ષિણ હિન્દના સંવત્સર વચ્ચે કમમાં કમ ૧૦ વર્ષ અને વધારેમાં વધારે ૨૯ વર્ષનો જ ફેર પડી શકે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે બનવા પામી હતી કે નહીં તે નિશ્ચયપૂર્વક કહેવાને આપણી પાસે કોઇ સાધન કે પુરાવા નથી. એટલે તે પ્રસંગ પણ કોઇ શકની પ્રવૃત્તિ આદર્યા વિના જ સરી જવા દીધો હશે એમ સમજવું રહે છે. પરન્તુ એક પ્રશ્ન ઉદ્‌ભવે છે કે, "શકશાલિવાહન" જેવો શબ્દ ત્યારે વપરાશમાં શી રીતે આવ્યો હશે? હાલ તો બીજું કારણ સમજાતું નથી. પરન્તુ શકારિ વિક્રમાદિત્યમાં જેમ શકારિ શબ્દ એક બિરૂદરૂપે વપરાયો છે તેમ, શક શાલિવાહન એટલે, શક પ્રજાને–મ્લેચ્છ પ્રજાને–વિદારવામાં જે શાલિવાહને ઉત્તમ ભાગ ભજવ્યો છે તે, શકશાલિવાહન; મતલબ કે શક શબ્દ તે વિશેષણરુપે જોડવામાં આવ્યો હોય; અથવા રાજા શાલિવાહને કરેલી–મેળવેલી અનેક પ્રાદેશિક જીતોમાં, આ સિંહલદ્વીપવાળા વિજયને પ્રથમ નંબરે મૂકાય (crowning success) તેમ તો જરૂર કહી શકાશે જ. એટલે જેમ અદ્ભુત કાર્ય કરનાર વિશે ઉક્તિમાં કહેવાય છે કે, 'તેનો તો શક્કો વાગે છે' તેમ, આ શબ્દ શાલિવાહનના નામ સાથે ઉપરોક્ત "શક્કો–શક–શાકે" જેવો ભાવાર્થ સૂચવતો યુક્ત કરી દીધો હોય કે કેમ? તે સ્થિતિ એક વખત વિચાર માંગી લે છે. વિશેષ વિચારણા નં. ૨૩ના વૃત્તાંતે આપીશું. શક શાલિવાહન–આ બે શબ્દનું કેમ જોડાણ થયું તેનો તાગ જોકે અદ્યપિ નિશ્ચિતપણે મળતો નથી, પરતુ વિક્રમ સંવતની માફક તેનો પ્રચાર પણ પ્રજાએ જ કર્યો છે તેટલું ચોક્કસ છે અને તેથી જ વિક્રમ સંવત કરતાં તેની ઉત્તમતામાં કોઇ ન્યૂનતા આવી જતી નથી.

હિંદની ભૂમિ ઉપર ઇ. સ. પૂ. ના અંતે ૨૫–૫૦ વર્ષ સુધી જે અજોડ અને બેફામ અશાંતિ જામી પડી હતી તેમાં થોડાક સમયથી પલટો થઇ શાંતિનું સામ્રાજ્ય પથરાવા માંડયું હતું. તેમ યુરોપમાં પણ ધર્મના નામે અનેક પાખંડ વધી પડયાં હતાં. ત્યાં પણ ધર્મવિષયક પ્રકરણમાં અનેક પ્રકારે સુધારણા કરવાની આવશ્યકતા તરી આવતી હતી. આ વિષયને જોકે આપણા હિંદી ઇતિહાસના આલેખન સાથે કાંઈ સંબંધ તો ન જ કહી શકાય. છતાં આડકતરૂં સૂચન કરવાની ફરજ પડી છે તે એટલા માટે કે, કુદરતનો કાયદો (સંભવામિ યુગે યુગે વાળો) કેવી રીતે એકધારો સર્વત્ર વ્યાપકપણે પ્રવર્તે છે તેની ખાત્રી થઇ જાય, તથા હાલની પાશ્ચાત્ય કેળવણી પ્રાસાદિત પ્રજા આ સિદ્ધાંતમાનવાને અચકાય છે તેમને કાંઇક અંશે જ્ઞાન થાય. તેમ જ જે પ્રજાનું શાસન વર્તમાનકાળે હિંદ ઉપર ચાલી રહ્યું છે તેમના જીવનને તે બનાવ સાથે કાંઇક સંબંધ હોવાથી, તેમને અને આપણને તેમાંથી કાંઇક શીખવાનું મળે તેટલે દરજ્જે ઉપકારક ગણાય; આ હેતુથી આવી પડેલ પ્રસંગને વ્યર્થ જવા ન દેવો જોઇએ એમ સમજી આ વિષય હાથ ધર્યો છે.

આ સમયે ઈ. સ. પૂ. ૪ માં[17] યુરોપમાં એક મહાન વ્યક્તિનો જન્મ થયો હતો, જેમનું નામ અત્યારે જગમશહુર બની રહ્યું છે તે વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ મહાત્મા જીસસ ક્રાઈસ્ટ પોતે. તેમના જીવનકાળમાં જે પ્રસંગો પાછળથી બનવા પામ્યા હતા તેમાં તે વખતની રૂઢીચુસ્ત પ્રજાના હાથે, તેમ જ તે ધર્મના કહેવાતા બડેખાંના હસ્તે, તેમના શીરે દુઃખના જે ડુંગરો ખડકાયે ગયા હતા, તે સર્વેમાંથી ખામોશીથી દુ:ખ સહન કરતાં કરતાં, કેવી રીતે તેમણે પ્રજાકલ્યાણાર્થે પોતાના જીવનનું બલિદાન પણ આપ્યું હતું તે સર્વ વૃત્તાંત આધુનિક સમયે, જે જે માણસો લખીવાંચી જાણે છે તેમને તો સુવિદિત છે જ. એટલે વિશેષ વર્ણન ન કરતાં માત્ર અંગુલી નિર્દેશ જ કરીને જણાવવાનું કે તે મહાત્માનો દેહોત્સર્ગ થયા પછી તેમને જે પ્રજાએ પીડન કર્યું હતું તે જ પ્રજાએ, પોતે વહોરી લીધેલ પાપને બાળી પોતાની વિશુદ્ધિ મેળવાય તથા તેના પ્રાયશ્ચિત્તરૂપે પોતાના હૃદયમાં તે પ્રસંગ હમેશાં

જળવાઈ રહી તેનું સ્મારક કરાય તેવા એવડા હેતુથી, તેમના નામનો શક પ્રવર્તાવવાનું નિર્માણ કરી લીધું. જે શકને ઈસવીસન તરીકે ઓળખવામાં આવે છે. જ્યાંજ્યાં આ મહાન્ પયગંબરના પદકમળમાં નમન કરનારી પ્રજા વસે છે ત્યાંત્યાં તે પ્રચલિત જ છે. આ પ્રમાણે ૫૦ થી ૬૦ વર્ષના ટૂંક ગાળામાં, હિંદી તેમ જ યુરોપી પ્રજાના જીવનના સઘળા વ્યવહારિક પ્રસંગ ઉપર અસર ઉપજાવતા બે પ્રસંગો બનવા પામ્યા હતા. તે પણ કેમ જાણે કુદરતના સંકેતની કાંઈક બલિહારી જ ન હોય અને આ બન્ને ભૂમિની પ્રજાને કોઈક અદશ્ય ગ્રંથિથી સંકલિત કરતી ન હોય તેવો ભાસ કરાવે છે. તે બે પ્રસંગો:-(૧) હિંદમાં અને યુરોપમાં થયેલ વિપ્લવ; (૨) અને બન્ને ઠેકાણે પ્રવર્તાયલો નવીન સંવત્સર. એકનું નામ વિક્રમ સંવત્સર અને બીજાનું નામ ઈસ્વીનો સંવત.

**રાજા હાલ અને શક શાલિવાહનનો સંબંધ**

શક શાલિવાહન-અથવા શાકે શાલિવાહન કે રાજા હાલ શાલિવાહનનો શક-એવા ભાવાર્થમાં જે શબ્દ વર્તમાનકાળે વપરાતો જણાય છે તે વાસ્તવિક છે કે કેમ! અને હોયતો તે સાથે રાજા હાલને કેટલે દરજ્જે સંબંધ હોઈ શકે, તે અત્ર વિચારવાનો મુદ્દો છે. પુ. ૪ માં સમયની કાળગણનાના બે પરિચ્છેદોમાં ખૂબ વિસ્તારપૂર્વક લગભગ નવેક પ્રકારના શક-સંવતની ચર્ચા આપણે કરી બતાવી છે. તેમાંના એક શક સંવતની પણ છે. તે ચર્ચાને અંતે (જુઓ પુ. ૪, પૃ. ૯૮) એમ સાર કાઢી બતાવ્યો હતો કે તેના ૭ અર્થ થઈ શકે છે (૧) જેમ વિક્રમ સંવત, ઈસુનો સંવત, તેમ શક નામનો સંવત "Saka era" (૨) શક પ્રજાનો (આખી શક પ્રજાનો) સંવત of Saka nation (૩) શક રાજાએ સ્થાપેલ સંવત=by a Saka king (૪) કોઈ પણ સંવતને શક તરીકે સંબોધાય એટલે an era (general term) (૫) સંવત =વર્ષના અર્થમાં, the year in which (૬) અને વિક્રમસંવતનું બીજું નામ; આ છમાંથી કયો અર્થ 'શક શાલિવાહન'ને અનુકૂળ થાય તેમ છે તે તપાસવું રહે છે. શાલિવાહન રાજા પોતે શક નથી એટલે નં. ૩ બાદ, તેમ શક રાજાએ સંવત્સર ચલાવ્યો નથી એટલે નં. ૨ બાદ; પોતે વિક્રમાદિત્ય શકારિ નથી એટલે નં. ૬ પણ બાદ, તેમ નં. ૫ તો માત્ર વર્ષના અર્થમાં જ છે એટલે તેને પણ વર્જ્યો જ રહે છે. એટલે હવે બાકી નં. ૧ અને નં. ૪ વાળી એમ બે સ્થિતિ જ વિચારવી રહી.

નં. ૧માં શક સંવત્સરનો અર્થ એમ થાય છે કે, તે નામનો અમુક સંવત્સર ગણાય પણ તેની સ્થાપના કોણે કરી તે સાથે તેને સંબંધ નથી; જેમ વિક્રમ સંવત્સરનો સ્થાપક શકારિ વિક્રમાદિત્ય છે ઈસ્વી સંવતનો સંબંધ ઈસુ ભગવાન સાથે છે; તેમ શકસંવત્સર ખરો પણ તેની સ્થાપના કોણે કરી અથવા તો તેની સાથે સંબંધ કોનો ગણી શકાય તે અધ્યાહાર છે. કદાચ રાજા હાલ શાલિવાહનનો સંબંધ હોય અને ન પણ હોય. પરંતુ એટલું સ્પષ્ટ છે કે તેનો પ્રવર્તક તે પોતે નહોતો, જ્યારે નં. ૪માં તો તે શકનો પ્રવર્તક જ પોતે હોય તેવો અર્થ થાય છે. આ બેમાંથી નં. ૪ની વિચારણા અત્ર કરવાનો આશય છે પરન્તુ નં. ૧ વિશેની ચર્ચા નં. ૨૩ ના વૃત્તાંતે કરવામાં આવશે.

નં. ૪ પ્રમાણે શકનો પ્રવર્તક શાલિવાહન પોતે હોઈ શકે કે નહીં! પ્રવર્તનના પ્રશ્નની ચર્ચા કરતાં પૃ. ૨૪૭માં તથા પુ. ૪, પૃ. ૧૦૭ માં જણાવ્યું છે કે કોઈપણ જાતનો શક પ્રવર્તાવવામાં બે પ્રકારનો આશય હોઈ શકે છે. રાજદ્વારી અને ધાર્મિક. રાજદ્વારીના બે પ્રસંગો છે. એકમાં શકને હરાવીને પોતાના પૂર્વજની કીર્તિને ઉજ્જવળ કરવાનું (જોકે આ પ્રસંગ તો રાજા હાલના કાકાની કારકીર્દિમાં બનવા પામ્યો છે, છતાં રાણી બળશ્રીના શિલાલેખમાં ઉલ્લેખ થયો હોવાથી, તેનો સંબંધ કાકાને બદલે ભત્રિજાના રાજ્યે બનેલો ગણો તોયે) અને બીજામાં ગાદીનું સ્થાન ફરીને જુની રાજધાનીવાળા પાટનગરને મરામત કરી નવનગર નામેથી વસાવ્યાનું (જુઓ. પુ. ૪, પૃ. ૧૦૭). તેમ ત્રીજું અર્ધું રાજદ્વારી, તે સિંહલદ્વીપની ચડાઈ અને મેળ-

મેળી જીત અને તે બધું ધાર્મિક—કેમકે તે ચડાઇ કરવામાં ધર્મનું રક્ષણ કરવાનું હતું. (પુ. ૪ પૃ. ૧૦૮ ટી. ૬૨). જ્યારે કેવળ ધાર્મિક આશયવાળા કામમાં શત્રુંજયે યાત્રા કરવા જવાનું, સાચીમાં દાન દીધાનું અને ત્રિરશ્મિની ગુફામાં રહેતા સંતોના નિર્વાહનું. આ પ્રમાણે નોંધવા યોગ્ય કાર્યોની સંખ્યા છથી સાતની ગણાય છે તેમ અન્ય નોંધાયા સિવાયનાં પણ હશે. છતાં તેમાંનું કોઇએ એવું મહત્પ્રકારનું ન કહી શકાય કે જેને શકપ્રવર્તાવવા તરીકેની કોટીમાં મૂકી શકાય. તાત્પર્ય એ કે તેને પોતાને શકપ્રવર્તકના લિસ્ટમાં ગણાવી શકાય તેમ નથી જ. કાર્યની વિચારણાનાં અંગે આ પ્રમાણે સાર નીકળે છે. છતાં સમયની દૃષ્ટિએ વિચારીએ તો પણ શકસંવતનો સમય જ ઈ. સ. ૭૮નો ગણાય છે અને તે વખતે તો તેને મરણ પામ્યાને પણ લગભગ ૬૦ વર્ષ થઇ ચૂકયાં હતાં. મતલબ કે, કાર્યની દૃષ્ટિએ જો કોઈ વણનોંધાયું શૌર્યવંતુ કે ધાર્મિક મહત્વનું પગલું રહી જતું હોય તોપણ, તેના સમયની દૃષ્ટિએ તો તે તરત નજરે પડયા વિના રહેત જ નહીં. આમ કાર્ય અને સમય બન્ને મુદ્દાથી તપાસી જોતાં પણ, રાજા હાલને સંવત પ્રવર્તક હોવાનું સાબિત થઈ શકતું નથી.

ત્યારે શી રીતે તેના નામ સાથે શક શબ્દ જોડાયો હશે ! જેમ ક્ષહરાટ, ચષ્ઠણ અને કુશાન સંવતો તે તે પ્રજાના ભૂપાળોની અમુક રાજદ્વારી જીતને અંગે તે ચાલુ કરવામાં આવ્યા હતા, તેમ રાજાહાલના કિસ્સામાં પણ જો બનવા પામ્યું હોત તો, ઉપરોક્ત સંવતોની પેઠે અલ્પ સમયમાં જ અદૃશ્ય થઇ ગયો હોત. તેનું દીર્ઘકાલીનપણું જ બતાવે છે કે (પુ. ૪, પૃ. ૧૦૮) તેને કોઈ ધાર્મિક પ્રવૃતિ સાથે સંબંધ હોવો જોઈએ (આગળ ઉપર નં. ૨૩ના વૃત્તાંતે જુઓ). બધા સંજોગોનો વિચાર કરતાં ઉપર પૃ. ૨૫૦માં જણાવ્યા પ્રમાણે હાલ તો એક જ સંભવિત કારણ દૃષ્ટિસમીપ નજરે પડે છે કે જેમ, શકારિ બિરૂદ ગદભીલવંશી વિક્રમાદિત્યનું છે તેમ, અત્ર શાલિવાહનની સાથે જોડાયલ શક શબ્દ પણ બિરૂદ રૂપે જ હોય અને તે તેણે સિંહલદ્વીપના કહેવાતા મ્લેચ્છ—શક જેવી જાતિના ત્રાસમાંથી પ્રજાને છોડાવી હતી તેના સ્મરણરૂપે—ચિહ્નરૂપે વપરાશમાં આવ્યો હોય. પછી 'શક શાલિવાહન' શબ્દ લખાતાં લખાતાં લાંબે કાળે તેના મર્મનું વિસ્મરણ થતાં, શક શબ્દને વિશેષણ રૂપે ન લખતાં, વિશેષનામ તરીકે ઓળખાવવામાં આવ્યો હતો.

**ચૂટુઓ અને કદંબો વિષે કાંઇક વધારે**

આંધ્રવંશીઓ સાથે સંબંધ ધરાવતાં અનેક નામો, બિરૂદો, હોદ્દાઓ આપણા વાંચવામાં—શિલાલેખો, સિક્કાઓ કે જીવનવૃત્તાંતોમાં આવ્યાં છે. જેવાં કે, મહારથી, મહાભોજી, મહાક્ષત્રપ, વિષ્ણુકડ, ચૂટુઓ, કદંબો, (કારદમક) વિલિવાયકુરસ ઈ. ઈ. તેમાંના કેટલાકની સમજૂતિ પ્રસંગ આવતાં અપાઇ ગઇ છે, અને કેટલાકની જે બાકી રહી છે તે પણ ઉપરની પેઠે છૂટક આપી શકાત, પરંતુ શાતવાહનવંશીમાં રાજા હાલની કારકીર્દિ સર્વેથા શ્રેષ્ઠ હોવાને લીધે તેના જીવન સાથે ખાસ એક બે બિરૂદોવાળાનો સંબંધ જોડાયો હોવાનું દેખાય છે, એટલે કોઈ અન્યસ્થાને તેની વિચારણા કરવા કરતાં આ ઠેકાણે જ કરી લેવાય તો આનુષંગિક ગણાશે એમ ધારી આ તક હાથ ધરીએ છીએ.

ખાસ કરીને અત્રે ચૂટુ અને કાદંબ સરદારો સંબંધી જ કહેવા માંગીએ છીએ. આમાંના કાદંબ—કદંબને, સંવીજી ક્ષત્રિયમાંના જે ૧૮ વિભાગો હતા તેમાંના લિચ્છવી, મલ્લ, મૌર્ય, પલ્લવ, ચોલા, પાંડયા, આદિની પેઠે—આને પણ એક તરીકે હોવાનું આપણે પુ. ૧માં ઉદયન ભટના વૃત્તાંતે જણાવ્યું છે. વળી આ પુસ્તકે તૃતીય પરિચ્છેદે (જુઓ ટી. નં. ૧૭) કદંબ પ્રજાને નાગ—નંદ—પ્રજાના એક અંશ તરીકે મનાતું આવ્યાનું જણાવાયું છે; તેમ આ કદંબપ્રજા આંધ્રપતિની સાથે લગ્નગ્રંથીથી જોડાતી હોવાનું શિલાલેખથી (નં. ૧૭) આપણને જણાય છે. આવાં બધાં પ્રમાણેથી સિદ્ધ થાય છે કે, મૂળે તેની ઉત્પત્તિ મગધદેશના

સંવીજી ક્ષત્રિયોમાંથી થયેલી હોવા જોઇએ. પરંતુ જયારે ઉદયન ભટના પુત્ર અનુરુદ્ધે તેમના સેનાપતિ નાગદસક સાથે ઠેઠ દક્ષિણમાં સિલોન ઉપર ચડી જઇને તે મગધ સામ્રાજ્યમાં ભેળવી લીધું હતું ત્યારે પાછા વળતાં, વચ્ચે આવતા સર્વ પ્રદેશ ઉપર, પોતાની-ક્ષત્રિયજ્ઞાતિના આ બધા સરદારોને પૃથકપૃથક અધિકાર આપીને સૂબા પેઠે નિયુક્ત કરી દીધા હતા. કાળક્રમે સ્થિતિનું પરિવર્તન થતાં તેમાંના કેટલાક-લગભગ સઘળા જ, એકી વખતે સર્વે નહીં, પણ ભિન્ન ભિન્ન વખતે, વળી એક વખત સ્વતંત્ર બની બેસે, ત્યાં બીજાનો વળી રાજઅમલ શૌર્ય ભરેલો આવે એટલે તેની શરણાંગતિમાં ચાલ્યા જાય-આ પ્રમાણે રાજકારણરંગના અનેક પલટા ભોગવી રહ્યા હતા. તે જ પ્રમાણે આ કદંબ પ્રજાનું પણ સમજી લેવું. તેમના જે લેખો (પરિચ્છેદ ૬, નં. ૨૪-૨૬-૨૭-૨૮) એકદમ પ્રાચીન સમયના મળી આવે છે તે ઉપરથી સમજાય છે કે તેઓ પ્રથમ અરબી સમુદ્રના કિનારે આવેલ અપરાંત નામે ઓળખાતા પટ્ટી પ્રદેશ ઉપર હકુમત ચલાવતા હોવા જોઇએ, અને પ્રસંગની અનુકૂળતા પ્રાપ્ત થતાં, પાસેના પ્રદેશ ઉપર આક્રમણ કરી પોતાનો સત્તાપ્રદેશ વિસ્તાર્યે જતા હતા. આ પ્રમાણે તેમની ઉત્પત્તિ ઈ. સ. પૂ. ની પાંચમી સદીની આદિમાં કહેવાય. પરંતુ ધીમે ધીમે ઈ. સ. ની પાંચમી છઠ્ઠી બાદ તેઓની ગણના કાંઈક વધારે સત્તાશાળી રાજકર્તા તરીકે થવા માંડી હતી અને જો ભૂલતા ન હોઇએ તો, ગુર્જરેશ્વર સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહની માતા મયણલાદેવી આ કદંબવંશી રાજાઓનીજ રાજ-કન્યા હતી. તે સમયે કદંબોની રાજધાની ગોકર્ણપુર-ગોવા બંદરે ગણાતી હતી. પરંતુ તેમની સત્તાનો અંત ક્યારે આવ્યો તે નિશ્ચિતપણે કહેવા જેવી સ્થિતિમાં આપણે નથી. હાલ તો એટલું જ કહી શકાય કે આપણે જે સમયનું વર્ણન કરી રહ્યા છીએ તે કાળે તેઓ રાજા હાલ શાતકરણિના શાસનતળે ખંડિયા તરીકે ગણાતા હતા.

હવે ચૂટુ સરદારો વિશે બે શબ્દો કહીશું. કો. આં. રે.માં તેના કર્તા ડો. રેપ્સને પોતાન પુસ્તકના અંતે આ રાજાઓના તથા કોઈ બોધિવંશના સિક્કાઓને જોડી બતાવ્યા છે અને એવું નિવેદન કર્યું છે કે તેમના સમયનો ચોક્કસ નિર્ણય કરી શકાતો નથી. આમાં બોધિવંશ સાથે આપણે નિસબત ન હોવાથી તેને છોડી દઇશું. ચૂટુવંશીઓમાં ધૂળા (ધુટ્ટકુળ) નંદ-મૂળાનંદ એ નામો (પુ. ૨, સિક્કા નં. ૪૯ થી ૫૨) સિક્કાઓથી તેમ, ચૂટુકાનંદ આ પુસ્તકે (લેખ નં. ૨૫) અને વિષ્ણુકુડચટુ (લેખ નં. ૨૪-૨૬) શિલાલેખોથી જાણીતા થયા છે. લેખવર્ણનમાં ષષ્ઠમ પરિચ્છેદે આપણે તેમને નંદવંશીઓના સંબંધી તરીકે અને આંધ્રપતિઓ સાથે મગધમાંથી ઉતરી આવેલા ગણાવ્યા છે. પરંતુ પુ. ૨, પૃ. ૧૦૩ માં તેમના સિક્કાવર્ણને સદકનકળલાય મહારથીનો તથા આ ચૂટુકડાનંદી રાજાઓનો ઉદ્‌ભવ એક સમયે થયાનો જણાવ્યો છે. છતાં તેમનું મૂળ તો નંદવંશમાં સમાયલું દર્શાવ્યું છે. ગમે તેમ, પરંતુ તેમના સિક્કાની બનાવટ, ચિહ્નોની સજાવટ તથા આકૃતિ અને બાહ્ય રંગઢંગ ઉપરથી તરત કહી શકાય તેમ છે, કે તેઓ શતવહનવંશી આદિપુરૂષની સાથે કોઇને કોઈ પ્રકારે જોડાયલા હશે જ. વળી તેમના સિક્કામાં ઉજ્જૈનીનાં ચિહ્નનો અભાવ હોવાથી, તેમજ પોતાના નામ સાથે 'રાજ્ઞો' શબ્દ જોડતા હોવાથી, તેમનું સ્વતંત્રપણું પણ સિદ્ધ થાય છે; છતાં જે પ્રદેશમાંથી આ સિક્કા અને લેખો મળી આવે છે તેનો વિચાર કરીએ છીએ ત્યારે તો તેઓ તદ્દન નાના વિસ્તારના જ સ્વામી હોય એમ જણાય છે. આ સર્વ સ્થિતિનું સમીકરણ કરતાં એમ દેખાઈ આવે છે કે, (૧) તેઓ શતવહનવંશી રાજા શ્રીમુખની માતાના પિયરપક્ષ-કોલ્હાપુર, કારવાર, ધારવાડ શહેરવાળા-કાનારા જીલ્લાના જ મૂળવતની હોવા જોઇએ, અને નંદ બીજો જ્યારે આ કારવારની કન્યા સાથે લગ્ન કરી, પોતે તેણીને મગધ તરફ લઈ ગયો હશે ત્યારે તેણીનાં આ સગાંઓ પણ સાથે સાથે ગયાં હશે; અને મગધ ગયા બાદ ત્યાંના ૨૫-૩૦-વર્ષના વસવાટ દરમિયાન ક્ષત્રિયો સાથે અરસ-પરસ લગ્નગ્રંથીથી જોડાયા હશે. આ મિશ્રણથી જે પ્રજા ઉત્પન્ન થઈ તેમણે નંદવંશના સંબંધ સૂચક નામો

ધારણ કર્યા અને પોતાના મુખ્ય પુરૂષ એવા શ્રીમુખને મગધમાંથી જાકારો મળતાં, તેની સાથે જ પાછા સ્વવતને ઉતરી આવ્યા (૨ અથવા મગધમાં જઇને પાછા ઉતરી આવવાને બદલે, પોતાના વતનમાંજ સ્થિરવાસે પડી રહ્યા હોય પરંતુ, શ્રીમુખ પૈઠણપતિ બનીને રાજપદ ભોગવતો થયો ત્યારે તેની અને તેના કુટુંબ સાથે (તે પ્રદેશનો ભાણેજ કહેવાય એટલે અવારનવાર ત્યાં જતો તો હોય જ.) સંબંધીથી જોડાવા માંડયું હોય. બેમાંથી પ્રથમની સ્થિતિ વધુ સંભવિત દેખાય છે. આ પ્રમાણે તેઓ શતવહનવંશના એક રીતે ભાયાત જેવા જ કહેવાય. તેમ તે સમયની ગણતંત્ર પદ્ધતિ પ્રમાણે તેઓ ખંડિયા પણ કહેવાય તેમ સ્વતંત્ર પણ કહેવાય. રાજાશ્રીમુખના જ ધર્માનુયાયી હોવાથી તેના જેવાજ સિક્કા ચિહ્નો પણ કોતરાવી શકે. આ પ્રમાણે સ્થિતિ હોવાથી તેમની ઉત્પત્તિનો સમય ઈ. સ.પૂ.ની પાંચમી સદીની અંતનો કહી શકાય. કયારે તેઓની સ્વતંત્રતા નાશ પામી અથવા કયારે તેમનો અંત આવ્યો તેનોપાકો પૂરાવો નોંધી શકાય તેમ નથી. પરંતુ લેખ નં. ૨૬થી અનુમાન કરવાને કારણ મળે છે કે, આ ચૂટુવંશને કદંબ રાજાઓએ જીતી લઇને તેમનો મુલક પોતાની સાથે ભેળવી દઈ તેમનો અંત લાવી મૂકયો હશે.





# ત્રયોદશમ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

**ટૂંકસાર**—(૧૯) મંતલક (૨૦) પુરિંદ્રસેન (૨૧) સુંદર (૨૨) અને ચકોરઃ–આ ચારમાંથી કોઈના રાજ્યકાળે અગત્યનો મુદ્દો નોંધાયલ જડયો ન હોવાને કારણે તેમનું એકત્રીત રીતે કરેલું વર્ણન—

(૨૩) શીવસ્વાતિઃ–તેનો જન્મ દેવપ્રસાદી તરીકે લેખાય છે. તેને લગતી જૈન અને વૈદિક ગ્રંથોમાંની આખ્યાયિકાઓનો આપેલ ટૂંક પરિચય–તે ઉપરથી તેના રાજ્યકાળ અને ઉમરનો બાંધેલ ખ્યાલ–તેના સમયે શકસંવતની મનાયલ સ્થાપના અને તે અંગે જુદાજુદા મુદ્દા ઉપાડી કરેલ ચર્ચા–જેવા કે–(અ) શકપ્રવર્તક પોતે હોઇ શકે કે કેમ તેની તરફેણ અને વિરૂદ્ધની દલીલો, (આ) શકપ્રવર્તક કોણ અને શા માટે હોઇ શકે તેના નિયમો (ઇ) શક સંવતનો પ્રવર્તક કયા ધર્માવલંબી સમજાય છે; તેનો શિલાલેખ અને સિક્કા ચિહ્‌ન ઉપરથી ઉપાડેલ વિવાદ, તથા પ્રવર્તી રહેલી માન્યતાની બતાવેલ અસંગતતા (ક) શકપ્રવર્તક અવૈદિક હોવા વિશેના રજુ કરેલ પૂરાવાઓ (ખ) શકસંવત વાસ્તવિકપણે વપરાશમાં આવ્યો હતો કે કેમ (ગ) તથા શકશબ્દનો અર્થ કેવા સ્વરૂપે લેવાયો છે તેની આપેલી સમજૂતિ (ઘ) તે ઉપરથી થયેલ અનર્થોની, ઉદાહરણ સાથે બતાવેલ, ચોખવટ (ચ) થયેલ ગેરસમજૂતિમાંથી બહાર નીકળવાની બતાવેલ ચાવી (છ) અનેક ઐતિહાસિક બનાવોવાળી ઘટનાનો ઉકેલ, સત્ય તરીકે કેવી રીતે થવો શકય છે તેનું દોરી આપેલ રેખાંકન–ઈ. ઈ.

## શતવહન વંશ (ચાલુ)

**(૧૯) મંતલક (૨૦) પુરિંદ્રસેન**
**(૨૧) સુંદર (૨૨) અને ચકોર**

આ ચાર રાજાઓનો સમગ્ર રાજ્યકાળ આપણે ૧૭ થી ૧૭॥ વર્ષનો ગોઠવ્યો છે તેમાંના એકકેના સમયે કોઇ રાજદ્વારી અગત્યતા ધરાવતો કે ઐતિહાસિક નોંધ લેવા યોગ્ય બનાવ બન્યાનું જણાયું ન હોવાથી આગળ વધવાનું જ રહે છે. માત્ર એટલું સામાન્ય નિયમને આધારે કહીશું કે રાજા હાલની પાછળ તરત જ મંતલક ગાદીએ બેઠો છે. તથા નં. ૨૨વાળા ચકોરની પછી નં. ૨૩વાળો શીવસ્વાતી આંધ્રપતિ બન્યો છે. એટલે નં. ૧૯ તે, નં. ૧૮નો પુત્ર અને નં. ૨૩ તે નં. ૨૨ નો પુત્ર થતો હશે! વચ્ચેના નં. ૨૦ ને ૧૯ સાથે તથા નં. ૨૨ ને નં. ૨૧ સાથે, કે નં. ૧૯ થી ૨૨ સુધી અંદરોઅંદર શું સંબંધ હશે તે વિષે કાંઈ જણાયું નથી. તેમજ અનુમાન કરવાને કાંઈ વિગત હાથ લાગતી નથી. પરંતુ જ્યારે તેમનો રાજ્યકાળ અતિ અલ્પ સમયી નોંધાયો છે, ત્યારે એટલું જ અનુમાન દોરી શકાય કે, નં. ૨૦-૨૧ વાળાઓ ભાઇઓ થતા હશે અને નં. ૨૧ નો અધિકાર કેવળ છ માસ પર્યંત નભી રહ્યો છે એટલે તેનું મરણ અકસ્માતથી થવું હોવું જોઇએ. અને નં. ૨૨ વાળો કાં તેનો પુત્ર હોય; પરંતુ વિશેષ સંભવ તો તે પણ નં. ૨૦-૨૧ની પેઠે નં. ૧૯નો પુત્ર હોવાનું માનવું પડે છે. ગમે તે સગપણ સંબંધ તેમની વચ્ચે પરસ્પર અસ્તિત્વ ધરાવતો હોય, પરંતુ તેઓ ચારે કેવળ નામધારી નીવડયા છે, અને નં. ૨૨ના મરણ બાદ નં. ૨૩ ગાદીપતિ બન્યો છે એટલું વંશાવળીથી ચોક્કસ માનવું રહે છે.

### (૨૩) શીવસ્વાતિ

ઉપરા ઉપરી ચાર રાજાઓનું ગાદીપતિ બનવું અને તે પણ અલ્પ સમય માટે જ; એટલે કલ્પી શકાય છે કે આ. નં. ૨૩મો રાજા બહુ અસાધારણ સંયોગમાં ગાદી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયો હોવો જોઇએ. અન્ય હકીકત વિશ્વાસપૂર્ણ મળી ન આવે ત્યાં સુધી એટલું કહી શકાય કે, તે નં. ૨૨ નો પુત્ર હોઇ, તેના મરણ બાદ ગાદીનો હક્કદાર વારસ હતો. વળી તેના જન્મ સાથે જે કેટલીક આખ્યાયિકા સંકળાયલી જણાઇ છે તે ઉપરથી તેને દૈવપ્રસાદી[1] તરીકે લેખવો પડશે. આવી આખ્યાયિકાઓમાંનું પુરાણોમાંનું[2] એક ઉદાહરણ જે કયારનુંયે ઉદ્ધૃત કરવામાં આવ્યું છે તેનો તથા એક બીજી આખ્યાયિકાનો સાર[3] આ પ્રમાણે છે.

**તેનો રાજ્યકાળ તથા આયુષ્ય**

પહેલાં દીપકર્ણિ નામે વિખ્યાત બનેલો એક બળવાન રાજા થઇ ગયો......

...તેને સ્વપ્નમાં ભગવાન્ શંકરે આ પ્રમાણે કહ્યું: 'તું જંગલમાં સિંહ પર બેઠેલા એક કુમારને જોઇશ. તેને લઇ તું ઘેર પાછો ફરજે અને તે તારો પુત્ર બનશે.'

આ સ્વપ્નને યાદ કરતો રાજા સહર્ષ બન્યો. કોઈક વખતે શિકારમાં મગ્ન બનીને તે દૂર જંગલમાં ચાલ્યો ગયો. ત્યાં તે રાજાએ ખરા બપોરે પદ્મ સરોવરના તીરે તેજથી ઝળહળતા એક સિંહારૂઢ બાળકને જોયો. તે વખતે સ્વપ્નને યાદ કરી રાજાએ જળ પીવા જતાં સિંહને એક બાણથી મારી નાખી બાળકને તે પરથી ઉતારી લીધો. તે વખતે તે સિંહ પોતાનું સિંહસ્વરૂપ તજી મનુષ્ય રૂપે પ્રગટ થયો. રાજાએ તેને એમ કેમ બન્યું તે પૂછતાં તેણે જવાબ આપ્યો કે:

'હે રાજા, હું કુબેરનો મિત્ર સાત નામે યક્ષ છું. પૂર્વે મેં ગંગામાં સ્નાન કરતી એક ઋષિકન્યાને

---

(૧) તેનો જન્મ દૈવપ્રસાદિત ગણીએ તો આખ્યાયિકા વર્ણિત કન્યા સાથેનું લગ્ન તેના પિતાએ કર્યાનું ગણવું પડશે. અને તેણે જ તે કન્યા સાથે લગ્ન કર્યાનું ગણાય તો, તેની પાછળ ગાદીએ આવનાર નં. ૨૪નો જન્મ દૈવપ્રસાદિત ગણવો પડશે.

(૨) યુગપુરાણની એક આખ્યાયિકા કેવી છે તે માટે ઉપરમાં પૃ.૨૦૨ થી ૨૦૭ સુધીના 'બુદ્ધિપ્રકાશ' ત્રૈમાસિકમાથી ઉતારેલા પાંચ ફકરાઓ જુઓ.

(૩) જુઓ ૨૦ કથાસરિત્સાગર.

નીરખેલી. તે પણ મને જોઈને કામ વિહ્વળ બની. મેં તેને ગાંધર્વવિવાહથી મારી પત્ની બનાવી. તે પ્રસંગે તેના ભાઈઓને આ ખબર પડતાં તેમણે ક્રોધિત થઈને અમને શ્રાપ આપ્યો કે, "તમે બંને સ્વેચ્છાચારીઓ સિંહરૂપ બની જાઓ.' તે મુનિઓએ તે શાપની અવધી, સ્રીને માટે પુત્રજન્મ પર્યંત ને મારા માટે તારા બાણના આઘાત પર્યંત કહી. તે પછી અમે સિંહયુગલ રૂપે રહેવા લાગ્યા. તે પછી તે ગર્ભિણી બનીને પુત્રને જન્મ આપતાં પલટાઈ ગઈ. આ પુત્ર મેં અન્ય સિંહણીઓના દૂધથી ઉછેર્યો અને અત્યારે તારા બાણથી હણાયલો હું પણ શાપ નિવૃત્ત બન્યો છું." આ ઉપરથી માનવું થાય છે કે તે શંકર ભગવાનનું કૃપાપાત્ર છે અને તેથી તેનું નામ શીવસ્વાતિ[૪] બંધબેસતું પણ ગણાય. જ્યારે જૈન-ગ્રંથોના[૫] કથનમાંનુ અવતરણ વાચકની વિચારણા માટે રજુ કર્યું છે તે ઉપરથી, તે રાજા હાલને અનુ-લક્ષીને હોય એમ દીસે છે. જેનો અર્થ આ પ્રમાણે થાય છે.

"એક વખતે બે વિદેશી બ્રાહ્મણો ત્યાં (પ્રતિષ્ઠાન-પુરમાં) આવીને, પોતાની વિધવા બહેનની સાથે, એક કુંભારની શાળામાં રહેવા લાગ્યા. તેઓ ભિક્ષા માગીને અને તે ભિક્ષા પોતાની બહેન પાસે લાવી, તેનું ભોજન બનાવીને પોતાના દિવસ નિર્ગમન કરવા લાગ્યા. એક દિવસે તેમની તે બહેન જળ ભરવાને ગોદાવરીએ ગઈ. ત્યાં તેનું અપ્રતિમ સ્વરૂપ જોઈને, કામથી વિહ્વળ બનેલા શેષ નામે એક કુંડવાસી નાગરાજે કુંડમાંથી બહાર નીકળીને, મનુષ્યરૂપ ધારણ કરીને તેની સાથે બળાત્કારપૂર્વક રતિક્રીડા કરી. નાગરાજનું શરીર ધાતુરહિત છતાં ભવિતવ્યતાના યોગે વીર્યસંચારથી તે વિધવાને ગર્ભ રહ્યો. ને પછી પોતાનું નામ દર્શાવીને 'સંકટના સમયે મારૂં સ્મરણ કરજે' કહી તે નાગરાજ પાતાળલોકમાં ચાલ્યો ગયો."

એટલે કે પૌરાણિકમતે આ હકીકત નં. ૨૩ના જન્મને અને જૈનમતે નં. ૧૮ના જન્મને લાગુ પડે છે. બીજી વસ્તુસ્થિતિ એમ કહે છે કે, જે સંવત્સર શકસંવતને નામે પ્રચલિત છે અને મુખ્યપણે દક્ષિણહિંદમાં, તેમાં પણ ખાસકરીને મહારાષ્ટ્રમાં વિશેષ જાણીતો છે તેની ઉત્પત્તિ બ્રાહ્મણકુળમાં જન્મેલ રાજાથી થવા પામી છે; અને બ્રાહ્મણકુળ એટલે સામાન્યરીતે શીવભક્ત જ તે ગણાય. જેથી શકસંવતની ઉત્પત્તિ સાથે બંધબેસતું જો કોઈ નામ ગણી શકાય, તો તે રાજા હાલના કરતાં રાજા શીવસ્વાતિનું વધારે શક્ય છે. ત્રીજી સ્થિતિ એમ છે કે શકસંવતની આદિ ઈ. સ. ૭૮થી થયાનું મનાયું છે, એટલે શાલિવાહન હાલને બદલે રાજા શીવસ્વાતિનું મરણ, તે સાલમાં ઠરાવાય તો સુમેળ સધાતો જણાય છે.વળી ઈતિહાસકારોએ[૬] કીર્તિ-ઉજવળ કર્યાનો પણ ગૌતમીપુત્ર રાણી બળશ્રીનો નાસિક લેખ નં. ૭ (જુઓ પંચમ પરિચ્છેદ) આ રાજાને આશ્રયી હોવાનું માની લઈ, તે જ હકીકત ધ્યાનમાં રાખીને, એમ ઠરાવ્યું છે કે, તે સમયના

---

૪ શીવસ્વાતિ સાથે મેઘસ્વાતિ શબ્દ સરખાવો. મેઘ-સ્વાતિ જેમ જૈનમતાનુયાયી વિશેષ સંભવે છે તેમ શીવસ્વાતિ ભલે વૈદિક મતાનુયાયી વિચારાય, છતાં શીવ=કલ્યાણ, મોક્ષ તેવા અર્થમાં જૈન ધર્મમાં તે વપરાયલું જાણ્યું છે જેથી શીવસ્વાતિ જૈનસંપ્રદાયનું નામ હોવાનું પણ કહી શકાશે.

૫. જે અસલ કથન ચતુર્વિંશતિ પ્રબંધમાં આ પ્રમાણે છે:—

तत्र चैकदा द्वौ वैदेशिक द्विजौ समागत्य विधवया स्वसा साकं कस्यचित् कुम्भकारस्य शालायां तस्थिवांसौ। कणवृत्ति विधाय कणान् स्वसुरुपनीय तत्कृताहारपाकेन समया कुरुतः स्म । अन्येद्यु सा तयोर्विप्रयोः स्वसा जलाहरणाय गोदावरीं गता । तस्याः स्वरूपमप्रतिरूपं निरूप्य स्मर-परवशोऽन्तर्हृदवासी शेषो नाम नागराजो हृदान्निर्गत्य विहित मनुष्यवपुस्तया सह बलादपि सम्भोगकेलि-मकलयत् । भवितव्यताविलसितेन तस्याः सप्तधातु रहि-तस्यापि तस्य दिव्यशक्तया शुक्रपुद्गल सञ्चारद गर्भाधानम-भवत् । स्वनामधेयं प्रकाश्य व्यसनसङ्कटे मां स्मरे-रित्यभिधाय च नागराजः पाताललोकगमत् ।

(૬) જુઓ. જ. બોં. બ્રં. રો. એ. સો. (નવી આવૃત્તિ પુ. ૩, મિ. બખ્લેનો લેખ)

આંધ્રપતિએ શકપ્રજાને હરાવી, રાજપાટ જે થોડા સમય માટે અન્યસ્થળે ખસેડવું પડયું હતું તે પાછું અસલની જગ્યાએ આણ્યું હતું; એક વખતે ફેરવવું પડયું, અને પાછું તે સ્થાને લાવ્યા, તે એની વચ્ચે જે કાળ પસાર થઈ ગયો તે દરમિયાન, તેની અધિપતિ–શકપ્રજાએ તેમાં અનેક નવાજુની કરી નાંખી હતી, જેની મરામત કરવી જરૂરી હતી. તેથી જે નવું સ્વરૂપ તે નગરે પછીથી ધારણ કર્યું હતું તેનું નામ નવનગર કહેવાયું. જો કે ખરો વિજય તો શકપ્રજા ઉપર કેટલાય વખત ઉપર મેળવી ચૂકાયો હતો. પરંતુ નગરની દુરસ્તી કરાવતાં ચાર પાંચ વર્ષનો ગાળો પડયો હોવાથી, જ્યારે ગાદીની પુનઃસ્થાપના નવનગરે–(જેને તેમણે પૈઠણનું બીજું નામ અપાયાની કલ્પના ઉભી કરી છે) કરાઇ ત્યારે ઈ. ૭૮નો સમય હતો. તે ઉપરથી તેના સ્મારક તરીકે તે સાલ પસંદ કરવામાં આવી છે. આ પ્રસંગ સાથે અને આ પ્રમાણે, શકસંવતની ઉત્પત્તિનો સબંધ જોડી કઢાયો હોય એમ વિદ્વાનોએ લેખ્યું છે. આવા ભિન્ન ભિન્ન પ્રસંગો શકસંવતની ઉત્પત્તિ સાથે સંયુક્ત થયેલ હોવાથી, મૂળ આખ્યાયિકાઓને એકને બદલે બન્ને રાજાઓ (હાલ તથા શીવસ્વાતિ) સાથે સંબંધ ધરાવતી અમે ગણી લીધી છે. સંશોધન થતાં થતાં આખરીયે જે ઠરે તે ખરૂં. આ રીતે શીવસ્વાતિના જન્મને પણ દૈવપ્રસાદિત ગણતાં, તેનું આયુષ્ય નાની ઉમરનું અયોગ્ય લેખાશે. તેથી પુરાણિક ગ્રંથમાં તેનો રાજ્યકાળ નાનો લખેલ હોવા છતાં, ૪૩ વર્ષ જેટલો દીર્ઘ સમયી બનાવી તેનો અંત ઈ. સ. ૭૮માં લઈ જવો અમને સહીસલામત લાગ્યો છે.

આખ્યાયિકા ઉપરથી સામાન્ય મત એવો બંધાય છે, કે તે બહુ નાની ઉમરે ગાદીએ આવ્યો છે. પરંતુ તેર ચૌદ વર્ષની જે ઇયત્તા તે સમયે રાજધુરા ગ્રહણ કરવાની મનાતી હતી તે ઉમરે તેનો રાજ્યાભિષેક થયો હોવાનું માની લેવાય તો તેનું મરણ લગભગ ૬૦ વર્ષની ઉમરે થયું ગણવું પડે છે અને સર્વ સંયોગોમાં તે વાજબી પણ લેખાશે.

ઉપરના પરિચ્છેદે એમ સાબિત કરવામાં આવ્યું છે કે 'શકશાલિવાહન'ના શબ્દપ્રયોગને શકસંવત્સરની સ્થાપના સાથે સંબંધ નથી.

**શકપ્રવર્તન વિશે ત્યારે શું?**

કેમકે બન્નેનો સમય જ જુદો છે. તેમ બીજી બાજુ એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે, ઈ. સ. ૭૮ કે જ્યારે શકસંવત્સરની આદિ થયેલ માનવામાં આવે છે, તે સમયે જે રાજા આંધ્રસામ્રાજ્યનો વિધાતા હતો તેણે, જ્યાં સુધી ઇતિહાસ સાક્ષી પૂરે છે ત્યાં સુધી કોઇ પણ શક–સંવતના પ્રવર્તનમાં જરૂરી ગણાતાં બે મુખ્ય ઉદ્ભવ કારણો–રાજદ્વારી કે ધાર્મિક દષ્ટિરૂપમાંનું એકે, પ્રાદેશિક વિજય મેળવ્યાનું કે ધાર્મિક ક્ષેત્રે મહત્વનું કાર્ય કરી બતાવ્યાનું જણાયું નથી, જો કે સાથે સાથે એમ પણ કહેવાયું છે કે,[7] "युधिष्ठिरो, विक्रम, शालिवाहनौ ततो नृपः स्याद्विजयाभिनंदनः । ततस्तु नागार्जुन भूपतिः कलौ कल्की षडेते शककारकाः स्मृता ॥ કલિયુગમાં, યુધિષ્ઠિર, વિક્રમ, શાલિવાહન થશે; તે બાદ વિજયાભિનંદન રાજા થશે, પછી નાગાર્જુન અને છઠ્ઠો કલ્કી. આ છએ શક અથવા સંવતના પ્રવર્તકો ગણાશે." એટલે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શું આ પરાપૂર્વથી ચાલ્યું આવતું કથન બરાબર નહીં હોય! વારંવાર આપણે કહેતા આવ્યા છીએ કે, જ્યારે જ્યારે પૂર્વાચાર્યોનું કથન વર્તમાનકાળની માન્યતા સાથે મેળ ખાતું ન દેખાય ત્યારે ત્યારે તેમને એકદમ અજ્ઞાન ઠરાવવા કરતાં, આપણી મતિની જાડયતાને અંગે આ લેખનમાં તેમનું દષ્ટિબિંદુ સમજાતું નથી, એ વિશેષ સંભવિત ગણવું. આ નિયમ આધારે આ કિસ્સામાં પણ કાં તેમ બનવા પામ્યું નહીં હોય? જો શાલિવાહનનો સંબંધ બરાબર જોડી શકાતો ન હોય તો, જે પુરૂષને આપણે શાલિવાહન ઠરાવીએ છીએ તેને બદલે અન્ય વ્યક્તિ જ તે હોય, અથવા જે સ્થાને–અનુક્રમમાં તેને આપણે મૂકયો છે ત્યાંથી તેને ખસેડીને ઈ. સ. ૭૮ ની સાલમાં તે આવે તેમ ગોઠવવો જોઇએ. આ બન્ને

(૭) પુ. ૪, પૃ. ૯૫: તથા જ. બો. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૧૦, પૃ. ૧૨૭

સ્થિતિના વિકલ્પો આપણે વિચારી જોઇએ. પુરાણકારોએ કવિગુણાઢયના સમકાલીન તરીકે અથવા તેના આશ્રયદાતા તરીકે જેને કુંતલ ઉર્ફે શાલિવાહન ગણાવ્યો છે. તેને જ આપણે પણ શાલિવાહન ગણાવ્યો છે. વળી તેમાં આપેલ અને ઓળખાવેલ તેના બીજાં સગાં સંબંધીને આપણે પણ તે જ નામથી ઓળખતા થયા છીએ. એટલે સર્વેનાં નામ-ઠામ, તથા અરસપરસનાં સગપણ સંબંધ મળી રહેતાં જણાય છે; જેથી કોઈ અન્ય વ્યક્તિ તરીકે તેને ગણી લેવામાં આવ્યો હોય તે પ્રકારની ભૂલ તો થતી નથી દેખાતી. હવે તેનો સમય ઈ. સ. પૂ. ૪૭ થી ઈ. સ. ૧૮ જે ઠરાવ્યો છે તેને બદલે તેના રાજ્યનો આરંભ કે અંત ઈ. સ. ૭૮ માં થયો સંભવે છે કે કેમ તે પ્રશ્ન વિચારીએ. સામાન્ય રીતે શકની સ્થાપના તેના પ્રવર્તકના (જો રાજા હોય તો રાજ્યકાળના અને ધર્મોપદેશક હોય તો તેના જીવનના) અંત સમય સાથે જ સંકલિત થયેલ હોય છે. એટલે તે નિયમને અનુસરીને જો રાજા શાલિવાહનના રાજ્યનો અંત ઈ. સ. ૭૮ માં આવ્યો હોય ને તેનું રાજ્ય ૬૫ વર્ષ પર્યંત ચાલ્યું હોય તો, તેનું ગાદીએ બેસવું ઇ. સ. ૧૩ની આસપાસમાં માનવું રહેશે. અને તેમ બંધ બેસતું કરવા માટે, જે જૈનાચાર્યો, આર્યખપુટ, પાદલિપ્તસૂરિ તથા મંત્રાદિ સિદ્ધિના પ્રણેતા પંડિત નાગાર્જુન અને શકારિ વિક્રમાદિત્ય તેમના સમકાલીન તરીકે સાહિત્યગ્રંથોમાં મનાયા છે, તે સર્વને મૃત્યુ બાદ ફરીને નવી જીંદગી ધારણ ધરતા બનાવવા પડશે. જેમ બનવું અશકય છે. ઇ. સ. ૭૮માં રાજ્યના અંતને બદલે તેનું રાજ્યારોહણ ગણીએ તો તેનું મરણ ૭૮+૬૫=ઈ. સ. ૧૪૩ માં થશે. તેમ થતાં તો, ઉપરમાં જે બનાવોની અશકયતા દર્શાવી છે તે વિશેષતઃ અશકય બની જશે. મતલબ કે સમયની ગણત્રીએ જે સ્થાને આપણે શાલિવાહનને સ્થાપ્યો છે ત્યાંથી આઘાપાછા કરવાથી પણ તેને શક સંવતની સ્થાપના સાથે સંબંધ ધરાવતો બનાવી શકાતો નથી.

ઉપર વર્ણવેલી એક પ્રકારની સમસ્યાની વિચારણાથી, જેમ શાલિવાહનને પદચ્યુત કરી શકાતો નથી તેમ અન્ય રીતે પણ તે જ સ્થિતિને વળગી રહેવાનું સાબિત કરી શકાય છે. રાણી બળશ્રીના શિલાલેખથી તેના પુત્રને ગૌતમીપુત્ર અને પૌત્રને વાસિષ્ઠીપુત્ર તરીકે ઓળખાવાયા છે. સામાન્ય નિયમ એવો ગણાય કે પુત્ર પછી પૌત્ર જ ગાદીએ આવે છે, છતાં ન બનવાનું પણ બની જાય છે. (જેમ નં. ૨ આંધ્રપતિ પછી તેનો પુત્ર ન બેસતાં તેના કાકાનો રાજ્ય અમલ વચ્ચે ચાલી ગયો છે). એટલે તે સ્થિતિ પણ આપણા લક્ષ બહાર જવી ન જોઇએ. મતલબ કે બળશ્રીના પુત્ર અને પૌત્ર વચ્ચે કોઈ તૃતીય વ્યક્તિ રાજપતિ તરીકે આવ્યો છે કે નહીં તે સ્થિતિ પણ વિચારવી જોઇએ. પરંતુ અહીં તો શિલાલેખની હકીકતથી જ સ્પષ્ટ થાય છે, કે તેના પુત્ર પછી તેનો પૌત્ર જ, કાંઈ અંતર પડ્યા વિના અથવા સળંગ અનુક્રમે ગાદીએ બેઠો છે. તેથી રાણી બળશ્રીએ પોતાના પુત્રને શક પ્રજાનું નિકંદન કાઢી "શાતવાહનની કીર્તિને ઉજ્વળ કરનાર" તરીકે મનાવ્યો છે. તેમ પુરાણકારે પણ પ્રજાની સાથે યુદ્ધમાં ઉતરીને મારી નાંખનાર શાત રાજાનું મૃત્યુ, શકારિ વિક્રમાદિત્યે શકને હરાવ્યા બાદ દશ વર્ષે થયાનું જણાવ્યું છે (પુ. ૪, પૃ. ૨૦). આ સર્વ હકીકત ઉપરથી રાણી બળશ્રીનો પુત્ર કે જેણે શક પ્રજાનું નિકંદન કાઢી નાખ્યું ને જેનું મરણ ઈ. સ. પૂ. ૫૭ (શકારિની જીતના સમય) બાદ દશ વર્ષે નોંધાયું છે તે શાત રાજાને જ શાતવાહનની કીર્તિને ઉજવળ કરનાર અને શકારિ વિક્રમાદિત્યના સહાયક તરીકે લેખવો રહે છે. અને તેને તેમ ગણી, તેની પાછળ ગાદીએ આવનારને-બળશ્રીના પૌત્રને ઈ. સ. પૂ. ૪૭ થી શરૂ કરી ૬૫ વર્ષનું રાજ્ય ભોગવી ઇ. સ. ૧૮માં મરણ પામતો લેખવો રહે છે. જો આમ થાય તો જ જૈન સાહિત્યગ્રંથોમાં સૂચવેલા, આર્યખપુટ, પાદલિપ્તાદિના સર્વ પ્રસંગોના સમયાનુક્રમ સચવાઈ જાય છે. જેમ શિલાલેખના(૮)

(૮) વિશેષ શિલાલેખી પુરાવા માટે નં. ૧૮ના વૃત્તાંતમાં ધાર્મિક પ્રવૃત્તિ અને ધર્મની સમન્તૂતિવાળો પારિગ્રાફ જુઓ.

પુરાવાઓથી આ હકીકતોનું મળતા આવવુંપણું પુરવાર થાય છે, તેમ નં. ૧૭ અને ૧૮ના સિક્કાઓ ઉપરથી પણ તેમને શકારિ વિક્રમાદિત્યના ધર્મબંધુ–એક જ ધર્મના–સહધર્મી તરીકે તેમજ અવંતિપતિઓ સાથે સંબંધમાં આવ્યા હોવાનું સાબિત થઇ શકે છે. આ પ્રમાણે એક તરેહના નહીં પણ અનેક પ્રકારના પ્રસંગોથી–જે કોઇ ઇતિહાસમાં જણાયા છે તે લઇને તપાસી જુઓ તોપણ તેને તે જ પરિણામ આવી રહે છે.

ત્રીજી રીતે તપાસીએ–નહપાણના સિક્કા ઉપર ગૌતમીપુત્રનું મહોરું પાડવામાં આવ્યું છે. નહપાણનું મરણ ઈ. સ. પૂ. ૭૪માં સિદ્ધ થયું છે. જ્યારે ગૌતમીપુત્ર શાતકરણિ રાણીબળશ્રીના પુત્રનો અથવા શકનો, ક્ષહરાટ પ્રજાનો(કે જે પ્રજામાં નહપાણની ગણના થઇ છે) સત્યાનાશવાળી પોતાના શાતવાહન વંશની કીર્તિને નિષ્કલંકી બનાવનારનો, સમય ઈ. સ. પૂ. ૭૨થી ૪૭નો (જુઓ ૧૧મું પરિચ્છેદ) ઠરાવ્યો છે. એટલે કે આ બે બનાવ વચ્ચે બહુમાં બહુ ૨૭ વર્ષનું અને ઓછામાં ઓછું બે વર્ષનું અંતર છે. એક રાજાના સિક્કા ચલણમાંથી હજુ અદૃશ્ય થયા ન હોય ત્યાં જ(૯) તે સર્વને એકત્રિત કરી ટંકશાળમાં તેના ઉપર બીજી છાપ પાડી લીધી સમજી શકાય છે. કહેવાની મતલબ એ છે કે, એક પ્રકારના સિક્કા ઉપર જ બીજા પ્રકારની છાપ પાડવી હોય તો, તે જેટલામાં પ્રચલિત હોય તેટલામાં જ કરી લેવું સુતર છે. પરંતુ જો ઈ. સ. ૭૮માં શકપ્રવર્તક શાલિવાહનને મરણ પામેલો ગણાય, તો તેનો રાજ્યાભિષેક ઈ. સ. ૧૩માં અને તેના પુરોગામીનો ઇ. સ. પૂ. ૧૨માં થયો હોવાનું ગણવો રહેશે. અને તે સમયે નહપાણને તો મરી ગયા પણ લગભગ ૬૦ થી ૬૫ વર્ષ થયાં કહેવાય. તો તેટલા સમયના અંતરે તેના સિક્કાઓ ને વીણીવીણીને એકત્રિત કરવા ને પછી તેના ઉપર છાપ પાડવી શકય છે ખરી ? વળી એવું તો ન જ બની શકયું હોય કે, ભવિષ્યમાં અમુક પ્રસંગ બની આવશે ત્યારે આ પ્રકારે આમ કરવું છે માટે અત્યારથી જ રાજા નહપાણના સિક્કા એકઠા કરીને સંગ્રહી રાખી મુકો ? એટલે કે સિક્કાના સમય પરત્વેનો વિચાર કરતાં પણ આપણે આળેખેલહકીકતને ફેરવવાનું અશકય છે.

ચોથી રીત—જેમ સિક્કાના સમયની ગણત્રી તપાસી જોઈ, તેમ સિક્કાચિત્રો તપાસતાં પણ તેને તે જ પરિણામ આવે છે. નં. ૧૭ વાળા ગૌતમીપુત્ર શાતકરણિના તેમજ નં. ૧૮વાળા વાસિષ્ઠીપુત્ર શાતકરણિના સિક્કાઓમાં જે ચિહ્નો કોતરાયાં છે તે સ્પષ્ટ રીતે જૈનમતનાં ચિહ્નો છે. અને રાણી બળશ્રીના આ પુત્ર તથા પૌત્રના શિલાલેખોમાં જે દાન વગેરે અપાયાં છે તે પણ તે જ ધર્મનો પ્રભાવ સૂચવતી વસ્તુઓ છે. તેમ નહપાણ ક્ષહરાટ અને રૂષભદત્ત શકે જે યુદ્ધો નાસિક પ્રાંતમાં આ શાતવાહન વંશીઓ સાથે ખેલ્યાં છે, તેમના ધર્મ, અને શિલાલેખોમાં આલેખાયેલી હકીકતથી સ્પષ્ટ થઈ જાય છે, કે તેઓ પણ તે જ ધર્મના અનુયાયીઓ હતા. શાતકરણિના જીવન પ્રસંગોની વાસ્તવિકતા પણ સિકકાઓ, શિલાલેખો તથા ગ્રંથસાહિત્યના પુરાવાઓથી તે જ ધર્મના હોવાની સાબિત થઇ જાય છે. આ પ્રમાણે ચારે બાજુએથી, ગમે તે પ્રકારના પુરાવા લઈને, કસોટીએ ચડાવી જુઓ પરંતુ એકને એક જ છેવટ આવીને ઉભું રહે છે. એટલે નિશ્ચયપૂર્વક–જરાપણ શંકારહિત–માનવું પડે છે કે જે નિર્ણયો ઉપર આપણે આવ્યા છીએ તે સત્ય જ છે.

આ પ્રમાણે સમયની ગણત્રીઓનો, અનુક્રમની ગણત્રીઓનો, કે ઐતિહાસિક પ્રસંગો જે બન્યાનું નીકળી આવે છે તે સર્વની ગણત્રીઓનો, જૈન તથા વૈદિક સાહિત્યગ્રંથોમાં વર્ણવાયલી હકીકતો સાથે બંધ બેસતો મેળ સધાઈ જાય છે. છતાં વાદ કરવાની ખાતર એક બે મુદ્દા જે તદ્દન અશકય છે તેનો

(૯) વર્તમાનકાળે આપણો અનુભવ એ થાય છે કે, એક સમયના સિક્કા તેની પછી ગાદીએ આવનારના રાજ્યના અંત સુધી બહુમાં બહુ તો ચાલે છે. તે બાદ તેને રાજહુકમથી જ પાછા ખેંચી લેવામાં આવે છે.

ચર્ચા પણ કરી લઇએ કે જેથી અવનવા વિચાર કરવાને સ્થાન રહે નહીં. આપણને સુવિદિત છે કે પ્રાચીન સમયના ગ્રંથોમાં-ફાવેતો જૈન, વૈદિક કે બૌદ્ધસંપ્રદાયના લ્યો-જે પ્રમાણે વર્ણનો કરાયાં છે, તે જેવાં છે તેવાં ને તેવાં સ્વીકારી લેવાં યોગ્ય તો નથી જ, ને તેથી જ સંશોધનના કાર્યમાં મુશ્કેલીઓ ઉભી થયા કરે છે. એ જ પ્રમાણે જૈનસાહિત્યગ્રંથમાં આ શાલિવાહન રાજા સંબંધી જે કથાનકો લખાયાં છે તેનો કેવળ વાચનાર્થ જ કરાય તો એવો ધ્વનિ નીકળે છે કે, શાલિવાહન રાજા અને કુંતલ બન્ને ભિન્ન વ્યક્તિ છે, એટલું જ નહીં પણ શાલિવાહનની પછી જ કુંતલ થયો છે ત્યારે પુરાણકારોની માન્યતા પ્રમાણે (જુઓ પૃ. ૨૭ માં પાર્જીટર સાહેબ શોધિત વંશાવળી) કુંતલનું સ્થાન શાલિવાહનની પૂર્વે છે. અને જ્યાં મતભિન્નતા હોય ત્યાં એમને એમ તો સ્વીકાર ન જ કરી લેવાય. તેમજ કુંતલને શાલિવાહનની પાછળ લેવા જતાં તેના સમકાલિક તથા આશ્રિત એવા કવિગુણાઢ્યનું સ્થાન ફેરવવું પડશે. જ્યાં એકનું સ્થાન ચ્યૂત કરાય ત્યાં બીજી પણ અનેક અસંગતતા ઉભી થાય. એટલે પરિણામ એ આવે કે ધરમૂળથી સર્વ પરિસ્થિતિનો વિચાર કરવો જ પડે. તેને બદલે તે અશકયતાનો વિચાર કરવાનું માંડી જ વાળવું તે બહેતર થઈ પડશે. બીજી અશકયતા જે વિવાદ ખાતર વિચારવી રહે છે તે એ કે, સિક્કાચિહ્નો જૈનમતનાં હોવાનું જે લેખવ્યું છે અને જે ઉપરથી અનેક અનુમાનો તારવીને પરસ્પર મળતાં બતાવાયાં છે તેને બદલે તેને જ વૈદિક મતના ગણી લેવાય તો કેમ ? પ્રથમ તો વિદ્વાનોને ખોટા પાડયા કહેવાશે; છતાં સંશોધનનો વિષય જ એવો છે કે, એક વખત નિશ્ચિત થયેલી વસ્તુ, વિશેષ સબળ આધારપૂર્વક સામગ્રીનો આવિસ્કાર થતાં, ફેરવાઇ જાય છે તેમ આ સિક્કાચિહ્ન સંબંધે વિદ્વાનોનું મંતવ્ય પણ ફેરવવાને વાંધો હોઇ ન જ શકે. પરંતુ તે માટે આધાર કે દલીલ તો જોઇએ જ ને ? વળી જો શાતવહન વંશી સિક્કાઓનાં ચિહ્નોને વૈદિક ઠરાવાય તો તે ચિહ્નોના આધારે નહપાણને, ચષ્ટણને, રાજુવુલને ઇ. ઇ. ને પણ વૈદિક જ લેખવા રહેશે જ્યારે તેઓના જ શિલાલેખમાં કોતરાયલા શબ્દો અને હકીકતને લઇને તો તેમને અવૈદિક કહેવા પડે છે. આ પ્રમાણે શિલાલેખની અને સિક્કાઇ હકીકતને પરસ્પર વિરૂદ્ધ જનારી ઠરાવવાથી અનેક મુશ્કેલીઓ ઉભી થવા પામશે. તો તેવી અકલ્પ્ય મુશ્કેલીઓનો પરિપાક નિપજાવવા કરતાં, જે અશકયતા માની લેવાથી તે બધું બનવા પામે છે તેને જ કાં, પડતી ન મૂકીએ ? એટલે કે જે ચિહ્નોને આપણે જૈનધર્મનાં હોવાનું મનાવ્યું છે-સાબિત કર્યું છે-ને તે જ પ્રમાણે છે તેને તેમજ રહેવા દઇને આગળ વધવું. આ પ્રમાણે અશકય વસ્તુસ્થિતિના વિવાદનું પરિણામ સમજી લેવું.

આખીયે ચર્ચાનો સાર એ થયો કે શક સંવતની આદિ ઈ. સ. ૭૮ માં જેમ મનાઈ છે તેમજ ગણવામાં આવે તો તે સાથે નં. ૧૮ વાળા શાલિવાહન હાલ રાજાને કોઈ રીતે સંબંધ નથી, પરન્તુ શકય છે કે, તેની પછી આવનાર કોઈ રાજાએ-કદાચ નં. ૨૩ મા એ-તે ચલાવ્યો હોય કે તેની પ્રજાએ તેના કોઇ મહાકાર્યની યાદગીરી જાળવવા ચલાવ્યો હોય.

**ત્યારે શકપ્રવર્તક કોણ અને શામાટે ?**

ઉપરમાં આપણે જોઈ ગયા છીએ કે, આખ્યાયિકાની રૂઈએ રાજા હાલ અને રાજા શિવસ્વાતીના જન્મ સાથે દૈવી સંયોગો જોડાએલા છે. એટલે તે બેમાંથી એકને શક સંવતના ઉદ્ભવ સાથે સંબંધ હોઇ શકે. પરંતુ રાજા હાલ વિશે અનેક પ્રકારે વિચાર કરી જોતાં, કોઇ રીતે તેનો સંબંધ સંભવિત બનાવી શકાતો નથી જ. એટલે હવે વિચાર કરવો રહ્યો કેવળ નં. ૨૩ વાળા શિવસ્વાતીના જન્મનો. દૈવી સંયોગમાં જન્મ થવો તે ભાવી કારકીર્તિનું પ્રતિક તો છે જ પરંતુ જ્યાં સુધી તેવો બનાવ ખરેખર બન્યાનું નોંધાયું ન હોય, કે તેમ બન્યું હોવાની શોધ સાંપડે નહી, ત્યાં સુધી કેવળ જન્મ વિશેની આખ્યાયિકા ઉપર જ મદાર બાંધીને સંતોષ પકડી રખાય નહીં. બનાવ બે પ્રકારના હોઈ શકે છે. રાજદ્વારી અને ધાર્મિક અથવા

સામાજીક મિશ્રિત ધાર્મિક. વિદ્વાનોએ રાજદ્વારી નજરે આ પ્રસંગને વિચારી લઈ, પૃ. ૨૦૭ માં જણાવ્યા પ્રમાણે પૈઠણ-નવનગરની સ્થાપનાને શકપ્રવર્તકના નિમિત્તભૂત માન્યો હતો. પરંતુ તે કેવળ કલ્પના જ છે તે આપણે તેવા અનુમાનના જન્મદાતા શિલાલેખ નં. ૧૪ માં વપરાયલા શબ્દોનો અનુવાદ કરવામાં જે રીતે ભૂલો થવા પામી છે તેનું સ્પષ્ટીકરણ કરતાં સમજાવ્યું છે. એટલે શકપ્રવર્તનના કારણમાંથી રાજ કારણના પ્રસંગને દૂર રાખવો પડે છે. પછી વિચારવો રહ્યો ધાર્મિક પ્રસંગ. જ્યાં સુધી માહિતી મળે છે ત્યાં સુધી તેવો એક જ પ્રસંગ નોંધાયો છે કે જેનો સંબંધ જોડી શકાય; અને તે પ્રસંગ બ્રાહ્મણોથી કરાતા યજ્ઞોમાં સિંહલદ્વીપના મ્લેચ્છો તરફથી નંખાતી મુશ્કેલીઓના નિવારણરૂપે શંકર ભગવાનની પ્રસાદીરૂપ જેનો જન્મ થયો હતો અને જેણે સિંહલદ્વીપ જીતી લઈ ત્યાંના-કે વચ્ચે આવતા પ્રદેશમાંના મ્લેચ્છોનો સંહાર વાળી નાંખ્યો હતો તે પ્રસંગ છે. હવે જો તે બનાવ આ નં. ૨૩ વાળા સાથે સંબંધ ધરાવતો ગણીએ તો તે બાદ પ્રજા પોતાના ધર્મ વિધાનો સુખરૂપ કરી શકતા થયા મનાય. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાનો મેળ ઉતારાય તોજ નં. ૨૩ વાળાને ધાર્મિક ત્રાસ નિવારણના સ્મરણાર્થે સંવત્સરના પ્રવર્તક તરીકે લેખી શકાય; જો કે આ બનાવ તો, રાજા હાલના જીવન સાથે સંકલિત છે એમ આપણે પૂરવાર કરી બતાવ્યું છે કેમકે તેમાં કુંતલનું નામ સ્પષ્ટ છે, વળી કુંતલના સમકાલીન તરીકે ગુણાઢ્યને લેખાવ્યો છે એમ અનેક આનુષંગિક પુરાવાથી નિરધાર કરી શકાય છે તેમજ રાજા કુંતલ તે હાલ શાલિવાહનનું બીજું નામ છે તે નક્કી છે. એટલે સર્વ વર્ણન નં. ૨૩ કરતાં નં. ૧૮ વાળા રાજા હાલને જ વધારે લાગુ પડે છે. એક જ પ્રસંગ કાંઈ બે વ્યક્તિને લાગુ પડતો ન જ બનાવી શકાય. આમાં ખરૂં શું છે તે વિશેષ મંથન અને સંશોધન માગી લે છે ત્યાં સુધી તો આપણે પૂરવાર કરી રહેલ બીનાને જ સત્ય તરીકે સ્વીકારી લેવી રહે છે.

આપણું મંતવ્ય ભલે એક પ્રકારે સાબિત થઈ રહેતું હોય છતાં, જ્યારે સર્વ વિદ્વાનો અને ગ્રંથકારો શક સંવતની સ્થાપના ઈ. સ. ૭૮માં રાજા હાલ શાલિવાહનના હસ્તે-સમયથી થયાનું બુલંદ અવાજે બાપોકાર જાહેર કરે છે ત્યારે તેની અવગણના કરવી તે એક ધૃષ્ટતા જ લેખાય; વિક્રમસંવત્સર પરત્વે જેમ અદ્યપિ ફેલાઈ રહેલી અનેક માન્યતાનો- જેવી કે તેના કર્તાના સમય વિશે તેમજ એક વખત સ્થાપન થયા પછી કેમ અટકી ગયો હતો અને વળી લાંબે કાળે સજીવન થયો હતો ઈ. ઈ. સર્વેનો-ઉકેલ જૈન પ્રમાણોની મદદથી આણી શકાયો છે, તેમ આ શક સંવત્સર સંબંધમાં પણ તેના પ્રમાણોથી યશ મેળવી શકાશે એવી ઉમેદ અમે સેવી રહ્યા હતા પરંતુ તેમાં ફાવ્યા નથી તેટલે દરજ્જે દિલગીરી દર્શાવવી રહે છે. અન્ય વિદ્વાનો હવે આ બાબતમાં વિશેષ પ્રકાશ પાડે એટલી અભ્યર્થના સાથે વિરમીશું.

**શકસંવત પ્રવર્તક કયા ધર્મનો અનુયાયી ?**

શક સંવત્સરના પ્રવર્તક વિશે કે તેના સમય વિશે જો કે આપણે પાકો તાગ લાવી નથી શકયા પરન્તુ એટલું ચોકકસ છે કે, તેનો ઉપયોગ વર્તમાનકાળે ઉત્તર હિંદમાં તેમજ દક્ષિણહિન્દમાં થતો નજરે પડે છે, દક્ષિણહિંદ કરતાં ઉત્તરહિંદનો વિસ્તાર મોટો છે છતાં શકનો વપરાશ દક્ષિણહિન્દમાં વધારે છે એમ કહી શકાશે. વળી એ માન્યતા એવી સજ્જડ મૂળ કરી બેસી રહી છે કે, ઉત્તરહિન્દમાં જે કુશાનવંશી કે અન્ય પરદેશીઓએ આવીને સંવત્સર ચલાવ્યો હતો તેની આદિ પણ ઈ. સ. ૭૮ માં જ થઈ હતી અને તેઓને શકપ્રજાના અંશ તરીકે ઓળખાવી તેમનાં સંવતને પણ શકસંવતના નામથી ઓળખાવ્યો હતો. એટલે ફાવે તો ઉત્તર હિન્દનો કે દક્ષિણ હિન્દનો ગમે ત્યાંનો ઉદ્ભવેલ શકસંવત હોય, તો પણ-બલ્કે બંને એકજ સંવત છે એટલે તેની આદિ ઈ. સ. ૭૮ માં જ થયેલ છે. અને આ પ્રમાણે ગણી, શકસંવતનો પ્રચાર સારાયે ભારતવર્ષમાં વિશેષ પ્રમાણમાં એક વખતે થઈ રહ્યો હતો એમ જણાવ્યે રખાયું છે, પરન્તુ આપણે સાબિત કરી કરી ગયા છીએ કે

( જુઓ પુ. ૪, કુશાનવંશના વૃત્તાંતે ) આ પરદેશી પ્રજાના સંવતની આદિ ઈ. સ. ૧૦૩ માં એટલે કે, દક્ષિણહિંદના સંવત કરતાં ૨૫ વર્ષ મોડી થઈ છે; જેથી તે બંને સંવતને તદ્દન નિરનિરાળા જ માનવા રહે છે અને તેમ છતાં પ્રાચીન સમયે કે અત્યારે ઉત્તરહિન્દમાં પ્રચલિત શકસંવતને માનનારા, ભલે ક્ષેત્રફળ અને સંખ્યાની દ્રષ્ટિએ દક્ષિણદેશમાંના શકને માનનારા કરતાં વિશેષ પ્રમાણમાં હોવાનું મનાયા કરે, છતાં જેને ખરો શકસંવત્સર કહેવાય છે તેના અનુયાયીઓ તો દક્ષિણહિન્દમાં જ વધારે મળી આવે છે એ વાત નક્કી સમજવી. અલબત્ત, પ્રાચીન સમયે ખરા શકસંવતને માનનારા ઉત્તરહિન્દમાં નહીં હોય–અથવા નહીં હતા એમ કહીએ તો પણ ચાલશે–છતાં વર્તમાનકાળે ત્યાં વસેલી જે સંખ્યા તે શક વાપરતી માલમ પડે છે તે, દક્ષિણહિન્દની પ્રજાના સંપર્કમાં આવ્યાના પરિણામરૂપે સમજવું રહેશે. ખરી વાત છે કે સંયુક્ત પ્રાંતોમાં, અને તેમાંયે ઔધ અને અલ્હાબાદ, કાશી, બનારસવાળા પ્રદેશમાં તેનો વપરાશ ઉત્તરહિન્દના અન્ય પ્રાંતો કરતાં વિશેષ દેખાય છે પરન્તુ તે સંસ્કૃત ભાષાનાં અને તે અન્વયે પંડિતોનાં મૂળ ધામ ગણાતાં સ્થાનોને આભારી છે. આ પ્રકારના સાંપર્કિક અને વિદ્યાવિષયી તત્ત્વોને લીધે ઉત્તરહિન્દમાં શકસંવતનો પ્રવેશ થવા પામ્યો ગણાશે. બાકી તો તેનું જન્મસ્થાન દક્ષિણહિન્દ જ છે ને તેથી જ ત્યાં તેના વાપરનારા વિશેષ પ્રમાણમાં મળી આવતા જણાય છે એમ કહેવું પડે છે.

બીજી એક માન્યતા એવી પ્રસરી રહેલ છે કે, તે સંવત્સર મુખ્યપણે વૈદિકમતવાળા જ–એટલે કે બ્રાહ્મણો જ વાપરે છે કેમકે તેની ઉત્પત્તિ તે ધર્મના અનુયાયીઓને જ આભારી છે. આ માન્યતા સત્ય છે કે કેમ તે પણ આપણે તપાસી લઇએ. તેની ઉત્પત્તિ, ફાવે તો રાજા હાલ શાલિવાહનને અંગે કે રાજા શિવસ્વાતિને અંગે થઇ હોય, પરન્તુ એટલું સત્ય છે કે તે બંનેના જન્મ સાથે જોડાયલી આખ્યાયિકાઓમાં, બ્રાહ્મણકુટુંબની કુમારિકાનો નિર્દેશ આવે છે જ. આટલી હકીકતને લીધે જ જો તેની ઉત્પત્તિને બ્રાહ્મણધર્મ સાથે જોડી દેવાતી હોય તો તે અન્યાય કરનારી કહેવાશે. કેમકે પ્રાચીનકાળે વર્તમાન સમયની પેઠે ધર્માવલંબનના કોઇ વાડા પડી ગયા નહોતા કે અમુક ધર્મનું જ શરણુ અમુકે સ્વીકારવું. આ હકીકત દરેક પુસ્તકમાં અને તેમાં ખાસ કરીને પુ. ૧ અને ૨ માં અનેકવાર સ્પષ્ટપણે અને પુરાવા સાથે પુરવાર થતી આપણે નિહાળી છે. એટલે કેવળ બ્રાહ્મણ કન્યાના પેટે જન્મ ધારણ કરેલ હોવાના કારણે જ તેના સ્થાપક વૈદિકધર્માનુયાયી હતા એમ નિશ્ચયપૂર્વક ઠરાવી શકાય નહીં. બીજી હકીકત એ નીકળે છે કે, આ શકના સ્થાપક રાજાએ, યજ્ઞ કરતા બ્રાહ્મણોને જે અભક્ષ્ય પદાર્થોના અને અસ્પૃસ્ય હાડમાંસાદિ વસ્તુઓના પ્રેક્ષપન કરી, અસુરો તથા દાનવો ત્રાસ આપી રહ્યા હતા તેમાંથી મુક્તિ અપાવી હતી; તેથી તેને વૈદિકમતનો ઉદ્ધારક જરૂર કહી શકાશે. જોકે આ કથન વૈદિકગ્રંથોનું–પુરાણોનું છે; જ્યારે જૈનગ્રંથોમાં તેવી કોઇ હકીકત નથી જ એટલે એકદમ માની લેવા કરતાં, તેના ઉપર વિચાર કરવાનું માંગી લે છે. છતાં તેને મહત્વપૂર્ણ લેખીએ તો પણ એ સામે એમ દલીલ લાવી શકાય કે, પોતાની પ્રજાને કોઈ પણ પ્રકારના ઉપદ્રવમાંથી બચાવી લેવી તે તો દરેક રાજવીનો ધર્મ છે. પોતે કયો ધર્મ પાળે છે તે વસ્તુ સાથે તેને સંબંધ હોય યા ન પણ હોય. જોકે, તે વૈદિકધર્મી નહોતો એવો, સ્પષ્ટપણે પુરવાર કરતો આપણી પાસે મજબૂત પુરાવો ન હોય ત્યાંસુધી, ઉપર બતાવેલું દષ્ટાંત તે પોતે વૈદકી ધર્માનુયાયી હોવાનું એક કારણ લેખી શકાય છે. આવા ભ્રમોત્પાદક અથવા સંદિગ્ધ અને ગ્રંથસ્થ પૂરાવા કરતાં, વિશેષ વિશ્વસનીય એવા શિલાલેખી કે સિક્કાઈ પ્રમાણો શું કહે છે તે પણ આપણે તપાસી લઇએ. જે અનેક શિલાલેખો, ડૉ. રેપ્સને પોતાના પુસ્તકમાં ઉતાર્યા છે તે સદાબરા આપણે પંચમ અને ષષ્ઠમ પરિચ્છેદે અવતરિત કર્યા છે. તેમાંથી તો ઉલટું એમ પ્રતિપાદિત થાય છે કે, આ શતવહનવંશીઓનો કુળધર્મ જૈન હતો. તેઓ વૈદિક મતાનુયાયી હોવા વિશે એક પણ મુદ્દો તેમાંથી શોધ્યો જડતો નથી. ઉપરાંત તેમના સિક્કા ઉપરનાં ચિહ્નો

પણ શિલાલેખની હકીકતને સમર્થન આપતાં નજરે પડે છે. જ્યારે શિલાલેખ અને સિક્કાચિહ્નો જેવા પ્રમાણિક અને સજ્જડ પૂરાવા એક જ વસ્તુ કથી રહ્યા હોય, ત્યારે તેનાથી ઉપરવટ જવું આપણને શી રીતે પરવડી શકે? એટલે સાબિત થાય છે કે, શાતવાહનવંશી રાજાઓનો કુળધર્મ જૈન હતો. તેમણે જે બ્રાહ્મણ પ્રજાને અસુરોના ત્રાસથી સંરક્ષણ આપ્યું હતું તે, કાંતો રાજકર્તાની સામાન્ય ફરજ રૂપે હતું અથવા તો ગ્રંથમાંહેલી હકીકત પક્ષપાતના રંગથી ચમત્કારિક બનાવવામાં આવી હતી એમ માનવું રહે છે.

એક મુદ્દો ખાસ લક્ષમાં રહે તે માટે અત્ર નોંધ કરવી જોઈએ. આ શાતવાહન વંશીઓ મૂળથી તો જૈનધર્મીઓ જ હતા, પરન્તુ નં. ૭ ના રાજ્યકાળે એક જબરજસ્ત ધર્મક્રાંતિનું મોજું ફરી વળ્યું હતું ને તે સ્થિતિ કેટલાંક વર્ષો સુધી ચાલુ રહી હતી. વળી તેમાં અમુક સમયે-પચીસ ત્રીસ વર્ષ બાદ-કોઇ જૈનાચાર્યના ઉપદેશથી પરિવર્તન થઇ મૂળ સ્થિતિ આવી ગઇ હતી. તે નં. ૨૩ના અમલ સુધી ચાલુ રહી હતી. અને તેણે વૈદિકધર્મ અંગીકાર કરી, શકસંવતનું પ્રવર્તન કરી રાજધર્મ તરીકે વૈદિક ધર્મને સ્થાપીત કર્યો હતો. તે ઠેઠ શાતવહન વંશના અંત સુધી તેને તે સ્થિતિ પ્રવર્તી રહી હતી. અમારી આ પ્રમાણેની માન્યતા હોવાને લીધે, અત્યાર સુધી જ્યાં જ્યાં નિર્દેશ કરવાનો પ્રસંગ પડયો છે ત્યાં ત્યાં એવું જ જાહેર કર્યું છે કે, આ રાજવંશના રાજ્યકાળે બે વખત ધર્મક્રાંતિ થવા પામી છે; એક નં. ૭ના રાજ્યકાળે અને બીજી નં. ૨૩ના રાજ્યકાળે; પરંતુ હવે વિશેષ અધ્યયનને પરિણામે, તેમાં ફેરફાર કરવાની જરૂર પડે છે. ધર્મક્રાંતિ બે વખત નહીં પણ એક જ વખત થઈ હતી. અને તે પરિવર્તન પણ એકંદર ૭૫૦-૮૦૦ વર્ષના તેમના સત્તાકાળ દરમિયાન માત્ર ૨૫-૩૫ વર્ષ જ તેમણે કર્યું હતું,

ઉપલા પારિગ્રાફે રાજા શિવસ્વાતિને અરે કહોને કે તેના રાજવંશને શિલાલેખ અને સિક્કાચિહ્નોનાં પ્રમાણોથી અવૈદિક હોવાનું આપણે જણાવી ગયા છીએ. વળી બીજી રીતે પણ તેજ હકીકતને સમર્થન કરનારી સાબિતીઓ મળી આવે છે. ભિન્નભિન્ન વંશી રાજાઓએ જે અનેક શિલાલેખો કોતરાવ્યા છે તેમાં છેવટે મિતિદર્શન કરાવવાની પ્રણાલિકા અંગીકાર કરી હોય એમ દેખાય છે. અને તેમની આ મિતિદર્શનની પદ્ધતિના બારિક નિરિક્ષણ કરવાથી તે કયા વર્ગના કયા, વંશના કે કયા ધર્મના હશે તેની તારવણી કરી શકાય છે. (પુ. ૪, પૃ. ૮૪થી ૮૫) આ બાબતના ઇસારા અનેક વખત કરવામાં આવ્યા છે તથા તે આધારે નહપાણ, રૂષભદત્ત, ચષ્ઠણ, કુશાનવંશી રાજાઓ, રાજુવુલ આદિને એક બીજાથી છુટા પાડવાને આપણે શક્તિમાન પણ થયા છીએ. તેજ પ્રમાણે આ શાતવહનવંશીઓના શિલાલેખોમાં ગ્રહણ કરેલી મિતિદર્શનની પદ્ધતિએ જો તપાસીશું, તો તરત જણાઇ આવે છે કે તેમણે પણ જૈનધર્મીઓએ અખત્યાર કરેલી રીતે જ કામ લીધું છે. સર્વેએ સાલ, ઋતુ, માસ અને પક્ષ નિર્દેશ્યા છે પરન્તુ જેમ પુરાણોમાં કલિયુગના આટલા વરસે કે યુધિષ્ઠિરના અથવા લૌકિક સંવત્સરના ફલાણા વર્ષે એમ લખાતું નજરે પડે છે તેમ આ રાજાઓના શિલાલેખોમાં એક પણ ઠેકાણે લખાયું હોય એમ જણાતું નથી; અને તેને બદલે બીજી કોઈ જુદીં પડતી રીતિએ કામ લીધું હોત તો પણ આપણને અન્યથા વિચારવા માટે એક કિરણ તો મળત જને? એટલે અન્ય પદ્ધતિના અભાવે, આપણે એવા અનુમાને જવાને દોરવાઇએ છીએ, કે તે પદ્ધતિ વાપરનાર અન્ય રાજવીઓ જે મતાવલંબી હતા તેજ મતવાળા આ આંધ્રપતિઓ પણ હોવા જોઇએ.

**શકસંવત અવૈદિક હોવા વિશે અન્ય પુરાવાઓ**

વળી નં. ૭ વાળા શાતકરણિએ ધર્મપલટો કર્યાનો તથા અશ્વમેધ કર્યાનો ઉલ્લેખ તેણે ઉભા કરાવેલ સાંચી સ્તંભમાંથી જેમ મળી આવે છે તેમ આ નં. ૨૩ વાળાએ પણ જો ધર્મ પરિવર્તન કર્યું હોત તો તેમ કર્યાનું કોઈ પણ જાતનું સ્મરણ ચિન્હ જાળવવાને પગલું ભર્યું હોત એવું માનવાને સ્વભાવિક કારણ એ માટે રહે છે કે, ધર્મપલટો કરનારના જીવનમાં તેને એક ખાસ અને વિશિષ્ટ પ્રસંગ લેખ-

વામાં આવે છે. વળી ધર્મપલટો કરનાર રાજવી કાંઈ સામાન્ય કોટિનો પુરૂષ હોતો નથી. તે તો અનેક રીતે બહાર પડી આવતો તથા મહત્ત્વપૂર્ણ, પ્રભાવ વતી અને ઝળકતી કારકીર્દિને વરેલો રાજપુરૂષ હોય છે. તેમાંય આ તો, ધર્મપલટો કરનાર હોવા ઉપરાંત એક શકપ્રવર્તક રહ્યો. આ બંને કાર્યો તેના જીવનને ધન્ય કરનાર–સાર્થક–સફળ બનાવનાર ગણાય; જેથી તેનાં યાદગિરિ કોઈ ને કોઇ પ્રકારે આચરણમાં મૂકયા વિના તેને જપ જ ન મળે. છતાં જ્યારે તેમાંનું કોઈ નામનિશાન નજરે પડતું નથી ત્યારે વિશેષ ને વિશેષ માનવું રહે છે કે, તેણે ધર્મપલટો પણ કર્યો નહીં હોય; તેમ વિશેષ આગળ વધીને કહીએ કે તેણે શક સંવત્ પ્રવર્તાવ્યો પણ નહીં હોય. (વળી આ શક-પ્રવર્તન વિશેનું વિશેષ વિવેચન આગળના પારિગ્રાફે કરેલ છે).

સામાન્ય રીતે, વપરાતા અનેક સંવત્સરોમાં શકનું પણ નામ છે. તે જેમ પૃ. ૨૦૭ ઉપર ટાંકેલ શ્લોકથી સ્પષ્ટ થાય છે તેમ પુ. ૪, પૃ. ૧૦૧ ઉપર ટાંકલ કથનથી તેનો સમય ઇ. સ. ૭૮ મનાયો છે તે પણ સ્પષ્ટ છે. છતાં આ

**શકસંવત હતો ખરો ?**

પરિચ્છેદે જે કાંઇ ચર્ચા આપણે, ઉપરમાં સમયનો હેરફેર કરીને, વિગતો ઉથલાવી ઉથલાવીને કે જે કોઇ રીતની શકયતા અથવા સંભાવના ઉભી કરી શકાય તેવું લાગ્યું તે રીતે ઉભી કરીને, એટલે ટુંકામાં કે જે કોઇ દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં ઉતર્યું તે ગ્રહણ કરીને, કરી જોઈ છે. પરન્તુ સર્વેથી એકજ વાત સિદ્ધ થતી સમજાઈ છે કે, જે પ્રમાણે અત્યારે માન્યતા પ્રવર્તી રહી છે તે કોઈ રીતે બંધબેસતી થતી જ નથી. એટલે આપણે બુલંદ અવાજે જાહેર કરવું પડયું છે કે,શાલિવાહને શક ચલાવ્યો નથી. તેમજ ઈ. સ. ૭૮ માં જે આંધ્ર પતિ હતો તેણે કદાચ તે શક પ્રવર્તાવ્યો હશે પણ તેમ કરવાને તેને શું પ્રયોજન મળ્યું હતું તે પ્રકાશમાં આવ્યું નથી. એટલે મહાન પ્રશ્ન એ આવીને ખડો થાય છે કે (૧) શું ત્યારે શકસંવત વાસ્તવિક રીતે ચાલ્યો જ નથી ? (૨) કે શક શબ્દનો અર્થ તો અસલમાં બીજી કોઈ રીતે થતો હતો, પરન્તુ તેને પાછળના લેખકોએ સંવત્ શબ્દના અર્થમાં માની લઈ મુશ્કેલી નીપજાવી દીધી છે ? (૩) અને તેમ હોય તો તેનું નિરસન શકય છે કે ? આ ત્રણે પ્રશ્નો આપણે એક પછી એક વિચારીએ.

પહેલો પ્રશ્નઃ–શકસંવત શું વાસ્તવિક રીતે ચાલ્યો નથી ? જે જે સાહિત્યિક તેમજ ઐતિહાસિક સામગ્રી અમને પ્રાપ્ત થઈ શકી છે તેની ચર્ચા–વિવાદ વાચક સમક્ષ ધરવામાં આવ્યો છે; ને તે ઉપરથી અમારો પ્રમાણિક મત તો એમજ થયો છે કે જે સ્વરૂપમાં (જે શાલિવાહન રાજાનું નામ જોડીને) તેને પ્રચલિત થયેલ મનાયો છે તે સ્વરૂપમાં તો બનવા પામ્યું ન જ હોય, સિવાય કે નં. ૧૭, ૧૮ના યુગ્મમાંથી નં. ૧૮ ને રાજા શાલિવાહન તરીકે ઓળખાવીને અમે કામ લીધું છે, તેને સ્થાને નં. ૨૪, ૨૫ ના યુગ્મમાંના એક તરીકે તેને લેખાવાય. આમ કરવામાં શું શું મુશ્કેલીઓ આવે છે તે પૃ. ૨૩૭–૮ ઉપર સમજાવ્યું છે. એટલે તે સ્થિતિ અમે અસંભવિત માનતા હોવાથી ગણત્રી બહારની તેને ઠરાવી છે. જેમ એક બાજુ વિવાદજન્ય બંધાયલી દૃઢ માન્યતા ઉભી છે, તેમ બીજી બાજુ રૂઢ થયેલી અને વ્યવહારમાં ઉતરેલી માન્યતા ખડી છે. અને તેને હિંમતપૂર્વક અન્યથા ઠરાવવા જેટલું સાધનબળ એકત્રિત થયેલ ન હોવાથી, તેનો ઉકેલ લાવવાનું અન્ય ઉપર છોડીશું.

આંધ્રવંશી રાજાઓ શકસંવત્‌ના ઉત્પાદક ન હોવાનું બીજું મુખ્ય કારણ એ છે, કે તે સ્થાપન થયા પછી તેમાંના કોઈએ તે શકનો ઉપયોગજ કર્યો નથી. ઉલટું વિદ્વાનોને[૧૦] લખવાની ફરજ પડી છે કે, "The later inscriptions of Andhras are dated in regnal years and not in the years of any era= આંધ્ર (પતિઓ) ના પાછળ વખતના શિલાલેખોમાં, રાજ્યના (અમુક)

(૧૦) કો. આં. રે. પૃ. ૨૬, પારિ. ૨૩.

વર્ષે (કોતરાવાયો) એની તારીખ નોંધાઇ છે, અને (પણ) ફલાણા સંવતના (આટલા) વર્ષે એમ નથી" એટલે કે, તે વંશમાં જે આંધ્રપતિઓ પાછલા-ઉત્તર ભાગમાં થયા છે તેમણે કોતરાવેલ શિલાલેખોમાં કોઈ શકસંવતના વર્ષનો ઉલ્લેખ કર્યો જ નથી. પરન્તુ પોતાના રાજ્યે, આટલામાં વર્ષે અને આ પ્રમાણે, કર્યું[11] એમ જણાવ્યું છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, જો નં. ૧૮ કે નં ૨૪ કે ભલે તેના પછી પણ, જો કોઇએ શકસંવત પ્રવર્તાવ્યો હોત, તો તેની પાછળ ગાદીએ આવનારા, તેનાજ પુત્રપરિવારની પ્રથમ દરજ્જે શું ફરજ નહોતી કે તે સંવત્સરનો ઉપયોગ કરવો ? જેમણે જેમણે પોતાનો સંવત્સર ચલાવ્યો છે તેમણે તેમણે તો—તેમજ તેના આખાયે વંશમાં—જ્યાં જ્યાં મિતિદર્શનની જરૂર પડી, ત્યાં ત્યાં પોતાના જ સંવત્સરનું નામ દઇને કામ લીધું છે અને તેમજ થવું જોઈએ, કારણ કે તેમાં પોતાના પૂર્વજોનો મોભો વધે છે. કદાચ તેના બચાવમાં એમ દલીલ કરાય કે વિક્રમ સંવત્સરની પેઠે આ શક સંવત્સર પણ થોડો વખત પ્રથમ વપરાયો હશે અને પાછળથી બંધ થયો હશે વળી થોડે કાલે સજીવન થયો હશે. ઉત્તરમાં જણાવીશું કે જ્યાં તેના પુત્ર—પરિવાર ને વાપરવાના મોકા આવ્યા છે ત્યાં પણ તેમણે વાપર્યો નથી તો, થોડો વખત વપરાયો ને પાછળથી બંધ થયો હોવાનો પ્રશ્ન જ કયાં રહે છે ? છતાં એક અપેક્ષાએ, વપરાઇને બંધ થયા બાદ ફરીને શરૂ થયો કહી શકાય તેમ છે—તે માટે આગળ જુઓ. બીજી દલીલ એમ કરાય કે રાજા પોતે પ્રવર્તક હોય તો ?—એટલે કે રાજદ્વારી કારણે સંવતની સ્થાપના કરવામાં આવી હોય તો ?—તેના વંશજોએ તે પ્રથાનું અનુકરણ કરી પોતાનો સંવત વાપરવો જોઇએ. પરન્તુ પ્રજાએ—આદિ કરી હોય તો ? એટલે ધાર્મિક અથવા અર્ધધાર્મિક કારણને લીધે પ્રારમ્ભ કરાયો હોય તો, તેને ચાલુ રાખવી કે કેમ તે તો પ્રજાની મરજીની વાત ગણાય. તો ઉત્તરમાં જણાવી શકાય કે, પ્રજા તો પોતાના ઉપકારના અહેસાનનો બદલો વાળવાનું ભૂલતી જ નથી. બલ્કે પ્રજાને તેવા સંવતોલ્લેખના પ્રસંગની સામાન્ય રીતે દુર્લભતા જ્યારે વરેલી હોય છે ત્યારે રાજકર્તાએ તો પ્રસંગપ્રાપ્ત થતાં, ઉલટ વિશેષ શોરજોરથી તેની ઉદ્દઘોષણા કરાવરાવવી જોઈએ; નહીં કે તેને પડતો મૂકી પૂર્વજોના ઉજ્વળ કાર્યોને અંધારામાં હડસેલી દઈ, પોતાની મહત્વતાનું દર્શન કરાવવું જોઇએ. આટલું લખ્યા પછી રા. સા. ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત 'ભારતીય પ્રાચીન લિપિમાળા' વાંચવાનું થતાં, તેના પૃ. ૧૭૦—૭૨નો જે સાર માલુમ પડયો તે જણાવીશું. સિંહસૂર રચિત લોકવિભાગમાં "૩૮૦ શક સંવત"નો મળતો ઉલ્લેખ વહેલામાં વહેલો ગણી શકાય. પરંતુ તેની મૂળ પ્રતમાં કયા શબ્દો છે તેનો પત્તો મળતો નથી. એટલે તે પછીની બીજી નોંધ વરાહમિહિરની પંચસિદ્ધાંતિકામાંથી ૪૨૭ શકની મળે છે, તેને વહેલામાં વહેલી તરીકે લેખવી રહે છે. જ્યારે શિલાલેખમાં વહેલામાં વહેલો શક સંવતનો આંક કયો મળ્યો લેખાય તે બાબતમાં પોતાનું મંતવ્ય નીચેના શબ્દોમાં જણાવે છે "કાઠિયાવાડ અને કચ્છના પશ્ચિમક્ષત્રપોના શિલાલેખમાં શકસંવત સંબંધમાં એકલું વર્ષ[12] મળે છે." અને પછીના શિલાલેખો વગેરેમાં 'શકનૃપતિ રાજ્યાભિષેક સંવત્સર', शक, शाक, शकसंवत् વિગેરે શબ્દો છે.[13] મતલબ કે પુસ્તકોમાં વહેલામાં વહેલો વિશ્વાસપાત્ર આંક ૪૨૭નો છે અને શિલાલેખ માટે કોઈ નિર્ણય બાંધી શકાતો નથી. આટલા વિવેચનથી કોઈ ખાસ મુદ્દો જોકે તારવી શકાતો નથી, પરંતુ અમારી માન્યતા જે પૃ. ૨૬૯—૭૦માં જણાવી છે કે ચૌલુક્ય વંશે અસલનો શકસંવત ચાલુ રાખ્યો હતો તેને ટેકારૂપ આ કથન નીવડે છે. તેમજ સ્વતંત્ર અભ્યાસ અને ચિંતનથી અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે, વિક્રમ

(૧૧) આના ઉદાહરણ માટે છઠ્ઠા પરિચ્છેદે શિલાલેખ નં ૧૮, ૨૧, ૨૨, અને ૨૩ જુઓ.

(૧૨) આના ખુલાસા માટે આગળની ટી. નં. ૧૫ જુઓ.

(૧૩) આ બધા શબ્દોના અર્થ વિશે પુ. ૪, પૃ. ૯૫ થી ૯૮ જુઓ ત્યાં વિધવિધ ખુલાસાવાર સમજૂતિ આપી છે.

સંવતની પેઠે આ શક સંવતની વપરાશ પણ, અન્ય રાજકર્તાના અમલમાં, તેમના પોતાના સંવત્સરની થતી વપરાશને લીધે, બંધ રહેલી (જુઓ પૃ. ૨૬૬); અથવા કહો કે "શાસકનો સંવત" વાળા ભાવાર્થમાં शक, शाक, शाके, (not in the sense of a particularly named era but in the sense of any era) શબ્દથી થયેલ. પરંતુ ચૌલુકયવંશના ઉદ્‌ભવ સાથે 'શકસંવત'ના (ઈ. સ. ૭૮ની આદિવાળા) ખરા અર્થમાં તે વપરાતો થયો હોવો જોઇએ.

વાદની ખાતર કોઈ એમ પણ દલીલ રજુ કરે કે, એવો કયાં નિરધાર જ છે, કે એક શકસ્થાપકના પરિવારમાં ઉતરી આવતા સર્વેએ તેજ શકનો આશ્રય લેવો જોઇએ ? જો એમ હોય તો મહાવીર સંવતની બાબતમાં જ, તેમના પરમ ભક્ત સમ્રાટ પ્રિયદર્શિને કેવળ એક સહસ્રામના ખડક લેખમાં જ (મ. સં. ૨૫૬) તે સંવતનો આશ્રય લીધો છે, જ્યારે તેણેજ ઉભા કરાવેલ અન્ય સ્તંભો અને શિલાલેખોમાં તે પ્રથાનો ત્યાગ કરીને "અમારા રાજ્યાભિષેક પછી આટલા વર્ષે" આમ કરવામાં આવ્યું એવી રીતે કોતરવામાં આવ્યું છે. આ પ્રમાણે એકજ વ્યક્તિએ બે રીતો ગ્રહણ કરી છે. તેવાને વળતો ઉત્તર એમ દઈ શકાય કે, મહાવીર સંવત તેતો એક ધર્મપ્રચારક મહાત્માના સ્મરણનું પ્રતીક છે અને સમ્રાટ પ્રિયદર્શિન તો તેમનો એક ભક્ત જ છે. જ્યારે આંધ્રપતિના શકની બાબતમાં તો પ્રવર્તક એક વડવો છે અને તેનો (શકનો) ત્યાગ કરનાર તેનાજ (પ્રવર્તકના) કુળમાં ઉત્પન્ન થયેલ તેનાજ પુત્રો અને પૌત્રો છે. ધર્માનુયાયીની એક વાત છે અને વંશજની બીજી વાત છે. જેટલી જવાબદારી અને સન્માન, એક વંશજને પોતાના પૂજ્ય વડીલ પ્રત્યે હોવાનું જણાય છે, તેટલાજ અંશે એક ધર્માનુયાયીને પોતાના ઇષ્ટદેવ પ્રત્યે હોય એમ માની લેવાને કાંઈક સંકોચ રાખવો પડે છે. અલબત્ત પરલૌકિક કલ્યાણની ભાવનાનો વિચાર કરવો હોય ત્યારે ઇષ્ટદેવ પ્રત્યેની જવાબદારી તથા ભક્તિ વિશેષ અંશે પ્રજ્વલિત થતી હજુ ગણી શકાય ખરી. પરંતુ અમુક બનાવ બન્યો હતો તેની નોંધ કરવી–કરાવવી તે તો એક ઐહિક બાબત છે. એટલે તેમાં તો ઉપર જણાવી ગયા પ્રમાણે વંશજોને તેમના વડીલ જનોએ સ્થાપન કરેલ શકનેજ અવલંબવું જોઇએ એમ છાતી ઠોકીને મુક્તકંઠે કહેવું પડે છે. છતાં એક વસ્તુ વિચારવા યોગ્ય છે કે વિક્રમ સંવત્સરની પેઠે શિલાલેખમાં અથવા તો સાહિત્યગ્રંથોમાં વહેલામાં વહેલો શક સંવતનો જે આંક દર્શાવાયો હોય તે કયો છે અને તેમાં કેવા શબ્દો વપરાયા છે તે નક્કી કરી લેવાય તો કદાચ તે ઉપરથી કાંઈક ઓર પ્રકાશ પડે પણ ખરો ?

બીજો પ્રશ્ન–કે શક શબ્દના અર્થમાં હેરફેર થવો સંભવિત છે કે ? ઉપરમાં એક સ્થાને આપણે એમ જોઈ ગયા છીએ કે, શક શબ્દ તે ઉપનામના રૂપમાં વિશેષણ તરીકે વપરાયું લાગે છે, જેમ શકારિ વિક્રમાદિત્ય વપરાય છે, તેમ શકશાલિવાહન એટલે જે શાલિવાહને શક–યવન ગણાતી એવી મ્લેચ્છ પ્રજાને જીતી લીધી હતી તે રાજાનું નામ શકશાલિવાહન ગણાય; આ સિવાય બીજો કોઇ અર્થ બેસે છે કે કેમ તે હવે જોઇએ.

તેના જુદા જુદા છ અર્થ થાય છે તેવું કથન પુ. ૪, પૃ. ૯૮ ઉપર જણાવ્યું છે. તેમાંનો ચોથો (સામાન્ય રીતે કોઈ પણ સંવત) અને પાંચમો (માત્ર વર્ષના ભાવાર્થમાં) એવા બે અર્થને મળતો થાય છે;અને તેવા કોઈ ભાવાર્થમાં, આ શબ્દ આંધ્રપતિના સંવત પરત્વે વપરાયો સમજી શકાય છે. અને તે આ પ્રમાણે; શક એટલે સંવત અને શકને પ્રવર્તાવનાર તે शाक; એટલેકે 'શક' તે નપુંસકલિંગ અને 'શાક' તે પુલિંગ; અને તેની સપ્તમી વિભક્તિના રૂપમાં शाके (in the year of the promulgator of the Śaka era) થાય. જેને અમે 'શાસક સંવત'ના નામથી ઓળખાવીએ છીએ (જુઓ આગળના પારિગ્રાફે) તે સ્વરૂપે; મતલબ કે, તે સ્થાન ઉપર જે રાજસત્તાનો અમલ ચાલતો હતો, અને તેઓ જે સંવત માનતા હતા તે સંવતના અમુક વર્ષે (આવો પ્રયોગ કરાયો હોય; તેના ઉદાહરણ માટે પણ આગળના પારિગ્રાફે જુઓ). આ પ્રમાણે સામાન્ય અર્થમાં તે શબ્દ વપરાયેલ હોવાથી અનેક મુશ્કેલીઓ ઉભી થવા પામી છે. જોકે પાછળના સમયે કેટલેક

ઠેકાણે, એકલો 'શક' શબ્દ ન લખતાં સાથે સાથે શાલિવાહન શબ્દ પણ જોડયો હોવાથી ઘણી સરળતા થઈ ગઈ લેખાય છે; જેમકે હરિહર ગામમાં મળેલા વિજયનગરના રાજા બુક્કરાય પહેલાના શિલાલેખમાં શકસંવત ૧૨૭૬ની સાથે શાલિવાહન નામ જોડેલું છે[૧૪]. મતલબ એ થઈ કે આવી રીતે જ્યાં શક શબ્દની સાથે સ્પષ્ટીકરણ કરતું, બીજું કોઈ વિશેષણ ન લગાડયું હોય, ત્યાંસુધી શક શબ્દનો અર્થ, ઉપર દર્શાવેલ ઉદાહરણ પ્રમાણે આપણને વિપરીત સ્વરૂપમાં ઘસડી લઈ જાય છે.

ત્રીજો પ્રશ્ન-જે સ્થિતિમાં ઉભા છીએ તેમાંથી કેમ માર્ગ કાઢવો તે; પ્રશ્ન પહેલાનું વર્ણન કરતાં જ અંતરગત તેનો ઉપાય બતાવી દેવાયો છે, કે આંધ્રપતિ નં. ૧૭-૧૮ના યુગ્મને અનુલક્ષીને જે આપણે કામ અત્યારસુધી લીધે ગયા છીએ તેને બદલે નં. ૨૪, અને ૨૫નું યુગ્મ ધારીને કામ લેવાય તો! અને તે મુદ્દો આગળના પરિચ્છેદે તેમનું વૃત્તાંત લખતાં વિચારવાનો છે. એટલે અત્ર તો તેનું માત્ર સૂચન એક ઉપાય તરીકે કરીને જ આગળ વધવાનું રહે છે. બીજા પ્રશ્નના નિરસન માટે જણાવવાનું કે, જેમ વિક્રમસંવત્સરની બાબતમાં અનેક મુશ્કેલીઓ દેખાતી નજરે પડી છે, છતાં કાળજીપૂર્વક અભ્યાસ કરીને મંડયા રહેવાથી, પુ. ૪, પૃ. ૯૪માં જણાવ્યા પ્રમાણે તેમાંથી નીકળવાનો માર્ગ સૂઝી આવ્યો છે, તેમ આ શકસંવતની બાબતમાં પણ તેજ નિયમે કામ લેવાથી કદાચ રસ્તો મળી આવશે. બલ્કે વિક્રમ સંવતના અર્થ વિશે કોઈ જાતની મુશ્કેલી કે સંદિગ્ધતા ન હોવાથી તેનો પ્રશ્ન હજુયે સુતર હતો, જ્યારે શક સંવતના તો લગભગ છ જેટલા અર્થ થતા હોવાથી, તેનો ઉકેલ સહેલાઈથી મળી આવવો ભારે સમજાય છે; પરંતુ ખંતપૂર્વક સતત મંડયા રહેવાથી તેનો પણ અંત આવી જશેજ.

અમારો આધીન મત એમ પડે છે કે, જો બનવા પામ્યું હોય તો શકસંવતનો સ્થાપક, મૂળે તો જૈન ધર્મીજ હોય, પરન્તુ જેમ જેમ કાળ વ્યતીત થતો ગયો અને લોકમાંથી ધાર્મિક ભાવનાનો અભાવ થતો ગયો, તેમ તેમ તેની ધાર્મિક મહત્ત્વતા ભૂંસાતી ચાલી. ને એક વખત એવો પણ આવી પહોંચ્યો કે, તેનો તદ્દન લોપ થઈ રાજકીય મહત્વનું રૂપ તેણે ધારણ કર્યું.

**વસ્તુસ્થિતિ શી રીતે ઘટાવી શકાય?**

જ્યારથી પરદેશી પ્રજાના હુમલા હિન્દ ઉપર થવા માંડયા ને તેમનો સંપર્ક હિંદીઓને થવા માંડયો ત્યારથી ધાર્મિક ભાવનાની લુપ્તિનો આરંભ થયો સમજવો. જેમ સંપર્ક વધારે તેમ ભાવનાની લુપ્તિ વધારે. આ નિયમે તે લુપ્તિનો પ્રથમ ભોગ ઉત્તર હિન્દ બન્યું અને પછી દક્ષિણ હિન્દ. આવા આક્રમણ કરનારાઓમાં પ્રથમ અલેકઝાંડર ધી ગ્રેટ, પછી યોનપતિ ડીમેટ્રીઅસ ને મિનેન્ડર તથા ક્ષહરાટો; તે બાદ ઇન્ડોપાર્થિઅન મોઝીઝ વગેરે. તે બાદ કુશાનવંશી અને તે બાદ ચષ્ઠણવંશીઓ આવ્યા છે. આ સર્વે પણ, માત્ર લુંટ લઈ ને જ જ્યાં સુધી ચાલ્યા જતા ત્યાં સુધી તો હિન્દુ સંસ્કૃતિમાં ફેર પડયો નહોતો. પરન્તુ જ્યારથી તેમણે સ્થાયી થઇ હિન્દમાં વસવા માંડયું ત્યારથી, જે સંસ્કૃતિનું-(જેમ રાજકર્તાનો રાજ્યકાળ લાંબો તેમ તેની સંસ્કૃતિનું વધારે જોર)-જોર વધારે તે જીવંત રહી, અથવા તેનું સ્થાન ઉપર રહ્યું. તેમાં વળી રાજકર્તાઓ હિન્દમાં લગ્નગ્રંથીથી જોડાવા માંડયા ને તેમણે હિન્દી સંસ્કૃતિને અપનાવી લીધી એટલે તેમની અને હિન્દી સંસ્કૃતિનું મિશ્રણ થઈ ગયું. ગુપ્તવંશી રાજાઓ નેપાળ તરફથી ઉતરી આવ્યા ત્યાંસુધી જૈન-સંસ્કૃતિનું પ્રાબલ્ય આ પ્રમાણે સચવાઈ રહ્યું દેખાય છે. જો કે ગુપ્તવંશીઓનો મૂળ પ્રદેશ જે નેપાળ અને હિમાલયની ટેકરીવાળો ભાગ ગણાય છે ત્યાં પ્રિયદર્શિનના જમાઈ દેવપાળના ગમન પછી, જૈન ધર્મે જડ નાખી હતી. પરન્તુ તેના ઉપદેશકોનો ત્યાં અવરજવર પ્રિયદર્શિનના મરણ બાદ બંધ થઈ ગયો હોવાથી, અન્ય ધર્મની અસર તે દેશ ઉપર પડી હતી. આ સંસ્કૃતિના ઢંગ ઉપરથી તેમને પશુપતિ તરીકે ઓળખાવાય છે.

---

૧૪ જુઓ રા. બ. ગૌ. હિ. ઓઝાકૃત, ભારતીય પ્રાચીન લિપિમાળા પૃ. ૧૭૨.

ગુપ્તવંશીઓની સત્તા મુખ્યપણે ઉત્તરમાં, તેમજ દક્ષિણ હિન્દના સામાન્યપણે બહોળા વિસ્તાર ઉપર, ઠીક સમય સુધી જળવાઈ રહી હતી. ગુપ્તવંશીની આ સંસ્કૃતિ તેમના વલ્લભી સરદારો દ્વારા સૌરાષ્ટ્રમાં પણ પહોંચી હતી. પરંતુ દક્ષિણના સરદારોએ ત્યાં જ નિવાસસ્થાન જાળવી રાખ્યું હોવાથી દક્ષિણમાંજ તેનો પગદંડો મજબૂત જામી પડયો. આ ગુપ્તવંશી રાજઅમલ રહ્યો ત્યાંસુધી—કહો કે ચષ્ટણ વંશના અમલનો અંત આવ્યો ત્યાંસુધી—ભલે રાજકર્તાઓ (જેવા કે ક્ષહરાટ, કુશાન, ચષ્ટણ ક્ષત્રપો ઇ.) પોતાના સંવતો વાપરતા હતા, છતાં તેમાંના કોઇએ તે સંવતનું નામ આંક સાથે મુખ્યતયા જોડી બતાવ્યું દેખાતું નથી.[૧૫] એટલે જે તે પ્રદેશોમાં જ્યારે મિતિદર્શક આંક વપરાતો, ત્યારે તે પ્રદેશના શાસકોનો સંવત જ તેને લેખાતો; ફાવે તો પછી રાજાએ તેવો આંક દર્શાવ્યો હોય કે પ્રજાએ; અને ફાવે તો આંકની પૂર્વે શક શબ્દ લખ્યો હોય કે નહીં, તો પણ સર્વત્ર એકજ અર્થ ઘટાવાતો હતો. એટલે કે શક શબ્દનો અર્થ ત્યાંસુધી "શાસકનો સંવત" સમજાયા કરતો. ગુપ્તવંશીઓએ પૂર્વના રાજકર્તાઓથી છૂટા પડીને અને પોતાની ઓળખ તરી આવે તે માટે, પોતાના સંવત્સરને ચોક્કસ નામ આપ્યું અને તે પ્રમાણે પોતે જ્યાં પ્રસંગ લાધ્યો ત્યાં, કહો કે રાજકીય ક્ષેત્રે, આંક સંખ્યા પૂર્વે ગુપ્ત શબ્દ જોડયો; જ્યારે પ્રજાને તો જે ચીલો પડી ગયો હતો તેમાંથી બહાર નીકળવું કઠિણ લાગવાથી અથવા તો અનેક વખત રાજસત્તા બદલાતી હોવાથી, કેટલાં ધોરણો અખત્યાર કરવાં તેની મુંઝવણ થતી હોવાથી, મૂળની પ્રથાને તે વળગી રહી. તેમજ વિકલ્પે ગુપ્ત શબ્દ ઉમેરતા પણ હતા. આ પ્રમાણે થયાનાં અનેક ઉદાહરણો પુ. ૪. પૃ. ૮૩, ટી. નં. ૭૩–૭૪ માં આપ્યાં છે. મતલબ કે શકશબ્દનો મૂળ આશય જે ઈ. સ. ૭૮ ના સમયનિર્દેશ તરીકે લેખવાનો હતો, તે ધીમે ધીમે બદલાઇને, શાસકસંવતના અર્થમાં પરિવર્તન થવા પામ્યો હતો. જેથી કરીને જે આંક લખાયો હોય તેમાં, ચષ્ટણ સમયે ૧૦૩ નો, ક્ષહરાટ સમયે ૧૫૯ નો, અને ગુપ્ત સમયે ૩૧૯ નો ઉમેરો કરવો પડતો. અને 'શક' એટલે "અમુક સંવત=The particular era" નો મુદ્દો ખસી જઈ, કોઈ પણ "સંવત" Any era" ના સ્વરૂપમાં પરિણમ્યો હતો એમ સમજાય છે.

આપણે દક્ષિણહિંદની સાથે અત્યારે નિસ્બત છે એટલે તેને અંગેની સ્થિતિનું વર્ણન કરીશું. ચષ્ટણ-વંશીઓમાંથી તેના આભિર સરદાર ઈશ્વરદત્તે ઈ. સ. ૨૬૧માં છૂટા પડીને પોતાનો સ્વતંત્ર વંશ સ્થાપ્યો હતો (જુઓ પુ. ૩, પૃ. ૩૭૫–૮૨). શકય છે કે, તેને પાછળથી પરાક્રમી ગુપ્તવંશીઓએ પોતાનામાં જોડી દીધો હશે. પરંતુ જ્યારે ગુપ્તવંશીઓની પડતી થતી ચાલી ત્યારે ભટ્ટારક નામના એક સરદારે સૌરાષ્ટ્રમાં—વલ્લભીમાં જેમ ગાદી કરી તેમ બીજા એક સરદારે ગુજરાતના લાટ પ્રદેશમાં ત્રૈકૂટકવંશ[૧૬] સ્થાપ્યો (પુ. ૩, પૃ. ૩૭૭) અને ત્રીજા એકાદ સરદારે, દક્ષિણના કલ્યાણીમાં રાજગાદી સ્થાપી લાગે છે. એટલે કે આ ત્રણેના વંશની સ્થાપના, ગુપ્તવંશની પડતીના સમયે ૨૫–૫૦ વર્ષના ગાળામાં જ થવા પામી છે તથા તે ત્રણેનો ધર્મ પણ ગુપ્તવંશી જ રહેવા પામ્યો છે. અમારૂં એમ માનવું થાય છે કે, કલ્યાણીનો ચૌલુકયવંશ તે આ ગુપ્તવંશના એક સરદારની શાખારૂપ છે અને તેની સ્થાપના ગુપ્તવંશની પડતીના સમયે ઈ. સ. છઠ્ઠી સદીના પ્રારંભમાં કે પાંચમીના અંતમાં થઈ છે.

(૧૫) રા. બ. ગૌરીશંકર હીરાચંદ ઓઝા કૃત ભારતીય પ્રાચીન લિપિમાળા, પૃ. ૧૭૦ 'કાઠિયાવાડને કચ્છના પશ્ચિમ ક્ષત્રપોના શિલાલેખમાં શકસંવત સંબધમા એકલું 'વર્ષે' મળે છે. [ અમારૂં ટીપ્પણ.—(૧) અમારૂં અત્ર લખેલ કથન તો સ્વતંત્ર રીતે અભ્યાસને અંગે જ કરેલું છે. રા. બા. ઓઝા સાહેબનો પુરાવો તો પાછળથી મળી આવ્યો એટલે ટાંકી બતાવ્યો છે. (૨) ક્ષત્રપોને વિદ્વાનોએ શક માની લીધેલ હોવાથી તેણે વાપરેલ આંક સાથે, શકની અપેક્ષા રાખેલી દેખાય છે. બાકી તેઓએ શક શબ્દ નથી વાપર્યો તેનું કારણ અમે જે દોરી બતાવ્યું છે તે સમજવું. ]

(૧૬) પુ. ૩. પૃ. ૩૮૪ ત્રૈકૂટક ધરસેનનો સમય જે અમે ૨૦૭+૨૪૯=ઇ. સ. ૪૫૬ ગણાવ્યો છે તેને આ ઉપરથી સુધારીને ૨૦૭+૩૧૯=ઇ. સ. ૫૨૬ નો લેખવો.

વલ્લભીવાળાએ તેમજ ત્રૈકૂટકવાળાઓએ તેમના માલિકના સંવતને ( ગુપ્તસંવત ઇ. સ. ૩૧૯ વાળાને ) અપનાવી રાખ્યો, જ્યારે ચાલુક્યવંશીઓએ, પોતાના અસલ ઉત્પત્તિના સ્થળની, તથા પછીનાં અનુક્રમે નેપાળ, ઉત્તરહિંદ અને પાછળથી દક્ષિણહિંદ કે જ્યાં સ્થિરતા ધારણ કરી રહ્યા હતા ત્યાંની–આ સર્વ પ્રદેશની–જૈન સંસ્કૃતિ થોડે ઘણે અંશે જાળવી રાખી હતી, તેથી જે શક સંવત મૂળે જૈન હતો તેને ચાલુ રાખ્યો હતો. તેથી જ ચૌલુક્યવંશના આદિ પુરૂષોમાં જૈનધર્મનાં અંશો જળવાઈ રહેલા માલૂમ પડે છે. તેમજ તેમનો સંસર્ગ, પાસેના અપરાંત પ્રદેશની જૈનધર્મી કદંબ પ્રજા સાથે જોડાયો દેખાય છે. વળી બીજો પુરાવો, ઉપરના ચૌલુક્ય-વંશીઓમાંથી ઉતરી આવેલ ગૂજરાતના સોલંકીવંશી ભુપાલ કર્ણદેવનો અને મજકુર કદંબ રાજાની પુત્રી મયણલ્લાદેવીનો લગ્નસંબંધ જોડવામાં આવ્યો હતો. આ પ્રમાણે દક્ષિણના રાજકુટુંબના ધર્મસંબંધી ઝાંખો પરિચય સમજવો. જેમ જેમ વખત ગયો તેમ તેમ ચૌલુક્યવંશીમાંથી રાષ્ટ્રીકવંશ જુદો પડ્યો ને તેણે જૈનસંસ્કૃતિ જાળવી રાખી; જેમાંના અમોઘવર્ષ વગેરે રાજાઓના ઇતિહાસ અતિ મશહુર છે. તેવામાં દક્ષિણમાં શ્રીઆદ્ય શંકરાચાર્યનો ઉદ્‌ભવ થયો ને ધર્મસંસ્થાઓમાં જબરદસ્ત ક્રાંતિ થવા પામી. આ સમયે શક સંવતે[૧૭] વૈદિકપણું ધારણ કર્યું દેખાય છે. મૂળે શકસંવતની ઉત્પત્તિ તો–તેના પ્રવર્તકના જન્મની કથા–બ્રાહ્મણકન્યા સાથે સંકલિત થયેલી જ છે, અને સામાન્ય રીતે બ્રાહ્મણ એટલે વૈદિકધર્માનુયાયી ગણાય, જેથી બધી યુક્તિનો સુયોગ મળી રહ્યો. ઇતિહાસ પણ આપણને શીખવે છે કે, જ્યારે ધર્મસંસ્થામાં જબરો પલટો આવે છે ત્યારે એક ધર્મની સંસ્થાના અવશેષો બીજાનું સ્વરૂપ પકડી લે છે તેમાં પ્રજા અને રાજા બન્ને હિસ્સો પૂરાવે છે. મતલબ કે ભગવાન શંકરાચાર્યના સમયે જ, શકસંવતે જૈનમાંથી વૈદિક ખોળિયું બદલી નાંખ્યું ગણવું. તે જ રીતે દક્ષિણહિંદના અનેક જૈનમંદિરોએ પણ વૈદિકધર્મનો સ્વાંગ સજી લીધો હતો એવું સમજવું રહે છે. આવો ધર્મપલટ, હમેશાં બે સંસ્કૃતિની અથડામણમાંથી જ ઉદ્ભવે છે. ઉપર કહી ગયા છીએ કે પરદેશીઓના સંપર્ક વખતે આ પ્રમાણે હમેશાં બની આવે છે. જે સંસ્કૃતિનું જોર વિશેષ તે વધારે ફાવી જાય. ઉપર જણાવેલ પરદેશીઓ હિંદમાં આવી ઠરીઠામ બેઠા કે તરત તેમણે હિંદી સંસ્કૃતિને અપનાવી લીધી એટલે સઘળું હતું, તેવું પાછું થઈ ગયું ને બધું થાળે પડી ગયું. વળી ત્રણ ચાર સદી ગઈ ને અરબસ્તાન તરફથી આરબોનાં અને તેમની પાછળ પાછળ અફગાનિસ્તાનમાંથી ગિઝનવી-ઓનાં અને ઘોરી પ્રજાનાં આક્રમણો શરૂ થયાં. તેમણે જોકે ધીમેધીમે કાયમી વસવાટ કરવા માંડ્યો હતો; એટલે દરજ્જે સંસ્કૃતિની અથડામણ થવાનું પ્રયોજન દૂર હડસેલાયું, પરંતુ તેમાંના કેટલાકે ધર્મની અહંભાવના કેળવવી શરૂ કરી દીધી અને તેના ઉપર રાજસત્તાની મહોર પાડવા માંડી એટલે સંસ્કૃતિની હદ સંકોચાતી ગઈ અને કોમીરૂપ ધારણ થતું ગયું. જેના પરિણામે હિંદમાં બે પ્રજા હોવાનું દુર્ભાગ્ય સાંપડ્યું. આ પ્રમાણેની સંસ્કૃતિની એક અથડામણ, દક્ષિણહિંદમાં ભગવાન શંકરાચાર્યના સમયે થઈ હોવાનું શક્ય છે. જૈન-સંસ્કૃતિ તે સમયે સામાન્ય પ્રજાને પચાવવી કદાચ અનુકૂલ થઈ નહીં હોય એટલે વૈદિકસંસ્કૃતિ તરફ પ્રજાનું ઢળણ વળ્યું ને ધીમે ધીમે તે મજબૂત થતી ગઈ. તે સમયે શકસંવતે પોતાનું બાહ્ય શરીર બદલ્યું હોવું જોઈએ. એટલે શકસંવત જેનો મૂળ હતો તે કાયમ રહે તેમજ, તેમનું પણ મન રાજી રહે; ને કોઈ રીતે ગંભીર અથડામણ ઉભી ન થવા પામે તે હેતુથી, શક શબ્દ કાયમ રાખ્યો હોય; તેમજ તેનો સમય પણ કાયમ રાખી વિશેષમાં શાલિવાહનનું નામ જોડવું યા ન જોડવું તે વાપરનારની ઇચ્છા ઉપર છોડ્યું હોય. એટલે પૃ. ૨૬૭-૮ માં નોંધ્યા પ્રમાણે શાલિવાહન શક એવો જે શબ્દપ્રયોગ મળી આવે છે, તેની આસપાસના

(૧૭) રા. બ. ગૌરિશંકર હી. ઓઝાકૃત ભારતીય પ્રાચીન લિપિમાળા જુઓ "પુલકેશી બીજાના વખતના જૈન મંદિરના શિલાલેખ પ્રમાણે શક સંવત અને યુધિષ્ઠિર સંવત વચ્ચે ૩૧૯૭ વર્ષનું અંતર છે."

સમયે આ પ્રકારની ક્રાંતિ થવા પામી હોય એમ ગણવું પડશે.

ભગવાન શંકરાચાર્યનો સમય શાકે ૭૧૦ થી ૭૪૨ = ૩૨ વર્ષના આયુષ્યનો ગણાય છે. વિદ્વાનોએ આ આંકને શકસંવત્સર તરીકે લેખી તેમનો સમય ઈ. સ. ૭૮૮ થી ૮૨૦નો ઠરાવ્યો છે પરંતુ તે સમય અન્યોની ગણત્રીએ બરાબર નથી લાગતો. એટલે અમારી નમ્રપણે એ સૂચના છે કે તે આંકને શકસંવત્સર ન લેખતાં તેમનું મૂળ જે ગુપ્તવંશ છે તેનો જ સંવત લેખવો અથવા શાકે[૧૮] ગણીને, તેમના જન્મસ્થાનમાં જે સંવત વપરાતો હોય તે સંવતમાં તે આંકને ઘટાવાય તો બધો વિરોધ સમી જવો જોઇએ. આ સૂચના પ્રમાણે તપાસી જોવા વિદ્વાનોને વિનંતી છે.

[ અત્ર અમારે એક હકીકત જે પુ. ૪. પૃ. ૧૦૨ થી ૧૦૫ સુધીમાં જણાવી દીધી છે તેના સારરૂપે જણાવવી છે; કેમકે તેનાથી શકસંવતની ઉત્પત્તિ જૈનમત પ્રમાણે છે કે વૈદિકમત પ્રમાણે છે, તે પારખી કાઢી શકાશે, તેવું અમારૂં ધારવું થાય છે. જૈનસંપ્રદાયમાં પ્રથમ પૂર્ણિમાંત માસ ( પૂર્ણિમાએ મહિનો પૂરો થાય અને કૃષ્ણપક્ષથી નવો માસ ગણાય તે) Solar months ની ગણના—પદ્ધતિ હતી; પરન્તુ વિક્રમે સંવત્સર સ્થાપ્યો ત્યારથી અમાસાંત[૧૯] ( અમાસે મહિનો પૂરો થાય અને શુકલપક્ષથી નવો માસ ગણાય તે ) Lunar months ની ગણના દાખલ થઈ છે. તેથી અનુમાન એ થયો કે ઉત્તરહિંદના જૈનોએ વિક્રમ સંવત્સરની સ્થાપના થયા બાદ, અમાસાંતની ગણના અખત્યાર કરી કહેવાય. પરન્તુ, કુશાન અને ચષ્ઠણવંશીઓએ જેમ વિક્રમસંવત ગ્રહણ કર્યો નથી તેમ તેણે દાખલ કરેલી અમાસાંત પદ્ધતિ પણ દાખલ કરી દેખાતી નથી. આ ભેદને લીધે સંભવિત છે કે ડૉક્ટર ફ્રીલ્હોર્ને લખ્યું હશે[૨૦] "દક્ષિણહિંદ કરતાં ઉત્તરહિંદનો શક લખવાની પદ્ધતિમાં જે ફેર દેખાય છે તે દક્ષિણહિંદમાં વસતા બ્રાહ્મણોના ધર્મની અસરનું જ પરિણામ છે." તેમના કહેવાની મતલબ એ છે કે, દક્ષિણહિંદમાં જે શક લખાય છે તે અમાસાંત છે અને તેનું કારણ બ્રાહ્મણોનો સંપર્ક છે, જ્યારે ઉત્તર હિંદનો શક પૂર્ણિમાંત પદ્ધતિનો છે. આ કથન ઉપરથી આપણે તો એટલો જ સાર કાઢવાનો છે કે, જૈનોની ગણના ( ઉત્તરહિંદના શક પ્રમાણે ) પૂર્ણિમાંતની છે. આ નિયમ ધ્યાનમાં રાખીને દક્ષિણહિંદમાં વપરાયલા શકની મિતિની ગણત્રી તપાસી જોઇશું તો તે કયા ધર્મનો છે તેનો તરત પત્તો મળી આવશે. અલબત્ત, એક મુશ્કેલી છે કે, વિક્રમે અમાસાંતની પદ્ધતિ દાખલ કરી વાળી છે, પરન્તુ ધ્યાન રાખવાનું છે કે, વિક્રમસંવત્સરની અસર તો મુખ્યપણે ઉત્તરહિન્દમાં જ થઇ છે, નહીં કે દક્ષિણ હિંદમાં. એટલે સોવસા તો જે શક સંવત ઈ. સ. ૭૮ માં આંધ્રપતિએ સ્થાપ્યાનું કહેવાયું છે, તેની ગણના પોતે જૈનધર્મી હોવાથી પૂર્ણિમાં પદ્ધતિની જ હોવી જોઈ એ. જ્યારે ઉપર બતાવી ગયા પ્રમાણે જે શકસંવત ભગવાન શંકરાચાર્યના સમય બાદ વાપરમાં આવ્યો છે તેની પદ્ધતિ અમાસાંતની છે. એટલે સંભવ છે કે આ કસોટી વડે બંને શક પારખી પણ શકાય. ]

શિવસ્વાતિ વિશે કાંઈ અન્ય માહિતી મળેલ ન હોવાથી તેમજ શકસંવતને લગતું જે કાંઈ કહેવું હતું તે સંપૂર્ણ લખાઇ ગયું હોવાથી આ પ્રકરણ અત્ર પૂરૂં કરવામાં આવે છે.

(૧૮) શાકે શબ્દની વ્યાખ્યા માટે ઉપરમાં પૃ.૨૬૭ જુઓ.
(૧૯) જુઓ પુ. ૪, પૃ. ૧૦૯.
(૨૦) તેમના અસલ શબ્દો માટે જુઓ ઈ. એ. પુ. ૩૭ પૃ. ૪૬ તથા આપણા પુ. ૪, પૃ. ૧૦૨.



# ચતુર્દશમ પરિચ્છેદ

## શતવહન વંશ (ચાલુ)

**ટૂંકસારઃ**—(૨૪) ગૌતમીપુત્ર શાતકરણિ—તેના વિશે કાંઇ જાણવામાં આવ્યું નથી.

(૨૫) ચત્રપણ વાસિષ્ઠીપુત્ર—ગૌતમીપુત્ર અને વાસિષ્ઠીપુત્રના ચાર યુગલો થયાં છે તેમાં રાણી બળશ્રીના પુત્રપૌત્રનું યુગલ કયું, તેની જુદા જુદા ચાર મુદ્દા આપીને કરેલી ચર્ચા અને તેમાંથી તારવેલો નિર્ણય—ડૉ. બ્યુલરે અને ડૉ. ભગવાનલાલે ભિન્નભિન્ન રીતે કરેલ ચત્રપણ શબ્દનો ઉકેલ તથા ટોલેમીએ પોતાના સમકાલિનપણે આ ચત્રપણને અને ચષ્ઠણને ગણાવ્યા છે પરંતુ વિદ્વાનોને તે માન્ય નથી, તેનો કાઢી આપેલ નિચોડ અને તે પુરાણા કથનની બતાવી આપેલ સત્યતા—ગર્દભીલ અને શતવહનવંશીમાં સમકાલીનપણે થયેલ રાજાઓ વચ્ચે મિત્રાચારીના ભાવાભાવનું કરેલ વર્ણન તથા ચત્રપણે સૌરાષ્ટ્ર અને ગુજરાતની ભૂમિ ગર્દભીલો પાસેથી જીતી લીધી હતી તેનો આપેલ ખ્યાલ—

(૨૬) ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ, પુલુમાવી ત્રીજો—તેની પાસેથી ચષ્ઠણે પડાવી લીધેલ ગુજરાત અને સૌરાષ્ટ્ર; અને તેને પોતાનો બનાવેલ માંડલિક; જુદાજુદા ગૌતમીપુત્રના શિલાલેખ અને સિક્કાઓમાંથી કયાકોના, તે ઓળખવાને બતાવેલી ચાવીઓ—

(૨૭) શિવશ્રી વાસિષ્ઠીપુત્ર (૨૮) શિવસ્કંધ ગૌતમીપુત્ર (૨૯) યજ્ઞશ્રી વાસિષ્ઠીપુત્ર શાતકરણિ અને (૩૦ થી ૩૨) છેલ્લા ત્રણ રાજાઓ—આ વંશની પડતી કેમ થઇ તથા ચષ્ઠણવંશી નં. ૩ નો રૂદ્રદામન, નં. ૫ નો રૂદ્રસિંહ અને નં, ૭ નો રૂદ્રસેન; આ ત્રણેના પ્રથમાક્ષર રૂદ્ર હોવાથી કયાં ગડબડ થવા પામી છે તે વિશે શિલાલેખના આધારે

**કરેલી થોડીક ચર્ચા; તે ઉપરથી આંધ્રપતિઓ સાથે જોડેલ આભિરોનાં સગપણ અને ચષ્ઠણવંશ સાથેનો રાજદ્વારી સંબંધ તથા ગુપ્તસામ્રાજ્યની પડતી વખતે આભિરોએ મેળવેલી સ્વતંત્રતા અને પુરાણોના આધારે આ આભિરોને વિદ્વાનોએ આંધ્રપતિ સાથે જોડીને આંધ્રભૃત્યા ઠરાવ્યા છે તે વિશે સમજાવેલ ભેદ—શતવહનવંશીઓની વિકલ્પે ઠરાવાતી વંશાવળીથી પુરવણી તરીકે બતાવેલી રૂપરેખા—**

[નોંધ:—આ પરિચ્છેદ લખાતું હતું તે તેખતે ઐતિહાસિક બનાવોની અન્ય પરિસ્થિતિને લઇને તેમના સમયમાં કેટલોક ફેરફાર કરવા જરૂરિયાત ઉભી થઇ છે. જે પ્રમાણે સુધારો કરીને તે વાંચવું. તેમને લગતી હકીકત કાયમ જ રાખવાની છે].

| | ઇ. સ. ઇ. સ. | | |
|---|---|---|---|
| (૨૪) ગૌતમીપુત્ર શાતકરણિ | ૭૮–૧૦૯=૩૧ | બંને મળીને | |
| (૨૫) ચત્રપણ વાસિષ્ઠિપુત્ર | ૧૦૯–૧૩૭=૨૮ | ૫૯ વર્ષ | |
| (૨૬) ગૌતમીપુત્ર યજ્ઞશ્રીશાતકરણિ | ૧૩૭–૧૬૫=૨૮ | બંને મળીને | |
| (૨૭) શિવશ્રી (વાસિષ્ઠિપુત્ર પુલોમા) | ૧૬૫–૧૮૧=૧૬ | ૪૪ વર્ષ | આ સાતને કદાચ આંધ્રભૃત્યા કહેવાનો આશય પણ પુરાણકારોનો હોય |
| (૨૮) શિવસ્કંધ | ૧૮૧–૧૮૮=૭ | બંને મળીને | |
| (૨૯) યજ્ઞશ્રી શાતકરણિ વાસિષ્ઠિપુત્ર | ૧૮૮–૨૧૮=૩૦ | ૩૭ વર્ષ | |
| (૩૦–૩૧–૩૨) ત્રણ રાજાઓ (એકના ૧૮ + બીજા બેના ૨૫) | ૨૧૮–૨૬૧=૪૩ | | |

## શતવહન વંશ (ચાલુ)

### (૨૪) ગૌતમીપુત્ર શાતકરણિ

ખાસ તેના જીવનપ્રવાહને અંગે નિર્દેશ કરી શકાય તેવું કંઇ પણ અમારા વાંચવામાં આવ્યું નથી એટલે તે બાબત તદ્દન મૌન જ સેવવું પડે છે. જે કાંઈ ઉલ્લેખ કરી શકાય તે એટલું જ કે તેનો રાજ્યકાળ ૨૧ વર્ષ પર્યંત ચાલ્યો હોવાનું કલ્પી શકાય છે અને તેનો સમય ઈ. સ. ૭૮ થી ૯૯ સુધીનો લખવો રહે છે.

હવે જો શાલિવાહન શકના પ્રવર્તક તરીકે આ નં. ૨૪ વાળાને લેખવો હોય અને તેના પિતાના મરણની સાલથી તે શકની આદિ ગણવી હોય તો ગૌતમીપુત્ર શાતકરણિને શકપ્રવર્તક તરીકે આપણે જાહેર કરવો રહે છે. બીજી વસ્તુસ્થિતિ એ છે કે આપણે નં. ૧૮વાળા રાજાને જ હમણા તો હાલ શાલિવાહન તરીકે ઓળખાવ્યો છે. અને તે વાસિષ્ઠ-ગોત્રી માતાને પેટે જન્મ્યો હોવાથી વાસિષ્ઠિપુત્ર કહેવાય છે. મતલબ કે આપણે રાજા હાલને વાસિષ્ઠિપુત્ર કહ્યો છે જ્યારે શકપ્રવર્તક તરીકે જે વ્યક્તિ અત્ર ઠરાવવી પડે છે તે ગૌતમીપુત્ર છે. એટલે જો કોઈ ગ્રંથમાં રાજા શાલિવાહનનું બિરૂદ મળી આવે તો, આપણને નિર્ણય ઉપર આવવાને અતિ ઉપયોગી મુદ્દો મળી આવ્યો લેખાશે.

નં. ૨૪ નું મરણ થતાં તેની ગાદીએ નં. ૨૫ વાળો તેનો પુત્ર આવ્યો છે.

### (૨૫) ચત્રપણ વાસિષ્ઠિપુત્ર શાતકરણિ

તેનો રાજ્યકાળ આપણે ઈ. સ. ૯૯ થી ૧૨૨ સુધીના ૨૩ વર્ષનો ઠરાવ્યો છે. નં. ૧૭વાળા ગૌતમી-પુત્ર શાતકરણિનું વૃત્તાંત લખતાં

**ગૌતમીપુત્ર અને વાસિષ્ઠિપુત્રના ચાર યુગ્મમાંથી રાણી બળશ્રીના સંબંધી કોણ ?**

જણાવી ગયા છીએ કે, આ નામના ચાર યુગ્મો થયાં છે. નં. ૧૭, ૧૮ વાળું એક, નં. ૨૪, ૨૫નું બીજું; નં. ૨૬, ૨૭નું ત્રીજું, અને નં. ૨૮, ૨૯નું ચોથું; આ ચારમાંથી રાણી બળશ્રીએ પોતાના પુત્ર તથા પૌત્ર તરીકે ઓળખાવેલ છે તે યુગ્મ કયું હોવું જોઇએ તેની ચર્ચા મુલતવી રાખી તુરતમાં નં. ૧૭, ૧૮ના જોડકાને તે સ્વીકારી લેવાનું કહ્યું હતું એટલે તેના પૂરાવા તપાસી તે સાબિત કરવાનું કામ અત્રે હાથ ધરવું રહે છે.

રાણી બળશ્રીએ પોતાના પુત્રને દક્ષિણાપથપતિ અને પૌત્રને દક્ષિણાપથેશ્વરના નામથી સંબોધ્યા છે અને જે પ્રમાણે તે બંનેનું વર્ણન આપ્યું છે તે પ્રમાણે તો તેઓ પ્રત્યેકે ૧૯ વર્ષ ઉપરાંત–બલ્કે ૨૪ વર્ષ સુધી કે તે ઉપરાંત પણ–રાજ્યસત્તા ભોગવી છે. તેમજ તેઓ બંને કર્મવીરો તથા મહાપરાક્રમી હોવાનો ખ્યાલ તે ઉપરથી આવે છે. આ બે સ્થિતિનો વિચાર કરવા જતાં, નં. ૨૮, ૨૯ વાળું યુગ્મ તો સહેજે બાદ જ થઈ જાય છે કેમકે નં. ૨૮ વાળાનો રાજ્યાધિકાર કેવળ સાત વર્ષનો જ નોંધાયો ગણવો પડયો છે. બીજું યુગ્મ જે નં. ૨૬, ૨૭ વાળું છે તે ઉપર દર્શાવેલા બે મુદ્દામાંથી એક તો જરૂર પૂરો કરે છે જ; કેમકે તેમણે ૩૧ અને ૨૭ વર્ષ સુધી રાજધૂરા ગ્રહણ કરી રાખી છે. પરન્તુ તેમનાં પરાક્રમ વિશે જોઇતો સંતોષ તેઓ પૂરો પાડી શકતા નથી. કારણ કે નં. ૨૬ ના વૃત્તાંતે આપણને જણાવવામાં આવશે તેમ, અવંતિપતિ ચષ્ઠણે તેને હરાવીને[1] સૌરાષ્ટ્ર તથા ગુજરાતનો કેટલોય ભાગ અવંતિ સામ્રાજ્યમાં ભેળવી લીધો હતો. મતલબ કે પરાક્રમ વિશેનો નં. ૨૬ નો પૂરાવો ખંડિત થઈ જાય છે એટલે નં. ૨૬, ૨૭ વાળું યુગ્મ પણ બાતલ કરવું રહે છે. પછી તો કેવળ વિચારવું રહ્યું નં. ૨૪ અને ૨૫ માંનું યુગ્મ તેનો હવે વિચાર કરીએ.

(૧) રાણી બળશ્રીએ પોતાના પુત્રને માટે લખ્યું છે કે, He had restored the glory of his fore–fathers; આ વાકયથી પ્રતીતિ થાય છે કે, યુદ્ધ થયું તે પૂર્વે, ગૌતમીપુત્રના બાપદાદાની કીર્તિને અપયશરૂપી કલંક ચોંટયું હતું અને તે બનાવ બીજો કોઈ નહીં પણ ઇતિહાસ આપણને શીખવી રહ્યો છે

(૧) ઉપરમાં પૃ. ૭૩ સરતચૂકથી નં. ૨૫ વાળાને ચષ્ઠણે હરાવ્યાનું લખાયું છે. પરંતુ તે નં. ૨૬ ને હરાવ્યાનું જાણવું: બલ્કે નંબરની મારામારીમાં ન ઉતરતાં, ગૌતમીપુત્ર યજ્ઞશ્રીને હરાવ્યાનું લખવું. પછી તેનો નંબર ગમે તે આપો.

તેમ, નહપાણ, રૂષભદત્ત અને નહપાણુ પ્રધાન અયમના નાસિક તથા જુન્નેરના શિલાલેખોમાં જણાવેલ છે તે જ છે (જુઓ છઠ્ઠા પરિચ્છેદે શિલાલેખ નં. ૩૩ અને ૩૫ તથા પુ. ૩માં નહપાણનું વૃત્તાંત તથા નીચેની દલીલ નં. ૨); જેમનો સમય ઈ. સ. પૂ. ૧૧૪ના અરસામાં નોંધાયો છે અને તે નં. ૧૭, ૧૮ ના પૂર્વજના અને તેમની પોતાની લગોલગનો છે, જ્યારે નં. ૨૪, ૨૫નું યુગ્મ તો ઘણું દૂર પડી જાય છે. ઉપરાંત નં. ૧૭, ૧૮ વાળા તો મહાપરાક્રમી થઈ ગયા છે એટલે તેમના સમય બાદ અને નં. ૨૪, ૨૫ ની પૂર્વે લંછન કદાચ લાગ્યું હોય તો બનવાયોગ્ય છે. પરંતુ નં. ૧૯ થી ૨૩ સુધીના પાંચ રાજાઓમાંના ચાર વિશે તો લગભગ શૂન્યાકાર જેવી જ સ્થિતિ ઇતિહાસમાં નજરે પડે છે. જોકે પાંચમો જે નં. ૨૩ વાળો છે તેને મહાપરાક્રમી રાજા લેખી સંવત્સર પ્રવર્તાવવા જેવી કોટીનો ગણાવીને તેના પુત્ર નં. ૨૪ વાળાએ શકસંવત ચલાવ્યો હોવાનું મનાયું છે. પરંતુ નં. ૨૩ તો યુગ્મની બહારનો છે. મતલબ કહેવાની એ છે કે, જે કલંક ગૌતમીપુત્ર શાતકરણિએ-રાણી બળશ્રીના પુત્રે-ધોઇ નાંખ્યાની હકીકત વિચારવી રહે છે તે, નં. ૧૯ થી ૨૩ સુધીના રાજ્યકાળે બનવા પામી જ નથી. પરંતુ નં ૧૭ ના સમય પૂર્વે બની હોવાનું ચોક્કસ થાય છે અને તેમ થયું છે તો તે કલંક ભૂંસી નાંખવાનું કાર્ય નં. ૧૭ના હિસ્સે જ નોંધવું રહે છે.

(૨) રાણી બળશ્રીએ શિલાલેખમાં સ્પષ્ટપણે ઉલ્લેખ કર્યો છે કે તેના પુત્રે "destroyed the Sakas and extirpated the Kshaharatas= શકનો નાશ કર્યો અને ક્ષહરાટનું મૂળ ઉખેડી નાંખ્યું હતું." આમાંથી શક પ્રજાનો સમય, અવંતિપતિ તરીકેનો ઇ. સ. પૂ. ૬૪થી ૫૭ સુધીનો, તથા હિંદીશક (Indo-Scythians)ના સરદાર જેવા રૂષભદત્તનો અને ક્ષહરાટ ભૂપતિ નહપાણ અવંતીપતિનો સમય ઈ. સ. પૂ. ૧૧૪ થી ૭૪ સુધીનો હોવાનું ઇતિહાસથી હવે આપણે જાણી ચૂકયા છે.

જ્યારે નં. ૧૭ ને, શકારિ વિક્રમાદિત્યની પડખે ઉભા રહી ગુજરાતમાં કારૂર મુકામે શક પ્રજાને હરાવતો તથા દક્ષિણહિન્દમાં કોઈક અજ્ઞાત સ્થળે છેલ્લા શકભૂપતિ સાથે યુદ્ધમાં ઉતરી ભાલા જેવા હથિયારથી વીંધી નાંખતો આપણે વાંચ્યો છે અને તેનો સમય ઈ. સ. પૂ. ૫૭ નો અનેક પૂરાવા આપી પૂરવાર કરી અપાયો છે. તેમ તે સમય બાદ કોઇ ઠેકાણે શક કે ક્ષહરાટ પ્રજાનું નામ નજરે ચડતું નથી. વળી તે નં. ૧૭ વાળાના રાજ્યકાળના સમયમાં જ ઈ. સ. પૂ. ૫૭ નો સમાવેશ થઈ જાય છે. ત્યારે ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થઇ જાય છે કે આંધ્રવંશી ભૂપતિઓના શિરે-લલાટે ચોંટેલું કલંક નિર્મૂળ કરવાનો યશ નં. ૧૭ ને જ ભાગ્યે સરજાયો હતો.

[ કદાચ દલીલ કરવામાં આવે કે, ઈ. સ. પૂ. ૫૭ ના અરસામાં શકપ્રજાનું નિકંદન નીકળી ગયું છે તો તે બાદ લગભગ સોએક વર્ષે પાછા ચષ્ઠણવંશી ક્ષત્રપો કે જેને વિદ્વાનોએ શક તરીકે ઓળખાવ્યા છે તે કયાંથી આવ્યા? તેમને સંતોષ ઉપજે તે માટે જણાવી શકાય કે, (અ) તે વખતના અન્ય વંશીઓના કોઇ શિલાલેખ કે સિક્કાઈ ઉલ્લેખોમાં ચષ્ઠણવંશીઓને શકપ્રજા તરીકે ઉદ્દેશી જ નથી. તેમ ચષ્ઠણવંશીઓએ પોતે પણ તે નામથી પોતાને સંબોધ્યા નથી. એટલે તેમને શકપ્રજા ધારી લેવી તે જ મૂળે તો આધાર વિનાની વાત છે. વળી નહપાણથી ચષ્ઠણવંશીઓ કેવા ભિન્ન પ્રદેશી અને ભિન્ન સંસ્કારી છે તે પુ. ૩ માં નહપાણના વૃત્તાંતે, તથા પુ. ૪ માં ચષ્ઠણના વૃત્તાંતે આપણે દલીલો આપી સાબિત કરી આપ્યું છે. મતલબ કે કોઈ રીતે ચષ્ઠણને શક કે ક્ષહરાટ પ્રજામાં તો લેખી શકાય તેમ છે જ નહી. (બ) છતાં મન મનાવવા દલીલ ખાતર-કબૂલ કરી લેવાય કે તે શક હતો તો એમ બનવા જોગ છે કે, ઈ. સ. પૂ. ૫૭ થી ઈ. સ. ૧૦૩ માં ચષ્ઠણવંશીનો ઉદય થયો તે વચ્ચેના દોઢસો વર્ષના ગાળામાં, શકપ્રજાનો બીજો જથ્થો તેમના મૂળ વતનમાંથી ઉતરી આવ્યો હોવો જોઇએ એમ ગણી લેવું. (ક) કદાચ એમ પણ દલીલ કરાય કે ચષ્ઠણ સિવાયના ઉત્તરહિંદના પરદેશી રાજાઓ જેવા કે મોઝીઝ, અઝીઝ, વગેરે જેને આપણે ઇન્ડો પાર્થિઅન-પહલ્વાઝ તરીકે ઓળખાવ્યા છે તથા કનિષ્ક, હુવિષ્ક, વાસુદેવ આદિ કે જેમને આપણે કુશાન તરીકે

ઓળખાવ્યા છે તે પ્રજાને, શક તરીકે ગણી લેવાનો આશય હોય તો કેમ? તેમને ઉપરની દલીલ (અ) માં જણાવ્યા પ્રમાણે પણ જવાબ દેવાય. ઉપરાંત કહી શકાય કે, તે વખતની પ્રજા આ બધા ભેદ વધારે સમજી શકે કે લગભગ બે હજાર વર્ષે થનારા આપણે વધારે સમજી શકીએ? (ક) વળી એમનો (પહલ્વાઝનો અને કુશાનો તો) નાશ જ ક્યાં થયો છે. ઈ. સ. પૂ. ૫૭ માં જો નાશ થઈ ગયો હોત તો તેમનો વંશ-પહલ્વાઝનો છેલ્લો રાજા ગોંડોફારનેસ ઈ. સ. ૪૫ સુધી (જુઓ પુ. ૩ માં) અને કુશાનવંશનો છેલ્લો રાજા ઈ. સ. અઢીસો સુધી (જુઓ આ પાંચમા પુસ્તકે) ચાલુ રહ્યો દેખાય છે, તે શું દેખાય ખરો? આ પ્રમાણે કલ્પનાથી ગબડાવેલ ગોળા સર્વ ઉખડી જવા પામે છે.]

(૩) કલંકનો ઉચ્છેદ કર્યાનો યશ તો રાણી બળશ્રીએ પોતાના પુત્રને અર્પણ કર્યો છે અને જે શિલાલેખમાં તે હકીકત દર્શાવી છે તે તો તેણીએ પોતાના પૌત્રના રાજ્યે ૧૯ મા વર્ષે ઊભો કરાવ્યો છે. આટલી વાત તો ખરી છે જ. હવે વિચારો કે આ ગૌતમીપુત્ર અને વાસિષ્ઠિપુત્રવાળું યુગ્મ નં ૨૪ અને ૨૫ મા વાળાનું છે તો, એમ સાબિત થયું લેખવું પડશે કે. નં. ૨૪ વાળાનું પરાક્રમ હતું અને તે નં. ૨૫ ના સમયે તેનો ઉલ્લેખ કરી શિલાલેખ કોતરાવાયો છે. બીજી બાજુ એમ લેખવું પડે છે કે, નં. ૨૪ ના પરાક્રમને લીધે શક સંવત પ્રવર્તાવ્યો હતો અને તે સંવતની આદિ તેના મરણના વર્ષથી-એટલે કે નં. ૨૫ ના રાજ્યાભિષેકથી ગણવાનું શરૂ કરવામાં આવ્યું છે. જો આ પ્રમાણે સ્થિતિ હોય તો તેનો અર્થ તો એમ થયો કે, નં. ૨૫ વાળાએ જે શકસંવતનો[2] પ્રારંભ કર્યો છે તેનો જ ઉચ્છેદ તેની પિતામહી રાણી બળશ્રીએ કરી નાંખી, 'તેના સંવતના' આટલામાં વર્ષે એમ ન લખતાં, 'તેના રાજ્યકાળના' આટલામાં વર્ષે એવા શબ્દો લખાવવાનું યોગ્ય વિચાર્યું હતું. બીજો કોઈ હોય તે તો આવું વર્તન કદાચ ચલાવી શકે, પણ સંવત પ્રવર્તક રાજા ખુદ હૈયાત હોય, તેની જ હાજરીમાં અને તેની જ વડવાઇ-વડવાઇ તો વડવાઈ પણ અનેક રાજકાજમાં દીવાદાંડી તરીકે આગળ પડતો ભાગ લેનારી,-અને પોતાના જ પુત્ર અને પૌત્રની કીર્તિને અમરપટો આપનારી રાજમાતાથી આવું કાર્ય શું ચલાવી લેવાય? અને તેથી પણ વધારે અક્ષમ્ય ગણાય, તે પ્રમાણે કોતરાવી શકાય ખરૂં કે? આ સ્થિતિ જ બેહુદી દેખાય છે. મતલબ કે નં. ૨૪, ૨૫ વાળા યુગ્મ સાથે આ યુક્તિ બેસારવાનું તદ્દન બેમુનાસબ લેખાય તેવું છે.

(૪) ઉપરની ત્રણ દલીલો શિલાલેખ આધારે આપી છે. જ્યારે સિક્કાઈ પૂરાવા પણ તેને સમર્થન આપે છે. નહપાણનો સમય તો ઈ. સ. પૂ. ૧૧૪થી નિશ્ચિત છે જ. હવે જો નં. ૧૭, ૧૮વાળું જોડકું રાણીબળશ્રીના પુત્ર-પૌત્ર તરીકે લેખીએ તો, અને તેના પુત્રનો સમય ઈ. સ. પૂ. ૭૨ થી ૪૭ નો પૂરવાર કરેલ છે તો, બંનેના સમયનું અંતર (નહપાણનું મરણ અને બીજાના ઉદય) નાનામાં નાનું બે વર્ષનું અને વધારેમાં વધારે (નહપાણે યુદ્ધ ખેલ્યાનો સમય ઈ. સ. પૂ. ૧૧૨ ઠરાવાયો છે. જુઓ પુ. ૩ માં—અને ગૌતમીપુત્રે ૧૯મા વર્ષે હરાવ્યાનું રાણીબળશ્રીએ લેખાવ્યું છે કે જેનો સમય ઈ. સ. પૂ. ૫૨-૩ આવે છે[3] એટલે સિક્કાઓ તેના રાજ્યકાળ દરમિયાન

(૨) જેમ આ દલીલ ઇ. સ. ૭૮માં શક સંવતનો પ્રારંભ થયાની માન્યતા વિરૂદ્ધ જાય છે, તેમ નં. ૧૮ વાળાએ શાલિવાહન શક ચલાવ્યાની વિરૂદ્ધ પણ નોંધી શકાય તેમ છે. છતાં તેમ ન ગણી શકાય તે માટે નં. ૧૮ ના વૃત્તાંતે જુઓ.

(૩) નં. ૧૮ના વૃત્તાંતે, આ કલંક ભૂંસી નાખતું યુદ્ધ ઇ. સ. પૂ. ૫૭માં બન્યાનું જણાવ્યું છે; જ્યારે અંત ઇ. સ. પૂ. ૫૩માં જણાવ્યો છે. અત્રની હકીકત સત્ય સમજવી, કેમકે ઇ. સ. પૂ. ૫૭ના યુદ્ધમાં યશ મેળવીને તથા શક રાજાને મારી નાખીને, શકારિ વિક્રમાદિત્યની મદદ લઈ, નં. ૧૭ વાળાએ સૌરાષ્ટ્ર ઉપર ચડાઇ કરી ગણાય ને ત્યાં જ રૂષભદાત્ત આદિને મારી નાંખી તેના વંશનું-શકપ્રજાનું નિકંદન કાઢી નાખ્યું ગણાય. આમ કર્યા બાદ નહપાણના સિક્કા ઉપર પોતાનું મહોરૂં પડાવ્યું છે. જેથી આવા સિક્કા

તો ચાલુ રહે જ અને બંધ થાય તોપણ ૧૧૨-૫૨ બાદ જતાં) ૬૦ વર્ષનું આવે છે. પરન્તુ નહપાણના મરણ બાદ જ-બલ્કે તે પછી પણ થોડા સમય સુધી તો તેના સિક્કા ચાલુ રહ્યા હોય જ; એટલે કે ઈ. સ. પૂ. ૭૪ અથવા ૭૦ ના સમયથી ઈ. સ. પૂ. ૫૨ સુધીનું અંતર ૧૮-૨૨ વર્ષનું જ રહે. મતલબ કે ઓછામાં ઓછું અંતર બે વર્ષનું અને વધારેમાં વધારે ૨૦ વર્ષનું જ ગણી શકાય. હવે જો નં. ૨૪, ૨૫ વાળુ યુગ્મ કલંક નિર્મૂળ કરનાર તરીકે અને તેમાંથી નં. ૨૪ ને તેણીના પુત્ર તરીકે લેખીએ તો તેનો સમય ઈ. સ. ૭૫ લગભગ ઠરાવાય. એટલે કે તે બેના સમયની વચ્ચે અંતર લગભગ દોઢ-સોથી બસો વર્ષનું પડી જશે. બીજી બાજુ આપણને સિક્કાચિત્રોનો અભ્યાસ બતાવે છે કે નહપાણના ચહેરાવાળા સિક્કા ઉપર ગૌતમીપુત્ર શાતકર્ણીએ સ્વહૃદયની તિરસ્કારયુક્ત લાગણી દર્શાવવા પોતાનું મહોરૂં પડાવ્યું છે. હવે વિચારો કે આ પ્રમાણે પ્રચલિત સિક્કાચિત્રો ઉપર મતદર્શન કરવાનું કાર્ય જો ૨ થી ૨૦ વર્ષ જેટલો ગાળો હોય તો બનવા-યોગ્ય છે કે દોઢસો બસો વર્ષના અંતરગાળે શકય છે? દોઢસો બસો વર્ષના ગાળે તો નહપાણના સિક્કાઓ પણ તેના જ વંશની રાજહકુમત ચાલુ રહી હોય તોયે, એવા અદૃશ્ય થઈ ગયા હોય કે ગમે તેટલી મહેનત કર્યા છતાંએ મળવા દુર્લભ થઈ પડે. તાત્પર્ય એ છે કે સિક્કાઈ પુરાવાથી પણ સિદ્ધ થઈ શકે છે કે નં. ૧૭, ૧૮વાળા યુગ્મની સાથે જ રાણી-બળશ્રીનો સંબંધ હોઈ શકે.

ઉપર પ્રમાણે ચાર દલીલો નં. ૨૪, ૨૫ના યુગ્મની વિરૂદ્ધ જનારી દેખાય છે. જ્યારે એક જ દલીલ તેની તરફેણમાં અમારી નજરમાં આવે ત્યાં સુધી થોડેક અંશે પણ રજુ કરી શકાય તેવી છે. સર્વમાન્ય હકીકત એટલી છે કે વિક્રમસંવત અને શકસંવતની વચ્ચેનું અંતર ૧૩૫ વર્ષનું છે;[૪] તેમાં વિક્રમસંવતની આદિ આપણે (જુઓ પુ. ૪, ખંડ ૮) ઈ. સ. પૂ. ૫૭માં થયાનું સાબિત કરી આપ્યું છે. તે હિસાબે શકસંવતની આદિ ઈ. સ. ૭૮માં ગણી લેવી રહે. જોકે આ સમય નં. ૨૪, ૨૫ વાળાને લાગુ પડે છે. પરન્તુ ઉપરની જે ચાર દલીલો નં. ૧૭, ૧૮ની તરફેણમાં જતી રજુ કરાઇ છે તે ચારે પાછી આ ૨૪, ૨૫ની વિરૂદ્ધ જતી ગણી લેવી પડશે. ઉપરાંત એમ પણ કહી શકાશે કે શકસંવતના સ્થાપક વિષે જે માન્યતા પ્રવર્તી રહી છે તેમાંજ અનેક મુશ્કેલીઓ માલૂમ પડી રહે છે જેનો કાંઈક ખ્યાલ આપણે ગત પરિચ્છેદે આપી ચૂકયા છીએ તેનો પણ વિચાર કરવોજ પડશે. છતાં એવી પણ દલીલ લાવી શકાશે કે, શાલિવાહન શકનો સમય (ગત પરિચ્છેદમાં વિચારાયા પ્રમાણે) ભલે નક્કી ન થઇ શકે; પરંતુ તે સિવાય કાં બીજો શક ચાલ્યાનું ગણી ન શકાય? અને તેનો સમય ઈ. સ. ૭૮માં ઠરાવી લેવાય? મતલબ કે શાલિવાહનનો શક પણ જુદો અને ઈ. સ. ૭૮નો શક પણ જુદો ઠરાવવો. આ બાબત વિશેષ સંશોધનથી જે નિવેડો આવે તે ખરો. આપણે તો આ પ્રમાણે સૂચના કરીને અત્ર અટકીશું.

**અન્ય વિશેષ માહિતી**

આ વંશમાં જેમ અનેક ગૌતમીપુત્રો અને વાસિષ્ઠિ-પુત્રો થવાથી મુશ્કેલીઓ ઉભી થઇ છે, તેમ વળી કોઈકની સાથે તેમજ તદ્દન એકાકી, પુલુમાવી શબ્દ જોડાએલ હોવાથી તેમાં વૃદ્ધિ પણ થવા પામી છે, તેમ કેટલીક સરળતા પણ થઈ છે એમ સ્વીકારવું રહે છે. આ પરત્વેનો ઉલ્લેખ ગત પરિચ્છેદોમાં આપણે કરી ગયા છીએ. અત્યારે આટલા વર્ષે પણ જ્યારે આ સ્થિતિ પ્રવર્તી રહી છે ત્યારે, પૂર્વ ૫૦-૭૫ વર્ષે તો તેથી પણ વધારે

---

સૌરાષ્ટ્રની ભૂમિ ઉપરથી મળી આવતા કહેવાય; બીજી હકીકત એમ છે કે, આ જીત નં. ૧૭ વાળાના ઓગણીસમા વર્ષે છે, તેનું રાજ્ય ૨૫ વર્ષ ચાલી ઇ. સ. પૂ. ૪૭માં પૂરૂં થાય છે તે હિસાબે પણ સાલ મળતી આવે છે. એટલે ચોક્કસ થાય છે કે કલંક ભૂંસી નાંખવાનું કાર્ય સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર રૂપભદાત્તના વંશજોને હરાવવાથી થયું છે અને તેનો સમય ઇ. સ. પૂ. ૫૨-૩ ગણવો રહે છે (જુઓ પુ. ૩, પરિચ્છેદ ૧૦).

(૪) જુઓ પુ. ૪, પૃ. ૧૦૧

ગુંચવણભરી સ્થિતિ હોવાનું[૫] કલ્પી શકાય છે. આ ચત્રપણ અને તેના પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ વિશે પોતાનું મંતવ્ય દર્શાવતાં ઇ. સ. ૧૮૮૩ ના ઈન્ડીયન એન્ટીકવેરી પુ. ૧૨, પૃ. ૨૭૨માં મરહુમ પ્રાચ્યવિદ્યાવિશારદ ડૉ. ભગવાનલાલજી કહે છે કે "Yagna Shree Satkarni, the princely scion or Chaturpana born of the Gautamiqueen=ચતુરપણ (રાજા)ની ગૌતમી (ગોત્રી) રાણીના પેટે જન્મેલ કુંવર યજ્ઞશ્રી શાતકરણિ"; એટલે તેમનું કહેવું એમ થાય છે કે, ચતુર્પણ-ચત્રપણ રાજાને ગૌતમીગોત્રી રાણી હતી, અને તેણીનો જે પુત્ર તે જ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ હતો. એટલે કે ચત્રપણ પિતા અને યજ્ઞશ્રી તેનો પુત્ર; આમાંના ચત્રપણ શબ્દ ઉપર ડૉ. બ્યુલ્હરે ટીકા કરતાં (જુઓ તે જ પૃષ્ઠે, ફૂટનોટ નં. ૧) જણાવ્યું છે કે, "Bhagwanlal's translation Chaturpana does not seem to me acceptable. It is very probable that the word 'Chaurchindho or Chaurvindho' which Hemchandra in his Deshikosha mentions as a synonym of Sālahāna denotes the same person=ડૉ. ભગવાનલાલનો અનુવાદ ચતુરપણ મને માન્ય નથી. તે શબ્દ ચૌરચિંધો અથવા ચૌરવિંધો વિશેષપણે હોવાનું સંભવિત લાગે છે; જેને હેમચંદ્રે પોતાના દેશીકોષમાં શાલહાણનું બીજું નામ હોવાનું જણાવ્યું છે તે જ આ વ્યક્તિ લાગે છે." એટલે કે પં. ભગવાનલાલજીએ જે શબ્દનો ઉકેલ ચતુર્પણ કર્યો છે તે ડૉ. બ્યુલ્હરના મતે ચૌરચિંધો કે ચોરવિંધો છે. શ્રીહેમચંદ્ર પોતાના શબ્દકોષમાં શાલાહણ (શાલિવાહન જોઇએ) તરીકે જે પુરૂષને દર્શાવ્યો છે તે જ આ પુરૂષ હોવાનું તેઓ માને છે. તાત્પર્ય એ થયો કે શાલિવાહન ને ચોરચિંધો તરીકે શ્રીહેમચંદ્રે સંબોધ્યો છે તે જ આ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો પિતા જાણવો; અથવા આપણે જે નિયમ કર્યો છે કે ગૌતમીપુત્રનો પિતા વાસિષ્ઠિપુત્ર સામાન્ય રીતે હોય છે, તે આધારે એમ કહી શકાશે કે ચતુરપણ વાસિષ્ઠિપુત્ર શાલિવાહન તે પિતા, અને ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ તે પુત્ર; અથવા બીજી રીતે ગોઠવીને બોલીએ તો આ ચતુરપણનો આંક જ્યારે આપણે નં. ૨૫ નો ઠરાવ્યો છે ત્યારે ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો આંક ૨૬ મો કહેવો પડશે. વળી ટોલેમી (Ptolemy) નામના પ્રાચીન ભૂગોળવેત્તાએ પોતાના સમસમયી તરીકે એ પુલુમાવી અને ચષ્ઠણનો ઉલ્લેખ કર્યો છે. તેણે આપેલ વૃત્તાંત ઉપરથી ડૉ. બ્યુલરે આ પુલુમાવીને જ ચત્રપણ હોવાનું અને ચષ્ઠણના સમકાલીન તરીકે ગણવાનું મુનાસબ ધારતાં જણાવ્યું છે કે[૬] "Under the circumstances the synchronism, Pulumavi and Chasthana were contemporary rulers, which I am prepared to admit, cannot be made the basis of chronology=વસ્તુસ્થિતિ નિહાળતાં, પુલુમાવી અને ચષ્ઠણને સમકાલીન ગણાવ્યા છે તે હકીકત મારે કબૂલ છે, પરન્તુ તે ઉપરથી તેના સમયની તારવણી ઉભી કરી શકાય નહીં." મતલબ કે પોતે ટોલેમીના વાકય ઉપર ભરોસો રાખીને પુલુમાવીને અને ચષ્ઠણને સમકાલિન લેખવા તૈયાર છે પરંતુ તે બન્નેનો સમય (એટલે ચષ્ઠણને ઈ. સ. ૧૫૦ આસપાસમાં થયેલ વિદ્વાનો માને છે તે) તેમને સ્વીકાર્ય નથી; કેમકે તેમણે તો આવાજ નામધારી અન્ય ભૂપતિને લિપિના અભ્યાસથી ચષ્ઠણના સમય કરતાં જુદા જ સમયે થયાનું ઠરાવ્યું છે (જુઓ પંચમ પરિચ્છેદે લેખ નં. ૪, ૫, ઈ.) એટલે સ્વાભાવિક છે કે તે પુલુમાવીના સમકાલિન તરીકે ચષ્ઠણ ન જ આવી શકે. અને તેટલા માટે જ તેમણે ટોલેમીનું અડધુ કથન વાજબી ઠરાવ્યું છે જ્યારે અડધું વિશ્વાસપાત્ર નથી ગણ્યું. પરંતુ આપણે સંયોગાનુસાર

(૫) આ સ્થિતિ પંચમ પરિચ્છેદે લેખ નં ૪ નાં વર્ણન ઉપરથી જણાઇ આવશે કે એકને બદલે બીજો કેવી રીતે ધારી લેવાયો છે.

(૬) જુઓ ઇ. એ. પુ. ૧૨ (સને ૧૮૮૩) પૃ. ૨૭૪.

કલ્પના દોડાવીને જે અનુમાન બાંધીએ તેના કરતાં જે ગ્રંથકારે પોતાના સમકાલિન તરીકે અમુક વ્યક્તિ હોવાનું જણાવ્યું છે તે બન્ને એક જ વખતે અસ્તિત્વ ધરાવતા હોવાથી તેનું કથન વધારે વજનદાર ગણાવું જોઇએ. તે સામાન્ય નિયમે જો આપણે કામ લેવાનું ધોરણ રાખીએ તો તરત જ જણાઈ આવે છે કે એક જ પુલુમાવી થયો હોવાને બદલે વિશેષ પુલુમાવી કાં ન થયા હોય? અને તેમાંનો અન્ય પુલુમાવી ચષ્ઠણના સમકાલિન તરીકે થયો ન હોય? આમ કરતાં તરતજ સર્વ પ્રકારે દરેક ઘડ મળી જાય છે. અને ટોલેમીનું આખું યે કથન સત્ય હોવાની પ્રતીતિ થાય છે. ડૉ. રેપ્સન પણ તે જ પ્રમાણે અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવે છે કે[૭] "Ptolemy at Alexandria in 139 A. D. has been living after the death of Antonius Pius (161 A. D.)...Pulumavi & Chasthan were contemporaries=જે ટોલેમી અલેકઝાંડ્રીઆ શહેરમાં ઈ. સ. ૧૩૯માં હતો, તે એન્ટોનિયસ પાયસ (જેનો સમય ઈ. સ. ૧૬૧ છે)ના મરણ બાદ પણ હૈયાત હતો...પુલુમાવી અને ચષ્ઠણ સમકાલિન જ હતા." એટલે કે ટોલેમી પોતે ૧૩૯ થી ૧૬૧ સુધી અને તે બાદ પણ (કેટલો વખત તે નથી જણાવ્યું) હૈયાત હતો તથા તે અને ચષ્ઠણ સમકાલિનપણે વર્તતા હતા. આ વાક્યથી એટલું સ્પષ્ટ થાય છે કે ચષ્ઠણનો સમય પણ લગભગ ઈ. સ. ૧૩૯ થી ૧૬૨ સુધીમાં કોઈક કાળે જ હોવો જોઈએ. નહીં તો ટોલેમી ચષ્ઠણને પોતાના સમસમયી તરીકે ઓળખાવી શકે જ નહીં; તેમજ જ. બોં. બ્રં. રો. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩, પૃ. ૪૮માં જણાવ્યું છે કે, " We shall have to place Pulumavi who was a contemporary of Chasthana long after A. D. 130=જે પુલુમાવીને ચષ્ઠણનો સમકાલિન ગણ્યો છે તેનો સમય ઈ. સ. ૧૩૦ની પછી ઘણો દૂર લઈ જવો પડશે." એટલે જેમ ડૉ. બ્યુલ્હરને એક કરતાં વિશેષ પુલુમાવી થયાનું ન ધારવાથી લિપિ ઉકેલને લીધે મુંઝવણ થઈ હતી, તેમ ડૉ. રેપ્સનને તથા તેમના મત પેઠે ચષ્ઠણવંશીના સંવતને, ઈ. સ ૭૮માં શરૂ થયાનું, સર્વ વિદ્વાનો જે અત્યારે માની રહ્યા છે તેમને પણ, તે જ પ્રકારની મુંઝવણ થઈ રહે છે. કારણકે ચષ્ઠણનું મરણ તેના સંવતના બાવન વર્ષની આસપાસ એટલે ૭૮+૫૨=ઈ. સ. ૧૩૦માં થયાનું તેઓ માને છે. પરંતુ પુ. ૪ માં આપણે ચષ્ઠણ સંવતની આદિ ઈ. સ. ૧૦૩માં થયાનું જે સાબિત કરી બતાવ્યું છે તે પ્રમાણે હિસાબ ગણાશે તો ચષ્ઠણ ઈ. સ. ૫૨+૧૦૩=૧૫૫ આસપાસ મરણ પામેલો ગણાશે, જેથી ટોલેમીનો સમકાલિન હોવાનું સહેજે પૂરવાર થઈ જાય છે. આટલા વિવાદથી સાબિત થઈ ગયું કે, ચત્રપણ વાસિષ્ઠિપુત્ર શાતકરણિની પાછળ ગાદીએ આવનાર તેનો પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રી પુલુમાવી હતો અને વિશેષમાં તે પુલુમાવી, ટોલેમી તથા ચષ્ઠણનો સમકાલિન પણ હતો.

**ગર્દભીલ અને શતવહનના સંબંધ વિશે**

આપણે જોઇ ગયા છીએ કે શક પ્રજાએ અવંતિપતિ ગર્દભીલ રાજા ગંધર્વસેનને હરાવી નસાડી મૂકયો ત્યારે તેના પુત્રો મદદ માટે દક્ષિણમાં પ્રતિષ્ઠાનપુર ગયા હતા. ત્યાંથી મદદ લઇને, વળતો હુમલો કરી કારૂર મુકામે તે જ શકપ્રજાનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો હતો. આ બધા ઉપરથી ફલિત થાય છે કે, ગર્દભીલવંશીઓને આંધ્રપતિ સાથે ઘણી જ મિત્રતા હોવી જોઈએ. ત્યાર બાદ રાજા હાલ વાસિષ્ઠિપુત્રે ભિલ્સા મુકામે કાંઈ દાન કર્યાની હકીકત બની છે તથા જૈનસાહિત્ય ગ્રંથાધારે સૌરાષ્ટ્રના શત્રુંજય પર્વત ઉપર બન્ને રાજવંશીઓએ સાથે રહીને કેટલાંક ધાર્મિક કાર્યો કરાવ્યાં છે. એટલે જે મિત્રતા પ્રથમ હતી તે કાળક્રમે વિશેષ ગાઢ પણે પરિણમી હતી. છતાં પ્રભાવકચરિત્ર નામે જૈનસાહિત્ય ગ્રન્થમાં એવી જાતનું લખાણ મળી આવે છે કે, કાળ ગયે

(૭) જુઓ કો. આં. રે. પારિ. ૪૯ તથા છઠ્ઠા પરિચ્છેદે લેખ નં. ૨૩.

વિક્રમ રાજાને એવી બાતમી કોઈએ આપી હતી કે તેને જો કોઈ પણ રાજા તરફનો ભય હોય તો કેવળ રાજા હાલ શાલિવાહનનો છે. અને આ રાજા હાલની ઉમર તે વખતે ઉગતી જુવાનીની-અર્થાત્ બાર તેર વર્ષની હોવાનું સમજાય છે. આ ઉપરથી વિક્રમ રાજાએ તે શાલિવાહન રાજા સાથે યુક્તિથી દોસ્તી સાધી લીધી અને એક બીજાએ કોઇના રાજ્ય ઉપર આક્રમણ ન કરવું તથા અવંતિપતિએ વિંધ્યાપર્વતની દક્ષિણે ન જવું અને આંધ્રપતિએ તેની ઉત્તરમાં ન આવવું, એવી મતલબની સંધી કરી. આ કથનથી બે સ્થિતિ નિષ્પન્ન થાય છે. એક એ કે, રાજા વિક્રમ અને હાલની વચ્ચે ઉમરમાં ઘણો મોટો તફાવત છે. પહેલાની ઉમર લગભગ ૪૦ ઉપર વર્ષની થઇ ગઇ છે, જ્યારે બીજો હજુ બાર તેર વર્ષનો કિશોર છે; તે બાદ રાજા હાલ ગાદીપતિ બને છે અને તે બાદ, ઉપર પ્રમાણે સંધિ કરી તેઓ પરસ્પર મિત્ર બને છે. અને બીજી એ કે રાજા હાલની સાથે સંધી કરનાર વિક્રમરાજા જે શકારિના નામથી પ્રસિદ્ધ છે, તે નહીં પણ તેના વંશનો કોઈ બીજો જ વિક્રમ હશે. આ બેમાંથી શું સાચું હોઈ શકે તે તપાસીએ. પ્રથમની સ્થિતિ તપાસી લઈએ. તેમાં જણાવ્યા પ્રમાણે વિક્રમ રાજાની તથા હાલની વચ્ચેની ઉમર વચ્ચે ઘણો ફેર તો, તે વિક્રમને શકારિ વિક્રમાદિત્ય લેતાં પણ મળી રહે છે. કેમકે ઇ. સ. પૂ. ૫૭ માં કારૂરનું યુદ્ધ થયું તે સમયે શકારિ વિક્રમની ઉમર આશરે ૨૪ વર્ષની છે અને તેની મદદમાં ઉતરનાર ગૌતમીપુત્ર અરિષ્ટકર્ણની ઉમર આશરે ૪૦ ની છે (જુઓ એકાદશમ પરિચ્છેદ). જ્યારે રાજા હાલની એક ગણત્રીએ ૧૫ વર્ષની અને બીજી ગણત્રીએ ત્રણ ચાર વર્ષની જ છે (જુઓ દ્વાદશ પરિચ્છેદ). એટલે બન્ને સમકાલિન છે જ. વળી રાજા શકારિ જ્યારે ઈ. સ. ૩ માં ૮૪ વર્ષની ઉમરે મરણ પામ્યો છે તે સમયે રાજા હાલની ઉમર લગભગ ૬૦ની અને તેનો રાજ્યકાળ લગભગ ૫૦ વર્ષે પહોંચ્યો હતો. એટલે રાજા તરીકે પણ સમકાલિન છે જ. તે જ પ્રમાણે જીંદગીમાં તેઓએ કરેલ અન્ય કાર્યોમાં એકબીજા સામેલ રહ્યા હોવાનું પણ સાબિત થઈ શકે છે. પરંતુ મિત્રાચારી જે પાછળથી બંધાઈ હોય તો એનો અર્થ એમ કરી શકાય કે, રાજા શકારિને જે મદદ નં. ૧૭ વાળા અરિષ્ટકર્ણ ગૌતમીપુત્રે ( એટલે નં. ૧૮ ના પુરોગામીએ ) કરી હતી તે પાછળથી તૂટી જવા પામી હતી અને ફરી એકવાર રાજાહાલના રાજ્યકાળે સંધાઈ હતી. આ પ્રમાણે બન્યાનો કયાંય ઇસારો માત્ર પણ થયો હોવાનું વાંચવામાં આવતું નથી. જો કે રાજ્ય ધૂરાવહનમાં તેવું અસંભવિત પણ નથી. પરંતુ વિચારી જોતાં તેમ બન્યાનું શકય નથી, કેમકે નં. ૧૭ નું મરણ ઈ. સ. પૂ. ૪૭ માં થયું ત્યાં સુધી તો બંને રાજવંશી વચ્ચે મિત્રાચારીમાં લેશ માત્ર પણ ખલેલ પહોંચ્યાનું કલ્પી શકાતું નથી અને તે બાદ તરતમાં જ હાલ રાજાનું ગાદીપતિ બનવું થયું છે. જ્યારે પેલું ભવિષ્યકથન-બે રાજ્ય વચ્ચે અથડામણ થવાનું-તો રાજા હાલ ગાદીપતિ બન્યો તે પહેલાનું કહેવાય છે. એટલે તે વાત નં. ૧૭ વાળાની જીવંત અવસ્થામાં થઇ ગણાય જેમ થવું અશકય છે. કેમકે, એક તો રાજા હાલની કુમારાવસ્થા હતી એટલે અવંતિપતિને ભયભીત કરે તેવી સ્થિતિમાં તે નહોતો અને તેમ હોય તો પણ નં. ૧૭ વાળો નં. ૧૮ વાળાને તે બાબતની સૂચના આપી શકે છે અને નં. ૧૮ વાળો તે પ્રમાણે વર્તવાને બંધાયલો જ કહેવાય. આ પ્રમાણે પહેલો સંજોગ વિચારતાં તથા વસ્તુસ્થિતિની તુલના કરતાં રાજા હાલ વિશેની અથડામણ થવાનું કથન વાજબી હોવાનું પૂરવાર થતું નથી. હવે બીજી સ્થિતિ જેમાં ગર્દભીલવંશી કોઇ બીજો વિક્રમ થયો હોય ને તેના સમકાલિન તરીકે રાજા હાલ થયો હોય તે તપાસીએ. બીજા વિક્રમ તરીકે તો વિક્રમચરિત્ર છે. તેનો સમય આપણે ઈ. સ. ૫૩ થી ૯૩ નો ઠરાવ્યો છે જ્યારે રાજા હાલનું મરણ જ ઈ. સ. ૧૮ માં થઇ ગયાનું જણાવ્યું છે. એટલે પ્રાથમિક નજરે જોતાં તે બે વચ્ચે સમકાલિનપણું કોઇ રીતે ઘટાવી શકાતું નથી. વળી જે પાંચ ૭ મહાન વ્યક્તિઓ-પાદલિપ્ત, આર્ય ખપુટ, નાગાર્જુન, ઈ. જુઓ એકાદશમ પરિચ્છેદે-સમસમયી હોવાનું તે જ જૈનસાહિત્ય ગ્રંથ પ્રભાવકચરિત્ર આધારે કહેવાયું છે, તે મુદ્દો પણ

બંધબેસતો થતો નથી. આ પ્રમાણે અનેક રીતે વિચારી જોતાં બીજી સ્થિતિનો પણ મેળ જામી શકતો નથી. એટલે એ સાર ઉપર આવવું રહે છે કે, ભવિષ્યવાણીનું કથન નિરાધાર દેખાય છે.

ઉપરની ચર્ચાથી સ્પષ્ટપણે પૂરવાર થાય છે કે, આંધ્રપતિ નં. ૧૭ તથા ૧૮ ના રાજ્યકાળ સુધી તો ગર્દભીલો પ્રખર મિત્રાચારીની સાંકળથી જોડાયલા હતા તેમ તે નભાવ્યે પણ જતા હતા. સામાન્ય નિયમ પ્રમાણે તો ખાસ કારણ ઉપસ્થિત ન થાય ત્યાં સુધી મિત્રાચારીમાં વિક્ષેપ પડતો નથી જ, પરંતુ રાજ્યો વચ્ચે તો સત્તાલોભ તથા ભૂમિભૂખના ઉદ્ભવનો હાઉ સતત ડોકિયાં કરતો ઉભો જ હોય છે. એટલે જ્યાં સુધી બંને પ્રદેશો ઉપર પરાક્રમી અને પ્રભાવશાળી પુરૂષો રાજ્યાસન દીપાવતા રહ્યા હતા ત્યાં સુધી તો કોઇ પ્રકારે વાંધો આવ્યો નહીં. પરંતુ સદાકાળ તે જ સ્થિતિ ચાલુ રહેવાનું નિર્માણ કાંઇ સરજાયું હોતું નથી. જે પક્ષ વધારે બળવાન હોય તે નબળા ઉપર ચડાઈ લઈ જાય છે. ઇ. સ. ૯૩ માં વિક્રમચરિત્રના અવસાન બાદ અવંતિની ગાદી ઉપર ઉત્તરોત્તર નામધારી રાજાઓ જ આવતા દેખાય છે, જ્યારે દક્ષિણાપથપતિ તરીકે નં. ૨૩, ૨૪, ૨૫ અને ૨૬ એમ ચારે ભૂપતિઓ ચિરસમયી રાજપદે ચોંટી રહ્યાનું સમજાય છે. એટલે સમજાય છે કે ઈ. સ. ૯૩ ના સમય પછી રાજ્યાધિકાર ભોગવતા નં. ૨૫ વાળા ચત્રપણની દાઢ કાંઈક ચળવળી લાગે છે. તેણે પ્રથમ વિંધ્યાપર્વત ઓળંગી, લાટનો દક્ષિણ ભાગ કબજે કરી છેવટે સૌરાષ્ટ્ર ઉપર પ્રભુત્વ મેળવી લીધું છે જેનો સમય આપણે ઈ. સ. ૧૦૫ નો અંદાજ મૂકીશું. આ અનુમાનને સીધી રીતે (direct) સમર્થન કરે તેવો કોઇ શિલાલેખ કે ગ્રંથોચ્ચાર જો કે મળતો નથી, પરંતુ સાપેક્ષ ( indirect ) સિક્કાઈ તેમજ શિલાલેખ પૂરાવાથી તે હકીકત પૂરવાર કરી શકાય તેમ છે, જે આપણે નં. ૨૬ ના વૃત્તાંતે જણાવવાના છીએ. રાજા ચત્રપણે સૌરાષ્ટ્ર જીતી લીધા પછી કચ્છ તરફ તે આગળ વધ્યો હોય એમ જણાતું નથી. એટલે નં. ૨૫ ના રાજ્યાધિકારે દક્ષિણાપથ ઉપરાંત ગુજરાત અને સૌરાષ્ટ્રના પ્રાંતોનો પણ સમાવેશ થતો હતો એમ ગણવું રહે છે. તથા તેનું મરણ ઈ. સ. ૧૨૨ માં થતાં, તેનો પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ ગાદીએ આવ્યો ત્યારે તે સર્વ પ્રાંતો તેને વારસામાં મળ્યા હતા. એમ પણ સમજવું રહે છે.

## (૨૬) ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ ઉર્ફે પુલુમાવી

તેનું રાજ્ય આપણી ગણત્રી પ્રમાણે ઈ. સ. ૧૨૨ થી ૧૫૩=૩૧ વર્ષ પર્યંત ચાલ્યું હોવાનું નીકળે છે. તેણે લાંબુ રાજ્ય ભોગવ્યું છે એટલે બળવાન હોવાનું પણ માની શકાય. પરંતુ તેણે કોઈ પ્રદેશ ઉપર ચડાઇ લઇ જઇને કે જીતી કરીને પોતાના સામ્રાજ્યમાં પોતાના પિતાની પેઠે કાંઇ ઉમેરો કર્યો હોવાનું નોંધાયું જણાતું નથી. બલ્કે વારસામાં મળેલી કેટલીક ભૂમિ તેણે ગુમાવવી પડી હોય એમ સંયોગાધીન પૂરવાર થાય છે. છઠ્ઠા પરિચ્છેદે લેખ નં. ૨૧, ૨૨ અને ૨૩ ઉપરથી સમજાય છે કે તેણે પોતાના નામ સાથે 'સ્વામી' શબ્દ જોડયો છે. તેના પછીના કોઈ રાજાએ આ શબ્દ—ઉપનામ કે બિરૂદ તરીકે—લગાડયો હોય એમ જણાતું નથી. આ શબ્દનો અર્થ શું હશે તેમજ તેને કોઈ રાજદ્વારી પ્રસંગ સાથે મેળ હશે કે કેમ, તે પણ પ્રશ્ન ઉઠે છે. ગુપ્તવંશીઓના હાથે હાર પામ્યા બાદ, ચષ્ઠણવંશીઓના ઉત્તર ભાગમાં થએલ ભૂપતિઓના ઇતિહાસથી આપણે જોઈ શકયા છીએ, કે તેમણે પણ પાતાના નામ સાથે 'સ્વામી' શબ્દનો ઉપયોગ કર્યો છે; અને તેનો અર્થ એકદમ ઉચ્ચકોટિની સત્તા ઉપરથી જરા ઉતરી પડયાનો આપણે બતાવ્યો છે. તે સ્થિતિ અત્રે બંધબેસતી થાય છે કે કેમ તે તપાસવા તરફ મન લલચાય છે, વળી આ જ સમયે અવંતિ ઉપર ચષ્ઠણનું પોતાનું સ્વામિત્વ જામતું જતું દેખાય છે. તેમ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીના કેટલાક સિકકાઓ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપરથી જે પ્રાપ્ત થયા છે તે દેખાવે પ્રાચીન કરતાં અર્વાચીન હોવાનો વિશેષ સંભવ જણાય છે. વળી જેમ ચષ્ઠણવંશીઓ જૈન ધર્માવલંબીઓ પૂરવાર થઇ ચૂકયા છે તેમ આ આંધ્રવંશીઓ પણ તે જ ધર્મને

અનુસરનારા માલુમ પડયા છે. વળી સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર જ તે જૈનધર્મનાં પવિત્ર સ્થળો આવેલાં છે તેમજ તે સમયે રાજાઓ જે યુદ્ધો ખેલતા તે મોટે ભાગે ધર્મસ્થળ ઉપર પોતાનો કાબુ મેળવવાને માટે હતા. આ સર્વ પરિસ્થિતિ ઉપરથી સહજ અનુમાન થઈ શકે છે, કે રાજા ચષ્ઠણે ઈ. સ. ૧૪૩ની આસપાસ અવંતિપતિ બન્યા પછી સૌરાષ્ટ્ર ભૂમિ ઉપર ચડાઇ કરી હશે. અને આંધ્રપતિ પાસેથી ગુજરાત તથા સૌરાષ્ટ્રનો પ્રદેશ જીતી લઇ ત્યાંથી હાંકી કાઢયા હશે. જે ઉપરથી આંધ્રપતિઓનો કાબુ નર્મદા અને તાપી નદીઓની દક્ષિણેથી શરૂઆત થવાની અણીએ આવી પહોંચ્યો ગણાશે. તેમજ રાજદ્વારી નજરે તેઓ હાર પામી ગયા હોવાથી કે પછી તે સમયની કોઈ પદ્ધતિ પ્રમાણે અવંતિને ખંડણી ભરવા જેવી સ્થિતિએ આવી ગયા હોવાથી, તેમને પોતાના નામ સાથે પેલો હોદ્દો ઉતારી નાંખેલ સૂચવતો 'સ્વામી' શબ્દ જોડવાની ફરજ આવી પડી હોય. આ અનુમાનને સમર્થન એ ઉપરથી મળી રહે છે કે, જ. બોં. બ્રં. રો. એ. સો.ની નવી આવૃત્તિના ત્રીજા પુસ્તકે પુ. ૮૪ ઉપર તેના લેખકને જણાવવું પડયું છે કે "and since Yagna Sri's coins are found in Kathiawar, he must have been the last king of the dynasty to rule over these provinces=અને જ્યારે યજ્ઞશ્રીના સિક્કાઓ કાઠિયાવાડમાંથી મળી આવે છે ત્યારે એ સાબિત થાય છે કે, આ પ્રાંતો ઉપર રાજ ચલાવનાર તે વંશનો તે છેલ્લો ભૂપતિ જ હશે." એટલે હવે પૂરવાર થયું કહેવાશે કે આંધ્રની સત્તામાંથી ખસીને ચષ્ઠણની સત્તાતળે આ સમયથી ગુજરાત અને કાઠિયાવાડની ભૂમિ આવી ગઇ હતી. મતલબ કે આંધ્રવંશીઓની જે સત્તા વિન્ધ્યાચળ ઓળંગીને ઉત્તરહિંદમાં પ્રવેશવા પામી હતી તેના ઉપર ચષ્ઠણે અવંતિપતિ બન્યા પછી તરત જ કાપ મૂકવા માંડયો હતો. બલ્કે કહો કે આંધ્રપતિઓની રાજ્યહદ, પૂર્વે જ્યાં હતી ત્યાં જ પાછી લાવી મૂકી હતી અને આગળ ઉપર જોઈશું તેમ આ સમયથી આંધ્રપતિઓની પડતી દશા પણ થવા બેઠી હતી.

**તે નામના રાજાઓના સિક્કાઓ તથા લેખો**

ગૌતમીપુત્ર નામના ઘણા રાજાઓ થઈ ગયા છે. તેવા નામના સિક્કાઓ તથા શિલાલેખો પણ અનેક પ્રકારના મળી આવે છે. તેમાંના કેટલાક સિક્કાઓને-ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકરણિ નામવાળાને—આપણે નં. ૨ના ઠરાવ્યા છે તે તો વાજબી છે. કેમકે તેમાં ગૌતમીપુત્ર સાથે રાજ્ઞો નું બિરૂદ જોડાયલું છે. તેમજ શિલાલેખોમાં (જેમકે નં. ૨૦ લેખ, ષષ્ઠમ પરિચ્છેદે) તાબેદારી કે ઉતરતો દરજ્જો સૂચવતું "સ્વામી" નું (ખુલાસા માટે આગળ જુઓ) બિરૂદ લગાડેલ નહીં હોવાથી તે લેખને પણ નં. ૨ નો હોવાનું ઠરાવ્યું છે. આ ઉપનામ અન્ય કોઇ ગૌતમીપુત્રે પોતા સાથે જોડયું હોવાનું માલુમ પડતું નથી. પરન્તુ જેમાં તેવું બિરૂદ નથી માલૂમ પડતું તેને પારખવાનું કામ અતિ મુશ્કેલ છે; તેવામાં પણ એક એવી જાતના સિક્કાઓ છે કે જેમાં પ્રથમના નહપાણના ચહેરા ઉપર બીજી જાતની છાપ મારી છે. આ સિક્કાઓ પણ ચોક્કસ રીતે નં. ૧૭ વાળા ગૌતમીપુત્રના જ ઠેરવી શકાય તેમ છે; કેમકે હવે આપણે તેના જીવનવૃત્તાંતથી વાકેફ થઈ ગયા છીએ. પરન્તુ જે સિક્કાઓ ઉપર ગૌતમીપુત્રનું કેવળ મહોરૂં તથા નામ જ છે અને જે વિશેષપણે અર્વાચીન જેવા જણાય છે (દૃષ્ટાંત તરીકે પુ. ૨, સિક્કા નં ૭૬) તેમને અદ્યાપિ પર્યંત માહિતીના અભાવે આપણે નં. ૧૭ ના સિક્કા તરીકે જાહેર કર્યા છે તે હવે ઉપરના વર્ણનથી સાબિત થાય છે કે નં. ૨૬ના જ છે; જેથી અત્યાર સુધીની આપણી માન્યતા ફેરવવાની જરૂર પડી ગણાશે. આ જાતના સિક્કાઓ કેવળ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપરથી જ શા માટે જડી આવે છે તેનું કારણ આપણે ઉપરમાં નં. ૨૫ વાળાના જીવનવૃત્તાંતે જોઇ ગયા છીએ. વળી ફરીને જણાવીશું કે તે ભૂમિ ઉપર મૂળે ગર્દભીલપતિઓની સત્તા હતી અને તેમણે પોતાના જૈનધર્મના પ્રભાવિક સ્થાનની-યાત્રિક તેમજ સ્થાનિક-પ્રજાના વ્યવહારની વપરાશ માટે જ તે સિક્કાઓ ચલણમાં મૂકયા હોવા જોઈએ. તેમ પોતે અવંતિપતિ

હોવાથી, તે પ્રદેશનું "ક્રોસ અને બોલ" નું (વેધશાળા સૂચક) જે ચિન્હ છે તે પણ તેમાં કોતરાવેલું દેખાય છે. જ્યારે તે સૌરાષ્ટ્રનો પ્રાંત નં. ૨૫ વાળા ચત્રપણે જીતી લીધો ત્યારે સ્વાભાવિક છે કે તેણે પોતાના સિક્કા ત્યાં ચલાવવાની પેરવી કરવા માંડી હશે. તે પ્રકારની ગોઠવણ પાર પડી કે કેમ તે અત્યારે તો અંધારામાં છે કેમકે તેના કોઇ સિક્કા જડી આવતા નથી. એટલે હાલ તો એ જ અનુમાન કરવું રહે છે કે તેની મુરાદ પાર પડયા પહેલાં તેનું મરણ નીપજી ચૂકયું હોવું જોઇએ. એટલે તેમ કરવાનું કાર્ય તેના પુત્ર અને ગાદીવારસ નં. ૨૬ના શિરે આવી પડયું હશે જે તેણે અમલમાં મૂકી બતાવ્યું છે. કોઇ પ્રશ્ન કરશે કે જ્યારે એક વંશના ભૂપતિની જમીન ઉપર બીજા વંશની સત્તા થતાં આ પ્રમાણે સિક્કાઓ વપરાય છે ત્યારે, જેમ નહપાણના મહોરા ઉપર નં. ૧૭ વાળાએ પાછું પોતાનું મહોરૂં પડાવીને તેને અમલમાં મૂકયા હતા તેમ થવું જોઇએ. પરંતુ આ નં. ૨૬ વાળાએ તેમ કર્યું નથી માટે તે સિક્કા તેમના ન હોવા જોઇએ. તેના સમાધાનમાં જણાવવાનું કે જેનો દૃષ્ટાંત તેમણે આગળ ધર્યો છે તે કાંઇ, એક પ્રદેશ ઉપર બીજાનાં સત્તા થતાં, સિક્કાની વપરાશ થયેલનો દષ્ટાંત જ નથી. તેમાં તો વિજેતાના હૃદયમાં, પરાજીત પ્રત્યે જે ઉંડો અસંતોષ અથવા તિરસ્કાર ભરાઇ રહ્યો હતો તેને વ્યક્ત કરતી લાગણીનો આવિર્ભાવ છે. જ્યારે અત્યારે જે પ્રસંગનો આપણે ઇસારો કરી રહ્યા છીએ તેમાં વિજેતાપક્ષનો તેવો કોઇ પ્રકારનો ધૃણાત્મક ઇરાદો હોય તેવું જણાવેલ નથી. તેમાં કેવળ પ્રાદેશિક જીતનો જ પ્રશ્ન રહેલ દેખાય છે, એટલે ઉપરાઉપરી મહોરૂં પાડવાનો મુદ્દો રહેતો જ નથી; વળી જો તેવો નિયમ જ—કે એક વિજેતાએ પરાજીતના ચહેરાને ભૂંસવાને પોતાનો ચહેરો તેના ઉપર જ પડાવવો એવું-ઠરાવાય તો, એક પ્રદેશ ઉપર કેટલાય નૃપતિઓની સત્તાનો હાથબદલો થઇ જાય છે; જેથી ઉપરના નિયમને અનુસરીને ચહેરા પડાવાયા જ કરાય તો, એક તો સિક્કાઓ જ દેખાવે બેડોળ બની જાય અને કયા રાજાના છે તે પારખવા પણ ભારે થઇ જાય. એટલે સાચો કયો ને ખોટો કયો તે ઓળખવું પણ મુશ્કેલ બને તેમજ ક્રયવિક્રયના જે નિયમને લીધે સિક્કાને પ્રચલિત કરાયો છે તે ઊંધો વળી જતાં, દરેક પ્રકારની અંધાધુંધી પ્રવર્તવા મંડે. આ પ્રકારની અનેક ગુંચવણોની પરંપરાનું સર્જન થાય. તેમ બીજી રીતે, આપણો વર્તમાન અનુભવ કહે છે કે, એકની સત્તા નાબુદ થતાં અધિકારે આવતા કેવળ બીજાના ચહેરાવાળા જ સિકકા ગતિમાં મૂકાય છે. પછી તે નવા અધિકારે આવતી વ્યક્તિ, પુરોગામીના વંશની જ હોય, કે કોઇ પ્રકારે સંબંધ ધરાવ્યા વિનાની કેવળ તે ભૂમિની પેદાશ જ હોય, કે છેવટે ભલેને, કોઇ તૃત્રીય ભૂમિથી ઉતરી આવેલી અન્ય વ્યક્તિ જ હોય. છતાં તેમાં એકની આકૃતિ વિકૃત કરી નાંખવાનો લેશ માત્ર પણ પ્રયાસ કરાતો નથી જ. એટલે સર્વ પરિસ્થિતિનો વિચાર કર્યા બાદ આપણે પ્રથમ દોરેલ અનુમાનને સમર્થન મળી રહે છે જ. જેથી નક્કીપણે કહી શકાશું કે, જે સિક્કાઓ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપરથી ગૌતમીપુત્રના નામવાળા અને અર્વાચીન દેખાતા ચહેરાવાળા મળી આવે છે તે, ઉપરમાં ચર્ચા કરી બતાવેલ નં. ૨૬ વાળાના જ અને ત્યાં જણાવ્યા પ્રમાણે સંયોગમાં જ ઉભા કરવામાં આવેલ છે.

રાજા ગૌતમીપુત્ર સ્વામી યજ્ઞશ્રીનું મરણ થતાં તેની ગાદીએ તેનો પુત્ર નં. ૨૭ વાળો શિવશ્રી વાસિષ્ઠિપુત્ર આવ્યો હતો.

---

## (૨૭) શીવશ્રી વાસિષ્ઠિપુત્ર, (૨૮) શિવસ્કંધ ગૌતમીપુત્ર (૨૯) યજ્ઞશ્રી શાતકરણિ વાસિષ્ઠિપુત્ર (૩૦ થી ૩૨) અને છેલ્લા ત્રણ રાજાઓ

---

આ છએ રાજાઓનું ચરિત્ર એકત્ર કરીને લખવાનું પ્રયોજન એ છે કે, પ્રથમ તો તેમાંના કોઇના રાજકાળ વિશે ચોક્કસ માહિતી મળતી નથી તેમ તેમાંના કોઇએ શું શું પરાક્રમ કર્યું હતું તે પણ જણાયું નથી એટલે તેઓનાં ચરિત્રોમાંથી વીણીને કોઇને છૂટું પાડવા જેવું રહેતું નથી, જેથી સમગ્રપણે લખવું યોગ્ય ધાર્યું છે.

જેમ અન્ય વંશના ઇતિહાસમાં બનતું આવ્યું છે કે જ્યારે પડતી દશા આવે ત્યારે કાંઈ એક તરફથી નથી આવતી. Miseries never come single 'અકર્મીના પડીઆં કાણાં' તે કહેવત પ્રમાણે ચારે તરફથી એવી સંકડામણમાં તેઓ આવી પડે છે અને રાજ્યવ્યવસ્થામાં એટલા બધા ગોટાળા અને અંધાધૂંધી ઉભી થઇ જાય છે કે, શાંતિના સમયમાં જે સુખો અનુભવાય છે તેમાંનું કાંઇ જ નજરે પડતું નથી. આવી સ્થિતિમાં, નથી તેઓને સુખચેન, કે નથી તેમની પ્રજાને આનંદ અને રાહત. જ્યારે તેમની સ્થિતિ જ આવી થઈ પડેલ હોય ત્યાં તેમના ઇતિહાસ વિશે તો આશા જ શી રાખવી?

નં. ૨૫, ૨૬ના વૃત્તાંતે જોઈ ગયા છીએ કે તેમની દશા આણનાર મુખ્યપણે ચષ્ઠણ વંશીઓ જ હતા. પ્રથમ તો ચષ્ઠણે પોતેજ માર્યો છે ને તેમને ઉત્તર હિંદમાંથી ખસી જવું પડયું છે. જોકે એક ઠેકાણે આપણે એમ પણ જણાવી દીધું છે કે ચષ્ઠણે તેમને પૈઠણમાંથી રાજગાદી ખાલી કરી ઠેઠ દક્ષિણમાં તુંગભદ્રા નદી કિનારે વિજયનગરે તે લઇ જવાની ફરજ પડી હતી. તેમ એક ઠેકાણે એમ પણ જણાવ્યું છે કે, રૂદ્રદામને તેમના ઉપર પૂરેપૂરો હાથ બતાવ્યો હતો. આ બધું પેલા સુદર્શન તળાવની પ્રશસ્તિમાં લખાયલ શબ્દોનો અર્થ, રૂદ્રદામનની તરફેણમાં જે કરાઈ ગયો છે તેને લઇને થયેલ છે. એટલે તે પ્રમાણે પ્રચલિત માન્યતા છે એમ સમજવું રહે છે. જ્યારે આ ચષ્ઠણ અને રૂદ્રદામનનાં વૃત્તાંતમાં તે પ્રશસ્તિને શંકામય તરીકે ઓળખાવી છે ત્યારે તે ઉપર આધાર રાખીને હવે બેસી શકાશે નહીં. તેથી નિશ્ચયપણે નથી કહી શકતા કે, ચષ્ઠણે જે નં. ૨૬ વાળાને સૌરાષ્ટ્ર અને ગુજરાતમાંથી ઉઠાંગિરિ પકડાવી હતી તે કયાં આવીને અટકી રહી હતી. પરન્તુ ચષ્ઠણના રાજ્યનો ટૂંક સમયમાં જ અંત આવેલ છે તથા તેની ગાદીએ તેનો પૌત્ર રૂદ્રદામન આવ્યો છે અને બહુ લાંબોકાળ રાજ્ય ભોગવી રહ્યો છે, એટલે કલ્પી શકાય છે કે, જો કોઈ વિશેષ શૂરવીરપણાનું પગલું ભરીને આંધ્રપતિઓને દૂર હઠી જવાની ફરજ પાડી હોય તો ચષ્ઠણને બદલે રૂદ્રદામનને જ આભારી હોવું જોઇએ. પરન્તુ વિનાસંકોચે તે પ્રમાણે ઉચ્ચારી શકાય તેવી સામગ્રી મળી રહી નથી. ઉપરના સુદર્શન તળાવની પ્રશસ્તિ સિવાય, આ રૂદ્રદામનનું નામ જણાવવામાં આવ્યું હોય તેવો કોઈ શિલાલેખ અમારી માહીતીમાં નથી. જે એક ગણાય છે તે પંચમ પરિચ્છેદે જણાવેલ લેખ નં. ૧૭નો કોઈ વાસિષ્ઠપુત્ર રાજાની કદંબ રાણીનો કોતરાવેલ છે. પરંતુ તેમાં નથી સમય નિર્દેશ કે નથી તેનું સ્થાન ચોક્કસ થતું. તે પણ સુદર્શન લેખની પેઠે સશંક છે. વિદ્વાનોએ તે લેખમાં આવેલ રૂદ્ર–શબ્દને રૂદ્રદામન તરીકે ગણી લઇ બીજી અનેક રીતે શબ્દોના અર્થને વળાંક આપ્યો છે (તેની સમજુતી માટે જુઓ પંચમ પરિચ્છેદે લેખ નં. ૧૭) એટલે તેના આધારે પણ આપણે આગળ વધી શકીએ તેમ નથી. પરંતુ જેમ નં. ૧૭વાળાએ પોતાના નામ સાથે સ્વામીનું બિરૂદ જોડયું છે તેમ તેની પાછળ આવનારાએ જોડયું છે કે કેમ! તેનો કાંઇક પત્તો લાગે તો હજુ અનુમાન કરી શકાય. જ્યાં સુધી માહિતી છે ત્યાં સુધી તેવો શબ્દ લગાડયાનો પૂરાવો નથી. એટલે માનવું રહે છે કે, નં. ૨૭ની પછી આવનાર રાજાઓ ઉપરનો અવંતિપતિનો કાણુ પણ નીકળી ગયો હોવો જોઇએ. એટલે ફલિતાર્થ એ થાય કે, કાંતો રૂદ્રદામને નં. ૨૭વાળા ઉપર જીત મેળવીને, નં. ૧૭ કન્હેરીના તેના લેખવાળા સ્થાનની દક્ષિણે હઠાવી દેવાથી તેવડા નાનકડા રાજ્યનો ભૂપતિ બનીને તેણે પોતાનો શેષકાળ વ્યતિત કર્યો હોય અથવા તો નં. ૨૭વાળાએ પોતે જ રૂદ્રદામનને હરાવીને નં. ૨૬વાળા પોતાના પિતાએ સ્વીકારેલું સ્વામિત્વ ફેંકી દીધું હોય. વસ્તુસ્થિતિ જોતાં, જ્યારે આંધ્રપતિની પડતી થવા લાગી છે ત્યારે પ્રથમની સ્થિતિ વધારે શકય લાગે છે. મતલબ એ થઇ કે, ચષ્ઠણવંશીઓમાંના નં. ૩વાળા રૂદ્રદામને, નં. ૨૭ વાળા આંધ્રપતિને હરાવીને દક્ષિણમાં હઠી જવાની ફરજ પાડી હોવી જોઇએ. આ હકીકતને સમર્થન એ વાતથી મળે છે કે, રૂદ્રદામન પછીના થોડા જ વર્ષે થયેલ નં. ૯વાળા તેના વંશજોના સમયે ઈ. સ. ૨૬૧માં આ નાસિક જીલ્લા ઉપર હકુમત

ભોગવતો તેમનો સુબો ઈશ્વરદત્ત આભિર મહાક્ષત્રપ બનીને સ્વતંત્ર થઇ બેઠો છે (જુઓ પુ. ૩, પૃ. ૩૮૩-૬) એટલે સાબિત થાય છે કે નં. ૩વાળા રૂદ્રદામનથી માંડીને નં. ૯ના રાજ્યે ઈ. સ. ૨૬૧ સુધીમાં તેના વંશમાં થયેલ કોઈ રાજવીએ કોઈક કાળે નાસિક જીલ્લાવાળો (કન્હેરીના લેખ જ્યાં આવેલ છે તે) પ્રદેશ જીતી લીધો હોવો જોઈએ જ; અને તે બધા ક્ષત્રપોમાં રૂદ્રદામન જેવો કોઇ પરાક્રમી નીવડયાનું નીકળતું નથી એટલે આ જીતનો યશ આપણે રૂદ્રદામનના ફાળે ચઢાવી દઇએ તો ખોટું નહીં ગણાય. આ પ્રમાણે નક્કી થઇ શકે છે કે, રૂદ્રદામને નં. ૨૭વાળાને પરાજીત કરીને હઠાવ્યો હશે અને પછી તે પ્રાંત ઉપર અધિકાર ભોગવવાને પોતા તરફથી આભીરજાતિના સુબાની નિમણુક કરી હશે. બીજી રીતે વિચારતાં નં. ૩થી નં. ૭ સુધીના ચષ્ઠણવંશી ક્ષત્રપોમાં નં. ૫ વાળો રૂદ્રસિંહ તથા નં. ૭ વાળો રૂદ્રસેન પણ, નં. ૩ વાળા રૂદ્રદામન જેવા મહાપરાક્રમી થયા દેખાય છે. એટલે કદાચ તેમના રાજ્યકાળે પણ આંધ્રપતિ ઉપર જીત મેળવવાનું સંભવિત છે. અને તેમ બન્યું હોય તો નં ૨૭ આંધ્રપતિને હરાવ્યાને બદલે નં.૨૮ને હરાવવાનું માનવું પડશે. ગમે તેમ ઠરાવવામાં આવે પણ એટલી હકીકત ચોક્કસ છે જ કે, નાસિક જીલ્લાવાળો પ્રદેશ ચષ્ઠણ વંશીઓની હકુમતમાં આવ્યો હતો ખરો જ. પછી તેનો સમય નં. ૩ રૂદ્રદામનના, નં. ૫ વાળા રૂદ્રસિંહના કે નં. ૭ વાળા રૂદ્રસેનપહેલાના રાજ્યકાળે ઠરાવો તે વસ્તુ નોખી છે. સાથે એટલું પણ સત્ય છે કે, નં. ૭ વાળા રૂદ્રસેન પછી, તે વંશનો નબળો રાજ્યઅમલ થતાં જે ગડબડ થવા પામી હતી તથા ૧૫૮થી ૧૬૦ સુધીના-ત્રણ વર્ષ સુધીના-કેવળ ક્ષત્રપના જ સિક્કા મળે છે પરંતુ મહાક્ષત્રપના સિક્કા મળતા નથી, તે સમયે તે આભિરસૂબાઓએ સ્વતંત્ર બની પોતાના ત્રૈકુટકવંશની સ્થાપના કરી દીધી હતી. જોકે વિદ્વાનોએ આ ૧૫૮ ૧૬૦ની સાલને (જુઓ કો. આં. રે. પૃ. ૨૧૪) શક સંવત લેખી તેમાં ૭૮નો વધારો કરી ઈ. સઃ ૨૩૬-૨૩૯ ગણવા પ્રયાસ કર્યો છે પરંતુ કોઈ રીતે સ્થિતિનો ઉકેલ કરી શકાયો નથી જ. (જુઓ કો. આં. રે. પૃ. ૧૬૨ અને ૧૩૩). જ્યારે આપણે નક્કી કરી આપ્યા પ્રમાણે તે ચષ્ઠણ સંવતની આદિ ઈ. સ. ૧૦૩માં થયેલના હિસાબે તેનો સમય ઇ. સ. ૨૬૧-૨૬૪ ઠરાવતાં સર્વ ઘડ બેસી જાય છે. એટલે ઉપર જણાવેલ વસ્તુ ઐતિહાસિક ઘટના તરીકે સત્ય પૂરવાર થયેલી તથા ઈ. સ. ૨૬૨માં આંધ્રવંશનો અંત આવ્યો હોવાનું સમજવું રહે છે.

**કેટલીક પરચુરણ બાબતો**

લેખ નં. ૧૭માં કોઇક વાસિષ્ઠિપુત્રની રાણીને કારદમક મહાક્ષત્રપ રૂદ્ર...ની પુત્રી લેખાવી છે. તેનો ઉકેલ વિદ્વાનોએ એમ કર્યો છે કે તે કારદમક મહાક્ષત્રપ રૂદ્ર... એટલે ચષ્ઠણનો પૌત્ર મહાક્ષત્રપ-રૂદ્રદામન હતો તેણે પોતાની પુત્રી આંધ્રપતિ વાસિષ્ઠિપુત્રને પરણાવી હતી. આ ઉકેલ કેવી રીતે વાજબી નથી તેની ચર્ચા પંચમ પરિચ્છેદે તે લેખનું વર્ણન કરતાં આપણે સવિસ્તર કરી બતાવી છે. એટલે તે ફરીને અત્ર ઉતારવી જરૂરની નથી. પરંતુ તેનો સાર એ છે કે, વાસિષ્ઠિપુત્રની તે રાણી કોઈ કર્દમક્ષત્રિય સરદારની પુત્રી હતી, તે સરદારનું નામ મહાક્ષત્રપ રૂદ્રભૂતિ કે રૂદ્ર નામથી શરૂ થતા અક્ષરવાળું હતું. તે સરદાર તે સમયે સૈન્યપતિ હતો અને સંભવ છે કે જેમ ત્રૈકૂટકવંશની સ્થાપના કરનાર આભિર સરદાર મહાક્ષત્રપ ઈશ્વરદત્ત, પોતે ચષ્ઠણવંશી મહાક્ષત્રપોનો સૂબો હતો, તેમ ઉપર જણાવેલ મહાક્ષત્રપ રૂદ્રભૂતિ પણ તે જ આભિર જાતિનો સરદાર હશે. એટલે તે સમયે આભિર જાતિના સરદારો રાજ્યમાં સૂબા અને સૈન્યપતિ જેવા મોટા હોદ્દાને શોભાવતા હતા તથા મહાક્ષત્રપનું બિરૂદ પણ ધરાવતા હતા. આ વાસિષ્ઠિપુત્રને આપણે નં. ૨૯ વાળો આંધ્રપતિ ઠરાવેલ છે એટલે મહાક્ષત્રપ રૂદ્રભૂતિનો સમય પણ તેના સમકાલીન તરીકે ઈ. સ. ૨૦૦નો ઠરાવવો પડશે, જ્યારે મહાક્ષત્રપ ઈશ્વરદત્તનું રાજ્યશાસન આપણે ઇ. સ. ૨૬૧થી શરૂ થયાનું ઠરાવ્યું છે. એટલે બન્ને જણા વચ્ચે જો કે લગભગ ૬૦-૭૦ વર્ષનું અંતર છે. પરંતુ એક પ્રજાના સરદાર તરીકે અને મહાક્ષત્રપ જેવા જવાબદાર હોદ્દા ઉપર બિરાજવાના

સમયનો નિરધાર કરવાની ગણત્રીના ઉપયોગ માટે તેઓને સમસમયી પણ કહી શકાશે. મતલબ કે આભિર જાતિના સરદારોનો ચડતીનો કાળ આ સમયે જરૂર મૂકી શકાશે.

બીજી બાજુ પુરાણકારો જણાવે છે કે ( જુઓ પુ. ૩; પૃ. ૪૫૫, ટી. નં. ૧૩ ) That seven Andhra kings sprang from the servants of the original dynasty=મૂળવંશના ભૃત્યોમાંથી સાત આંધ્રરાજાનો ઉદ્‌ભવ થયો છે.'' મૂળવંશ એટલે શતવહનવંશ કહેવાની મતલબ છે. તેના ભૃત્યો કહેતાં આંધ્રભૃત્યા સમજાય છે. અને તેમાંથી સાત આંધ્રપતિઓ થયા. આ સર્વ કથન જો કે સંદિગ્ધ લાગે છે અને ખરેખર શું મતલબ કહેવાની છે તે સમજાતું નથી છતાં, જેમ આ પુસ્તકના પ્રથમ પરિચ્છેદે આંધ્રભૃત્યાની જે વ્યાખ્યા તત્વાર્થ સમાસના અર્થમાં આપણે સમજાવી છે તે પ્રમાણે કોઇ ઉપરી સત્તાના ખંડિયા એવા આંધ્રપતિ તરીકે લેખીએ તો નં. ૨૬વાળો આંધ્રપતિ જેણે પોતાને 'સ્વામિ'ના બિરૂદથી ઓળખાવ્યો છે એનો અર્થ આપણે કાંઇક ઉતરતા દરજ્જાનો રાજા મનાવ્યો છે તેને પ્રથમ આંધ્રભૃત્ય ગણવો અને પછીના બીજા ૭, મળીને કુલ સાત આંધ્રભૃત્યા થયા હતા એમ પણ ગણાવી શકાય; પરંતુ આંધ્રભૃત્યનો અર્થ બહુવ્રિહી સમાસના રૂપમાં લઇને જો કરવામાં આવે તો, આ શતવહનવંશી–મૂળ આંધ્રપતિ–રાજાઓમાંથી, તેમના ભૃત્યો તરીકે સાત પુરુષો થયા હતા એમ ફલિતાર્થ થાય અને તે પ્રમાણે અર્થ કરતાં, ઉપરના મહાક્ષત્રપ-રૂદ્રભૂતિ જેવા સાત આંધ્રભૃત્યા થયા હતા એમ કહેવાનો આશય નીકળી શકે છે. આ પ્રમાણે અત્ર નિર્દિષ્ટ થયેલ આંધ્રભૃત્યાને લગતા વાકયનો મર્મ ઉકેલવા પૂરતું અમારૂં સૂચન છે.

વળી આંધ્રવંશની પડતી થતાં તેમાંથી દશ આભિર રાજાઓ થયા હતા એમ કો. આં. રે. માં કથન થયું છે. તેનો ભેદ અમારી સમજ પ્રમાણે આ રીતે ઉકેલી શકાશે. ઇશ્વરદત્ત આભિરપતિએ પોતાના વંશની સ્થાપના, પોતાના પિતા ઇશ્વરસેનના રાજ્યકાળના આરંભની સાલથી લેખી, તેનો સંવત ચલાવ્યો છે અને તેનો સમય વિદ્વાનોએ ઈ. સ. ૨૪૯ નોંધ્યો છે. આ સર્વ ચર્ચા પુ. ૩ એકાદશમ પરિચ્છેદે કરી બતાવી છે. આ આભિરપતિની સત્તા નાસિક જીલ્લો અને તેની આસપાસના પ્રદેશ ઉપર વિસ્તરાઈ છે. તે વંશનો અંત ક્યારે આવ્યો અને તેમાં કેટલા રાજા થયા તે જો કે જણાયું નથી. પરંતુ એટલું તો આપણે જાણીએ છીએ જ કે, ગુપ્તવંશીઓ અવંતિપતિ થયા બાદ તેમણે દક્ષિણહિંદ જીતવા તરફ ધ્યાન દોર્યું હતું ને તેમાંના ચંદ્રગુપ્ત બીજાએ ઉર્ફે વિક્રમાદિત્ય બીજાએ તે જીતી લઇને પોતાના કબજામાં આણ્યો હતો. તેનો સમય આશરે ઈ. સ. ૪૦૦નો ગણાય છે. જ્યારે દક્ષિણહિંદ તેણે જીતી લીધાનું નક્કી છે ત્યારે સમજવું જ પડશે કે નાસિક જીલ્લાવાળો ભાગ તો તેણે જીતી લીધો હતો જ અને તેમ થતાં આભિરપતિઓને પણ જીતી લીધા કહેવાશે. સાર એ નીકળ્યો કે ઈ. સ. ૨૪૯થી માંડીને ઈ. સ. ૪૦૦ સુધીના આશરે ૧૧૦ વર્ષના ગાળામાં અગિયાર આભિરપતિઓ થયા હતા. આ અનુસંધાન પણ સુઘટિત દેખાય છે.

જેમ આંધ્રપતિમાંથી, રૂદ્રભૂતિ ઈ. આભિરો–તેમના આંધ્રભૃત્યા તરીકે ગણાય છે, તેમ ઈશ્વરદત્ત આદિ આભિરો ચષ્ઠણવંશના ભૃત્યો લેખાયા છે. તે વંશની ગુપ્તવંશીઓએ નાબુદી કરી નાંખી એટલે વળી તેઓ ચષ્ઠણવંશીના મટીને પાછા ગુપ્તવંશીઓના ભૃત્યો થયા. આ સ્થિતિમાં પણ તેઓ તે વંશના અંત સુધી રહ્યા છે. અને જ્યારે તેનો અંત આવ્યો ત્યારે તે વખતના તેમના આભિર સરદાર ધરસેને (જુઓ પુ. ૩, પૃ. ૩૭૭ તથા આ પુસ્તકે પૃ. ૨૬૮ થી આગળ) પાછા સ્વતંત્ર બની પોતાની રાજસત્તા સ્થાપી છે. આ પ્રમાણે આભિર સરદારોને લલાટે કેમ જાણે ભારતીય ઇતિહાસમાં ભૃત્યપણે રહેવાનું જ સરજાયલું ન હોય તેવી વસ્તુસ્થિતિ નજરે તરી આવે છે.

## પુરવણી

આંધ્રવંશીઓના ઇતિહાસમાં સૌથી વધારે મતભેદવાળી જે હકીકત મેં રજુ કરી છે તે શકસંવત

સંબંધી છે. શકસંવતને કેટલાક તરફથી શાલિવાહન શક પણ કહેવાય છે અને તેની આદિ વિ. સં. ૧૩૫ =ઈ. સ. ૭૮ માં થયેલી મનાતી આવી છે. જ્યારે મારા મત પ્રમાણે શકસંવતને શાલિવાહન રાજા સાથે કોઈ જાતનો સંબંધ જ નથી એટલે પછી તેના સમય પરત્વે તો કહેવું જ શું? શાલિવાહનનો સમય તો વિક્રમસંવતના સ્થાપક શકારિ વિક્રમાદિત્યના સમયનો જ છે અને જૈનગ્રંથથી માલુમ પડે છે કે શાલિવાહનના સંવતની આદિ મ. સં. ૪૯૬=વિ. સં. ૨૬ માં થઇ છે એટલે તે હકીકત મારા મતને ટેકારૂપ થઈ પડતી જણાય છે. આ પ્રમાણે મારૂં મંતવ્ય છે.

પરન્તુ સામાન્યપણે એમ મત બંધાઈ ગયો છે કે, શકસંવત તો ઈ. સ. ૭૮ માં સ્થાપિત થયો છે અને તેનો સ્થાપક રાજા હાલ શાલિવાહન છે. અમને તે માનવાને કોઈ જાતનો પૂરાવો મળ્યો નથી. બનવા જોગ છે કે, જેમ અનેક હકીકતો એકના નામ ઉપરથી ઉતારીને બીજાના નામે ચડાવાઈ ગઈ છે તેમ, શકસંવતના પ્રવર્તકને અંગે પણ બનવા પામ્યું હોય. તે તો જ્યારે પ્રકાશમાં આવે ત્યારે ખરૂં. પરંતુ શકસંવતનો પ્રણેતા શાલિવાહન જ હોય ને તેનો પ્રારમ્ભ ઈ. સ. ૭૮ થી જ થયેલ હોય તો પૃ. ૪૦ ઉપર આપેલ વંશાવળીમાં નીચે પ્રમાણે ફેરફાર કરી લેવો. જો કે તેમ કરતાં રાજાઓનો અનુક્રમ નંબર ફેરવાશે છતાં જે રાજાનું નામ આપીને તેનું વૃત્તાંત લખાયું છે તેના જ નામે તે સઘળું માની લેવામાં કાંઇ ફેર પડવાનો નથી. વસ્તુતઃ વૃત્તાંત લગભગ તેને તે સ્વરૂપમાં કાયમ જ રહેશે.

**પ્રથમના સોળ રાજા પૃ. ૩૭ ની વંશાવળી પ્રમાણે : ત્યારપછી**

| | | | |
|---|---|---|---|
| (૧૭) અરિષ્ટકર્ણ | ઇ. સ. પૂ. ૭૨ | ૪૭ | ૨૫ |
| (૧૮) પુલુમાવી | ,, ૪૭ | ઇ. સ. ૩ | ૫૦ |
| (૧૯) મંતલક | ઇ. સ. ૩ | ૮ | ૫ |
| (૨૦) પુરિંદ્રસેન | ૮ | ૨૯ | ૨૧ |
| (૨૧) સુંદર | ૨૯ | ૪૦ | ૧૧ |
| (૨૨) ચકોર | ૪૦ | ૪૦ | ૬ માસ |
| (૨૩) શિવસ્વાતિ | ૪૦ | ૭૮ | ૩૮ |
| (૨૪) ચત્રપણ હાલ વાસિષ્ઠિપુત્ર | ૭૮ | ૧૩૭ | ૫૯ |
| (૨૫) ગૌતમીપુત્ર યજ્ઞ શ્રી શાતકરણિ | ૧૩૭ | ૧૬૫ | ૨૮ |
| (૨૬) શાતકરણિ વાસિષ્ઠિપુત્ર | ૧૬૫ | ૧૮૨ | ૧૭ |
| (૨૭) શિવશ્રી પુલોમા | ૧૮૨ | ૧૯૯ | ૧૭ |
| (૨૮) ગૌતમીપુત્ર શાતકરણિ | ૧૯૯ | ૨૨૯ | ૩૦ |
| (૨૯-૩૦-૩૧) ત્રણ રાજાઓ | ૨૨૯ | ૨૬૧ | ૩૩ |

[ નોટસ-નં. ૨૫ ની આદીની તથા વંશના અંતની સાલ લગભગ નક્કી સમજવી. બીજી સાલો કાલ્પનિક ઠરાવાયલી સમજવી.

નં. ૨૬મા રાજાનો સમય ઈ. સ. ૧૨૨-૧૫૩ (પૃ. ૪૩) લખ્યો છે. પરંતુ તેના નામનો શિલાલેખ મળ્યો છે ને તેમાં આલેખાયેલી હકીકતને આધારે તેના રાજ્યના સાતમા વર્ષથી તેને અવંતિપતિ ચષ્ઠણનો માંડલિક ગણાવવો પડયો છે એટલે તે બનાવના સમયની ગણત્રી લઇને નં, ૨૬નો સમય ફેરવવો પડે છે જે ઈ. સ. ૧૩૭ની ૧૬૫ ઠરાવું છું.

આંધ્રભૃત્યા વિશેની કેટલીક માન્યતા (જો કે સંદિગ્ધ શબ્દોમાં જાહેર થઈ છે છતાં)ની નોંધ ચૌદમા પરિચ્છેદના અંતે મેં લીધી છે, તે માન્યતા પૂર્વેના પરિચ્છેદોમાં આપેલ વર્ણન કરતાં જોકે જુદી પડે છે પરંતુ એમ સમજવું રહે છે કે શતવહનવંશની આદિમાં જેમ સાત આંધ્રભૃત્યા થયા હતા તેમ અંતમાં પણ સાત થયા હતા. તેની ગણનામાં સમાતી વ્યક્તિઓ જુદી, પરંતુ તેમની વ્યાખ્યા તો જે પ્રમાણે સમજાવી છે તે પ્રમાણે જ. તેમાં ફેર નથી.

નં. ૨૩થી છેલ્લે સુધી આ વંશના રાજાઓએ વૈદિકમત ગ્રહણ કર્યો હતો એવું વિધાન કરાયું છે તે પણ ફેરવવું પડશે. તેમજ રાજા ચષ્ઠણને અવંતિપતિ થયાનું ઈ. સ. ૧૪૩માં નોંધાયું છે, પરંતુ જૈન-સાહિત્યમાં રાજા નાહડ પરમારે જજ્જિગસૂરિ હાથે અંજનશલાકા કરાવ્યાનું જે નીકળે છે અને જેની સાલ મ. સં. ૬૭૦=ઈ. સ. ૧૪૩ થઇ શકે છે તે વાસ્તવિક જ હોય તો, ચષ્ઠણ માટેની તારીખ ઈ. સ. ૧૪૪ કે ૪૫ લઈ જવી પડશે.

આટલા ઉલ્લેખ સિવાય બીજી કોઈ નોંધ લેવી રહેતી નથી ].




જ્યાં જૈનોના વાસુપુજ્ય તીર્થંકર મોક્ષ અને શ્રીમહાવીર કૈવલ્યજ્ઞાન પામ્યા હતા

આકૃતિ નં. ૪ ] **નકશો નં. ૧** [ પરિચય પૃષ્ઠ ૩૧૩-૧૫




જ્યાં શ્રીમહાવીરને કૈવલ્યજ્ઞાન થયું હતું

આકૃતિ નં. ૫ ] **નકશો નં. ૨** [ પરિચય પૃષ્ઠ ૩૧૪ (જમણી કૉલમ)



**અમરાવતી સ્તૂપના ખોદાણમાંથી**
**મળી આવેલી મૂર્તિ**

આકૃતિ નં. ૬ | [ પરિચય પૃષ્ઠ ૩૦૮ના જમણા અને ૩૦૯ના ડાબા કૉલમ



**અમરાવતી સ્તૂપના ખોદાણમાંથી**
**મળી આવેલી મૂર્તિ**

આકૃતિ નં. ૭ | [ પરિચય પૃષ્ઠ ૩૦૮ ૯



**અમરાવતી સ્તૂપનો એક વિભાગ–ચરણપૂજા**

આકૃતિ નં. ૮ | [ પરિચય પૃષ્ઠ ૩૧૦



**અમરાવતી સ્તૂપનો એક વિભાગ–ચરણપૂજા**

આકૃતિ નં. ૯ | [ પરિચય પૃષ્ઠ ૩૧૦



**રાજા ખારવેલે બંધાવેલ "મહાવિજય" પ્રાસાદ—અમરાવતી સ્તૂપ**

આકૃતિ નં. ૧૦ ] [ પરિચય પૃષ્ઠ ૩૦૬ થી આગળ



**જગન્નાથપુરિના મંદિરમાં સ્થાપિત—ત્રિમૂર્તિ**

આકૃતિ નં. ૧૧ ] [ પરિચય પૃષ્ઠ ૩૦૭



**અમરાવતી સ્તૂપના એક વિભાગ--ત્રિરત્ન**

આકૃતિ નં. ૧૨ ] [ પરિચય પૃષ્ઠ ૩૦૭





**મૌર્યવંશીય સમ્રાટ અશોકવર્ધન** **મૌર્યવંશીય સમ્રાટ પ્રિયદર્શિન**

પરિચય માટે પુ. ૨માં આકૃતિ નં. ૨૦ તથા ૨૭નું વર્ણન જુઓ

આકૃતિ નં. ૧૩ આકૃતિ નં. ૧૪



**મથુરાનો એક આયાગપટ**

આકૃતિ નં. ૧૫] [પરિચય માટે પુ. ૧, આકૃતિ નં. ૩૪ જુઓ



**સાંચી સ્તૂપનું ચારમાંનું એક પ્રવેશદ્વાર**

આકૃતિ નં. ૧૬ ] [ પરિચય માટે જુઓ મુખપૃષ્ઠે



**ભારહુત સ્તૂપનું ચારમાંનું એક પ્રવેશદ્વાર—તોરણ**

આકૃતિ નં. ૧૭ ] [ પરિચય પૃષ્ઠ ૩૧૩ ૩૧૫



**મથુરા સ્તૂપનું એક તોરણ**

આકૃતિ ન. ૧૮ ] [ પરિચય માટે પુ. ૧, આકૃતિ નં. ૩૧, ૩૨, ૩૩ જુઓ

આ ત્રણે ચિત્રોના વિશેષ પરિચય માટે પુ. ૧. આકૃતિ નં. ૩૧. ૩૨ અને ૩૩ નું વર્ણન જુઓ



**મથુરા સિંહસ્તંભ**

આકૃતિ નં. ૧૯ ]　　　　[ પરિચય માટે આકૃતિ ૨૦, ૨૧ સરખાવો



**સાંચી સિંહસ્થંભ**

આકૃતિ ન. ૨૧
પરિચય માટે પૃ. ૧, આકૃતિ
૧૭, ૨૬ જુઓ



**સારનાથ સિંહસ્તંભ**

આકૃતિ ન. ૨૦ ]
[ પરિચય માટે પૃ. ૧. આકૃતિ ૧૭, ૨૬ જુઓ




આકૃતિ ન. ૨૨ ]　　**નકશો ન. ૪**　　[ વર્ણન પૃ. ૧૪૯




આકૃતિ નં. ૨૫ ]　　　　**નકશો નં. ૭**　　　　[ વર્ણન પૃષ્ઠ ૨૩૪




**નકશો નં. ૮**

આકૃતિ નં. ૨૬ ]　　　　[ વર્ણન ૧૩-૧૪મા પરિચ્છેદે

# પ્રાચીન ભારતવર્ષ

## ને અંગે

## ઉઠેલ ચર્ચાના અને પ્રશ્નોના ખુલાસાઓ

---

### ૧

સંશોધનનું કાર્ય જ એવું છે કે, ભલભલા નામાંકિત વિદ્વાનોએ બહાર પાડેલ નિર્ણયો પણ, અન્ય સામગ્રી ઉપલબ્ધ થતાં ફેરવાઈ જાય છે. પરંતુ તેથી પ્રથમના નિર્ણયના સર્જનહારને, પોતે વિદ્યાપ્રેમને અંગે જ શ્રમ ઊઠાવ્યો હોવાને લીધે, કાંઈ ગ્લાનિ થતી નથી. ઉલટ પોતાને વિશેષ જ્ઞાન મળવાર્થે આનંદિત બને છે અને જે સામગ્રીએ મૂળ નિર્ણયનું સ્વરૂપ પલટાવવામાં ભાગ ભજવ્યો હોય છે, તેને જીજ્ઞાસુવૃત્તિથી તપાસવા મંડી પડે છે. ઇતિહાસના સંશોધનના કાર્યમાં પાંચ વસ્તુ ન્યુનાધિકપણે ઉપયોગી થતી મનાઈ છે. (૧) દંતકથાઓ (૨) શિલાલેખો (૩) સિક્કાઓ (૪) અન્ય પ્રાદેશિક ઇતિહાસની, વ્યાકરણની, કે અન્ય પ્રકારની સરખામણી કરી શકાય તેવી ઘટનાઓ અને (૫) સમયદર્શક આંકડાઓ, સમયાવળી. જે કોઈ નિર્ણયને ઉપરની પાંચે વસ્તુઓનો ટેકો મળી જતો હોય તે સર્વથા અફર જ રહે, પરંતુ ઓછી વધતી વસ્તુઓથી જ જો સમર્થન મળતું હોય તો પ્રથમ દૃષ્ટિએ કહી શકાય કે, જેટલું વધારે સમર્થન તેટલું વધારે સારૂં. છતાં દરેક પ્રકારની વસ્તુનું મૂલ્ય એક સરખું ન હોવાથી, વધારે સજ્જડ ગણાતી એક વસ્તુનો જ ટેકો હોય તો પણ તે વિશેષ વજનદાર થઈ પડવા સંભવ રહે છે. જેમકે સમયદર્શક આંકડાઓથી જે નિર્ણય ઉપર અવાય તેને, બાકીના ચારે પ્રકારની સામગ્રીનો ટેકો હોય યા નહીં, તો પણ હરકત નથી આવતી; કેમકે આંકડાની ગણના ગણિત-શાસ્ત્ર ઉપર છે, ને તેમાં કોઇનાથી પણ મીન કે મેષ કરી શકાતું જ નથી. પાંચને પાંચ હમેશાં દશ જ કહેવાય. કદાપિ તેને નવ પણ ન કહેવાય, તેમ અગિયારે નહીં કહેવાય તેમ અન્યથા પણ નહીં કહેવાય. જ્યારે દંતકથા હશે તે ખોટી ઠરાવી શકાશે, શિલાલેખનો અને સિક્કાલેખનો લિપિજ્ઞાની મદદથી અન્ય ઉકેલ કરાવી શકાશે. તેમ અન્ય પ્રાદેશિક ઘટનાઓમાં એક નામધારી વિશેષ વ્યક્તિઓનું અસ્તિત્વ સૂચવી કે તેવા જ પ્રકારનું અન્ય આરોપણ કરી, મૂળ હકીકતને આગળપાછળ લઈ જઈ શકાશે. કેવળ આંકડાની ગણત્રીએ બાંધેલ નિર્ણય જ એક એવી વસ્તુ છે કે તેને કોઇ રીતે હચમચાવી શકાતી નથી. આ બાબતમાં પેલા સમર્થ મરહુમ ઇતિહાસકાર મિ. વિન્સેન્ટ સ્મિથ એટલે સુધી આગળ વધીને કહે છે કે "A body of history must be supported upon a skeleton of chronology and without chronology history is impossible=ઇતિહાસના સ્થૂલદેહને–ઈમારતને–હમેશાં સાલવારીના (ખોખાંનો) આધાર હોવો જ જોઇએ. તેવી સાલવારી વિના ઇતિહાસ ઉભો કરવો તદ્દન અશક્ય છે." આ પ્રમાણે ઇતિહાસસંશોધનમાં કાર્ય કરી રહેલી વસ્તુઓનું પારસ્પારિક તુલનાએ મૂલ્યાંકન સમજાયલું ગણાય છે.

આ પુસ્તક આલેખનનું કાર્ય હાથ ધર્યું ત્યારથી સમયદર્શક આંકડા ઉપર મેં બહુ જ મોટો મદાર બાંધીને કામ લીધું છે, અને બાકીના ચાર પ્રકારના પૂરાવા ઉપર જોકે આધાર તો રાખ્યો છે જ પરંતુ આંકડા કરતાં ઓછો જ. જેથી કરીને જે જે નિર્ણયો ઉપર હું આવી શકયો છું તેના ઉપર ચોકસાઇની અને મક્કમપણાની છાપ વિશેષપણે દર્શાવી રહ્યો છું. તેમ બીજા પ્રકારના અન્ય પૂરાવાની વિશેષ જરૂર ન

ગણતાં, અથવા તો અતિશયોકતીના ભયને લીધે આગળ ધપવાનું જ યોગ્ય માની લીધું છે. આ પ્રકારની કાર્ય પદ્ધતિને ગમે તે નામથી ઓળખવામાં આવે, પરંતુ તેમ કરવા જતાં જે ભીતિ અંતરમાં સચેત થઈ હતી તેના રદિયા પણ પ્રથમ પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવી દીધા છે. હવે તો પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે. અભ્યાસકોની દૃષ્ટિ તે પ્રત્યે આકર્ષાઈ છે. અખબારોમાં અવલોકનો પણ આવ્યાં છે. તેની સંખ્યા ૬૦ ઉપરાંતની લગભગ થવા જાય છે. ઉપરાંત કેટલાક સાથે રૂબરૂમાં ચર્ચા પણ કરી છે, જેમ કેટલાંક ચર્ચાપત્રો આવ્યાં છે, તેમ પ્રશ્નો પણ પૂછાયા છે. જે ભીતિ રાખી હતી તે એક યા બીજા સ્વરૂપમાં કે વધતે ઓછે અંશે વાસ્તવિક પણ ઠરી છે.

હવે લેખનકાર્ય પૂરું થયું છે એટલે ટીકાકારોને, પ્રશ્નકારને ઈ. જે કોઈ તેમાં રસ લઇ રહ્યું હોય તેમને સંતોષવાનો મારો ધર્મ માનું છું. સંતોષ પમાડવાની પદ્ધતિ બાબત, પૃથક્કરણ બે રીતે કરી શકાશેઃ (૧) કર્તાને આશ્રયીને (૨) અને વિષયને આશ્રયીને. કર્તામાં પાછા બે વિભાગ (અ) તે વિષયમાં નિષ્ણાત ગણાય તે (બ) અને અનિષ્ણાત એટલે પત્રકાર આદિ. નિષ્ણાતોના અભિપ્રાયો જરૂર વજનદાર ગણાય જ, પરંતુ તેઓનાં મંતવ્યો અમુક પ્રકારે બંધાઈ ગયેલ હોવાથી કોઈ વખતે એકપક્ષી થઈ જવા સંભવ છે. જ્યારે પત્રકારો સામાન્ય રીતે તટસ્થ દૃષ્ટિવાળા હોવાથી તેમના અભિપ્રાય વધારે નિષ્પક્ષી લેખવા રહે છે. પત્રકારોમાં લગભગ સર્વે એકમતી થયા છે. જ્યારે નિષ્ણાત એવા વિદ્વાનોમાંથી–લગભગ અડધો ડઝન છે તેમાથી–એકે, તો પુસ્તકો જોયાં જ નથી, પછી વાંચવાનું તો રહ્યું જ કયાં, છતાં કહી દીધું છે કે પુસ્તક સારૂં નથી. તેવા જ બીજા નિષ્ણાતે દૃષ્ટાંત કે દલીલ આપ્યા સિવાય જ પ્રકાશનને જાહેર રીતે ઉતારી પાડયું છે. જ્યારે એક નિષ્ણાત ગણાતી સંસ્થાએ પુસ્તકને દૃષ્ટિમાં લીધા સિવાય જ, કેવળ પક્ષપાતી વ્યક્તિના કહેવા ઉપરથી સ્વતંત્ર અવલોકનના નામથી પ્રસિદ્ધ કરી દીધું છે. આ ત્રણેમાં ખૂબી એ થઈ છે કે તે ત્રણેનો દરજ્જો આવા વિષયમાં સર્વોપરી જેવો ગણવામાં આવે છે. આટલું કર્તાને આશ્રયીને થયું. હવે વિષય પરત્વે જણાવતાં, તેના પણ બે ભાગ પડાશે. એક દાખલાદલીલ સાથેનો અને બીજો મોઘમ રીતે દર્શાવાયેલનો. દાખલાદલીલવાળાના ખુલાસા આગળ જતાં ચોથા (૪) વિભાગે, અને મોઘમવાળાના આ નીચેના પ્રથમ (૧) વિભાગે જ આપ્યા છે. ધારૂં છું કે તે પ્રકારના મારા વક્તવ્યથી સર્વેને સંતોષ મળશે.

મોઘમ ટીકાઓ આ પ્રમાણે થઈ છેઃ—

(૧) પુસ્તક critically=સવળી અવળી દલીલો સહિત, તૈયાર થયું નથી. એક ગણત્રીએ આ કથન વાજબી છે, બીજી ગણત્રીએ ગેરવાજબી છે. વાજબી એટલા માટે કે પ્રથમ તો આખું પુસ્તક કેવળ ઉચ્ચ શિક્ષિતો માટે જ ન લખતાં, સામાન્ય જનતા પણ રસપૂર્વક વાંચે, તેવા બન્ને ઉદ્દેશ ધ્યાનમાં રાખ્યા છે; જેથી કરીને વિદ્વાનો, સંશોધનકાર્યમાં મંડયા રહેનાર તથા ઉચ્ચ પરીક્ષાના અભ્યાસીઓ માટે, ખાસ ફૂટનોટવાળો ભાગ અને સામાન્ય વાચક માટે મુખ્ય લખાણવાળો ભાગ રાખ્યો છે. તેમજ વાચન શુષ્ક થઈ ન પડે તે સારૂ, અવારનવાર ઇતિહાસને મદદરૂપ થઇ પડે તેવા નાના ફકરાઓ, સંવાદો કે કે દંતકથાઓના ઉપયોગી ભાગો દાખલ કર્યા છે. વળી જેને ક્રીટીકલી તૈયાર કરાયલાં પુસ્તકો કહેવાય છે તેમાં જે પદ્ધતિએ કામ લેવાયું હોય છે, તે અનિશ્ચિત પરિણામદાયી લાગવાથી (જુઓ ફકરા નં. ૨, ૧૦, ઈ.) મેં જુદી જ રીત ગ્રહણ કરેલી છે. આ બે દૃષ્ટિએ નિહાળનારને ક્રીટીકલી લખાયું નથી એમ દેખાય તે સ્વાભાવિક છે.

જ્યારે બીજી રીતે ક્રીટીકલ કહી શકાય તેમ છે. કેમકે, અત્યાર સુધી વિદ્વાનોએ સવળી અવળી દલીલો તથા પૂરાવા તોળી તોળીને જે નિર્ણયો બાંધ્યા છે તેને મેં સ્વીકારી લઈ તેમનાથી જ્યાં જ્યાં મતભિન્નતા મને દેખાઈ, ત્યાં ત્યાં જ કેવળ તેના એક બે મુખ્ય પૂરાવા (વિશેષ ન આપવા માટે નીચેની દલીલ નં. ૨ જુઓ) ઈ. આપીને તે સાબિત કરી અપાઈ છે. વળી પ્રત્યેક પૃષ્ઠે નવી નવી માહિતી જ ભરેલ હોવાથી, જેમ ખાસ નિબંધ લખનાર પોતાના વિષયને અનેક પુષ્ટિ આપતી

હકીકત તથા પૂરાવાથી ભરપૂર બનાવે છે, તેમ આ પુસ્તકને જો તૈયાર કરવામાં આવે તો, તેના કદની કોઈ સીમા જ ન રહે. આ બે મુદ્દા ધ્યાનમાં રખાશે તો આખુંયે પુસ્તક, વિરૂદ્ધ અને તરફેણના પૂરાવા તપાસીને, તેમજ સમર્થન કરતા મુખ્ય પૂરાવાઓ આપીને, ટૂંકીટચલી તૈયાર કર્યું છે એમ પણ લાગ્યા વિના રહેશે જ નહીં.

(૨) પૂરાવાઓ ખાત્રી કરાવી આપે તેવા (convincing)નથી. આવો મત ઉચ્ચારનારની ગણત્રી જો એમ હોય કે, પૂરાવાની સંખ્યા જેમ વિશેષ તેમ નિર્ણય પણ વિશેષ મજબૂત;તો કહેવું પડશે કે તેઓ કેવળ ભીંત જ ભૂલતા દેખાય છે. કેમકે દંતકથા, શિલાલેખ, સિક્કાની હકીકત તથા અન્ય ઐતિહાસિક સમય પરત્વેના અનેક પ્રાદેશિક બનાવો, ગમે તેટલા બંધબેસતા દેખાડી શકાતા હોય, છતાં જો તે સાલવારીના આંકને (chronology) સંતોષી ન શકતા હોય, તો તેવા હજારો પૂરાવા કરતાં સમયદર્શક સાબિતીઓ કેવળ બે ચારજ હોય તોપણ, તેની નિશ્ચિતતા વધારે સચોટ કહી શકાશે. જેમકે ઈ. સ. પૂ. ૩૨૭માં જ્યારે અલેકઝાંડર ધી ગ્રેઈટ હિંદમાં આવ્યો, ત્યારે મગધપતિ તરીકે જે રાજા બિરાજતો હોય તે જ તેનો સમકાલીન હોવાનું ગણી શકાય. પછી તે ચંદ્રગુપ્ત હોય, બિંદુસાર હોય કે અશોકવર્ધન હોય; અને તેનું જ નામ સેંડ્રેકોટસ ગણી શકાશે. પરંતુ ઉચ્ચારની સામ્યતા માની લઇ, તેને ચંદ્રગુપ્ત ઠરાવવો અને તેનો મેળ ઉતારવા દંતકથાનો આશ્રય લેવો અને આમ હશે ને તેમ હશે, કે આમ હોવું જોઈએ ને તેમ હોવું જોઈએ, તેવી આડી અવળી દલીલો કરવી તે બહુ વજનદાર નહીં લેખાય. એક બાજુ દંતકથાની કિંમત-ઉપરમાં ઇતિહાસ રચવાની જે પાંચ સામગ્રીઓનું પારસ્પારિક મુલ્યાંકન દોરી બતાવ્યું છે તેમાં-સૌથી ઉતરતી અને સમયાવળીની સૌથી શ્રેષ્ઠ ગણાવી છે, જ્યારે પાછી તેજ દંતકથાના આધારે મોટો મદાર બાંધીને વાદ કર્યા કરવો તેનો અર્થ શું ? ટૂંકમાં કહેવાનું કે પૂરાવાની સંખ્યા (quantity of evidence) કરતાં તેના પ્રકાર-જાત (quality of evidence) ઉપર વિશેષ મહત્ત્વ આપવું રહે છે. અને તે નિયમ સ્વીકારી લઈ ને મેં કામ લીધું છે. એટલે જ જ્યાં સમયદર્શક એક અથવા બે જેટલી પણ સાબિતી મળી રહી ત્યાં કામ પૂરૂં થવાનો સંતોષ પકડી આગળ વધવાનું દુરસ્ત ધાર્યું છે અને જ્યાં તેવી સ્થિતિ નથી પ્રાપ્ત થઈ ત્યાં અનેક પત્રકારોએ જણાવ્યા પ્રમાણે 'ample quotations & discussions=પુષ્કળ ઉતારા અને ચર્ચાઓ' કરીને, વિષયને બને તેટલો ન્યાય આપવા પ્રયાસ સેવ્યો છે.

ઉપરાંત જેમનાં જેમનાં નામ (લગભગ અઢી ડઝન તો હશે જ) સૂચવાયાં, તેમને ખાત્રી (convince) કરાવવાના ઇરાદાથી રૂબરૂ મળવાની તક પણ જવા દીધી નથી. આમાંથી એકાદ અપવાદ સિવાયના સઘળાઓએ કોઇને કોઇ બહાનાં તળે ચર્ચા કરવાની વાત જ ઉડાવી દીધી હતી. જેમણે ઇચ્છા બતાવી તેમને, મારી દલીલોથી માહિતગાર થવા માટે પુસ્તકની સગવડ કરી આપી હતી તથા અમુક પ્રશ્ન ઉપર વિવાદ કરવાની ઇચ્છા જણાવતાં, મારાં પુસ્તકમાંનાં તેને લગતાં પૃષ્ઠો બતાવી, તે માટેની મુલાકાતનો સમય ગોઠવી લીધો હતો. આવી ત્રણ ત્રણ મુલાકાતો સુધી તો પુસ્તકો વાંચ્યા વિના જ પડયાં રહ્યાં. છેવટે ઉપલક દૃષ્ટિથી પ્રશ્ન ચર્ચ્યો. આ વિવેચન કરી કોઇને દોષ દેવાનો મારો ઇરાદો નથીજ. પરંતુ તે ઉપરથી મનુષ્ય સ્વભાવનું દર્શન કરી શકાય છે. અને કામ કરનારને કેવા કપરા સંયોગોમાંથી પસાર થવું પડે છે તેનો ખ્યાલ પણ વાચકવર્ગને આવશે. વળી એક બીજી જાતનો વર્ગ પણ છે. તે માટે આગળ જણાવેલી બધી દલીલો વાંચો, તેમાં પણ ખાસકરીને નં. ૧૨ની.

૩. કેટલાકે સ્વધર્માભિમાની (fanatic), ધર્માંધ (bigot), હઠીલો-સ્વમતાગ્રહી (dogmatic), તુરંગી-તોરી (fantastic) અને પક્ષપાતી-એકતરફી (partial) તથા તેને મળતાં અન્ય વિશેષણોથી મને નવાજવા મહેરબાની કરી છે. જેની પાસેના ખજાનામાં જેનો વધારો હોય તેનું દાન તે આપી શકે છે, તેમાં મારે-તેમજ કોઇએ-વાંધો લેવાનો હોય જ નહીં. પરંતુ જણાવવાનું કે, કોઇ પણ ઇતિહાસકારે,

પુ. ૨ ની આદિમાં-મંગળાચરણમાં-જે સૂત્ર મે ટાંકી બતાવ્યું છે, તદનુસાર તટસ્થ વૃત્તિએજ કામ લેવું જોઇએ એમ હું તો માનનારો છું. અને તે સૂત્ર હમેશાં દૃષ્ટિ-સમીપ રાખીને જ, મારા કાર્યમાં પ્રવૃત્ત રહ્યો છું. પરંતુ હું જૈનધર્માનુયાયી હોવાથી-તેમજ જે સમયનો ઇતિહાસ આ ગ્રંથમાં વર્ણવાયો છે તે આખોય સમય, સારાયે ભારતવર્ષમાં, જૈનધર્મ પ્રધાનપદે હોઇને-બલ્કે તે રાજધર્મ થઇ પડેલ હોવાથી, તેવી સ્થિતિ મારે ચીતરવી પડી છે, તેમાં મારો દોષ કેટલો? અથવા આવા આક્ષેપો મૂકનારને પૂછવાની રજા લઉં છું કે, જે સ્થિતિ કોઈ લેખકને દીવા જેવી સ્પષ્ટ લાગે, તે શું તેણે ગોપવી રાખીને વાચકના મનરંજનાર્થે અન્યથા લખ્યે જવું? અથવા મારી જગ્યાએ કોઇ અન્યધર્મી-પારસી, ખ્રિસ્તી કે મુસ્લીમબંધુ-હોત તો તેમને તેઓ શું કહેત? અથવા મેં ધર્માવેશમાં આવી જઈ, શું કોઈ અન્ય પંથને અપમાનજનક કે હિણપત લગાડતા શબ્દો વાપર્યા છે કે "he is not offensive in his language ભાષા વાપરવામાં લેખક ક્રોધી-ગુનાહિત નથી, ભાષામાં બહુ સંયમ જાળવ્યો છે," એમ જે મદ્રાસના ધી હિંદુ પત્રે ( The Hindu ) સ્પષ્ટપણે જણાવ્યું છે તે શું ખોટું છે? છતાં એક વાત તો સ્પષ્ટ છે કે, નિર્ણયો ઉપર આવવાને મેં પૂરાવા અને દલીલો તો આપ્યાં જ છે, તો કોઇ જાતનો આક્ષેપ મૂકવા કરતાં, કાં તેને તેઓ તપાસતા નથી કે, સામી દલીલો આપી ખંડન કરતા નથી! તે માર્ગ તો સર્વ માટે ખુલ્લો છે જ!

૪. જૈનધર્મનો અનુયાયી હોવાથી, તેના પ્રચારકાર્ય માટે જ આ પુસ્તકનું પ્રકાશન મેં કર્યું છે...આ દલીલનો કાંઇ ઉત્તર આપવા કરતાં, ઉપરની દલીલ નં. ૩, તેમજ પુ ૨ ના મુખપૃષ્ટે લખેલ સૂત્રપાઠ જ ફરીફરી વાંચી જવા તેમને મારી નમ્રવિનંતિ છે.

[ટીપ્પણ:—હું પોતે જૈન મતાનુયાયી છું જ, અને તેઓ મને તેમ હોવાનું માને છે તે જાણી મગરૂર પણ થાઉં છું. જોકે તેમની માન્યતા જુદા ધોરણે રચાયલી છે. છતાં જૈન અને ધર્મ-આ બન્ને શબ્દનો અર્થ હું કેવા સ્વરૂપમાં કરી રહ્યો છું તેનો આછો ખ્યાલ આપતું કાંઈક વર્ણન, પ્રસંગોપાત મારાં પુસ્તકની પ્રસ્તાવનામાં કરેલ તો છે જ: પરંતુ તેનો સંપૂર્ણ ખ્યાલ આ પાંચમાં વિભાગે પૃ ૧૯૬-૯૯ ઉપર 'ધર્મનું મહત્ત્વ અને ગ્રંથાલેખન' શિર્ષક પારિગ્રાફમાં વર્ણન આપેલ છે (જે અત્રે મેં ઉતાર્યું છે) તે ઉપરથી આવી જશે.

અમારે બે મુદ્દા પર વાંચક મહાશયનું ધ્યાન દોરવું રહે છે. એક ધર્મ શબ્દના મહત્વને અંગે અને, બીજાું જૈન શબ્દના અર્થને માટે. (૧) પ્રથમ ધર્મ શબ્દ લઇએ—તે શબ્દના ગૂઢાર્થ અને રહસ્ય વિશે કાંઈ પણ અત્ર ઉચ્ચારવું એ આપણા ક્ષેત્રની બહાર ગણાય. અત્ર તો આપણે ચેતવણીરૂપે એટલું જ કહેવાનું કે, વર્તમાનકાળે જેમ ધર્મને, પ્રજાના એક ભાગને બીજા સાથે અથડાવી મારવાના કાર્યમાં, હથિયારરૂપે ઉપયોગમાં લેવાય છે, તેવા ભાવમાં તે સમયે તેનો ઉપયોગ જ થતો નહોતો. એટલે કે કોમીભેદભાવ, કે ઉશ્કેરણીના રૂપમાં તેને કદાપી લેખાતો નહોતો. અત્યારે સર્વ કાર્યનું મૂલ્યાંકન, આર્થિક ગણત્રીએ અંકાતું હોવાથી, દરેકે દરેક વસ્તુની કિંમત, રૂપિયા, આના, પાઈના હિસાબે જ મૂકાય છે; અને જેમ એક વસ્તુની કિંમત વિશેષ રૂપિયામાં અંકાય તેમ તેની ઉપયોગિતાનું ધોરણ વિશેષપણે લેખાતું રહે છે. આ બધી આધિભૌતિક દશા સૂચવે છે. તે આલોક જીવનની ઐહીક મનોવૃત્તિની પરાકાષ્ટા સૂચવે છે. જ્યારે પ્રાચીન સમયે ધર્મને આલોકજીવન સાથે અતરંગ સંબંધ નહોતો લેખાતો. તેને તો વિશેષપણે પરલોકજીવન સાથે તેના ઉત્કર્ષ-અપકર્ષના કારણભૂત લેખી અનુસરવાનું લેખાતું; કે જેથી માણસનું આ સંસારનું આખું જીવન, જેમ બને તેમ આત્મકલ્યાણના માર્ગરૂપે વહે, તથા જેને સંયોગોએ યારી આપી હોય તેઓ સાથે સાથે પરમાર્થ પણ કર્યે જાય. પરંતુ સર્વનું લક્ષ્યબિંદુ, સ્વ તેમજ પરના આત્માને ઉચ્ચગામી બનાવવા પ્રત્યે ઉચ્ચગામી બની રહેતું. તેમને મન આર્થિક લાભ, કે પરસ્પરના આચારોત્પન ભેદમાંથી નીપજતા ઝગડાઓ, તો મનુષ્યજીવન બરબાદ કરવા માટે કે એ બન્ને ગુમાવવારૂપ ગણાતું. એટલે જ દ્રવ્યસંચય કરવા માટે વર્તમાનકાળે મનુષ્ય દરેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિ વાપરતો દેખાય છે, તેવા પ્રકારના ઉદ્યમ

સેવવામાં તે કાળે તેઓ દૂરને દૂર ભાગતા રહેતા. તેઓને મન ધર્મ એ તો એક અમુલ્ય, વિરલ, અને દુર્લભ વસ્તુ જ લેખાતી હોઈ તેના રક્ષણને માટે જીંદગીનું બલિદાન પણ તેઓ તુચ્છ લેખતા.

(૨) ધર્મ શબ્દનું મહત્ત્વ સમજાવ્યા બાદ હવે જૈન શબ્દનો અર્થ કંઈક અંશે સમજાવીશું. જૈન શબ્દ, જી=જીતવું ઉપરથી યોજાયો છે. જેણે જીત મેળવી છે તેને જૈન કહેવાય, આ પ્રમાણે તેનો વ્યુત્પત્તિ અર્થ થાય છે. આટલે દરજ્જે સર્વસંમત હકીકત છે. પણ જીત શેની ? શા માટે ? કોની ઉપર? તેને યથાર્થ ન સમજવાથી ગેરસમજુતી ઉભી થાય છે. આ બાબતનો ખુલાસો કિંચીદઅંશે આપવા પ્રયત્ન કરીએ. કોની ઉપર ? દુસ્મન ઉપર. શા માટે ? આત્મકલ્યાણ માટે; આત્માના ઉત્કર્ષ માટે; શેની જીત ? હથિયારવડે મેળવેલી નહીં પરંતુ ખરા અંતઃકરણની, અને મનના સંયમવડે મેળવેલી જીત. કેમકે હથિયારવડે મેળવેલી જીત મેળવવામાં તો હીંસા પ્રધાનપણે રહેલી છે. જ્યારે મન ઉપર સંયમ રાખીને જીત મેળવવામાં કાષાયોનો નીગ્રહ કેળવાય છે. તેમજ દુશ્મન એટલે કાંઈ દેખીતા દુશ્મનો નહીં કે જેઓ લાકડી, લાઠી, તલવાર, બંદુક લઈને સામે ધસી આવી આપણે દેખીએ તેમ આપણી સામે ધા કરી શકે છે; પરંતુ આત્માના દુશ્મનો, કે જેમની સંગતથી આત્મા, પોતાની ઉચ્ચગતી સાધી શકતો નથી. અર્થાત્ જે દુશ્મનો તેને બાધક થઈ અટકાવ નાખ્યા કરે છે. જેવાં કે ઈર્ષા, ઝેર, વેર, માન, માયા, લોભ, મત્સર ઇત્યાદી કષાયો; કે જે, વ્યવહાર વ્યભિચાર, ચોરીચપાટી, દગોફીસાદ ઇત્યાદીરૂપે પ્રગટપણે દેખાઈ રહ્યા છે. આ બધા અંતરના દુશ્મનો કહેવાય છે. બહારના દુશ્મનોને હણવામાં, તે ઉપર જીત મેળવવામાં તો હિસાનો આશ્રય લેવો પડે છે, જ્યારે અંતરના દુશ્મનોને ખોખરા કરી જીત મેળવવામાં કે સંપૂર્ણપણે હણવામાં આત્મસંયમ કેળવવો રહે છે, અને તેમાં જરાયે હિસાને સ્થાન રહેતું નથી. મતલબ કે બહારના દુશ્મનોને હણવાનું કાર્ય હિંસામય છે જ્યારે અંતરના શત્રુને હણવાનું કાર્ય તદ્દન અહિંસામય છે.

આ સ્વરૂપમાં જો જીત અને જૈનનો ખરો અર્થ સમજવામાં આવે તો જે અનર્થ કે ગેરસમજુતી ઉભી થવા પામે છે તે આપોઆપ નિર્મુળ થઈ જશે. ઉપર પ્રમાણે અર્થ સ્વીકારતાં, તે પણ સ્પષ્ટપણે અને સ્વયંસિદ્ધ થઈ જાય છે, કે દરેકે દરેક માણસે જૈન થવાને પ્રયત્નશીલ બનવું જોઇએ. જે જેટલે દરજ્જે પોતાના અંતરના દુશ્મનોને હણી શકે તેટલે દરજ્જે તે જૈન થયો કહેવાય. જૈનને કોઈ જ્ઞાતિ, વર્ણ કે આજીવિકાનું સાધન મેળવવાના સાધન જેવા, કૃત્રિમ ભેદનું બંધન પરવડી શકે જ નહી. ઉપરની વ્યાખ્યાથી તો જ્ઞાતિ પરત્વે, વાણિયા, બ્રાહ્મણ, નાગર, ખ્રિસ્તી ઇત્યાદિને; કે વર્ણ પરત્વે ક્ષત્રિય, શુદ્ર, વૈશ્ય, ઇત્યાદિને; કે આજીવિકા પ્રાપ્તિના ભેદ જેવા કે મોચી, કુંભાર, તેલી, ભંગી, કે ખાટકી ઈ. ઈ. ભેદોને; જૈન બનવાને કોઈ પ્રકારની અટકાયત જ મૂકાતી નથી. તેમ વર્તમાનકાલે ઉપસ્થિત થઈ ગએલ ધર્મભેદો માટે પણ જૈન શબ્દને ખરી રીતે લાગતું વળગતું નથી. તેમાં તો વૈદીક ધર્માનુયાયી પણ આવી શકે છે. એક મુસલમાન બધુ પણ આવી શકે છે. તેમજ પારસી ભાઇઓનો, ખ્રિસ્તી બંધુનો, સમાજીસ્ટોનો, શીખનો, કબીરપંથનો, રામાનુજમનો, લિંગાયતનો ઈ. ઈ. સર્વ કોઇનો પણ સમાવેશ થઈ શકે છે. મતલબ કે જૈન શબ્દને દુનિયાદારીના વ્યવહારના અંગે તથા સમાજવ્યવસ્થાને અંગે જે કૃત્રિમ ભેદો પાછળથી ઉભા થવા પામ્યા છે તેમાંના કોઇની સાથે સંબંધ છે જ નહીં. તેને કેવળ અંતરાત્મા, અંતરની ઉર્મિઓ, મનુષ્યની મનોવૃત્તિ, હૃદયના ભાવ, ઇ. ઇ. સાથે જ સંબંધ છે.

આ ઉપરથી વાચકવર્ગની ખાત્રી થશે કે પુસ્તક પ્રકાશનમાંની સર્વ હકીકત મેં તો નિષ્પક્ષભાવે જ, જેવી મને સુઝી તેવી રજૂ કરી છે. તેમજ જૈનધર્મી ગણાવાને હું મારી જાતને અહો ભાગ્યવંત માનું છું. એટલું જ નહિ પણ ઉમેદ ધરાવું છું કે વાચક પોતે પણ આ પ્રમાણેના મારા વિચારો જાણ્યા બાદ પોતાની જાતને જૈનધર્મી કહેવરાવવાને ઉત્સુકતા ધરાવતો બનશે.

૫. પૂર્વગ્રહ ( biassed mind )થી દોરાઇને પુસ્તક લખાયું છે...ઉપરની દલીલો શોધવાથી ખાત્રી થશે કે મેં તો પૂર્વગ્રહથી નહીં, પણ નિષ્પક્ષ રીતે રહીને જે સ્થિતિ મને દેખાઇ તે જ જાહેર કરી છે. છતાં વિવાદ ખાતર માની લ્યો કે-પૂર્વગ્રહી, દુરાગ્રહી, ધર્માંધ કે અન્ય જે કોઇ બિરૂદ જડી આવતાં હોય તે સર્વનો અધિકારી હું છું-છતાં દરેક ઠેકાણે સાક્ષી પૂરાવા તો આપ્યા જ છે. તેને તપાસ્યા વિના કે તેની સત્યાસત્યતાનો વિચાર કર્યા વિના જ જે નિર્ણય પોતે બાંધી ચૂકેલ છે-કહો કે જે સ્થિતિ પરાપૂર્વથી ચાલી આવે છે, તેને તે જ ધરેડમાં ચાલ્યા જવાનું પસંદ કર્યા કરવું-પછી પૂર્વગ્રહી તથા ઉપરનાં સર્વ બિરૂદોના ધારક કોણ કહેવાય ?

૬, ટાંચણિયા વૃત્તિ દાખવી છે-ઉત્તરમાં જણાવવાનું કે, જે કોઈ વિચાર બાંધવામાં આવે તે માટે પૂરાવા તો આપવા જ જોઈએ. ન અપાય તો કહેશે કે ક્રીટીકલ નથી અથવા તો ગપાટા જ માર્યા છે; અને કેવળ, ફલાણા ફલાણા પુસ્તકે ફલાણું પાનું જુઓ, એમ લખાય તો કહેશે કે તે તે પુસ્તકો મેળવવાનો સમય અને દ્રવ્ય અમે કયાંથી લાવીએ ? અથવા તો એમ પણ કહેવાશે કે, મૂળ લેખકનો આશય પોતાથી ભિન્ન હશે માટે તેમાંથી છટકવા સારૂ આ પ્રમાણે બારી શોધી છે. આ બધી ખટપટના ઉપાય તરીકે જો મૂળ લેખકના શબ્દો જ અક્ષરશઃ ઉતારાય છે તો ટાંચણિયાવૃતિ દાખવવાનો દોષ વહોરી લેવો પડે છે. આમાં તો 'મુંડે મુંડે મતિર્ભિન્ના'-કપાળે કપાળે જુદી મતિ-નો જ ન્યાય કહેવાશે.

૭. લખાણમાં ફાલતુ શબ્દો (verbose) તેમજ પુનરૂક્તિ, પિષ્ટપેષણ (repetition) બહુજ છે...કબૂલ કરૂં છું; પરંતુ તેનું કારણ એમ છે કે, જેમ એક સૂત્રગ્રંથ હોય અને બીજો તેના ઉપરની વૃત્તિ, ભાષ્ય કે ટીકા રૂપે હોય તો, તે બન્ને ગ્રંથની વર્ણનશૈલીમાં ભિન્નતા રહેવાની જ. વળી એક ગ્રંથ કેવળ વિદ્વાનો માટે જ લખાય અને બીજો, વિદ્વાનો તેમજ આમજનતા બંનેને ઉદ્દેશીને લખાય, તો તે બંનેની શૈલીમાં પણ તફાવત રહે જ. તે પ્રમાણે આ પુસ્તકે થયું છે. ઉપરાંત જ્યાં, અમુક પ્રકારની જડ ઘાલી બેઠેલી પ્રણાલિકા જ ફેરવવા જેવી સ્થિતિ આવી પડી હોય, ત્યાં તો ખૂબ ખૂબ સ્પષ્ટીકરણ કરતી (verbose), મનમાં ઠસી જાય તેવી (hammering), અને ભૂલી ન જવાય તે માટે પુનઃ પુનઃ જણાવતી (repitition) પદ્ધતિ જ અસરકારક અને અનિવાર્ય લેખવી રહે છે.

૮. ઈતિહાસ તો શાસ્ત્ર (science) અને તત્ત્વજ્ઞાન (philosophy) છે તેમાં દંતકથા; સંવાદ, ટૂચકા કે અન્ય પ્રકારના ફાલતુ-ફાસકુસીયા (redundant-matter)ને સ્થાન આપી ન શકાય. આ અભિપ્રાય પણ ઉપરના નં. ૬ ની પેઠે, કપાળે કપાળે જુદી મતિનો વિષય છે. વળી જેમ કેળવણીનો આશય તથા તેના પ્રકાર, તેમજ કોલેજો, હાઈસ્કૂલો અને યુનિવર્સિટીઓ ઈ. ની માન્યતામાં આધુનિક કાળે મહાન પરિવર્તન થઇ રહ્યું છે, તેમ ઇતિહાસમાં કઈ બાબતનો સમાવેશ કરવો તે પ્રશ્ન રહે છે. Science અને Philosophy તરીકે ઇતિહાસની વ્યાખ્યા કરનાર પણ, શિલાલેખોમાં અનેક બાબતો કોતરાયલી હોવા છતાં જેમ તેને ઇતિહાસના એક અપૂર્વ અને મજબૂત પ્રતિક તરીકે સ્વીકારવા તૈયાર રહે છે તેમ ઇતિહાસની વ્યાખ્યા કરવામાં પણ કાળક્રમે ભિન્નતા કેળવવી જ પડશે.

૯. દંતકથાને પ્રમાણિક હકીકત અને પૂરાવારૂપે માની લીધી છે...ઉત્તર...જ્યાં કોઇ પ્રકારનો ઇતિહાસ સચવાઈ રહ્યો ન હોય, ત્યાં દંતકથાઓ પણ દીવાદાંડીરૂપ થઈ પડે છે. છતાં તેના ઉપર જ કેવળ સર્વ મદાર બાંધી ન શકાય. પરંતુ તેવી કથામાં જણાવેલ હકીકતને જો અન્ય સામગ્રીથી ટેકો મળી રહેતો હોય તો, પછી તેને દંતકથા કહેવાય કે ઐતિહાસિક ઘટના કહેવાય ?

નામચીંધ, અને મોટા વિદ્વાનોના ગ્રંથ સિવાય, અપ્રસિદ્ધ અથવા ફાસકુસિયા લેખકોના કે પુસ્તકોનાં કથનનો આધાર લેવાય તો તેની કિંમત બિલકુલ ઉતારી નંખાય છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે, જ્ઞાન તો ગમે ત્યાંથી પણ ગ્રહણ કરવા યોગ્ય જ છે. તેને કોઈ સ્થાન, સમય, કે વ્યક્તિનો ભેદ પોષાતો જ

નથી. એટલું જ માત્ર તપાસવું રહે છે કે, ઉપરના પારિગ્રાફમાં જણાવ્યા પ્રમાણે અન્ય સાધનથી તેને સમર્થન મળી રહે છે કે નહીં.

૧૦. જ્યાં ને ત્યાં, હશે, સંભવિત છે, (mav be), (can); કદાચ હશે (perhaps); ઈ. ઈ. ભવિષ્યના નિર્ણય ઉપર ન છોડતાં, આમ છે જ, (it is so), આમ હોવું જોઈએ (it should be thus) ઇ. નિશ્ચયદર્શક અભિપ્રાય બહુ દર્શાવ્યા છે...ઉત્તર...મારાં અનુમાનો, સંશયાત્મક વિગતો કે નિવેદનો ઉપર નહીં, પરન્તુ સમયાવળી જેવી અફર (non–changeable) અને અતૂટ (unassailable) હકીકત ઉપર રચાયલાં હોવાથી, મને તે નિર્ણય રૂપે જ લાગ્યાં છે. આ ઉપરથી તો ઉલટું એમ દેખાય છે કે, ઉપરની દલીલ નં. ૧ માં જણાવ્યા પ્રમાણે, પુસ્તકને ક્રીટીકલ નહીં કહેનારની પેઠે, તેમને પણ સમયાવળીની (chronology) પૂરેપૂરી કિંમત જ સમજાઇ દેખાતી નથી.

૧૧. ઘણાં પુસ્તકોનાં અવલોકન કર્યાનું દર્શાવતી લાંબી નામાવળી (Bibliography) આપી હોય, કે તેના ઉતારા અને પ્રમાણો આપી ખૂબ વાદવિવાદ કર્યો હોય, તો જ પુસ્તકની મહત્તા વધી જતી ગણાય અને તેવા પુસ્તકને જ ક્રીટીકલ તૈયાર કરાયાનું કહેવાય; આવી ગણત્રીમાં રમનારા પણ પડયા છે. તેમને પણ સમયાવળીની કીંમત વિશે બહુ માન નથી અથવા તો, પ્રકાર (quality) કરતા (quantity) જથ્થાને વધારે વજનદાર માનના લાગે છે એમજ લેખવું રહેશે.

૧૨. 'તમે તે કોણ? (who you?) તમારૂં ગજું શું કે આવું ધરમૂળથી ફેરવી નાંખતું સંશોધનનું કાર્ય હાથ ધરી શકો?' એવુ કહેનારા પણ મળ્યા છે. ખરી વાત છે; હું કોઈ યુનિવર્સિટી કે કોલેજમાં પ્રોફેસર નથી. તેમ પી. એચ. ડી; એલ,એલ. ડી. કે ડી. લીટ. જેવી પદવી ધરાવતો નથી. માત્ર વૈદકીય ડીગ્રી જ મેળવી છે, અને તે લાઈન પડતી મૂકીને હવે તો માત્ર વેપારી જ બન્યો છું. તેમાં પણ એવા પ્રકારનો ધંધો છે કે, આમ જનતા સાથે બહુ સંપર્કની જરૂર પણ રહેતી નથી. વળી મૂંગે મોઢે (silent–work) કામ કરવાની આદત હોવાથી, કોઈ જાહેર તખતા (platform) ઉપર દેખાવ પણ દેતો નથી. વેશ પણ તદ્દન સાદો રાખું છું. જેથી તેની કીંમત, કોટ પાટલુન અને હેટવાળાના મનમાં, ઓછી રહે તે દેખીતું જ છે. તેની પ્રતીતિ મને અનેક મુલાકાતો દરમ્યાન હજુએ મળતી જ રહે છે. તેથી કાંઈ એમ ન જ કહી શકાય કે, અંધારામાં પડી રહેલ માણસને જ્ઞાન પામવાનો અધિકાર જ નથી.

એક વિદ્વાને, બીજા વિદ્વાન સાથે ચર્ચા કરવા મારી વતી તેમની પાસે સમયની માંગણી કરી, તો તેમને સંભળાવી દીધું કે, આ લપને કયાંથી લાવ્યા? બે ચારની મુલાકાતમાં તો જણાયું હતું કે તેમણે પુસ્તકોનાં દર્શન પણ કર્યા નહોતાં, તો પછી વાંચ્યાં હોવાની આશા જ કયાં રહી, છતાં કહેવા મંડી પડયા હતા કે, તમારૂં પુસ્તક તદ્દન ખરાબ છે. તે તો પ્રકાશિત જ કરાવું ન જોઈએ, ઈ. ઈ. વળી એક વિદ્વાને કહ્યું કે, હું પોતે રૂઢીચુસ્ત (orthodox) હોઇને ગમે તેટલી દલીલો તમે કરશો છતાં મારો મત ફેરવવાનો જ નથી.

મોઘમ થયેલ ટીકાઓ મુખ્યતયા ઉપર દર્શાવેલ કોઈ ને કોઇ વર્ગમાં આવી જાય છે. છતાં બે ત્રણ એવી જાતની પણ છે કે તેમાં વ્યક્તિગત નિર્દેશ પણ કરી શકાય; પરન્તુ તેમ કરવું તે ગ્રન્થકારનો આચાર ન ગણાય. તેથી અત્ર મોઘમ ગણાતી ટીકાના મથાળે જ સમાવેશ કરી દેવાની ઇચ્છા થઇ આવી હતી. વળી એમ થયું કે, જ્યારે અમુક હકીકત કે પ્રસંગ સાથે તેને યુક્ત કરાઈ છે ત્યારે, તેને ચર્ચારૂપે જ માની લઇને અંતિમભાગે પ્રશ્નોના ઉત્તર જોડયા છે તેમાં તેને સ્થાન આપવું બહેતર ગણાશે. માત્ર તેમ કરતી વખતે બને તેટલા અંશે તે વ્યક્તિનું નામ વાપરવાથી મારે દૂર રહેવું. એટલે બન્ને મુદ્દા સચવાયા ગણાશે– ઉત્તર વાળીને સંતોષ પણ આપ્યો કહેવાશે અને સામા પ્રત્યે વિવેક પણ જાળવ્યો કહેવાશે.

જ્યાં આવા પ્રકારના અને તેને મળતા અનુભવો થતા હોય ત્યાં કેટલાકનું વર્ણન કરવું. દુનિયાનો રિવાજ જ થઈ પડયો છે કે, જે કોઈ નવું કાર્ય કરે તેને

માથે પ્રથમ રમઝટ થાય જ. એટલે આવા અનુભવથી મારે નાસીપાસ થવા જરૂર નથી. ઉલટું મારૂં કાર્ય યથાર્થ જ મને લાગતું હોય, તો તેમાં મંડયા રહેવાનો વિશેષ ને વિશેષ ઉત્સાહ મળ્યે જાય છે.

આ બધી પરિસ્થિતિ આપણા દેશના વિદ્વાનોનું માનસ કેવું છે તેનો ઝીણવટથી અભ્યાસ કરવા શું સાધન પૂરૂં નથી પાડતી ? હમેશનો અનુભવ જ ગણાય છે–History repeats itself.

૨

મોઘમ ટીકાકારોનું કાર્ય ઉપર પ્રમાણે પતાવીને પ્રશ્નકારોને સંતોષવાનું હવે હાથ ધરવું રહે છે. સર્વે પ્રશ્નોનો ઉત્તર આપવા જતાં, ચર્વીત ચૂર્ણ અને પીષ્ઠ પેષણની સ્થિતિ પ્રાપ્ત થવા જેવું લાગે છે. એટલે વિચાર કરતાં દુરસ્ત એ લાગ્યું કે, જેમ એક બે પત્રકારે, તેમજ દીલ્હી યુનિવર્સિટીના ઇતિહાસના અધ્યાપક શ્રીયુત ડૉ. બુલચંદે અને અનામલાઈ યુનિવર્સિટીના તેવાજ હોદ્દેદાર શ્રીયુત શ્રીનિવાસાચારીએ પોતાના અવલોકનમાં જણાવ્યું છે કે, 'અત્યાર સુધી ભારતના પ્રાચીન ઇતિહાસના પાયારૂપ જે બે મૂળભૂત મંતવ્યો છે—(૧) ઈ. સ. પૂ. ૩૨૭ માં અલેકઝાંડર હિંદ ઉપર ચડી આવ્યો ત્યારે જે મગધપતિને સેંડ્રેકોટસનું નામ ગ્રીક ઇતિહાસકારોએ આપ્યું છે અને જેને હિંદી ઇતિહાસમાં ચંદ્રગુપ્ત તરીકે ઓળખાવ્યો છે તે અને (૨) સારા હિંદમાં પથરાયલ ખડકલેખો–સ્તંભ લેખો આદિના કર્તા પ્રિયદર્શિનને, મૌર્ય સમ્રાટ અશોક માની લેવાયો છે તે બન્નેને–આ ગ્રંથકર્તાએ (એટલે અમે) ફેરવી નાખ્યા હોવાથી, આખાયે ઇતિહાસનું સ્વરૂપ ફરી જતું દેખાય છે. તેમના આ અભિપ્રાય સાથે અમે કેટલેક અંશે મળતા થઇએ છીએ જ. પરંતુ જ્યાં આખા ગ્રંથનાં બે હજાર જેટલાં પૃષ્ઠોમાં અનેક–બલ્કે કહો કે પાને પાને–નવી હકીકતો અને સિદ્ધાંતો ( theories ) ભરેલ હોય ત્યાં, કેવળ ઉપરની બે વસ્તુસ્થિતિને જ સર્વ આભારી ગણી ન શકાય. તેથી વિશેષ ઘણાં કારણો હોય જ. અલબત્ત કબૂલ કરીએ કે આખોયે ઇતિહાસ સંકલિત અને સંગઠિત સ્થિતિમાં રજુ કરતાં, તે બે પ્રસંગોને પણ તેના યથાસ્થાને જ ગોઠવવા રહે છે, એટલે પરસ્પર સંકળાયેલ બનાવો અને વસ્તુસ્થિતિ પણ, સ્વતઃ નવીન સ્વરૂપ જ ધારણ કરતાં દેખાય છે. આવા સંયોગોમાં અમને પણ તે મુદ્દો વજનદાર લાગતાં, પૂછવામાં આવેલ અનેક પ્રશ્નોના ઉત્તર વાળવા પહેલાં, તે બે મંતવ્યોની ખાત્રી કરી આપવાની લાલચ થઈ આવી છે. જો કે તે બન્ને હકીકતોને અમારા ગ્રંથમાં બને તેટલી પ્રમાણસર સાબિત કરી આપી છે જ; પરંતુ અનેક પૂરાવા જ્યારે છૂટા છવાયા અપાયા હોય ત્યારે વાચકને તે એકત્રિત કરવાનું અને તે આધારે પાકો નિર્ણય બાંધવાનું જરા કઠિન થઈ પડે; આ કારણથી જેટલે અંશે બને તેટલે અંશે તે કાર્ય અમારે જ ઉપાડી લેવું અત્રે બહેતર લાગ્યું છે.

એમાંથી છેલ્લો મુદ્દો–અશોક અને પ્રિયદર્શન બન્ને વ્યક્તિઓ ભિન્ન ભિન્ન છે તે–સાબિત કરવાનું કામ ઘણું વિશાળ છે. તેને માટે તો એક સ્વતંત્ર પુસ્તક જ લખાઈ રહ્યું છે. તે પ્રગટ થયે તેની ખાત્રી કરી શકાશે; પરંતુ પહેલો મુદ્દો–અલેકઝાંડરના સમકાલીન સેંડ્રેકોટસને જે ચંદ્રગુપ્ત ઠરાવ્યો છે, તે અશોકવર્ધન છે તે અત્ર હાથ ધરી શકાશે. જોકે તે મુદ્દો પણ બીજા મુદ્દાના પાયારૂપ હોવાથી, તેના માટે લખાતાં પુસ્તકમાં આપવામાં આવશે જ; છતાં વાચકવર્ગની કેટલીક સગવડતા સચવાતી હોવાથી, અમે તેને નાની પુસ્તિકાના આકારે ઇંગ્રેજીમાં બહાર પાડયો છે, જેનો આવશ્યક અનુવાદ અત્રે ગુજરાતીમાં આપીશું.

ઉપર પૃ. ૨૮૯માં ઇતિહાસ ઉભો કરવાને જે પાંચ સાધનોનો આપણે નિર્દેશ કરી ગયા છીએ તેનો તેમાં પ્રથમ ઉલ્લેખ કરીને, પરસ્પર તેમની કેટલી કિંમત આકારાય તે જણાવ્યું છે, એટલે તેટલો ભાગ છોડી દઇશું. તેનો માત્ર સાર જ કહી દઇએ કે તે પાંચે સાધનોમાંથી સૌથી વિશેષ આધારભૂત અને મજબૂત પુરાવારૂપ, તો સમયના આંકડા જ ગણી શકાશે. આટલું જણાવ્યા બાદ મૂળ વિષયને હાથ ધરતાં કહ્યું છે કેઃ–

સમ્રાટ અશોક તે જ પ્રિયદર્શિન છે એવા નિર્ણય ઉપર આવવાને સર્વે વિદ્વાનોએ નીચે પ્રમાણે તારીખનો આશ્રય લીધો જણાયો છેઃ—

(૧) ચંદ્રગુપ્ત મૌર્ય (ઈ. સ. પૂ. ૩૨૫-૩૨૨થી ૩૦૧-૨૯૮ સુધીનાં) ૨૪ વર્ષ;
તેમાં અલેકઝાંડર ધી ગ્રેઈટ સાથેનું યુદ્ધ ૩૨૬-૨૫
સેલ્યુકસ નિકેટોરની ચડાઈ ૩૦૫
મેગેસ્થેનીઝનું એલચીપણે આવવું ૩૦૩
(૨) બિંદુસાર (ઈ. સ. પૂ. ૩૦૧-૨૯૮થી ૨૭૩ સુધી) ૨૮ વર્ષ
ગાદીપતિ થવું ૩૦૧-૨૯૮
(૩) અશોક (ઈ.સ.પૂ. ૨૭૩થી ૨૩૨ સુધી) ૪૧ વર્ષ
તેનું ગાદીએ આવવું ૨૭૩
રાજ્યાભિષેક ૨૬૯
કલિંગનું યુદ્ધ ૨૬૧
અશોકનું મરણ ૨૩૨

(બ) આમાં કેટલું સત્ય છે તે તપાસી જોઈએ. આ સાલવારી જોતાં પ્રથમ તો એ જ ખ્યાલ બંધાય છે કે, મૌર્યવંશની સ્થાપના ઈ. સ. પૂ. ૩૨૫-૨૨માં થઇ છે. તેનો આધાર ગ્રીક ઈતિહાસમાં સિકદર બાદશાહ જ્યારે હિંદ ઉપર ચડી આવ્યો ત્યારે મગધપતિને સેંડ્રેકોટસ તરીકે જેને ઓળખાવ્યો છે તેને વિદ્વાનોએ કેવળ ઉચ્ચારના સામ્યને લીધે ચંદ્રગુપ્ત ઠરાવ્યો છે તે ઉપર અવલંબે છે. આ કાંઈ વજનદાર પૂરાવો ન કહેવાય. ઉલટા એવા સદ્ધર પૂરાવા છે કે ચંદ્રગુપ્ત તો તેની માની લીધેલી તારીખ ઈ. સ. પૂ. ૩૨૨-કરતાં લગભગ ૫૦) વર્ષ પૂર્વે મગધપતિ બન્યો હતો, તેનાં કેટલાંક પ્રમાણો આ પ્રમાણે છેઃ—

(૧) મગધની ગાદીએ નંદવંશ પછી લાગલો જ મૌર્યવંશ આવ્યો છે કેમકે અર્થ શાસ્ત્રના રચયિતા પેલા પ્રસિદ્ધ પં. ચાણકયે નંદ છેલ્લાને લડાઈમાં હરાવીને ચંદ્રગુપ્ત મૌર્યને મગધની ગાદીએ બેસાર્યો હતો તે હકીકત સર્વ માન્ય લેખાઈ છે. એટલે જો નંદવંશના અંતનો સમય નક્કી કરાય તો મૌર્યવંશની આદિનો સમય આપોઆપ મળી રહેશે. પુરાણમાં જણાવાયું છે કે, નંદ પહેલો ગાદીએ બેઠો ત્યાર પછી સો વર્ષે ચંદ્રગુપ્ત મગધપતિ થયો છે. (ઇ. એં. પુ. ૩૨, પૃ. ૨૩૧ જુઓ) એટલે કે નંદવંશની અને મૌર્યવંશની આદિ વચ્ચે સો વર્ષનું અંતર છે, અને આ નંદવંશ મગધની ગાદીએ શિશુનાગ વંશ પછી તરત આવ્યો છે. વળી જૈન અને બૌદ્ધ પુસ્તકો આધારે જણાયું છે કે, શિશુનાગવંશી પાંચમો રાજા શ્રેણિક ઉર્ફે બિંબિસાર, મહાવીર અને બુદ્ધદેવ બન્નેનો સમકાલીન હતો. વળી ઇ. એં. સન ૧૯૧૪ પૃ. ૧૩૩ કહ્યું છે કે, રાજા બિંબિસાર બુદ્ધદેવની પહેલાં આઠ વર્ષે મરણ પામ્યો છે. એટલે કે બિંબિસારની પાછળ ગાદીએ આવનાર તેના પુત્ર અજાતશત્રુના રાજ્યે આઠમા વર્ષે બુદ્ધદેવનું નિર્વાણ થયું છે. (ઈ. એં. પુ. ૩૭, પૃ. ૩૪૨; કે હિ. ઈં. પૃ. ૧૫૭: ઇં. એં. ૧૯૧૪, પૃ. ૧૩૨) વળી સાબિત થયું છે કે અજાતશત્રુના રાજ્યકાળે બીજા વર્ષે મહાવીર નિર્વાણ પામ્યા છે. અને મહાવીરનું નિર્વાણ સર્વાનુમતે ઈ. સ. પૂ. ૫૨૬-૭ ઠરાવાયું છે [સે. બુ. ઇ. પુ. ૨૨માં પ્રો. હરમન જેકોબી લખે કે શ્વેતાંબર અને દિગંબર બન્ને ઈ. સ. પૂ. ૫૨૬માં મહાવીર નિર્વાણ પામ્યા વિષે એકમત છે. જુઓ હા. જૈ. પ્રસ્તા. પૃ. ૧૪; હેમચંદ્ર પરિશિષ્ટપર્વ પૃ.૩૭ :— વિક્રમસંવત પૂર્વે ૪૭૦ વર્ષે નિર્વાણ : ૪૭૦+૫૭=૫૨૭; કલ્પસૂત્ર, સ્ટીવન્સન કૃત, પૃ. ૮ અને ૪૯૬ : જ. બોં. બ્રૅ. રો. એ. સો. પુ. ૯ માં ડૉ. ભાઉદાજીનો લેખ : મેરુતુંગની સ્થવીરાવલી પૃ: ૧૪૯: જ. રો. એ. સો. અનુવાદ પુ. ૩, પૃ. ૩૫૮, લેખક માર્ઈસ. ઇ. એં. પુ. ૪૩ (સન ૧૯૧૪) પૃ. ૧૩૨, લેખક ડૉ. જાલ કાર્પેન્ટીએર ઈ. ઈ.] આ સર્વ આધારની ગણત્રીએ બિંબિસારનું મરણ અને અજાતશત્રુનું ગાદીએ આવવું ઇ. સ. પૂ. ૫૨૮ ઠરે છે તેમજ બુદ્ધદેવનું નિર્વાણ ઇ. સ. પૂ. ૫૨૦ ઠરે છે.

વળી બૌદ્ધ પુસ્તકોમાં (દીપવંશ III, ૫૬-૬૧ : મહાવંશ II, ૨૫૮, અને આગળઃ તથા જ. એ. બિ. રી. એ. પુ. ૧, પૃ. ૯૭, ટી. નં. ૧૦૯: ઈ. એં; ૧૯૧૪, પૃ. ૩૩) લખેલ છે કે શ્રેણીકનું રાજ્ય ૫૨ વર્ષ ચાલ્યું છે, એટલે કે તેના રાજ્યનો આરંભ ૫૨૮-૫૨=૫૮૦ માં થયો હતો. [વળી એવું જણાય છે કે (મહાવંશ IV, ૨, ૩: દિવ્યાવદાન ૩૬ V: ભા. પ્રા. રાજવંશ પુ. ૨, પૃ. ૩૦, ૩૧:

ઈ. એ'. ૧૯૧૪, પૃ. ૧૬૫) અજાતશત્રુનો પૌત્ર રાજા મુંદ, મગધની ગાદીએ બુદ્ધ નિર્વાણ બાદ ૪૦ વર્ષે થયો છે. એટલે તેનો સમય ઈ. સ. પૂ. ૪૮૦ થયો. (એ. ઈંડિઆ પુ. ૧, પૃ. ૨૯૦) તથા] રાજા શ્રેણિક અને તેના ચાર ઉત્તરાધિકારીએ મળીને ૧૭૮ વર્ષ રાજ્ય કર્યું છે. (એ. ઈ. પુ. ૧, પૃ. ૧૯૭ નોટ નં. ૩૩,) એટલે તેની મતલબ એ થઈ કે શિશુનાગવંશનો અંત ૫૮૦–૧૦૮ = ઈ. સ. પૂ. ૪૭૨માં આવ્યો હતો.

આ પ્રમાણે પૂરવાર થયું કે શિશુનાગવંશનો અંત ઈ. સ. પૂ. ૪૭૨માં આવ્યો છે. વળી જૈન, બૌદ્ધ અને પૌરાણિક માન્યતા પ્રમાણે નંદવંશ કે જે તેની પાછળ આવ્યો છે તે ૧૦૦ વર્ષ પર્યંત ચાલ્યો છે (ઇં. એં. પુ. ૩૨, પૃ. ૨૩૧: એન્શન્ટ ઈંડિયા પુ. ૧, પૃ. ૧૯૫, પુ. ૨, પૃ. ૩૦૪, ૩૨૫) એટલે નંદવંશનો અંત ઈ. સ. પૂ. ૩૭૨માં આવ્યો કહી શકાશે અને તે જ વર્ષે એટલે ૩૭૨માં ચંદ્રગુપ્ત મગધપતિ થયો ગણાશે.

(૨) સિંહાલિઝ ક્રોનિકલના કથન પ્રમાણે બૌદ્ધસંવત ૧૬૨માં (ઈં. એં. પુ, ૩૭, પૃ. ૩૪૫) ચંદ્રગુપ્ત રાજા થયો છે. આ પુસ્તકો ૫૪૩થી બુદ્ધસંવત ગણાતા હોવાથી ૩૮૧માં ચંદ્રગુપ્ત પ્રથમ નાનકડા સંસ્થાનનો રાજા થયો અને તે સમયથી મૌર્યવંશની સ્થાપના થઇ ગણાય. તે બાદ નવ વર્ષે તેણે નંદને હરાવીને મગધની ગાદી ઈ. સ. પૂ. ૩૭૨માં હસ્તગત કરી છે.

(૩) જનરલ કનિંગહામના કથનાનુસાર બુદ્ધસંવત ૧૬૨=ઈ. સ. પૂ. ૩૮૨ માં ચંદ્રગુપ્ત રાજા થયો છે. (જુઓ ઇં. કો. ઇં. પ્રસ્તાવના પૃ. ૪).

(૪) જૈન સાહિત્યાનુસાર (પરિશિષ્ટપર્વ, સર્ગ ૮, પૃ. ૩૩૯: એન્શ. ઈંડિયા, પુ. ૧, પૃ. ૨૦૦, કે. હિ. ઈં. પૃ. ૧૫૬: ઈં. હિ. કવો. પુ. ૫, ૧૯૨૯ સપ્ટે. પૃ. ૪૦૦) ચંદ્રગુપ્તે નંદવંશનો અંત મહાવીર સંવતના ૧૫૫મા વર્ષે કર્યો છે: એટલે કે ૫૨૭–૧૫૫=ઈ. સ. પૂ. ૩૭૨માં. એટલે કે ૩૭૨માં તે મગધપતિ બન્યો હતો.

(૫) જ. ઓ. બિ.રી. સો. પુ. ૧. પૃ. ૧૦૪. ટી. ૧૩૭:–શ્વેતાંબર જૈનોના મત પ્રમાણે (હર્મન જેકોબીનું પરિશિષ્ટ, પ્રસ્તા. પૃ. ૯૫) ચંદ્રગુપ્તના મગધપતિ થવા અને આર્યસુહસ્તિજીના ગણનાયક થવા વચ્ચે ૧૦૯–૧૧૦ વર્ષ ગણાય છે. આ સુહસ્તિજી જે સંપ્રતિ રાજાના ગુરૂ હતા તેમનું પટધરપણું મ. સં. ૨૬૫માં ગણે છે. તે હિસાબે ૨૬૫–૧૧૦=મ. સં. ૧૫૫=ઈ. સ. પૂ. ૩૭૨માં ચંદ્રગુપ્તનું મગધપતિ થવું આવશે.

વળી બૌદ્ધગ્રંથો (જુઓ. ઇં. કો. ઇં. પ્ર. પૃ. ૩૨ દીપવંશ, મહાવંશ અને બુદ્ધઘોષકૃત સમંતપ્રસાદિકામાં ચંદ્રગુપ્તના ૨૪, બિંદુસારના ૨૮–અશોક પૃ. ૨૦૬, ટી. ૧) ચંદ્રગુપ્તના ૨૪ અને જૈનગ્રંથો તેના ૧૪ વર્ષ ગણાવે છે. આ નવેક વર્ષનો તફાવત સહેજે સમજી શકાય તેવો છે, કેમકે, બૌદ્ધ અને પૌરાણિક ગ્રંથો પ્રમાણે ચંદ્રગુપ્તનું ગાદીનશીન થવું, ઈ. સ. પૂ. ૩૮૧માં, જો કે ગણાયું છે, પરન્તુ બુદ્ધસંવતની ગણના બે રીતે કરાતી દેખાય છે. ઉત્તરહિંદમાં બુદ્ધના નિર્વાણ (ઈ. સ. પૂ. ૫૪૩)ના સમયથી ગણના કરાય છે. એટલે ૫૪૩ની ગણત્રીએ અને ચંદ્રગુપ્તનું રાજ્ય ૨૪ વર્ષ ચાલ્યું છે. તે હિસાબે ઈ. સ. પૂ. ૩૮૧માં તેનું ગાદીએ બેસવું, અને ૩૫૮માં તેના રાજ્યનો અંત ગણાશે જ્યારે જૈન ગણનાથી ઈ. સ. પૂ. ૩૭૨માં તેનું મગધ સમ્રાટ થવું માન્યું છે ને ચૌદ વર્ષ તેનું રાજ્ય ગણી ઈ. સ. પૂ. ૩૫૮માં અંત ગણે છે; બન્નેમાં રાજ્યનો અંત ૩૫૮માં ગણાયો છે પરંતુ ગાદીએ બેસવાની સાલ એકમાં (બૌદ્ધમાં) જ્યારથી તે નાના રાજ્યનો સ્વામી થયો ત્યારથી ગણી છે અને બીજાએ (જૈનમાં) જ્યારથી તે મગધ સમ્રાટ થયો ત્યારથી લેખી છે.

આ બધી હકીકતથી સાબિત થયું કહેવાશે કે, મૌર્યવંશની સ્થાપના ઇ. સ. પૂ. ૩૮૧માં જ્યારથી ચંદ્રગુપ્તે રાજ્ય કરવા માંડયું ત્યારથી ગણાશે. પરન્તુ તે મગધનો સમ્રાટ નવ વર્ષ બાદ ૩૭૨માં થયો હતો (નંદવંશનો નાશ કરીને) અને તેના રાજ્યનો અંત ૩૫૮માં આવ્યો હતો; બીજી બાજુ અલેકઝાંડર તો ઈ. સ. પૂ. ૩૨૭માં આવ્યો હતો, એટલે બેના

સમય વચ્ચે લગભગ ૩૦ વર્ષનું અંતર પડી જાય છે. જેથી સાબિત થઇ ગયું કહેવાશે કે ગ્રીક ઇતિહાસકારનો સેંડ્રેકોટસ તે મગધસમ્રાટ ચંદ્રગુપ્ત નથી જ.

(આ) આપણા આ અનુમાનને અન્ય પૂરાવાથી પણ સાબિત કરી શકાય તેમ છે.

(૧) અલેકઝાંડરનું મરણ ઈ. સ. પૂ. ૩૨૩માં નીપજ્યું છે. તે નિસંતાન હોવાથી તેની ગાદીએ તેનો સરદાર સેલ્યુકસ નિકેટોર આવ્યો છે. તેણે ૧૮ વર્ષમાં લગભગ બારેક વખત હિંદ ઉપર નિષ્ફળ હુમલાઓ કર્યા હતા. અંતે થાકીને ઇ. સ. પૂ. ૩૦૪માં તેને સેંડ્રેકોટસ સાથે સંધી કરવાની ફરજ પડી હતી. આ સમયે સેંડ્રેકોટસના રાજ્યનું ૨૬મું વર્ષ ચાલતું હતું. (અ. હિ. ઇં. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૧૯, ૧૯૬-૭, ૪૩૧ અને ૪૭૨; પ્રો. હુલ્ટઝનું ઈ. કો. ઈ. પુ. ૧ પ્રસ્તા. પૃ. ૩૫) આ સંધીની એક શરત પ્રમાણે સેલ્યુકસને પોતાની પુત્રીને સેંડ્રેકોટસ વેરે પરણાવવી પડી હતી. એક બાજુ કહેવું કે ચંદ્રગુપ્તનું (જેમને તેમણે સેંડ્રેકોટસ ગણાવ્યો છે તેનું) રાજ્ય ૨૪ વર્ષ ચાલ્યું છે ને બીજી બાજું કહેવું કે તે સેંડ્રેકોટસના ૨૬મા વરસે સેલ્યુકસે પોતાની પુત્રી પરણાવી હતી. શું આ કથન અસંબંધ નથી લાગતું?

(૨) સેંડ્રેકોટસના દરબારે મેગેસ્થેનીઝને એલચી તરીકે સેલ્યુકસે મોકલ્યો હતો. હવે જો સેંડ્રેકોટસને ચંદ્રગુપ્ત લઇએ તો ચંદ્રગુપ્તનો અમાત્ય પં. ચાણક્ય અને મેગેસ્થેનીઝ બન્ને સમકાલીન ઠર્યા. આ બંને મહાપુરૂષોએ તે વખતની રાજકીય અને સામાજીક પરિસ્થિતિનું પોતપોતાના પુસ્તકોમાં (એકે અર્થશાસ્ત્રમાં અને બીજાએ પોતાની ડાયરીમાં) વર્ણન કર્યું છે. સ્વાભાવિક છે કે તે વર્ણનો એકબીજાને મળતાં આવવાં જોઇએ. પરન્તુ એન્શ. ઇંડિયા પુ. ૨. પૃ. ૪૦૨થી ૪૦૪માં જણાવ્યા પ્રમાણે અનેક બાબતમાં તે ભિન્ન પડી જાય છે.

(૩) વૈદિક, જૈન અને બૌદ્ધ ગ્રન્થોમાં ચંદ્રગુપ્તનું વૃત્તાંત મળે છે, છતાં એકેમાં અલેકઝાંડરના નામનો નિર્દેશ થયેલ દેખાતો પણ નથી.

(૪) ગ્રીક ઇતિહાસકારોએ, સેંડ્રેકોટસની ગાદીએ આવનારને અમિત્રઘાત કહ્યો છે (પ્રો. હુલ્ટઝનું ઇ. કો. ઇં. પુ. ૧. પ્ર. પૃ. ૩૧ : બિલ્સાટોપ્સ પૃ. ૯૨). જ્યારે જૈન ગ્રંથકારોએ (એ. ઇંડિયા. પુ. ૨. પૃ. ૨૫૭) આ બિરૂદ સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિનનું ગણાવ્યું છે. અને ચંદ્રગુપ્તની ગાદીએ આવનાર બિંદુસારને તો અમિત્રકેતુ કહ્યો છે.

આ બધી (૫+૪=૯) ચર્ચાનો સાર એ થયો કે ચંદ્રગુપ્તનો સમય ઈ. સ. પૂ. ૩૮૧થી ૩૫૮ છે એટલે અલેક્ઝાંડર ઈ. સ. પૂ. ૩૨૭માં આવ્યો ત્યારે તો તે ક્યારનો મરી ગયો હતો. પરંતુ તેના સમકાલિન તરીકે જેને સેંડ્રેકોટસ લેખવ્યો છે, તે તો ચંદ્રગુપ્તનો કોઈ વારસદાર જ હોવો જોઇએ. પછી તે તેનો પુત્ર કે પૌત્ર હતો તે તપાસવું રહે છે. ઉપર જોઈ ગયા છીએ કે ચંદ્રગુપ્તના રાજ્યનો અંત ઈ. સ. પૂ. ૩૫૮માં આવ્યો હતો તે પછી તેનો પુત્ર બિંદુસાર આવ્યો તેનું રાજ્ય ૨૮ વર્ષ (વાયુપુરાણના મતે ૨૫ વર્ષ) છે એટલે ઇ. સ. પૂ. ૩૩૦માં તેના રાજ્યનો અંત ગણાય. તે બાદ અશોક થયો છે તેનું રાજ્ય ૪૧ વર્ષ એટલે ૩૩૦થી ૨૮૯ સુધી ચાલ્યું છે, એટલે સાબિત થયું કહેવાશે કે અલેક્ઝાંડરે જ્યારે ૩૨૭માં હિંદ ઉપર ચઢાઈ કરી ત્યારે અશોક જ મગધ સમ્રાટ હતો અને તેને જ ગ્રીક ઈતિહાસકારોના સેંડ્રેકોટસ તરીકે ઓળખવો રહેશે.

### અશોક અને પ્રિયદર્શિન બન્ને જુદી જ વ્યક્તિઓ છે.

પ્રથમનો મુદ્દો—મૌર્યવંશની સ્થાપના ચંદ્રગુપ્તે ૩૮૨ ઈ. સ. પૂ. કરી હતી. અલેક્ઝાંડર ૩૨૭માં જ્યારે હિન્દમાં આવ્યો ત્યારે ચંદ્રગુપ્ત તો ક્યારનો મરી પણ ગયો હતો અને ૩૨૭માં મગધસમ્રાટ અશોકનું રાજ્ય તપતું હોવાથી તેને જ સેંડ્રેકોટસ કહી શકાય. આ હકીકત ઉપરમાં સાબિત કરી દેવાઇ છે. તેવડી જ મોટી બીજી ગલતી અત્યાર સુધી થયેલી જે ચાલી આવે છે—કે અશોક અને પ્રિયદર્શિન એક છે તેને સુધારવાનું કામ હવે આરંભીશું. સેંડ્રેકોટસને ચંદ્રગુપ્ત માની લેવાથી ભારતીય ઇતિહાસમાં જે છબરડો વળાઈ ગયો છે તેના કરતાં, અશોકને પ્રિયદર્શિન ઠરાવવાથી તો અનેકગણો વિશેષ—કહો કે ઘોર

અન્યાય-ગોટાળો ઉભો થવા પામ્યો છે; કેમકે પ્રિયદર્શિનની કૃતિઓ-શિલાલેખો, સ્તંભલેખો, રાક્ષસી કદની મૂર્તિઓ ઇ. ઈ.ને-અશોકની ઠરાવવાથી, તેના ધર્મની એટલે બૌદ્ધધર્મની લેખવી પડી છે. જ્યારે પ્રિયદર્શિન પોતે જૈનધર્મી હોવાથી તે સર્વ કૃતિઓ તેના જ ધર્મના પ્રતિકરૂપ ગણાય તેમાં બૌદ્ધધર્મને લાગતું વળગતું ન કહેવાય. છતાં પ્રિયદર્શિનના શિલાલેખો અને સ્તંભલેખોમાં નિર્દિષ્ટ કરેલી વાણીને, પોતાની પૂર્વબદ્ધ થયેલ માન્યતાને બંધબેસતી કરવાને તેમાંના અનેક શબ્દો તથા અર્થને મનફાવતી રીતે મરડવા પડયા છે અને સ્વાભાવિક છે કે, તેમ કરવા જતાં અનેક બિનપાયાદાર વસ્તુઓનો આશ્રય તેમને લેવો પડયો છે. આ પ્રમાણે નકારાત્મક પૂરાવાથી જેમ અશોક ને પ્રિયદર્શિન ભિન્ન ભિન્ન વ્યક્તિ તરીકે પૂરવાર કરી શકાય છે તેમ સીધા પૂરાવાથી પણ તે સાબિત કરી શકાય છે. કે સમ્રાટ પ્રિયદર્શિન પોતે જૈન હતો એટલે તેની કૃતિઓ જૈન ધર્મનાં પ્રભાવસૂચક અને સ્મૃતિ દર્શક સ્મારક ચિહ્નો છે. અને તેમ પૂરવાર થયું એટલે સ્વયં, આખાયે ઇતિહાસને પલટો આપવો પડશે જ. આ વસ્તુસ્થિતિ નિશ્ચયપૂર્વક સાબિત કરવા માટે, ઇતિહાસસર્જનના પાંચ સાધનોમાંથી અતૂટ એવા સમયદર્શક આંકડાઓની મદદ જ આપણે લઈશું. સાથેસાથે અન્ય પૂરાવાની પણ અવગણના કરીશું નહીં જ.

પ્રિયદર્શિન અને અશોક એક જ વ્યક્તિ છે એમ માનવાને તેમણે બે મુખ્ય સિદ્ધાંત ઉપર વજન મૂક્યું છે. એક સેંડ્રેકોટસને ચંદ્રગુપ્ત ગણાવ્યો છે ને બીજો, શિલાલેખોની હકીકતોને અશોકના જીવન વૃત્તાંત સાથે મળતી આવતી ગણાવી છે. પહેલો સિદ્ધાંત કેવો ખોટો છે તે પૂરવાર થઈ ગયું છે. અત્ર બીજા મુદ્દાને આશ્રયીને આપણે ચર્ચા કરવી રહે છે. સમ્રાટ અશોક બૌદ્ધધર્મી હતો એટલે તેના જીવન ઉપર પ્રકાશ પાડવામાં, બૌદ્ધ સાહિત્યમાં વર્ણવેલ બનાવોનો સમય, બુદ્ધસંવતમાં નિર્દિષ્ટ થયેલ હોવાથી બુદ્ધસંવતનો સમય પ્રથમ નક્કી કરી લેવો પડશે.

બુદ્ધ ભગવાનના જીવનના મુખ્ય બનાવો, અંજન સંવતની જે સાલોમાં બન્યા હતા તેનું વર્ણન સિંહાલીઝ ક્રોનીકલ્સમાં નીચે પ્રમાણે આપ્યું છે (ઇં. એં. પુ. ૩૨, પૃ. ૨૨૮):-

| | | | તેમની ઉંમર |
|---|---|---|---|
| બુદ્ધનો | જન્મ- | ૬૮ (અંજન સંવત)માં... | ૦ |
| ,, | સંસારત્યાગ | ૯૭ (સદર)માં... | ૨૯ |
| ,, | ઉપદેશનો આરંભ | ૧૦૩ (સદર)માં... | ૩૫ |
| ,, | જ્ઞાનપ્રાપ્તિ (નિર્વાણ) | ૧૨૭* (સદર)માં... | ૫૯ |
| ,, | મરણ (પરિનિર્વાણ) | ૧૪૮ (સદર)માં... | ૮૦ |

(ઉપરની હકીકતને કે. હિ. ઇં. પૃ. ૧૫૬-૭: ઇ. એં. પુ. ૩૭, પૃ. ૩૪૨: તથા ઇ. એં. ૧૯૧૪ પૃ. ૧૩૨થી સમર્થન મળી રહે છે). વળી આપણે પૃ. ૨૯૭ જણાવી ગયા છીએ કે રાજા અજાતશત્રુના રાજ્યે બીજા વર્ષે મહાવીર ઈ. સ. પૂ. ૫૨૭માં અને આઠમા વર્ષે બુદ્ધદેવ મરણ પામ્યા હતા. આ ઉપરથી સમજાશે કે તે બન્ને મહાત્માઓના મરણ વચ્ચે ૭ વર્ષ જેટલું અંતર છે એટલે બુદ્ધદેવનું મરણ ઈ. સ. પૂ. ૫૨૦માં લેખાશે. જેથી બુદ્ધદેવના જીવન બનાવોને આપણે ઈ. સ. પૂ.ના આંકમાં ફેરવીએ તો નીચે પ્રમાણે લેખાશે.

| | ઇ. સ. પૂ. | ઉંમર | |
|---|---|---|---|
| (૧) બુદ્ધદેવનો જન્મ | ૬૦૦ | ૦ | જુઓ એન્શન્ટ ઈંડિયા પુ. ૨, પૃ. ૮ |
| (૨) તેમનો સંસારત્યાગ | ૫૭૧ | ૨૯ | |
| (૩) ,, પ્રથમ ઉપદેશ | ૫૬૫ | ૩૫ | |
| (૪) તેમને જ્ઞાનપ્રાપ્તી (નિર્વાણ) | ૫૪૨-૩ | ૫૭ | પ્રાચીન ભારતવર્ષ પુ. ૨, પૃ. ૮ |
| (૫) તેમનું મરણ (પરિનિર્વાણ) | ૫૨૦ | ૮૦ | |

[નોંધ—ઉત્તરહિંદમાં બુદ્ધસંવતની ગણના તેમના પરિનિર્વાણ-મરણથી જ એટલે ૫૨૦ની સાલથી અને દક્ષિણ હિંદમાં તેમના જ્ઞાનપ્રાપ્તિના-નિર્વાણના સમયથી એટલે ૫૪૧ની સાલથી ગણાય છે. એટલે બે ગણના વચ્ચે ૨૧ વર્ષનું અંતર રખાય છે. ઉપરમાં

* ૧૨૫ હોવા સંભવ છે. પ્રુફની ભૂલ થઇ લાગે છે. તે સમયે તેમની ઉંમર ૫૭ની લેખવી રહેશે.

જ્ઞાનપ્રાપ્તિ સમયે તેમની ઉમર ૫૯ વર્ષની લખી છે પરન્તુ ૫૭ હોવાનું વધારે સંભવિત છે. (જુઓ ટીકા*) એટલે ૨૧ વર્ષના અંતરના સ્થાને ૨૩ વર્ષ ગણાશે તથા તેમનો સમય ૫૪૩ ગણવો પડશે.]

બુદ્ધસંવતની તારીખો આ પ્રમાણે નક્કી થઈ ગઇ. હવે અશોકના રાજ્યકાળની તારીખ ગોઠવીએ.

(૧) સિંહાલીઝ ક્રોનીકલ જણાવે છે કે, બુદ્ધ નિર્વાણ પછી ૨૧૮ વર્ષે અશોકનો રાજ્યાભિષેક થયો હતો (દીપવંશ VI, ૧: ઈ. એ. પુ. ૩૨. પૃ. ૨૬૬: ઈ. એ. પુ. ૩૭, પૃ. ૩૪૫: અશોક (સ્મીથ) પૃ. ૨૦૯; જ. રો. એ. સો. ૧૯૩૨, પૃ. ૨૮૫.) વિશેષમાં કહે છે કે, બુદ્ધનિર્વાણ પછી ૨૧૪ વર્ષે પોતાના પિતા બિંદુસારની ગાદીએ અશોક બેઠો. તે પછી ચાર વર્ષે એટલે ૨૧૮ વર્ષે તેનો રાજ્યાભિષેક થયો હતો. સિંહાલીઝોની ગણત્રી દક્ષિણ હિન્દની પદ્ધતિએ હોવાથી ૫૪૩–૨૧૮=૩૨૫-૬ ઈ. સ. પૂ. માં અશોકનો રાજ્યાભિષેક થયો કહેવાય, અને તેનું ગાદીએ બેસવું તથા બિન્દુસારનું મરણ ઈ. સ. પૂ. ૩૩૦માં મરણ થયું ગણાય.

(૨) ચિનાઇ ગ્રંથના 'સુદર્શન વિભાસ' નામે અનુવાદમાં જણાવાયું છે કે, (ઈ. એ. પુ. ૩૭, પૃ. ૩૪૯) અશોક બુ. સં. ૨૧૮માં થઈ ગયો છે. ચિન, બર્મા તથા સિંહલદ્વીપમાં એક જ પદ્ધતિએ કામ લેવાતું હોવાથી તેમના હિસાબે પણ અશોકનો સમય ૩૨૫-૬ આવી રહેશે.

(૩) ડૉ. ફ્લીટ પણ અશોકના રાજ્યાભિષેકની મિતિ ઉપર પ્રમાણે જ આપે છે ( ઇ. એ. પુ ૩૭, પૃ. ૩૫૦).

(૪) જનરલ કનિંગહામ પોતાના ઇ. કો. ઈ. પ્ર. પૃ. ૯માં લખે છે કે બુ. સં. ૨૧૫થી ૨૫૬ એટલે ઈ. સ. પૂ. ૩૨૯ થી ૨૮૮=૪૧ વર્ષ પર્યંત, (૪ વર્ષ રાજા તરીકેના + ૨૪ સમ્રાટના + ૧૩ રીજંટના મળી ૪૧ વર્ષ) અશોકનું રાજ્ય ચાલ્યું છે.

(૫) સિલોન અને બર્માના બૌદ્ધ સાહિત્યગ્રંથોમાં છેલ્લા બુદ્ધ શાકયમુનિનું નિર્વાણ ઈ. સ. પૂ. ૫૪૪માં નોંધાયું છે. તે બાદ ૨૧૮ વર્ષે અશોકના રાજ્યાભિષેકની વિધિ થઇ છે. તેના પિતાનું મરણ નિર્વાણ પછી ૨૧૪ વર્ષે થયું છે. અને તે બાદ ચાર વરસે જ્યારે તેણે પોતાના ભાઇઓને શાંત કરી લીધા ત્યારે તેનો રાજ્યાભિષેક કરાયો છે ( એં. ઇરાઝ–કનિંગહામકૃત–પૃ. ૩૪–૩૬ ) એટલે અશોકનો પિતા બિંદુસાર ૫૪૪–૨૧૪–૩૩૦ ઇ. સ. પૂ. માં મરણ પામ્યો અને તે બાદ ચાર વર્ષે ૩૨૬ માં અશોકનો રાજ્યાભિષેક થયો ગણાય.

(૬) સંશોધન ખાતાના આસિસ્ટન્ટ ડિરેક્ટર જનરલ મિ. પી. સી. મુકરજી વિશેષ અભ્યાસના પરિણામે એવા સાર ઉપર આવ્યા છે કે ( ઈ. એં. પુ. ૩૨, પૃ. ૨૩૨ ) ઈ. સ. પૂ. ૩૨૯ અને ૩૨૫ વચ્ચે અશોક ગાદીએ બેઠો હતો.

(૭) ઇ. એં. પુ. ૩૨, પૃ. ૩૪૨ જણાવ્યું છે કે, શ્રેણિક–બિંબિસારના રાજ્યાભિષેક અને અશોકના રાજ્યના અંત વચ્ચે ૩૧૧ વર્ષનું અંતર છે. કહેવાની મતલબ એ છે કે અશોકનું રાજ્ય ૫૮૦–૩૧૧=૨૬૯–૭૦ ઈ. સ. પૂ. માં ખતમ થયું હતું [ ખરી રીતે આ સાલમાં તો અશોકનું મરણ થયું છે. જ્યારે તેણે પોતાના પૌત્રને ઈ. સ. પૂ. ૨૮૯ માં ગાદી સોંપી નિવૃત્તિ લીધી હતી. ]

(૮) પ્રોઃ હુલ્ટઝના મંતવ્ય પ્રમાણે ઈ. કો. ઇ. ( કો. એ. ઇ. પુ. ૧. પૃ. ૮૫ ). સેલ્યુકસે પોતાની પુત્રી ઈ. સ. પૂ. ૩૦૪ માં સેંડ્રેકોટસને પરણાવી હતી. સેંડ્રેકોટસ ૩૩૦ માં ગાદીએ બેઠો હતો. આપણે પૂરવાર કરી બતાવ્યું છે કે ૩૩૦ માં ચંદ્રગુપ્ત નહીં પણ અશોક ગાદીએ આવ્યો છે. એટલે સિદ્ધ થાય છે કે, અશોકજ પોતાના રાજ્યના ૩૩૦–૩૦૪=૨૬મા વર્ષે સેલ્યુકસની પુત્રીને પરણ્યો હતો. (નીચે નં. ૯ જુઓ).

(૯) અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૧૯, મિ. સ્મિથ લખે છે કે, પોતાના રાજ્યે ૨૬ મા વર્ષે તે યવનરાજની પુત્રીને પરણ્યો હતો. [ આ યવનપુત્રી તે જ સેલ્યુકસની કુંવરી જાણવી].

સર્વેનો સાર એ થયો કેઃ–

(અ) અશોકનું ગાદીએ બેસવું ઇ. સ. પૂ. ૩૩૦
(આ) તેનો રાજ્યાભિષેક ,, ૩૨૬

(ઋ) તેનો રાજ્યકાળ ૪૧ વર્ષનો: સત્યનો અંત ૨૮૯

(ઈ) તેનું મરણ ૮૨ વર્ષની ઉંમરે, ૨૭૦

(ઉ) તેનો જન્મ (૨૭૦+૮૨) ૩૫૨

[ અ. હિ. ઇં. ની ચોથી આવૃત્તિમાં મિ. બરજેસ જણાવે છે કે, અશોકે પોતાના જીવનનાં અંતિમ ૧૯ વર્ષો ( ૨૮૯ થી ૨૭૦ ) નિવૃત્ત અવસ્થામાં અને આત્મધ્યાનમાં ગાળ્યાં હતાં ]. ઉપરના બનાવોને અનુક્રમવાર ગોઠવીએ તો–

| | ઈ. સ. પૂ. | તેની ઉંમર |
|---|---|---|
| (૧) અશોકનો જન્મ | ૩૫૨ | ૦ |
| (૨) પ્રાંતિક સૂબાપદે | ૩૩૦ સુધી | ૨૨ |
| (૩) ગાદીપતિ | ૩૩૦ થી ૩૨૬ ( ૪વર્ષ સુધી ) | ૨૬ |
| (૪) સમ્રાટપદે | ૩૨૬ થી ૩૦૨ ( ૨૪ વર્ષ ) | ૫૦ |
| (૫) રીજંટ તરીકે | ૩૦૨ થી ૨૮૯ ( ૧૩ વર્ષ ) | ૬૩ |
| (૬) નિવૃત્તિમાં | ૨૮૯ થી ૨૭૦ ( ૧૯ વર્ષ ) | ૮૨ |
| (૭) મરણ | ૨૭૦ | ૮૨ |

હવે પ્રિયદર્શિનના ખડક લેખ નં. ૧૩ માં જે પાંચ પરદેશી રાજાઓનાં નામ તેણે આપ્યાં છે તેના સમકાલીન તરીકે અશોક હોઈ શકે કે કેમ તે આપણે તપાસી શકીશું. ( પ્રો. હુલ્ટઝ ઇં. કો. ઈ. પુ. ૧ ) યાદ રાખવાનું છે કે, તેમણે અશોક અને પ્રિયદર્શિનને એક જ વ્યક્તિ લેખી છે. તેમાં આપેલ પાંચ રાજાઓનાં નામો:–(૧) એન્ટિયોક, સિરિયાનો રાજા ( એન્ટિઓકસ પહેલો, ધી સોરટર ) ઇ. સ. પૂ. ૨૮૦–૨૬૨

(૨) તુરૂમય, ઇજીપ્તનો રાજા ( ટોલેમી ૨ જો, ફીલાડેલફસ ) ઈ. સ. પૂ. ૨૮૫–૨૪૭ સુધી

(૩) મક–સિરિયાનો મેગસ, ઈ. સ. પૂ. ૩૦૦–૨૫૦

(૪) એંટિકિની–મેસિડોનીયાનો એન્ટીગોન્સ ગોંટસ; ઈ. સ. પૂ. ૨૭૬–૨૩૯.

(૫) અલેકઝાંડર–એપાઇરસનો અલેકઝાંડર: ઈ. સ. પૂ. ૨૭૨–૨૫૫

હવે જો આ પાંચે યવનપતિના સમય સાથે અશોકના સમયને સરખાવીશું તો તેમાંના ચાર તો (૧, ૨, ૪ અને ૫) અશોકે નિવૃત્તિ લીધી તે પછી કેટલાંયે વરસે ગાદીએ આવ્યા છે. પરંતુ નં. ૨ ને થોડાક વર્ષપર્યંત અશોકના સમકાલીન તરીકે રહ્યાનું કહી શકાશે. એટલે ૨૫૮૮પણે સિદ્ધ થયું કહેવાશે કે તેઓ અશોકના સમસમયી નહોતા જ. તેમજ ખડકલેખનો કર્તા પણ અશોક નથી જ; પરંતુ તેની ગાદીએ આવનાર અન્ય રાજા હોવો જોઈએ. તે નામ પ્રિયદર્શિન છે એમ ખુદ શિલાલેખોમાં જ જણાવેલું છે. એટલે અશોક પછી ગાદીએ આવનાર તરીકે પ્રિયદર્શિન પણ સિદ્ધ થઈ ગયો તેમજ અશોક અને પ્રિયદર્શિન બંને ભિન્ન છે એમ પણ સિદ્ધ થઈ ગયું કહેવાશે.

અન્ય લેખોથી પણ તે જ હકીકત સાબિત કરી શકાય છે. જેમકે સહસ્રામના લેખમાં ૨૫૬નો આંક લખાયલ છે. વિદ્વાનોએ તેનો અર્થ એમ કર્યો છે કે, અશોકે ૨૫૬ રાત્રી સુધી પૂજા ભક્તિ કરી હતી. પરંતુ તેમાં જે 'વિયુથ' શબ્દ લખ્યો છે તેનો અર્થ "સદ્ગત પામેલ, નિર્વાણ થયેલ આત્મા" એવો થાય છે. તેનો અર્થ પ્રથમ તો વિદ્વાનોએ 'સદ્ગત આત્મા પછી ૨૫૬ વર્ષે' એમજ કર્યો હતો અને અશોક તથા પ્રિયદર્શિન એક જ છે એ માન્યતાને આધારે તે આંકને બુદ્ધસંવત ૨૫૬મું વર્ષ ઠરાવ્યું હતું કેમકે અશોક બૌદ્ધધર્મ પાળતો હતો. હવે જો તેને બુ. સં ૫૨૦ની ગણતરીએ લેખીએ તો ૫૨૦–૨૫૬=૨૬૪ આવશે, જ્યારે અશોકને મરણ પામ્યાને પણ છ વર્ષ થઇ ગયાં હતાં અને ૫૪૩ની ગણતરી લઈએ તો ૫૪૩–૨૫૬=૨૮૭ આવશે કે જ્યારે અશોકે ક્યારની નિવૃત્તિ પણ લઈ લીધી હતી. આ પ્રમાણે બેમાંથી એકે રીતે ૨૫૬નો આંક બુદ્ધસંવત સાથે બેસતો ન થયો. એટલે વિદ્વાનો પાછા મુંઝવણમાં પડયા ને તેમણે ઉપર જણાવ્યા પ્રમાણે ૨૫૬ રાત્રીપૂજા–ભક્તિમાં ગાળી હતી એવો નવો અર્થ બેસારી દીધો. પરંતુ ખરી હકીકત એ છે કે આ સર્વ લેખો કોતરાવનાર રાજા પ્રિયદર્શિન છે. તે જૈનધર્મી હતો એટલે તે મહાવીરનાસંવતને માનતો હતો. તથા સહસ્રામ ગામે લેખમાં ૨૫૬ની સાલ લખવાનો મુદ્દો એ હતો કે, તે સ્થાને સમ્રાટ અશોક મ. સં. ૨૫૬માં મરણ પામ્યો હતો, એમ પ્રિયદર્શિને જાહેર કર્યું છે. એટલે સિદ્ધ થાય

છે કે, અશોક અને પ્રિયદર્શિન ભિન્ન હતા, તેમજ પ્રિયદર્શિન જૈન મતાનુયાયી હતો.

સિદ્ધાપુર, બ્રહ્મગિરિ, રૂપનાથ ઈ. ઈ. ના અન્ય લેખોમાંથી પણ તે જ હકીકતને સમર્થન મળી આવતું રહે છે. તેમાં સ્પષ્ટરીતે દર્શાવાયું છે કે, પ્રિયદર્શિને પોતાની ૩૩ા વર્ષની ઉંમર હતી ત્યારે તે ઉભા કરાવ્યા છે. આપણે જાણીએ છીએ કે તેનો જન્મ ઈ. સ. પૂ. ૩૦૩-૪માં થયો હતો. (એન્શન્ટ ઇંડિયા પુ. ૨, પૃ. ૧૫૬ અને આગળ) તે ગણત્રીએ તેનું ૩૩મું વર્ષ ઈ. સ. પૂ. ૨૭૦-૧ આવશે. તેને મહાવીર સંવતમાં ફેરવી નાખતાં આબાદ ૨૫૬ની સાલ આવી રહેશે, જે આંક સહસ્રામના લેખમાં પણ જણાવેલ છે. આથી બે વાતની સાબિતી મળી રહી. (૧) પ્રિયદર્શિન જૈનધર્મી હતો ને તેણે જ સર્વ ખડકલેખો તૈયાર કરાવ્યા છે, નહીં કે સમ્રાટ અશોકે (૨) તથા પ્રિયદર્શિન અને અશોક બન્ને જુદી જ વ્યક્તિઓ છે.

અન્ય દેશોનો ઇતિહાસ પણ સરખાવી જોઈએ. મહાવંશ અને બીજા બૌદ્ધગ્રંથો આધારે નીચે પ્રમાણે સિંહલદ્વીપના રાજાઓની વંશાવળી (ઇ. એં. ૧૯૧૪, પૃ. ૧૬૯ ટી. ૬૩: કે હિ. ઈ. તથા મહાવંશ VII, ૫૧) ગોઠવાય છે.

| | ઈ. સ. પૂ. | ઈ.સ. પૂ. | વર્ષ |
|---|---|---|---|
| (૧) વિજય | ૫૨૦ | ૪૮૨ | ૩૮ |
| (૨) ગાળો (ઇન્ટરેગનમ) | ૪૮૨ | ૪૮૧ | ૧ |
| (૩) પાંડુવાસ | ૪૮૧ | ૪૫૧ | ૩૦ |
| (૪) અભય | ૪૫૧ | ૪૩૧ | ૨૦ |
| (૫) પંકુડક (લૂંટારો) | ૪૩૧ | ૩૬૮ | ૬૪ |
| (૬) મુસાટીવ | ૩૬૮ | ૩૦૯ | ૫૯ |
| (૭) ગાળો (ઇન્ટરેગનમ) | ૩૦૯ | ૩૦૩ | ૬ |
| (૮) તિસ્સા | ૩૦૩ | ૨૬૩ | ૪૦ |
| (૯) ઉત્તિય | ૨૬૩ | ૨૫૩ | ૧૦ |

ઉપરની સાલવારી સાથે, મગધપતિની વંશાવળીઓ સરખાવતાં, બધો મેળ પણ મળી રહે છે; જેમકે (અ) અજાતશત્રુના રાજ્યે ૮મા વર્ષે (૫૨૮-૮) ૫૨૦ માં વિજય ગાદીએ બેઠો અને ઉદયનરાજ્યે ૧૪મા વર્ષે (૪૯૬-૧૪) ૪૮૨માં તે મરણ પામ્યો. (આ) નાગદશકરાજ્યે ૨૧મા વર્ષે (૪૭૨-૨૧) ૪૫૧ માં પાંડુવાસનું મરણ થયું. (ઇ) ચંદ્રગુપ્તના ૧૪મા વર્ષે (૩૮૨-૧૪) ૩૬૮માં પંકુડક મરણ પામ્યો. (ઉ) અશોકના રાજ્યાભિષેક બાદ ૧૭મા વર્ષે (૩૨૬-૧૭) ૩૦૯ માં મુટાસિવ મરણ પામ્યો. (ઋ) અને પ્રિયદર્શિનના રાજ્યે (જેને વિદ્વાનોએ અશોક ગણાવ્યો છે) ૨૬મા વર્ષે (૨૯૦-૨૬) ૨૬૪માં તિસ્સાનું મરણ થયું હતું. [ધ્યાનમાં રાખવાનું કે, તિસ્સા નામે બે પુરૂષો થયા છે. એક, અશોકનો ભાઈ તિસ્સા (અમને ખ્યાલ છે ત્યાંસુધી તેનું નામ તિસ્સા નહીં પણ તિષ્ય હતું. જુઓ પ્રા. ભારતવર્ષ પુ. ૨, પૃ. ૨૬૧, ટી. નં. ૬૩) અને બીજો સિંહલપતિ તિસ્સા. આ બન્ને નામની સામ્યતાને લીધે વિદ્વાનોએ બન્નેને તિસ્સા નામથી સંબોધ્યા છે ને બન્નેનાં મરણ અશોકના રાજ્યે થયાનું મનાવ્યું છે. તેમાંનો અશોકનો ભાઈ તો અશોકના રાજ્યે ૮મા વર્ષે (૩૧૮માં) મરણ પામ્યો છે. પણ સિંહલપતિ રાજા તિસ્સા તો પ્રિયદર્શિનના રાજ્યે ૨૬મા વર્ષે (૨૯૦-૨૬) ૨૬૩-૪ મરણ પામેલ છે છતાં, અશોક અને પ્રિયદર્શિનને એક માનતા હોવાથી તેમણે સિંહલપતિને પણ અશોકના રાજ્યે મરણ પામ્યાનું જણાવ્યું છે. જ્યારે ખરી હકીકત એમ છે કે સિંહલપતિ મુટાસીવ મરણ પામ્યો છે, (પુ. ૨, પૃ. ૨૬૪, ટી. નં. ૭૧) ત્યારે અશોકનું રાજ્ય (રાજ્યાભિષેક બાદ) ૧૭ વર્ષ તો ચાલી પણ ગયું હતું અને બાકી ૨૦ વર્ષ જ રહ્યાં હતાં તથા અશોકના મરણ સમયે તિસ્સાને ગાદીએ બેસી ગયા લગભગ તેરેક વર્ષ પણ થઈ ગયાં હતાં. એટલે માનવું જ રહે છે કે રાજા તિસ્સાનું મરણ અશોકની પાછળ ગાદીએ આવનાર પ્રિયદર્શિનના રાજ્યે ૨૬મા વર્ષે થયું હતું.]

બીજા દેશોના ઇતિહાસ શું કહે છે તે પણ તપાસીએ. નિગ્લિવ અને રૂમિન્ડીઆઈના સ્તંભલેખથી માલૂમ પડે છે કે પ્રિયદર્શિને, નેપાળ, ભૂટાન, તિબેટ ઈ. હિમાલયની પેલી પારના દેશોની મુલાકાત લીધી છે. વળી કાશ્મિરના ઇતિહાસથી જાણી ચૂકયા છીએ (પ્રાxભા. પુ. ૨, પૃ. ૪૮૯ અને આગળ) ત્યાં ધર્માશોક નામે એક રાજા થયો હતો. મિ. ટોમાસના

કથન પ્રમાણે (કલ્હણકૃત રાજતરંગિણિ—અનુવાદક પ્રો. સ્ટાઈન) તેણે તે દેશમાં જૈનધર્મ દાખલ કર્યો હતો. એટલે માનવાને કારણ મળે છે કે, કદાચ જે રાજાએ આ લેખો ઉભા કરાવ્યા છે તેને સંબંધ હોય. વળી તિબેટનો નામાંકિત વિદ્વાન પં. તારાનાથ, ખોટાન વિશે લખતાં જણાવે છે કે, સંબાતિ (સંપ્રતિ) એ તે દેશ ઉપર ૫૪ વર્ષ રાજ્ય કર્યું છે. મહાવંશમાં આ પ્રદેશના રાજાની જે વંશાવળી આપી છે તેમાં ધર્માશોકનું રાજ્ય ૫૪ વર્ષ ચાલ્યાનું કહ્યું છે. આ સંબંધમાં મિ. વિન્સેંટ સ્મિથે (અશોક પૃ. ૮૨) ટીકા કરતાં જણાવ્યું છે કે "અશોકનું રાજ્ય ૫૪ વર્ષ ઠરાવીને, ઈ. સ. પૂ. ૩૦૧–૨માં લઈ જવાથી દેખીતી રીતે ૪૮–૪૯ વર્ષ પૂર્વે તેને લઈ જવો પડે છે." (આ વર્ણન મિ. સ્મિથે, પંડિત તારાનાથે કરેલ તિબેટના રાજકુમાર કુસ્થનના વૃત્તાંતમાંથી ઉતાર્યું છે, અને પોતાને શંકા લાગવાથી, **દેખીતી રીતે** શબ્દ ઉપર ખાસ ભાર મૂકયો હોય એમ લાગે છે) એટલે કે તેમણે અશોકને જ ધર્માશોક માની લીધો છે. પરંતુ ભૂલવું જોઇતું નથી કે, અશોકે ૪૧ વર્ષ રાજ્ય કર્યું છે જ્યારે પ્રિયદર્શિને ૫૪ વર્ષ કર્યું છે. આ સંબાતિ અને ધર્માશોક વિશે હવે પત્તો મેળવીએ. મિ. સ્મિથ લખે છે કે (અશોક પૃ. ૭૦):—" અશોકના મરણ પછી, મૌર્ય સામ્રાજ્યના બે ભાગ પાડવામાં આવ્યા હતા. પૂર્વ ભાગની રાજધાની પાટલિપુત્ર હતી અને ત્યાં દશરથનો અધિકાર હતો, જ્યારે પશ્ચિમની રાજધાની ઉજ્જૈની હતી અને ત્યાં સંપ્રતિનો અધિકાર હતો. મગધના સમ્રાટોની નામાવલીમાં સંપ્રતિનું નામ પુરાણકારોએ મૂકયું પણ છે." બીજા લેખક કહે છે કે (મૌ. સા. ઈ. પૃ. ૬૫૪) "મગધ ઉપર સંપ્રતિએ રાજ્ય કર્યા વિશેના પૂરાવાનો ટોટો નથી." વળી કે હિ. ઇં. પૃ. ૧૬૬ માં લખેલ છે કે, "અશોકના બીજા પૌત્ર સંપ્રતિએ સોવસા ઉજ્જૈનમાં રાજ્ય ભોગવ્યું છે." જૈનગ્રંથ પરિશિષ્ટ પર્વમાં જણાવ્યું છે કે, અશોકના અંધપુત્ર કુણાલનો પુત્ર સંપ્રતિ, અશોકની પછી ગાદીએ બેઠો હતો. એટલે કે સંપ્રતિ અશોકનો પૌત્ર થતો હતો. ઉપરનાં સર્વ અવતરણનો સાર આ પ્રમાણે નીકળી શકે છે કે (૧) અશોકના મરણ પછી તુરત જ મગધ સામ્રાજ્યના બે ભાગ પાડવામાં આવ્યા હતા. પૂર્વ અને પશ્ચિમ (૨) પૂર્વભાગ ઉપર અશોકનો એક પૌત્ર દશરથ રાજ્ય કરતો હતો, ને તેનું રાજનગર પાટલિપુત્ર હતું જ્યારે પશ્ચિમભાગ ઉપર અશોકના બીજા પૌત્ર સંપ્રતિનો અધિકાર હતો ને તેનું રાજનગર ઉજ્જૈની હતું (૩) તિબેટનો રાજા સંબાતિ (સંપ્રતિનું અપભ્રંશ લાગે છે) જેને સ્મિથે, કાશ્મિરના ધર્માશોક તરીકે ઓળખાવ્યો છે, તેણે ૫૪ વર્ષ રાજ્ય કર્યું હતું; જ્યારે અશોકે માત્ર ૪૧ વર્ષ કર્યું છે. આથી વધારે નહીં તો એક વસ્તુ તો સ્પષ્ટ થાય છે જ કે (તિબેટનો) સંબાતિ તે કાશ્મિરનો ધર્માશોક ભલે ન હોય, પરંતુ તે અને અશોક ભિન્ન તો છે જ, કેમકે એકે ૫૪ વર્ષ અને બીજાએ ૪૧ વર્ષ રાજ્ય કર્યું છે.

ઉપર ટાંકેલી સર્વ હકીકતો ને અવતરણોનું સમીકરણ કરીશું તો એ જ સાર નીકળશે કે, અશોકનું રાજ્ય ઈ. સ. પૂ. ૩૩૦–૨૮૯=૪૧ વર્ષનું હતું; પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ (સંબાતિ અથવા ધર્માશોક) તેનો પૌત્ર થતો હતો અને તેની પાછળ તુરત જ ગાદીએ બેઠો હતો તથા ૫૪ વર્ષ રાજ્ય કર્યું હતું એટલે તેનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૨૮૯ થી ૨૩૫ સુધીનો ગણી શકાય.

હજુ વિશેષ પૂરાવો જોઇતો હોય તો, ચિનાઈ તવારીખના બનાવો તપાસીશું. પેલા નામાંકિત લેખક મિ. રોકહીલે વિશ્વભરની તાજુબીમાંની લેખાતી ચીનાઈ દીવાલના કર્તા ચિનાઈ શહેનશાહ શિહુ–વાંગ વિશે કેટલુંક વર્ણન આપ્યું છે. તેમાંથી મિ. સ્મિથ એક વાક્ય ઉતારતાં જણાવે છે કે, "તે ચિનાઈ સમ્રાટે ઈ. સ. પૂ. ૨૪૬–૨૧૦=૩૬ વર્ષ રાજ્ય કર્યું હતું, અને ૨૨૧ માં શહેનશાહ બન્યો હતો તથા મોટી દીવાલ બાંધી હતી. આ તારીખો અંદાજી ખરી લાગે છે કેમકે અશોકનું રાજ્ય ઈ. સ. પૂ. ૨૭૩ થી ૨૪૨ સુધી ચાલ્યું છે." (અશોક, પૃ. ૮૧).

ઉપરમાં આપણે સાબિત કરી ગયા છીએ કે અશોકનો સમય ૩૩૦–૨૮૯ નો છે. પણ જો તેનો સમય ૨૭૩ નો લઇએ તો તેનો અર્થ એ થયો કે,

શિહુવાંગ ૨૪૬માં, એટલે અશોક ગાદીએ બેઠા પછી ૨૭ વર્ષે રાજા થયો છે. જેથી ૩૩૦ માંથી ૨૭ વર્ષ જતાં, ૩૦૩ માં ખરી તે રીતે ગાદીએ બેઠો કહેવાશે અને તેનું રાજ્ય ૩૦૩–૨૬૭=૩૬ વર્ષ ચાલ્યું કહેવાશે. આ સમયે પ્રિયદર્શિનનું રાજ્ય ચાલતું હતું એટલે તે, અશોકનો નહીં પણ પ્રિયદર્શિનનો સમકાલીન ગણાશે. વળી તે ગાદીએ આવ્યા પછી ૨૪૬–૨૨૧=૨૫ મા વર્ષે શહેનશાહ બન્યો છે, જેથી તેની ખરી સાલ ૩૦૩–૨૫=૨૭૮ આવશે. બીજી બાજુ પ્રિયદર્શિને પોતાના સ્તંભલેખમાં જણાવ્યું છે, કે તેણે ૧૪મા વર્ષે ૨૯૦–૧૪=૨૭૬ માં નેપાલની પ્રથમ, અને તે બાદ ૭ વર્ષે (પોતાના રાજ્યે ૨૦ મા વર્ષે) ૨૭૦માં બીજી વારની મુલાકત લીધી હતી; અને તે સમયે તેણે તિબેટ, ખોતાન વગેરે હિમાલયની ઉત્તરના પ્રદેશો જીતી લીધા પણ હતા. આ ઉપરથી સ્પષ્ટ થશે કે, શિહુવાંગે સમ્રાટપદ ધારણ કર્યું તે પછી દોઢ બે વર્ષે જ પ્રિયદર્શિને, પ્રથમ પ્રયાણ તે બાજુ કર્યું છે. ચિનાઈ શહેનશાહે તે દિવાલ પોતે સમ્રાટ બન્યા પછી બાંધી હતી કે પ્રથમથી જ બંધાયલી હતી તે ચોક્કસ જણાવ્યું નથી. પરંતુ જો સમ્રાટપદ ધારણ કર્યા પછી જ બાંધી હોય તો એમ અર્થ થાય કે, પ્રિયદર્શિન તરફથી ચીન ઉપર ચડાઈની બીકને લીધે તેમ કર્યું હશે. અને પૂર્વે બંધાયલી હોય તો, પ્રથમ તે લાકડાની બાંધી હોવી જોઇએ; કેમકે હિંદ અને ચીન વચ્ચે, છેક રાજા બિંબિસારના સમયથી વેપારીઓની આવજા થયા કરતી હતી. તેમણે મગધની રાજધાની પાટલિપુત્રને ચારે બાજુ ફરતી લાકડાની દિવાલની હકીકત સાંભળેલી પણ હોવી જોઇએ. જેથી તેનું અનુકરણ કરાયું લેખાય. પરંતુ પ્રિયદર્શિને જોતજોતામાં જ્યારે તિબેટ અને ખોટાન લઈ લીધાં ત્યારે તેવા સમર્થ આક્રમણકારને લાકડાની દિવાલથી ખાળી રાખવાનું દુષ્કર લાગવાથી, ચિનના બાદશાહે તાબડતોબ પથ્થરની દિવાલમાં ફેરવી નાખવાનું મુનાસીબ ધાર્યું હશે. આ દિવાલ બાંધવામાં અકલ્પીત ઝડપથી કામ લેવાયું છે. તે કામમાં લગભગ ચારલાખ માણસોને રોકયા હતા. વળી જો કોઇ મજુર પોતાના કામમાં બેદિલ દેખાતો તો તેને સખ્ત શિક્ષા કરવામાં આવતી. કેટલાકને શરીરના અવયવો પણ ગુમાવવા પડયા હતા. આ હકીકતથી સહજ કલ્પના કરી શકાય છે કે, તેણે કેવી ઝડપથી અને પ્રિયદર્શિન તરફથી ચડાઈને લીધે કેવી અધિકારાઈથી, તે કામ પૂરૂં કર્યું હોવું જોઇએ. પરંતુ ખોટાન જીતી કાશ્મિરને રસ્તે થઇને પ્રિયદર્શિનને સ્વદેશ સિધાવતો જ્યારે તેણે સાંભળ્યો ત્યારે તેને છુટકારાનો દમ લીધો હશે. ફરીને ૭ વર્ષે પાછો પ્રિયદર્શિન નેપાલ ગયો ત્યારે તો દિવાલ પૂરી થયાને બારેક મહીના પણ થઇ ગયા હતા; પણ પ્રિયદર્શિનને ચિન દેશની કે તેની દિવાલની કાંઈ પડી જ નહોતી (તેના કારણ માટે જુઓ, એન્શન્ટ ઇંડિયા, પુ. ૨ પૃ. ૨૮૨–૮૬). તેને સમય મળ્યો હોત તોયે ચડાઈ કરી હોત કે કેમ તે પ્રશ્ન છે. કેમકે આ સમયે ઈ. સ. પૂ. ૨૭૦ માં સમ્રાટ અશોકની ભર માંદગીના–બલ્કે તેના મરણના–સમાચાર મળતાં જ તરત તે સ્વદેશે પાછો ફર્યો હતો. સંભવ છે કે ચિનાઈ શહેનશાહને, પોતે દીર્ઘદષ્ટિથી બંધાવેલી દિવાલ હિંદી સમ્રાટને અનુલ્લંઘનીય દેખાવાથી ચડાઈ કરવાનો ઇરાદો પડતો મૂકાયો હશે, એવા વિચારે સંતોષ પણ ઉપજ્યો હોય.

પૃ. ૨૯૬ થી ૩૦૫ સુધી કરેલ ચર્ચાનું યથાસ્થિત મનન કરવામાં આવશે તો ચોક્કસ નિર્ણય બંધાશે કે

(૧) સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત નહીં પણ અશોક હતો.

(૨) અશોકનું રાજ્ય ઈ. સ. પૂ. ૩૩૦ થી ૨૮૯=૪૧ વર્ષ ચાલ્યું હતું. અલેકઝાંડરને તે જ મળ્યો હતો, તેમજ સેલ્યુકસે ૩૦૪ માં તેને જ પોતાની પુત્રી પરણાવી હતી.

(૩) તેની પછી પ્રિયદર્શિન ગાદીએ બેઠો હતો. તેનું રાજ્ય ૨૮૯ થી ૨૩૫=૫૪ વર્ષ ચાલ્યું હતું અને તે અશોકનો પૌત્ર થતો હતો.

(૪) સર્વે ખડકલેખો અને સ્તંભલેખો અશોક નહીં પણ પ્રિયદર્શિને જ કરાવ્યા હતા. તે પોતે જૈન હોવાથી, તે લેખોમાં જૈનધર્મનાં સિદ્ધાંતોનું નિરૂપણ કરાયેલું છે. અત્યારે વિદ્વાનો તેને જે બૌદ્ધધર્મને લગતું માને છે તે તદ્દન ભૂલ ભરેલું છે.

૩

ઇતિહાસ સર્જનમાં સમયાવલી કેટલી બધી ઉપયોગી થઈ પડે છે તથા તેની મદદથી સેંડ્રૅકોટસ-ચંદ્રગુપ્ત, તેમજ અશોક-પ્રિયદર્શિન સંબંધી ચાલી આવેલ માન્યતામાં કેવા બહોળા પ્રમાણમાં પલટો થઈ ગયો છે તે સઘળું, ઉપર કરેલ ચર્ચાથી હવે આપણી સમજણમાં આવી ગયું છે. તે જ પ્રમાણે ઇતિહાસ સર્જનમાં એક બીજું અંગ જે મદદરૂપ થઈ પડે તેમ છે, છતાં જે તરફ જોઇ તેટલું ધ્યાન અપાયું નથી, તેનું વિવેચન અત્ર કરવા માંગુ છું. જેમ શિલાલેખ અને સિક્કાલેખનું મહત્ત્વ અંકાય છે તેમ પુસ્તકમાં આપેલી પ્રશસ્તિઓનું મૂલ્ય પણ લેખાય છે અને તે જ હિસાબે તેમની મદદ અનિવાર્ય ગણાય છે. આટલું તો તેમાં આવેલ અક્ષરોની કિંમત પૂરતું થયું; જ્યારે સિક્કાઓમાં લેખના શબ્દો ઉપરાંત કેટલાંક ચિહ્નો, દશ્યો અને મહોરાંની છાપ ઈ. હોય છે એટલે તે પ્રમાણમાં તેની ઉપયોગિતા વિશેષ ગણવી રહે છે. જેમ સિક્કામાં છે તેમ, જેને ટોપ્સ-સ્તૂપો તરીકે ઓળખાવાય છે તેમાં પણ, લેખો અને દશ્યો કોતરાયલાં હોય છે. એટલે તેમની કીંમત પણ સિક્કા જેટલી જ લેખી શકાય, બલ્કે કેટલેક દરજ્જે વિશેષ પણ લેખાય. કેમકે, સિક્કામાં તપાસવાનું ક્ષેત્ર બહુમાં બહુ તો તેની બન્ને બાજુને એકત્રિત કરતાં જેટલો વિસ્તાર થાય તેટલું જ હોય છે, જ્યારે ટોપ્સમાં અવલોકન કરવા માટે તો કેટલાયેગણું મોટું અને વિસ્તૃત ક્ષેત્ર પડેલું હોય છે. વળી અનેક પ્રકારનાં દશ્યો હોવાથી, વધારે બહોળા પ્રમાણમાં સરખામણી કરી જોવાનું, તથા તે ઉપર ચિંતવન અને મનન કરી નિર્ણયો બાંધવાનું સુગમતા વાળું અને સાનુકૂળતા વાળુ થઇ પડે છે. આટલી આટલી ટોપ્સના અવલોકનમાં ફળપ્રાપ્તિ હોવા છતાં, તે તરફ જોકે અન્ય કલાકારોનું અને વિજ્ઞાનીઓનું લક્ષ દોરાયું છે પરંતુ, ઇતિહાસકારોનું લક્ષ જોઇએ તેટલું ખેંચાયું નથી એ દેખીતું છે. કારણ ગમે તે હોય પણ અમારી નજરમાં તો તેની અલ્પ સંખ્યાને લીધે જ તેમ બનવા પામ્યાનું દેખાય છે. જે સ્થાને અત્યારે સ્તૂપો અસ્તિત્વ ધરાવતા દેખાય છે તેવાં સ્થાનોની ગણત્રી લેતાં સારાયે હિન્દમાં માત્ર ચારની સંખ્યા મારી નજરે ચડે છે. તેનાં નામ[1] (૧) સાંચી (૨) ભારહુત (૩) અમરાવતી (૪) અને માણિકયાલ છે. જ્યારે (૫) પાંચમાં સ્થાન તરીકે સિલોનની એક વખતની રાજધાની અનુરૂદ્ધપૂરનો પણ સમાવેશ કરી શકાશે. જ્યારે સ્તૂપો હતા પણ વિનાશને પામ્યા છે તેવાં સ્થળોની શકયતામાં, મથુરા, ઉદયગિરિ (હાથીગુંફાના લેખ પ્રમાણે) અને તક્ષીલા મળી ત્રણની કહી શકાશે. નજરે પડતા સ્તૂપોનાં પાંચ સ્થળોમાં છેલ્લાં ચાર સ્થાને એકેક ટોપ ઉભેલો દેખાય છે. જ્યારે સાંચી અને તેની આસપાસના ચાર પાંચ માઈલના વ્યાસવાળા ઘેરાવામાં નાના મોટા મળીને લગભગ ૫૮ થી ૬૦ જેટલા સ્તૂપો આવેલ છે (જુઓ પુ. ૪. પૃ. ૨૭). તે સર્વેમાંથી એક, બે કે ત્રણ સિવાયના સઘળા, એકલડોકલ સ્થિતિમાં ચણતરરૂપે મોટા ગુંબજના આકારમાં અને દુરસ્ત તેમજ ભગ્ન અવસ્થામાં, ઉભા રહેલા દેખાય છે. વળી જે અપવાદરૂપે એક બેને જણાવ્યા છે તેમાં મુખ્ય ગુંબજની આસપાસ ચારે તરફ પત્થરની દિવાલ રૂપે ગઢ-કંપાઉન્ડ બાંધેલ છે તથા તે કંપાઉન્ડને દરેક દિશાએ એકેક પ્રવેશદ્વાર-સિંહદ્વાર છે. વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમણે તે તે સ્થાનના ખાસ વર્ણન આપતાં પુસ્તકો નિહાળવાં. અત્ર તો સંક્ષિપ્તમાં આપણા ઉપયોગ પૂરતું જ વિવેચન કર્યું છે.

---

૧. આ. સ. ઈ. પુ. ૧૫. પૃ. ૨૦:-We know of but two very distinct type of Stupas. The more common is exemplified in those of Manikyal, Sanchi, Saranath and Anuruddhapur in Ceylon, they have a circular basement supporting a hemispherical dome etc.=કેવળ જુદી જ જાતના (સ્તૂપો) બે પ્રકારના આપણે જાણીએ છીએ. (તેનાં) સર્વ સામાન્ય દૃષ્ટાંત તરીકે માણિકયાલ, સાંચી, સારનાથ અને સિલોનમાંના અનુરૂદ્ધપુરના (સ્તૂપો) કહી શકાશે. તે (સર્વેમાં) ગોળ ફરતો ચોક હોય છે જેના ઉપર અર્ધ ગોળાકારે ચણેલો ગુંબજ ઉભો કરેલ હોય છે.

પ્રથમ આપણે નં. ૩ વાળા અમરાવતી સ્તૂપની હકીકત હાથ ધરીશું. આ. સ. રી. ઇં, પુ. ૧૫ માં મદ્રાસ ઇલાકાના ગુંટુરીવાડ અને કૃષ્ણા જીલ્લાનાં અન્ય શહેર સાથે અમરાવતીને લગતું વર્ણન આપવામાં આવ્યું છે; જેને લગતી કેટલીક હકીકત પ્રા. ભારતવર્ષ પુ. ૪. પૃ. ૩૧૭ થી આગળ, તેમજ પૃ. ૩૭૧ અને આગળમાં ઉતારવામાં આવી છે. તેમજ તે સ્તૂપના મૂળ શોધક કર્નલ મેકેન્ઝીનો વિસ્તારપૂર્વક હેવાલ, આ. સ. ઇં. પુ. ૧ (ન્યુ ઇમ્પિરિઅલ સિરિઝ પુ. ૬) ૧૮૮૨ (મુદ્રિત ૧૮૮૭) માં સરકારે બહાર પાડયો છે. તેમાં પૃ. ૨૩ ઉપર લખેલ છે કે "In the inscriptions this building is called the Mahachaitya or the Great Chaitya= આ મકાનને શિલાલેખોમાં મહાચૈત્ય તરીકે ઓળખાવ્યું છે" વળી તે જ પુસ્તકે પૃ. ૧માં જણાવેલા છે કે "The inscriptions we have of Pulumavi and Yagnashree from Amravati=પુલુમાવી અને યજ્ઞશ્રીના શિલાલેખો અમરાવતીમાંથી આપણને મળી આવ્યા છે." આમાંનો એક લેખ કો. આં. રે. માંથી આપણે ઉદ્ધૃત પણ કર્યો છે (જુઓ આ પુસ્તકે, છઠ્ઠા પરિચ્છેદે લેખ નં ૧૯) આ સર્વથી ખાત્રી થાય છે કે અમરાવતી સ્તૂપને આંધ્રપતિઓના સમયમાં મહાચૈત્ય તરીકે ઓળખવામાં આવતો હતો તથા તેમણે પોતાના ધર્મ માટે ત્યાં કેટલુંક દાન પણ કર્યાં છે. કર્નલ મેકેન્ઝીનો મત આ સ્તૂપ વિશે નોંધતાં તેમાં લખેલ છે કે (મજકુર પુ. પૃ. ૩) "His own belief that it might be Jain was credible=તે (સ્તૂપ) જૈનધર્મી હોવાનો તેમનો મત વધારે વિશ્વસનીય છે" જ્યારે કો. આં. રે.ના લેખક ડૉ. રેપ્સને તો તેને જૈન મતાનુયાયી હોવાનું જરા વધારે ભારપૂર્વક જણાવ્યું છે. ગમે તેમ હો, પરંતુ જેમ આ બે વિદ્વાનોએ તે સ્તૂપને જૈનધર્મી ઠરાવવાનું વલણ દર્શાવ્યું છે તેમ (તેજ પુસ્તકમાં પૃ. ૨૩ ઉપર) જણાવવામાં આવ્યું છે કે "Long after Col. Mackenzie's time, it was first surmised that the Amravati Stupa was a Buddhist document=કર્નલ મેકેન્ઝીના સમય પછી લાંબે કાળે એવો અનુમાન કરાયો હતો કે અમરાવતી સ્તૂપ બૌદ્ધધર્મીનું સ્મારક છે." મતલબ કે તેને બૌદ્ધધર્મી ઠરાવતો મત પણ પ્રવર્તમાન છે. પરન્તુ શિલ્પકળાની ઓળખના ઉંડા અભ્યાસી તથા તે વિષય ઉપર બે મોટા ગ્રંથો પ્રગટ કરનાર મિ. જેમ્સ ફરગ્યુસન, અમરાવતી ટોપના શિલ્પ-દશ્યોનું અવલોકન કરી પોતાનું મંતવ્ય વ્યક્ત કરતાં જણાવે છે (હિ. ઇં. ઈ. આ. પુ. ૧. પૃ. ૧૧૨) "As repeatedly mentioned, there is little trace of any image of Buddha or Buddhistic figure being set up for worship, much before the Christian era=વારંવાર (હું) કહી રહ્યો છું તેમ, બુદ્ધદેવની કે બૌદ્ધધર્મને લગતી કોઈ આકૃતિ-મૂર્તિ-પૂજા માટે સ્થાપન કરાયાની લેશ પણ સાબિતી મળતી નથી-(બલ્કે) ઈ. સ. પૂ. ના સમય પહેલાં તો વિશેષપણે (તેમ બન્યું છે)" કહેવાનું તાત્પર્ય એ છે કે, બૌદ્ધ ધર્મમાં પૂજા-ભક્તિ નિમિત્તે કોઈ મૂર્તિની સ્થાપના, ઈ. સ. પૂ. ના સમય સુધી થયાનો તેમને કિંચિતમાત્ર પણ પૂરાવો મળ્યો નથી એમ તે ભારપુર્વક જણાવે છે. એટલે જો કોઈ મૂર્તિ ઈ. સ. પૂ. ના સમયની ઠરી શકતી હોય તો તે બૌદ્ધધર્મની નથી એ ચોક્કસપણે માનવું રહે છે. તેમના જેવા જ બૌદ્ધસાહિત્યના એક બીજા અથંગ અભ્યાસી પ્રો. રીઝ ડેવીઝ પોતાના બુદ્ધિસ્ટીક ઇંડિયા ગ્રન્થમાં પૃ. ૧૫માં સ્વતંત્ર મંતવ્યરૂપે જણાવે છે કે "As usual, the Buddha himself is not delineated at the Bharhuta Stūpa=હમેશની પેઠે, ભારહુત સ્તૂપ (નાં દશ્યો)માં બુદ્ધ ભગવાનની કોઈ પ્રતિકૃતિ-ચહેરો જ કોતરાયો (દેખાતો) નથી; એટલે કે, જેમ અન્ય ઠેકાણે બુદ્ધદેવની કોઈ મૂર્તિ કે બિંબ હમેશાં કોતરાયલી નજરે પડે છે તેમ ભારહુત સ્તૂપનાં દશ્યોમાં બનવા પામ્યું નથી. તેમની કહેવાની મતલબ એ છે કે, જ્યાં જ્યાં બુદ્ધદેવ કે બૌદ્ધધર્મને લગતું સ્મારક હોય છે ત્યાં ત્યાં સર્વથા અને સર્વદા તેમની પ્રતિમા કે બિંબ સ્થાપન

કરવાનો રિવાજ જ પડી ગયેલ છે, છતાં તે નિયમ ભારહુત સ્તૂપમાં સચવાયલો દેખાતો નથી. એટલે સાર એ નીકળે છે કે, ભારહુત સ્તૂપ બૌદ્ધધર્મી સ્મારક હોવા વિશે તેમને શંકા ઉદ્ભવી છે. અત્ર આપણે અમરાવતી સ્તૂપનું વર્ણન કરી રહ્યા છીએ જ્યારે હકીકત ભારહુત સ્તૂપની ટંકાઈ ગઈ છે, તેથી વાચકને તે કદાચ અસંગત લાગશે. તેમના મનનું સમાધાન કરવાને જણાવવાનું કે આધારવાળું વાક્ય તો, બૌદ્ધધર્મમાં મૂર્તિ કોતરાવવાની પ્રણાલિકા ક્યારની થઈ લાગે છે તે પરત્વે ધ્યાન ખેંચવા પૂરતું જ છે, બાકી જ્યારે તેમાં ભારહુતનું નામ સ્પષ્ટપણે દર્શાવાયું છે ને તત્સંબંધી તેમણે પોતાનો અભિપ્રાય જણાવી દીધો છે તો, (આગળ ઉપર) આપણે જ્યારે આ પારિગ્રાફમાં તેનું વિવેચન કરીશું ત્યારે તે ઉપયોગમાં લઈશું, ને લેવાનો પણ છે. આ બન્ને વિદ્વાનોના અભિપ્રાયો ખૂબ ઉંડા અભ્યાસના પરિણામજન્ય હોવાથી વિશેષ વજનદાર લેખાતા આવ્યા છે અને તેમના કહેવા પ્રમાણે સિદ્ધ થાય છે કે, ઈ. સ. પૂ. ના સમયે બૌદ્ધ સ્મારકમાં કોઈ મૂર્તિ કે આકાર કોતરવામાં આવતો નહોતો. આ સિદ્ધાંતને ઉથલાવીને બીજા શબ્દોમાં જો રજુ કરીએ તો, એમ ફલિતાર્થ નીકળે છે કે, ઈ. સ. પૂ. ના સમયની જો કોઇ મૂર્તિ–આકાર કે બિંબ મળી આવે તો તે જૈનધર્મની જ છે એમ સમજી લેવું. પરંતુ આકારરૂપે ન હોય ને કેવળ પાદચિહ્નરૂપે હોય તો તે જૈનધર્મનું પણ સ્મારક હોય અથવા બૌદ્ધધર્મનું પણ હોય.

એટલે અમરાવતી સ્તૂપના મૂળ શોધક કર્નલ મેકેન્ઝીના અને કો. આં. રે. ના લેખક ડૉ. રેપ્સનના પૃ. ૩૦૭ ઉપર જણાવેલ મત પ્રમાણે, જૈનધર્મનો તે સ્તૂપ હોવાનું જણાયું છે, છતાં તે બૌદ્ધમતનો પણ હોવા વિશે જ્યારે પ્રશ્ન ઉદ્ભવ્યો હતો ત્યારે આપણે અન્ય પૂરાવા શોધવા પ્રયાસ કરવો પડયો હતો. વિશેષમાં ઉપરના પારિગ્રાફે જે સિદ્ધાંત તારવી કાઢયો છે તે આધારે આ પ્રશ્નને કસી જોતાં બહુ ઉપયોગી નિર્ણય બંધાય તેમ દેખાતું નથી. ખરી વાત છે કે, અમરાવતી સ્તૂપના બાહ્ય કોતરકામમાં આકૃતિરૂપે અનેક દશ્યો (પુ. ૪, આકૃતિ ૩૭ તથા આ પુસ્તકની છેવટે) કોતરાયલાં નજરે પડે છે પણ મૂળ સ્વરૂપ–જેની પૂજા ભક્તિ કરવા માટે તે આખોયે સ્તૂપ ઉભો કરવામાં આવ્યો છે તે મૂર્તિરૂપે નથી, બલ્કે (પુ. ૪, આકૃતિ નં. ૪૦ તથા ૪૧) ચરણ પાદુકારૂપે જ છે. એટલે, ઉપર જણાવેલ સિદ્ધાંત પ્રમાણે તો તે બૌદ્ધધર્મી પણ હોય અને જૈન ધર્મી પણ હોય. સાથે સાથે યાદ રાખવાનું કે, તે સ્તૂપની જગ્યાએથી અનેક મૂર્તિઓ પણ મળી આવી છે. તેમાંની બે (જેનું વર્ણન આગળની લીટીઓમાં અપાયું છે) વિદ્વાન શોધકે–કહો કે મદ્રાસ સરકારના સંશોધન ખાતાએ સાચવી રાખીને રજુ પણ કરી દીધી છે. એટલે મૂર્તિઓનું અસ્તિતત્વ પણ કહી આપે છે કે તે બૌદ્ધધર્મી સ્તૂપ નથી કેમકે અમરાવતી સ્તૂપનો સમય જ ઈ. સ. પૂ.નો છે. જોકે વિદ્વાનોએ મહાવિજયના કર્તા રાજા ખારવેલનો સમય, શુંગવંશી પુષ્યમિત્રના સમકાલીન તરીકે લેખીને ઈ. સ. પૂ. ૧૮૦નો ઠરાવ્યો છે પણ આપણી ગણત્રીએ ઈ. સ. પૂ. ૪૨૯નો એટલે પાંચમી સદીનો છે. માન્યતામાં ભલે સમય પરત્વે અઢીસો વર્ષનો ફેર છે છતાંયે તે તે ઈ. સ. પૂ.નો તો છે જ ને? અને ઉપરનો સિદ્ધાંત પણ એ જ કહે છે કે, ઈ. સ. પૂ.ની જો મૂર્તિ હોય તો તે બૌદ્ધની નહીં પણ જૈનધર્મી જ લેખાય. એટલે પણ સાબિત થઈ જાય છે કે અમરાવતી સ્તૂપ જૈન-ધર્મનો જ છે. છતાયે શંકાને જરા પણ સ્થાન ન મળવું જોઇએ તે હિસાબે વિશેષ સાબિતી મેળવવા આપણે નીકળવું રહ્યું.

હાથીગુંફાનો કર્તા રાજા ખારવેલ છે અને તેણેજ આ મહાવિજયપ્રાસાદ બનાવરાવ્યો છે એમ સ્વમુખે તે જાહેર કરે છે (જુઓ હાથીગુંફા લેખ પંક્તિ ૧૦, આ પુસ્તકે પૃ. ૨૭૭) એટલે તે વસ્તુ તો નિર્વિવાદ જ ઠરી છે. તેમ રાજા ખારવેલ પોતે જૈનધર્મી છે તે પણ વિદ્વાનોને કબૂલ મંજૂર જ છે. એટલે તે ન્યાયે આ મહાવિજય પ્રાસાદ–અમરાવતી સ્તૂપ–જૈનધર્મનું સ્મારક હોવાની ખાત્રી થઈ ચૂકી ગણાય. છતાં વિશેષ જીવતો જાગતો પૂરાવો જોઇતો હોય તો, તે સ્તૂપમાંથી જે બે મૂર્તિઓ ખોદકામ કરનારા ખાતાને મળી આવી છે તે પણ રજુ કરાઈ છે (પુ. ૪, આકૃતિ

નં. ૩૮, ૩૯; વળી જુઓ આ પુસ્તકના અંતે ) તે બન્ને મૂર્તિઓ જૈનધર્મના ૨૩મા તીર્થંકર પાર્શ્વનાથની છે. તેનું સ્વરૂપ માત્ર જોવાથી પણ, ગમે તેવો બીન અનુભવી પણ, વિના સંશય કહી શકે તેમ છે કે તે પાર્શ્વનાથની છે, અને તેથી જૈનધર્મની જ છે. આ બધાં નિવેદનથી ચોક્કસ ખાત્રી થાય છે કે, અમરાવતી સ્તૂપ કેવળ જૈનધર્મના પ્રતિકરૂપ જ છે. વિદ્વાનોએ તેને જે બૌદ્ધધર્મી જાહેર કર્યો છે તે તેમના જૈનધર્મ વિષયક અભ્યાસની ખામીને લીધે બનવા પામ્યું છે એમ સમજવું. આ પ્રમાણે અમરાવતી સ્તૂપનો ઇતિહાસ જાણવો.

હવે તેવો જ બીજો સ્તૂપ–સાંચીનો છે તે વિશે વિચાર કરીએ. સાંચીનો પ્રદેશ અને તેમાં ઉભા કરાયલા સ્તૂપો જૈનધર્મના સ્મારકરૂપે છે એમ પ્રાચીન ભારતવર્ષ પુ. ૧ માં પૃ. ૧૮૧, પૃ. ૧૮૬–૯૨ સુધી અને ૧૯૫–૨૦૦ સુધી તથા પુ. ૨ માં ચંદ્રગુપ્તના વૃત્તાંતે પૃ. ૧૯૦–૯૬ સુધી, તથા સમ્રાટ પ્રિયદર્શિનના વૃત્તાંતે પૃ. ૩૭૧ માં તેમજ પુ. ૪ માં કુશાનવંશીઓના અધિકારે પૃ. ૧૫૪; તથા પૃ. ૨૧૮–૧૯ તેમજ પૃ. ૩૬૯ થી૭૩ સુધી—એમ જુદા જુદા પ્રસંગો ઉપસ્થિત થતા, અનેક સાક્ષી અને પૂરાવાઓ આપી સિદ્ધ કરી બતાવ્યું છે. એટલે તેની ચર્ચામાં ન ઉતરતાં, તે પ્રદેશની મહત્તા જૈનધર્મના કયા પ્રસંગ સાથે યુક્ત થયેલ છે તે સમજાવવા જ અત્ર પ્રયત્ન કરીશું.

જૈનસાહિત્યના સમર્થ સાહિત્યકાર અને વિવેચક શ્રીહેમચંદ્રસૂરિએ પોતાના પરિશિષ્ટપર્વમાં, અન્ય કોઈ પ્રદેશના શાસકોની નામાવળી ન આપતાં કેવળ અવંતિની જ આપી છે. તે વસ્તુ જ બતાવી આપે છે કે તે સ્થાન વિષે તેમને ખાસ વિશિષ્ટતા દર્શાવવાની ઉપયોગિતા લાગી છે. તેમાં પણ તેની આદિ, શ્રીમહાવીરના નિર્વાણની રાત્રીએ અવંતિપતિ રાજા ચંડપ્રદ્યોતનું જે મરણ થયું છે ત્યાંથી જ કરી બતાવી છે. એટલે સમજવું રહે છે કે તેમને અવંતિ સાથે મહાવીરના નિર્વાણનો સંબંધ છે એમ બતાવવાનો આશય પણ હોય. વળી જૈનગ્રંથોથી એટલું તો સ્પષ્ટપણે જણાયું છે કે, શ્રીમહાવીરે પોતાને કૈવલ્યજ્ઞાન ઉત્પન્ન થયા બાદ, બીજે દિવસે ગૌતમાદિને શિષ્યો બનાવી જે સ્થળે ગણધરો નીમ્યા છે તે તેનું નામ મધ્યમ અપાપાનગરી હતી. તેમજ પોતાનો સ્વર્ગવાસ પણ મધ્યમ અપાપામાં થયો છે. એટલે કે ગણધરપદની સ્થાપના અને નિર્વાણ પામવાનું સ્થળ એક જ નગરે છે. બારમી સદીના રચયિત, શ્રીગુણચંદ્રના મહાવીરચરિત્ર પૃ. ૨૫૧, પ્રસ્તાવ ૮ માં જણાવ્યું છે કે, "દ્વાદશ જોજન છેટે રહેલી મધ્યમાનગરી તરફ (શ્રીમહાવીર) જવા લાગ્યા. પછી જેટલામાં સ્વામી મધ્યમાં નગરીએ પહોંચ્યા નથી તેટલામાં તે મધ્યમાનગરીની નજીકમાં રહેલા મહાસેન ઉદ્યાનમાં દેવતાએ સમોવસરણની રચના શરૂ કરી." આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શ્રીમહાવીરને કૈવલ્યજ્ઞાન ઉત્પન્ન થયા બાદ અને પ્રથમ દેશના નિષ્ફળ થયા બાદ, દ્વાદશ યોજન વિહાર કરીને મધ્યમાનગરીએ તેઓ પહોંચ્યા છે. ત્યાં ગામ બહાર મહાસેન વનમાં તેઓ સમોસર્યા છે.[૨] ને ચતુર્વિધસંઘની સ્થાપના કરી છે. જૈનસત્યપ્રકાશ, પુ. ૪. પૃ. ૧૫ માં લખેલ છે કે, "આ પાવાપુરીનું પ્રથમ નામ અપાપાપુરી હતું. અહીં શ્રી હસ્તિપાલ રાજા રાજ્ય કરતો હતો. વીર નિર્વાણ પૂર્વે ૩૦ વર્ષે ભગવાન મહાવીરે અહીં પધારી ઇંદ્રભૂતિ–ગૌતમ વગેરે મુખ્ય અગિયાર બ્રાહ્મણોને પ્રતિબોધ કરી સંઘસ્થાપના કરી હતી. આ પછી બરાબર ત્રીસ વર્ષે અંતિમ ચતુર્માસ માટે પ્રભુ મહા-

(૨) प्रद्योतस्य प्रिय दुहितरं वत्सराजोऽत्र जन्हे ।
हैम ताल द्रुमवनमभुदत्रतस्यैव राज्ञः ॥
( પૂર્વ મેઘદૂત )
પૂર્વે આંહી હરી, ઉદયને (વત્સરાજ)
વ્હાલી પ્રદ્યોત (મહાસેન) પુત્રી;
તે રાજાનું અહીં વન હતું. તાલનું હેમવર્ણું.

[નોંધ: तस्यैव શબ્દ છે તે, તે રાજાની વનની માલિકી ઉપરાંત, તે વનનું નામ પણ રાજાના નામે જ (એટલે કે મહાસેન રાજા અને એ મહાસેન વન પ્રાચીન ઇતિહાસમાં જાણીતું છે) હતું, તે સૂચવવાને જ વપરાયો લાગે છે. ]

વીર અહીં પધાર્યા અને તેમની પ્રાણિમાત્રને હિતકારીણી અંતિમ દેશના અહીં જ થઈ."

વિવિધ તીર્થકલ્પ, પૃ. ૪૪, સિંધી ગ્રન્થમાળાના વાચનથી[3] પણ તેજ અભિપ્રાય ઉપર અવાય છે. તેમજ ચંડપ્રદ્યોત અવંતિપતિનું ખરૂં નામ મહાસેન હતું તે જૈનગ્રન્થમાં, તેમજ કવી ભાસના 'સ્વપ્નવાસવદત્તા' આદિ ગ્રન્થોથી સુપ્રસિદ્ધ છે. મેઘદૂતના કર્તા કાલિદાસ કવિએ તો એટલે સુધી જણાવ્યું છે કે તે ચંડપ્રદ્યોત રાજાની માલિકીનું જ અને અને તેના જ નામનું વન અવંતિમાં હતું. એટલે કે અવંતિમાં મહાસેન નામનું વન આવેલું છે. વળી ત્રણસો વર્ષ ઉપરના જૈનઆચાર્યોએ બનાવેલ સ્તવન કહે છે કે,[4] શાસનના નાયક એવા શ્રીવીર પ્રભુને જ્યારે કેવળજ્ઞાન ઉપજ્યું ત્યારે, રાજા મહાસેન (ચંડપ્રદ્યોત) ચતુર્વિધ સંઘની સ્થાપના કરવાને (પોતાના નગરના) વનમાં આવ્યો (ગયો) હતો. મતલબ કહેવાની એ છે કે રાજાનુ નામ પણ મહાસેન અને વનનું નામ પણ મહાસેન હતું. ત્યાં કૈવલ્ય પ્રાપ્ત થયા બાદ ચતુર્વિધ સંઘની સ્થાપના (ગણધરપદની સ્થાપનાનો પ્રસંગ પણ તેનું એક અંગ જ ગણાય છે) રાજા ચંડપ્રદ્યોતની સમીપે કરવામાં આવી છે અને ગણધર સ્થાપનાવાળું સ્થળ મધ્યમઅપાપા હતું. એટલે સર્વ હકીકતનું સમીકરણ કરીશું તો ફલિતાર્થ એ નીકળે છે કે, ચંડપ્રદ્યોત ઉર્ફે મહાસેન અવંતિપતિની હાજરીમાં તેના નગરના મહાસેન નામના એક ઉદ્યાનમાં જ મહાવીરે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી હતી. અને તેમનુ નિર્વાણ પણ તે જ નગરે એટલે તે મધ્યમ અપાપામાં જ થયું હતું. તેને તે સમયે મધ્યમ અપાપાના નામથી ઓળખવામાં આવતી હતી. બીજી વાત એ છે કે તે 'અપાપા=પાપરહિત' નગરીએ જ્યારથી મહાવીર જેવા પરમ પવિત્ર વિભૂતિના પ્રાણ હર્યા ત્યારથી પાપવાળી થઈ ગઈ એટલે અપાપાને બદલે પાપાપુરી. (જુઓ ઉપરની ટીકા નં. ૨,) કહેવાઇ અને કાળે કરી પાપાપુરીને બદલે પાવાપુરી નામ તેનું પડી ગયું. મતલબ કે પાવાપુરી તે તો લોકવાયકાથી પડી ગયેલું નામ છે. નહીં કે તેનું ખરૂં નામ. આ પ્રમાણે જ્યારે નક્કી થાય છે ત્યારે શ્રીહેમચંદ્રસૂરિએ શા માટે કેવળ અવંતિ પ્રદેશની જ અને તે પણ શ્રીમહાવીરના નિર્વાણ પ્રસંગને જોડીને જ નામાવળી આપી છે તેનો ગર્ભિત આશય પણ ખુલ્લો સમજી જવાય છે. વળી ગ્રંથારૂઢ થયેલ આ બીનાને નીચેના પારિગ્રાફે જણાવેલ શિલાલેખ તેમજ અન્ય ઐતિહાસિક પૂરાવાથી સમર્થન મળી જાય છે. એટલે તે હકીકત નક્કર સત્ય તરીકે સ્વીકારવીજ રહે છે.

મૌર્યવંશી રાજાઓનો કુલધર્મ જૈન હતો. તે વંશના આદિ સમ્રાટ ચંદ્રગુપ્તે આ સાંચી સ્તૂપની ફરતી ગવાક્ષમાં દીવાઓની હારમાળા પ્રગટાવવાને, સર કનિંગહામના કહેવા પ્રમાણે એક મોટી રકમનું દાન દીધું છે. (જુઓ પુ. ૨, પૃ. ૧૯૧, ટી. ૧૦૩). જૈનસાહિત્ય ગ્રંથોમાં (ક. સૂ. સુ. ટી. પૃ. ૧૦૨) જણાવવામાં આવ્યું છે કે "જ્યારે શ્રીમહાવીર કાળધર્મને પામ્યા ત્યારે એકઠા થયેલ જનસમુદાયે ભાવદીપક (શ્રીમહાવીર પોતે) અદૃશ્ય થતાં, દ્રવ્યદીપક (સામાન્ય દીપક) પ્રગટાવવા માંડયા. તે દિવસને દીપોત્સવી પર્વ-દિવાળીનું પર્વ ગણવામાં આવ્યું." આ હકીકત દીપક પ્રગટાવવાના ઉપરના કાર્યનું સ્મરણ કરાવે છે.

---

(૩) मज्झिमपावाइ पुव्विं अपावापुरि त्ति नामं आसि । सक्केणं पावापुरि त्ति नामंकयं जेण इत्थ महावीरस्वामी कालगओ । इत्थेव य पुरिए वइसाहसुद्धईक्कारसीदिवसे जंभिअगामाओ रत्ति बारसजोअणाणि आगंतूण पुव्वण्हदेसकाले महासेणवने भगवया गोअमाई गणहरा खंडिअगण परिवुडा दिक्खिआ प्पमुइया ।=જે મધ્યમ પાવાનગરીમાં ભગવાન મહાવીર કાળધર્મ પામેલા તે નગરીનું અસલ નામ અપાવાપૂરી હતું. પણ ભગવાનના કાળધર્મ પામવાથી, શક્રે તેને પાવાપૂરી કહી. વળી વૈશાખ સૂદ એકાદશીને દિવસે જંભિરા ગામથી બાર યોજન એક રાતમાં ચાલીને ભગવાન અહી આવેલા, અને અહીં આવી તેમણે ગૌતમ વગેરેને પ્રતિબોધ કરી દીક્ષિત કરેલા પ્રાણી માત્રને હિતકારિણી અંતિમ દેશના અહીંજ થઇ.

(૪) શાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો ।
સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેન વન આયો ॥

અને એવા અનુમાન ઉપર આપણને લઇ જાય છે કે રાજા ચંદ્રગુપ્તનો આશય પણ, તે સ્તૂપના જ ગવાક્ષમાં દીવા પ્રગટાવવા માટે દાન દેવાનો હેતુ કદાચ -તે સ્તૂપ જ શ્રીમહાવીરને અગ્નિદાહ દીધા બાદ તે સ્થાને ઉભો કરાયો હતો-એમ ધ્યાન દોરવાનો હોય. આ આપણા અનુમાનને પાછું તેને તે જ સ્તૂપની હકીકતથી સમર્થન મળી જાય છે. તે મૂળ સ્તૂપ જે કમ્પાઉન્ડમાં ઉભો કરવામાં આવ્યો છે તેની આસપાસ બે નાના સ્તૂપો ચણાયેલ છે. આ સ્થિતિ આપણને જૈનસંપ્રદાયમાં ચાલ્યા આવતા એક રિવાજ તરફ દોરી લઈ જાય છે. તેમાં એવો નિયમ છે કે, જ્યારે કોઈ તીર્થંકરનું નિર્વાણ થાય છે ત્યારે તેમની સાથે અનશન-વ્રત આદરી અનેક ભવ્યાત્માઓ સ્વર્ગવાસને સાધી લે છે. તે સદ્ગતાત્માઓના અગ્નિદાહ માટે ત્રણ ચિતાઓ રચાવાય છે (ક. સૂ. સુ. ટી. પૃ. ૧૨૩) એક પ્રભુના શરીર માટે, એક ગણધરોના શરીર માટે તથા એક બાકીનાં મુનિઓનાં શરીર માટે. તે સર્વેનાં શરીરોને અમુક વિધિ પ્રમાણે અગ્નિદહન કર્યા બાદ ચિતાઓને ઠારીને તેમની દાઢાઓ તથા બાકીના અંગોપાંગો ગ્રહણ કરી જાળવી રખાય છે. અને તે ઉપર સ્તૂપો કરાવાય છે. આવા સ્તૂપને કાયનિષિધિ કહેવાય છે. જેની સાબિતી આપણને હાથીગુંફાના લેખની પંક્તિ ૧૫થી રાજા ખારવેલે (પુ. ૪, પૃ. ૩૦૪) તેવો કાયનિષિધિ ઉભો કરાયાની હકીકતથી મળી પણ આવે છે. એટલે કે ગ્રંથની આ હકીકતને શિલાલેખની વાતથી ટેકો મળે છે. આ પ્રમાણે મુખ્ય સાંચી સ્તૂપ અને તેની પાસે ઉભા કરાયલા બીજા નાના બે, એમ મળીને ત્રણે સ્તૂપો, ઉપર પ્રમાણે વર્ણવાયલી પ્રથાને મૂર્તિમંત કરતા અને સાબિતી આપતા દેખાય છે. વળી ખૂબી એ થઈ છે કે, આ પ્રદેશમાં લગભગ સાઠ જેટલા નાના મોટા સ્તૂપો હોવા છતાં અત્યારે લોકવાયકા પ્રમાણે તે સ્તૂપને જ કેવળ "સિદ્ધકાસ્થાન" તરીકે ઓળખવામાં આવે છે. અને 'સિદ્ધ' શબ્દ કેવળ જૈનસંપ્રદાયનો જ (જુઓ આ પુસ્તકે પૃ. ૫૧, ટી. ૪) છે. એટલે પરાપૂર્વથી ઉતરી આવેલી દંતકથા પ્રમાણે પણ તે સ્થાન અને સ્તૂપને અરસપરસ જોડી બતાવાયા છે. વિશેષ ખાત્રી તો વળી એથી મળી રહે છે કે, તે સ્થાનમાં જે કરંડકમાં રક્ષા સાચવી રખાઈ છે તેના ઉપર "કશ્યપ" શબ્દ કોતરાયલો છે. અને એ તો જગપ્રસિદ્ધ છે કે શ્રીમહાવીર કાશ્યપગોત્રી હતા. એટલે આ સર્વ હકીકતથી શંકારહિત પૂરવાર થઈ જાય છે કે મુખ્ય સાંચીસ્તૂપ જે દેખાવમાં સૌથી મોટો છે તથા જેને "ભિલ્સાટોપ્સ" નામના પુસ્તકમાં તેના કર્તા જનરલ કનિંગહામે, સાંચીસ્તૂપ નં. ૧ (જુઓ. પુ. ૨ માં મુખપૃષ્ઠે ચિત્ર) તરીકે ઓળખાવ્યો છે તે કાશ્યપ ગોત્રી શ્રીમહાવીરને અગ્નિદાહ દેવાયાના સ્થળે જ ઉભો કરવામાં આવ્યો છે. વિવિધતીર્થ કલ્પમાં પણ શ્રીમહાવીરના નિર્વાણસ્થાને સ્તૂપ ઉભો કરાયાનું સ્પષ્ટ સૂચન છે.

भूयिष्ठाश्चर्यभूमिश्चरमजिनवरस्तूपरम्यस्वरूपा
साऽपापा मध्यमाविर्भवतु वरपुरी भूतये यात्रिकेभ्यः ॥
विविधतीर्थकल्प २५

[અર્થ-જે મહદ્ આશ્ચર્ય ભરેલી ભૂમિ છે અને જે મહાવીર (ચરમ જીનવર) ભગવાનના સ્તૂપવડે રમ્ય બનેલી છે એવી મધ્યમ અપાપા, ત્યાં આવનાર યાત્રિકોને માટે ઇચ્છિત ફળ આપનારી નગરી થાઓ.]

આ સર્વે સ્તૂપો-જેમાંના બે પૂરવાર કરી ચૂકયા છીએ અને વિશેષની વિગત હવે આપવાના છીએ-જૈનધર્મના સ્મારક હોવા છતાં, સાંચી સિવાયના સઘળે ઠેકાણે એકેક ગુંબજાકૃતિ નજરે પડે છે જ્યારે સાંચીના સ્થળે તો લગભગ ૬૦ જેટલા (પુ. ૪, પૃ. ૨૭) છે, તેનું કારણ પણ હવે સમજાય છે કે, હાલની જૈન-પ્રજાને તે પ્રદેશ પોતાના શાસનનાયક એવા શ્રીમહાવીરનું નિર્વાણસ્થાન હોવાથી, નાના કે મોટા, આબાળ કે વૃદ્ધ, વિરતિ કે અવિરતિ, સર્વને એક તીર્થધામ જેવું ગણાય છે અને પોતાના જીવનની છેલ્લી પળો તે સ્થાને ગાળવા ઇચ્છા ધરાવે છે. એટલે જ અવંતિપતિ ન હોવા છતાં, આંધ્રપતિ શાતકરણિ (પંચમ પરિચ્છેદે લેખ નં. ૪) એ અત્ર આવી દાન આપ્યું છે. તેમ જ મથુરાપતિ કુશાનવંશી મહારાજાધિરાજ વઝેષ્કે પણ, પોતે અવંતિપતિ ન હોવા છતાં, આ સ્થાને આવીને પોતાના નામનો (પુ. ૪,

પૃ. ૧૩૦-૩) શિલાલેખ કોતરાવ્યો છે. વળી આપણે જણાવી ગયા છીએ કે પ્રાચીન સમયે આ અવંતિના પ્રદેશની રાજદ્વારી નજરે ઘણી મોટી અગત્યતા ગણાતી હતી. અને તેથી જ ક્ષહરાટ નહપાણુ તથા ચષ્ઠણવંશી ક્ષત્રપોએ અવંતિની ગાદી મેળવીને 'રાજા'નું પદ ધારણ કર્યું હતું. પરંતુ રાજકીય દૃષ્ટિએ અવંતિનું સ્થાન મોખરે ગણાતું આપણું તે કથન હવે ફેરવવું પડશે. કેમકે તે પ્રદેશ ઉપર આધિપત્ય મેળવવાની તાલાવેલી તેમને રાજકીય નજરે નહોતી લાગતી પરંતુ તેઓ પોતે જૈનધર્મી હોવાથી (પૃ. ૨૧૮ તથા તે પ્રત્યેકનાં વૃત્તાંતે જુઓ) પોતાના પરમોપકારી અને શાસનાધિષ્ઠાતાની નિર્વાણભૂમિ હોઇને તેની હુંફમાં રાત્રીદિવસ રહેવાની અભિલાષાવાળી ધાર્મિક નજરને લઇને તે તાલાવેલી સેવતા હતા. રાજા નહપાણે ગોદાવરીના મૂળવાળો ત્રિરશ્મિ પર્વતનો ગોવરધનપ્રાંત મેળવવા જે અનેક યુદ્ધો ખેડયાં હતાં તેમાં પણ ધાર્મિક દૃષ્ટિ જ (પૃ. ૧૦૧, ટી. નં. ૩૦ જુઓ) મુખ્યતાએ હતી તે હવે બરાબર પૂરવાર થઇ જાય છે; તેમ જ પ્રાચીન સમયે રાજાઓ ધર્મપરાયણ જિંદગી ગાળવાને તત્પર રહેતા તથા ધર્મરક્ષણ માટે કુરબાની કરી દેતા તેની સાક્ષી પણ મળી આવે છે (પરિચ્છેદ દશમો નં. ૧૧નું વૃત્તાંત). ભલે વર્તમાન વિદ્વાનો રાજાઓની અને પ્રજાની આ પ્રકારની ભદ્રિકતાને ગમે તે રૂપમાં નિહાળે કે ગમે તેવા શબ્દોમાં ચીતરી બતાવે, અથવા તો જૈનધર્મનાં ચિહ્નોની ઓળખ ન હોવાને કારણે તેમનાં ધાર્મિક સ્મારકોને ગમે તે ધર્મના નામે ચડાવી દે, છતાં જેમ ડૉ. બ્યુલર જેવા વિદ્વાનને પણ બારીક નિરીક્ષણને અંતે જે ઉચ્ચારવું પડયું છે કે "It would be surprising if the worship of stupas, of sacred trees, of the wheel of the law, and so forth, more or less distinct traces of which are found with all sects, as well as their representations in sculptures, were due to one sect alone, instead of being heir-looms, handed down from remote times before the beginning of the historical period of India=આશ્ચર્ય જેવું છે કે, સ્તૂપોની, વૃક્ષોની (વિદ્વાનો જેને બોધિવૃક્ષ કહે છે અને જૈનો જેને રાયણવૃક્ષ કહે છે તે) તથા ધર્મચક્ર ઇ. ની પૂજાની સ્પષ્ટ જેવી નિશાનીઓ ઓછાવધતા પ્રમાણમાં સર્વધર્મમાં માલૂમ પડે છે. ઉપરાંત તેની રજુઆત કરતાં શિલ્પદશ્યો પણ, હિંદના પ્રાગ્ઇતિહાસિક યુગની આદિ થઈ તે પહેલાં પણ ઘણાં વર્ષોથી (સર્વધર્મના) વારસામાં ઉતરી આવવાનું ધરાય છે છતાં તે એક જ ધર્મનાં હોવાનું માનવું રહે છે" એટલે ડૉ. બ્યુલરનું કહેવું એમ થાય છે કે પૂજાભકિતની આવી આવી રાહરસ્મો ભલે અતિ પ્રાચીનકાળે હિંદના સર્વધર્મોમાં પ્રચલિત દેખાતી હશે છતાં તે સર્વનું મૂળ તો એક જ ધર્મમાં-અને તે પણ જૈનધર્મમાં જ અપાયલું નજરે પડે છે. અને તેમના આ અભિપ્રાયને વહેલી કે મોડી સર્વેને સંમતિ દર્શાવવી જ પડશે.

હવે સ્તૂપ ધરાવતા ત્રીજા સ્થાનનું-ભારહુતનું-વર્ણન આપીએ. ઉપર જણાવ્યા પ્રમાણે સર્વે સ્તૂપો જૈનધર્મનાં દ્યોતકરૂપ છે. પુ. ૧, પૃ. ૧૯૬માં સાબિત કર્યું છે કે, ભારહુત અને સાંચી તથા મથુરાના સ્તૂપો-તોરણો એક જ પ્રકારના-કેમ જાણે એક બીજાની નકલરૂપ-હોઇને ( જુઓ આ પુસ્તકના અંતે તેનાં ચિત્રો ), તેમ જ પુ. ૪, પૃ. ૧૫૪માં મથુરા એન્ડ ઇટસ એન્ટીકવીટીઝ આધારે સાબિત કરી બતાવ્યા પ્રમાણે મથુરા જૈનધર્મનું સ્થાન હોઇને, આ સ્થળોને પણ તેજ ધર્મના પ્રતિકરૂપે ઠરાવ્યા છે. વિદ્વાનોએ આ ભારહુત સ્તૂપને બૌદ્ધધર્મનું સ્મારક ગણ્યું છે, પરંતુ જનરલ કનિંગહામ જેવા વિદ્વાનના 'ભારહુત સ્તૂપ' નામક પુસ્તકના શબ્દો લઇને પુ. ૨, પૃ. ૬૯, ટી. ૬૬માં જણાવ્યું છે તે પ્રમાણે તે સ્થળચિત્રોમાં બૌદ્ધની જાતકકથાનાં દશ્યો નથી. આ રીતે સર્વ તરેહના પ્રમાણોથી નક્કી કરી શકાય છે કે તે જૈનધર્મનું સ્મારક જ છે. વળી તેમાં પ્રસેનજીત કોશળપતિ અને અજાતશત્રુ મગધપતિએ ભકિતભાવે ઉભા કરેલાં સ્તંભો આવેલા છે. આ રાજાઓ નિર્વિવાદીત રીતે જૈનમતાનુયાયી પૂરવાર થયા છે (પુ. ૧ તેમનાં વૃત્તાંતો

જુઓ) તેમજ તેઓ ચિત્રોમાં ભકિત કરતાં અને વંદન કરતાં દેખાય છે એટલે સિદ્ધ થાય છે કે તેમના ધર્મનાં જ સ્થાનો છે. પરંતુ આપણે તો અત્ર એ જોવાનું છે કે, તે સ્થળે જૈનધર્મનો કયો બનાવ બનવા પામ્યો હતો કે તેને આટલું બધું મહત્વ કેમ અપાયું છે!

પુ. ૪, પૃ. ૩૦૪ ઉપર હાથીગુંફા શિલાલેખનું પંક્તિવાર વિવેચન કરતાં જણાવી ગયા છીએ કે, જૈન-પ્રજામાં તેમના અરિહંત-તીર્થંકરના દેહને જ્યાં અગ્નિદાહ દેવાયો હોય છે ત્યાં-સ્તૂપ ઉભો કરવાની પ્રથા ચાલી આવતી હતી. પરંતુ તે હાથીગુંફાના લેખમાં પંકિત ૧૪માં "કાયનિષિદી" અને પંકિત ૧૫મા 'અરિહંતની નિષિદી" એવા બે શબ્દપ્રયોગો વપરાયલા દેખાય છે, જ્યારે નિષિદીનું વિવરણ કરતાં, જૈ. સા. સં. ના વિદ્વાન તંત્રીએ "જન્મમરણને વટાવી ગયેલ કાયનિષિદીસ્તૂપ" એવા જ શબ્દો માત્ર વાપર્યા છે; અને આ શબ્દો ઉપર પુ. ૪, પૃ. ૩૦૬માં નં. ૯૪, ૯૫ની ટીકામાં આપણે પણ જણાવ્યું છે કે, "કૈવલ્યજ્ઞાન જેને ઉત્પન્ન થાય તે નિયમ તરીકે હમેશાં મોક્ષે જાય જ, જેથી તે જીવને આ સંસારમાં જન્મમરણ ધરવાનો ફેરો કરવો પડતો નથી." આ બધાનો ફલિતાર્થ એ થયો કે, નિષિદી બે પ્રકારની છે. એક કાયનિષિદી કે જ્યાં શરીરને દહન કરવામાં આવ્યું હોય અને સ્તૂપ ઉભો કરવામાં આવ્યો હોય તેવું સ્થાન; અને બીજી સામાન્ય નિષિદી =અરિહંતનિષિદી, કે જ્યાં આગળ તે જીવ અરિહંત પદને પામ્યો હોય અર્થાત જ્યાં આગળ તેમને કૈવલ્ય-પ્રાપ્ત થયું હોય ને સ્તૂપ ઉભો કરવામાં આવ્યો હોય તેવું સ્થાન. આ પ્રમાણે બે પ્રકારનાં સ્થાન ઉપર જૈનસંપ્રદાયવાળાઓ પ્રાચીન સમયે સ્તૂપ રચતા હતા એવો અર્થ નિષ્પન્ન થયો. આ બે પ્રકારના મહાત્મ્ય વિશેષમાંથી, ભારહુત સ્તૂપવાળા સ્થાને કયો બનાવ બનવા પામ્યો હતો તે આપણે હવે તપાસીએ.

પ્રાચીન સમયે મહાકોશળ ઉર્ફે અંગ દેશનું રાજનગર ચંપાપુરી હતું. પુ. ૧ માં પૃ. ૧૪૦-૧ માં તથા પુ. ૪ માં ચેદીદેશનું વર્ણન કરતાં પૃ. ૨૩૪થી ૨૩૬ સુધીમાં વિધવિધ પુરાવાઓ (જેવા કે એન્શન્ટ ઇરાઝ બાય કનિંગહામ, પ્રસ્તાવના પૃ. ૯; જ. રો. એ. બૅ. પુ. ૨૧, પૃ. ૨૫૭; ડૉ. દે. રા. ભાંડારકરકૃત અશોક પૃ. ૩૫ અને તેમનું રચેલું સભાપર્વ; ડેઝ એન્શન્ટ ઇંડિયા પૃ. ૧૪; ઇ. હી. કવો. ૧૯૨૯નું પૃ. ૬૧૨; જ. બી. ઓ. રી. સો. ૧૯૨૭, પુ. ૧૩, પૃ. ૨૨૨; તે જ ગ્રંથનું ત્રીજું પુ. પૃ. ૪૮૨; એપીગ્રાફીકા ઇન્ડિકા, પુ. ૨, પૃ. ૩૯૨) થી પૂરવાર કરી આપ્યું છે કે તેની રાજધાની વર્તમાન મધ્યપ્રાંતના જબલપુર શહેરની પાસે જ્યાં સમ્રાટ પ્રિયદર્શિનનો રૂપનાથનો ખડકલેખ ઉભો કરાયેલ નજરે પડે છે ત્યાં હતી (પુ. ૪, પૃ. ૨૩૬, ટી. નં. ૨૧). કહેવાનો તાત્પર્ય એ છે કે, મહાકોશલ ઉર્ફે અંગદેશ તે હાલના મધ્યપ્રાંતવાળો જ[૪] લગભગ સર્વ પ્રદેશ હતો અને તેનું પાટનગર જબલપુરથી થોડે છેટે આવેલ રૂપનાથના સ્થાને ચંપાપુરી નામના નગરે હતું. (આગળ ઉપર સવિસ્તર અને દલીલો-પૂર્વક પાછું વર્ણન આપ્યું છે તે જુઓ.) આ ચંપા-નગરીમાં શ્રીમહાવીરે દીક્ષા લીધા પછીનું બારમું ચોમાસું (જૈ. સ. પ્ર. પુ. ૪, પૃ. ૨૦૦) કર્યું છે. જે બાદ-એટલે કાર્તિક શુકલ પૂર્ણિમા બાદ-વિહાર કરીને છએક મહિનાનો કાળ તેમણે આ નગરીની આસ-પાસના પ્રદેશમાં ભ્રમણ કર્યા કર્યું છે. આ છ માસના અવધિ દરમ્યાન શ્રીમહાવીરને કાનમાં ખીલા નંખાયા નો અને તેને ત્રણેક મહિના બાદ, ખરક નામના વૈદ્યે મધ્યમ અપાપા નગરીમાં ખેંચી કાઢયાનો-મળી બે બનાવો બનવા પામ્યા હતા. આ સર્વ હકીકત જૈનશાસ્ત્ર પ્રમાણિત છે. છેવટે વૈશાખ સુદ ૧૦ (ઇ. સ. પૂ. ૫૬૮માં દીક્ષા-૧૨ વર્ષ=ઇ. સ. પૂ. ૫૫૬માં) ના દિવસે પાછલા પહોરે પોતાની ૪૨ વર્ષની ઉમરે તેમને કૈવલ્યજ્ઞાન ઉત્પન્ન થયું છે. તથા તે દિવસની ધર્મોપદેશના નિષ્ફળ જવાથી રાતોરાત બારયોજનનો

(૪) મધ્યપ્રાંતનું સ્થાન જ કહી આપે છે કે હાલમાં બંગાળ ઇલાકાના ભાગલપુર જીલ્લામાં આવેલ ચંપાનગરીને અને આ પ્રાચીન સમયની ચંપાનગરીને કાંઇ સંબંધ જ નથી.

વિહાર કરી (ઉપરમાં જુઓ પૃ. ૩૧૦) બીજીવાર પાછા મધ્યમ અપાપા નગરીએ પોતે આવ્યા છે અને વૈશાખ સુદ ૧૧ ના દિવસે ચતુર્વિધસંઘની સ્થાપના કરી છે. સર્વ કથનનો સાર એ થયો કે શ્રીમહાવીરે ચંપાનગરીમાં બારમું ચોમાસું કર્યા બાદના છમાસ જેટલો કાળ, તેની આસપાસના પ્રદેશમાં જ વ્યતીત કર્યો છે. છેવટે વૈશાખ સુદ ૧૦ ના કૈવલ્યપ્રાપ્તિ થઈ છે. તથા વૈશાખ સુદ ૧૧ ના મધ્યમ અપાપા (ઉપર પૃ. ૩૧૧માં સાબિત કરી ગયા પ્રમાણે સાંચી-ભિલ્સાનગરી) માં સંઘની સ્થાપના કરી છે. ઉપરાંત સૌથી મહત્વની બીના તો એ છે કે કૈવલ્યપ્રાપ્તિના અને સંઘ સ્થાપનના સ્થાન વચ્ચે કમમાં કમ બારેક યોજનનું અંતર હોવાનું સ્પષ્ટ થાય છે.

ઉપર પૃ. ૩૧૩ માં પૂરવાર કરી ગયા છીએ કે, જૈનસંપ્રદાયમાં બે પ્રકારના સ્થાને સ્તૂપો રચાતા હતા, એક અરિહંતના કૈવલ્યપ્રાપ્તિના સ્થાને, અને બીજું તેમના નિર્વાણસ્થાને. વળી પૃ. ૩૧૧ માં સિદ્ધ કરી ગયા છીએ કે સાંચી-ભિલ્સા પ્રદેશમાં તેમનું નિર્વાણ થયું હતું અને તેથી જ તે સ્થાને સાંચી-સ્તૂપ નં. ૧ તરીકે જાણીતો થયેલ ટોપ ઉભો કરાયો છે, એટલે જો તેમના કૈવલ્યપ્રાપ્તિના સ્થાને પણ કોઈ સ્તૂપ ઉભો કરાયો હોય તો તે સ્તૂપ અને આ સાંચી સ્તૂપ વચ્ચેનું અંતર, લગભગ બારેક યોજનનું હોવું જોઈએ. હવે જે ભારહુત સ્તૂપની આપણે ચર્ચા કરી રહ્યા છીએ તેનું સ્થાન જો તપાસીશું તો, ઉપર દર્શાવી ગયા પ્રમાણે ચંપાનગરીના (વર્તમાન કાળના રૂપનાથ ખડક લેખવાળા સ્થાન) પ્રદેશમાં જ આવેલું તેમજ સાંચીથી લગભગ સવાસોથી દોઢસો માઈલના અંતરે જ આવેલું ગણાય તેમ છે. જો કે બારીકાઈથી માપીએ તો અત્યારના હિસાબે તે અંતર પંદરેક યોજન કહેવાય, પરંતુ પૂર્વના સમયે કાં તો, યોજનનું પ્રમાણ અન્ય રીતે ગણાતું હોય અથવા તો શાસ્ત્રકારનું કથન 'બાર યોજન જ' એમ નહીં પણ તેની આસપાસ એટલે એકાદ બે યોજન ઓછું કે વધતું એમ કહેવાનું પણ હોય. ગમે તે પ્રકારે લેખો પરંતુ તેથી આપણા અનુમાનને કોઈ રીતે તે બાધક જણાતું નથી. એટલે સાબિત થઈ ચૂકયું ગણાશે કે જેમ સાંચી સ્તૂપ શ્રી મહાવીરનું નિર્વાણસ્થાન છે તેમ આ ભારહુત સ્તૂપ તેમનું કૈવલ્યસ્થાન છે. (પુ. ૩, પૃ. ૩૦૫, ટી. ૯૧). વળી ઉપર સિદ્ધ કરી ગયા પ્રમાણે જ્યાં બન્ને સ્તૂપો જૈનધર્મના જ દ્યોતકરૂપ છે તેમજ—જેની[૫] ઊંચાઈ લગભગ ૮૦ ફીટ અને પહોળાઈ ૧૫૦ ફીટ ગણાય છે–તેવી આ બન્ને ઈમારતો યુગના યુગ પસાર થઈ ગયા છતાં, તે બનાવોની સાક્ષી પૂરતી નજરે વિદ્યમાન પડી રહી છે, ત્યાં શંકા ઉઠાવવાનો અવકાશ જ કયા રહે છે? અને એટલું તો સ્વીકારવું જ પડશે કે કલ્પનાઓના અનેક ગોળાઓ ગબડાવ્યા કરતાં પ્રત્યક્ષ પ્રમાણ જો મળતું હોય તો તે વધારે વજનદાર લેખાય જ. વળી વિશેષ સમર્થન આપતી ખાત્રી તો એ ઉપરથી થાય છે કે, આ ભારહુતના સ્તૂપના સ્થાનપ્રદેશનો નકશો (પુસ્તકને અંતે આપેલ છે) જનરલ કનિંગહામે જે ચીતરી બતાવ્યો છે તે, અને જૈનશાસ્ત્રમાં શ્રીમહાવીરને કૈવલ્ય ઉપજ્યાના સ્થાનનું જે વર્ણન કરી બતાવ્યું છે તે બંને ઇંતેખાબ, અરસપરસ આબેહુબ મળતા આવે છે. એટલે સર્વ પ્રકારની પરિસ્થિતિનો વિચાર કરતાં જે સાર ઉપર આપણે આવ્યા છીએ તે ચોક્કસ અને શંકારહિત જ લાગે છે.

આ ઉપરથી જે બીજો એક સાર ખેંચી શકાય છે તે પણ પ્રસંગોપાત્ત જણાવી દઈએ; કે, જો સ્તુપના સ્થાનમાં, ભસ્મ કે શરીરના અવયવોના કોઈ અવશેષ

(૫) તેના માપ વિશે "ભિલ્સાટોપ્સ" નામે પુસ્તકમાં તેના કર્તા સર કનિંગહામે પૃ. ૧૮૯ ઉપર આ પ્રમાણે શબ્દો લખ્યા છેઃ–The total height of the building including the cupolas, must have been upwards of one hundred feet. The base of the Tope is surmounted by a massive colonnade, 144½ feet in diameter–(p. 187)=ઘુમટ-કળશ સહિત આખી ઇમારતની કુલ ઊંચાઇ એકસો ફીટથી વધારે હોવી જોઇએ. સ્તુપના ભોંય તળીયાને ફરતો, બારે વજનના અને સમાન અંતરે ઉભા કરેલ, સ્તંભોનો કોટ કરેલ છે. તે કોટની લંબાઇ પૂર્વથી પશ્ચિમ ૧૪૪॥ ફીટ અને ઉત્તરથી દક્ષિણ ૧૫૧॥ ફીટની છે. પૃ. (૧૮૭).

જાળવી રાખેલ માલમ પડે, તો તે સમાધિ સ્થાન સમજવું અને તેવું કાંઇ ન માલમ પડે તો તે કેવળ જ્ઞાનપ્રાપ્તિનું સ્થાન સમજવું.

આ પ્રમાણે અનેક સ્તૂપોમાંના મુખ્ય ત્રણ-અમરાવતી, સાંચી અને ભારહુતનાં સ્થાનવાળાનાં પ્રભાવ વિશેની ઓળખ આપી ચૂકયા છીએ. આ સ. ઈ. પુ. ૧૫, પૃ. ૨૦માં નોંધ લીધા પ્રમાણેના બાકી રહેતા માણિકયાલ, સારનાથ અને અનુરાધપુર વિશે કે, પૃ. ૩૦૭ ઉપર આપણે નિર્દેશ કર્યા પ્રમાણે મથુરા, ઉદયગિરિ અને તક્ષિલા વિશેના સ્તૂપોના મહાત્મ્ય વિશે જણાવવાની અત્ર જરૂરિયાત દેખાતી ન હોવાથી હવે આપણે આગલ વધીશું.

૪

નં. ૧ વિભાગે મોઘમ ટીકાનો અને નં. ૨, કે ૩ વિભાગે મેં સ્થાપિત કરેલાં નવા સિદ્ધાંતોમાંના જે બે ત્રણ મુખ્ય છે અને જેના ઉપર ટીકાકારોએ પૂછેલા કેટલાક પ્રશ્નોના ઉત્તરો અવલંબે છે, તેવાનો ખુલાસો આપી ગયો છું. હવે સીધા ઉઠાવેલ શંકાવાળા પ્રશ્નોના ઉત્તર આપીશ. આવા પ્રશ્નોનું નિરાકરણ કરતાં, તેને બે પ્રકારમાં વહેંચી શકાય છે. પ્રથમમાં મારા લખાણનો આગલો પાછલો સંબંધ કે ભાવાર્થ તપાસ્યા વિના અથવા તો સંભાળપૂર્વક વાચ્યા વિચાર્યા વિના જ, કોણ જાણે શું કારણથી મારા લખાણ પ્રત્યે પૂર્વગ્રહ બંધાઈ જવાથી કે, યેનકેન પ્રકરેણ સામાને ઉતારી નાંખવાથી પોતાની વિદ્વતા તરી આવી ગણાય તેવા ખ્યાલથી કે ગમે તે ગૂઢ આશયથી હોય, પણ લખાણ કરી જવાયું દેખાય છે. અને બીજામાં ખરા અભ્યાસીયોગ્ય જીજ્ઞાસાવૃત્તિથી કામ લેવાયું દેખાય છે. આ બીજા પ્રકારવાળાના ખુલાસા આપવાનું કાર્ય હાથ ધરવા પૂર્વે, પ્રથમ વાળાએ કઈ રીતે પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે તે જણાવીશું. જેથી અમે ઉપર કરેલી ટીકા કેટલે દરજજે સાચી છે તે વાંચકો સ્વયં વિચારી લેશે.

(૧) "પ્રાચીન ભારતવર્ષનાં પહેલા પુસ્તકે" "ભૂગોળની દૃષ્ટિએ કાંઇક પરિચય"ના શિર્ષકવાળો તૃતીય પરિચ્છેદ છે. તેમાં પ્રાચીન સમયે, આર્યાવર્તના જે સાડી પચીસ દેશો કહેવાતા હતા તેનું ટૂંક વર્ણન પૃ. ૪૬ થી ૫૫ સુધી પ્રથમ, અને તે પછી રેવરંડ એસ. બીલ. કૃત રેકર્ડઝ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડઝમાં આપેલ ૮૦ પ્રદેશનું વર્ણન પૃ. ૫૬ થી ૬૮ સુધી આપ્યું છે. આ પુસ્તક, બૌદ્ધસંપ્રદાયી અને પેલા પ્રખ્યાત યાત્રિક હયુએનશાંગે લખેલ પોતાની હિંદની મુસાફરીના હેવાલનો અંગ્રેજીમાં અનુવાદ ગણાય છે. ઉપરોકત નિર્દિષ્ટ, ૮૦માંના કયા કયા પ્રદેશો, પ્રથમ જણાવેલ આર્યાવર્તના સાડી પચીસ દેશોમાં સમાઇ શકતા તેની સમજ માટે સર્વના આંક દર્શાવીને નકશો પણ સંયુકત કરેલ છે. આ પ્રકારે કરેલ વર્ણનમાં આર્યાવર્તના દેશોમાંના નં. ૨ વાળા પાંચાલ દેશમાં, હયુએનશાંગવાળા નં. ૧૬થી ૨૪ સુધીના અને નં. ૩વાળા કોશલમાં નં. ૨૫થી ૨૭ સુધીના પ્રદેશોનો સમાવેશ થતો જણાવ્યો છે; તેમાંનો ૨૪ નંબરનો પ્રદેશ કાન્યકુબ્જનો છે અને નં. ૨૫નો અયોધ્યાનો છે. આ નં ૨૫વાળાનું વર્ણન નિમ્નલિખિત શબ્દોમાં મેં વર્ણવ્યું છે.

"[૨૫] નં. ૨૪થી અગ્નિખૂણે (પૃ. ૨૨૪) ૬૦૦ લી.ના અંતરે અને ગંગાનદી ઓળંગીને દક્ષિણે અયોધ્યાનું રાજ્ય છે (મારા મતથી તેનો ઉચ્ચાર અયોધ્યા નહિ પણ આયુધ્ધાઝ કરવો જોઈએ. કાનપુર શહેરવાળો આ પ્રદેશ છે કે જેના ચોબાઓ અત્યારે મલ્લ જેવા પહેલવાન ગણાય છે). વિદ્વાનોએ તેને અયોધ્યા-સાકેત ગણ્યો છે, તેથી જ મુંઝવણમાં પડયા છે. જ્યારે હું ધારૂં છું તે પ્રમાણે આયુધ્ધાઝ તરીકે તેને ગણવાથી બધો ઉકેલ આવી જાય છે. સર કનિંગહામે (જુઓ તેમની ભૂગોળ પૃ. ૩૮૫) આ સ્થાનને કાનપુરની વાયવ્ય દિશામાં ૨૦ માઇલ અંતરે કાકૂપુર નામનું પુરાણું શહેર આવેલ છે તેને ઓળખાવેલ છે."

ઉપર ટાંકેલ અવતરણથી સર્વ કોઈ સમજી શકશે કે નં. ૨૪ પછીના ૨૫માંના વર્ણનમાં અપાયલા મૂળ શબ્દો રે. વે. વ. માંથી અક્ષરશઃ ઉતારેલા છે. જ્યારે તે મતથી જુદા પડતા મારા વિચારો મેં કૌંસમાં લખ્યા છે. મતલબ કે કાન્યકુબ્જથી દક્ષિણે ગંગા નદી ઓળંગીને જે પ્રદેશ આવે તેને અયોધ્યા નામ તો રે. વે. વ. માં અપાયલું છે, જ્યારે મેં તેને

અયોધ્યા નહિ પણ તેનો ઉચ્ચાર આયુધ્ધાઝ હોવાનું નોંધ્યું છે તથા તેમ કરવા માટે દલીલો અને પૂરાવા પણ આપ્યા છે. વળી અયોધ્યા નગરી તો સર્વ કોઈ જાણે છે તેમ ગંગાની ઉત્તરે આવેલી છે જ્યારે અત્રે નં ૨૫વાળા પ્રદેશને તો, કાન્યકુબ્જની દક્ષિણે (અથવા વધારે સ્પષ્ટ કરીએ તો અગ્નિખૂણે) તેમજ ગંગા નદીની દક્ષિણે હોવાનું તે ગ્રન્થમાં કહેલ છે, જેનું સ્પષ્ટીકરણ કરતાં પ્રા. ભા. ૧, પૃ. ૭૮ માં મારે જણાવવું પડયું કે "અંગ્રેજી શબ્દોમાં લખવામાં આવતી એક પ્રજા છે, જેનું નામ આયુધ્ધા જ છે અને તેનો પ્રાંત, ચીનાઇ યાત્રિઓના લખવા પ્રમાણે O-yu-to. કહેવાતો અને તેની રાજધાની Sachi હતી. વળી તે સ્થળને કાન્યકુબ્જના અગ્નિખૂણે (South-east) આવી રહ્યાનું બતાવ્યું છે, જ્યારે ઈતિહાસકારોએ ( રે. વે. વ. ના લેખકે ) આયુદ્ધાઝને બદલે અયોધ્યા ગણીને ( કયાં એક પ્રજાનું નામ અને કયાં એક શહેરનું નામ ) તેના રાજનગરને (Sachi=Saket) ઠરાવી દીધું. કારણ કે સાકેત તે અયોધ્યાનું બીજું નામ હતું. કયાં સાંચી અને કયાં સાકેત ? ( બે શબ્દોમાં કોઇ જાતનો મેળ ખરો ? ) પણ તેમની આ ભૂલ, તે ઉપરથીજ સાબિત થાય છે કે ચીનાઈ યાત્રિકોએ સાચીને કાન્યકુબ્જ (કનોજ)ના અગ્નિખૂણે હોવાનું જણાવ્યું છે. જ્યારે અયોધ્યા ઉર્ફે સાકેત તો, કનોજની ઉત્તરે કેટલાય માઇલ ઉપર આવેલું છે. (કયાં અગ્નિખૂણો એટલે south-east અને કયાં ઉત્તર એટલે north ? શું ઉત્તરે આવેલું શહેર દક્ષિણે આવ્યાનું લખી શકાય ખરૂં ? તેમજ South & North તે બંને એક કહી શકાય ખરાં ? મતલબ કે અયોધ્યા પણ જુદું અને આયુદ્ધાઝ પણ જુદાં; અને તેથી જ સર્વ ભૂલ ઉપસ્થિત થવા પામી છે." આટલા વિવેચનથી સ્પષ્ટ થશે કે નં. ૨૫ના પ્રદેશને અયોધ્યા ઠરાવતો અભિપ્રાય તો મૂળ લખાણનો જ છે.

પણ હું તેમના મતથી જુદો પડું છું અને તેથી જ મેં વિવેચન કર્યું છે. છતાં 'અયોધ્યાતીર્થ' નામક પુસ્તકના કર્તા સાહિત્યમનિષી પંડિત જયેષ્ઠારામ શર્મા નામે એક વિદ્વાન 'જૈન' પત્રમાં એક લેખ લખતાં જણાવે છે કે "ડૉ. શાહી ગ્રંથનું મનન કરતાં અયોધ્યા માટેનો એ ભાવાર્થ નીકળે છે કે અયોધ્યા એ વાસ્તવમાં અયોધ્યા નથી પણ આયુદ્ધાઝ છે," એટલે તેમના કહેવાની મતતબ એમ થતી દેખાય છે કે, ગંગાની દક્ષિણે આવેલા નં. ૨૫વાળા પ્રદેશને અયોધ્યા તરીકે હું જ ઓળખાવી રહ્યો છું અને જે ખરી અયોધ્યા નગરી છે તે મારે માન્ય નથી. આ પ્રમાણે ટીકા અને મૂળ લખાણ વચ્ચેનો ભેદ ખ્યાલમાં રાખ્યા વિના જે મૂળ ગ્રન્થકારના શબ્દો મારા તરીકે માની લઈને તેઓ પોતાના અંતઃકરણના ઉભરા અનેક રીતે ઠાલવ્યે ગયા છે; તથા "અયોધ્યાતીર્થ"ની ઓળખ આપતાં કેટલાયે ઉતારાનાં પાનાંને પાનાં ભરીને છેવટે પોતે રચેલ ' અયોધ્યા કા ઈતિહાસ ' નામની પુસ્તીકા વાંચવાની ભલામણ જીજ્ઞાસુ વર્ગને કરી છે તો વાચકવર્ગ સમજી શકશે કે આમાં મારો કેટલો દોષ ગણાય ?

(૨) આ અયોધ્યા શબ્દ સંબંધમાં આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિએ પણ પોતે લખેલ "પ્રાચીન ભારતવર્ષનું સિંહાવલોકન" નામક પુસ્તકમાં ઉપરનાજ વિદ્વાન પંડિતની પેઠે ઉદ્ગાર કાઢયા છે. તે પુસ્તકના પૃ.૧૦૭માં તેઓ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવે છે કે 'ઉપરની હકીકતથી ભાવાર્થ એવો નીકળે છે કે અયોધ્યા એ વાસ્તવમાં અયોધ્યા નથી પણ આયુદ્ધાઝ છે.'[૧] ઉપરના પારિગ્રાફમાં પં. શર્માજીને ઉત્તર અપાયો છે તે જ અત્ર પણ લાગુ પડવાનું સમજી લેવું.

(૩) આ પ્રમાણે આચાર્ય મહારાજે એક જ ઠેકાણે આવો વર્તાવ કર્યો છે એમ નથી પરન્તુ, "અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત" નામની જે એક પુસ્તિકા તેમણે બહાર પાડી છે તેમાં પણ

(૧) ઉપરના વિદ્વાને અને આચાર્યશ્રીએ લખેલ શબ્દો અક્ષરશઃ એક બીજાની કોપી જ દેખાય છે. ઉપરાંત 'ડાક્ટર શાહી' શબ્દ જે ઉપરના વિદ્વાને વાપર્યો છે તે પણ આચાર્યશ્રીએ જ ઘડેલ છે. એટલે આ બન્નેને કેમ જાણે પરસ્પર પ્રેરણા ન મળી હોય તેવો વર્તાવ થઇ જતો પણ જણાય છે.

તે જ મિશાલે કામ લીધે રાખ્યું છે; અનેક વિદ્વાનોનાં મંતવ્યો–વિદ્વાનોથી હું ભિન્ન મત ધરાવતો હોઈ, કેવળ તેને ઉદ્ધૃત કરી મારા પુસ્તક આલેખનમાં તે ઉપર મેં વિવાદ કર્યો છે. એટલે કે ઉદ્ધૃત કરેલ મંતવ્યો મારાં નથી, છતાં તેવાં અવતરણો મારાં જ વિધાનો છે એમ ગણી તે પુસ્તિકામાં તેમજ તેમના પ્રકાશિત અન્ય ગ્રંથોમાં, અવકાશ મળતાં જ તેની સારી રીતે ખબર લઈ લીધી છે. આવાં ચારેક દૃષ્ટાંતો તેમણે પુસ્તિકા બહાર પાડી, તે અરસામાં જ મુંબઈના સાપ્તાહિક "ગુજરાતી પત્ર"ના તા. ૨૫–૧૦–૩૬ના અંકમાં પૃ. ૧૫૯૩ ઉપર મેં ટાંકી બતાવ્યાં છે. વાચકવર્ગને તેનો ખ્યાલ મળી શકે તે સારૂ તે પત્રમાંથી તેની નકલ અત્ર ઉતારૂં છું:—

(૧૦–૧૧) પૃ. ૪૯[૭] ઉપર તેમણે મારૂં મંતવ્ય ઉતાર્યું છે તેના શબ્દો આ પ્રમાણે છે "અત્યાર સુધી સર્વેની માન્યતા એમ છે, કે અશોક અને પ્રિયદર્શિન તે બંને એક જ વ્યક્તિ છે, જ્યારે મારા મંતવ્ય પ્રમાણે તે બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ લાગે છે અને અશોક પછી તેના પૌત્ર રાજા પ્રિયદર્શિને રાજ્યની લગામ ગ્રહણ કરી છે"—"બાદ પ્રિયદર્શિન ઉર્ફે સમ્રાટ સંપ્રતિ થયો, એમ કહીને તેમણે પ્રિયદર્શિન અને સંપ્રતિની અભિન્નતા સ્વીકારી છે" એટલે એમ તો તેઓએ સ્વીકાર્યું છે કે, મારો મત નીચે પ્રમાણે જ છે. (૧) અશોક એક વ્યક્તિ છે (૨) પ્રિયદર્શિન બીજી વ્યકિત છે. (૩) પ્રિયદર્શિનનું બીજું નામ સંપ્રતિ છે. (૪) અશોક પછી તેનો પૌત્ર પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ ગાદીએ આવ્યો છે. આ પ્રમાણે મારા મતનું ઉચ્ચારણ કરે છે, છતાં પોતે પૃ. ૩૬ ઉપર જણાવે છે કે, "સેન્ડ્રેકોટસ એટલે અશોક એમ માની લઈએ તો અશોકને લેખક મહાશય સંપ્રતિ માને છે." એટલે કે અશોકને હું સંપ્રતિ માનું છું. વળી પૃ. ૬૦ ઉપર લખે છે કે, "લેખકે અશોક અને સંપ્રતિ (પ્રિયદર્શિન)ને એક ગણી અશોકને ઉડાડી મૂકયો છે એટલે કે અશોક નામે વ્યક્તિ નથી થઈ" એમ મારૂં માનવું ગણાવે છે. હવે વિચારો કે એક વખત ઉપરની ચાર વસ્તુસ્થિતિ મારાં મંતવ્ય તરીકે પોતે લેખાવે છે અને બીજી વખતે પાછી તેનાથી ઉલ્ટી જ સ્થિતિ મારાં મંતવ્ય તરીકે તેઓશ્રી મનાવવા મથે છે. આ બધામાં શું સમજવું? અને મારાં મંતવ્ય તરીકે તેઓ કયાંથી લાવ્યા?

(૧૨–૧૩) તેવી જ રીતે પૃ. ૧૯ ઉપર ડૉ. પીટરસનનું, પૃ. ૩૦ ઉપર ડૉ. ભાંડારકરનું, અને પૃ. ૫૦–૫૧ ઉપર ડૉ. ફ્લીટ આદિનું–એમ વિદ્વાનોનાં મંતવ્યો ટાંકી તે ઉપર મેં વિવેચન કર્યું છે; તે ત્રણે મતો કેમ જાણે મારા જ હોય? (જો કે મેં તો પાછા તેમાં સુધારા જ સુચવ્યા છે) કોઈ એવો નિયમ હોતો નથી કે એક જણે અમુક મત દર્શાવ્યો તે જ મત સર્વેએ ગ્રહણ કરવો જ જોઇએ. અરે આ તો પ્રથમ દર્શની હકીકતો ચાલે છે, તેમાં તો અનેક મતમતાંતર નજરે પડે, પણ કેટલીક બાબતો તો સિદ્ધ થયેલી હોય છે જ છતાંયે નવી હકીકતો ઉપલબ્ધ થતાં તે સિદ્ધ થયેલીને પણ ફેરવવી પડે છે–એમ ગણીને પોતે પોતાનો મત દર્શાવવા મંડી પડયા છે. વાસ્તવિક તો એમ કહેવાય કે, તે ત્રણે વિદ્વાનોના મતથી જુદા પડી જેમ મેં સુધારા સૂચવ્યા તેમ તેઓ પોતે પણ સુધારા સૂચવી શકે. આમાં એકલા મને જ ઉધડો લેવાનું ધોરણ તેમણે જે સ્વીકાર્યું છે તેને બદલે જે વિદ્વાનોનાં મંતવ્યો છે તેમને પણ ઉધડા લેવા હતા. અથવા એમજ કહેવું જોઈતું હતું કે આનો અર્થ આમજ થાય છે માટે તે ઉપર કોઈએ હવે સુધારો સૂચવવો જ જોઇએ નહીં. ઉપરના અવતરણથી વાચક તરત ખ્યાલ બાંધી શકશે કે, વસ્તુસ્થિતિ કયાં ને કેવી છે!

(૪) અયોધ્યા શબ્દ ઉપર ટીકા કરનાર, (૧)માં દર્શાવેલ સાહિત્યમનીષી પં. જ્યેષ્ટારામ શર્માજીએ મારૂં કથન ટાંકીને તા. ૧૩–૨–૩૮ ના "જૈન" સાપ્તાહિકમાં પૃ. ૧૬૧ ઉપર "સેનાધિપતિ મગેન્દ્ર રાજા પુષ્યમિત્ર અને કલિંગાધિપતિ સમ્રાટ મહારાજા

(૭) આ અવતરણમાંના સઘળાં પૃષ્ઠો ઉપરોક્ત 'અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત''વાળી પુસ્તિકાનાં સમજવાં.

ખારવેલ" શિર્ષક નીચે પોતાના વિચાર લગભગ પા કોલમ ભરીને દર્શાવ્યા છે. તેમના મુખ્ય શબ્દો આ પ્રમાણે છેઃ-

" ડૉ. સાહેબે ' પ્રાચીન ભારતવર્ષ 'માંના સત્તાધીશ રાજ્યો, પૃ. ૧૦૫, ૧૭૦, ૩૨૪ માં વેદધર્માવલંબી બ્રાહ્મણ રાજા પુષ્યમિત્રને બારબાર હાથીગુંફાના શિલાલેખોનો સહારો લઇ જૈનધર્મી ક્ષત્રિય રાજા ' નંદ વંશમાંનો આઠમો નંદ ' બનાવી દીધો છે. જે સાહિત્યમાં સત્યથી વેગળું છે."

આ શબ્દો કેવા યથાર્થ છે તેની હકીકત તપાસીએ. તેમણે સત્તાધીશ રાજ્યોનો નિર્દેશ કરેલ છે તેનું વર્ણન " પ્રાચીન ભારતવર્ષ " પુસ્તક ૧ લામાં મેં આપ્યું છે. તે પુસ્તકના પૃ ૧૦૫, ૧૭૦ અને ૩૨૪ માંથી એકે ઉપર આ વિષયનું આલેખન જ નથી કરાયું. ત્યાં તો અન્ય વિષયનો અધિકાર વર્ણવાયો છે. એટલે તેમણે ટાંકેલ શબ્દોની ગોત કરવી તે નિરર્થક ગણાય. છતાં તેમના લેખની મિતિ તા. ૧૩-૨-૩૮ ની હોવાથી, તે મુદ્દત સુધીમાં પ્રાચીન ભારતવર્ષની મારી ગુજરાતી શ્રેણીના ભાગ ૨-૩ અને અંગ્રેજી શ્રેણી ( Ancient India ) નો પ્રથમ ભાગ બહાર પડી ગયા હતા. તેમાંના કોઈમાંથી કદાચ ઉતારો લેવાયો હોય તે ગણત્રીએ મજકુર ત્રણે પુસ્તકો પણ જોઈ વાળ્યાં; તો તે તે પૃષ્ઠોએ તેમાં પણ અન્ય વિષયો જ સમજાવેલ દેખાયા. એટલે મૂળ શબ્દો મેં કયા લખેલ છે અને તેમની ટીકા કેટલી વાજબી છે તે તપાસવાનો મારો હેતુ અફળ થયો. પરંતુ તેમણે ટાંકેલ શબ્દનો ભાવાર્થ તો સ્પષ્ટ છે એટલે તે ઉપર મારો ખુલાસો રજુ કરી શકીશ.

વેદધર્માવલંબી બ્રાહ્મણ રાજા પુષ્યમિત્રને મેં કદાપી જૈનધર્મી કહ્યો નથી; એટલું જ નહિ પણ તેવો કિંચિત પ્રયાસ પણ કર્યો નથી. ઉલટું પુષ્યમિત્ર શુંગવંશી ગણાતો હોવાથી તેને એકલાને નહિં, પણ તેના આખાયે શુંગવંશને ચુસ્ત વૈદકમતાનુયાયી મેં લેખવ્યો છે. તેમનો આખોયે ઈતિહાસ પુ. ૩ માં અપાયેલ છે. વળી તેણે તથા તેના પુત્ર અગ્નિમિત્રે પંડિત પતંજલિના નેતૃત્વ નીચે અશ્વમેધ યજ્ઞો કર્યાની હકીકત પણ તેમાં વર્ણવી છે. એટલે પછી તેને તો શું, પણ તેના પુત્રને કે કોઇ વંશજને હું જૈનધર્મી ઠરાવવાનો પ્રયત્ન કરૂં તે તો, સસલાને શિંગડા હોવાનું જણાવ્યા જેવું જ લેખાય. છતાંય એક વસ્તુ યાદ આવે છે, ને સંભવ છે કે તેને અનુલક્ષીને તેમણે " નંદવંશમાંનો આઠમો નંદ " એવા શબ્દો લખ્યા હોય. હકીકત એમ છે કે, હાથીગુંફાના લેખમાં કલિંગપતિ ચક્રવતી ખારવેલે મગધપતિ બૃહસ્પતિ મિત્રને,તથા આંધ્રપતિ શ્રીમુખ શાતકરણિને હરાવ્યાનો ઉલ્લેખ છે. પરંતુ આ બૃહસ્પતિમિત્ર કોણ તેની માહિતી વિદ્વાનોને મળતી ન હોવાથી, બૃહસ્પતિનું પર્યાયવાચી નામ પુષ્ય થઈ શકે છે, માટે બૃહસ્પતિમિત્ર અને પુષ્યમિત્ર એક જ વ્યકિત છે એમ ઠરાવી દીધું છે. તથા પુષ્યમિત્રનો સમય ઈ. સ. પૂ. ૧૮૮ લગભગનો હોવાથી ખારવેલ અને શ્રીમુખનો સમય પણ તે જ પ્રમાણે માની લીધો છે. પરન્તુ બૃહસ્પતિમિત્ર, તે મગધસામ્રાજ્ય ઉપર અધિકાર ભોગવી રહેલ નંદવંશી નવ નંદ રાજાઓમાંનો આઠમો નંદ હતો; ને તેનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૪૧૫ થી ૪૧૨નો, તેને હરાવનાર ખારવેલનો સમય ઈ. સ. પૂ. ૪૨૯ થી ૩૯૩ નો, અને તેના સમકાલીન આંધ્રવંશના સ્થાપક શ્રીમુખનો ઈ. સ. ૪૨૭ થી ૪૧૪નો છે એમ તે પ્રત્યેકનાં જીવનવૃત્તાંત લખતી વખતે અનેક પૂરાવાઓ અને પ્રમાણો આપી મેં સાબિત કર્યું છે. મતલબ કે મારા મંતવ્ય પ્રમાણે ખારવેલ, શ્રીમુખ અને આઠમો નંદ ઉર્ફે બૃહસ્પતિમિત્ર એ ત્રણે જણા સમકાલીન હતા જ, પરંતુ પુષ્યમિત્ર તો તેમના પછી લગભગ અઢીસો વર્ષે થયો છે. આ ચાર વ્યકિતઓમાંની, પ્રથમની ત્રણ જૈનધર્મી છે જ્યારે પુષ્યમિત્ર વૈદિકધર્મી છે. એટલે જ બૃહસ્પતિમિત્ર ઉર્ફે આઠમા નંદને મેં જૈનધર્મી કહ્યો છે અને બૃહસ્પતિમિત્ર તથા પુષ્યમિત્રને ભિન્ન ભિન્ન માન્યા છે. છતાં તેમની પોતાની માન્યતાની પેઠે હું પણ પુષ્યમિત્રને બૃહસ્પતિમિત્ર જ લેખું છું તેવી કલ્પના પં. શર્માજીએ ઘડી કાઢી છે તથા પોતાના ત્રાજવે, બીજાની માન્યતાનો ન્યાય ઉપર પ્રમાણે તોળી કાઢયો દેખાય છે. કોણ

કેટલો દોષિત છે તે આટલા ખુલાસાથી વાચકો સ્વયં વિચારી શકશે.

બીજાની માન્યતાને મારી હોવાનું માની લઈ જે અનેક આરોપો મારા ઉપર મૂકાયા હતા તેમાંના નમુના તરીકે ચાર પાંચ ઉપર પ્રમાણે બતાવ્યા છે. જે સીધા સવાલરૂપે કેવળ અભ્યાસીની દૃષ્ટિથી પ્રશ્નો પૂછાયા લાગે છે તેના ખુલાસા હવે આપું છું.

"મુંબઈ સમાચાર" પત્રના તા. ૩૧-૮-૧૯૩૭ મંગળવારના અંકમાં શ્રીયુત્ ફતેહચંદ વીઠલદાસે લગભગ બે ડઝન જેટલા ખુલાસા પૂછ્યા છે. તેમાંના ઘણા-ખરાનો સમાવેશ પૂ. આ. મ. ઈન્દ્રવિજયસૂરિજીએ ઉપસ્થિત કરેલા પ્રશ્નોમાં થઈ જતો હોવાથી(૮) પૃથકપણે તેનો ઉત્તર વાળવા આવશ્યકતા રહેતી નથી. પરંતુ ઐતિહાસિક પ્રશ્નને નહીં સ્પર્શતો-જે એક મુદ્દો તેઓએ મારા લક્ષ ઉપર મૂક્યો છે તે માટે તેમનો ઉપકાર માનું છું; અને તે અંગે ખુલાસો કરવાની મારી ફરજ સમજું છું. આ મુદ્દો અમારા સંપ્રદાયના પૂ. પન્યાસજી મહારાજ કલ્યાણવિજયજી મહારાજ પરત્વેનો છે. મારા પુસ્તકનો ત્રીજો ભાગ બહાર પડ્યો ત્યારે તેઓશ્રી ભલે પન્યાસપદવીથી વિભૂષિત નહોતા. પરંતુ વિરતી-પણાને પામેલ કોઇ પણ મુનિરાજ માટે દરેક જૈનને પૂજ્યભાવ હોવો જોઇએ તે શંકારહિત છે. તેમાંયે આ મહાપુરુષને ભલે મેં નજરે દર્શન કરી વાંદ્યા નથી, છતાં તેમણે રચેલાં ઐતિહાસિક પુસ્તક ગવેષણાપૂર્વક વાંચવાનો લાભ તો લીધા જ છે. અને તેઓશ્રી પ્રત્યે હું કેવો ભાવ ધરાવું છું તે તેમના માટે પુ. ૩, પૃ. ૧૦૮માં નિમ્નલિખિત મારા શબ્દોથી પણ સ્પષ્ટ થાય છે જ. "આમનું નામ મુનિશ્રી કલ્યાણવિજય છે. તેઓ ઇતિહાસના બહુ જ ઊંડા અભ્યાસી છે. જૈનમુનિઓમાં જે કોઇ ગણ્યાગાંઠ્યા ઇતિહાસના અભ્યાસીઓ ગણાય છે તેઓમાં આમનો દરજ્જો બહુ ઊંચો મનાય છે". આ શબ્દો વાંચી શ્રીયુત ફતેહચંદભાઈ પોતાના મનમાં થયેલી શંકાનું નિવારણ થયેલું સમજશે તેમજ મારા કોઈ શબ્દથી પૂ. પન્યાસજી મહારાજનું મન દુઃખાયું હોય તો ત્રિવિધે ત્રિવિધે તેમની પણ ક્ષમા ચાહું છું.

હવે પૂ. આ. મ. શ્રી ઈન્દ્રવિજયસૂરિજીએ પૂછેલા મુખ્ય મુખ્ય પ્રશ્નોના ઉત્તરઃ—

**પ્રશ્ન** (૧) ચંપા નવી કે જૂની? અંગદેશ ક્યાં આવ્યો? ઉત્તરે જણાવવાનું કે,

પ્રાચીન સમયે અંગદેશની રાજધાની ચંપાનગરી હતી. તેના શાસક રાજા દધિવાહનના સમયે કૌશંબીપતિ શતાનિક ચડાઈ લઈ આવ્યો હતો; તેણે તે નગરીને લૂંટી તથા ભાંગી હતી. તે નગરીને પાછી સમરાવી કરીને રાજા અજાતશત્રુ-ઉર્ફે કૂણિકે પોતાની રાજધાની બનાવી હતી. આ પ્રમાણે હકીકત છે, તે સર્વસંમત છે. પ્રશ્ન જે છે તે, અંગદેશના અને ચંપાનગરીના સ્થાન વિષેનો છે. મારી માન્યતા પ્રમાણે અંગદેશનું સ્થાન, પ્રા. ભા. પુ. ૧, પૃ. ૪૬ ઉપરના નકશામાં બતાવ્યા પ્રમાણે, જે ભાગને વર્તમાન કાળે મધ્યપ્રાંત વાળો ભાગ કહેવાય છે અને જેને મહાકોશલ—વિદર્ભ તરીકે એક વખત ઓળખવામાં આવતો હતો, તે પ્રદેશ છે; જ્યારે તેમની માન્યતા બંગાળ ઈલાકામાં જેને વર્તમાનકાળે ભાગલપુર જીલ્લો કહેવાય છે ને જ્યાં ચંપા નામનું શહેર-ગામ આવેલું છે તેને જ અંગદેશ અને તેજ ચંપાનગરી હોવાની થાય છે. એટલે એક વખત જો અંગદેશનું સ્થાન નક્કી કરી શકાય તો રાજનગર ચંપાનું સ્થળ તો આપોઆપ સિદ્ધ થઈ જશે.

પ્રથમ આપણે તેમની દલીલો તપાસીએ. તેમણે પ્રગટ કરેલા "પ્રાચીન ભારતવર્ષનું સિંહાવલોકન" નામના ગ્રંથમાં આ પ્રશ્ન માટે પૃ. ૩૩ થી ૬૦ સુધીના લગભગ ૨૭-૨૮ પૃષ્ઠ રોકયાં છે. તેમાં પૃષ્ઠ ૪૦ ઉપર વિધાન કર્યું છે કે—"ચંપાનગરી એ પૂર્વમાં આવેલા અંગદેશની રાજધાની છે. જૂની ચંપાને સ્થાને જ

(૮) શ્રીયુત ફતેહચંદના સવાલો પણ પૂ. આ. મ. ઈન્દ્રવિજયસૂરિજીના પ્રશ્નોને તત્ત્વમાં મળતા હોઈ, કેમ જાણે તેમના જ તરફની પ્રેરણા મળતાં પ્રસિદ્ધ કર્યા હોય એવું દેખાઈ જાય છે. આ અનુમાન સાચું પડે તો ઉપર નં. ૬ ની ટીકામાં પં. શર્માજીની જે સ્થિતિ છે તે જ શ્રીયુત ફતેહચંદની પણ ગણાવી રહે છે.

નવી ચંપા વસાવેલી છે અને ગંગા નદીના કિનારા ઉપર છે". આ આખાયે વાકયના ત્રણ ભાગ થાય છે. પ્રથમના બે માટે તો, ઉપર લખ્યા પ્રમાણે બન્ને સહમત છીએ. માત્ર ત્રીજો ભાગ જે ચંપાનું સ્થાન ગંગાના કિનારા ઉપર લેખવે છે, તે બાબત ભિન્નતા છે. ચંપાનું સ્થાન ગંગાના કિનારે હોવા સંબંધી તેમણે લગભગ તેવીસ દલીલો રજુ કરી છે. તે સર્વે, પુસ્તકોના આધારે જ લેવાયલી છે. એકે શિલાલેખ, સિક્કા કે સમયાવળીને અનુસરીને લેવાઇ નથી જ તેટલે દરજ્જે તેના જેટલી વજનદાર ન ગણાય ( ઉપરમાં પૃ. ૨૮૯ જુઓ). વળી તેમાંનો મોટોભાગ એવા પુસ્તકોનો છે કે, જેને આપણે પાશ્ચાત્ય કેળવણીનો હિંદમાં પ્રચાર થયા બાદ રચ્યા હોવાનું કહી શકાય; ને જેમાં એવાં કેટલાંયે વિધાનોનો સમાવેશ કરાઇ ગયો છે કે, જે પ્રાચીન સમયને બંધબેસતા થવા માટે કલ્પનાથી નીપજાવી કાઢેલાં સમજાઇ શકાય છે. મારૂં એમ નથી કહેવું કે તેઓની કિંમત નથી જ તેઓની કિંમત પણ છે જ; પરંતુ કયારે કે જ્યારે કોઈ સ્વતંત્ર પૂરાવો કે આધાર ન હોય ત્યારે; જેથી કરીને ઉપરોકત તેવીસ પુરાવામાંથી પાંચનેજ અતિ પ્રાચીન અને વિશ્વસનીય લેખી, બાકીનાને એક બાજુ મૂકી રાખી શકાશે. આવા પાંચછ ને તપાસતાં, ચંપાને ગંગા નદી સાથે સંબંધ ધરાવતો માત્ર એક જ પૂરાવો જેનો નં. ૬ તેમણે આપ્યો છે તેને કહી શકાય તેવો છે. તેમાં પણ "ગંગા" શબ્દ નથી પરંતુ " જાન્હવ્યાં " છે. ગંગા નદીનું બીજું નામ જાન્હવી છે ખરૂં, પરંતુ તે એકલી ગંગાનું જ નામ હોવા ઉપરાંત બીજી કોઈ નદીઓને પણ લાગુ પડતું જણાય છે કે કેમ, તે જોવું રહે છે. એટલે તે ઉપર બહુ ભાર મૂકવાનું વાજબી ન કહેવાય. વળી નં. ૧નો પૂરાવો તેમણે નિરયાવલિ પૃ. ૧૮માંથી લઇને જે ઉધ્ધૃત કરેલ છે અને " जेणेय **चम्पानगरी तेणेव उवागच्छइ** " શબ્દો મોટા અક્ષરે લખી ધ્યાન ખેંચ્યું છે, તેમાંયે ગંગાનદીનો ઉલ્લેખ આવ્યાનું તો દેખાતું નથી જ. મતલબ કે તેવીસે પૂરાવા તેમના મતની પુષ્ટિ આપવા લગભગ નિર્બળ જેવા ગણાશે. ઉલટું તેમાંથી કેટલીક એવી હકીકત તારવી શકાય છે, કે જે મારા મતને સમર્થન આપનારી છે જે આપણે આગળ ઉપર જોઇશું. હવે અંગદેશ વિશેની તેમની દલીલો તપાસીએ,

જેમ ચંપા વિશે ૨૩ પુરાવા-આપ્યા છે તેમ અંગદેશ વિશે પણ ૨૩ પુરાવા આપ્યા છે. ચંપા પરત્વે તો પાંચ છ અતિ પ્રાચીન પૂરાવા લેખાય તેવા હજુયે નજરે પડે છે. પરંતુ અંગદેશ વિશેના કોઇ પણ તેવા પ્રાચીન નથી જ. ફાહીયાન કે હયુએનશાંગ જેવા યાત્રિકોના વર્ણનને જરૂર પ્રાચીન કહી શકાય પરંતુ ભૂલવું જોઇતું નથી કે તેમનો સમય ઈ. સ.ની ત્રણથી છ સદીનો છે. એટલે કે જે સમયની આપણે હકીકત તપાસી રહ્યા છીએ તે બાદ લગભગ એક હજાર વર્ષે તેમનું અસ્તિત્વ આવે છે. ઉપરાંત તેમના વર્ણનોનાં થયેલ ભાષાંતર ઉપરજ આપણે આધાર રાખવો રહે છે, નહીં કે મૂળ શબ્દો ઉપર. મતલબ કે, તે હેવાલ વિશેની જે સામગ્રી ઉપલબ્ધ થાય છે તેમાં ક્ષતિ(૯) રહેલી છે જ. સંપૂર્ણપણે તેમજ છે—અથવા હતું—એમ કહી ન શકાય. છતાંયે જે કાંઇ મળ્યું છે તેની ઉપેક્ષા તો ન જ કરી શકાએ.

તેવીસે અવતરણો તપાસતાં જે કાંઈ સાર કાઢી શકાય તેમ છે તે એટલો જ કે, અંગદેશ પૂર્વ દિશામાં આવેલ હતો, તેની રાજધાની ચંપા હતી ઉપરાંત ચંપાના સ્થાન પરત્વે પણ દિશાસૂચન થોડું થોડું છે. મતલબ કે, તેમની માન્યતા જે બંધાઈ છે તેને જરૂર સમર્થન મળે છે ખરૂં, પરંતુ તે તો મારે પણ માન્ય છે. હું પણ એમ તો કહું છું જ, કે બંગાળા ઇલાકાના ભાગલપુર જિલ્લામાં એક ચંપા શહેર છે અને ચંપા અંગદેશની રાજધાની ગણાતી હોવાથી તેને અંગદેશ તરીકે ઓળખાવાય છે. પરન્તુ આ અંગદેશ અને ચંપા શહેર તે નવાં વસેલાં છે. તેને જુના અંગદેશ અને

(૯) હયુએન રચિત પુસ્તકોનાં ભાષાંતરમાં એવી ક્ષતિયો રહી ગઇ છે. તેનાં દૃષ્ટાંતો પ્રા. ભા. પુ. ૧ના ત્રીજા પરિચ્છેદનાં વર્ણનમાંથી મળી આવે છે; એટલે કે આ ભાષાંતરોમાં ક્ષતિ રહી ગઈ છે તે સિદ્ધ થયેલ સમજવું.

જૂની ચંપાનગરી સાથે સંબંધ જ નથી (જુઓ પ્રા. ભા. પુ. ૧. પૃ. ૧૧૪, ટીકા ૩૩ વગેરે). આ જુના અંગદેશ અને જૂની ચંપાનગરીના મુદ્દાનું નિરાકરણ તેમણે આપેલા ૨૩ પૂરાવામાંના એકેમાંથી પ્રાપ્ત થતું નથી. માત્ર હજુ એટલું ઠરાવી શકાશે કે ફાહીયાનના સમયે–ઈ. સ.ની ત્રીજી ચોથી શતાબ્દિ વખતે–બંગાલ ઈલાકાવાળા અંગદેશ અને ચંપાનગરીનું અસ્તિત્વ થઇ જવા પામ્યું હતું. પરંતુ તે દેશ અને સ્થાન જ, રાજા દધિવાહન અને રાજા અજાતશત્રુના સમયે પણ હતાં એમ તો શોધી કાઢવું જ રહે છે. આ બધી ભાંજગડ એક નામની બે વસ્તુઓ–જુની અને નવી–હોવાથી ઉભી થવા પામી છે એમ સહજ સમજાય છે. એટલે આ બીજું સ્થાન કયાં આવ્યું તે હવે તપાસીએ. જૈનશાસ્ત્રોમાં જણાવાયું છે કે, વત્સપતિ રાજા શતાનિકે અંગદેશના દધિવાહન ઉપર એક જ રાતમાં[10] ચડાઈ કરીને તેને હરાવ્યો હતો તથા તેની રાજધાની ચંપાનગરીને લૂંટીને ભાંગી તોડી નાંખી હતી. આ ઉપરથી સમજાય છે કે, વત્સદેશ અને અંગદેશ બંનેની હદ પાસે પાસે જ આવેલ હોવી જોઇએ; તેમાં વત્સદેશનું સ્થાન તો વર્તમાનકાળના અલ્હાબાદ–પ્રયાગ શહેરવાળા ભાગમાં નક્કી જ છે, તે વિશે બે મત નથી જ; જેથી માનવું રહે છે કે, અંગદેશની હદ–ગમે તે દિશાએ–વત્સદેશને અડીને હોવી જોઈએ. પરંતુ પ્રાચીન ગ્રંથોમાં પૂર્વદિશામાં અંગદેશ હોવાનું જ્યાં ને ત્યાં વર્ણન આવતું હોવાથી, વત્સદેશની પૂર્વ દિશામાં જ અંગદેશનું સ્થાન હશે એટલું તો નક્કી થાય છે જ. ઉપરમાં જણાવેલ ભાગલપુર જીલ્લાવાળો પ્રદેશ જોકે વત્સની પૂર્વમાં તો છે જ, છતાં તેનો સ્વીકાર કરવામાં મુખ્ય બાધ તો એ આવે છે કે, તે બેની વચ્ચે સ્થળનું ઘણું અંતર આવી જાય છે અને જે ભૂમિ વચ્ચે આવે છે તેને મગધદેશ કહેવાતો હતો. એટલે દેખીતું જ છે કે, જો વત્સપતિને ત્યાંસુધી જવું હોય તો મગધની ભૂમિને ખૂંદીને જ જવું પડે. અને તે માટે તેણે પ્રથમ મગધપતિ સાથે યુદ્ધમાં ઉતરવું જોઇએ. તેમ બન્યાનું ઈતિહાસમાં કયાંય શોધ્યું જડતું નથી. એટલે ભાગલપુર જીલ્લાવાળા સ્થાનને આપણી વિચારણામાંથી તરત બાકત કરી નાંખવો રહે છે. આ સિવાય અન્ય સ્થાને જો ઉલ્લેખ આવતો હોય તો તેની શોધ કરવી રહે છે.

(૧) પૂ. આ. મહારાજશ્રીએ જે ૨૩ પ્રમાણ બતાવ્યાં છે તેમાં નં. ૬ ઠામાં ચંપાનગરીનો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે. તે વિશે વિવેચન કરતાં પોતે જણાવે છે કે, આ કથન નળરાજાના અધિકારમાં પ્રાચીન ચંપાની બાબતનું છે. કયા પ્રસંગનું તે કથન છે, તે જો કે આપણે કહી શકતા નથી પરંતુ એમ તો અનુમાન દોરી શકાય છે કે નળ રાજાનો નિષધદેશ જે હતો તેનું પડોશી રાજ્ય તે હોવું જોઇએ. આ નિષધદેશનું સ્થાન વર્તમાને ઝાંસી–ગ્વાલિયર જ્યાં આવેલ છે તે પ્રદેશ ગણાતું હતું. ફલિત એ થયું કે, ઝાંસી અને ગ્વાલિયર પાસેનું તે સ્થાન થયું; અને અંગદેશ–ચંપાનગર પૂર્વ દેશમાં લેખાય છે એટલે, ઝાંસી–ગ્વાલિયરની પૂર્વ દિશાએ તેમજ પડોશમાં તે દેશ આવ્યાનું સમજાયું.

(૨) પૃ. ૪૨ ઉપર તેમણે ટાંકેલ નં. ૧૧ના પૂરાવામાં આ પ્રમાણે શબ્દો છે. "ઇસ વાસ્તે કોશમ્બીનગરી સેં ચમ્પાનગરી, કુછ બહુત દૂર નહીં થી. અરૂ ચંપાનગરી કે પાસ ગંગા નદી વહતી હૈ... નિરયાવલિકા સૂત્રમેં ભી સાફ લિખા હૈ કિ ચંપાનગરી કે પાસ ગંગા મહાનદી વહતી હૈ. ઇસ વાસ્તે શતાનિક રાજા લશ્કર કે સાથ પહિલે નાવામાં બેસી જમના નદીમેં ચલા. પીછે પ્રયાગ કે અર્થાત્ (અલહાબાદ) કે પાસ જહાં જમના નદી ગંગા મહાનદીમેં મીલ ગઇ તબ ગંગામેં નાવા સેં ચલ કર ચંપાનગરી કું એક હી રાત્રીમેં પહુચ ગયા". ઉપરના શબ્દોથી નીચેની બાબતો સમજી શકાય છે. (અ) કાશંબી અને ચંપાની વચ્ચે બહુ અંતર નહોતું.

---

(૧૦) ईतश्च पूर्वं नौसैन्यैः शतानीको निशैकया
गत्वाग्रहणत् पुरीं चंपां क्षणात् समागमः ॥

त्रिशष्ठिशलाकापुरुष चरित्र–
सर्ग–१० श्लो. ५१६

(આ) ચંપાનગરીની પાસે ગંગા નદી વહે છે એટલે ગંગા નદી ઉપર જ ચંપા છે એમ નિરધાર થતો નથી; ગંગાને કાંઠે પણ હોય કે બહુ નજીકમાં પણ હોય (ઈ) અલ્હાબાદથી ચંપા જતાં–નદીના પ્રવાહથી–એક રાત્રી જેટલો સમય લાગે છે. એક રાત્રીમાં કેટલું અંતર તે સમયે જળમાર્ગે કાપી શકાતું તે જોકે ઉપરના કથનથી તારવી શકાતું નથી, પરંતુ કૌશંબીપતિ શતાનિક રાજાને પ્રથમ કૌશંબીથી અલ્હાબાદ સુધી (૨૮–૩૦ માઈલનું છેટું ગણાય છે) જતો જણાવ્યો છે અને તે બાદ એક રાત્રીનો પ્રવાસ લખ્યો છે. વળી કૌશંબીથી ચંપા બહુ દૂર નથી એમ સ્પષ્ટ લખ્યું છે એટલે આ બધા સંયોગોનું એકીકરણ કરતાં કૌશંબીથી ચંપાસુધીનું અંતર બહુ બહુ તો ૧૦૦થી ૧૫૦ માઈલનું જ આવશે. આ આખુંયે અંતર નદીના સીધા જ પ્રવાહમાર્ગે હોય, કે અમુક અંતર સીધા પ્રવાહે હોય અને પછી વાંક લેવો પડતો હોય, કે નદીપ્રવાહ મૂકીને થોડોક ભાગ સ્થળવાટે પણ મુસાફરી કરવી પડતી હોય તે જુદી વાત છે. જે પ્રમાણે શબ્દો વપરાયા છે તે જોતાં તો સીધા પ્રવાહમાર્ગની મુસાફરી હોવા કરતાં, વાંકવાળી અથવા થોડી સ્થળમાર્ગે પણ હોય તેવી સ્થિતિ ભાસે છે. એટલે જો બીજા પ્રકારે મુસાફરી થઈ હોય તો, ૧૦૦–૧૫૦ માઈલ કરતાં પણ અંતર ઘટી જાય; જ્યારે કૌશંબી અને ભાગલપુર વચ્ચેનું અંતર જ અત્યારે નદીના સીધા પ્રવાહે લગભગ ૪૦૦ માઈલ કે તેથી વધુ પણ થવા જાય છે. સાર એ થયો કે કૌશંબીથી ભાગલપુર સુધી ન પહોંચતાં, વચ્ચે જ બહુ નજીકના સ્થળે પ્રાચીન સમયે ચંપાનગરી હતી.

(૩) પૃ. ૪૬ ઉપર તેમણે કાવ્યાનુશાસનનું અવતરણ કર્યું છે તેના શબ્દો "કાશીનગરી–વાણારસીની પેલી તરફનો પૂર્વપ્રદેશ કહેવાય છે અને ત્યાં અંગ, કલિંગ ને કોસલ વિગેરે દેશો આવેલા છે." આ પ્રમાણે છે. અનુક્રમમાં જણાવ્યા પ્રમાણે જ કાશીથી પૂર્વદિશામાં આ ત્રણે દેશોનું સ્થાન હતું કે કેમ તે જોકે સ્પષ્ટ થતું નથી, પણ વર્ણન કરવામાં સામાન્ય નિયમ જે પાળવામાં આવે છે તે જોતાં કાંઈક અનુક્રમ સચવાયો હોવો જોઈએ એવું અનુમાન દોરી શકાય છે. છતાં આ દેશોનો પરસ્પર સંબંધ દિશાપરત્વે ભલે ન સચવાયો હોય, તોયે સ્વભાવિક એમ તો સમજી શકાય છે કે લેખકનો દૃષ્ટિકોણ, કાશી–વાણારશી નગરીથી પૂર્વદિશાએ જતાં, પ્રથમ જ અંગદેશ હોવાનું જણાવવા પૂરતો હશે ખરો. અને તેમ વધારે સંભવિત છે, કેમકે ઉપરના નં. ૨માં ટાંકેલ ગ્રંથનું કથન એ છે કે, કૌશંબીથી ચંપાનું સ્થાન બહુ દૂર નથી જ. મતલબ એ થઇ કે કાશીની પૂર્વમાં લગોલગ જ અંગદેશ આવેલો હોવો જોઇએ.

આ પ્રમાણે ત્રણ પુરાવા તો શ્રી આચાર્યજી મહારાજે બતાવેલામાંથી જ તપાસી જોયા; જેમાંથી એવો તાત્પર્ય નીકળ્યો કે, ચંપાનું સ્થાન કૌશંબી કે કાશીથી બહુ દૂર નથી જ. વળી અન્ય પ્રમાણો પણ જોઈ લઇએ. આ ચંપા–તથા અંગદેશના સ્થાન વિશે મેં રચેલા પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૩૬થી ૧૪૮માં, તથા આ અંગદેશ ઉપર ચેદિવંશી કલિંગપતિ રાજાઓની સત્તા જામી પડવાથી તેને ત્રિકલિંગમાંના એક ભાગ તરીકે પણ ઓળખવામાં આવ્યો છે તેથી પુ. ૧, પૃ. ૧૬૩થી ૧૭૭ સુધી કરેલા તેના વર્ણનમાં, તેમજ ચેદિપતિ–કલિંગપતિના આખા વંશનું જે વૃત્તાંત પુ. ૪માં દશમખંડે આપ્યું છે તેમાં, અનેકવિધ પ્રાચીન તેમજ અર્વાચીન અને સત્તાસમાન ગણાતા લેખકોના પ્રમાણો આપીને, આ અંગદેશ–અને ચંપાનગરીના સ્થાન વિશે છૂટીછવાઈ પરંતુ ઘણી જ ઉપયોગી માહિતી આપી છે. તે સર્વનું અત્ર નિરૂપણ કરવું અસ્થાને ગણાય. એટલે તે વાંચી જવાની માત્ર ભલામણ જ કરવી રહે છે. છતાં સંતોષ આપવા માટે, વધારે નહીં તો બેચાર પણ, ખાસ ઉપયોગી નીવડે તેવાં પ્રમાણ તો અત્ર જરૂર ધરવાં જ રહે છે.

(૪) પ્રબંધચિંતામણી ભાષાંતર (મુદ્રિત, અમદાવાદ; ૧૯૦૯) પૃ. ૨૧માં જણાવે છે કે, "શ્રેણિકના મરણ બાદ તેનો પુત્ર અશોકચંદ્ર ગાદિએ આવ્યો. આ નગરીમાં (રાજગૃહી) પોતાના પિતાનો કાળ થયો તેટલા માટે તેનો ત્યાગ કરી, કૌશાંબી નગરની પાસે નવીનચંપા નામની નગરી વસાવી તેને પોતાની રાજ-

ધાની કરી." આ શબ્દોમાં તો કયાંય શંકાનું સ્થાન જ રહેતું નથી. સ્પષ્ટ નિર્દેશ કરેલ છે કે, ચંપાનું સ્થાન કૌશંબીની પાસે જ છે.

(૫) જ્યાં જ્યાં ચંપાનગરીના રાજા અજાતશત્રુના મરણ સંબંધી હકીકત જણાવવામાં આવી છે ત્યાં ત્યાં સર્વ ઠેકાણે એક જ મતલબનું લખાણ દર્શાવ્યું છે કે, તેનું મૃત્યુ ચંપાદેશમાં જ થયું છે (જે દેશમાં ચંપાનગરી આવેલી હોય તેનું નામ ચંપાદેશ એમ કહેવાનો હેતુ છે). વળી તે કુદરતી મોતે નથી મૂઓ પણ વિંધ્યાપર્વતમાં જીત મેળવવા ગયો હતો ત્યાં મૂઓ છે (જુઓ હરમન જેકોબીકૃત પરિશિષ્ટપર્વ, સર્ગ ૬, પૃ. ૨૧ અને આગળ). આમાં વિંધ્યાચળ પર્વતનું સ્થાન જ એમ સૂચવે છે કે, તે ચંપાદેશ (અંગદેશની રાજધાની ચંપાનગરી હોવાથી અંગદેશનું જ તેમાં સૂચન સમજવાનું છે) બંગાળમાં નહીં, પણ વિંધ્યાચળ પર્વતની અડોઅડ છે, એટલે કે જેને સેંટ્રલ પ્રોવીન્સીઝ કહેવાય છે તે પ્રદેશ છે.

(૬) અંગપતિ દધીવાહન રાજા પોતાની રાણી પદ્માવતી સાથે ક્રીડા કરવા જતાં હાથી ઉપર બેસીને અટવીમાં જઇ ચડે છે. ત.પછી તેના અનુસંધાનમાં દંતપુર–કંચનપુર, કલિંગદેશ, વંશદેશ આદિનું વૃત્તાંત આવે છે; જો ભાગલપુરવાળો જ તે પ્રદેશ હોત તો તેની આસપાસમાં આવા નામવાળું કોઈ સ્થાન પણ નથી તેમ તેવું કોઇ અટવી પણ નથી. હજુ ત્યાંથી દક્ષિણ તરફ નીકળી જવાય તો કલિંગની ભૂમિ ઉપર તેમજ ત્યાંની અટવીમાં પહોંચાય ખરૂં. પરંતુ તે માટે તો મગધદેશની ભૂમિમાંથી પસાર થવું જ જોઇએ. તેવું કર્યાનું કયાંય જણાવાયું પણ નથી તેમ પરમુલકના રાજાને કોઈ ભૂપતિ પોતાની ભૂમિમાંથી એમને એમ પસાર થવા દે ખરો કે? એટલે માનવું જ રહે છે કે, અંગદેશની હદ દક્ષિણે લંબાઇને વિંધ્યાચળ પર્વતને અડીને આવી રહી હતી.

(૭) કાશી અને કૌશાંબી પાસે અંગદેશ, હોવાનો પુરાવો મહાભારતમાંથી પણ મળી આવે છે. હકીકત એમ છે કે, દુર્યોધન હસ્તિનાપુરનો રાજવી છે. પાંડવો ઇન્દ્રપ્રસ્થના રાજવી છે અને જરાસંઘ મગધનો સમ્રાટ છે. જ્યારે પાંડવો અને દુર્યોધન વચ્ચે હસ્તિનાપુરમાં હરિફાઈ ખેલાય છે ત્યારે, કર્ણ રાજપુત્ર ન હોવાના કારણે તેને પોતાનો હરિફ લેખવાની અર્જુન ના પાડે છે; જેથી દુર્યોધન તુરત જ અંગદેશનું રાજ્ય કર્ણને સોંપી દે છે. હવે હસ્તિનાપુરનું રાજ્ય મગધની પૂર્વે અને પશ્ચિમે બે વિભાગમાં તો ન જ વહેંચાયલું હોય; અને પૂર્વ હિંદ પર તો જરાસંઘનું જ પ્રભુત્વ છે. એટલે અંગદેશ હસ્તિનાપુરની આસપાસનો કે સમીપનો જ પ્રદેશ હોઈ શકે; તેમ તેનો સમાવેશ પણ હસ્તિનાપુરની રાજ્યસત્તામાં થતો હોવો જોઇએ. એમ હોય તો જ દુર્યોધન પોતાની મરજી પ્રમાણે અંગનું રાજ્ય કર્ણને સોંપી શકે. જરાસંઘના સામ્રાજ્યની પેલી બાજુનો પ્રદેશ તેને કબજે હોય કે તે કર્ણને તેની ભેટ ધરી શકે એ અસંભવિત જેવું જણાય છે. એટલે નિર્વિવાદ રીતે કહી શકાય કે અંગદેશનું સ્થાન મગધ સામ્રાજ્ય અને હસ્તિનાપુરની વચ્ચે જ હોવું જોઇએ.

(૮) શિલાલેખથી પણ તે જ હકીકતને સમર્થન મળતું રહે છે. નાનાઘાટ લેખ નં. ૧માં ( જુઓ પંચમ પરિચ્છેદે ) નાગનિકાના પિતા મહારથીને અંગિય કુળવર્ધન ગણાવવામાં આવ્યો છે. અંગિય કુલવર્ધનનો અર્થ અંગદેશમાં જે કુલો–કુટુંબો રહેતાં હતાં તેની વૃદ્ધિ કરનાર એવો થાય છે. મતલબ કે આ મહારથીઓ તેમજ મહાભોજકોનું સ્થાન, જેને હાલમાં વરાડ કહેવાય છે અને પ્રાચીન સમયે વિદર્ભ કહેતા હતા તે ઠરાવાયું છે. અગ્નિમિત્રે પણ જે સરદારની પુત્રી માલવિકા સાથે લગ્ન કર્યું હતું તે આ વિદર્ભ પ્રાંતનો જ હતો અને સંભવ છે કે નાગનિકા તેમજ માલવિકા બન્ને અંગિય કુલવર્ધન મહારથીઓની પુત્રીઓ હતી. જેથી સમજાય છે કે, વિદર્ભ પ્રાંત–વરાડ પ્રાંત તે પ્રાચીન સમયના અંગદેશનો એક ભાગ હતો. તે માટે ત્યાંના મહારથીઓ પોતાને અંગિયકુલવર્ધન કહેવરાવતા હતા.

ઉપરની આઠે દલીલો અને પ્રમાણોને એકત્રિત કરીને સાર–નિચોડ કાઢીશું તો આ પ્રમાણે મુદ્દા નીકળે છેઃ–(૧) વત્સદેશની રાજધાની કૌશાંબી અને અંગ-

દેશની રાજધાની ચંપાનગરી વચ્ચે અંતર બહુ જૂજ છે. (૨) રાજધાનીઓ વચ્ચે અંતર છે પરંતુ તે તે દેશની હદ તો એકબીજાને અડીને જ રહેલી સમજાય છે. (૩) જેને હાલ મધ્યપ્રાંત કહેવાય છે તે જ મુખ્યભાગે પ્રાચીન સમયે અંગદેશ કહેવાતો. (૪) અંગદેશની સીમા દક્ષિણે વિંધ્યાચળપર્વત પાસે અટકી જતી હતી. આ નિર્ણયો તો બધા ગ્રંથમાંનાં વૃત્તાંત, વર્ણન અને દર્શાવાયલા વિધવિધ પ્રસંગો ઉપરથી તારવી કાઢેલા ગણાશે. પરંતુ જો તેને શિલાલેખનો કે જળવાઈ રહેલ અન્ય સ્મારકનો ટેકો મળે તો તે વિશેષ સંગીન ગણાશે; અને તેમ થાય તો તેને અચૂક રીતે પ્રમાણિત વસ્તુ તરીકે જ સ્વીકારવી રહેશે.

ઉપરમાં બીજા વિભાગે આપણે પુરવાર કરી ગયા છીએ (જુઓ પૃ. ૩૦૬) કે અશોક અને પ્રિયદર્શિન બન્ને ભિન્ન હતા; તેમાં પ્રિયદર્શિન પોતે જૈનધર્મી હતો. એટલે પ્રિયદર્શિને ઉભા કરેલ સર્વ નાના મોટા શિલાલેખો જૈનધર્મનાં સ્મારકો ગણવાનાં છે. આ સ્મારકો ઉભા કરવામાં તેનો આશય એ હતો કે, જે મોટા શિલાલેખો છે, ત્યાં તેના જૈનધર્મના મહાપુરૂષો જેને કહી શકાય છે તે તીર્થંકરોનાં મરણ થયાં છે અને નાના શિલાલેખો છે ત્યાં તેનાં પોતાના સગાંવહાલાં મરણ પામ્યાં છે. આ હકીકત પ્રા. ભા. પુ. ૨માં સમ્રાટ પ્રિયદર્શિનના વૃત્તાંતે જણાવી છે. તેમ જ વિશેષ વિસ્તારપૂર્વક, મારા તરફથી પ્રિયદર્શિનનું જીવનચરિત્ર જે તૈયાર થઈ રહ્યું છે તેમાં પણ જણાવવામાં આવી છે. ત્યાંથી જોઈ લેવા વિનંતિ છે. પરંતુ તેનો સાર અત્રે જણાવી દઈએ. તીર્થંકરનાં અને પોતાનાં સગાંનાં મરણસ્થાનો વચ્ચેનો ભેદ પારખી શકાય તે માટે, તેણે પ્રથમપ્રકારનાં સ્થાનો ઉપર શિલાલેખો કોતરાવીને પોતાની સહી સૂચવતું હાથીનું ચિહ્ન મૂકયું છે જ્યારે બીજાપ્રકારનાં સ્થાનોને તે ચિહ્નરહિત રહેવાં દીધાં છે. જૈનોના તીર્થંકરોની સંખ્યા ૨૪ની છે. તેમાં પહેલા, અષ્ટાપદપર્વત ઉપર; નં.૧૨મા ચંપાપુરીમાં; નં. ૨૨મા ગિરનારપર્વત ઉપર અને ૨૪મા પાવાપુરીમાં નિર્વાણ પામ્યા છે, જ્યારે બાકી રહેતા વીસેનું નિર્વાણ બંગાળામાં આવેલ સમેતશિખરપર્વત[૧૧] ઉપર છે. આમાંના અષ્ટાપદની તળેટીનું[૧૨] સ્થાન કાલ્સિલેખના સ્થળે, ગિરનારનું તો શંકારહિત જ છે, પાવાપુરી (મધ્યમ અપાપા તરીકે જે પાછળથી ઓળખાઇ છે તે)નું સાંચી-ભિલ્સા[૧૩] પ્રદેશમાં, અને સમેતશિખરનું ધૌલીજાગૌડાના લેખના સ્થાને ગણાય છે; જે સર્વે હકીકત પુ. ૨માં દર્શાવાઇ ગઇ છે. કેવળ બારમા તીર્થંકરનું નિર્વાણસ્થાન જે ચંપાપુરી હતી તેના સ્થાનનુ નિર્માણ કરવું જ બાકી રહ્યું. પૃ. ૩૨૧-૨૪ સુધી આઠ પૂરાવાની ચર્ચાના અંતે એમ પુરવાર કરી શકયા છીએ, કે જેની રાજધાની ચંપા છે તેવા અંગદેશનું સ્થાન કૌશંબી અને કાશીની પૂર્વમાં, નજીક કે અડોઅડ છે. તેમજ તેની સરહદ દક્ષિણમાં લંબાઇને ઠેઠ વિંધ્યાચળપર્વત સુધી લંબાઇ હતી. એટલે ઉપર દર્શાવેલી સીમાવાળા અંગદેશમાંથી જો પ્રિયદર્શિનનો કોઇ શિલાલેખ આપણને મળી આવે તો તે સ્થાન ચંપાનગરીનુ હતું એમ આપોઆપ સિદ્ધ થયું ગણાશે. આવો એક લેખ રૂપનાથનો છે. તે પ્રિયદર્શિનનો તો છે જ, પરંતુ તેને નાના શિલાલેખ તરીકે લેખાવ્યો છે એટલે આપણી બધી શરતો પળાઇ શકતી ન ગણાય. છતાં હવે નવા શોધથી માલૂમ પડયું છે કે, રૂપનાથના લેખના જે ત્રણ ચાર ટુકડા થઈ ગયા છે તેને એકત્રિત કરતાં, તે એવો મોટોલેખ થઈ શકે છે કે ત્યાં પણ ગિરનાર પર્વતના લેખ જેવા, ફરમાનો કોતરાયાં હોય. તેમજ હાથીનું ચિહ્ન પણ કોતરાયલું માલૂમ પડી આવ્યું છે. એટલે લગભગ નક્કી થઈ ગયેલું જ ગણવું રહે છે કે, રૂપનાથ લેખની જગ્યાએ જ કે તેની આસપાસમાં જ ચંપાનગરીનું સ્થાન હોવું જોઇએ. વળી જ્યારે સરકારી સંશોધનખાતું એમ જાહેર કરે છે કે, આ રૂપનાથ અને જબલપુરની

(૧૧) જ્યાં પર્વત ઉપર નિર્વાણ થયું હોય ત્યાં તેની તળેટીએ શિલાલેખ પ્રિયદર્શિને ઉભો કર્યો છે એમ સમજવું.

(૧૨) જુઓ ઉપરની ટીકા નં. ૧૧

(૧૩) આ પાર્વતીય પ્રદેશમાં જ્યાથી શિલાલેખ મળી આવે (હાથીના ચિન્હાંકિત) ત્યાં તેની તળેટી સમજવી.

વચ્ચે પ્રાચીન સમયે કોઇ મોટીનગરી હોવી જોઇએ એમ ત્યાંના પ્રદેશમાંથી મળી આવતાં અવશેષો ઉપરથી માલૂમ પડે છે. એટલે તો પાકાપાયે-સોવસા-નિર્ણય જ થઇ જાય છે કે, ચંપાનગરી ત્યાં જ હતી અને તેની પાસેના પર્વત ઉપર કે તેના ઉદ્યાનમાં, બારમા તીર્થંકર નિર્વાણ પામ્યા હોવા જોઇએ. જો પર્વત ઉપર જ નિર્વાણ પામ્ય હોય તો રૂપનાથ લેખની જગ્યાં તે પર્વતની તળાટીનુંજ સ્થાન લેખવું અને ઉદ્યાનમાં નિર્વાણ પામ્યા હોય તો તે સ્થાન ચંપાનગરીના, અંતિમભાગનું કે પાસેના ઉદ્યાનનું લેખવું કે જ્યાં તેમને અગ્નિદાહ દેવાયો હોય.

જેમ આ પ્રમાણે પુસ્તકો ચંપાનગરીના સ્થળની ચોખવટ કરી રહ્યાં છે અને તેને શિલાલેખી પૂરાવાએ સમર્થન આપ્યું છે, તેમ પ્રાચીન સમયે ઉભા કરાયલ સ્મારકનો પણ તે હકીકતને ટેકો મળી રહ્યો છે. આ સ્મારક ભારહુતસ્તૂપ સમજવો. તે સ્થાન, શ્રીમહાવીરના કૈવલ્ય કલ્યાણનું પુરવાર કરી આપતી વખતે ચંપાનગરી આ સ્થળમાં જ હોવા વિશેની કેટલીક વિગતો પૃ. ૩૧૩-૧૪ ઉપર અપાઇ ગઇ છે. વળી વિશેષમાં 'જંભીય-ગામને ઋજુવાલિકા નદી'વાળા શિર્ષકમાં નીચે વર્ણવી છે તે જુઓ. આવી રીતે શિલાલેખી, સ્મારકરૂપી અને પુસ્તકોમાંના-એમ સર્વે પ્રકારનાં પ્રમાણોથી, અંગદેશની ચંપાપુરીનું સ્થાન પ્રાચીન સમયે-દધિવાહન અને અજાતશત્રુના સમયે-મધ્ય-પ્રાંતવાળા ભાગમાં અને જબલપુરના પાસેના રૂપનાથ શિલાલેખવાળા સ્થાને હતું એમ નક્કી થયું ગણી લેવું.

આટલો ખૂલાસો ચંપાના સ્થાન વિષે થયો; હવે તેના સમય વિશે જણાવીશ. તેમણે મારા પુસ્તકમાંથી ત્રણેક ઉતારા તેમના પુસ્તકના પૃ. ૫૩ ઉપર નોંધ્યા છે અને છેવટે પૃ. ૫૪ ઉપર પોતાનો અભિપ્રાય જાહેર કર્યો છે કે "આ ત્રણે વિરોધી હકીકતો...કયા ગણિતના હિસાબથી થઈ શકે તે સમજવું મુશ્કેલ નથી એટલે કે ઉપરની હકીકત તદ્દન અસંમત છે." તેમના કહેવાની મતલબ એ છે કે તે ત્રણે ઉતારામાં આપેલ સમય એકબીજાથી ભિન્ન છે અને તેવું લખવામાં મેં મારા પોતાના જ શબ્દો ખોટા ઠરાવ્યા છે. મેં પોતે ભૂલ ખાધી છે કે, પોતે કોઈ પણ અગમ્ય કારણને લીધે તે સ્થિતિ ઉપજાવી કાઢી છે તે સમજવા, પ્રથમ મારે ત્રણે ઉતારા આપવા જોઇએ અને પછી મારો ખૂલાસો આપવો જોઇએ કે જેથી વાસ્તવિક સ્થિતિ શું છે તે વાચક પાસે સ્પષ્ટ થઈ જાય. (પહેલો) પ્રાચીન ચંપા-પુરીનો નાશ ઈ. સ. પૂ. ૫૫૬માં થઈ ગયા બાદ લગભગ ત્રીસ બત્રીસ વર્ષે આ રાજા કૂણિકવાળી ચંપાની સ્થાપના થઈ છે (પ્રા. ભા. ૧, પૃ. ૧૩૯, ટી. ૨૨); (બીજો ઉતારો) ઈ. સ. પૂ. ૫૫૭માં વત્સપતિ રાજા શતાનીકે, ચંપા ઉપર હલ્લો કરી ભાંગી નાખી હતી...એટલે કે આશરે **પચીસ વર્ષે** તેનો પુનરૂદ્ધાર થયો એમ ગણવું (પ્રા. ભા. ૧, પૃ. ૩૭૪, ટી. ૧૫); (ત્રીજો ઉતારો) વળી તે નગરી સર્વથા નાશ પામેલી નહોતી, એટલે બે ત્રણ વર્ષમાં જ તેનો પુનરૂદ્ધાર કરાવી રાજ્યપાટ ફેરવી ત્યાં રહેવા લાગ્યો (પ્રા. ભા. ૧, પૃ.૨૯૬). આ ત્રણ ઉતારામાંથી પ્રથમના બે મારા પુસ્તકની ટીકામાંના છે જ્યારે છેલ્લો મુખ્ય લખાણમાંનો છે. તેમાંના મોટા અક્ષરે જે શબ્દો છે તે તેમણે ધ્યાન ખેંચવા લખ્યા સમજાય છે. મારો ખૂલાસો એ છે કે, લગભગ ત્રીસ બત્રીસ વર્ષે અને આશરે પચીસ વર્ષે, આ વાકયો-શબ્દોમાં બહુ અસંગત જેવું નથી જ; કેમકે એકમાં લગભગ છે ને બીજામાં આશરે છે. એટલે પચીસ અને ત્રીસના ગણત્રી આવી જ રહે છે. છતાયે તેમાં કાંઈ કડોકાટ સમય દર્શાવવાનો આશય નહોતો જ, તે તો "લગભગ અને આશરે" શબ્દો વપરાયા છે તે ઉપરથી પણ દીવા જેવું સ્પષ્ટ દેખાઈ આવે છે. ત્રીજા ઉતારામાં જે "બે ત્રણ વર્ષમાં જ" લખાયું છે તે પણ વાજબી છે. કેમકે આખું કથન રાજા અજાત-શત્રુના બારામાં લખાયું છે. વળી તેની તરત જ પાછળ "પુનરૂદ્ધાર કરાવી રાજ્યપાટ ફેરવી ત્યાં રહેવા ગયો." લખાયલા શબ્દોથી તેમ જ જે પારિગ્રાફમાંથી તેમણે અવતરણ કર્યું છે તે આખું વાંચી જવાથી સ્પષ્ટ થઇ જાય તેમ છે કે,ગાદીએ આવ્યા પછી રાજા અજાતશત્રુએ "બે ત્રણ વર્ષમાં જ" ચંપાનગરીનો પુનરૂદ્ધાર કરાવ્યો છે. આ શબ્દોને ચંપાનગરી કયારે ભાંગી ને ક્યારે વસી તેના સમય સાથે કાંઇ જ સંબંધ નથી; એટલે કે ઉપરનાં બે અવતરણોથી આ ત્રીજા અવતરણનો સમય

જુદો જ પડે તે કોઈ પણ સમજી શકે તેવું જ છે.

મારૂં સમજવું પ્રથમ એમ થતું હતું કે આ અવતરણોમાં મોટા અક્ષરે ટાંકેલા શબ્દો પરત્વે જ તેમનો વિરોધ હશે. તે હિસાબે ઉપરની સમજૂતિ આપી છે. પરંતુ સમજાય છે કે રાજા કૂણિકનો રાજ્યાભિષેક જે ઈ.સ. પૂ. ૫૨૮માં મેં નોંધ્યો છે તેમાં પણ તેમનો વિરોધ છે. ખરી રીતે તો આ પ્રશ્નનો ઉકેલ, ભગવાન શ્રી મહાવીરના જીવનમાં બનેલા અનેક બનાવોનો પરસ્પર સમય નક્કી કરવા ઉપર અવલંબે છે એટલે શ્રીમહાવીરનું સ્વતંત્ર પુસ્તક હું બહાર પાડવાનો છું તેમાં સમાવેશ કરાશે. છતાં અત્રે જ્યારે તેમણે પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે ત્યારે કતિપયઅંશે તે સમજાવવા પ્રયત્ન કરીશ.

તેમણે નીચેના[૧૪] સમય ઉપર ગણત્રી કરી છે:—
(૧) શ્રીમહાવીરનું નિર્વાણ ઈ. સ. પૂ. ૫૨૭–૬ (૨) શ્રેણિકના રાજ્યની સમાપ્તિ એટલે રાજા કૂણિકનો રાજ્યાભિષેક ઈ. સ. પૂ. ૫૫૨ કે ૫૪ (૩) અને કૂણિકરાજ્યે આઠમા વર્ષે બુદ્ધનું નિર્વાણ એટલે ઈ. સ. પૂ. ૫૪૪ કે ૪૬ઃ તે હિસાબે બીજા ઐતિહાસિક પ્રસંગોનો સમય તેમણે નીચ પ્રમાણે જ ઠરાવવો પડશે:—

(૧) બુદ્ધભગવાનનું આયુષ્ય ૮૦ વર્ષનું છે તેથી તેમનો જન્મ ઈ. સ. પૂ. ૬૨૪ કે ૬૨૬ માં આવશે.

(૨) શ્રેણિક, ભગવાનબુદ્ધથી પાંચ વર્ષે નાનો છે એટલે તેનો જન્મ ઈ. સ. પૂ. ૬૧૯માં; અને પંદર વર્ષની ઉંમરે ગાદીએ બેઠો છે એટલે ઈ. સ. પૂ. ૬૦૪માં આવશે; ત્યારબાદ ૩૧૧ વર્ષે અશોકનું મરણ થયું છે તેથી તેનો સમય ઈ. સ. પૂ. ૨૯૩ આવશે.

(૩) અશોકનું મરણ ૨૯૩માં ગણાય તો, તેનો જન્મ (૨૯૩+૮૨ વર્ષનું આયુષ્ય હતું તે હિસાબે) ૩૭૫ ઈ. સ. પૂ.; તેનું ગાદીએ બેસવું ૩૫૩ અને રાજ્યાભિષેક ૩૪૯ આવશે.

(૪) તે હિસાબે બિંદુસારનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૩૮૧–૩૫૩ સુધી=૨૮ વર્ષ આવશે.

(૫) અને ચંદ્રગુપ્ત મૌર્યનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૪૦૫થી ૩૮૧=૨૪ વર્ષ આવશે.

આ બધી સાલો પૃ. ૩૦૧થી૩૦૫ સુધી પુરવાર કરી આપેલ સાલોથી ઘણી જુદી પડી આવે છે તે તરત સમજી જવાશે. મતલબકે, તેમણે જે સમય માન્ય રાખેલ છે તે સત્ય નથી. જોકે આ વિષય ઉપર કેટલીયે ચર્ચા થઈ ગઈ છે અને જુદા જુદા વિદ્વાનોએ જુદો જુદો સમય નિર્ણિત કરી આપ્યો છે છતાં, સર્વ બનાવોનો સમય તેનાથી સંતોષાતો ન હોવાથી તેમાં સુધારાનો અવકાશ રહે છે એટલું સ્વીકારવું જ રહે છે.

**પ્રશ્ન** (૨):–જંભીયગામ અને રિજુવાલુકા નદી–

આ સ્થાને ભગવાન શ્રીમહાવીરને કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થયું હતું. મેં તે સ્થાનને મધ્યપ્રાંતમાં નગોદ રાજ્યે આવેલ ભારહુત ગામને ઓળખાવ્યું છે. જ્યારે તેમણે બંગાળ ઇલાકામાં હાલના જૈનપ્રજાના તીર્થધામ પાવાપુરી પાસે આવ્યાનું જણાવ્યું છે. આ સંબંધમાં તેમણે પૃ. ૬૧થી ૭૬ સુધી ૧૬ પૃષ્ઠો ભર્યા છે. પોતાની ટેવ પ્રમાણે આડીઅવળી નોંધમાં મોટાભાગ કાઢી નાંખ્યો છે. જ્યારે "જંભીયગામ અને રિજુવાલિકા" નદી માટે તો કેવળ એક પ્રમાણ જ ઉતાર્યું છે; જે શબ્દશઃ આ પ્રમાણે પૃ. ૭૬ ઉપર છે.

> " પાર્શ્વનાથ હીલ (સમેતશિખર)થી દક્ષિણપૂર્વમાં આજી (Ajaiy) નામની મોટી નદી વહે છે. આ નદીને એક કાંઠે લગભગ બે માઈલ ઉપર જમગ્રામ (Jamgrām) નામનું પ્રાચીન ગામ છે. અહિ જુનો કિલ્લો વગેરે પણ છે. આ ગામ પાર્શ્વનાથ હિલથી દક્ષિણપૂર્વમાં લગભગ પચાસ માઈલ એટલે પચીસેક ગાઉ થાય (આટલું લખીને પછી પોતાના વિચાર જણાવતાં લખે છે)..." એટલે એવી કલ્પના થઇ શકે છે કે, આ આજી નદી એ જ તે વખતની ઉજુ (ઋજુ) નદી હોય, અને આ જમગ્રામ એ જ તે વખતનું જંભીયગ્રામ હોય."......

(પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા. ૧, પૃ. ૩૩, ટી.)

(૧૪) આ ત્રણે સમય મારે પણ માન્ય છે એમ સમજવું નહીં: પ્રથમ બરાબર છે બીજા ત્રીજામાં ભિન્નતા છે. અત્રે તો તેમની ગણત્રી કેવી ખોટી છે તે બતાવવા પુરતું જ આ વિવેચન છે.

–વાચક જોઈ શકશે કે આ અવતરણમાં કોઈ ઠેકાણે ઋજુવાલુકા નદી કે જંભીયગ્રામને સાબિત કરતો એક હરફ પણ લખેલ નથી. છતાં તેવા અધકચરા અને એકલડોકલ પુરાવા ઉપર જ કલ્પનાના તરંગે ચડીને પોતાના કથનને સત્ય મનાવવા તેઓશ્રી પ્રયત્ન કરી રહ્યા છે. આમાં ન્યાય કેટલો ગણાય તે તો વાચક સ્વયં વિચારી જોશે.

જો કે મેં તો ભારહુતના સ્થાનને ભગવાન શ્રીમહાવીરનું કૈવલ્યસ્થાન હોવા વિશે ઉપરના પુસ્તકના પ્રમાણો આપીને તથા સ્તૂપ (જેનું માપ લગભગ ૮૦ ફીટ ઉંચું અને ૧૫૦ ફુટ પહોળું છે તેવા જબરજસ્ત ઈમારતી કામ) જેવા સ્મારકનો પુરાવો આપીને સાબિત કરી આપ્યું છેજ. વળી વિશેષ સાબિતી માટે તેમનાજ કથનમાંથી પ્રથમ ઉતારા લઇને અને તે બાદ વિશેષ મળી આવતા અન્ય પુસ્તકના પ્રમાણથી મારા મતને સમર્થન પૂરૂં પાડીશ.

(પૃ. ૬૬) "ભગવાને અગિયારમું ચોમાસું વૈશાલીનગરીમાં કર્યું. તે પછી ચોમાસું પૂરૂં થયે ભગવાન સુસુમારપુર આવ્યા; ત્યાંથી ભોગપુર, નંદિગ્રામ, મેંઢિયગામ આવ્યા અને ત્યાંથી કૌશાંબીમાં આવ્યા. (આ તેમના શબ્દથી સાબિત થાય છે કે, મેંઢિયગામ કૌશાંબીની નજીકમાં હોવું જોઈએ) આગળ જતાં તે જ પૃષ્ટ ઉપર પોતે લખે છે કે.—"ચંપામાં આવ્યા, ત્યાં તેમણે બારમું ચોમાસું કર્યું. એ ચોમાસા પછી ભગવાન જંભીયગામ, મેંઢિયગામ, છમ્માણિ મજ્જિમ પાવા વગેરેમાં વિચરી જંભીયગામ (ઋજુવાલિકા નદી ઉપર) માં આવ્યા ત્યાં તેમને વૈશાખ સુદિ ૬ના દિવસે કેવળ જ્ઞાન થયું." [મારી નોંધ–ઉપરના શબ્દોથી પણ એ જ સમજુતી નીકળે છે કે, તેમણે નોંધેલ સર્વ સ્થાનો ચંપાની પાસેના પ્રદેશમાં જ આવેલાં હોવાં જોઈએ. તેમ ઉપરના પ્રથમ અવતરણમાં તે જ મેંઢિયગામનો નિર્દેશ, કૌશાંબીની નજીક અને આ દ્વિતિય અવતરણમાં તે જ મેંઢિયગામનો નિર્દેશ ચંપાની નજીકમાં આવતો હોઇને, સહજ અનુમાન બાંધી શકાય છે કે, ચંપા અને કૌશાંબી તેમજ ઉપર જણાવેલ સર્વ ગામો અરસપરસ નજીક નજીકમાં જ હોવાં જોઈએ; તેમાં કૌશાંબીનું સ્થાન અલ્હાબાદથી પશ્ચિમે યમુના નદી ઉપર ૨૮–૩૦ માઇલે આવેલ સર્વ સંમત છે અને ચંપાનું સ્થાન આપણે રૂપનાથ લેખવાળા સ્થાનની નજીકમાં હોવાનું સાબિત કરી ગયા છીએ (પૃ. ૩૨૧ થી ૩૨૪ જુઓ) એટલે તેમના જ શબ્દથી સાબિત થઈ ગયું કે, ભગવાનનું કૈવલ્યસ્થાન આ પ્રદેશમાં જ હતું, નહીં કે બંગાળ જેવા દુરના પ્રદેશમાં.

ઉપરમાં તો તેમના કથનનાં પ્રમાણ, તેમની વિરૂદ્ધ જનારાં બતાવ્યાં. હવે અન્ય પુસ્તકનાં પ્રમાણુ વિચારીશું. ક. સુ. સુ ટીકા પૃ. ૯૧ની પંક્તિ ૪માં લખ્યું છે કે, "ત્યાંથી અનુક્રમે કોશાંબીનગરીએ પ્રભુ ગયા. ત્યાં શતાનિક નામે રાજા હતો તેની મૃગાવતી નામે રાણી હતી—(પં. ૧૪) તે વખતે શતાનિક રાજાએ ચંપાનગરીને ભાંગી. ત્યાંના દધિવાહન રાજાની ધારિણી નામની સ્ત્રીને તથા વસુમતી નામની પુત્રીને કેદ પકડી...(પં ૧૬) વસુમતીને કોશાંબીના ચૌટામાં લાવીને વેચી તેને ધનાવહ નામના શેઠે વેચાતી લઈ, ચંદના નામ આપીને પુત્રીની પેઠે રાખી....(પં. ૨૮) ચંદનાએ પ્રભુને અડદના બાકુલા વહોરાવ્યા ને મોક્ષ લીધું. તે વખતે ત્યાં પંચદિવ્યો પ્રગટ થયાં. ઈંદ્ર પણ આવ્યો...(પં. ૩૦) ત્યાં મૃગાવતી માસીનું મળવાપણું થયું તથા તે સંબંધી વસુધારામાં પડેલું ધન શતાનિક લેવા આવ્યો, તેને નિવારીને ધનાવહને તે ધન દઇને તથા "આ વીરપ્રભુની પહેલી સાધ્વી થશે" એમ કહીને ઈંદ્ર પોતાને સ્થાનકે ગયો. પછી અનુક્રમે જંભિકા નામે ગામમાં ઇંદ્રે નૃત્યવિધિ દેખાડીને કહ્યું કે આટલે દિવસે જ્ઞાનની પ્રાપ્તિ થશે (પૃ. ૯૨, પં. ૧) ત્યારબાદ મેંઢિકા ગામે ચમરેંદ્રે પ્રભુને કુશળ પૂછ્યું ...આ સર્વ શબ્દોથી સ્પષ્ટ અને શંકારહિત માલમ થાય છે કોશાંબી અને ચંપા નજીકમાં છે તેમજ જંભિકા અને મેંઢિક પણ તે દેશમાં જ આવેલ છે. આચાર્યજીએ પણ જંભિક અને મેંઢિક નજીક હોવાનું જ (પૃ. ૬૬)માં જણાવ્યું છે.

તે જ ક. સુ. સુ. ટી. નં પૃ. ૯૪, પં. ૧૩માં લખે કે, વિજય નામના મુહૂર્તે જંભિક નામના ગામની બહાર ઋજુપાલિકા નામની નદીને કાંઠે, વ્યાવૃત્ત નામના

એક વ્યંતરના દેવળની, નહિ અતિ દૂર, તેમ નહિ અતિ નજદીક, શ્યામાક નામે કુટુંબિકના ક્ષેત્રમાં, સાલનામનાં વૃક્ષ નીચે, ઉત્કટિક આસનથી આતાપના લેતાં થકાં છટ્ઠનો તપ હોતે છતે...કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પ્રભુને ઉત્પન્ન થયાં." આ વાકયમાં, શ્રીમહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થવાના ગામની કેવળ નોંધ જ કરી નથી, પરંતુ તે ગામમાં કયા સ્થળે, કઇ જગાએ, કયા ક્ષેત્રમાં તથા આસપાસ કયાં સ્થાનો હતાં એમ સર્વ વિગતેથી દર્શાવ્યું છે. અને વાચક વર્ગ કદાચ જોઇને અજાયબીમાં ગરકાવ થઇ જશે, કે તે સર્વ સ્થિતિ અત્યારે પણ તાદશ્ય સ્વરૂપમાં જળવાઈ રહી છે. ભારહુતસ્તુપ નામે જનરલ કનિંગહામે રચેલ પુસ્તકમાંથી આ સ્થાનને લગતા જે બે નકશા ચિતર્યા છે, તે મેં આ પુસ્તકમાં જોડયા છે તે જોવાથી મને સંપૂર્ણ ઉમેદ છે કે, મારા કથનની વાચકને સંપૂર્ણ ખાત્રી થઇ જશે.

અત્ર આ પ્રશ્ન સંબંધીનો મારો ખુલાસો પૂરો થઈ જાય છે. એટલે આગળ વધવું રહ્યું. તે પૂર્વે ન્યાયની ખાતર કહેવું જોઈએ કે આચાર્ય મહારાજશ્રીએ ભલે બીજી આડીઅવળી નોંધો કરીને મારૂં કથન અસત્ય ઠરાવવા પ્રયત્ન કર્યો છે, છતાં મારાથી એક સ્ખલના જે થઇ ગઈ છે તે તરફ મારૂં લક્ષ દોર્યું છે તે માટે જરૂર તેમનો ઋણી થયો છું જ. કલ્પસૂત્ર સુખબોધિની વૃત્તિનું ભાષાંતર નામે પુસ્તક સુલભ્ય હોવાથી તેનો આધાર મેં વારંવાર લીધો છે. ભાષાંતર હોઇ તેમાં કેટલીક ભૂલો રહી ગઈ છે છતાં મૂળ હકીકત તો તેમાં બરાબર સચવાઇ રહેલી જ દેખાય છે. તેમાં શ્રીમહાવીરે દીક્ષા લઈને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું ત્યાં સુધીના બાર ચોમાસાં કયાં કયાં કર્યાં, તેનું વૃત્તાંત આપવાનો પ્રયાસ પૃ. ૮૧થી ૯૧ સુધી કરેલ છે. અહીં પૃ. ૯૧, પં. ૨માં વૈશાલીનગરીમાં પ્રભુનું ૧૧મું ચોમાસું થયું એમ લખ્યું છે. અને તે બાદ પૃ. ૯૪માં તેમને કૈવલ્ય પ્રાપ્તિ થઈ ત્યાંસુધીનું વર્ણન કરી જવાયું છે. પરન્તુ બારમું ચોમાસું કયાં થયું હતું તેનો ઉલ્લેખજ પૃ. ૯૧થી ૯૪ સુધીમાં કયાંય કરાયો નથી. એટલે વૈશાલીમાં ચોમાસું કરીને "પ્રભુ સુસુમાર નામે નગર પ્રતે ગયા તથા ત્યાં ચમરેંદ્રનો ઉત્પાત થયો ત્યાંથી અનુક્રમે કોશાંબી નગરીએ પ્રભુ ગયા" આવા શબ્દોને આધારે બારમું ચોમાસું કૌશાંબીમાં થયાનું મેં માની લીધું. તે વાતને વળી પુષ્ટિ એ ઉપરથી મળી ગઈ કે તે બાદ શતાનિકે ચંપા ઉપર હલ્લો કરીને ભાંગ્યાની, ધારિણી અને વસુમતી પકડાયાની, ચંદનબાળાએ અડદના બાકુળા વહોરાવ્યાની ઇ. ઈ. પ્રસંગોનું વર્ણન-અવતરણ પ્રમાણે આબેહુબ બની ગયું હોવાથી, તે સર્વે બારમું ચોમાસું વીત્યા બાદ થયા હોવાનું મેં કલ્પી લીધું અને તે જ માન્યતા પ્રમાણે પ્રાચીન-ભારતવર્ષમાં સર્વત્ર જણાવાયું છે. સાથે સાથે વાચક-વર્ગ કૃપા કરીને નોંધી લેશે કે આ પ્રમાણે વિગતમાં ફેર પડે છે ખરો, પરંતુ મેં રજુ કરેલ કોઈ સિદ્ધાંત કે થીયરી બદલાઇ જતી નથી; તેથી તેમનું કૈવલ્ય કલ્યાણક કે નિર્વાણ કલ્યાણક તો જ્યાં મેં ઠરાવ્યું છે ત્યાં જ રહે છે. એટલે હવે તો તે સુધારો જ્યારે પુસ્તકની નવી આવૃત્તિ કરવાનો યોગ સાંપડશે ત્યારે કરી લેવાનું જ આવશ્યક રહ્યું ગણાશે.

**પ્રશ્ન** (૩):–પાવાપુરી કયાં આવ્યું ? આ પ્રશ્નની ચર્ચામાં તેમણે પૃ. ૭૭થી ૧૦૫=૨૯ પૃષ્ઠો રોકયાં છે ને તેના સાચોર, સાંચી અને પાવાપુરી એવા ત્રણ વિભાગ પાડયા છે. આ આખોયે પ્રશ્ન, મહાવીર ભગવાનના નિર્વાણ સ્થળ સાથે સંકળા-ગેલ છે. નિર્વાણસ્થળનું નામ પાવાપુરી હતું તે મારે પણ કબુલ છે. જે મતભેદ છે તે તેના સ્થળ–જગ્યા માટેનો છે. તેમનું કહેવું છે કે, "પાવાપુરી પૂર્વદેશમાં બિહાર પાસે આવેલી છે. તે બિહારથી ૭ માઇલ, જંભીયગામથી બાર યોજન દૂર અને રાજગૃહીથી ૩ કોસ દૂર આવેલી છે. શ્રીમહાવીર એક જ રાત્રિમાં જંભીયગામથી પાવાપુરી પધાર્યા હતા અને ત્યાં સુંકસાળ રજજુક સભામાં તેમનું નિર્વાણ થયું હતું."૧૫

(૧૫) આ ઉપરથી તો એવું સમજાય છે કે ભગવાન પોતે નિર્વાણ પામ્યા, તે પૂર્વે એક રાત્રીમાં જંભીયગામથી પાવાપુરી સુધીના બાર યોજનનો તેમણે વિહાર કર્યો હતો. આ કાંઈક નવીનજ હકીકત રજુ થઇ ગણાય (કેમકે કેવળ જ્ઞાન પામ્યા પછી તુરત પહેલી રાત્રીએ ઉપરના સ્થાન વચ્ચેનો બાર યોજનનો વિહાર તો શાસ્ત્ર પ્રમાણિત છે. પરંતુ નિર્વાણ પૂર્વે આવડો લાંબો વિહાર કર્યાનું કયાંય નોંધાયું જણાતું નથી

(જુઓ, તેમનું પુસ્તક, પૃ. ૧૦૫) જ્યારે મારૂં કહેવું છે કે, તે સ્થળ ભોપાળ સ્ટેટમાં જ્યાં ભિલ્સા અને સાંચીગામના પ્રદેશે લગભગ ૬૦ જેટલા સ્તૂપો આવેલા છે તે પ્રદેશમાં છે. આ પ્રમાણે જ્યાં બંનેની માન્યતામાં દિશાનો જ ફેર હોય ત્યાં પોતાની માન્યતાની સાથે તેની ગણત્રી લઇને, સાચોર અને સાંચી વિશે ગમે તેટલી વાતો કર્યા કરે તે તરફ આપણે ઉપેક્ષાવૃત્તિ જ સેવવી રહે છે. પરંતુ કેવળ જે સાચોર અને સાંચી સંબંધી જ છે તેને સાંચીના પ્રશ્નની નીચે તપાસવામાં આવશે જ. એટલે બાકી રહેલ ત્રીજો વિભાગ-( પાવાપુરીનાં સાત આઠ પૃષ્ઠો )-આપણે કસી જોવો રહે છે. અહીં પણ તેમણે પૂર્વના પ્રશ્નોની પેઠે ૨૩ પુરાવા આપ્યા છે. તેને બે વર્ગમાં વહેંચી શકાય તેમ છે. આદિના ૧ થી ૭ અને છેલ્લો ૨૩મો મળી આઠનો એક વર્ગ; અને વચ્ચે રહી ગયેલ ૮ થી ૨૨ મળી પંદરનો બીજો વર્ગ. પહેલા વર્ગમાં અજૈન ગ્રંથોનાં પ્રમાણો છે ઉપરાંત તે સર્વ લગભગ અર્વાચીન ગણાય તેવા છે. વળી આઠમાંથી માત્ર એકમાં જ પાવાપુરી બે હતી એમ લખાણ છે. એકમાં બૌદ્ધની પાવાપુરીની જ વાત નોંધી છે જ્યારે આપણે વિષય તપાસવો છે જૈનની પાવાપુરીનો; આ ગણત્રીથી તે વર્ગને દૂર રાખી મૂકવો પડશે. હવે બીજા વર્ગની તપાસ લઇએ. તેમાંની પંદરે દલીલો જૈન ગ્રંથોની જ છે. તેમાં નં. ૧૦-૧૧-૧૨ અને ૧૩= મળી ૪ પુરાવા 'પ્રાચીન તીર્થમાળાના' છે; તેની ભાષા જ કહી આપે છે કે, તે બાકી રહેતા ૧૧ પુરાવા જેવા પ્રાચીન શાસ્ત્રગ્રંથના નથી; અને આશ્ચર્ય જેવું એ છે કે, આ ઉપર તેમણે મોટો મદાર બાંધ્યો છે. છતાં ૧૧ પુરાવામાંથી એકમાં પણ, પાવાપુરીના સ્થળની ચર્ચા કરેલી નથી તેમ કોઇએ તેનું સ્થાન (જેમ આચાર્યજી મહારાજ માને છે તેમ) પૂર્વ દેશમાં હોવાનું પણ જણાવ્યું નથી. પછી શા આધારે તેઓશ્રી પૂર્વ દેશમાં હોવાનું મક્કમતાપૂર્વક જણાવી રહ્યા છે ? ઉલટું નં. ૧૫ અને નં. ૧૯ના પુરાવામાં તો મજિજ-મપાવા ને મહસેનવન-બંનેનો પરસ્પર એવી રીતે સંબંધ બતાવાયો છે કે જે હકીકત મેં સાંચી સ્તૂપની ચર્ચામાં ઉપાડી છે (જુઓ પૃ. ૩૦૯ થી ૩૧૧ તેને પુષ્ટી આપનારી થઈ પડે છે.

**પ્રશ્ન (૪):-સંચી=સાંચી કે સાચોર**

સંચીનગર વિશે મારી માન્યતા શું છે તે હું પ્રથમ ટુંકામાં જણાવી દઉં; જેથી ખુલાસામાં હું શું કહેવા માગું છું તે સ્પષ્ટપણે સમજી શકાય. ભોપાળ સ્ટેટમાં જ્યાં ભીલ્સા અને સાંચી સ્તૂપો આવેલ છે, (જુઓ પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૮૮ ઉપર તે પ્રદેશનો નકશો) તે લગભગ આખા પ્રદેશમાં એક નગરી ઈ. સ. પૂ.ની છઠી સદીમાં આવી હતી. આ નગરીના પૂર્વ છેડે હાલનું ભિલ્સા ઉર્ફે વિદિશા અને પશ્ચિમ છેડે સંચી હતું. વિદિશામાં વૈશ્યપ્રજા વસતી હતી. તે બહુ સમૃદ્ધિવંત પ્રજા હતી અને આ સ્થાનમાં શ્રીમહાવીર નિર્વાણ પામ્યા હતા. જ્યારે તેમના શરીરને ત્યાંથી લઇ જઈને, સંચીવાળા પ્રદેશોમાં અગ્નિદાહ દેવાયો અને તે ઉપર સ્તૂપ રચાયો હતો. તે સમયથી સમ્રાટ પ્રિયદર્શિન સુધીના અઢીસોએક વર્ષમાં જે જે સમર્થ આચાર્યો વગેરે થઈ ગયા પરંતુ તેમનાં શરીરો જુદે જુદે ઠેકાણે અગ્નિસંસ્કાર પામેલાં, તેમનાં ભક્તોએ જ્યાંથી બન્યું ત્યાંથી, તેમનાં ભસ્મ આદિ જે સચવાઈ રખાયું હતું તે ઉપાડી કરીને, શ્રીમહાવીરના મુખ્ય સ્તૂપની[16]આસપાસ, જ્યાં અને જેવી જગ્યાની અનુકૂળતા સાંપડી, ત્યાં અને તે પ્રમાણમાં નાના મોટા પોતપોતાના સામર્થ્ય પ્રમાણે સ્તૂપો ઉભા કરાવી તે સ્મરણો સાચવી મૂક્યાં. આવા સમગ્ર સંચય-સમુહને તે ઉપરથી સંચીપુરી નામ અપાયું હોય. આ ગામને પાછળથી ઉપર જણાવ્યા પ્રમાણે કદાચ સંચયપુર-સંચયપુરી કે સંચીપુરી કહેવાયું હોય અથવા સત્યભાષી આત્માઓથી તે જગ્યા વસી રહેલ હોવાથી તેનું નામ સત્યપુર પણ પડયું હોય. ગમે તે શબ્દ હોય. તે સમયે કાંઇ વર્તમાનના જેવા વ્યાકરણના નિયમો ઘડાયા નહીં હોય એટલે જગચિંતામણીની પ્રાકૃતગાથામાં

(૧૬) भूयिष्ठाश्चर्यं भूमिश्वरम जिनवर स्तूप रम्य स्वरुपा- अपापा कल्प

જે નગરને 'સચ્ચઉરિમંડણ' શબ્દે કરીને નિર્દેશ્યું છે તે આ સ્થાન છે. બલ્કે, ઇશાન ખૂણે (વિદિશામાં) હોવાથી અને તે ભાગમાં ધનવાન વણિકો રહેતા હતા તેથી "પૂર્વ દિશિ પાવાપુરી, રૂધ્ધે ભરીરે, મુક્તિ-ગયા મહાવીર તીરથ તે નમુંરે" એમ સમયસુંદર કવિએ કડીમાં ગૂંથી બતાવ્યું છે. ઉપરાંત પૂર્વ દિશિવાળું પઇ–વિદિશામાં હોવાથી, વિદિશાનગરી નામથી જ પાછળથી પ્રખ્યાતિમાં આવ્યું છે અને આપણે જાણીએ છીએ કે તે ભિલ્સાનું બીજું નામ વિદિશા પણ છે. આ ઉપરથી History of fine Arts in India and Ceylon by V. smith 1911, pp. 14. "The huge mass of solid brick masonary known as the Great Stupa of Sanchi may be his (Asoka= Priyadarsin)=હિસ્ટરી ઓફ ફાઇન આર્ટસ ઇન ઇન્ડિયા એન્ડ સીલોન, ઈ. ૧૯૧૧, પૃ. ૧૪માં તેના કર્તા વિન્સેંટ સ્મિથને લખવું પડયું છે કે "ઇટોનો જે ગંજાવર અને નક્કર ચણેલ ગુંબજ સાંચીના મોટા સ્તૂપ તરીકે જાણીતો થયો છે તે અશોક (જેને હવે આપણે પ્રિયદર્શિન ઠરાવીએ છીએ તે)નો હશે.'; (જુઓ પ્રા. ભા. પુ. ૨, પૃ ૩૭૦–૨ તથા તેની ટીકા).

આ સાંચીના સ્તૂપો જૈનધર્મના છે અને તેમાંનો મુખ્ય સાંચી સ્તૂપ નં. ૧[૧૭] (Sanchi Tope No. 1) શ્રીમહાવીરના શરીરને અગ્નિદાહ દેવાયો તે સ્થાન ઉપર ઉભો કરાયલો છે તે સર્વ હકીકત ઉપરમાં પૃ. ૩૦૯ થી ૩૧૨માં પુરવાર કરી દેવાઇ છે. હજીયે મારી માન્યતા એ છે કે, "જયઉ વીર સચ્ચ ઉરિમંડણ"માં જે 'સચ્ચઉરિ' શબ્દ છે તે આ સંચ્ચપુરી–સત્યપુરી કે સંચીપુરી ને આશ્રયીને જ વપરાયલ છે. જ્યારે વર્તમાનકાળે સાચોરનગર જે મારવાડમાં આવેલ છે તેને સચ્ચઉર તરીકે ઓળખવામાં આવે છે. આચાર્યશ્રી પણ તેજ માન્યતાના આધારે, કેમ જાણે હું પણ તેમના મતવાળો હોઉ તેમ, મારી માન્યતાવાળા નગરને તપાસી જુએ છે. એટલે સ્વાભાવિક છે કે તે બંને બંધબેસતા ન જ આવે. હવે સમજાશે કે પૃ. ૩૨૯ ઉપર જે હું કહી ગયો છું કે તેમણે કહેલાં સર્વ કથનો તરફ ઉપેક્ષાવૃત્તિ ધરાવવી રહે છે તે કેટલું વાજબી છે. પરંતુ તેમણે દર્શાવેલા સાચોર સંબંધી દશ અવતરણોમાંથી ભલે મહાવીરના નિર્વાણ સંબંધી કાંઇ જ પ્રાપ્ત થતું નથી, છતાં નં. ૮ વાળી રૂષભપંચાશિકા પૃ. ૧૬ ની ટાંકેલી બે કડીથી એટલું સ્પષ્ટ થાય છે, કે તે નગરે શ્રીમન્મહાવીરનું ચૈત્ય શોભી રહ્યું છે. મતલબ કે આ સાચોરનગર શ્રી મહાવીરનું એક તીર્થધામ તો છે જ પરંતુ શ્રીમહાવીરની કલ્યાણક ભૂમિ તો તે નથી જ.

**પ્રશ્ન (૫):—ચોરવાડ એ જ શૌરિપુર છે ?**

આ વિશે પણ આચાર્યજી મહારાજે લગભગ પંદર પૃષ્ઠો રોકયાં છે ને–૨૨–અવતરણો આપ્યાં છે. તેમનું કહેવું એ છે કે, શૌરિપુરની સ્થાપના શૌરિ રાજાએ કરી છે ને તેનું સ્થાન યુક્ત પ્રાંતમાં આગ્રા નજીક શિકોહાબાદથી બાર ચૌદ માઇલના અંતરે છે. આ હકીકત મારે અમાન્ય નથી; તેમણે પ્રા. ભા. ૧. પૃ. ૫૦ માંથી મારૂં જે અવતરણ ઉતાર્યું છે તે જ વાકયે અને તે જ પ્રમાણે મારો મત પણ ઉચ્ચારાયો છે તથા તે ગણત્રીએ જ "જે સમુદ્રવિજયના વખતમાં યાદવો મથુરા છોડી કાઠિયાવાડમાં આવ્યા." આવા શબ્દો મેં લખ્યા છે, જે તેમણે સ્વીકાર્યા પણ છે ને તેની નોંધ પણ લીધી છે.

મતલબ કે તે શૌરિપુરને અનુલક્ષીને મેં ચોરવાડનો ઉચ્ચાર કર્યો નથી તેમ તે શૌરિપુરની સ્થાપનાની ચર્ચા પણ કરી નથી. પરન્તુ ઉપરના શબ્દોમાં જે જણાવાયું છે કે 'કાઠિયાવાડમાં આવ્યા' તે સ્થિતિને અનુરૂપ થતી સ્થિતિ બતાવતા જ, ચોરવાડ–શૌરિપુર એમ કહેવાનો આશય છે. અત્યારે જેમ ઇંગ્લાંડના યોર્ક, કેમ્બ્રીજ આદિ શહેરના વતનીઓ અમેરિકામાં જઇ ત્યાં નવાં વસાહતો વસાવીને પોતાનાં મૂળ વતનનાં

(૧૭) આ સ્તુપનું પ્રમાણ પણ, ભારહુત સ્તુપના જેવડું જ લગભગ છે. એટલે કે લગભગ ૮૦ ફુટ ઉંચુ અને ૧૫૦ ફુટ પહોળું [આ પુસ્તકના અંતે ચિત્ર જુઓ.]

નામે તેમને ઓળખાવી રહ્યાં છે, તેમ સમુદ્ર વિજયાદિએ કાઠિયાવાડમાં આવી નવું શૌરિપુર વસાવ્યું, જે કાળક્રમે ચોરવાડ નામે પ્રખ્યાતીને પામ્યું હતું એમ કહેવાનો મારો આશય છે. અને તેથી જ સમુદ્રવિજય કુળદીપક શ્રીનેમિકુમારનો જીવનપ્રવાહ, ત્યાં વ્યતીત થઈ રહ્યો હતો તથા તેમનું દીક્ષાક્ષેત્ર જે ગિરનારવાળા પ્રદેશમાં ગણાવાયું છે, તે પણ તેને જ આભારી છે.

**પ્રશ્ન (૬)**:—રાજા પ્રસેનજીત અને પ્રદેશી રાજા—પહેલાં આપણે તેમણે રજુ કરેલાં મંતવ્યની તપાસ કરી લઇએ. તેમણે આ વિશે પૃ. ૧૬૧થી ૧૮૩ સુધી લગભગ ૨૩ પૃષ્ઠો ભર્યા છે અને તેમાં પ્રાચીન અર્વાચીન, જૈન, અજૈન મળી ૫૪ પ્રમાણો અવતરણરૂપે આપ્યાં છે. પોતાના મંતવ્યનો સાર પૃ. ૧૬૬ ઉપર આપ્યો છેઃ (૧) કોશલપતિરાજા પ્રસેનજીત, રાજધાની સાવત્થી અને કૈકેયાધિપતિ રાજા પ્રદેશી, રાજધાની સેયવીય (૨) પ્રસેનજીતનું પ્રાકૃતરૂપ પસેનદિ થાય છે અને પ્રદેશીનું પ્રાકૃતરૂપ પદેસી વા પએસી થાય છે.

તેમનાં મંતવ્યનો પ્રથમ ભાગ તપાસીએઃ તેમણે રાજા પ્રસેનજીતને કોશલપતિ કહ્યા છે અને તે વિશેષનામ લેખતા હોય એમ સર્વત્ર જણાવ્યું છે. જ્યારે નં. ૧૫ના અવતરણના (પૃ. ૧૭૧) શબ્દો કહે છે કે "અજાતશત્રુની માફક પ્રસેનજીત પણ માનવાચક નામ અથવા તો પદ-ટાઇટલ છે, જે કોશલપતિએ ધારણ કર્યું હતું. જૈનોએ ઉવાસગદસાઓ સૂત્રમાં અપરનામ તરીકે વાપરેલો 'જીતશત્રુ' (વિજેતા=conqueror) શબ્દ તેના વાસ્તવિક અર્થને બિલકુલ સ્પષ્ટ રીતે રજુ કરે છે" એટલે કે (૧) પ્રસેનજીત તો માત્ર માનવાચક પદ છે જેથી તે નામ અનેકને લાગી શકે (૨) કોશલપતિ જીતશત્રુને (વિજેતા=conquerorના) ગુણસહિત વર્ણવી, જૈનસૂત્રોમાં જે નામથી સંબોધ્યો છે તેની વાસ્તવિકતા સિદ્ધ થયેલી છે એમ પોતાનો અભિપ્રાય જણાવ્યો છે. ટૂંકમાં જીતશત્રુ રાજાને મહાબળવાન ગણાવ્યો છેઃ નં. ૧૪ના અવતરણમાં લખેલ છે કે, "જીતશત્રુ કુણાલદેશની સાવત્થીનગરીનો રાજા હતો...રાજા જિતશત્રુ પયેસી રાજાનો આજ્ઞાધારી ખંડિયો રાજા હતો=એટલે અહીં એમ બતાવાયું કે પયેસી (કૈકેયપતિ) મોટો હતો અને પ્રસેનજીત-જીતશત્રુ નાનો હતો...વળી નં. ૪૯ના અવતરણમાં લખેલ છે કે, "સેતવ્યનગર કપિલવસ્તુ શ્રાવસ્તીને જોડનાર મોટા રસ્તા ઉપરના વિહાર-સ્થળ તરીકે જ માત્ર મહત્વનું ન હતું, પરંતુ કોશલનું એક મહત્વનું શહેર પણ હતું, જ્યાં પાયાસી (જૈન પાયેસી) નામના રોયલ ચિફના ઑફિસ્યલ હેડક્વૉર્ટર્સ હતા—આમાં સેતવ્ય(સેયવીય-રાજા પયેસીની રાજધાની)ને કોશલદેશમાં હોવાનું જણાવ્યું છે, કે જે કોશલના અધિપતિ તરીકે પ્રસેનજીત-જીતશત્રુ હોવાનું પોતે માને છે. એટલે આ અવતરણમાં પયેસી મોટો કે પ્રસેનજીત મોટો તે વિચારવા જેવું થઈ પડ્યું. પ્રથમ તો "રોયલ ચિફના ઓફિસ્યલ હેડક્વોર્ટર્સ"—વાળા વાક્યમાં જ "રોયલચિફ"ના અર્થમાં ગૂંચવાડો થવા જેવું લાગ્યું. કારણકે રોયલ શબ્દ પોતેજ એક તો ઉંચો દરજ્જો સૂચવે છે અને તેમાં વળી સાથે સાથે ચિફ શબ્દ જોડાયેલ હોવાથી, એકદમ વિશેષ મહત્ત્વની પદવીધારક તે વ્યક્તિ હોવી જોઈએ એવું અનુમાન થયું. વળી ઉપરના નં. ૧૪મા અવતરણમાં રાજા પ્રસેનજીતને રાજા પયેસીનો ખંડિયો હોવાનું જણાવ્યું છે. એટલે રાજા પયેસીના દરજ્જા વિશે દોરેલું મારૂં બધું અનુમાન સાચું છે એવી કલ્પના થઇ. પરન્તુ તેના મૂળ લખાણમાં "The official head-quarters of a royal chieftain named Pāyāsi (Jain Pāesi) જેવા શબ્દ જોયા કે તરત વિચાર ફેરવવા પડ્યા. તેને તો chieftain=એક નાના પ્રદેશનો માલિક જ હોય એમ જણાવાયું છે, કયાં chieftain શબ્દ અને ક્યાં ચિફ શબ્દ? પરન્તુ પૃ. ૧૬૮માં ટાંકેલ નં. ૧૦ના અવતરણમાં In Kosala, king Mahakosala had been succeeded by his son Pasenadi or Prasenajit જેવા અંગ્રેજી લખાણનો અર્થ જ્યાં, રાજા મહાકોશલ પોતાના પુત્ર પસેનદિ કે પ્રસેનજીત દ્વારા કોશળમાં સફળ થયો હતો, એમ કરાવ્યો હોય ત્યાં chieftain અને chiefનો અર્થ બીજી રીતે કરાય તો બહુ આશ્ચર્ય પામવા જેવું નજ રહે. છેવટે

ઇંગ્રેજી કે તેના અનુવાદમાંથી નિપજતા અર્થ અનર્થની માથાકુટમાં ન ઉતરતાં, કહેવાના આશય તરફ જ વળી ગયો.

પરંતુ આ બધું વિવેચન કરી હું કોઇનો-(તેમનો કે જેમનાં અવતરણો ટંકાયા છે તે મૂળ ગ્રંથકારોનો, એમાંથી એકેનો)-દોષ કાઢતો નથી. મારી કહેવાની મતલબ એ છે કે, આ ગ્રંથકારોમાંનો મોટો ભાગ, જેમણે પાશ્ચાત્ય કેળવણીનું જ્ઞાન લઈ, આપણા પ્રાચીન-ભારત વિશે લખાણ કર્યાં છે, એટલે જેમને હું અર્વાચીન ગ્રન્થકારો તરીકે વારંવાર સંબોધું છું, તે કોટીનો છે; જેથી તેમનો અભિપ્રાય તદ્દન પ્રમાણિક હોવા છતાં,-ખાસ કરીને પ્રાચીન બાબતમાં, અને તેમાં પણ જ્યાં સર્વ વસ્તુ કેવળ અંધારામાં જ પડી રહી છે તે વિષયમાં, બહુ વજનદાર ગણવાને બદલે એક બાજુ રાખી મૂકવા માંગુ છું.

વળી નં. ૫૦ ના અવતરણમાં લખેલ છે કે, "કુમાર કસ્સપ (કાસ્યપ) એકવાર ઘણા ભિક્ષુઓ સાથે સેતવ્ય ગયા. પયાસી સેતવ્યના રાજા હતા. કોશલના રાજા પસેનદીએ આપેલ પુષ્કળ દ્રવ્યનો તેમણે ઉપભોગ કર્યો હતો. તેઓ નાસ્તિક હતા," એટલે કે અહીં પસેનદીને કોશલપતિ કહ્યા છે ને વળી પયેસીનો ખંડિયો રાજા પણ જણાવ્યો છે તથા કુમાર કાશ્યપ (બુદ્ધ)થી નાસ્તિક ધર્મનો અર્થાત જૈન જણાવે છે. આ પ્રમાણે ટાંકેલ અવતરણોમાં બન્ને ભૂપતિના અધિકાર સંબંધી પરસ્પર વિરૂદ્ધ જનારી માહિતી ભરેલી છે.

ઉપરાંત ચોપન જેટલાં અવતરણમાંનાં કેટલાંક તો (જેવાં કે, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૧ ઈ.) કેવળ પસેનદિનું નામ જ સૂચવનારાં છે, પરંતુ તેને કોશલ સાથે શું સંબંધ છે તે તેમાં ક્યાંય જણાતું પણ નથી. જ્યારે કોઈકમાં બિંબિસાર, પ્રસેનજીત અને ઉદયન એમ ત્રણેને બુદ્ધદેવના સમકાલિન લેખાવી મહાયુદ્ધ પછીની બાવીસમી, ત્રેવીસમી અને ચોવીસમી પેઢીએ થયાનું જણાવ્યું છે. કેમ જાણે આ ત્રણે એક જ વંશના અને એક જ પ્રદેશના રાજા હોવા ઉપરાંત એક પછી એક ગાદીએ આવ્યા ન હોય! આ પ્રમાણે અનેક પ્રકારના આશય બતાવનારાં તે સર્વે અવતરણો છે. આવાં કથનો ઉપર કેટલો મદાર બાંધવો તે વાચક સ્વયં વિચારી જોશે. આ પ્રમાણે તેમના મંતવ્યના પ્રથમ ભાગની તપાસનું પરિણામ સમજવું.

મારી માન્યતા શી છે ને કેમ બંધાઇ છે તેનું કાંઇક પ્રાથમિક વિવેચન સમજાવી દઉં કે જેથી મારૂં મંતવ્ય કેટલે દરજ્જે પ્રમાણિક છે તેનો ખ્યાલ આવી શકે. (૧) (પ્રા. ભા. ૧. પૃ. ૭૯) કોશલના બે ભાગ; ઉત્તર ભાગની રાજધાની શ્રાવસ્તિ અને દક્ષિણની રાજધાની અયોધ્યા. તે સમયના રાજવીનું નામ પ્રસેજીત. આ ઉપરથી સમજી શકાશે કે પ્રસેનજીતને કોશલપતિ પણ કહેવાય તેમ તેની રાજધાની શ્રાવસ્તિ પણ કહેવાય. (૨) આ પ્રસેનજીતને કાશીદેશના રાજા સાથે ઘણી વખત લડવું પડયું છે. આ પ્રમાણે કયારે બની શકે કે, તેના રાજ્યની અને કાશીપતિની હદ બન્ને અડોઅડ આવી રહેલી હોય તો જ. એટલે સમજી શકાશે કે, નં. ૧માં જેને દક્ષિણભાગ કહ્યો છે તેના ઉપર તેનું આધિપત્ય હોય તો જ. જેથી તે પ્રદેશનો રાજા ગણીને તેને અયોધ્યાપતિ મેં કહ્યો. આ ઉપરથી સ્પષ્ટ થશે કે તેની રાજધાની જેમ સાવત્થી છે તેમ અયોધ્યા પણ કહી શકાય. (૩) આ પ્રસેનજીત પ્રથમ બૌદ્ધ હતો તે જેટલું ચોક્કસ છે, તેટલું જ તે પાછળથી જૈન થયો તે પણ ચોક્કસ છે જ. વળી આ વાતને શિલાલેખના અને સ્મારકના પુરાવાથી (પુસ્તકના પુરાવા કરતાં આ પુરાવો વધારે મજબૂત ગણાય જ) સમર્થન મળી ગયું; કેમકે ભારહુત સ્તૂપ જૈનધર્મના દ્યોતક રૂપ છે (પૃ ૩૧૩-૧૫) અને તેમાં રાજા અજાતશત્રુ અને રાજા પ્રસેનજીતના સ્તંભો છે (પ્રા. ભા. પૃ. ૭૫ ટી. ૧૩); બીજી બાજુ જૈનગ્રંથોમાંનો રાજા પ્રદેશી પ્રથમ જૈનેતર હતો અને તેને બૌદ્ધગ્રંથોમાં નાસ્તિક તરીકે સંબોધ્યો છે. એટલે સિદ્ધ થાય છે કે, રાજા પ્રદેશી ધર્માંતર કરી જૈન બન્યો, તે પૂર્વે બૌદ્ધ હતો. આ પ્રમાણે પ્રસેનજીત અને પ્રદેશી બન્નેના જીવનબનાવો મળતા આવ્યા (૪) બન્નેનાં સત્તાસ્થાન, કોશલ-અયોધ્યાના પ્રદેશમાં છે. પરંતુ કયો મોટો અને કયો નાનો તે વિશે પ્રાચીન ગ્રંથકારોનાં વર્ણન ઉપરથી

અનુમાન બાંધવું કઠણ થઈ પડે છે (પૃ. ૩૩૧, ચાર અવતરણોની સમીક્ષા જુઓ) કેમકે જેને એક વખત નાનો જણાવે છે તેને બીજા સ્થળે વળી મોટા મહારાજાધિરાજ પણ જણાવી દે છે; એટલે તે મુદ્દો તો બહુ વિચારણીય નહોતો. વળી તે બન્નેનો સમય પણ એક જ નીકળ્યો. મતલબ કે, તે બન્નેનાં સ્થાન અને સમય પણ એક જ ઠર્યા (૫) તેમાં વળી નામની સામ્યતા ભળી. પ્રસેનજીત વિશેષ નામ ગણાય છે તેમ હોદ્દાસૂચક પણ ગણાય છે. એટલે પ્રા. ભા. પૃ. ૭૯. ટી. નં. ૨૨ માં શેરો માર્યો છે કે-"પ્રદેશી, પસાદિ અને પ્રસેનજીત આ ત્રણ નામો એક હોઇ શકે કે કેમ, તે ભાષાશાસ્ત્રીઓનો વિષય છે. તેઓ મહેરબાની કરી આ મુદ્દા ઉપર પ્રકાશ પાડશે" એટલે જો મારૂં અનુમાન ખોટું હોય તો સુધારવાનું સ્થાન રહે છે અને તે હેતુથી તે હકીકત ટીકામાં દાખલ કરી છે. જ્યારે મારો પોતાનો મત બંધાયો હતો તે textમાં જાહેર કર્યો છે.

ઉપરના સંયોગો સાથે પૂ. આચાર્યજી મહારાજે જણાવેલી હકીકત સરખાવી જોવાથી વાચક પોતે જ ખાત્રી કરી લેશે કે કોણ કેટલે દરજ્જે વાજબી છે.

**પ્રશ્ન (૭):**-વજ્જભૂમિનું સ્થાન. આ સંબંધમાં તેમણે દશ પૃષ્ઠ ભર્યાં છે તથા ૧૧ પ્રમાણો ટાંકીને ચર્ચા કરી છે. જો કે તેમાંના કેટલાયે શબ્દો તેના વિદ્વાનોએ અનુમાનથી જોડી કાઢેલા દેખાય છે. પરંતુ તે વિદ્વાનો પ્રસિદ્ધ થઇ ગયા છે, એટલે તેમને અનુમાન દોરવાનો હક્ક ગણાય એમ આચાર્યજી મહારાજનું માનવું થતું લાગે છે. ખેર! તે પ્રશ્ન સાથે મારે અત્ર સંબંધ નથી એટલે તેમણે કરેલ ચર્ચાનો ખુલાસા આપવા તરફ વળું છું.

આ વજ્જભૂમિના વર્ણનનો પ્રસંગ, શ્રીમહાવીરે દીક્ષા લીધા પછી નવમું ચોમાસું કયાં કર્યું, અને તેને કલિંગપતિ મહારાજા મેઘવાહન કરકુંડુના પ્રદેશ સાથે કેટલો સંબંધ હોઈ શકે, તેના અંગે ઉભો થયો છે. તેમના મંતવ્યનો સાર એ છે કે, પશ્ચિમ બંગાળના મુર્શિદાબાદ જીલ્લાવાળા કે તેની આસપાસના ભાગને વજ્જભૂમિ તરીકે ઓળખી શકાય. જ્યારે મેં તે પ્રદેશને કલિંગની અંતર્ગત થયેલ ગણી તેના ઉપર કરકુંડુની સત્તા હોવાનું જણાવ્યું છે. આ બે કથનમાં ફેર છે કે કેમ તે તપાસીએ; નકશો તપાસતાં તેમના મંતવ્યવાળો આ પ્રદેશ, વર્તમાન કાળે પશ્ચિમ બેંગાલ અને બિહારની સરહદ ઉપર આવે છે. પ્રાચીન સમયે આ પ્રદેશ ઉપર કેટલીક વખત મગધની સત્તા, તેમજ કેટલીક વખત કલિંગની સત્તા પણ આવી જતી. કેટલીક વખત તે પ્રદેશને પ્રજાવસાહતની ગણત્રીએ ઉડિસ્સામાં ગણતા, જ્યારે રાજકીય દૃષ્ટિએ વળી ત્રિકલિંગની અંતર્ગત સમાવેશ પણ કરી દેવાતો. આ પ્રમાણે અવારનવાર તેની ઉપર રાજકર્તાની સત્તા ઝોલાં ખાયાં કરતી હતી. આ સર્વ હકીકત અંગ-ચેદિ-કલિંગ અને ત્રિકલિંગનું વર્ણન કરતાં અમે સારી રીતે છણી બતાવી છે. મતલબ કે તે સમયની વજ્જભૂમિવાળા પ્રદેશને વર્તમાન પશ્ચિમ બંગાળમાં કહી શકાય ખરો, પરંતુ જે સમયનો-કરકુંડુ કલિંગપતિનો-આપણે વિચાર કરી રહ્યા છીએ તે સમયે, વાસ્તવિક રીતે તે કલિંગની આણામાં જ હતો. એટલે કે બન્નેની માન્યતા એક જ કહેવાશે. વળી ત્યાં ઉરીય ભાષા બોલતી પ્રજા વસતી હતી. આ પ્રજા સંસ્કૃતિની દૃષ્ટિએ પાડોશીઓ કરતાં ઉતરતી ગણાતી એટલે વ્યુત્પત્તિના અર્થ પ્રમાણે તેનું નામ વજ્જભૂમિ સાર્થક છે એમ મેં જણાવ્યું. આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે. હવે તપાસીએ કે તેમની ટીકાનો શેષ ભાગ કેટલે દરજ્જે વાજબી છે.

(અ) મારા શબ્દો આ પ્રમાણે છે (પ્રા. ભા. પુ. ૧. પૃ. ૧૬૫, ટી. ૪૪) "શ્રીમહાવીરે દીક્ષા લીધા પછી નવમું ચોમાસું વજ્જભૂમિમાં કર્યું હતું અને તે સમયે જે રાજા રાજ કરતો હતો તે શ્રીમહાવીરના પિતા સિદ્ધાર્થનો મિત્ર થતો હતો." આ સંબંધમાં જૈન 'સાહિત્ય સંશોધક'ના વિદ્વાન તંત્રી મુનિ જિનવિજયજીના શબ્દો પુ. ૩, પૃ. ૩૭૨માં નીચે પ્રમાણે છે "જૈન સૂત્રોમાં લખ્યું છે કે ભગવાન શ્રીમહાવીર પોતે ઉડીઆમાં ગયા હતા અને ત્યાં તેઓના પિતાના એક મિત્ર રાજ્ય કરતા હતા" આ ઉપરથી સમજી શકાશે કે જૈ. સા. સંશોધકે પણ કલિંગ-ઉડિઆ તરીકે મારા કથનને સમર્થન જ આપ્યું છે. જ્યારે

આચાર્યજીએ મારા કથનમાંથી શ્રીમહાવીરે દીક્ષા લીધી પછી નવમું ચોમાસું વજ્રભૂમિમાં કર્યું હતું–આટલો ભાગ રાખી, "તે રાજા મહાવીરના પિતાનો મિત્ર થતો હતો" વાળો ઉત્તરાર્ધ મૂકી દઈ વાચકની પાસે ધર્યો છે (જુઓ પૃ. ૧૮૬). પરંતુ આખું વાક્ય ઉતાર્યું હોત તો બરાબર સ્થિતિ સમજાઈ જાત.

(આ) વળી પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૬૬, ટી. ૪૪ માંની ૬૦–૫૫ લીટીમાંનું કેવળ એક વાક્ય તેમણે આ પ્રમાણે મારા શબ્દોનું ઉતાર્યું છે, "મારી મતિ અનુસાર તે અનાર્ય નહીં પણ વજ્ર, એટલે સખ્ત કે વક્ર, મનોદશા ભોગવતા મનુષ્યોવાળી ભૂમિ એવો અર્થ કરવો જોઇએ" તેને બદલે આખીએ ટીકા નં. ૪૪નો સાર ઉતાર્યો હોત તો? તેમાં જે છ પરિસ્થિતિને લીધે વજ્રભૂમિને કલિંગદેશનો ભાગ મારે ગણવો પડ્યો છે તથા જેમાં જ. ઓ બી. રી. સો. પુ. ૨, ભાગ ૧, પૃ. ૧૩નો હવાલો આપી તે પ્રદેશ વજ્રભૂમિ હોવા છતાં, આર્યાવર્તમાં શા માટે લેખાતો હતો તેનું વિસ્તારપૂર્વક સ્પષ્ટીકરણ મેં કરી બતાવ્યું છે તે બધું આપોઆપ સમજી જવાત. આ પ્રદેશને અનાર્ય ગણાવ્યો છે એવી તથા અન્ય ખોટી ભ્રમણામાં (વિશેષ માટે નીચેની ઇ જુઓ) વાચકને નાંખવાની આવશ્યકતા પણ ન રહેત.

(ઇ) મજકુર ટીકા નં. ૪૪ની છ પરિસ્થિતિમાંની ચોથીનું વિવેચન કરતાં મેં શબ્દો લખ્યા છે કે "આ વજ્રભૂમિનો અર્થ જોકે કેટલાક ગ્રંથકારોએ અનાર્ય દેશ તરીકે કરી બતાવ્યો છે, પણ મારી મતિ અનુ- અનુસાર તે અનાર્ય નહીં પણ વજ્ર, એટલે સખ્ત કે વક્ર, મનોદશા ભોગવતા મનુષ્યોવાળી ભૂમિ એવો અર્થ કરવો જોઇએ. "આ ઉપરથી સ્પષ્ટ થશે કે, તે ભૂમિને મેં અનાર્ય કહી જ નથી, પરંતુ કેટલાક ગ્રંથકારોએ તેને અનાર્ય કહી છે; અને તેમ કરવાનાં કારણમાં તેના ખુલાસા તરીકે પેટા ટીકામાં જણાવ્યું છે કે "અનાર્ય દેશ ગણીને શ્રાવસ્તિની ઉત્તરે હિમાલયના પહાડી-દેશને વજ્રભૂમિ કહેવાતો હોય એવી કલ્પના કરી છે" મતલબ કે હિમાલયના પહાડી પ્રદેશને વજ્રભૂમિ ગણવાની પણ વિદ્વાનોની માન્યતા છે, જ્યારે આચાર્યજી તે માન્યતા મારી હોવાનું ઠરાવીને ટીકા કરવા મંડી પડ્યા છે.

આ ત્રણે ખુલાસાથી જોઈ શકાશે કે તેમની અને મારી વચ્ચેની માન્યતામાં મતભેદ છે જ નહીં. પરંતુ આખા વાક્યનો વિચાર કરવાને બદલે અડધો ભાગ છોડી દેવાથી (અ)માં જણાવ્યા પ્રમાણે; આગળ પાછળનો સંબંધ વાંચ્યા કે વિચાર્યા વિના કેવળ એક વાક્ય પકડી લેવાથી (આ) માં જણાવ્યા પ્રમાણે; તથા અન્ય વિદ્વાનનું મંતવ્ય રજુ કરી તે ઉપર હું ટીકા કરતો હોઉં તેને પણ મારૂં પોતાનું જ મંતવ્ય ગણી લેવાથી (ઇ) માં જણાવ્યા પ્રમાણે; પોતે મારૂં કહેવું બરાબર સમજી શક્યા નથી. પરિણામે ખોટી વ્યથા વહોરી લઈ વાચક પાસે ભ્રમણાજનક સ્થિતિ રજુ કરી દીધી છે. આમાં મારો દોષ શું?

**પ્રશ્ન (૮):–ઉદયન વત્સપતિ અને ઉદાયી મગધપતિ.**

એક સમયે, ત્રણ રાજવીઓ એકસમા નામધારી ગાદીપતિ તરીકે બિરાજતા હોવા છતાં, તેમણે અને મેં બન્નેએ તેમને સિંધુ–સૌવીરપતિ, વત્સપતિ, અને મગધપતિ તરીકે ઓળખાવ્યા છે એટલે વાંધા જેવું રહેતું નથી. નામની મારામારીમાં તેઓ ઉતરવા માંગે છે, મારે તેવી ઈચ્છા નથી. કોઇને કાનો લગાડો કે કોઈ-માંથી ઓછો કરો, પણ જ્યાં સુધી તેમાંથી કોઈના અધિકાર સૂત્રને આંચ પહોંચતી નથી ત્યાં સુધી ભાંજગડમાં ઉતરવાની જરૂર જણાતી નથી.

પરંતુ જે બે વાંધા છે તેમાંનો એક, વત્સપતિ અને મગધપતિના વારસદાર સંબંધીનો અને બીજો, કોનું ખૂન થયું છે તેનો. પ્રથમના વાંધા બાબતમાં તેમનું કહેવું એ છે કે મગધપતિ અપુત્રિયો જ હતો ને અપુત્રિયો જ મરણ પામ્યો છે. મારૂં એમ કહેવું છે કે તેને બે પુત્રો હતા પણ તે બન્ને તેની હૈયાતિમાં જ, બલ્કે બન્ને પુત્રો મહામારીમાં મરણ પામતાં, તેના આઘાતથી પિતા પણ તરતમાં જ મરણ પામ્યો છે એટલે કે ત્રણે જણા એકદમ ટૂંક ગાળામાં જ મરણ પામ્યા છે. આવી અવસ્થામાં તેને અપુત્રિયો મરણ પામ્યાનું કદાચ કહી શકાશે. એટલે મગધપતિના મરણ વખતે તેનો કોઈ વારસદાર નહોતો એટલું બન્નેને

કબૂલ છે, જેથી મોટાભાગનો વિરોધ તો સમાઇ જાય છે. પરંતુ તેમની હમેશની ટેવ મુજબ મારા પુસ્તકમાંનો થોડોક ભાગ વાંચીને પોતે ચર્ચામાં ઉતરી પડયા લાગે છે. કેમકે પ્રા. ભા. ૧ માં ૩૧૮-૯માં "વધુ પ્રકાશ"= Supplement તરીકે વર્ણન જોડેલું છે તેમાં આ બધો સ્ફોટ કરી બતાવ્યો છે. આ પૃષ્ટો તેમની આદત પ્રમાણે કાં તેમણે વાંચ્યા જ નથી અથવા તો તે વાંચ્યા છતાં પણ આંખ મીંચામણાં કર્યાં છે. ગમે તે સ્થિતિ હોય. મારે તો તે તરફ દુર્લક્ષ જ કરવું રહે છે.

મગધપતિને અપુત્રિયો માનવાથી ઉપર પ્રમાણે એક રીતે ચર્ચા બંધ તો થઇ જ છે. પરંતુ તેથી સ્થિતિ એ થઇ કે, તેમણે માન્ય રાખેલ એકલા ઉદાયીનો જેટલો રાજત્વકાળ છે તેટલો, ઉદાયી+અનુરૂદ્ધ અને મુંદનો ત્રણેનો મળીને એકત્ર સમય, મારે માન્ય છે (જો કે તેમણે આ આંકની ચર્ચા કરી નથી) એટલે પરિણામે ઉદાયીનું મરણ થતાં, શિશુનાગવંશ પૂરો થયાનું બન્નેને માન્ય કહી શકાશે. પરંતુ તેમણે જે આધારો ઉદાયીને અપુત્રિયો હોવાના જણાવ્યા છે તેમાં એવું સ્પષ્ટ એકેમાં નથી કર્યું કે તેને પ્રથમથી પુત્રો જ નહોતા. જ્યારે મેં બૌદ્ધગ્રન્થોના આધારો લઇને તથા અન્ય આનુષંગિક ઐતિહાસિક પ્રસંગોની ચર્ચા કરીને, ઉદાયી + બન્ને તેના પુત્રોનો સત્તાકાળ સાબિત કરી બતાવી આપ્યો છે. તેટલે દરજ્જે બૌદ્ધગ્રન્થોમાં દર્શાવાયલી તે માહિતી ઇતિહાસના સર્જનને વિશેષ ઉપકારક નીવડેલી થઇ ગણાય જ. છતાં આગળ પાછળ શું શું બનાવો મગધમાં કે વત્સદેશમાં કે સારાયે હિંદમાં બન્યા હતા તથા જેની નોંધો લઇને કાંઇક ચર્ચા પણ મેં કરી છે, તેમાંના કોઇની લેશ પણ તપાસમાં ઉતર્યા સિવાય તેમણે એમ જ જાહેર કરી દીધું છે કે બૌદ્ધગ્રન્થોની સાલવારી દૂષિત છે; અમુક રાજા પછી ગાદીએ આવનાર તેના પુત્ર જ હોય એવો કયાં નિયમ છે. ઇ. ઇ. તો પૂછવાનું કે આ શબ્દો બૌદ્ધગ્રન્થોને શું અન્યાય કરતા નથી લાગતા? મારૂં એમ નથી કહેવું કે બૌદ્ધગ્રન્થોનું સર્વે કથન હમેશાં સત્ય જ હોય છે; તેમાં અર્ધમિશ્રિત સત્ય પણ હોય, સાપેક્ષ પણ હોય, પરંતુ તે સર્વ તપાસવું જોઇએ. એમ તો, તેમણે જે ગ્રન્થોનાં વચન માન્ય રાખેલ છે તેમાંથી પણ કયાં અસત્ય કથન નથી મળી આવતાં. રાજા ઉદાયીને પુત્રો હતા કે નહોતા એ પ્રશ્ન ઉપર વધારે પ્રકાશ પાડી, બૌદ્ધગ્રન્થનું કથન અસત્ય ઠરાવવા તેમને મારી વિનંતિ છે; કે જે ઉપરથી તે પ્રમાણે નવી આવૃત્તિમાં હું સુધારો કરી શકું.

વત્સપતિ ઉદયનને પુત્ર હોવાનું તેમણે જણાવ્યું છે જ્યારે મેં અપુત્રિયો જાહેર કર્યો છે કેમકે તેને પોતાને પુત્ર ન હોવાથી, તેની રાણી વાસવદત્તાએ એક બાળકને દત્તક લીધો છે, જે તેની પાછળ વત્સપતિ થયો છે. વળી આ પુત્રનું દત્તકવિધાન ઉદયનના જીવન કાળમાં જ થઇ ગયું છે અને દત્તકપુત્રને પણ એકરીતે તો પુત્ર જ લેખવો રહે છે તે હિસાબે, મારો વાંધો ખેંચી લેવાય તેવો બની જાય છે. તેવી જ રીતે તેમણે વાસવદત્તાને બોધિકુમાર નામે જે પુત્ર, લગ્ન થયા બાદ બીજે વર્ષે જન્મ્યાનું[૧૮] જણાવ્યું છે તે જ પુત્ર મોટો થઇને ગાદીએ આવ્યો છે કે કેમ? અથવા તેમણે અન્ય પુરાવામાં જે નરવાહન, વહિનર ઇ. ઇ. નામો જણાવ્યાં છે, તે બોધિકુમારનાં જ નામ છે, કે મેં જણાવેલ દત્તકપુત્રનું પણ નામ છે, તે જ્યાંસુધી તેઓશ્રી પુરવાર ન કરી આપે ત્યાં સુધી તેમના કથનની પણ મજબૂતાઇ જળવાઇ રહેતી નથી. અને કયા ઉદયનનું ખૂન થયું હતું તે પ્રશ્નનું છેવટ, આ કથન ઉપર જ, અવલંબાયમાન છે.

ખૂન સંબંધમાં—પુસ્તકનો આધાર મગધપતિનું ખુન થયાની તરફેણ કરે છે. તેની મેં નોંધ પણ લીધી

(૧૮) જો કે, ઓલ ઇંડિયા આઠમી ઓરીએન્ટલ કોન્ફરન્સના રિપોર્ટમાં (૧૯૩૮, પૃ. ૪૮૬) પુત્રી જન્મ્યાનું લખ્યું છે. તે શબ્દો આ પ્રમાણે છે "A princess was born to Vāsavdattā, a year after the marriage=લગ્ન થયા બાદ બીજે વર્ષે વાસવદત્તાને એક કુંવરી અવતરી હતી."

પુત્ર હોય કે પુત્રી, તેની અહીં તકરાર જ કયાં છે. જે પ્રશ્ન ઉકેલ માંગે છે તે એટલો જ કે, તેના મરણ સમયે કોઇ જીવંત હતું કે નહીં.

છે. તેઓશ્રી આ મતને વળગી રહે છે. પરંતુ પુસ્તકના પુરાવાવાળી તે હકીકત નજરમાં રાખીને પણ, વિચારી જોતાં મને, જ્યારે અન્ય ઐતિહાસિક સામગ્રી વિશેષ વજનદાર લાગી, ત્યારે હું તે બાજુ ઢળતો થયો છું. સામગ્રી ઉપલબ્ધ થતાં, ઉભા થતા વાંધાઓ મેં રજુ પણ કર્યા છે, તેમાંના ઘણાખરાનો નીકાલ ઉપરમાં આવી ગયો છે. બાકી રહેલમાંના આખા વાક્યનો, અડધો ભાગ પકડીને જે રદિયો આપ્યો છે તે તો મેં પણ જાહેર કરેલ છે, પરંતુ જે અડધો ભાગ છોડી દીધો છે તેનું શું ?

તેમણે ગમે તે કારણથી જવાબ વાળવાનું છોડી દીધું હોય પણ સત્ય નિરીક્ષક તરીકે આપણે તો, તેમના ખુલાસાની ગેરહાજરીમાં પણ, તે મુદ્દો વિચારવો જ રહેછે. તે મુદ્દાના શબ્દો ( જુઓ પુ. ૧, પૃ. ૩૦૭) આ પ્રમાણે છે.

"જ્યારે તે (પેલો અપમાનીત પુરૂષ કે જેણે રાજાનું ખૂન કર્યું છે તે) વૈર લેવાનું પગલું ભરવા પ્રેરાયો છે અને અવંતિરાજ્યે તે ભાવનાને પોષી છે, ત્યારે શું અવંતિ રાજ્યને, વત્સના રાજ્યની સાથે અંટસ હોવા સંભવ છે કે મગધના રાજ્ય સાથે ?" આ પ્રમાણે મેં પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે ને તેનો ખુલાસો કરતાં ઉમેર્યું છે કે, "જ્યાં સુધી ઇતિહાસ સાક્ષી આપે છે ત્યાં સુધી તો આ સમયે મગધ અને અવંતિ વચ્ચે ભલે મૈત્રી જેવું ન હોય, પણ કલેશ જેવું કાંઇ હોય, તેવું તો લેશમાત્ર પણ જણાતું નથી. ઉલટું અવંતિ અને વત્સ વચ્ચે તો ખડાબાખડું ચાલ્યા જ કરતું હતું તે તદ્દન દેખીતું છે. કેમકે ઉદયનની માતા મૃગાવતી ઉપર અવંતિપતિ ચંડપ્રદ્યોતે કુડી નજર રાખી હતી અને અનેક વીતકો વીતાડયાં હતાં, કે જેના પ્રતિકાર તરીકે રાજા ઉદયને પણ ચંડની પુત્રી વાસવદત્તાનું હરણ કર્યું હતું...એટલે જ્યારે કિંચિત પણ કારણ મળી આવતું ત્યારે આ બે રાજ્યમાંનું કોઇ પણ, એક બીજાની સામે પોતાનું બળ અજમાવવાને ભૂલી જાય તેવું બનતું નહોતું જ. જેથી સંભવ છે કે આ કિસ્સામાં પણ, વત્સના દરબારમાં અપમાન પામેલા નોકરે અવંતિનો આશ્રય લીધો હોય...આ કારણથી માનવું રહે છે કે, ખૂનથી માર્યો ગયેલ ઉદયન તે મગધપતિ નહીં, પણ વત્સપતિ ઉદયનજ હતો"

શાં કારણોથી ઉદયન વત્સપતિનું ખૂન થયાનું હું માની રહ્યો છું તે આ ઉપરથી સ્પષ્ટ થશે. વળી ટાંકેલ શબ્દો કહે છે કે, ચંડપ્રદ્યોત અને ઉદયનના જીવનપ્રસંગો ઉપર નજર રાખીને જ મેં વિધાન કર્યું છે. પરંતુ તે બાદ તો બન્ને રાજ્ય વચ્ચે પાછી મિત્રાચારી જેવું પણ થઈ થયું છે અને તેથી વૈર-વૃત્તિનો અભાવ પણ થઈ ગયો ગણાય. છતાં એવી ઘણી બાબતો પુસ્તકનાં પાને નોંધાયા વિના જ પડી રહી હોય છે, તેમજ રાજ્યો વચ્ચે ખરી રીતે 'મૈત્રી' શબ્દની કિંમત કેવી ગણાય છે તે પણ જાણીતું જ છે. એટલે મજબૂત પુરાવા વિના હું મારો મત ફેરવવા તૈયાર ન હોઉં તે દેખીતું જ છે. અને આચાર્ય મહારાજે તે બાબત મૂળથી જ ઉડાવી દીધી છે. તો પછી શું કરવું ? વિચારતાં એક રસ્તો જડી આવ્યો. જેમ અશોક અને પ્રિયદર્શિન, તેમજ ચંદ્રગુપ્ત અને સેંડ્રેકોટસની બાબતમાં સમયાવલીની મદદથી ગૂંચ ઉકેલાઈ હતી, તેમ અત્ર બને તેવું છે કે કેમ તેની તપાસ કરવા માંડી; ને કહેતાં ખુશી ઉપજે છે કે તેનો ઉકેલ નીકળી આવ્યો છે અને તેમાં આચાર્યશ્રીના મતને સ્વીકારતો હું થાઉં છું. તે નીચે પ્રમાણે છે.

ચંડપ્રદ્યોત અને ઉદયનના જીવન કાળમાં ગમે તેવા બનાવો બન્યા હોય તે ઉપર જ કેવળ લક્ષ આપ્યા કર્યું છે તેને બદલે, ખૂન જે બન્યું છે તે તો, અંતકાળનો બનાવ છે એટલે તે વખતે, તે બે રાજ્યો વચ્ચે કેવી સ્થિતિ પ્રવર્તતી રહી હતી તે જ માત્ર જોવું જોઈએ. ઉદયન વત્સપતિનું મરણ મેં ઈ. સ. પૂ. ૪૯૦માં માન્યું છે (પુ. ૧, પૃ. ૩૯૨) તે વખતે અથવા તે પૂર્વે બે પાંચવર્ષમાં અવંતિની શું સ્થિતિ હતી તે જ કેવળ વીચારવી રહે. તે વખતના અવંતિપતિ તરીકે અવંતિસેનનો (પુ. ૧. પૃ. ૩૯૩) સમય ઈ. સ. પૂ. ૫૦૧થી ૪૮૭ નોંધ્યો છે; અને આ બે રાજવી વચ્ચે કાંઇ જ અણબનાવ નથી. બલ્કે વત્સપતિની પટરાણી વાસવદત્તા, અવંતિસેનની ફોઈ થતી હતી અને એક બીજા અરસપરસ સારો એખલાસ ધરાવતા માલમ

પડયા છે એટલે તે કારણુ નષ્ટ થઈ ગયું. બીજું એક કારણુ વિચારવા યોગ્ય લાગ્યું તે (પુ. ૧, પૃ. ૨૧૬) એ કે વાસવદત્તાએ અવંતિસેનને બદલે કોઈ અજાણ્યા કુમારને દત્તકપુત્ર લીધો હતો. તેના કરતાં વત્સની ગાદી ઉપર, તેણીના ભાઈના પુત્ર તરીકે પોતાનો હક્ક વધારે છે એમ અવંતિસેન માનતો હતો અને તેથી તેણે વત્સ ઉપર ચડાઈ કરી હોય. આ સ્થિતિ ખૂનના પ્રસંગ સાથે સંબંધ ધરાવી શકે કે કેમ તે પણ તપાસી લેવું જ રહે. પ્રથમ તો આ ચડાઈ ઉદયનના મરણુ બાદની અને દત્તકપુત્ર મણિપ્રભ ગાદીએ બેઠા પછી ત્રણેક વર્ષે થઈ છે એટલે ખૂન સાથે સંબંધ હોઈ ન શકે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, ઉદયને આ મણિપ્રભને દત્તક લીધો ત્યારે અવંતિસેનને ખોટું લાગ્યું હોય અને ત્યારથી તેના ઉપર વૈર થયું હોય તો? તેમ પણ બનવા યોગ્ય નથી લાગતું. કારણ કે મણિપ્રભનો જન્મ ઈ. સ. પૂ. આશરે ૫૦૫ માં થયો છે ને એકાદ બે વર્ષમાં દત્તક પણ લેવાઇ ગયો છે, કે જે સમયે અવંતિસેનનો હક્ક અવંતિની ગાદી ઉપર લગભગ સ્વીકારાઈ પણ ગયો હતો. કેમકે અવંતિસેનના કાકાના રાજ્યનો લગભગ આખરી સમય હતો; વળી કાકાને પુત્ર ન હોવાથી તે જ વારસદાર હતો. એટલે જ્યારે પોતે અવતિ જેવા મોટા રાજ્યનો સ્વામી બનવાનો હોય, ત્યારે વત્સ જેવા નાના રાજ્યનો સ્વામી બનવાનું પસંદ ન કરે તે દેખીતું જ છે. એટલે તેને ખોટું લાગવાનો પ્રસંગ બન્યો જ ન કહેવાય. આ પ્રમાણે દરેક પ્રસંગનો વિચાર કરતાં અવંતિ અને વત્સ વચ્ચે ઈ. સ. પૂ. ૪૯૦માં કે તે પૂર્વે, એ ત્રણ વર્ષના ગાળામાં, કાંઈ ઝગડો હોવા જેવું લાગતું નથી. એટલે વત્સપતિનું ખૂન થયાનું માન્યું હતું તે છોડી દેવું જ રહ્યું. અને વત્સપતિનું ખૂન જ્યારે નથી થયું ત્યારે મગધપતિનું જ ખૂન થયું હતું એમ ચોક્કસ થયું ગણાય.

પ્રશ્ન (૯):—સાંચીમાં દાન આપનાર કોણુ?

ચંદ્રગુપ્ત મૌર્યસમ્રાટે સાંચીસ્તૂપના ઘુમટની ફરતી ગવાક્ષમાં અનેક દીપકો પ્રગટાવવા પચીસ હજાર દિનારની ભેટ આપ્યાનું, સર કનિંગહામે રચેલા ભિલ્સા ટોપ્સના આધારે મેં જાહેર કર્યું છે. જ્યારે આચાર્યજીએ, ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત બીજાના વખતમાં તેના અનુજીવી આમ્રકાર્દવે એક દિપક પ્રગટાવવા ૨૫ થી ૧૦૦ (ભિન્ન ભિન્ન ઉકેલ કરાયો છે) દિનાર આપ્યાનું જણાવ્યું છે. આટલી હકીકત ઉપરટપકે જોતાં પણ સર્વ કોઈ કહી શકે તેમ છે કે, બન્ને દાનની વિગતો જુદી હોવાથી, જુદા જ પ્રસંગોની વાત બન્ને જણાએ કહી છે. છતાં વાચક પાસે તેની સંપૂર્ણ વિગત રજુ કરૂં છું:-(૧) સાંચી ટોપ, જેને 'મહાવિહાર' નામથી આમ્રકાર્દવે ઓળખાવ્યો છે તેને મારી સમજ પ્રમાણે સર કનિંગહામે 'ગ્રેઇટ ટોપ' નં. ૧ કહ્યો છે, તેને દાન આપનાર વ્યક્તિઓનાં અને આશય દર્શાવતાં લગભગ ૧૨૩ લેખો છે (જુઓ ભિલ્સાટોપ્સમાં પ્લેઇટસ નં. ૧૬-૧૭ અને ૧૮) એટલે આચાર્યજીએ કોઇ અન્ય દાનને લક્ષમાં રાખીને પ્રશ્ન ઉપસ્થિત કર્યો લાગે છે. (૨) આમ્રકાર્દવે પોતાની શક્તિ પ્રમાણે એક દીપકનું જ ખર્ચ ઉપાડવા જેટલી ભક્તિ બતાવી છે જ્યારે સમ્રાટ ચંદ્રગુપ્તે સ્તૂપ ફરતી આખીએ ગવાક્ષમાં સેંકડો દીપક હતા તે સર્વનું ખર્ચ ઉપાડી લીધું છે (૩) જેથી એકે માત્ર ૨૫-૫૦ દિનાર દાનમાં આપ્યા છે જ્યારે બીજાએ તેના કરતાં પાંચસો ઘણું વધારે દાન આપ્યું છે. (૪) એકનો સમય ગુપ્ત સં. ૯૩=ઈ. સ. ૪૧૩ છે જ્યારે બીજાનો ઈ. સ. પૂ. ૩૬૫ જેટલો છે. મતલબ કે બન્ને વચ્ચે લગભગ આઠસો વર્ષનું અંતર છે (૫) એકના લેખનું સ્થાન કંપાઉન્ડને ફરતી દીવાલ ઉપર છે, બીજાનું સ્થાન તે દીવાલ ઉપર નથી. (૬) એકમાં દાન આપનાર ગુપ્તવંશીય સમ્રાટનો આશ્રિત છે બીજામાં ખુદ સમ્રાટ પોતે છે. આ પ્રમાણે બન્ને દાનની અને લેખની ભિન્નતા હોવા છતાં, બન્નેને એક લેખી વાતો કરવી તે શી રીતે મળતી આવે; ન જ આવે.

છતાં ચર્ચા ખાતર એક બારગી માની લ્યો કે, બન્ને એક જ લેખ છે. તો પણુ મૂળ મુદ્દો 'સાંચીટોપ' જૈનધર્મના દ્યોતક રૂપ હોવાનો જે હું જણાવી રહ્યો છું અને તેથી જ ચંદ્રગુપ્ત સમ્રાટે તે સ્થાન માટે દાન આપ્યાનું જણાવ્યું છે, તે હકીકતને કયાં બાદ આવે છે?

ગુપ્તવંશીય સમ્રાટ જૈનેતરધર્મી હતો તેથી તેમનો અનુજીવી પણ જૈનેતર હતો એમ તો આચાર્યજીનું કહેવું નથી ને ? તેમ હોય તો જણાવવાનું કે, લેખના પ્રારંભનો "सिद्धम्" શબ્દ જ ખાત્રી આપે છે કે તે-દાન આપનાર તેમજ દાન આપ્યાનું સ્થાન–બન્ને જૈનધર્મી છે. આ પ્રમાણે તેમણે પૂછેલ પ્રશ્નનો ખુલાસો થયો. [નોંધ–અત્ર એક બીજી સ્થિતિ ખાસ ધ્યાન ખેંચવા લાયક સમજુ છું; તેથી જરાક ઈસારો કરવા ઇચ્છા થઇ છે. સારૂં થયું છે કે ઉપર દર્શાવેલ હકીકત સર કનિંગહામ જેવા વિદ્વાનના નામથી મેં જાહેર કરી છે. પરંતુ તેવા પ્રતિષ્ઠિત પુરૂષનું કે અન્ય કોઇ વિદ્વાનનું નામ જોડાયલું ન હોત, અને કેવળ મારા નામે જ મેં ઉપરોક્ત અભિપ્રાય રજુ કર્યો હોત તો આચાર્યજી મહારાજે જે શબ્દોમાં કામ લીધું છે, તે જ શબ્દો શું તેમની કલમમાંથી નીકળ્યા હોત કે ?

પ્રશ્ન (૧૦):–બાહુબળી–ગોમટેશ્વરની મૂર્તિ.

આ સંબંધમાં તેમને ત્રણેક વાંધા છે (૧) મૂર્તિનું પુરુષલિંગ મેં આચ્છાદિત શામાટે કર્યું ? (૨) સર્વ કોઇ તે મૂર્તિને બાહુબળીજીની માને છે જ્યારે હું તેને ભદ્રબાહુસ્વામીની કહી રહ્યો છું (૩) અને તેનો સમય તેઓશ્રી ઈ. સ. ના દશમા સૈકાનો કહે છે જ્યારે હું તેને પ્રિયદર્શિન સમ્રાટે ઘડાવેલી અને તેથી ઈ. સ. પૂ. ત્રીજી સદીની કહું છું.

આ દરેકના ખુલાસા નીચે પ્રમાણે આપું છું. (૧) આચ્છાદન સંબંધી તેમણે આ મૂર્તિનું ચિત્ર ૧૯૩૪ ના માર્ચના 'એશિયા' માસિક પૃ. ૧૫૩ માં આવેલું જણાવ્યું છે. સ્પષ્ટ નથી લખ્યું કે પ્રથમવાર તે સ્થાને પ્રગટ થયેલું તેમની નજરે પડયું છે. પરન્તુ લખવાનો ભાવાર્થ એવો તો થાય છે જ કે, કાં તો તે સમયે અથવા બહુ તો થોડાક સમય પૂર્વેજ તેવું કેમ જાણે બહાર પડયું ન હોય ! ગમે તે હોય, મારે જણાવવાનું કે દિગંબર અવસ્થામાં તેવું ચિત્ર તો જ્યારથી એપિગ્રાફીયા ઇન્ડિકા પુ. ૭–૮ બહાર પડયું છે ત્યારથી જ તેવું લગભગ દેખાય છે. એટલે તેમણે દર્શાવેલ વસ્તુ મારા ખ્યાલ બહાર નથી જ છતાંયે જે આચ્છાદન કર્યું છે તે, સહેતુક છે. તેનો ખુલાસો પુ. ૩ ની પ્રસ્તાવનામાં પૃ. ૧૩ માં આપેલ છે કે, "ગોમટની મૂર્તિ મૂળે દિગંબર અવસ્થામાં છે. તે રજુ કરવા માટે બ્લોક બનાવનારને આપતાં તેમણે સૂચના કરી કે, પુસ્તક તો સ્ત્રીવર્ગના હાથમાં પણ જવાનું છે તો સભ્યતાની ખાતર પુરૂષલિંગનું આચ્છાદન કરાયતો સારૂં. તે વિચાર સુસંગત લાગતાં અન્ય ચિન્હો જેમને તેમ રહેવા દઇ બ્લોક બનાવી છાપી કાઢયો છે. છતાં એક વિદ્વાનને તે અક્ષમ્ય લાગવાથી તેમના ઉપર વ્યક્તિગત મેં પત્ર લખીને તેમને સંતોષ આપ્યો છે." ધારો કે તેમણે કલ્પના કરી છે તેવો વિપર્યાસ કરવાનો જ મારો ઈરાદો હોત તો શું બીજી બધી રીતે તે મૂર્તિનું સ્વરૂપ ફેરવી ન નાંખત ! અથવા તો તેજ મૂર્તિ પાછી નં. ૩૪ ની આકૃતિ દિગંબર તરીકે રજુ કરી છે તે પ્રમાણે રજુ કરત કે ? તેમજ ઉપર લખ્યા પ્રમાણે તે વિદ્વાનને પત્ર લખત પણ ખરો ? આ ઉપરથી જણાશે કે શુદ્ધ હેતુથી જ પગલું ભરાયું છે. (૨) તેમણે મૂર્તિ બાહુબળીની હોવાનું જણાવ્યું છે અને મોટા ભાગની માન્યતા પણ તેમજ છે. તેમણે પુ. ૨, પૃ. ૩૭૮માં લખેલ મારો ફકરો ઉતાર્યો છે ને તે મૂર્તિ પ્રિયદર્શિને બનાવ્યાનું હું માની રહ્યો છું તેમ પણ જાણે છે. તેમ તે મૂર્તિને ચંદ્રગુપ્ત સમ્રાટના જીવન સાથે સંબંધ ધરાવે છે એમ પણ જાણે છે છતાં લખી રહ્યા છે કે "એ માટે એક પણ પુરાવો તેમની પાસે હૈયાત નથી." તેઓશ્રીને વિનંતિ કે તેમણે મારૂં લખેલું આ બન્ને સમ્રાટોનું જીવનચરિત્ર મહેરબાની કરી વાંચી જવું. વળી પોતાની માન્યતા પુરવાર કરવાને પૃ. ૨૨૯ ઉપર લખે છે કે "એ મૂર્તિ ઉપર જે વેલો વીંટાયલ છે, મૂર્તિના ઢીંચણ સુધી રાફડાઓ ઉભા છે અને તેમાંથી સાપ નીકળતા જણાય છે એ બધાને મૂર્તિ સાથે શો સંબંધ છે? ભદ્રબાહુની મૂર્તિ માનતાં એ બધાનો કોઈ ખુલાસો ડોકટર પાસે છે ?" –ઉત્તરમાં મારે જણાવવાનું કે શું તેમનું એમ કહેવું થાય છે કે આવી સ્થિતિ કોઈ પણ ધ્યાનસ્થ મહાત્માની ન થઈ શકે ? ધ્યાનસ્થ મુદ્રા કેવળ બાહુબળીજી જ ધારણ કરી શકે ને બીજા ન જ ધારી શકે ?—આગળ જતાં

બાહુબળીજીના જીવનમાં બનેલો એક બનાવ વર્ણવીને, ચિત્રમાં દર્શાવેલ સ્થિતિ જે થવા પામી હતી તેનું વર્ણન કરી ને અંતે જણાવે છે કે "આ રીતે એ મૂર્તિ ઉપરના બધા દેખાવોનો સબંધ મુનિ બાહુબલિના જીવન સાથે બરાબર બંધ બેસે છે એટલે એ મૂર્તિ મુનિ બાહુબલિની જ છે, નહીં કે ભદ્રબાહુની" -ઇ. ઇ. જે પ્રમાણે પોતે આવા નિર્ણય ઉપર આવે છે તે રીત બીજા અખત્યાર કરે છે તો તે તેમને રૂચતું નથી જ અને ઉલટી ટીકા કરવા મંડી પડે છે. છતાં મારે તો તે બાબત વાંધો જ નથી પરંતુ ઉત્તરમાં, પ્રથમ તો ધ્યાનઅવસ્થાના બે મુદ્દાઓ જે મેં ઉપરમાં જણાવ્યા છે તે ફરી ફરીને વિચાર ઉપર લેવા તેમને વિનંતિ કરીશ. ઉપરાંતમાં જણાવવાનું કે, બાહુબળીજીનો આખોયે જીવનકાળ મારી સમજ પ્રમાણે પંજાબ-ગાંધાર અને બહુ ત્યારે પ્રથમાવસ્થામાં અયોધ્યાના પ્રદેશમાં ગયો છે. તો તેઓશ્રી જણાવવા કૃપા કરશે કે બાહુબળીજી કયારે દક્ષિણહિંદમાં વિચર્યા હતા? તેમને મૂર્તિમંત ખડા કરવાને આ પ્રદેશમાં શું પ્રયોજન ઉદ્ભવ્યું હતું? તે તીર્થમાં ચંદ્રગુપ્ત અને ભદ્રબાહુની ગુફા તરીકે ઓળખાતી ગુફા છે પરંતુ બાહુબળીજીના નામ સાથે સંયુક્ત થયેલ કોઇ વસ્તુ ઓળખાવાતી નથી તેનું શું કારણ? વળી વિશેષમાં હમણાં હમણાં બિહારની 'આરાહ ઓરીએન્ટલ સોસાઇટી' તરફથી બહાર પડતા 'જૈન સિદ્ધાંત ભાષ્કર'માં પુ. ૬ અને ૭ તથા 'જૈન એન્ટીકવેરી' પુ. ૫ માં ગોમટેશ્વર-બાહુબળી અને શ્રવણબેલગોલને લગતું ઘણું સાહિત્ય જુદા જુદા વિદ્વાનોએ અનેકવિધ દષ્ટિબિંદુથી લખ્યું છે તેમાંથી પણ એવો ધ્વનિ નીકળે છે કે બાહુબળી શબ્દ ઠેઠ ૧૧૮૦ ઇ. સ. સુધી જણાવવામાં જ આવ્યો નથી. તેમ જૂનામાં જૂનો જે લેખ શક ૫૨૨નો ત્યાંનો ગણાય છે તેમાં ભદ્રબાહુ શબ્દ સ્પષ્ટપણે લખેલ છે. વળી ગોમટેશ્વર કે ગોમટ શબ્દનો અર્થ બાહુબળીજી શી રીતે બેસારવામાં આવ્યો છે તે સંબંધી પણ પત્તો લાગતો નથી. આ સ્થિતિ છે. મતલબકે જે સંપ્રદાયનું આ તીર્થ વિશેષપણે મનાયું છે તે મતના વિદ્વાનોને પણ સંશોધન કરતાં હજુ બરાબર માહિતી મળી શકી નથી. આટલો ખુલાસો તે મૂર્તિ બાહુબળીજીની કે ભદ્રબાહુની હોઈ શકે તે વિશે જાણવો.

(૩) હવે ઘડતરકાળ વિશે કહીશું. ચામુંડરાય નામના પ્રધાને ઇ. સ. ૯૭૮થી ૮૪ સુધીમાં પ્રતિષ્ઠા કરી છે તેટલું ખરૂં. પરંતુ તેથી તે મૂર્તિ જ તેણે ઘડાવી હતી એમ સિદ્ધ નથી થતું. જો તે સમયે કે આસપાસ પાંચપંદર વર્ષે ઘડાઇ હોય તો, પુ. ૨માં પૃ. ૩૭૬માં નીચેના ત્રણ પ્રશ્ન મેં પૂછ્યા છે તેના ખુલાસા શું છે તે મહેરબાની કરી જણાવે. (અ) જો તે દેશમાં તેવા કારીગર હતા તો શું ત્યાં જ તેવા ઉત્પન્ન થયા હતા કે હિંદમાં અન્ય સ્થાને તેમના ગુરૂ કે શિષ્ય જેવા પણ હતા. (આ) જો તે સમયે તેવી કળાથી કારીગરો જ્ઞાત હતા તો ભારતના અન્ય દેશમાં પણ તેવી મૂર્તિઓ ઉભી તો કરાય ને? કેમકે કળાના આ નમુનાની જગતભરમાં જ્યારે ખ્યાતી થાય ત્યારે શું ભારતના પ્રાંતો તેવી કળામય મૂર્તિઓ પોતાને ત્યાં વસાવી લેવાને પાછળ રહી જાય ખરા કે (પછી ગમે તે વ્યક્તિની હોય તે જુદો પ્રશ્ન છે)? (ઇ) મૂર્તિનું ઘડતર અને ઘડનારાની વાત જુદી રાખો. પરંતુ એવી કદાવર અને વજનદાર મૂર્તિની સ્થાપના માટે જે યાંત્રિક કુનેહ વાપરવી પડી હશે, તેવી કુનેહ તે સમયે કયાંય-હિંદના ભાગમાં-વાપરી હોવાનો કોઈ દષ્ટાંત કે ઉલ્લેખ ઇતિહાસમાંથી મળી આવે છે કે?

આ પ્રમાણે તેમણે ઉભા કરેલ ત્રણે પ્રશ્નોના ખુલાસા છે. અને તેના પ્રત્યુત્તર જો ન જ વાળી શકાય તો સ્વયંસિદ્ધ થઇ ગયું કે મારાં દોરેલ અનુમાનો સાચાં છે. મિ. રાઇસ નામનો વિદ્વાન જે મૈસુર અને કર્ણાટક પ્રાંતના સંશોધનમાં અગ્રસ્થાને આવે છે, ને આ મૂર્તિનો અભ્યાસ જેટલો બારીકીથી તેણે કર્યો છે તેટલો ભાગ્યે જ અન્ય વિદ્વાને કર્યો હશે, તે પણ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં વદે છે કે "that these inscriptions are undoubtedly of the period when that work was complete (E. I. VII, p. 108)=જ્યારે તેકામ(પ્રતિષ્ઠા) સંપૂર્ણ થયું ત્યાર પહેલાંના આ શિલાલેખો છે. મતલબ કે મૂર્તિની પ્રતિષ્ઠા થઈ તે પૂર્વેના

શિલાલેખો છે. હવે વિચારો કે ચામુંડરાયે પ્રતિષ્ઠા કરી તે સમયના લેખો ઠર્યા કે તે પૂર્વેના; અને લેખો પૂર્વેના ઠર્યા તો, જે મૂર્તિ ઉપર તે કોતરાયા તે મૂર્તિનો સમય કયો? વળી જેમ્સ ફરગ્યુસન નામના વિદ્વાને પોતાના હિસ્ટરી ઓફ ઇન્ડિયન એન્ડ ઇસ્ટર્ન આરકીટેકચર નામે પુસ્તકના બીજા ભાગમાં (લંડન. ૧૯૧૦) પૃ. ૪૮ થી ૫૫માં પ્રચંડકાય મૂર્તિઓ વિશે ચર્ચા કરીને જણાવ્યું છે કે, "Anterior to any of the collossi at Gwalior or in the South of India=ગ્વાલિયર કે દક્ષિણ હિંદની જે કોઈ પ્રચંડકાય મૂર્તિઓ છે તે સૌમાં પ્રાચીનતમ (ભંગઢ=અલવર રાજ્યવાળી) આ મૂર્તિ છે." અલબત્ત આમાં દક્ષિણ હિંદની મૂર્તિનો સમય નથી જણાવતા. પરંતુ એટલું તો કહે છે જ કે ભંગઢની પ્રચંડકાય મૂર્તિ જૂનામાં જૂની છે. કહેવાનો તાત્પર્ય એ છે કે, ચામુંડરાયે મૂર્તિ પ્રસિદ્ધિમાં આણી છે તે પૂર્વની પણ ઘણી પ્રચંડકાય મૂર્તિઓ છે. એટલે કે આવા ઘડતરકામની કળા તો ઘણા ઘણા કાળે હતી તે પછી જ અદૃશ્ય થઈ ગઇ હતી. જો તુરતમાં જ તે કળાનો નાશ થયો હોત તો તો હિંદભરમાં તેવી ઘણી નજરે પડત જ. ઉપરાંત ચામુંડરાયે પ્રતિષ્ઠા કરેલી મૂર્તિના સમય વિશે પણ મતભેદ છે. બાહુબળી ચરિત્ર નામે પુસ્તકના ૬૪મા શ્લોકમાં "કલયબ્દે" શબ્દ છે તેનો "કલ્યબ્દે" વિકલ્પ કરીને, જ્યોતિષશાસ્ત્રની મદદથી શ્રીયુત્ શ્રીકંઠ શાસ્ત્રી એમ. એ. નામના લેખકે એમ પુરવાર કરી બતાવ્યું છે કે (જૈ. એ. પુ. ૫, પૃ. ૧૧૪)" "It is highly probable that the image of Sri Gomateśvar was installed in 907–8 A. C.=વિશેષ સંભવ તો એ છે કે, શ્રી ગોમટેશ્વરની મૂર્તિની પ્રતિષ્ઠા લગભગ ઇ. સ. ૯૦૭–૮માં થઈ હતી" કહો કયાં ચામુંડરાયના નામે ઈ. સ. ૯૭૮માં પ્રતિષ્ઠા થયાનો મેળ! અરે ખુદ ચામુંડરાય પુરાણમાં અને તેમના ગુરૂશ્રી નેમિચંદ્રાચાર્યે રચેલ પુસ્તક ઉપરથી પણ કેટલીયે શંકા ઉભી થતી માલૂમ પડી છે. (જુઓ પ્રો. કે. જી. કુંદનકર એમ. એ. નો જૈ. એ. પુ. ૫, પૃ. ૧૪૪થી ૧૪૭ સુધીનો લેખ) આચાર્યજી મહારાજે એક વાત લખી છે કે (જુઓ પૃ. ૨૩૦) "ડોકટર સાહેબે એ મૂર્તિ બાબત બીજી એક હસવા જેવી કલ્પના કરી છે કે મૂર્તિ ઉપરનો લેખ તો પાછળથી લખાયેલો છે અને મૂર્તિ તો રાજા પ્રિયદર્શિને બનાવેલી છે. તેમની આ કલ્પના સર્વથા અસંગત છે, કારણ કે તે માટે તેમની પાસે એક પણ પ્રમાણ કે પુરાવો નથી" આ ટીકાનો જવાબ તેમને મી. રાઇસના અને મી. ફરગ્યુસન ઇત્યાદિના ઉપરના શબ્દોમાં મળી જાય છે કે કેમ, તે તેઓશ્રીજ તપાસી લેશે. વળી આ પ્રશ્નના હવે પછીના ભાગમાં દર્શાવેલી બીનાથી પણ ખાત્રી કરી લેશે. આ ઉપરાંત મૂર્તિ ઉપર લેખો પાછળથી કોતરાયાની વિગત ઉપર પોતે મશ્કરી કરતા હોય તેમ જણાવે છે કે–" વળી, બીજું એ કે તેમની એ હવાઇ કલ્પનાને સ્વીકારવામાં આવે તો અત્યારે જેટલી મૂર્તિઓ છે તે બધીય મહાભારતની પ્રાચીનતા કરતાંયે વધારે પ્રાચીન કહી શકાય કારણકે ડોકટર સાહેબની કલ્પના પ્રમાણે તે દરેક મૂર્તિ ઉપર લેખો છે તે બધા પછી જ લખાયા છે." આવા તેમના શબ્દો ઉપર કાંઈપણ નુકતેચીની કરવા જરૂરિયાત રહે છે ખરી?

મતલબકે, શ્રવણબેલગોલ તીર્થની–ગોમટેશ્વરની—મૂર્તિનાં નામ, કર્તા, પ્રતિષ્ઠાનો સમય, ઘડતરકામ વિગેરે સર્વ હકીકત હજુ નિર્ણયપૂર્વક બહાર પડી હોય એમ મનાતું નથી જ.

આટલા નિવેદનથી ખાત્રી થશે કે તેમણે રજુ કરેલ સર્વે મુદ્દા નબળા છે; તેમજ રોજબરોજ થયેલ સંશોધનથી અજ્ઞાત રહીને તેમણે ચર્ચા કરેલ છે.

મૂર્તિની ઉંચાઇનો પ્રશ્ન પણ તેમણે ચર્ચ્યો છે, તેમનું મંતવ્ય (જુઓ પૃ. ૨૩૦) એમ છે કે "પાંચસે વાંભ ઉંચાઈવાળા બાહુબળી મુનિની મૂર્તિ ૫૭ ફીટ ઉંચી હોય તો બરાબર ઉચિત છે, પણ પાંચ કે ૭ હાથ ઉંચાઈવાળા શ્રી ભદ્રબાહુ સ્વામીની મૂર્તિ આટલી ઉંચી ન ઘટી શકે." આ અવતરણમાંના નિયમ વિશેની ચર્ચા મુલતવી રાખી, તેમાંના શબ્દોની અસંગતતા વિશે પ્રથમ કહી દઉં. તેમણે લખેલ શબ્દો એમ જાહેર કરે છે કે, ભદ્રબાહુ સ્વામીની ઉંચાઈ પાંચ કે

છ હાથ હતી. છતાં તેમણે આ પારિગ્રાફની આદિમાં એમ લખ્યું છે કે "વળી જે મૂર્તિ બાબત ડોકટર સાહેબ પોતાની કલ્પના દોડાવે છે તે મૂર્તિની ઉંચાઇ લગભગ ૫૭ ફૂટ છે. મૂર્તિની ઉંચાઇ જેની તે મૂર્તિ છે તેની અનુરૂપ જ હોય એવો શિલ્પશાસ્ત્રનો નિયમ છે. પાંચ ફૂટ ઉંચા માણસની મૂર્તિ પચીસ કે પચાસ ફૂટ ઉંચી ન બનાવી શકાય, ઇ." બન્ને વિચાર તેમના જ છે અને પ્રસ્તૂત આ બન્ને મૂર્તિને અનુલક્ષીને જ છે તે નિર્વિવાદ છે. આશ્ચર્ય નથી લાગતું કે પોતાના વાકયની આદિવાળા ભાગમાં ભદ્રબાહુની કાયા **પાંચ ફીટ** હોવાનું જણાવે છે ત્યારે તે જ ભદ્રબાહુ સ્વામીની કાયાને અંતવાળા ભાગમાં **પાંચ કે છ હાથ** જેટલી જણાવે છે. શું ફૂટ ને હાથ એક સરખા જ હોવાનું તેમનું કહેવું થાય છે? તેમની જે માન્યતા હોય તે ભલે, પરંતુ સામાન્ય રીતે સમજી શકાય છે કે 'કદીકાળે મનુષ્યથી હસ્તદોષ કે શરતચૂક ન થવી જોઇએ' એવા સિદ્ધાંતવાદીથી તો આવું ન જ થવું જોઇએ. ગમે તેમ થયું હોય, આપણે તે સાથે બહુ નિસ્બત નથી. હવે તેમણે દોરેલા નિયમની વિચારણા કરીએ.

તેમના કહેવાનો તાત્પર્ય એ છે કે મૂળ શરીરને અનુરૂપ હોય તે પ્રમાણમાં જ તેની મૂર્તિ બનાવાય. પાંચસો વાંભની કાયાવાળાની મૂર્તિ ૫૭ ફીટ હોય તો અનુરૂપ ગણાય. પરંતુ પાંચ છ હાથ વાળાની મૂર્તિ ૫૭ ફીટ જેટલી ઉંચી ન હોય એમ તેઓ માને છે; અથવા બીજા શબ્દોમાં તેનો અનુવાદ કરીએ તો, મૂળ શરીર કરતાં તેની મૂર્તિ નાના કદમાં કરાય પરંતુ મોટા કદમાં ન જ કરાય. વળી આ ગોમટેશ્વરની મૂર્તિ વિશે સર્વ કોઇએ એમતો મત દર્શાવ્યો છે કે, તેનાં સર્વે અંગોપાંગ પ્રમાણ પુરસ્સર ગણિતના નિયમે બનાવેલ હોવાથી ઘણી આકર્ષક અને બેનમુન બની છે. જો બાહુબળીજીની મૂર્તિ હોવાનું સ્વીકારીએ તો, તેમની કાયા પાંચસે વાંભ–ધનુષ્યની હોઇને (એક ધનુષ્ય–વાંભનું માપ કેટલાકની ગણત્રીથી ૩ ફીટ ને કેટલાકની ગણત્રીથી ૪ ફીટની લેખાય છે તે હિસાબે) ૧૫૦૦–૨૦૦૦ ફીટ ઉંચાઇની કહેવાય; અને મૂર્તિ ૫૭ ફીટની છે. એટલે મૂળ શરીર અને મૂર્તિનું પ્રમાણ ૨૬ થી ૩૫ ગણું અને ૧ જેટલું થયું. એટલે કે શિલ્પકારે મૂળ શરીર કરતાં લગભગ ત્રીસગણી નાની મૂર્તિ બનાવી છે. હવે આ ગોમટેશ્વરના પાદપીઠ પાસે ઉભી રાખેલ મનુષ્યાકૃતિની ઉંચાઈ વિશે વિચાર કરીએ. જે પ્રમાણે મૂર્તિનો ફોટોગ્રાફ લેવાયો છે તે રીતે જોતાં, મૂળ મૂર્તિથી લગભગ છઠ્ઠા ભાગની ઉંચાઈ તે મનુષ્યની છે. એટલે કે આશરે ૯ થી ૧૦ ફીટ તે મનુષ્યની ઊંચાઈ કહેવાય. આચાર્યજી મહારાજ આ માણસ વિશે શું ખુલાસો કરે છે? પ્રતિષ્ઠા કરાવનાર ચામુંડરાયના સમયનો શું તેને લેખવે છે કે અન્યથા? જો ચામુંડરાયના સમયનો ગણે તો, તેમના જ કથનથી સ્થાપિત કરેલ ઉપરના સિદ્ધાંત પ્રમાણે, ૧૦ ફીટની આકૃતિવાળા મનુષ્યનું મૂળ શરીર આશરે ૩૦૦ થી ૩૫૦ ફીટનું કહેવાશે. આ પ્રમાણે ચામુંડરાયના સમયે કાયસ્થિતિ હોવાનું તેમને શું કબૂલ છે? કબૂલ કરે તો તે હાસ્યાસ્પદ લાગે છે કેમકે તે પ્રમાણે કોઈ પુરાવો નથી; અને નાકબૂલ હોય તો તેમણે રજુ કરેલ માન્યતા કાંતો ખોટી અથવા શિલ્પશાસ્ત્ર ખોટું ઠરે છે? અથવા મનુષ્યાકૃતિને કાલ્પનિક ઠરાવે છે તો વિનાપ્રયોજને આવું ધતીંગ દાખલ કરવા માટે તેમના મતે શિલ્પકાર મૂર્ખા ઠરે છે; અને જો એમ કહે કે તે સમયના મનુષ્યોની ઊંચાઈ તો અત્યારના જેટલી જ લગભગ હતી, પરંતુ શિલ્પકારે કોઈ અગમ્ય કારણને લીધે મોટી કોતરી નાંખી હશે. તોયે શિલ્પકારને માથે પાછો તેને તે જ દોષ આવીને ઊભો રહે છે; અથવા તો, આચાર્યજી મહારાજનું જે એમ માનવું થયું છે કે મૂળ શરીર કરતાં તેની મૂર્તિ હંમેશાં નાની જ હોવી જોઇએ તે માન્યતા ખોટી ઠરે છે. આ આઠ નવ જાતની સ્થિતિમાંથી આચાર્યજી મહારાજને કઈ કબૂલ છે તે પોતે જ જણાવશે.

બાકી સંશોધકોને અનુમાન કરવાનો જેમ હક હોય છે તેમ મને પણ જો આચાર્યજી મહારાજ આપતા હોય તો જણાવવાનું કે, તે આખીયે મૂર્તિ સમ્રાટ પ્રિયદર્શિનના સમયે જ કોતરાવેલી દેખાય છે, કેમકે તેની સજાવટ તેમજ બનાવટ કરનાર (ભદ્રબાહુની તેમજ પાસે રહેલ મનુષ્યની) કુશળ કારીગરો તે સમયે

હતા જ. જે હકીકત તેણેજ ઉભા કરાવેલ અનેક સ્તંભોથી તથા સારનાથ પીલરથી સાબિત થઇ જાય છે. વળી તેના સમયે મનુષ્યની જે સામાન્ય ઉંચાઇ હતી તે દર્શાવવા માટે જીવંત કદની (Life-size) આકૃતિ ઊભી કરાવી છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આચાર્યજી મહારાજે જેમ મંતવ્ય રજુ કર્યું છે તેમ, પાંચ છ હાથની ઉંચાઇ તે કાળે મનુષ્યની હતી જ. જેના પુરાવામાં કહેવાનું કે ભગવાન મહાવીરની કાયા, સાતહાથ હોવાનું જૈન શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. શ્રીમહાવીર અને ભદ્રબાહુ સ્વામી વચ્ચેનું અંતર ૧૫૦ વર્ષનું છે એટલે બન્નેની ઊંચાઇ લગભગ એકજ સરખી હોય અથવા બહુ બહુ તો ભદ્રબાહુની ઊંચાઇ સહેજ નાની હોય. એટલે સાબિત થઇ ગયું કહેવાશે કે તે સ્તંભલેખો ઇ. બધી કૃતિઓ, જેમ પ્રિયદર્શિનની છે તેમ આ પ્રચંડકાય મૂર્તિઓ પણ તેની જ બનાવટની છે. તેમ મનુષ્યની કાયા પણ તે સમયે લગભગ પાંચ છ હાથની હતી. તેમજ જે સ્થાને આ મૂર્તિ ઉભી કરવામાં આવી છે તેનો આખોયે ઇતિહાસ શ્રી ભદ્રબાહુ સ્વામી સાથે સંકળાયેલ હોવાથી તે મૂર્તિ પણ તેમની જ છે. ઉપરાંત પ્રિયદર્શિને જેમ પોતાનાં સગાંવહાલાંનાં મૃત્યુસ્થાને હિંદ ભરમાં નાના ખડકલેખો (માઇનોર રોક એડીક્ટસ) ઉભા કરાવ્યા હોવાનું આપણે સાબિત કરી ગયા છીએ (જુઓ પુ. ૨ માં તેનું વૃત્તાંત) તેમ આ શ્રવણ બેલગોલ તીર્થના ચંદ્રગિરિ પહાડ ઉપર પોતાના પ્રપિતામહ ચંદ્રગુપ્તનું તથા તેમના ગુરૂવર્ય શ્રીભદ્રબાહુ સ્વામીનું સ્વર્ગગમન થયેલ હોવાથી સમ્રાટ પ્રિયદર્શિને તેવાજ ખડકલેખો (સિદ્ધાગિરિ-બ્રહ્મગિરિના) ઉભા કરાવ્યાનું સમજવું. એટલે આડકતરી રીતે અને અરસ્પરસના પુરાવાથી સાબિત થઈ ગયું કહેવાશે કે ચંદ્રગુપ્ત મૌર્યે દીક્ષા લઇને આ પહાડ ઉપર પોતાના ગુરુમહારાજ સાથે શેષ જીવન ગાળ્યું હતું.

આવડી મોટી મૂર્તિ શી રીતે પર્વત ઉપર ગોઠવવામાં આવી તે પ્રશ્નનો ખુલાસો ચોક્કસપણે આપવો જરા કઠિન તો છે જ, છતાં સંભવ છે કે, અન્ય ખડકલેખોની પ્રાપ્તિના સ્થાનની પેઠે, મૂળે અત્ર મોટો ઊંચો પહાડ જ હશે. પછી તેને ઘડી કરીને બે પ્રકારે ઉભો કરી રખાયો હોય. (૧) એકતો એમને એમ ઉભો રાખીને પણ ઘડાય અને (૨) તેને જમીન ઉપર પાડીને પ્રથમ ઘડી લેવાય અને પછી ઉભો કરાય. બીજી સ્થિતિ સંભવિત નથી કેમકે જમીન ઉપર લાંબા પાડેલ પત્થર ઉપર સુરેખ ઘડતર કરવું મુશ્કેલ છે; જો કે તે મુશ્કેલી પણ બહુ ભારે ન હોવાથી અને કારિગરો કુશળ હોવાથી પાર તો ઉતારી શકાય. પરંતુ તેવડા મોટા પત્થરને પાછો ઉભા કરવા જેટલું કૌશલ્ય કે કળા કયાંથી લાવવી? તેના કરતાં તો પત્થર ઉભો રાખીને ઘડી કાઢવો તેજ વિશેષ સુગમ કહેવાય; ભલે જરા ખર્ચ વધારે પડે પરંતુ તેનો ઉપાય તો સહેલ છે. એટલે આ બીજી સ્થિતિમાં સમાયેલી સર્વ મુશ્કેલીઓનો વિચાર કરતાં, પ્રથમ સ્થિતિ પ્રમાણે જ-પત્થરને ઉભો રાખીને જ-કામ કરાયું હોવાનું માનવું રહે છે. પછી સવાલ એ રહે છે કે જો પ્રિયદર્શિને તે પત્થર ઘડાવ્યો હતો, તો પોતાની જ હૈયાતિમાં કાં તેની પ્રતિષ્ઠા ન કરાવી? અથવા તો એમને એમ ઉભી રખાઇ હતી તો તેવડી મોટી મૂર્તિ, લગભગ હજાર બારસો વર્ષ સુધી કાં કોઈની નજરે પડયા વિના જ રહી ગઇ? તે પછી ઠેઠ ઇ. સ. ની દસમી સદીમાં ચામુંડરાયે તેની પ્રતિષ્ઠા કરાવી. ઉત્તર એ છે કે, પ્રિયદર્શિને અન્ય પ્રદેશમાં પ્રચંડકાયી મૂર્તિઓ અને સ્તંભલેખો ઉભાં કરાવીને એમને એમ ભવિષ્યની ઓલાદ માટે જેમ મૂકી રાખ્યા છે, તેમ આ મૂર્તિને પણ રાખી મૂકી હશે અને પ્રતિષ્ઠા કરાવવાની ઉપયોગિતા નહીં લાગી હોય; કદાચ કરાવી હોય, છતાં જેમ તેના જીવનના કેટલાય બનાવો અણનોંધ્યા રહી ગયા છે તેમ આ વિશે પણ બન્યું હોય. ગમે તે સંજોગો પ્રતિષ્ઠાને અંગે બનવા પામ્યા હોય, પરંતુ બારસો વર્ષ સુધી તે મૂર્તિ અદૃશ્ય કેમ રહેવા પામી તેજ તાજુબી ભર્યું છે. ખુલાસો એ હોઈ શકે કે પ્રિયદર્શિન પછીના કોઈક સમયે ધર્મક્રાંતિ થતાં, જુલ્મગારના હાથે તે મૂર્તિની અનૂપમ કળા અને ઘડતરનો વિનાશ થતો અટકાવવા જૈનધર્માવલંબીઓએ તેની આસપાસ, માટી, મટોડું કે પત્થરો નાંખીને એક મોટા ટેકરા જેવો દેખાવ કરી દીધો હોય. આ સ્થિતિમાં તે

ટેકરો–ડુંગરી જેવો પત્થરના ઢગ રૂપે–અનેક વર્ષો સુધી પડી રહ્યો અને અત્યારે પણ જેમ કોઇ પ્રતિમાનું પ્રાગટ્ય થતાં, પહેલાં કોઈ ભક્તજનને સ્વપ્ન આવે છે, તેમ મંત્રી ચામુંડરાયને તથાપ્રકારનું સ્વપ્ન આવતાં તેણે તે મૂર્તિને પ્રગટ કરી, તથા ધામધૂમપૂર્વક પૂજાઅર્ચન કરી પ્રસિદ્ધિમાં મૂકી હતી. આ પ્રમાણે ચામુંડરાયને સ્વપ્નુ આવ્યાનું જણાયેલું છે તેથી આપણા અનુમાનને ઓર પુષ્ટિ પણ મળે છે. આ પ્રમાણે મારૂં માનવું થાય છે. બાકી સપાટ પ્રદેશમાં મૂર્તિ ઘડાઇ હોય અને તે બાદ, પહાડ ઉપર ચડાવીને ગોઠવવામાં આવી હોય, તે તો પત્થરને નીચે પાડીને ઘડી કઢાયાની ઉપર વર્ણવેલી પ્રથમ સ્થિતિ કરતાં પણ વિશેષ મુશ્કેલ હોવાથી, કલ્પનાતીત જ ઠરાવવી રહે છે. મેં મારા વિચાર દર્શાવ્યા છે. સંશોધકો અને અભ્યાસીઓ પોતપોતાના વિચાર રજુ કરશે એવી વિનંતિ છે.

**પ્રશ્ન (૧૧)**:–પાણિનિની જન્મભૂમિ તથા તેનું સ્થાન ?

તેમની જન્મભૂમિ જ્યાં સિંધુનદીમાં. પશ્ચિમે કાબૂલ નદી મળે છે ત્યાં મેં બતાવી છે (પ્રા. ભા. ૧. પૃ. ૩૫૬ થી ૫૮). તેના પુરાવામાં, ડેઝ એન્શન્ટ જ્યોગ્રાફી, પૃ. ૧૬ ના શબ્દો "Panini's birth-place in Gonard country where the river Kabul falls into the Indus" ટાંકયા છે. જ્યારે આચાર્યજી મહારાજનો (પૃ. ૨૯) મત છે કે "પાણિનિની જન્મભૂમિ ગોનર્દ નહીં પણ પશ્ચિમ ગાન્ધારમાં છે" અને પુરાવાઓ જે પાંચ છ બતાવ્યા છે તેનો સાર એ છે કે, "પુષ્કરાવતી પ્રાંતમે સુવાસ્તુ (સ્વાત) નદી કે કાંઠેમે શાલાતુર નામી સ્થાન પાણિનિકી જન્મભૂમિ થા" આમાં પુષ્કરાવતી તે પેશાવરનું અને સ્વાત તે કાબૂલનું અપર નામ છે; અને પેશાવર પાસે જ કાબૂલ નદી સિંધુમાં ભળી જાય છે. એટલે કે બન્નેની માન્યતા એક જ થઇ ગણાય. ફેર એટલોજ છે કે તે પ્રદેશને મી. ડેના શબ્દોને આધારે મેં ગોનર્દ કહ્યો છે જ્યારે તેમણે તે શબ્દ વાપર્યો નથી. દેખાય છે કે તે બાબતની તેમને માહિતી નથી, છતાં ફેર હોયતો તેઓશ્રી બતાવવા મહેરબાની કરશે.

આ ગોનર્દ દેશની ચર્ચા કરતાં તેમણે પતંજલિની જન્મભૂમિનો પ્રશ્ન ઉપાડયો છે. અને છ કથન ટાંકીને પતંજલિની જન્મભૂમિ ગોનર્દ દેશ હોવાનું જણાવી, બીજા પાંચ પુરાવાથી ગોનર્દ (ગોનદ્ધ)નું સ્થાન, વર્તમાન માળવામાં ઉજ્જૈન અને ભિલ્સાની વચ્ચે હોવાનું જણાવ્યું છે. પ્રથમ તો પતંજલિના જન્મભૂમિનો પ્રશ્ન તેમણે જ ઉપાડયો કહેવાય એટલે મારી ચર્ચા સાથે સંબંધ ન ગણાય. છતાં તેમને સંતોષવા ખુલાસો આપું છું કે, જે તેમણે સ્થાન બતાવ્યું છે તે ગોનર્દ ગામનું છે, નહીં કે ગોનર્દ દેશનું. તો પૂછવાનું કે, શું ગામ અને પ્રદેશને એક ગણો છો ? વળી શું ગોનર્દ નામના બે પ્રદેશ નથી હોતા ?

**પ્રશ્ન (૧૨)**:–પાણિનિ–આર્ય કે અનાર્ય ?

પ્રાxભા. પુ. ૨, પૃ. ૧૭૭ માં પાણિનિ, વરરૂચી અને ચાણક્યને લગતો એક કોઠો મેં આપ્યો છે. તેમાં જન્મસ્થાનને આશ્રયીને મેં પાણિનિને અનાર્ય પ્રદેશી, ને બાકીના બેને આર્ય પ્રદેશી જણાવ્યા છે; પાણિનિ બ્રાહ્મણ હોવા છતાં મેં તેમને અનાર્યપ્રદેશી કહ્યા તે તેઓશ્રીને રૂચતું નથી લાગતું. ઉત્તરઃ–પ્રાચીન સમયે આર્યપ્રજા અને આર્યદેશ હમેશાં સંસ્કૃતિને અનુસરીને ઓળખાતા; તેને પ્રજાના વર્ણ, કે સ્થાન સાથે સંબંધ નહોતો. આવું કથન પ્રાxભા. પુ. ૧ની આદિમાં પૃ. ૪ ઉપર જ કરી વાળ્યું છે. ત્યાં લખેલ શબ્દો આ પ્રમાણે છેઃ–"ઉત્તર અને દક્ષિણ ભારતવર્ષ, ભલે એક જ દેશના અંશ હોવા છતાં, જે સમયે આપણા લેખનનો પ્રારંભ કરવાનો છે તે સમયે સંસ્કૃતિમાં એકબીજાથી તદ્દન ભિન્ન પડી જતા હતા, અને સંસ્કૃતિની અપેક્ષાથી ઉત્તર વિભાગની પ્રજા વિશેષ આગળ વધેલ હોવાથી તેને આર્યપ્રજા તરીકે ઓળખાવાતી અને તેની તુલનામાં દક્ષિણ વિભાગની પ્રજાને અનાર્ય પ્રજા કહેવાતી. બાકી ખરી રીતે તો સકળ હિંદુસ્તાનનેજ આર્યદેશ અને તેની પ્રજાને આર્યપ્રજા કહેવાનો રિવાજ વિશેષ પ્રચલિત હોવાથી તેની સર્વ પ્રજાને આર્યપ્રજા અને તે સિવાયની અન્યને અનાર્યપ્રજા કહેવાય અને તેમના દેશને અનાર્ય-

દેશ કહી શકાય." ઉપરના કથનનું સ્પષ્ટીકરણ કરતાં ફૂટનોટમાં જણાવ્યું છે કે, "આર્યાવર્તના ભિન્ન ભિન્ન વિભાગની દૃષ્ટિથી આ સંબોધન આપી શકાય-ઇતર પ્રદેશની સંસ્કૃતિની સાથે સરખામણીમાં આ (આર્ય) સંબોધન વાપરી શકાય છે." વળી આ મારા કથનની પુષ્ટિ માટે જણાવવાનું કે જૈનશાસ્ત્રમાં (પ્રજ્ઞાપના સૂત્રમાં) કહેલ છે કે "જેઓ હેયધર્મથી દૂર ગયા છે અને જેમણે ઉપાદેય ધર્મ પ્રાપ્ત કર્યો છે તેને આર્ય કહેવામાં આવે છે." એ જ પ્રમાણે સૂત્રકૃતાંગ અને આચારાંગસૂત્રમાં પણ જણાવાયું છે કે "જેઓ સર્વહેય-ત્યાજ્ય ધર્મથી દૂર ગયા છે તે આર્ય, અને તેનાથી વિપરીત તે અનાર્ય"; એટલું જ નહીં પણ એક જ પ્રદેશની સંસ્કૃતિમાં ભિન્નતા પડતી હોવાથી સંસ્કૃત થયેલ ભાગને આર્ય અને અસંસ્કૃતને અનાર્યની ગણત્રીમાં લેવાય છે. કેકય દેશનો અડધો ભાગ આ પ્રમાણે આર્ય અને અડધો અનાર્ય ગણાયો છે જે આર્યાવર્તના ૨૫॥ દેશ કહેવાયા છે તેમાંનો અડધો દેશ જે આર્ય ગણાવાયો છે તેનું રહસ્ય પણ આ પ્રમાણે જાણી લેવું. આ ઉપરથી સમજાશે કે, આર્ય-અનાર્ય શબ્દને, કોઈ સ્થાન, કુળ, જાતિ, વંશ કે તેવા પ્રકારના વિભાગ સાથે સંબંધ નથી. કેવળ સંસ્કૃતિને લઈને જ તે ભેદ પાડવામાં આવ્યા હતા. આ વ્યાખ્યા પ્રમાણે પશ્ચિમ ગાંધાર દેશ કે જે પાણિનિની જન્મભૂમિ હતી-અથવા સમ્રાટ પુલુસાકીના રાજ્યનો જે ભાગ કંબોજને નામે ઓળખાતો હતો-તેને મેં અનાર્યદેશમાં લેખવ્યો છે.

[ નીચેના અવતરણોમાં વિદ્વાનોએ પુષ્યમિત્ર શુંગને અનાર્ય કહ્યો છે તેનો ખુલાસો આચાર્યજી મહારાજ શું કરશે? બાણ કવિના કથનના આધારે પુરાણની હકીકતને સમર્થન મળે છે એમ જણાવી મિ. વિન્સેંટ સ્મિથ જણાવે છે કે (E. H. I. 3rd edi. pp. 198, f. n. 1)-and reviewing the whole army under the pretext of showing him his forces, the base born anarya general Pusyamitra crushed his master Brihadrath the Maurya= અને તેને પોતાનું લશ્કર દેખાડવાનું નિમિત્ત દર્શાવી અનાર્ય પુષ્યમિત્રે પોતાના સ્વામી મૌર્યવંશી બૃહદ્રથ રાજાને મારી નાંખ્યો. આ બાબત જ. ઓં. બ્રૈ. રૈ. એ. સો. ૧૯૨૮માં પૃ. ૪૫ ઉપર જણાવાયું છે કે તેણે પોતાના રાજાને મારી નાંખ્યો હતો તેથી જ નિર્ણયસાગર પ્રેસમાં ૧૯૮૬માં છપાયલી હર્ષચરિત્રમાં અનાર્ય કહ્યો છે. ]

* * *

"અશોકના શિલાલેખ ઉપર દૃષ્ટિપાત" નામની જે પુસ્તિકા ૬૬ પૃષ્ઠની તેઓશ્રીએ બહાર પાડી છે તેને અંગે હવે ખુલાસા આપું છું. તેમાં સમ્રાટ પ્રિયદર્શિનના શિલાલેખને આશ્રયીને જ વિવરણ છે. અશોકને અને પ્રિયદર્શિનને ભિન્ન ભિન્ન વ્યક્તિ તરીકે હું માની રહ્યો છું; જેથી તે શિલાલેખો અશોકના બૌદ્ધધર્મને સ્પર્શવા કરતાં પ્રિયદર્શિનના જૈનધર્મને સ્વધારે સ્પર્શતા છે એમ પુરવાર કરવું રહે છે. આ હકીકત પ્રિયદર્શિનના સમયનું તેમજ તેના સમગ્રજીવનનું જ્યારે યથાસ્થિત આપણને જ્ઞાન મળશે ત્યારે આપોઆપ સ્પષ્ટ થઈ જશે. અત્યારે તો એટલું જ કહી શકાશે કે, તેમણે અશોકના શિલાલેખ માનીને બૌદ્ધધર્મી લેખવ્યા છે અને તેને અનુલક્ષીને જ દલીલો કરી છે. એટલે દેખીતું જ છે કે તેમની અને મારી માન્યતાને એક-બીજાને મેળ નહીં જ ખાય. વળી તેમણે પોતાની દલીલોના સમર્થનમાં આ શિલાલેખોમાં આવતી વસ્તુના જ હવાલા ઠેકઠેકાણે આપ્યા છે. એટલે પણ સ્વાભાવિક છે કે મૂળ પાયો જ્યાં શિલાલેખનો શંકામય બનાવી દેવાયો, ત્યાં તેના આધાર લઈને ચર્ચા કરવી તે નકામી જ ગણાય. આવા બે ત્રણ કારણો ને લઇને પ્રિયદર્શિનને અંગે સ્વતંત્ર પુસ્તક જ્યાં સુધી નજર આગળ ન ધરાય અને તેમાંની સર્વ હકીકતનું તોલન ન કરાય, ત્યાં સુધી ખામોશ ધર્યા સિવાય ઉપાય રહેતો નથી. માટે હાલ તો એટલી જ વિનંતિ કે તેવું પુસ્તક હું તૈયાર કરી રહ્યો છું. તે બહાર પડે ત્યાં સુધી રાહ જોવી. છતાં એક બે પ્રશ્ન એવા છે કે જેનો પરિચય-ખુલાસો-અત્રે કરાવવો રહે છે. (૧)

જેમ સર્વત્ર મનાઈ રહ્યું છે તેમ, સેંડ્રેકોટસને તેમણે ચંદ્રગુપ્ત માન્યો છે તેનો (૨) અને રૂદ્રદામનનો લેખ સુદર્શન તળાવની પ્રશસ્તિનો એક ભાગ તરીકે જે છે તે પરત્વેનો. આ બે વિષયમાંથી પ્રથમના ખુલાસા માટે, ઉપરમાં પૃ. ૨૯૬થી ૩૦૫ વિસ્તારપૂર્વક સમજૂતિ અપાઈ ગઈ છે. બીજો મુદ્દો જે રૂદ્રદામનને લગતો છે તેમાં પણ, અશોકને જેમ પ્રિયદર્શિન માનીને અત્યાર સુધી કામ લેવાયું છે તેમ આ લેખ રૂદ્રદામનનો માનીને તેમણે પોતાની દલીલો કરી છે; જ્યારે તે લેખની વસ્તુસ્થિતિ અને આશય જ તદ્દન નિરાળી હોવાનું હું પ્રતિપાદન કરી રહ્યો છું. એટલે તેમણે કરેલી દલીલોને મારી સાથે બંધબેસતી કરી શકાશે નહીં. તે માટે રૂદ્રદામનના જીવનવૃત્તાંતનો પ્રથમ સંપૂર્ણપણે અભ્યાસ કરવો જોઇએ. આ વિષય પ્રાચીન ભા. પુ. ૪માં પૃ. ૨૦૭થી ૨૨૦ સુધી અનેક પુરાવાઓ રજુ કરીને છણી બતાવ્યો છે ને એમ પુરવાર કર્યું છે કે, પ્રશસ્તિનો મૂળ આશય, સમ્રાટ પ્રિયદર્શિને તળાવનો બંધ સમરાવ્યાની નોંધ લીધાનો છે; અને રૂદ્રદામને તો તેવા જ અન્ય પ્રસંગે પોતાનો હિસ્સો પૂરાવીને, સમ્રાટ પ્રિયદર્શિનનાં કાર્યો સાથે પોતાના કાર્યની સરખામણી જ કરેલી છે. આ પ્રમાણે જ્યાં આખી પ્રશસ્તિનું સ્વરૂપ જ ફરી જતું હોય ત્યાં, તેનો અભ્યાસ કર્યા પછી દલીલોમાં ઉતરવાનું સાર્થક ગણાય. માટે અત્ર તેની ચર્ચા કરવી દુરસ્ત નથી લાગતી.

**પ્રશ્ન (૧૩)**:—શાકટાયન અને કાત્યાયન—

શાકટાયન, પાણિનિ, વરરૂચિ અને પતંજલી—આ ચાર નામો મશહુર છે; બીજી બાજુ શાકટાયન અને પાણિનિ વ્યાકરણકારો છે. તેમાં પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપર વાર્તિક અને મહાભાષ્ય રચાયાં છે. વાર્તિકકાર તરીકે વરરૂચિ કાત્યાયન અને ભાષ્યકાર તરીકે પતંજલીને મનાયા છે. આ ઉપરથી આચાર્યજી મહારાજનું એમ માનવું થયું છે કે, સૌથી પ્રથમ શાકટાયન થયા છે. તે બાદ પાણિનિ, તે બાદ વરરૂચિ અને સૌથી છેવટે પતંજલી થયા છે.

મારો પ્રશ્ન એ છે કે, શાકટાયન અને પાણિનિ વચ્ચે લાંબો સમય નીકળી ગયાનું તેઓ માને છે તેને બદલે કાં, સમસમયી તે બન્ને ન હોય? સમસમયી વ્યક્તિઓ પણ એક બીજાના ગ્રન્થ ઉપર ટીકા લખી શકે છે તેમજ એક બીજાના આધાર પણ લઈ શકે છે. કદાચ સમસમયી લેખવા છતાંય સમવયસ્ક ન ગણીએ, પરંતુ શાકટાયનને પાણિનિ કરતાં ઉમરમાં વૃદ્ધ લેખવાથી અથવા બહુ તો માત્ર ટૂંક સમયના જ પુરોગામી ગણવાથી પણ, બધી પરિસ્થિતિ જળવાઇ જ રહે છે. આ પ્રમાણે શાકટાયનના સમયની શંકાને લીધે મેં પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે, નહીં કે તેમના વ્યક્તિત્વ પરત્વે જેમ આચાર્યજી મહારાજે ધારી લીધું છે તેમ.

વરરૂચિ કાત્યાયન તો પાણિનિની પછી થયા છે. આમ આચાર્યજી મહારાજનું માનવું થાય છે. જ્યારે પાણિનિ, વરરૂચિ અને ચાણક્યની ત્રિપુટિ મગધપતિ મહાનંદના અમાત્ય શકડાળના સમકાલીનપણે હોવાથી સર્વેને સમસમયી હોવાનું મારૂં મંતવ્ય છે.

આ પ્રમાણે ચારે વ્યક્તિઓ ભિન્ન હોવાનું મારે કબૂલ છે. જે પ્રશ્ન છે તે તેમના સમય પરત્વેનો છે. પ્રથમના ત્રણને સમસમયી પણ મનાય તેમ છે. બહુ ત્યારે પ્રથમના શાકટાયનને ઉમરમાં વૃદ્ધ અથવા ટૂંક સમયનો પૂરોગામી પણ ગણાય. બાકી, પાણિનિ અને વરરૂચિ તો સમસમયીજ હતા અને સૌથી છેવટે પતંજલી થયા છે.

[પછી પ્રશ્ન રહ્યો વાર્તિકકાર કોણ અને ભાષ્યકાર કોણ? તથા કાત્યાયન અને કાન્વાયનવંશી જુદા છે કે નામોચ્ચારની ભૂલને લીધે એક પણ હોવા સંભવ છે; ઇત્યાદિ પ્રશ્નોની શંકા અને ખુલાસા વિસ્તારપૂર્વક સમજાવ્યા છે. પ્રાચીન સમયના આવા તો અનેક પ્રશ્નો છણાઇ ગયા હોવા છતાં, ફેર તપાસમાં ઉથલાઇ ગયેલા નજરે પડે છે એટલે અત્ર પણ તે બુદ્ધિથી જ રજુ કરાયાનું સમજવું તેમાં કોઇ જાતનો મતાગ્રહ હોઈ ન શકે.]

**પ્રશ્ન (૧૪)**:—ધૌલી—જાગોડા સમેતશિખરથી આશરે ચારસો માઇલ ગણાય છે તો પછી એને તળેટી કેમ ગણી શકાય? ઉત્તર; મૂળે પર્વત તો એકજ. પરંતુ જુદા જુદા ભાગની ઉંચ્ચાઇ એક સરખી ન હોવાથી,

જે ભાગ બહુ ઉંચા નહોતા, તે કાળક્રમે આસપાસની જમીન ઉંચી થવાથી છૂટા હોયા જેવા થઈ ગયા. જેથી છૂટા પડેલ અવયવો સ્વતંત્ર અને જુદા નામથી ઓળખાતા થયા. [પાટલિપુત્ર શહેરમાં અનેક ભવ્ય અને ગગનચૂંબી ઈમારતો હતી તથા ગંગા નદીના તટ ઉપર જ વસેલું હતું; પાછળથી તે ઇમારતોની બધી ઉંચાઇ તો જતી રહી, પરંતુ કેટલાય ફીટ માટીનાં થરને થર તેના ઉપર ફરી વળ્યાં છે. તોયે તેનું સ્થાન–પટણા શહેર–હજુયે ગંગા નદીના તટે જ માલૂમ પડે છે. આ પ્રમાણે, જમીનો ઉંચી નીચી થઈ ગયાના અને કલ્પનામાં પણ ન ઉતરે તેવા ફેરફારો થયાનું જણાયું છે. તેવી જ રીતે શત્રુંજય પર્વત, મૂળે ૮૦ યોજનના વિસ્તારનો તથા અનેક શિખરોવાળો ગણાતો હતો, પરંતુ કાળક્રમે તેનાં ઘણાં શિખરો છૂટાં પડી જઈ સ્વતંત્ર નામે ઓળખાતાં થયાં છે અને તેથી જ ૮૦ યોજનનો વિસ્તાર મટી, હવે નાનો શો તે થઈ રહ્યો છે. આ પ્રમાણે સમેતશિખરનું પણ સમજી લેવું ].

**પ્રશ્ન (૧૫)**:–ભારહુતસ્તૂપમાંનું માયાદેવીનું સ્વપ્નવાળું દૃશ્ય—

પ્રથમ તો અધૂરી ઐતિહાસિક હકીકતોને લીધે જ ભારહુતના સ્તૂપને બૌદ્ધધર્મના પ્રતિક તરીકે માની લેવાયો છે. તે સ્થાન જૈનધર્મીય હોઈને તે ઉપર પ્રસેનજીત અને અજાતશત્રુ જેવા જૈન રાજાઓએ પોતાના ધર્મપ્રત્યે પૂજ્યભાવ દર્શાવતાં સ્મારકો ઉભાં કરાવ્યાં છે. આ સંબંધી કેટલુંક વિવેચન આપણે ઉપરમાં ભારહુતસ્તૂપ વિશેની ચર્ચા કરતાં કરી ગયા છીએ (જુઓ પૃ. ૩૧૨ થી ૧૫). વિશેષમાં જણાવવાનું કે, ભગવાન બુદ્ધની માતાએ સ્વપ્નામાં છ દાંતવાળો તથા સૂંઢમાં કમળ હલાવતો હાથી જોયાનું જણાવ્યું છે જ્યારે આ બન્ને સ્થિતિ ભારહુતવાળા દૃશ્યમાં નજરે પડતી નથી; જેથી ગ્રંથકર્તાએ પણ તે વિશે શંકા ઉઠાવી છે. 'ભગવતો ઉક્રંતિ' શબ્દ બરાબર છે. પરંતુ પ્રશ્ન એ છે કે, કોઇ વ્યક્તિને ભગવત્–ભગવાન તરીકે ક્યારે સંબોધી શકાય? શું ગર્ભમાં ઉત્પન્ન થાય ત્યારથી, કે જન્મ થતાં જ, કે અમુક પ્રકારની તપસ્યા કરીને જ્ઞાનપ્રાપ્તિ થયા બાદ, તે હોદ્દો અર્પી શકાય? વળી ભગવત શબ્દની વ્યુત્પત્તિ, ભગ+વત=વાળુ સહિત; એમ થાય છે તેમાં ભગના અર્થ પણ ઘણા થાય છે. તો પછી ભગવતનો અર્થ કાં એક જ પ્રકારે માની લેવો?

[ નોટઃ–એક વાત યાદ આવે છે. પ્રિયદર્શિનની માતાનું નામ કંચનમાળા (પ્રા. ભા. પુ. ૨, પૃ. ૨૮૮) હતું તો આ દૃશ્ય ઉપર 'માયાદેવી' છે કે 'માળાદેવી' છે તે મહેરબાની કરી લિપિજ્ઞો તપાસી જોશે ].

**પ્રશ્ન (૧૬)**:–મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા નામે ૮૨ પૃષ્ઠની એક પુસ્તિકા પૂ. આ. મહારાજશ્રીએ બહાર પાડી છે તેમાં અંતિમ ભાગે સુદર્શન તળાવની પ્રશસ્તિ સંબંધે જે મેં મારૂં મંતવ્ય બહાર પાડયું છે, તેનો "પોકળ વિધાનોનો પ્રતિવાદ"નામે રદિયો આપવા તેમણે પ્રયાસ કર્યો છે. તે સઘળો વાંચી જોયો. પરંતુ પ્રાચીન ભારતવર્ષ પુ. ૨, પૃ. ૩૯૩થી ૩૯૭ ઉપર, તથા પુ. ૪, પૃ. ૨૦૭ થી ૨૧૭ સુધીમાં તત્ સંબંધી અનેક નવી દલીલો અને સમજૂતિઓ મેં રજુ કરી છે તેમાંની એકે તેમણે લક્ષમાં લઇને તોડવાનું વલણ દાખવ્યું નથી લાગતું. માત્ર સિંહાવલોકનમાં ગ્રહણ કરેલી રીતીએ જ જૂની ચાલી આવતી પ્રણાલિકાથી નિહાળીને, મારાં વિધાનો પોતાની વિરૂદ્ધ જણાતાં, સ્વેચ્છા પ્રમાણે કટાક્ષ જ કરતા જણાયા છે. એટલે મારે માટે તેમાંથી કોઈ મુદ્દા ઉપર ખુલાસો આપવા જેવું રહેતું નથી. છતાં એક બે મુદ્દા ઉપર તેમનું લક્ષ ખેંચવા જેવું લાગતાં તે જણાવું છું.

પૃ. ૨૩ ઉપર હિંદમાં શકલોકોનું આવાગમન કયા રસ્તે થયું હોવું જોઇએ તેનું વિવેચન છે. તેમના મતથી અમારા સંપ્રદાયના એક મુનિરાજ શ્રી કલ્યાણવિજયજીનો ભિન્ન મત પડતો તેમણે જણાવ્યો છે. તે ઉપર પોતે સામાન્ય વિવેચકના શબ્દોમાં વર્ણન કરી અંતમાં જણાવ્યું છે કે, "એટલે માનવું પડશે કે તેઓ પારસકૂળ–ફારસમાંથી સાહીઓ સાથે અમુક માર્ગે સૌરાષ્ટ્રમાં નથી આવ્યા પણ સિંધુ નદીને પાર કરી ઈ. સ. પૂ. ૧૨૩ની લગભગ સિંધમાં ઉતર્યા અને ત્યાંથી કચ્છમાં થઈ સૌરાષ્ટ્રમાં આવ્યા." સમાલોચના લેતાં તેમણે આ પ્રમાણે નોંધ કરી છે.

આ સંબંધમાં મારૂં મંતવ્ય પણ પૂ. મુનિરાજ શ્રી કલ્યાણવિજયજીના મતાનુસાર છે. પરંતુ જો તે પ્રમાણે લખીને મેં બહાર પાડયું હોત તો, ઉપરના જ શબ્દમાં પોતે વિવેચન કરત કે કેમ તે વિચારવા યોગ્ય છે? આ અધિકાર તેમનો છે એટલે હું તો મૌન રહી હવે બીજો મુદ્દો જણાવું છું. તેમણે રજુ કરેલાં નિવેદનો સત્ય છે કે કેમ તેનો નિર્ણય પોતેજ કરી લઇને જણાવશે. હું તો માત્ર તેની સ્થિતિ સમજાવીશ.

(૧) (પૃ. ૨૮) ચષ્ટનના પિતામહ ઝામોતિક (ઘ્સમોતિક, ય્સામોતિક) લખેલ છે, જ્યારે (પૃ. ૩૦) ઝામોતિકના પુત્ર ચષ્ટને...(પૃ. ૪૩) વંશાવળીમાં ઝામોતિક–ચષ્ટન ૮૦–૧૧૦ ઈ. સ. (પુત્ર તરીકે); એક સ્થાને ચષ્ટનને પુત્ર કહે છે જ્યારે બીજે ઠેકાણે પૌત્ર કહે છે; આમાં સત્ય શું?

(૨) પૃ. ૪૩ની વંશાવળીની ફૂટનોટમાં લખે છે કે—"મહાક્ષત્રપ દામજદશ્રી પ્રથમ અને રૂદ્રસિંહ પ્રથમના રાજ્ય કાળની વચ્ચમાં, ઈશ્વરસેન (?) આભિર મહાક્ષત્રપની ગાદી ઉપર આવી ગયો હતો." આમાં દામજદશ્રી પહેલાનો સમય ૧૫૦–૧૮૦ અને રૂદ્રસિંહ પહેલાનો સમય ૧૮૧–૧૮૮; ૧૯૧–૧૯૬ તેમના કહેવા પ્રમાણે આવે છે. એટલે ઈશ્વરદત્ત આભીરનો સમય ૧૮૦ થી ૧૮૧ માં કે બહુ ત્યારે ૧૯૧ સુધીમાં થયાનું તેઓશ્રી માને છે. વળી (પૃ. ૩૬) લખેલ છે કે તેણે (રૂદ્રસિંહે) ૧૮૧–૧૮૮ સુધી રાજ્ય કર્યું છે પછી ઈશ્વરદત્ત આભીર મહાક્ષત્રપ થયો. તેણે ૧૮૮–૧૯૦ ઇ. સ. સુધી રાજ્ય કર્યું એમ લખ્યું પણ છે. જ્યારે ડો. રેપ્સન (કો. આં. રે. પ્ર. પૃ. ૧૫૩) અને બીજા વિદ્વાનો તેનો સમય ઇ. સ. ૨૩૬–૨૩૮ માને છે.

(૩) (પ્ર. પૃ. ૪) "શકોની જુદી જુદી શાખાઓ હતી. તેમાં પશ્ચિમી શકરાજાઓ (વેસ્ટર્ન ક્ષત્રપ કહેવાનો આશય લાગે છે) જૈન જ્યોતિર્ધર આચાર્ય કાલકસૂરિ સાથે ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીની શરૂઆતમાં સીસ્તાનમાંથી ભારતવર્ષમાં આવ્યા. કાલકાચાર્ય જૈનધર્મની રક્ષાને માટે તેમને અહીં લાવ્યા હતા."–(પૃ. ૪) "શકલોકો ઉજ્જૈનના રાજા ગર્દભીલ્લના વખતમાં જૈનધર્મના જ્યોતિર્ધર મહાવિભૂતિ આચાર્ય કાલકસૂરિ સાથે ઇ. સ. પૂ.ના બીજા સૈકામાં–સૈકાની શરૂઆતમાં (૧૨૫–૧૫ની વચમાં) ભારતમાં આવ્યા" (મારી નોંધ–વેસ્ટર્ન ક્ષત્રપોનું નિવાસસ્થાન કયાં હતું અને તેઓ શક હતા કે કેમ ઇ. ઇ. પ્રશ્નની ચર્ચામાં ઉતરવાનું નથી પરંતુ તેમના સમય પરત્વે જ કેવળ ધ્યાન દોરવાનું છે) એટલે કે કાલિકસૂરિ, ગર્દભીલ્લ રાજા ઉજ્જૈનપતિ, અને પશ્ચિમ શકક્ષત્રપોનું આવવું; તે ત્રણેનો સમય ઇ. સ. પૂ. ૧૨૦ આસપાસ તેઓ ઠરાવે છે. (પૃ. ૨૦). "ઇ. સ. પૂ. ૧૨૩ની આસપાસ ભારતવર્ષમાં ઉજ્જૈનમાં ગર્દભીલ રાજા ગાદીનશીન હતો"–(મારી નોંધ–આ ગર્દભીલના પુત્ર પ્રખ્યાત શકારિ વિક્રમાદિત્યનો સમય ઈ. સ. પૂ. ૫૭માં સુવિદિત છે: તેમજ ગર્દભીલ્લોચ્છેદક કાલિકસૂરિનો સમય પણ જૈન સાહિત્યાનુસાર મ. સં. ૪૫૩= ઈ. સ. પૂ. ૭૪ જણાયેલ છે). (પૃ. ૨૪) શકલોકોના પ્રવાસ વિશે જણાવે છે કે "સિંધમાં પોતાનો અડ્ડો અને રહેઠાણ સ્થાયી બનાવીને તે લોકો પશ્ચિમ (પૂર્વ લખવું જોઇએ) તરફ ચાલ્યા. કચ્છમાં થઇને તેઓ સૌરાષ્ટ્રમાં આવ્યા. આ કૂચ તેઓએ એકજ વર્ષમાં ખતમ કરી હતી. એમ કાળકાચાર્ય કથાનકથી સ્પષ્ટ થાય છે. આ સમય ઈ. સ. પૂ. ૧૧૦–૧૦૫ દરમ્યાનનો ગણી શકાય"–(પૃ. ૩૧) "આચાર્ય કાલિકસૂરિના નેતૃત્વ નીચે શકલોકો ઉજ્જૈનની ગાદીએ આવ્યા અને ચારેક વર્ષ પછી ગાદી ખોઈ. તે પછી રૂદ્રદામાએ લીધી. એટલે ચષ્ટણ કચ્છ કાઠીયાવાડમાં તો બહુ લાંબો વખત રાજા તરીકે રહ્યો." (મારી નોંધ એટલે ઉપરની ઈ. સ. પૂ. ૧૧૫ની સાલ કાલિકસૂરિની લેતાં ૧૧૦માં રૂદ્રદામાનો સમય આવ્યો અને તેના પિતામહ ચષ્ટણનો સમય તે ગણત્રીએ તે પૂર્વે કમમાં કમ ૨૫ વર્ષે =ઈ. સ. પૂ. ૧૩૫માં આવે છતાં) તેના આગળના જ વાકયે લખે છે કે "લગભગ ઈ. સ. ૮૦ થી ૧૧૦ સુધીનો મનાય છે"–(પૃ. ૩૫) ઉપર જણાવે છે કે "રૂદ્રદામાએ ઇ. સ. ૧૩૦ થી ૧૫૦ એટલે કુલ વીસ વરસ રાજ્ય કર્યું હતું" આ બધા સમયનો=એટલે ઈ. સ. ની સાથે ઈ. સ. પૂ. નો તેમજ તેમની આંક સંખ્યાનો મેળ શી રીતે સાધી બતાવાશે?

(૪) (પૃ. ૨૮) કેટલાક વિદ્વાનો ભૂમક અને ઝામોતિક બન્ને એક જ છે એમ માને છે અને દલીલ રજુ કરે છે કે, ઝામોતિક એ શક શબ્દ છે અને તેમાં 'ઝામ' નો અર્થ 'ભૂમિ' એવો થાય છે. એટલે ઝામો-

તિકને સંસ્કૃત ભાષામાં અનુવાદિત કરવામાં આવે તો 'ભૂમક' એવું નામ થાય. એટલે ભૂમક અને ઝામોતિક બન્ને એક જ વ્યક્તિના નામાંતર હોવા જોઇએ. આ ઉપર પોતાનું સ્વતંત્ર મંતવ્ય રજુ કરતાં ( પૃ. ૨૯ ) જણાવ્યું છે કે "વિચાર કરતાં મને એમ લાગે છે કે ઝામોતિક અને ભૂમક બન્ને એક જ હોવા જોઇએ." એટલે કે ચષ્ઠણના પિતા ઝામોતિક અને ભૂમક એક જ વ્યક્તિ છે. વિચારો કે ઝામોતિક (ઝામ+ઉતિક)માંના 'ઝામનો' પર્યાય, 'ભૂમિ' છે તો, ઝામોતિકનું નામાંતર ભૂમિ+ઉતિક=ભૂમ્યુતિક થાય કે ભૂમક ? વળી ઝામોતિકના પુત્ર ચષ્ઠણના સિક્કા અને ભૂમકના સિક્કાઓ તો જાણીતા પણ થયેલ છે. જો ઝામોતિક અને ભૂમક એકજ હોત તો આ સિક્કાઓ અરસપરસ મળતા આવત કે નહીં ?

આવાં આવાં તો અનેક વિધાનો તેમણે કરેલ છે. ઉપરાંત હકીકતની એવી તો સેળભેળ કરેલ છે કે, અનભ્યાસીની નજરે તે એકદમ તરી આવે તેવી નથી. ઉપરનાં દૃષ્ટાંતો માત્ર નમુના તરીકે જ સાદર કર્યાં છે. હવે તેમણે પ્રગટ કરેલી બીજી પુસ્તિકા તરફ વળીએ.

**પ્રશ્ન (૧૭)**:—તેનું નામ તેમણે 'મથુરાનો સિંહધ્વજ' આપ્યું છે પરંતુ "Mathura Lion-capital Pillar" મૂળ શબ્દ હોઇને 'મથુરાનો સિંહ-સ્તંભ' નામ વધારે અનુકૂળ થઈ પડતું ગણાત.

હવે આપણે મૂળ હકીકત ઉપર આવીએ. "મથુરાના સિંહસ્તંભ"નું વિવેચન, અમારા ત્રીજા પુસ્તકે અમે કર્યું છે ( ભૂમક, નહપાણ તથા રાજુવુલનાં વૃત્તાંતે છૂટક છૂટક ઈસારારૂપે, અને મથુરાનગરીના પરિશિષ્ટે પૃ. ૨૫૩થી ૨૬૩ સુધી કાંઇક સંકલિતપણે) તે વાંચીને તેમણે ચારેક પ્રશ્ન તારવી કાઢી, એક પરિપત્રરૂપે લગભગ બે ડઝન વિદ્વાનોને મોકલીને જવાબ મેળવ્યાનું સમજાય છે. તે ઉપર કાંઈપણ વિવેચન કરવા કરતાં, અમારા પુ. ૪ની પ્રસ્તાવનામાં જે વિચારો રજુ કર્યા છે તેજ સદાબરા અત્રે ઉતારીશું; જેથી વાચકવર્ગને બધી પરિસ્થિતિ આપોઆપ દેખાઈ જશે. તે શબ્દો આ પ્રમાણે છે (પૃ. ૧૨થી આગળ): "મથુરાના સિંહધ્વજવાળી પુસ્તિકામાં ઇતિહાસના વિષયમાં વર્તમાનકાળે સત્તાસમાન ગણાતા મહાધુરંધર એવા બે પાંચ કે દસ પંદર નહીં, પણ ત્રેવીસ ત્રેવીસ વિદ્વાનોના અભિપ્રાયો મેળવીને તેમણે રજુ કર્યા છે; તે સર્વનો એકજ ધારો અભિપ્રાય વાંચતાં, તે બાબતમાં આપણે હાથ જ ધોઈ નાંખવા રહે છે. પરંતુ તે અભિપ્રાયો મેળવવામાં તેમણે એવી સીફતથી કામ લીધું છે કે, ઈતિહાસના વિષયથી અપર રહેલ વાચકવર્ગને તે સહેલાઈથી ખબર જ ન પડે. તેમણે પ્રથમ તો ૧૫-૭-૩૭ની મિતિનો એક છાપેલ પરિપત્ર, ઉપરના ત્રેવીસ વિદ્વાનોને પાઠવ્યો લાગે છે, અને તે પણ એવા રૂપમાં કે ચાલુ આવતી માન્યતાનું સ્વરૂપ રજુ કરતા વાકયમાં જ; કે જેનો ઉત્તર, હા કે ના, જેવા થોડા શબ્દોમાં જ અથવા તો તેવા મિતાક્ષરી વાકયોમાં જ આવી જાય. પરિપત્રમાં જો તેમણે ચાલુ માન્યતાથી ઉલ્ટ જવામાં, અમારી શું શું દલીલો છે અથવા અમને શું શું સંયોગો મળ્યા છે, તેઓનું વર્ણન જો કર્યું હોત, કે ટૂંકમાં પણ તેનો ચિતાર આપ્યો હોત, તો તો જરૂર તે ઉપર વિચાર કરીને જ તેઓ પોતાનો અભિપ્રાય આપત ( આ હકીકત વધારે સ્પષ્ટતાપૂર્વક જરા આગળ વર્ણવી છે તે વાંચી જુઓ). એટલે સ્વાભાવિક છે કે, અમારા પુસ્તકથી જે કોઈ અપરિચિત છે તે, જેમ ભારપૂર્વક કહી શકે છે કે, અશોક અને પ્રિયદર્શિન એકજ છે એટલેકે ભિન્ન નથી; તેમ આ વિદ્વાનોએ પણ અદ્યાપિપર્યંત માન્ય રહેલી સ્થિતિને જ સંમતિ દર્શાવી દીધી દેખાય છે. મતલબકે, ત્રેવીસે વિદ્વાનોના અભિપ્રાય આ સિંહસ્તૂપ વિશે કેવળ સંગ્રાહક સ્થિતિદર્શક છે.

બાકી રૂદ્રદામાવાળી પુસ્તિકામાં જૂની પ્રણાલિકાએ, કે કોણ જાણે કયા સાધનો દ્વારા (કયાંય બહુ આધાર જેવું આપેલ ન હોવાથી) સમય પરત્વે તેમણે કામ લીધું છે, કે જાહેર કરેલ વિગતોમાં, પાને પાને, પારિગ્રાફે પારિગ્રાફે, અને કેટલેક ઠેકાણે તો વાકયે વાકયમાં પરિસ્થિતિ [૧૯]સુધારો માંગી રહી છે. ખરી વાત છે કે પરદેશી વિદ્વાનો પાસેથી પ્રારંભમાં આપ-

(૧૯) આમાંનાં કેટલાંક સૂચનો આપણે ઉપરમાં રૂદ્રદામાની પુસ્તિકા વિશે ખુલાસો કરતાં કરી બતાવ્યાં છે.

ણને ઘણું ઘણું શીખવાનું મળ્યું છે, પરંતુ હંમેશાં તેઓનું જ માર્ગદર્શન સ્વીકારવું અને આપણામાં તો પરાવલંબન સિવાય કાંઈ છે જ નહીં, એવી લાચાર સ્થિતિ સેવ્યા કરવી તે કયા પ્રકારનું માનસ કહેવાય ?

ઉપરમાં કહેવામાં આવ્યું છે કે પ્રશ્નોના ઉત્તર મેળવવા તેમણે એક પ્રકારની સિફ્ત જે વાપરી છે તેનું વર્ણન સ્પષ્ટતાપૂર્વક આગળ આપ્યું છે. તે અત્ર હવે સમજાવીશું. તેમણે પરિપત્રમાં શું શબ્દો લખ્યા છે તે આપણે જો કે જાણતા નથી. પરંતુ તેમના પત્રનો જવાબ, કલકત્તા મ્યુઝીઅમવાળા પ્રો. રામચંદ્રજીએ તા ૨૪-૭-૩૭ ના રોજે આપ્યો છે તેમાંથી (તથા ડૉ. બી. એ. સાલેતોરના પત્રમાંથી) કાંઈક માહિતી મળી જાય છે જ. તેમના શબ્દો આ પ્રમાણે છેઃ– "with reference to your letter of the 15th Inst. inquiring if the Mathura Lion capital inscription contains any reference to Jaina affairs or names of Nahapan, Bhumak or Nanaka, I have to give you a reply in the nagative... –આપે જે પત્ર તા. ૧૫મી નો લખેલ છે અને જેમાં પૂછવામાં આવ્યું છે કે, મથુરાસિંહસ્તંભમાં જૈનધર્મ પરત્વે કાંઇ હકીકત છે અથવા તો નહપાણ, ભૂમક કે નનકમાંથી કોઈનાં નામ તેમાં આવે છે; તો ઉત્તરમાં મારે નકાર જ ભણવો રહે છે." મતલબ કે બન્ને પ્રશ્નોનો ઉત્તર તેમણે નકારમાં જ દીધો છે. આ પત્રલેખન પૂ. આ. મ. શ્રીએ અમારા પુસ્તકમાં દર્શાવેલા વિચાર પરત્વે કરેલ છે. એટલે પોતે અમારા નામે એમ કહેવાને માંગે છે કે, કેમ જાણે અમે એવું કહ્યું છે કે, તે મથુરાસ્તંભમાં જૈનને લગતી હકીકત દર્શાવી છે તથા તેમાં નહપાણ અને ભૂમકનાં નામ લખાયલ છે (નનક નામ તેઓએ કયાંથી ઉતાર્યું ? તે તો હજુ તેમના જ તરફથી આ પ્રથમવાર સાંભળવામાં આવ્યું છે એટલે તે વિશે અમો મૌન જ સેવીશું) તો અમારી તેઓશ્રીને વિનમ્રભાવે વિનંતિ છે કે, અમે કયાં આવું વિધાન કર્યું છે તે મહેરબાની કરીને તેઓ જણાવશે.

બાકી અમે જરૂર એટલું તો કહ્યું છે જ, કે ક્ષહરાટ નહપાણ પોતે સિંહસ્તંભમાં દર્શાવેલ મહાક્ષત્રપ રાજુવુલનો સમકાલીન છે. તે માટે, જ. ઓં. ગ્રૅ. રો. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩, પૃ. ૬૧ નું અવતરણ પણ ટાંકી બતાવ્યું છે. (જુઓ પુ. ૩. પૃ. ૨૩૪. ટી. નં. ૧૩) કે "It is obvious that Nahapan was a contemporary of Rajuvula[૨૦] the Mahakshatrapa of Mathura=દેખીતું છે કે, મથુરાનો મહાક્ષત્રપ રાજુવુલ અને નહપાણ સમકાલીન છે" આ ઉપરાંત અન્ય ઐતિહાસિક હકીકતો મળવાથી તે સર્વ પરિસ્થિતિને ગુંથીને અમે અનુમાન તારવી કાઢયું છે; જેને ચારે તરફથી સમયના આંકડા વડે સમર્થન મળવાથી સત્ય ઘટના તરીકે જાહેર કરી છે. પરંતુ પોતે મુદ્દો ન સમજવાથી જે અમે બોલ્યા પણ ન હોઇએ તેવાં વિધાનો અમારા નામે કરીને, વાચકોને ભ્રમમાં જ નાંખવા ધાર્યું હોય, ત્યાં દોષ કોનો ? અગાઉ પણ અનેક વખત આજ પ્રમાણે તેમણે પગલાં ભર્યાં હતાં; અને તે વખતે પણ દુઃખિત હૃદયે અમારે જાહેર વર્તમાનપત્રમાં તેનાં દૃષ્ટાંતો આપીને તેનું સત્ય બતાવવું પડયું હતું."

તેમની પુસ્તિકા વિશે સમગ્ર રીતે જે મુદ્દો કહેવાનો હતો તે ઉપર પ્રમાણેથી સમજી લેવો. હવે જે વિદ્વાનોએ અભિપ્રાય આપ્યા છે તેમાંના એક બે જે વધારે વજનદાર ગણાય છે તેની તપાસ કરીએ.

ડૉ. થોમસ જણાવે છે કેઃ–"Many scholars

---

(૨૦) તેમની માન્યતા એમ છે કે (જુઓ તેમની પુસ્તિકા, મથુરાનો સિંહધ્વજ પૃ. ૧૯, પંક્તિ ૨૩) વાસ્તવમાં સિંહધ્વજની પ્રતિષ્ઠા વખતે નહપાણની હસ્તિ જ હતી નહીં, તે તો સો વર્ષ પછી થયો છે. કોઈ વિદ્વાન તેનો ઉલ્લેખ કરતો નથી (તો પછી, જ. ઓં. ગ્રૅ. રો. એ. સો.ના લખાણનો અર્થ શો ?) આવી તો કેટલીયે અજ્ઞાનપૂર્ણ ટીકાઓ તેમણે કરી દીધી છે. પરંતુ તે અંહી અસ્થાને કહેવાય એટલે જણાવીશું નહીં.

hold that Bhumaka was identical with Ysamotika, the father of Chastana...Nahapana would thus have been contemporary with Chasthana=ઘણા વિદ્વાનો માને છે કે ભૂમક અને ચષ્ઠણનો પિતા ય્સામોતિક એક જ હતા...આ રીતે નહપાન ચષ્ઠનનો સમકાલીન હોવો જોઇએ". અમારૂં ટીપ્પણ—ભૂમક અને ય્સામોતિક એક નથી તે આપણે ઉપર (પૃ.૩૪૭-૮) બતાવી ગયા છીએ. વળી નહપાણ અને ચષ્ઠણ પણ સમકાલીન હોઈ ન શકે એમ પૂરવાર કરી દઈએ એટલે પણ ભૂમક અને ઝામોતિક જૂદા ઠરી જશે. નહપાણ અને ચષ્ઠણ બન્ને અવંતિપતિ થયા છે ને તેમણે રાજા તરીકે સિક્કા પડાવ્યા છે. નહપાણના લેખમાં ૪૧ થી ૪૬ના આંક છે અને ચષ્ઠણનો આંક બાવન પુરવાર થાય છે. આ બન્ને આંકને એકજ સંવતના તથા ડૉ. સ્ટીન કોનાના જણાવ્યા પ્રમાણે ( Now we know that the western kshatrapas were sakas i. e. Iranians and we know that the Saka word for Bhumin was Yasma=હવે આપણે જાણીએ છીએ કે પશ્ચિમના ક્ષત્રપો શક જાતિના એટલે કે ઈરાનિયન હતા અને આપણને વિદિત છે કે શક ભાષામાં "ભૂમિને માટે યસ્મ" કહે છે) તે બન્નેને શક પ્રજાના સરદાર માની લેવાથી, વિદ્વાનો તેમને કાં તો સમકાલીન થયાનું અને બહુ તો નહપાણ પછી તુરત જ ચષ્ઠણને થયેલ માને છે. એકી વખતે બે અવંતિપતિ નજ હોઈ શકે એટલે તેમનું સમકાલીનપણું તો સંભવિત નથી જ. એટલે એક પછી એક રાજા થયાનું હજુ માની શકાય. જો કે તેમ પણ નથી; કેમકે પ્રથમ તો તેઓ એક પ્રજાના જ નથી (જુઓ પ્રા×ભા. પુ. ૩, પૃ. ૨૧૭ થી ૨૨૩ સુધી ૯ દલીલોથી; પુ ૪, પૃ. ૧૯૯ થી ૨૦૩ સુધીમાં બતાવેલ ૧૦+૮+૬=૨૪ મુદ્દાથી) પણ ભિન્ન હોવાનું પુરવાર કરી બતાવ્યું છે વળી (નીચે જુઓ) તેઓના સિક્કા જોવાથી પણ તુરત દેખાઈ આવે છે કે તેઓ ભિન્ન છે. તેમજ બન્નેના સમય વચ્ચે લગભગ બે સદી ઉપરાંતનું અંતર છે; કેમકે નહપાણનો સમય ઈ. સ. પૂ. ૧૧૪થી ૭૪ છે. જ્યારે ચષ્ઠણનો ઈ. સ. ૧૧૨થી ૧૫૨નો છે (જુઓ તેઓનાં વૃત્તાંતે). મતલબ કે વિદ્વાનોના અભિપ્રાયો કેટલાયે વખત ઉપરના બંધાયલા છે. તત્પશ્ચાત કેટલીયે નવી શોધખોળ થઈ રહી છે ને તે માન્યતામાં ઘણો સુધારોવધારો થઇ ગયો છે. વળી સ્ટીન કોનો સાહેબ લખે છે કે (પુસ્તિકા પૃ. ૨૫) "The Lion eapital is older than Nahapana=નહપાણ કરતાં સિંહસ્તંભ પુરાણો છે" (એટલે કે સિંહસ્તંભવાળા મહાક્ષત્રપ રાજુવુલ અને તેની પટરાણી પછી કેટલેય કાળે નહપાણ થયો છે) આ મતને મળતા થઈને ડૉ. રેપ્સન જણાવે છે કે (પુસ્તિકા પૃ. ૨૯) "Nahapana lived more than a hundred years after the date of the Lion Capital=આ સિંહસ્તંભ સ્થાપન કરવામાં આવ્યો ત્યાર પછી એકસો કરતાં પણ વધારે વર્ષો પછી નહપાણ થયો હતો." આ તેમનો અભિપ્રાય વાસ્તવિક છે કે કેમ તે નીચેની હકીકતથી જાણી શકાશે. નહપાણ કરતાં રાજુવુલ સો વર્ષ કરતાં પણ વધારે વર્ષ પૂર્વે થઇ ગયો હતો એમ શા ઉપરથી તેમણે માન્યું હશે તે દર્શાવાયું નથી એટલે માનવું રહે છે કે રાજુવુલ અને તેના પુત્ર સોદાસ વિશેનો તથા નહપાણનો, જે કોઈ આંક જણાયો હોય તે બે આંકની વચ્ચેના ગાળા તરીકે આ સો વર્ષનું અંતર ગણી કાઢયું હોવું જોઇએ. કેમકે વિદ્વાનોની એ માન્યતા છે કે, આ સર્વે પરદેશી ક્ષત્રપો-મહાક્ષત્રપોએ ઉત્તરહિંદમાં જે સંવતનો આશ્રય લીધો છે તે સર્વ શક સંવત છે અને તેની આદિ ઈ. સ. ૭૮માં થયેલી છે. તેમાંયે નહપાણના આંક ૪૧થી ૪૬ના અને રાજુવુલ-સોડાસના ૪૨થી ૭૯ ના છે. જ્યારે બીજા ગ્રંથકાર[૨૧] જણાવે છે કે "It is obvious that Nahapan was a contemporary of

(૨૧) જુઓ જ. બો. બ્રે. રો. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩, પૃ. ૬૧.

Rajuvul the Mahaksatrap of Mathura= એ તો દેખીતું જ છે કે, નહપાણ તે મથુરાના મહાક્ષત્રપ રાજુવુલનો સહસમયી હતો." એટલે આંકની ગણત્રીએ પણ તેનો પત્તો લાગતો નથી. જેથી હકીકતના અભાવે, તે ઉપર વિશેષ વિચાર કરવો નિરર્થક છે. આ પ્રમાણે તેમના સમય વિશેની વિચારણા થઈ. હવે તેઓ શક પ્રજાના જ છે કે કેમ તે પ્રશ્ન પણ વિચારી લઈએ.

મથુરા લાયન કેપીટલ પીલર આખો ખરોષ્ઠી લિપિથી ભરપૂર છે એટલે રાજુવુલ તથા તેની પટરાણી ક્ષહરાટ પ્રજાના થયા. તેમ જ રાજુવુલના સિક્કા ઉપર પણ ખરોષ્ઠી લખાણ છે. ભૂમક ક્ષહરાટ છે (પુસ્તિકા પૃ. ૨૯ રાયચૌધરી વિગેરે ઇતિહાસકારોએ ક્ષહરાટ વંશનો ભૂમક અને ચષ્ટનના પિતામહ ઝામોતિક બન્ને ભિન્ન માન્યા છે;) વળી ભૂમકના સિક્કા ઉપર પણ ખરોષ્ઠી લિપિના જ અક્ષરો છે. અને નહપાણે તો પોતાના સિક્કામાં જ (પુ. ૨, સિક્કો નં. ૩૭) 'ક્ષહરાટ નહપાણ' શબ્દ લખ્યા છે તેમ ડૉ. રેપ્સન પોતે જ કહે છે કે (કૉ. આં. રે. પ્ર. પૃ. ૩૭ પરિ.૮૭) It ( Ksaharat ) is a family name to which both Bhumak and Nahapan belongod =ક્ષહરાટ કુટુંબના જ, ભૂમક અને નહપાણ બન્ને, (નબીરાઓ) હતા. આ પ્રમાણે વિધવિધ પુરાવાથી સાબિત થઈ શકે છે કે, ભૂમક, નહપાણ, રાજુવુલ ઇ. સર્વે ક્ષહરાટ પ્રજાના સરદારો હતા. વળી આ પ્રજા પોતે જૈનધર્મ પાળતી હતી તેમ તેમના સિક્કા ચિન્હોથી (જુઓ પુ. ૨માં સિક્કા વર્ણન) તથા નહપાણના શિલાલેખોથી (જુઓ છઠ્ઠા પરિચ્છેદે, નહપાણ-રૂષભદત્તના લેખો) સાબિત થાય છે. આ આખોયે વિષય પુ. ૩, પૃ. ૨૪૩-૬ વિસ્તારપૂર્વક ચર્ચા કરીને અમે પુરવાર પણ કરી આપ્યો છે. હવે જ્યારે અનેકવિધ પ્રમાણોથી સાબિત થઈ શકે છે કે, આખી ક્ષહરાટ પ્રજા જ જૈનધર્માનુયાયી હતી ત્યારે, તેના સરદાર રાજુવુલની પટરાણીએ પ્રતિષ્ઠિત કરેલ મથુરા સિંહસ્તંભ બૌદ્ધધર્મનું સ્મારક કેમ હોઇ શકે ? એક જ ઉત્તર આપી શકાય તેમ છે કે, જેમ અત્યારસુધી બૌદ્ધ અને જૈનધર્મનાં ચિહ્નો વિશેની બરાબર માહિતી ન હોવાને લીધે, જૈનને બૌદ્ધ તરીકે જાહેર કરી દીધા છે તેમ અત્ર પણ બન્યું હોવું જોઇએ અથવા તો લિપિ ઉકેલમાં (deciphering) કે તેનો અર્થ કરવામાં (Interpreting) ગલતી થયેલી હોવી જોઇએ. બાકી અમને પૂરી ખાત્રી છે કે, મથુરા સિંહસ્તંભ તે જૈનધર્મની જ કૃતિરૂપ છે. વિશેષમાં જણાવવાનું કે, મથુરા મ્યુઝીઅમના કયુરેટર રાયબહાદુર રાધાકૃષ્ણજી જેમ કહે છે કે (સિંહધ્વજ પુસ્તિકા પૃ. ૪, ટીકા*) "મુઝે શુદ્ધ હૃદયસે કહના પડતા હૈ કિ યહ મથુરા જૈનોકે લિયે પ્રથમ નંબર, બૌદ્ધોકે લિયે દુસરે નંબર ઔર વૈષ્ણવો કે લિયે તિસરે નંબર હૈ। નિદાન યહાંકે કંકાલી ટીલે સે પ્રાચીન શિલાલેખ ઔર મૂર્તિયાં વગૈરહ જો કુછ વસ્તુએં નિકલી હૈં, ઉનમેં સબસે અધિક પ્રાચીન વસ્તુએં જૈનોંકી મિલી હૈ, તત્પશ્ચાત બૌદ્ધોકી, ઔર સબસે પિછલે સમયકી વૈષ્ણવોંકી"- તેવીજ વસ્તુસ્થિતિ છે. સર્વથી પ્રાચીન વસ્તુઓ ઉપર જૈનધર્મનો જ હક છે. એટલું તો સુવિદિત છે કે બૌદ્ધધર્મની જાહોજલાલી ભારતમાં ઇ. સ. ની ત્રણ ચાર સદી બાદ કે તેથી પણ મોડી થઇ હતી, જ્યારે આપણે જે સમયની અત્યારે વિચારણા કરી રહ્યા છીએ તે તો ઈ. સ. પૂ. ના સમયની છે એટલે શ્રીયુત રાધાકૃષ્ણજીના મતથી પણ નિસંદેહ કહી શકાય તેમ છે કે, પ્રાચીન સમયે મથુરા જૈનધર્માનુયાયીનું જ કેન્દ્રસ્થાન હતું; તેથી જ મથુરા એન્ડ ઇટસ એન્ટીકવીઝના આખાયે પુસ્તકમાં, જ્યાંને ત્યાં તેવો જ ખ્યાલ આપણને આવ્યા કરે છે. આ સર્વ હકીકતથી સ્પષ્ટ થઇ જાય છે કે પ્રાચીન સમયનાં મથુરાનાં સર્વ સ્મારકો જૈનધર્મનાં જ છે. તેને બૌદ્ધ કે વૈદિકધર્મ સાથે સંબંધ નથી. જો કાંઇ અન્યથા લાગતું હોય તે ફરીને શોધી જવાની જરૂરિયાત છે.

પ્રશ્ન (૧૮):-સરસ્વતીદેવીનું મહોરૂં-એક ભાઇના નામે તેમણે પ્રશ્ન ઉઠાવ્યો છે કે, "મૂળમાં તો સરસ્વતી દેવીનું ધડજ છે તો કલ્પિત મસ્તક અને જમણા હાથમાં માળા શી રીતે આવી." આ શંકામાં બે મુદ્દા સમાયલા છે; એક ધડનો અને બીજો જમણા

હાથમાંની માળાનો; માળા વિશે એટલો જ ખુલાસો દેવાય કે, અસલ હોય તે જ પ્રમાણે ફોટોગ્રાફમાં તો ઉતરે. એટલે તેમાં અમારી કાંઇ ભૂલ થઇ નજ કહેવાય. ધડ વિશે જણાવવાનું કે પુ. ૧માં આ ચિત્ર રજુ કરાયું છે. તેની પ્રસ્તાવનામાં પૃ. ૪૧ ઉપર ચિત્ર પરિચયમાંજ અમે જણાવી દીધું છે કે, "ચિત્ર મળ્યું ત્યારે માત્ર ધડજ હતું, પણ તે સમયના દેવદેવીઓનાં ચિત્ર ઉપરથી બાકીનો ભાગ ચિત્રકાર પાસેથી ઉપજાવી કાઢયો છે" સંભવિત છે કે તેમના વાંચવામાં આ વાકય નહીં આવ્યું હોય.

**પ્રશ્ન (૧૯)**:–"અંગદેશને દક્ષિણ હિંદમાં માનવામાં આવ્યો છે." આ પ્રમાણે મારા તરફથી વિધાન થયાનું પૂ. આ મ. જણાવે છે. (સિંહાવલોકન, પ્ર. પૃ. ૧૪)તો પૂછવા રજા લઉં છું કે, આ વિધાન મેં કયા ઠેકાણે કર્યું છે તે મહેરબાની કરીને તેઓશ્રી બતાવે? ઉલટ પોતે જ્યાંને ત્યાં, અંગદેશને પૂર્વમાં અને તેની રાજધાની ચંપાનગરીને દક્ષિણ દિશામાં આવ્યાનું જણાવતા આવ્યા છે.

**પ્રશ્ન (૨૦)**:–લાટદેશની રાજધાની કોટિવર્ષ હતી? ઉત્તરમાં જણાવવાનું કે નીચે પ્રમાણે શ્લોક જૈન સાહિત્યગ્રંથમાં લખાયલ માલમ પડે છે.

**भंग्या मास पुरी वत्ताः श्रावस्त्या च कुणालकाः**
**कोटीवर्षेण लाटाश्च श्वेतम्व्या केतकार्द्धकाः ॥६७२**
**त्रिषष्ठि शलाका पु. चरित्र**

(અર્થ–ભંગદેશ, પુરીવર્તા પાટનગર સાથેનો માસદેશ, શ્રાવસ્તી પાટનગરીવાળો કુણાલદેશ, કોટીવર્ષ પાટનગર ધરાવતો લાટદેશ અને શ્વેતાંબિકા નગરીવાળો કેતકાર્દ્ધક દેશ)

તેમણે બહાર પાડેલ અનેક પુસ્તિકાઓમાં ઉઠાવેલ પ્રશ્નોના મુખ્યપણે જવાબ અહીં પુરા થાય છે. અન્ય કેટલાક પ્રશ્નો કાંતો રજુ થયેલ ઉત્તરોમાં અંતર્ગત થઈ જાય છે અથવા તો કેટલાક પ્રશ્નો સિદ્ધાંત (theories)ના કરતાં, કેવળ હકીકત (details), ખુલાસા (explanations) અને દ્દષ્ટાંતોને (examples) જ સ્પર્શતા દેખાયા છે જેથી તેવાને છોડી દેવા પડયા છે. સમગ્રરીતે તેમણે ઉપાડેલ ચર્ચાને જો અવલોકીએ તો સારરૂપે માત્ર એક પ્રશ્ન જ મારે ફેરવવો પડયો છે (ખૂન કોનું? વત્સપતિ ઉદયનનું કે મગધપતિ ઉદાયીનનું?–કે જેનું અર્ધસત્ય તો મેં સ્વીકારેલું જ હતું). બીજાઓ વિશે મારે મારા મતને વળગી રહેવાનું જ થયું છે. છતાં જે એક મોટો ફાયદો થયો છે તે એ જ કે, મને વિશેષ સાવધ અને વધારે ચોકસ થવાની ઉપયોગિતા માલૂમ પડી છે. ઉપરાંત એટલો જરૂર સ્વીકાર કરૂં છું કે, નીચે વર્ણવેલા બાર દોષો તેમણે જો વર્જ્યા હોત તો, તેમની પુસ્તિકાઓ મને તો વિશેષ ઉપકારક જ નીવડત. આટલી ત્રૂટિઓ છતાં, તેમણે મારાં પુસ્તકો નજર તળે કાઢી જવા જે તસ્દી લીધી છે તે માટે તેમનો ઉપકાર માનું છું. જે બાર દોષો મને લાગ્યા છે તે આ પ્રમાણે છેઃ—

(૧) મારૂં લખાણ છે કે બીજાનું અવતરણ જ કરેલ છે, તે સમજ્યા વિના ટીકા કરી છે. દા. ત. અયોધ્યા અને આયુદ્ધાઝનો પ્રશ્ન.

(૨) પ્રશ્નને ન સ્પર્શે તેવી વિગતોની ચર્ચા ઉભી કરી છે. દા. ત. પાણિનિની જન્મભૂમિની ચર્ચામાં પતંજલિની જન્મભૂમિની વાત.

(૩) એકને એક ગ્રંથમાંથી, બલ્કે એક જ પૃષ્ઠમાંથી, એક જ જાતનાં પણ જુદાં જુદાં વાકયો ઉતાર્યા છે. દા. ત. ઉદયન વત્સપતિના કુમારને અંગે તેમ જ ખારવેલને અંગેનાં અવતરણો જુઓ.

(૪) આગળ પાછળનો સંબંધ વિચાર્યા વિના વિચાર પ્રગટ કર્યા છે દા. ત. વજ્રભૂમિનો પ્રશ્ન.

(૫) મારા લખેલ વાકયોમાંથી ઉત્તરાર્દ્ધ કે પૂર્વાર્દ્ધ છોડી દઇને કામ લીધું છે. દા. ત. ચંપાપુરીના સમયનો પ્રશ્ન.

(૬) મેં રજુ કરેલ દલીલો તપાસ્યા વિના જ પોતાના મંતવ્યને કાટલે, મારા મંતવ્યની તુલના કરવા મંડી પડયા છે એટલે સ્વાભાવિક છે કે, બન્નેનાં

મંતવ્યો એકત્ર નજ થઇ શકે. દા. ત. ગોમટેશ્વર અને ચંપાનગરી, ઈ. ની હકીકત.

(૭) અવતરણો યથેચ્છ લાગુ ન પડતાં હોવા છતાં, સંખ્યાબંધ ઉતાર્યે ગયા છે. દા. ત. અંગદેશ પૂર્વ હિંદમાં આવેલ છે અને તેની રાજધાની ચંપા છે. મારે તે વાત કયાં નામંજુર છે? પરંતુ તેમનાં સ્થાન વિશે સ્પષ્ટતાપૂર્વક-અંગુલિનિર્દેશ કરતું અવતરણ તો માલમ જ પડતું નથી. વર્તમાન અલ્હાબાદની પૂર્વનો સઘળો પ્રદેશ પૂર્વમાં કહી શકાય; પછી ચોક્કસ સ્થાન કયાં બતાવાયું કહેવાય?

(૮) મારૂં મંતવ્ય ન હોવા છતાં, પોતાના કાટલે તે મંતવ્યને તોળીને મારૂં ઠરાવી દીધું છે. તે પછી તે ઉપર પોતે ટીકા કર્યે રાખી છે. દા. ત. અશોકને ઉરાડી દેવાની કલ્પના; લાટદેશની રાજધાની કોટી વર્ષની માન્યતા ઇ.

(૯) મારૂં કહેવું શું છે તેની અપેક્ષા સમજ્યા વિના જ ઉતરી પડયા છે. દા. ત. પાણિનિને અનાર્ય કહ્યો છે, તે તેની જન્મભૂમિને અંગે; નહીં કે તેને વ્યક્તિ તરીકે. એમ તો વિદ્વાનોએ શુંગ પુષ્યમિત્રને પણ અનાર્ય કહ્યો છે તેનું કેમ? (જુઓ ઉપરમાં તે પ્રશ્ન; તેમાં તો બાણકવિ, પુરાણ, હર્ષચરિત્ર અને જ. ઓં. બૅ. રૉ. એ સો. ઈ. ઈ. એમ ચાર પાંચ ગ્રન્થોના પુરાવા પણ આપ્યા છે.)

(૧૦) નવી શકયતા ઉભી કરી પ્રશ્ન પૂછયો હોય તો તેને પણ મારૂં મંતવ્ય ઠરાવી દીધું છે. દા. ત. શાકટાયન અને કાત્યાયનની ચર્ચા.

(૧૧) શાકટાયનના સમય પરત્વે શંકા બતાવીને મેં ચર્ચા ઉપાડી છે, તો તેમણે શાકટાયનની વ્યક્તિ વિશે જ હું શંકામય બન્યો છું એવું વિધાન કરી ચર્ચા ઉપાડી છે.

(૧૨) જે ૨૩ નિષ્ણાતોને પરિપત્ર મોકલ્યો છે તેમાં મારી દલીલો જણાવ્યા વિના જ ઉત્તર મેળવવા પ્રયાસ સેવ્યો દેખાય છે.

**પ્રશ્ન (૨૧)**:-રૂષભદત્તના જમાનામાં જૈન સાધુઓએ રાજપીંડ લીધો હતો કે કેમ તેના પુરાવા માટે એક ભાઈએ પૂછયું છે. પુ. ૫ માં પૃ. ૧૧૭-૧૯ સુધી નાસિક નં. ૩૧, ૩૨-૩૩ના લેખો પ્રગટ કરેલ છે તે જોવા તે ભાઈને વિનંતિ છે. રૂષભદત્ત અને નહપાણ જૈનધર્મી હતા. તેમણે જે પ્રકારે દાન દીધું છે તે નિમ્નલિખિત શબ્દોથી ખાત્રી થશે કે તેમાં સાધુઓ માટેનાં અન્નની જોગવાઈ કરી છે જેને જૈન પરિભાષામાં રાજપીંડ કહી શકાય છે.

નં. ૩૧નો લેખઃ—"Food to be procured for all monks without distinction=કોઈ પણ ભેદ વિના સર્વ સાધુઓને ખોરાક મેળવી આપવા માટે."

નં. ૩૩નો લેખઃ—It records the gift of a cave and certain endowments to support the monks living in it during the rainy season=તેમાં એક ગુફાનું તથા વર્ષા ઋતુ દરમ્યાન તેમાં રહેતા સાધુઓના નિભાવ માટેની રકમનું દાન કર્યાની નોંધ છે.

[અમારૂં ટીપ્પણઃ-વિદ્વાનોએ "to support=નિભાવવાનો" અર્થ કપડા આપવાનો કર્યો છે; તેમણે બૌદ્ધધર્મી તેઓને માન્યા છે. અને તેને લીધે 'કઠિન' અને 'કુશાનમૂળ' શબ્દના અર્થ બેસારવા મથામણ કરી છે. પરંતુ શક તથા ક્ષહરાટ પ્રજા જૈનધર્મી હોવાથી તેમણે સ્વધર્મી સાધુઓ માટે ખોરાકની જોગવાઈ કરવા માટે (to support) દાન આપ્યાનું લેખવાનું છે. આ પ્રમાણે અર્થ બેસારવાથી બધી મુશ્કેલીનું નિવારણ થઇ જશે.]

* * *

આ ઉપરાંત કેટલીક ચર્ચા એવા પ્રકારની છે કે જેને પ્રશ્ન તરીકે ન જ લેખાય છતાં તેના ખુલાસાની આવશ્યકતા લાગે છે. તે નીચે પ્રમાણે જાણવી.

અવંતિપતિની નામાવળી રજુ કરતાં જૈન સાહિત્ય ગ્રન્થમાંની ત્રણ ગાથા આપીને તેનો અર્થ જે અત્યાર સુધી કરવામાં આવે છે તેમાં પાંચ સુધારા (પ્રા. ભા. પુ. ૧, પૃ. ૨૦૨ થી ૨૧૦) સૂચવ્યા છે તે ઉપર એક વિદ્વાને પોતાના વિચાર જણાવતાં કહ્યું છે કે, આધાર એક જ હોવા છતાં નિર્ણય જુદા જુદા. આ ટીકાનો જવાબ, પુ. ૪ ની પ્રસ્તાવનામાં પૃ. ૧૦ ઉપર, એકને એક જ પુરાવાઓ ઉપર કેવી રીતે જુદી જુદી કોર્ટના વિદ્વાન ન્યાયાધીસો એક બીજાથી વિરૂદ્ધ જતા ચુકાદા આપે છે તે સ્થિતિ ઉપર ધ્યાન ખેંચ્યું

હતું. વિશેષમાં જણાવવાનું કે, ઈતિહાસમાં પણ આવા કિસ્સાઓ અનેક મળી આવે છે. દા. ત. હાથીગુંફા-લેખની પંક્તિ ૧૧ માં તમર શબ્દ છે (જુઓ પુ. ૪, પૃ. ૩૦૦. ટી. નં. ૭૯) તેનો તેમજ શિલાલેખ નં. ૧૭ (ઉપરમાં પૃ. ૧૦૭ થી ૧૧૦) માં કાર્દમક કુટુંબની રાજપુત્રી જે શાતકરણિ વેરે પરણાવવામાં આવી છે તેનો, અર્થ કેવી રીતે ઘટાવાયો છે, તે જોવાથી ખાત્રી થશે છે કે વસ્તુ એક હોવા છતાં અનેક અર્થ ઘટાવી શકાય છે.

બાકી તો એ વિદ્વાનોએ પોતાના વિચારો જે શબ્દોમાં વ્યક્ત કર્યા છે અને જે પ્રમાણે ખરી વસ્તુ સ્થિતિ પ્રવર્તી રહી છે તેમનાજ શબ્દોમાં જણાવીશ.

ઉર્મી માસીકના, ૧૯૩૭ માર્ચ પૃ ૨૧૨ ઉપર પ્રા×ભા.નું અવલોકન લેતાં તેના વિદ્વાન સમીક્ષકે અંતમાં જણાવ્યું છે કે, "પ્રસ્તુત ગ્રંથથી શરૂ થયેલી ચર્ચા ઝીલી લઇને નવી પ્રાપ્ત થયેલી દિશામાં વિદ્વાનો પોતાની શોધખોળનું લક્ષ્ય દોરવશે તોપણુ ડૉ. શાહનો પ્રયાસ ધન્ય બનશે ને ભારતવર્ષના ઇતિહાસના તૂટેલા મંકોડાને એક નવી કડી પ્રાપ્ત થશે." તેમના આશયને મળતું જ પરંતુ વિશેષ સ્પષ્ટપણે અને વિસ્તારથી ઈતિહાસરસિક નામના તખલ્લુસથી એક વિદ્વાને, મુંબઇના પ્રખ્યાત સાપ્તાહિક "ધી ગુજરાતી"માં તા. ૧૬-૫-૩૭ના અંકમાં પૃ. ૭૮૨ ઉપર પોતાનું મંતવ્ય જાહેર કરતાં લખ્યું છે કે "પ્રાચીન સંશોધકોએ પોતાને જે કાંઈ મળ્યું તે ઉપરથી તારણ કરી પોતાની શોધોને ઇતિહાસને નામે ઠોકી બેસાડી છે—સ્વતંત્ર ઐતિહાસિક સંશોધન માટે હજી બહોળું ક્ષેત્ર પડેલું છે. પાશ્ચાત્ય સંશોધકોએ સિક્કાલેખ ઈત્યાદિ ભારતીય સાધનો અને પરદેશી વિજેતાઓના પ્રાચીન ઇતિહાસ કથનોને આધારે જે શોધો કરી છે તે આપણા જ દેશના ધર્મપુરાણ ગ્રંથોની કસોટીએ ચડાવી જોવાની જરૂર છે. ડૉ. ત્રિભુવનદાસના 'પ્રાચીન ભારતવર્ષ'ના ગ્રંથો એ દિશામાં થતું કાર્ય છે એમ મને લાગે છે. તે તદ્દન નિર્દોષ નથી એ હું સ્વીકારૂં છું, પોતાની ગણત્રીઓ, અનુમાનો, માન્યતાઓ અને શોધો સંપૂર્ણ દોષરહિત હોવાનું એ સંશોધક ભાઇ પોતે પણુ કહેતા નથી...ઇતિહાસના વિષયમાં તેમનો શબ્દ છેલ્લો છે એમ કહેવાનો તેમનો દાવો નથી...પોતાના સંશોધનો, માન્યતાઓ અને અનુમાનોના આધાર તેમણે દર્શાવ્યા છે. પરંતુ તેમના કથનના સમીક્ષકો જે વારંવાર બીજા સંશોધકોના અને લેખકોના આધારો આપે છે તે બધા જાણે સંપૂર્ણ સિદ્ધ નિર્ણયો જ હોય એવું દર્શાવવામાં ભૂલ કરે છે. એવાં સંશોધનો છેવટના નિર્ણયો ન હોઇ શકે એમ ડૉ. ત્રિભુવનદાસે પોતાના પુસ્તકમાં ઘણે સ્થળે કહ્યું છે. અને સંશોધિત નિર્ણયોનો પ્રતિપક્ષ પણુ તેમણે ઘણા બનાવોના સંબંધમાં રજુ કર્યો છે...ખાસ કરીને જ્યારે પાશ્ચાત્ય સંશોધકોના નિર્ણયોને આપણા ધર્મ-પુરાણ ગ્રંથોનાં કથનોના પ્રકાશમાં ફસી જોવાની વધારે જરૂર છે ત્યારે તો આ પ્રકારનાં સંશોધનો, નિર્ણયો, ચર્ચાઓ ઇ. ને ઇતિહાસ માટેનું મંથન કાર્ય જ માનવું જોઇએ. એ ઈતિહાસનાં પ્રકાશમાં જૂના સંશોધનો ફરીથી તપાસવામાં આવવાં જ જોઇએ અને એવી તપાસ કરવાનો "પ્રાચીન ભારતવર્ષ" કારનો યત્ન આદરણીય છે...એવા એક શ્રમસાધિત કાર્યને પૂર્વગ્રહથી બંધાઇને નહીં પણ વિશાળ દૃષ્ટિથી સમભાવે જોવું જોઈએ."

## ૫

જે જે ચર્ચાઓ મારી નજરે પડી છે તેનાં ખુલાસા વ્યવહારિક રીતે અત્ર પૂરા થાય છે. એટલે તે ઉપર મારા વિચારો સામાન્યપણે રજુ કરીને આ ખુલાસા આપવાનું પ્રકરણ સમાપ્ત કરીશ.

મનુષ્યની જ ભૂલ થાય છે. પશુપંખીની થતી જ નથી. એટલે કે મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે. તેમાં વળી ગ્રંથ લખવાનો આ મારો પ્રથમ પ્રયાસ હોઇને ઘણી ત્રુટિઓ અને ક્ષતિઓ રહી ગઇ હશે. જેમ શુભ કાર્યોમાં અનેક મુશ્કેલીઓ આવતાં છતાં તે પૂરૂં કર્યે જ જઇએ છીએ તેમ આ કાર્ય મેં ઉપાડયું હતું અને પૂરૂં કર્યું છે. સામાન્ય નિયમ એવો છે કે "યાદૃશા દૃષ્ટિ સાદૃશા સૃષ્ટિ" એટલે જ ઇસપ ફેબલ્સમાં વર્ણવેલી "ચિતારો અને જાદુગર"વાળી વાર્તામાંના ચિતારાએ જેમ પોતાની સર્વાંગસુંદર કૃતિને એક મોટા શહેરના ભરબજારમાં જાહેર પ્રજાનો અભિપ્રાય મેળવવા બે દિવસ સુધી મૂકી હતી. પ્રથમ દિવસે એવા શેરા સાથે કે, "જેને જ્યાં ખામી લાગે

ત્યાં શાહીનું એક ટપકું કરવું" અને બીજે દિવસે એવા શેરા સાથે કે "જેને જે ભાગ સારામાં સારો લાગે ત્યાં શાહીનું ટપકું કરવું" અને બન્ને દિવસના શેરા, એકબીજાથી તદ્દન ઉલટી દિશાના સૂચિત હોવા છતાં, બન્ને દિવસનું પરિણામ તો એક ધાઈ જ નીવડયું હતું; કે આખીએ છબી કાળી શાહીના એક ચિત્રપટ જેવી બની ગઇ હતી. તેમ મારા પુસ્તકને નિહાળતાં પણ સંભવિત છે કે, કદાચ એ જ પ્રકારનું પરિણામ આવે. કેમકે, જ્યાં વિષય જ એવો લેવાયલ છે અને, આખાયે પુસ્તકમાં અત્યાર સુધી ચાલી આવતી માન્યતાઓને કાંતો તદ્દન ઉથલાવી નાંખવામાં આવી છે અથવા તો વધતા ઓછા અંશે નવીન સ્વરૂપ જ અપાયલું છે, ત્યાં વાચકોએ પોતાનાં પૂર્વબદ્ધ મંતવ્યોને આધારે મારાં વિધાનો કસી ન જોતાં, જેમ કોર્ટોમાં ન્યાયાધિશો પોતે, ગમે તેટલું અને ગમે તેવું, વૃત્તપત્રોમાં વાંચ્યું હોય કે પોતાના મિત્રમંડળમાંથી સાંભળ્યું હોય છતાં તે સર્વ ભૂલી જઇને–with a clear state of mind–પોતાની સમક્ષ જે જુબાનીઓ પડે છે તથા ચર્ચાઓ અને દલીલો કરાય છે તે ઉપર જ કેવળ વિચાર કરીને આખા મુકદમાનો સારાસાર તારવી કાઢે છે, તેમ વાચકગણને મારે સવિનય અને વિનયભાવે એટલી જ પ્રાર્થના કરવાની કે તેમણે પણ, આગલું પાછલું સર્વ ભૂલી જઈ, જે વિચારો અને દલીલો મેં રજુ કર્યા હોય, તે ઉપરથી જ પોતાના નિર્ણયો બાંધશે. કહેવત છે કે, લાડુમાં કેટલો લોટ, ઘી કે ગોળ નાંખ્યો, કે કેમ તૈયાર કરવામાં આવ્યો તેની કડાકુટમાં ન ઉતરતાં, લાડુ ખાવાની સાથે જ આપણે કામ રાખીએ છીએ અને તે બરાબર ગળ્યો થયો છે યા નહિ તે ઉપરથી તેનો તોલ કાઢીએ છીએ, તેમ સિદ્ધાંતો રજુ કરવાની મારી પદ્ધતિ, ચર્ચા કરવાની રીત કે દલીલો તોળી જવાની શૈલી તરફ ધ્યાન ન આપતાં, પરિણામ વ્યાજબી છે કે નહીં; એટલે કે, જે સિદ્ધાંત (theory) મેં પ્રતિપાદિત કરવા પ્રયત્ન કર્યો છે તે બરાબર છે કે નહીં, તે જ તેમણે તપાસવું રહે છે. અને મને હિમત છે તેમજ મારો મનોદેવતા સાક્ષી પૂરે છે કે, જ્યારે સમયની ગણત્રીએ જ મુખ્ય ભાગે મેં કામ લીધું છે તથા જેમ ગણિતનો એક દાખલો પૂર્ણ થયા બાદ, તેનો તાળો મેળવતાં જો બધું યથા-સ્થિત દેખાય છે તો તેના પરિણામ વિશે સોએ સો ટકા તે ખરો હોવાની જ ખાત્રી રહે છે, તેમ મેં પણ મારા સિદ્ધાંતો મેળવી જોયેલ હોવાથી તે ખરા હોવાનો મને સંતોષ અનુભવાય છે. છતાં આ વિભાગે આદિમાં ટાંકેલી ઉકિત પ્રમાણે "મનુષ્ય માત્ર ભૂલને પાત્ર" છે અને તેથી જ કોઈપણ મનુષ્ય પોતાના છદ્મસ્થ જ્ઞાનને અંગે પરિપૂર્ણ હોવાનો દાવો કરી શકતો નથી. તેટલા માટે, તેમજ આ ગ્રંથલેખનનો મૂળ આશય મારો અભ્યાસવૃત્તિનો જ હોઇને, ભલે પૂ. આ. મ. શ્રી ઇન્દ્રવિજયસૂરિજીને તથા તેમના સહાયક શ્રીયુત ફતેહચંદને મારા મંતવ્યો જૈન સંપ્રદાયની કેટલીક ચાલુ માન્યતાથી વિપરિતપણે લાગવાથી, જૈનોની આગેવાન ગણાતી સંસ્થા નામે શ્વે. મૂ. કોન્ફરન્સ ઓફીસનું આ બાબત તેમણે ધ્યાન દોર્યું છે, તેમ હું પણ સામો ચાલી આવીને, તે સંસ્થાને તેમજ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને વિનંતિ કરૂં છું કે, તેઓ કોઇ વ્યક્તિ અથવા સમિતિ નીમીને, મારાં પુસ્તકોની સમીક્ષા કરાવે તથા મને રૂબરૂમાં બોલાવી મારા વિચારો અને દલીલો સાંભળવાની જોગવાઇ ઉતરાવે. તે જ પ્રમાણે અન્ય વિદ્વાનવર્ગ તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ગુજરાતી સાહિત્ય સભા, ફારબસ સભા, ગુજરાત રીસર્ચ ઇન્સ્ટીટયુટ અને ધી બોંબે યુનીવરસીટી, જેવી આ વિષયમાં રસ લઇ રહેલી સંસ્થાઓને પણ સવિનય વિનંતિ છે કે, જ્યારે હું તેમનામાંનો જ એક ક્ષુલ્લક અને બાળઅભ્યાસી છું ત્યારે તેઓ પણ, મને તેમજ મારાં પુસ્તકોને, તપાસે અને જ્યાં જ્યાં ખામી, ત્રૂટિ કે અપૂર્ણતા માલૂમ પડે ત્યાં ત્યાં તે સુધરાવે; અને ભારતવર્ષના ઇતિહાસને જે અન્યાય અત્યાર સુધી થઇ રહ્યો છે તેને નિર્મૂળ કરવામાં પોતાનો હિસ્સો પૂરાવે. આ મારી વિનંતિ પ્રકાશિત થયા બાદ, એક વર્ષ સુધીમાં એટલે કે ૧૯૪૧ના ડીસેમ્બરની ૩૧ સુધીમાં જો તે ઝીલવામાં નહીં આવે, તો મેં પ્રતિપાદિત કરેલ સિદ્ધાંતો વ્યાજબી છે એમ માની લઈ, દુનિયાને જાહેર કરતો રહું તો તેને બાળચેષ્ટા કે ધૃષ્ટતા નહી લેખવામાં આવે એવી ઉમેદ ધરાવું છું. પરમાત્મા મને સહાય કરે તે ઇચ્છા સાથે વિરમું છું. લિ.

વિદ્યોપાસક

**ત્રિભુવનદાસ લ. શાહ**

# સમયાવળી

**સમજૂતિ:—**

(૧) દરેક બનાવનું વર્ણન કયા પાને છે તે બતાવવા તેનો આંક સાથે આપ્યો છે. છૂટો આંક તે વાચનના પૃષ્ઠસૂચક છે. કૌંસનો આંક તે ટીકાના પૃષ્ઠસૂચક છે.

(૨) જ્યાં એક જ બનાવની બે સાલ જાણવામાં આવી છે ત્યાં વિશેષ માનનીય લાગી તે અહીં જણાવી છે, અને શંકાશીલ લાગી તે કૌંસમાં જણાવી છે.

(૩) જેની સાલ અંદાજી ગણીને માત્ર ગોઠવી દીધી છે તે માટે (?) આવી નીશાની મૂકી છે.

| ઈ. સ. પૂ. | મ. સં. પૂ. | બનેલ બનાવ તથા આ પુસ્તકમાં તેનું સ્થાન |
|---|---|---|
| ૬૦૦ આશરે | | અશ્વમેધ કરાતા હતા ૭૮. |
| ૬૦૦ | ૭૩ | બુદ્ધદેવનો જન્મ ૩૦૦. |
| ૫૮૨–૩ | ૫૫–૪ | રાજા શ્રેણિકે, કુમારાવસ્થામાં બેએક વર્ષ બેનાતટનગરે ગાળ્યા હતા ૭૨, ૨૨૬. |
| ૫૮૦–૫૨૮ | ૫૩–૨ | શ્રેણિકનો રાજ્યકાળ ૨૯૭. |
| ૫૭૧ | ૪૪–૫ | બુદ્ધદેવનો સંસારત્યાગ ૩૦૦. |
| ૫૬૮ | ૪૨ | મહાવીરે (ત્રીસ વર્ષની ઉંમરે) દીક્ષા લીધી ૩૧૩. |
| ૫૬૫ | ૩૮ | બુદ્ધદેવે (૩૬ વર્ષની ઉંમરે) પ્રથમ ઉપદેશ દીધો ૩૦૦. |
| ૫૫૭–૬ | | વત્સપતિ શતાનિકે ચંપા ઉપર હલ્લો કરી, તેને લૂંટી તથા ભાંગી ૩૨૬. |
| ૫૫૬ | ૩૦ | મહાવીરને (૪૨ વર્ષની ઉંમરે) કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ૩૧૩; શ્રીમહાવીરે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી ૩૧૪. |
| ૫૪૩ | ૧૬ | બુદ્ધદેવનું નિર્વાણ–જ્ઞાનપ્રાપ્તિ, ૨૯૮, ૩૦૦, ૩૦૧ (૫૪૧ ભૂલથી : ૫૪૪, ૩૦૧ ૩૨૬.) |
| ૫૨૮ | ૨ | અજાતશત્રુનું ગાદીએ આવવું. ૨૯૭, ૩૦૩, ૩૨૬. |
| ૫૨૭–૬ | ૦ | મહાવીરનું નિર્વાણ–શ્વેતાંબર દિગંબર મતે–૨૯૭, ૩૦૦, ૩૨૬. |
| ૫૨૦ | ૭ મ. સં. | બુદ્ધદેવનું મરણ–(પરિનિર્વાણ) ૨૯૭–૩૦૦. |
| ૫૨૦–૪૮૨ =૩૮ વર્ષ | ૭–થી ૪૫ | સિલોનપતિ વિજયનો શાસનકાળ ૩૦૩. |
| ઈ. પૂ. પાંચમી છઠ્ઠી સદી | — | આંધ્ર શબ્દ વપરાતો થયો છે. (ડૉ. રેપ્સનના મતે) ૪૫. બેનાતટની જાહોજલાલી હતી ૭૨. |
| ,, | — | જાતકકથામાં આંધ્રનું વર્ણન આવે છે. ૪૮, (૪૮) |
| ૫૦૦ આશરે | — | ઐતેરિયબ્રાહ્મણ નામના ગ્રંથની રચના થઈ હતી ૩. |
| પાંચમી સદી | — | કદંબ પ્રજાની ઉત્પત્તિ ૨૫૩. |
| ૪૮૨ | ૪૫ | સિલોનપતિ વિજયનું મરણ ૩૦૩. |
| ૪૮૨–૧ | ૪૫–૬ | એક વર્ષ સુધી સિલોનમાં રાજાવિહોણું રાજ્ય ૩૦૩. |
| ૪૮૧–૫૧ =૩૦ વર્ષ | ૪૬–૭૬ | સિલોનમાં પાંડુવાસનું રાજ્ય ૩૦૩. |
| ૪૮૦ | ૪૭ | રાજા મુંદ મગધપતિ થયો ૨૯૮. |

| | | |
|---|---|---|
| ૪૭૨–૪૫૬ =૧૬ વર્ષ | ૫૫–૭૧ | નંદ પહેલાનો સમય ૫૩. |
| ૪૭૨–૩૭૨ =૧૦૦ વર્ષ | ૫૫–૧૫૫ | એકસો વર્ષ સુધી નંદવંશ ચાલ્યો ૨૯૮. |
| ૪૭૨ | ૫૫ | શિશુનાગ વંશનો અંત ૨૯૮. |
| ૪૬૦ | ૬૭ | શ્રીમુખના પિતા–માતાનું લગ્ન ૧૩૯ (૪૫૬થી ૪૫૦ સુધી; ૫૩) (૪૫૭; ૫૨) (૪૬૪; ૧૭૯). |
| ૪૫૯ | ૬૮ | શ્રીમુખનો જન્મ ૧૩૯ (૪૫૮; (૬૩). |
| ૪૫૬ | ૭૧ | નંદિવર્ધન ઉર્ફે નંદ પહેલાનું મરણ ૧૩૯. |
| ૪૫૬–૪૨૮ | ૭૧–૯૯ | નંદ બીજાનો રાજ્યકાળ ૫૩. |
| ૪૫૪ | ૭૩ | શ્રીકૃષ્ણ (શ્રીમુખનો ભાઇ)નો જન્મ, ૧૩૯, ૧૪૬, ૧૫૭ (૪૫૬; (૬૩). |
| ૪૫૧ | ૭૬ | સિલોનપતિ પાંડુવાસનું મરણ ૩૦૩. |
| ૪૫૧–૪૩૧ =૨૦ વર્ષ | ૭૬–૯૬ | સિલોનપતિ રાજા અભયનો શાસનકાળ ૩૦૩. |
| ૪૩૪ આશરે | ૯૩ | ગૌતમીપુત્ર યજ્ઞશ્રી (બીજો આંધ્રપતિ)નો જન્મ ૧૪૭. |
| ૪૩૧–૩૬૮ =૬૪ વર્ષ | ૯૬–૧૫૯ | સિલોનમાં પંકુડકનું રાજ્ય ચાલ્યું ૩૦૩. |
| ૪૨૯ | ૯૮ | ખારવેલના રાજ્યનો આરંભ ૨૩, ૭૫, (૧૪૧) |
| ૪૨૯–૩૯૩ =૩૬ વર્ષ | ૯૮–૧૩૪ | કલિંગપતિ ખારવેલનો સમય ૬૨, ૧૪૭, ૧૫૦, ૩૧૮ (વિદ્વાનોના મતે–૧૮૮ જુઓ તે સાલે). |
| ૪૨૭ | ૧૦૦ | શ્રીમુખે પોતાના આંધ્ર વંશની સ્થાપના કરી ૯, (૯), ૨૩, ૪૧, ૪૫, ૫૨, ૧૩૯, ૧૭૨, ૧૩૭, ૧૪૨.<br>નંદ બીજાનું મરણ, ૬૮, ૧૩૭, ૧૩૮, ૧૪૦, ૧૫૩ (૪૨૯; ૫૪)<br>રાજા ખારવેલે શ્રીમુખ ઉપર ચડાઇ કરી તેને હરાવ્યો, ૮, (૧૪૧), ૧૫૦.<br>આંધ્રપતિની ગાદી પૈઠમાં થઈ ૧૭૨, ૧૭૪ |
| ૪૨૭–૪૧૪ =૧૩ વર્ષ | ૧૦૦–૧૧૩ | શ્રીમુખનો રાજયકાળ, ૩૯, ૬૬, ૧૪૭, ૩૧૮ (વિદ્વાનોના મતે ૧૮૮; જુઓ તે સાલે) |
| ૪૨૫ | ૧૦૨ | ખારવેલે રાષ્ટ્રિકો તથા ભોજકોને જીતી લીધા ૧૫૦; ખારવેલે રેવા–બુંદેલખંડ-વાળો પ્રદેશ નંદ પાસેથી જીતી લીધો ૧૫૪. |
| ૪૨૭ થી ૨૩૦ સુધી | ૧૦૦ થી ૨૯૭ સુધી | આંધ્રપતિઓનો કુળધર્મ જૈન હતો ૮૧. |
| ૪૧૬ | ૧૧૧ | ખારવેલે પોતાના રાજ્યે ૧૩મા વર્ષે મહાવિજય પ્રાસાદ બંધાવ્યો ૭૨. (મહાવિજયનો-અમરાવતીનો ખરો સમય-પાંચમી સદી ૩૦૮, (૨૪૭) |
| ૪૧૭–૧૫ =૨ વર્ષ | ૧૧૦–૧૧૨ | મગધપતિ બૃહસ્પતિમિત્ર ઉર્ફે નંદ આઠમાનો સમય ૩૧૮ (વિદ્વાનોના મતે ૧૮૮–જુઓ તે સાલે), ૧૪૭. |
| ૪૧૫–૩૭૨ =૪૩ વર્ષ | ૧૧૨–૧૫૫ | નવમા નંદનો સમય ૫૩, ૬૨; નવમો નંદ ગાદીએ બેઠો ૪૧૫માં, ૧૩૮, (૧૫૪) ૧૫૦, ૧૫૧. |

૪૧૭ ૧૧૦ ખારવેલે બૃહસ્પતિમિત્ર મગધપતિને હરાવ્યો (૧૮૫.)
૪૧૫ ૧૧૨ નવમા નંદના રાજ્યે રાજ્યક્રાંતિ થઈ ૧૭૧.
આંધ્રપતિઓએ ગાદી ફેરવી ૭૪ (મોડામાં મોડી ૩૪૭) (વિદ્વાનોના મતે ૧૧૪) જુઓ તે સાલે.
નં. ૪ આંધ્રપતિના સમયે રાજગાદી અમરાવતીમાં લઈ જવામાં આવી ૪૧૪થી ૩૬૦ સુધીમાં, ૭૧.
૪૧૪–૩૮૩ =૩૧ વર્ષ ૧૧૩–૧૪૪ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી (નં. ૨ આંધ્રપતિ)નો રાજ્યકાળ, ૩૯, ૬૨, ૧૫૦, ૨૨૦.
૪૧૪ ૧૧૩ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી ગાદીએ આવ્યો ૧૫૧.
રાજા ખારવેલનો હાથીગુંફાવાળો લેખ કોતરાવાયો ૧૩૦.
૪૧૩થી૩૯૦ =૨૩ વર્ષ ૧૧૪થી૧૩૭ નં. ૨ આંધ્રપતિ સ્વતંત્ર રહ્યો ૬૬. (૩૯૨ સુધી સ્વતંત્ર હતો ૬૨).
૩૯૭ ૧૩૦ ચંદ્રગુપ્ત મૌર્યનો જન્મ ૧૫૩, ૧૫૬.
૩૯૩ ૧૩૪ રાજા ખારવેલનું મરણ ૧૫૦, ૧૫૧ અને વક્રગ્રીવના અમલની શરૂઆત. (૩૯૨; ૬૨, ૭૩).
ત્રીજી અને છઠ્ઠી સદી ની વચ્ચે અંધ્ર શબ્દનું અસ્તિત્વ થયું સમજાય છે ૪૫.
૩૯૪ ૧૩૩ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનું રાણી નાગનિકા સાથે લગ્ન ૧૫૧.
૩૯૩થી૩૭૨ =૨૧ વર્ષ ૧૩૪થી૧૫૫ કલિંગપતિ વક્રગ્રીવનો શાસનકાળ ૧૫૦.
૩૯૪–૩ ૧૩૩–૪ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીએ મધ્યપ્રાંત તથા બિરાર જીતી લીધો ૧૫૧.
૩૯૩–૨ ૧૩૪–૫ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી નિઝામી રાજ્યવાળો ભાગ જીતી લીધો ૧૫૧.
,, ,, રેવા બુંદેલખંડવાળો પ્રદેશ કલિંગપતિ પાસેથી જીતી લીધો ૧૫૪.
૩૯૨ ૧૩૫ ગૌતમીપુત્ર અને રાણી નાગનિકાના જ્યેષ્ઠપુત્ર (મલ્લિકશ્રી વદ્દસતશ્રી)નો જન્મ ૧૪૬, ૧૪૮, ૧૫૧.
૩૯૨થી૩૬૦ ૧૩૫થી૧૬૭ આ બત્રીસ વર્ષમાં કલિંગમાં રાજ્યક્રાંતિ થઈ હતી ૧૭૧.
૩૯૦ ૧૩૭ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી અને રાણી નાગનિકાના નાનાપુત્રનો જન્મ ૧૪૬, ૧૪૮, ૧૫૯.
૩૯૦થી૩૮૩ =૭ વર્ષ ૧૩૭થી૧૪૪ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી (નં. ૨, આંધ્રપતિ) નવમા નંદનો ખંડિયો રહ્યો ૬૬.
૩૮૭ ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો છિન્નાનો શિલાલેખ નં. ૨૦; ૧૩૦.
૩૮૫–૪ ૧૪૨–૩ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી પાસેથી નવમાનંદે રેવાબુંદેલખંડ પાછો જીતી લીધો ૧૫૪.
૩૮૪ ૧૪૩ નવમાનંદે ગૌતમીપુત્ર યજ્ઞશ્રીને હરાવ્યો ૬૩.
ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનું મરણ; ૧૪૬, ૧૪૭ (૩૮૩; ૧૫૨, ૧૫૩), (૩૮૨; ૧૫૯).
૩૮૪–૩ ૧૪૩–૪ વદ્દસતશ્રી નવમાનંદના ખંડિયા તરીકે ૧૫૪ (૩૮૩–૮૨; ૭૯, ૬૬ (૩૮૧; ૧૦ માસ રાજ્ય ચાલી બંધ થયું ૧૫૨, ૧૫૩.)
૩૮૨થી૩૭૩ =૧૦ ૧૪૫–૧૫૪ શ્રીકૃષ્ણ પહેલો (નં. ૩ આંધ્રપતિ)નો સમય ૩૯, ૧૫૭ (૩૮૩થી૩૭૩: ૬૩, ૩૮૨થી૩૭૨. ૬૬, ૩૮૩–૨; ૧૫૪; નવમાનંદે શ્રીકૃષ્ણનો પક્ષ લઇ મદદ કરી ૧૫૫.

| | | |
|---|---|---|
| ૩૮૩ | ૧૪૪ | રાણી નાગનિકાએ દાન દીધું (નાનાઘાટનો લેખ) ૯૦, ૧૨૬ (જુઓ ૩૭૧ની સાલે) |
| ૩૮૨ | ૧૪૫ | ચંદ્રગુપ્તે મૌર્યવંશની સ્થાપના કરી, ૧૧૨, ૧૫૩, ૨૯૮, ૨૯૯ (૩૮૧ નાનકડા રાજ્યનો સ્વામી બન્યો ૨૯૮, ૧૫૮; ચંદ્રગુપ્તે આસપાસનો મુલક જીતી લઈ રાજ્યની જમાવટ કરી ૩૮૧–૩૭૨=૯ વર્ષ સુધી ૧૫૮.) |
| ૩૮૧–૩૫૮ =૨૪ વર્ષ | ૧૪૬=૧૬૯ | ચંદ્રગુપ્તમૌર્યનો શાસનકાળ. ૨૯૯ |
| ૩૭૩ | ૧૫૪ | આંધ્રપતિ શ્રીકૃષ્ણના રાજ્યનો અંત (૬૩), ૧૪૬ (૩૭૨, ૧૫૭) |
| ૩૭૩થી૩૧૭ =૫૬ વર્ષ | ૧૫૪થી ૨૧૦ | નં. ૪ આંધ્રપતિ મલ્લિકશ્રી શાતકરણિનો રાજ્યકાળ ૩૯ (૩૭૧–૩૧૭ =૫૪ વર્ષ. ૧૬૦). |
| ૩૭૨ | ૧૫૫ | નંદવંશનો અંત ૨૯૮; ચંદ્રગુપ્ત મૌર્યસમ્રાટ બન્યો (૬૩), ૧૫૩, ૨૯૮. |
| ૩૭૨થી૩૫૭ =૧૫ વર્ષ | ૧૫૫થી ૧૭૦ | નં. ૪ આંધ્રપતિ મૌર્ય ચંદ્રગુપ્તનો ખંડિયો રહ્યો ૬૬. |
| ૩૭૧થી૩૫૭ =૧૪ વર્ષ | ૧૫૬થી ૧૭૦ | શ્રી ભદ્રબાહુ જૈનાચાર્યનો સમય (૧૦૨), ૧૬૦. |
| ૩૭૧ | ૧૫૬ | જે દાન રાણીનાગનિકાએ ૩૮૩માં દીધું હતું તેનો નાનાઘાટવાળો શિલાલેખ કોતરાવાયો ૯૦, ૧૨૬ (વિદ્વાનોના મતે તેનો સમય ચોથી સદી (૯૩). |
| ૩૭૦આશરે | ૧૫૭ | નં. ૪નો પુત્ર, બિલાડીના આકારવાળો આગળો પડવાથી મૃત્યુ પામ્યો. ૧૬૦, ૧૬૩. |
| ૩૬૯થી૩૬૪ | ૧૫૮–૧૬૩ | નં. ૫મા આંધ્રપતિ પૂર્ણોત્સંગનો જન્મ ૧૬૪. |
| ૩૬૮થી૩૦૯ =૫૯ વર્ષ | ૧૫૯થી ૨૧૮ | સિલોનમાં મુસાટીવનું રાજ્વ ૩૦૩ |
| ૩૬૮ | ૧૫૯ | સિલોનપતિ પંડુકકનું મરણ ૩૦૩ |
| ૩૬૦ | ૧૬૭ | ચેદિવંશનો અંત ૭૩. |
| ૩૫૮ | ૧૬૯ | સમ્રાટ ચંદ્રગુપ્તે દીક્ષા લીધી ૧૬૦; ચંદ્રગુપ્તના રાજ્યનો અંત ૧૬૨, ૨૯૮, ૨૯૯. |
| ૩૫૭ | ૧૭૦ | જૈનાચાર્ય ભદ્રબાહુનું સ્વર્ગગમન ૧૬૦. |
| ૩૫૭–૩૧૨ =૪૫ વર્ષ | ૧૭૦થી ૨૧૫ | જૈનાચાર્ય સ્થૂલભદ્રજીનો સમય (૧૦૨). |
| ૩૫૭થી૩૪૪ =૧૩ વર્ષ | ૧૭૦થી ૧૮૩ | નં. ૪ આંધ્રપતિ સમ્રાટ બિંદુસારનો ખંડિયો રહ્યો ૬૬. |
| ૩૫૨ | ૧૭૫ | અશોકનો જન્મ ૩૦૨. |
| ૩૫૦ આસપાસ | ૧૭૭ આસપાસ | ચાણક્યજીએ વાનપ્રસ્થ લીધું ૧૬૧, ૧૬૨. મલ્લિકશ્રીએ (નં. ૪ આંધ્રપતિ) દક્ષિણ હિંદ જીતી લીધો ૧૬૨. |
| ૩૪૭ | ૧૮૦ | બિંદુસાર રાજ્યે રાજક્રાંતિ ૧૭૨. બિંદુસાર રાજ્યે બળવો કરી દક્ષિણમાં કેટલાંક રાજ્યો સ્વતંત્ર થયાં ૭૩. મલ્લિકશ્રી સ્વતંત્ર બન્યો ૧૬૧. મલ્લિકશ્રીએ રાજગાદી અમરાવતીમાં ફેરવી (એક ગણત્રીએ) ૧૭૨ (બીજી ગણત્રીએ થોડામાં થોડી અમરાવતીમાં ગાદી ફેરવી ૭૪; જુઓ ૪૧૫–૧૪ની સાલે). |
| ૩૪૭થી૩૧૭ =૩૦ વર્ષ | ૧૮૦ થી ૨૧૦ | મલ્લિકશ્રી સ્વતંત્ર રહ્યો ૧૬૧ (૩૪૪થી ૩૧૮=૨૬ વર્ષ ૬૬; ૩૪૫ થી ૩૪૦ સુધીમાં મલ્લિકશ્રીએ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો ૬૪.) |

| | | |
|---|---|---|
| ૩૩૦થી૩૧૮ =૧૨ વર્ષ | ૧૯૭થી ૨૦૯ | મલ્લિકશ્રી શાતકરણિ સમ્રાટ અશોકનો સમકાલીન રહ્યો ૬૪. |
| ૩૩૦ | ૧૯૭ | બિંદુસારનું મરણ ૩૦૧, બિંદુસારના રાજ્યનો અંત ૨૯૯; સેંડ્રેકોટસ ગાદીએ બેઠો ૩૦૧. |
| ૩૩૦થી૩૨૬ | ૧૯૭-૨૦૧ | અશોક ગાદીપતિ ૩૦૧ |
| ૩૩૦થી૨૮૯ =૪૧ વર્ષ | ૧૯૭-૨૩૮ | અશોક વર્ધનનો રાજ્યકાળ ૧૬૫, ૧૬૭, ૨૯૯, ૩૦૧, ૩૦૪, ૩૦૫ (વિદ્વાનોના મતે ૨૭૩ થી ૨૩૨; જુઓ તે સાલ નીચે) |
| ૩૨૭ | ૨૦૦ | અલેક્ઝાંડર ધી ગ્રેઈટ હિંદ ઉપર ચડી આવ્યો ૧૬૫, ૨૯૧, ૨૯૬, ૨૯૮, ૨૯૯. |
| ૩૨૬ | ૨૦૧ | અલેક્ઝાંડર સાથે યુદ્ધ ૨૯૭.<br>અશોકનો રાજ્યાભિષેક ૩૦૧ (વિદ્વાનોના મતે ૨૬૯-જુઓ તે સાલે) |
| ૩૨૬થી૩૦૨ =૨૪ વર્ષ | ૨૦૧-૨૨૫ | અશોકવર્ધન સમ્રાટ તરીકે ૩૦૧. |
| ૩૨૫-૩૨૨ | ૨૦૨-૨૦૫ | વિદ્વાનોના મતે મૌર્યવંશની સ્થાપના ૨૯૭. |
| ૩૨૫-૩૦૧ અથવા(૩૨૨ ૨૯૮)=૨૪ | ૨૦૨-૨૨૬ અથવા ૨૦૫-૨૨૯ | વિદ્વાનોના મતે ચંદ્રગુપ્ત મૌર્યવંશનો સમય, ૨૯૭. |
| ૩૨૩ | ૨૦૪ | અલેક્ઝાંડર ધી ગ્રેઈટનું મરણ ૧૬૫, ૨૯૯. |
| ૩૧૮ | ૨૦૯ | અશોકના ભાઈ તિષ્ય (વિદ્વાનોએ તિસ્સા નામ આપ્યું છે)નું મરણ ૩૦૩. (વિદ્વાનોના મતે ૨૬૪માં, જુઓ તે સાલ) |
| ૩૧૭થી૨૯૯ =૧૮ વર્ષ | ૨૧૦-૨૨૮ | નં. ૫ આંધ્રપતિ પૂર્ણોત્સંગનો-ઉર્ફે માઢરીપુત્રનો-રાજ્યકાળ ૩૯, ૧૬૪, ૧૬૫ (૩૧૮-૨૯૯; ૬૬). |
| ૩૧૭ | ૨૧૦ | મલ્લિકશ્રીનું મરણ ૧૫૯; આસપાસ નં. ૫ આંધ્રપતિ (પૂર્ણોત્સંગે)એ પૈઠમાંથી અમરાવતીમાં ગાદી ફેરવી (એક ગણત્રીએ) ૧૭૨, ૧૭૪ (વળી જુઓ ૪૧૪-૧૫ અને ૩૪૭ ની સાલે) |
| ૩૧૩ | ૨૧૪ | અશોક રાજ્યે ૧૭મા વર્ષે ત્રીજી બૌદ્ધ પરિષદ; મહેંદ્ર અને સંઘમિત્રાની દીક્ષા અને સંઘને લંકા તરફની વિદાય ૧૬૫. |
| ૩૧૨સુધીમાં | ૨૧૫સુધી | નં. ૫ માઢરીપુત્રે દક્ષિણ હિંદ જીતી લીધું ૧૬૬, ૧૬૮. |
| ૩૧૨-૨૮૨ =૩૦ વર્ષ | ૨૧૫-૨૪૫ | જૈનાચાર્ય મહાગિરિનો સમય (૧૦૨) |
| ૩૦૯ | ૨૧૮ | સિલોનપતિ મુટાશીવનું મરણ ૩૦૩<br>માઢરીપુત્ર (નં. ૫ આંધ્રપતિ)નો કન્હેરીનો શિલાલેખ ૧૨૭. |
| ૩૦૯થી૩૦૩ =૬ વર્ષ | ૨૧૮-૨૨૪ | સિલોનમાં અરાજકતા ૩૦૩. |
| ૩૦૫ | ૨૨૨ | સેલ્યુકસ નિકેટોરની હિંદ ઉપર ચડાઈ ૨૯૭. |
| ૩૦૪ | ૨૨૩ | સેલ્યુકસ નિકેટોરે અશોકવર્ધન સાથે સુલેહ કરી, ૧૬૫, ૧૬૭, ૨૯૯; નિકેટોરે પોતાની પુત્રી અશોકને પરણાવી ૩૦૧, ૩૦૫; મેગેસ્થેનીઝની એલચી તરીકે પાટલિપુત્રમાં નિમણૂક ૧૬૮; મેગેસ્થેનીઝે આંધ્રપતિના સૈન્યબળની ગણત્રી કર્યાની નોંધ ૧૬૮ (મેગેસ્થેનીઝનું હિંદમાં આવવું ૩૦૩; ૨૯૭) |

૩૦૪-૩ ૨૨૩-૪ સમ્રાટ પ્રિયદર્શિનનો જન્મ ૩૦૩.
૩૦૩થી૨૬૭ ૨૨૪-૨૬૦ ચિનાઈ શહેનશાહ શિહુવાંગનો રાજત્વકાળ ૩૦૫; (વિદ્વાનોના મતથી
=૩૬ વર્ષ ૨૪૬ થી ૨૧૦; ૩૦૪).
૩૦૩થી૨૬૩ ૨૨૪-૨૬૦ સિલોનપતિ તિસ્સાનો શાસનસમય ૩૦૩.
૩૦૨થી૨૮૯ ૨૨૫-૨૩૮ અશોકવર્ધન રીજંટ તરીકે ૩૦૨.
=૧૩ વર્ષ
૩૦૧થી૨૭૩ ૨૨૬-૨૫૪ વિદ્વાનોના મતથી સમ્રાટ બિંદુસારનો સમય ૨૯૭ (ખરો સમય; ૩૫૮-૩૩૦ જુઓ તે સાલ).
૩૦૦થી૨૫૦ ૨૨૭-૨૭૭ સાઈરિનિના રાજા મેગસનો રાજ્યકાળ ૩૦૨.
૨૯૯થી૨૮૫ ૨૨૮-૨૪૨ નં. ૬ આંધ્રપતિ રાજા સ્કંધસ્તંભનો શાસનકાળ ૪૦, ૧૭૯, ૧૭૬, ૨૨૦
=૧૪ વર્ષ (અથવા એક વર્ષ આગળ પાછળ પણ કરી શકાશે); (નં. ૫ આંધ્રપતિ માઢરી પુત્રનું મરણ ૨૯૯માં, ૬૫); નં. ૬ આંધ્રપતિ સ્વતંત્રપણે ૬૬, ૬૫.
૩૦૦ ૨૨૭ માઢરીપુત્ર ઈક્ષ્વાકુનો જગ્ગયાપેટ-સ્તૂપનો લેખ ૧૩૧.
૨૯૦ ૨૩૭ અશોકે પ્રિયદર્શિનને રાજ્યલગામ સોંપી ૬૫. (પ્રિયદર્શિનનો સમય ૨૮૯-૨૩૫ =૫૪ વર્ષ; ૧૬૭, ૩૦૪, ૩૦૫) અશોકના રાજ્યનો અંત ૨૮૯, ૩૦૧, ૩૦૨ અને પ્રિયદર્શિન ગાદીએ આવ્યો ૧૭૯.
૨૯૦થી૨૮૪ ૨૩૭-૨૪૩ પ્રિયદર્શિને ઉત્તર તથા દક્ષિણ હિંદ જીતી લીધા ૧૭૯.
૨૮૯થી૨૭૦ ૨૩૮-૨૫૭ અશોકની નિવૃત્તિ ૩૦૨.
૨૮૫થી૨૪૭ ૨૪૨થી૨૮૦ ઈજીપ્તનો રાજા તુરૂમય ૩૦૨.
૨૮૫-૪ ૨૪૨-૩ છઠ્ઠા આંધ્રપતિની સ્વતંત્રતા પ્રિયદર્શિને હરી લીધી ૬૫; અને તેની પુત્રીને (અથવા નં. ૭ની બહેનને) પરણ્યો ૧૮૪; (૨૮૫ થી ૨૮૧=૪ વર્ષ નં. ૬ આંધ્રપતિ, પ્રિયદર્શિનનો ખંડિયો ૬૬; ૨૮૪થી૨૮૦=૪ વર્ષ ૬૫; ૨૮૪-૧ સુધીના ત્રણ વર્ષના ગાળામાં તે ખંડિયો બન્યો ૧૭૯).
૨૮૪થી૮૨ ૨૪૩-૪૫ પ્રિયદર્શિન અને આંધ્રપતિનાં બે કે ત્રણ યુદ્ધો થયાં ૧૮૦ (પહેલું યુદ્ધ ૨૮૪ના અંતે અને બીજું યુદ્ધ ૨૮૩ની આદિમાં).
૨૮૩(?) ૨૪૪(?) કુમાર તિવરનું (કે તેની માતા રાણી ચારૂવાકીનું) મરણ ૧૮૦.
૨૮૨આદિ ૨૪૫આદિ નં. ૬ આંધ્રપતિનું મરણ ૧૮૦; નં. ૭વાળો ગાદીએ બેઠો ૧૮૦ (૨૮૧, ૧૮૪)
૨૮૨થી૨૨૫ ૨૪૫-૩૦૨ નં. ૭ આંધ્રપતિનો રાજ્યકાળ ૪૦.
=૫૬॥ વર્ષ
૨૮૨થી૨૩૫ ૨૪૫-૨૯૨ જૈનાચાર્ય સુહસ્તિજીનો (સમ્રાટ પ્રિયદર્શિનના ગુરૂનો) સમય (૧૦૨); (૨૮૧-
=૪૭ વર્ષ ૨૩૫=૪૬ વર્ષ) (૮૦)
૨૮૨બાદ ૨૪૫બાદ સૌરાષ્ટ્રના સૂબા શાલિશુકે સુદર્શન તળાવ સમરાવ્યું ૧૮૦.
૨૮૧ ૨૪૬ સમ્રાટ પ્રિયદર્શિનનું, નં. ૭ આંધ્રપતિ-કલિંગપતિ સાથેનું, કલિંગની ભૂમિ ઉપરનું યુદ્ધ ૧૭૯.
૨૮૧થી૨૩૬ ૨૪૬-૨૯૧ નં. ૭ આંધ્રપતિ સમ્રાટ પ્રિયદર્શિનનો ખંડિયો રહ્યો ૬૫, ૬૬; (૨૮૦; ૧૬૮)
૨૮૦ ૨૪૭ ધૌલી-જાગૌડાના લેખનો સમય ૧૬૭.

| | | |
|---|---|---|
| ૨૭૨થી૨૩૨ =૪૧ | ૨૫૪થી૨૯૫ | વિદ્વાનોના મતે અશોકનો સમય ૨૯૭ (જુઓ ૩૩૦થી૨૮૯ની સાલ). |
| ૨૮૦થી૨૭૧ | ૨૪૭–૨૫૬ | સમ્રાટ પ્રિયદર્શિનની આણુ દક્ષિણ હિંદ ઉપર ચાલુ હતી જ ૧૬૭. |
| ૨૮૦–૨૬૨ | ૨૪૭–૨૬૫ | સિરિયાના રાજા એન્ટિયોકનો રાજ્યકાળ ૩૦૨. |
| ૨૭૮ | ૨૪૯ | ચિનાઈ રાજા શિહુવાંગ પોતે શહેનશાહ બન્યો ૩૦૫. |
| ૨૭૫આસ. | ૨૫૨આસ. | પતંજલિનો જન્મ ૧૮૪. |
| ૨૭૬ | ૨૫૧ | પ્રિયદર્શિને પોતાના રાજ્યે ૧૪મા વર્ષે નેપાળની પ્રથમ મુલાકાત લીધી ૩૦૫. |
| ૨૭૬થી૨૩૯ | ૨૫૧થી૨૮૮ | મેસિડોનીયાનો રાજા એન્ટીગોનસ ઉર્ફે એંટિકિની ૩૦૨. |
| ૨૭૨થી૨૫૫ | ૨૫૫થી૨૭૨ | એપાઈરસનો રાજા અલેક્ઝાંડર ૩૦૨. |
| ૨૭૩ થી ૨૪૨ (?) | ૨૫૪ થી ૨૮૫ (?) | વિદ્વાનોના મતે અશોકનું રાજ્ય ૩૦૪ (જુઓ ૩૩૦ની સાલ) |
| ૨૭૨–૧ | ૨૫૫–૬ | જગપ્રખ્યાત ચિનાઈ દિવાલ બંધાઈ રહી ૩૦૫. |
| ૨૭૦ | ૨૫૬ | અશોકનું મરણ ૩૦૨, ૩૦૫ (૨૬૯, ૩૦૧); (૨૭૧ સુધી અશોક જીવતો હતો ૧૭૮), (વિદ્વાનોના મતે અશોકનું મરણ ૨૩૨; જુઓ તે સાલ); મૈસુર રાજ્યે પ્રિયદર્શિનના ખડક લેખનો સમય ૩૦૩; પ્રિયદર્શિને પોતાના રાજ્યે ૨૦મા વર્ષે નેપાળની બીજી વાર મુલાકાત લીધી ૩૦૫. |
| ૨૬૯ | ૨૫૮ | વિદ્વાનોના મતે અશોકનો રાજ્યાભિષેક ૨૯૭ (જુઓ ૩૨૬ની સાલ) |
| ૨૬૪ | ૨૬૩ | વિદ્વાનોના મતે અશોકના ભાઈ તિસ્સાનું મરણ ૩૦૩ (જુઓ ૩૧૮ની સાલ); સિલોનપતિ તિસ્સાનું મરણ ૩૦૩. |
| ૨૬૩–૨૫૩ =૧૦ વર્ષ | ૨૬૪ થી ૨૭૪ | સિલોનપતિ રાજા ઉત્તિયનો સમય ૩૦૩. |
| ૨૬૨ | ૨૬૫ | આર્ય સુહસ્તિજીનું (પ્રિયદર્શિનના ગુરૂનું) પટધર નિમાવું ૨૯૮. |
| ૨૬૧ | ૨૬૬ | વિદ્વાનોના મતે પ્રિયદર્શિનનું કલિંગનું યુદ્ધ થયું હતું ૨૯૭ (જુઓ ૨૮૧ની સાલ). |
| ૨૪૬–૨૧૦ =૩૬ | ૨૮૧ થી ૩૧૭ | વિદ્વાનોના મતે ચિનાઈ શહેનશાહ શિહુવાંગનો સમય ૩૦૪ (ખરો સમય ૩૦૩ થી ૨૬૭ જુઓ ત્યાં). |
| ૨૩૬ | ૨૯૧ | સમ્રાટ પ્રિયદર્શિનનું મરણ ૭૮ ૧૮૪; (૨૩૭, ૧૮). |
| ૨૩૬થી૨૨૫ =૧૧ વર્ષ | ૨૯૧–૩૦૨ સુધી | નં. ૭ આંધ્રપતિ સ્વતંત્ર રહ્યો ૬૫, ૬૬. |
| ૨૩૬થી૧૯૨ =૪૪ વર્ષ | ૨૯૧થી૩૩૫ | જૈનાચાર્ય ગુણસુંદરસૂરિનો સમય (૮૦). |
| ૨૩૫થી૧૫૧ =૮૪ વર્ષ | ૨૯૨થી૩૭૬ | જૈનાચાર્ય સુપ્રતિબદ્ધ અને સુસ્થિતનો એકત્ર સમય (૧૦૨). |
| ૨૩૨ | ૨૯૫ | વિદ્વાનોના મતે સમ્રાટ અશોકનું મરણ ૨૯૭ (ખરો સમય ૨૭૦ જુઓ તે સાલ). |
| ૨૩૦ | ૨૯૭ | નં. ૭ આંધ્રપતિએ પતંજલિના નેતૃત્વમાં પ્રથમ અશ્વમેધ કર્યો ૧૮૪. નં. ૭ આંધ્રપતિએ વૃષભસેન અવંતિપતિને હરાવી પોતાનો ખંડિયો બનાવ્યો અને પોતે દક્ષિણમાં આવી પહોંચ્યો ૧૮૫, (૧૮૫). |

| | | |
|---|---|---|
| ૨૨૯થી૨૨૫ | ૨૯૮થી૩૦૨ | નં. ૭ આંધ્રપતિ સાર્વભૌમ તરીકે જીવંત રહ્યા ૬૬. |
| ૨૨૭ | ૩૦૦ | અવંતિપતિ વૃષભસેનનું મરણ ૧૮૫. |
| ૨૨૬ | ૩૦૧ | અવંતિમાં બીજો અશ્વમેધ કરી નં. ૭ આંધ્રપતિએ શિલાલેખ ઊભો કર્યો ૧૮૫; સાંચી સ્તંભ રચાયો ૨૪૮. |
| ૨૨૬થી૧૮૮ =૩૮ વર્ષ | ૩૦૧થી૩૩૯ | શુંગવંશી પુષ્યમિત્રનો સત્તાસમય ૧૪૭. |
| ૨૨૫ | ૩૦૨ | નં. ૭ આંધ્રપતિનું મરણ ૧૮૫, ૧૮૬; તેની ગાદીએ નં. ૮ આંધ્રપતિ તરીકે લંબોદર આવ્યો ૧૮૬. |
| ૨૨૫થી૨૦૭ =૧૮ વર્ષ | ૩૦૨થી૩૨૦ | નં. ૮ આંધ્રપતિ લંબોદરનો રાજ્યકાળ ૪૦. |
| ૨૨૧ | ૩૦૬ | વિદ્વાનોના મતથી શિહુવાંગ (પોતાના રાજ્યે ૨૫મા વર્ષે) ચિનનો શહેનશાહ બન્યો તથા ચિનાઈ દિવાલ બંધાવવા માંડી. ૩૦૪ (જુઓ ૨૭૨–૧ની સાલ). |
| ૨૦૭થી૧૯૫ =૧૨ વર્ષ | ૩૨૦થી૩૩૨ | નં. ૯વાળા આંધ્રપતિનો સત્તાકાળ ૪૦. |
| ૨૦૪ | ૩૨૩ | શુંગવંશી રાજાઓના શિરેથી "ભૃત્યુ"નું કલંક ભૂંસાયું ૧૯. |
| ૧૯૬ | ૩૩૧ | અગ્નિમિત્રનું માલવિકા સાથે લગ્ન ૪૦; અગ્નિમિત્રે વિદર્ભ જીત્યું (૧૯૦; આશરે ૭૦) |
| ૧૯૫ | ૩૩૨ | રાજા આપિલક (નં. ૯ આંધ્રપતિ)નું મરણ ૩૦; નં. ૧૦ આંધ્રપતિના રાજ્યનો આરંભ (૧૯૬; ૧૯૪). |
| ૧૯૫થી૧૮૩ =૧૨ વર્ષ | ૩૩૨થી૩૪૪ | નં. ૧૦વાળા આંધ્રપતિ રાજા આવિનું રાજ્ય ૪૦. |
| ૧૯૨થી૧૫૧ =૪૧ વર્ષ | ૩૩૫થી૩૭૬ | જૈનાચાર્ય કાલિકસૂરિ–શ્યામાચાર્યનો સમય (૮૦), ૧૮૬, ૧૯૫, (૧૯૫); પન્નવણાકાર (કેટલાકના મતે ઈ. સ. પૂ. ૧૩૧ સુધી તે સમય લંબાયો ગણાય છે). |
| ૧૯૦(આશરે) | ૩૩૭ | અગ્નિમિત્રે વિદર્ભ જીત્યું ૭૦ (જુઓ ૧૯૬ની સાલ). |
| ૧૮૮ | ૩૩૯ | પુષ્યમિત્રનો સમય વિદ્વાનોના મતે ૧૪૭, ૧૬૮, ૩૧૮; વિદ્વાનોના મતે ખારવેલનો (જુઓ ૪૨૯થી૩૯૩ નીચે) તથા શ્રીમુખનો (જુઓ ૪૨૭–૪૧૪ નીચે) અને મગધપતિ બૃહસ્પતિમિત્રનો (જુઓ ૪૧૫થી૪૧૨) સમય ૩૧૮. |
| ૧૮૩થી૧૪૫ = ૩૮ વર્ષ | ૩૪૪થી૩૮૨ | નં. ૧૧ વાળા આંધ્રપતિ મેઘસ્વાતિ પહેલાનું રાજ્ય ૪૦. |
| ૧૮૨ | ૩૪૫ | અશ્વમેધ યજ્ઞ અગ્નિમિત્રે કર્યો તથા અકેંદ્રિત ભાવનાનો નાશ (૧૪૨). શુંગભૃત્ય શબ્દ આ સમય સુધી વપરાશમાં રહ્યો ગણાય (૧૪૨). |
| ૧૮૦ | ૩૪૭ | પુષ્યમિત્રનો સમય ૭૫; ૧૮૦ (આશરે) પતંજલિનું મરણ (૧૮૪) વિદ્વાનોના મતે અમરાવતી સ્તૂપનો સમય ૩૦૮ (ખરો સમય ૪૧૬ જુઓ). |
| ઈ. સ. પૂ. બીજી સદીમાં | | પતંજલિ મહાભાષ્યકાર થયા ૫૯. |
| ૧૭૫ | ૩૫૨ | એક ગ્રંથકર્તાના મત પ્રમાણે પતંજલિનું મરણ (૧૮૪); (૧૮૦ની સાલ જુઓ). |
| ૧૫૯ | ૩૬૮ | ક્ષહરાટ સંવતની આદિ થઈ હતી ૧૧૯, ૨૬૯. |
| ૧૬૦થી ઈ.સ. ૮૦ સુધી | | આંધ્રપતિઓએ ફરીને જૈનધર્મને રાજધર્મ તરીકે અપનાવ્યો ૮૧. |

૧૫૨ ૩૭૫ જૈનાચાર્યે (કાલિકસૂરિએ) તે વખતના આંધ્રપતિને જૈનધર્મી બનાવ્યો ૮૧.
આંધ્રપતિઓ ૧૫૦ સુધી વૈદિકમતાનુયાયીઓ હતા ૧૯૬.

૧૫૧ થી ૭૪ ૩૭૬થી૪૫૩ જૈનાચાર્ય ઈંદ્રદિન્નસૂરિનો સમય (૧૦૨).
=૩૭ વર્ષ

૧૪૫થી૧૧૬ ૩૮૨થી૪૧૧ નં. ૧૨ આંધ્રપતિ સૌદાસનું રાજ્ય ૪૦, ૨૦૦.
=૨૯ વર્ષ

૧૧૮, ૧૧૭ ૪૦૯, ૪૧૦ રૂષવદાત્તનો નાશિકનો લેખ નં. ૩૩; ૧૩૧; રૂષવદાત્તે નાસિક જીલ્લામાં કાંઈક
તથા ૧૧૪ તથા ૪૧૩ દાન દીધું છે (૧૧૮-૧૩=૫ વર્ષમાં ૨૧૬).

૧૧૭ ૪૧૦ રાણી બળશ્રીનો સંભવિત જન્મ ૨૧૧; (મરણ ઈ. સ. પૂ. ૨૬; ઉંમર ૯૦ વર્ષ).

૧૧૬થી૧૧૩ ૪૧૧-૪૧૪ નં. ૧૩ આંધ્રપતિ મેઘસ્વાતિ બીજાનું રાજ્ય ૪૧.
= ૩ વર્ષ

૧૧૪ થી ૫૨ ૪૧૩થી૪૭૫ રૂષવદાત્તની હૈયાતી સમજાય છે ૨૪૫.

૧૧૪ ૪૧૩ નહપાણે આંધ્રપતિ ઉપર જીત મેળવી ૭૧; વિદ્વાનોના મતે આંધ્રપતિઓએ
ગાદીનું સ્થાન ફેરવ્યું, ૭૪, ૧૭૦ (ખરો સમય ૪૧૫ જુઓ); નહપાણ તથા
રૂષવદાત્તનું આંધ્રપતિ સાથે યુદ્ધ ૭૫. (વિદ્વાનોના મત માટે જુઓ ઈ. સ. ૧૧૮)
નહપાણે આંધ્રપતિઓને રંજાડવા માંડયા ૧૭૨.

૧૧૪ની પૂર્વે ૪૧૩ પૂર્વે કેટલાય વર્ષથી આંધ્રપતિઓની સત્તા પૂર્વ હિંદ ઉપર જામી પડી હતી ૧૭૦.
,, ,, અમરાવતીમાં ગાદી આવી ગઈ હતી ૧૭૧.

૧૧૪ થી ૭૪ ૪૧૩થી૪૫૩ નહપાણનો સમય ૨૦૦, ૨૨૦, ૨૭૫.
= ૪૦ વર્ષ

૧૧૩ થી ૯૨ ૪૧૪થી૪૩૫ નં. ૧૪ આંધ્રપતિ મૃગેંદ્રનો રાજ્યકાળ ૪૧, ૨૦૧.
= ૨૧ વર્ષ

૧૧૩ ૪૧૪ નહપાણના પ્રધાન અયમે નાસિક જીલ્લામાં જીત મેળવી ૨૦૧; પ્રધાન અયમનો
જુન્નેરનો શિલાલેખ ૧૩૧.

૧૧૨ ૪૧૫ નહપાણે આંધ્રપતિ સાથે ખેલેલું યુદ્ધ-૨૭૬.

૯૭ ૪૩૦ નં. ૧૭ અરિષ્ટકર્ણનો જન્મ ૨૧૩.

૯૨ થી ૭૫ ૪૩૫થી૪૫૨ નં. ૧૫ આંધ્રપતિ સ્વાતિકર્ણનું રાજ્ય ૪૧, ૨૧૧.
=૧૭ વર્ષ

૮૩ ૪૪૪ જુઓ ઈ. સ. ૧૭ = મ. સં. ૫૪૪ની સાલ.

૭૫ થી ૭૨ ૪૫૨-૪૫૫ નં. ૧૬ આંધ્રપતિ મહેન્દ્ર દીપકર્ણિનું રાજ્ય ૪૧; નં. ૧૬નું ગાદીએ બેસવું
૨૧૩ (૭૨થી ૭૦ = ૩ વર્ષ: ૨૧૦)

૭૪થી ૬૫ ૪૫૩થી૪૬૨ રૂષવદાત્તનું રાજ્ય સૌરાષ્ટ્રમાં કડેધડે હતું ૨૧૬.

૭૪ ૪૫૩ નહપાણનું મરણ (૧૦૦), ૨૧૬, ૨૬૦.

૭૪થી ૫૭ ૪૫૩થી૪૭૦ જૈનાચાર્ય દિન્નસૂરિનો સમય (૧૦૨).
= ૧૭ વર્ષ

| | | |
|---|---|---|
| ૭૨–૪૭ = ૨૫ વર્ષ | ૪૫૫–૪૮૦ | નં. ૧૭ આંધ્રપતિ અરિષ્ટકર્ણનો સમય ૨૧૩, ૨૨૦, ૨૪૫, ૨૮૭ : નિષ્કલંક કીર્તિ બનાવનાર ગૌતમીપુત્ર શાતકરણિ આંધ્રપતિ ૨૬૦; અરિષ્ટકર્ણ આંધ્રપતિ બન્યો ૭૨માં; ૨૨૭; (૭૧થી ૪૬–૩૫). |
| ૬૫ | ૪૬૨ | જૈનાચાર્ય કાલિકસૂરિ શક પ્રજાને લઈને સૌરાષ્ટ્રમાં ઉતર્યા ૨૧૬. |
| ૬૪–૫૭ = ૭ વર્ષ | ૪૬૩–૪૭૦ | શક પ્રજાનું અવંતિ ઉપર રાજ્ય ચાલ્યું ૨૧૫. |
| ૫૭ | ૪૭૦ | દક્ષિણપતિ રાજાઓ શાત કહેવાતા હતા. એટલે કે શાત રાજાઓને તાબે દક્ષિણ દેશ હતો ૮.<br>શકારિ વિક્રમાદિત્ય શક પ્રજાને જીતી, પોતે અવંતિપતિ બન્યો ૨૧૬, ૨૫૯; કારૂર મુકામે વિક્રમાદિત્યે શકને હરાવ્યા ૭૦, ૨૧૪, ૨૧૬, ૨૧૮, ૨૮૦. |
| ૫૭–૬ | ૪૭૦–૧ | કલિંગભૂમિ ઉપર અરિષ્ટકર્ણ અને શક પ્રજાનું યુદ્ધ ૯૭, (૨૭૬); કલિંગપતિ રાજા શાત સાથે શકપતિનું યુદ્ધ ૨૧૪, ૨૧૬; કલિંગની ભૂમિ ઉપરના યુદ્ધમાં નં. ૧૭ આંધ્રપતિએ શક પ્રજાને ખલાસ કરી દીધી ૨૧૭ (૫૭; ૨૭૫). |
| ૫૭ પૂર્વે | ૪૭૦ પૂર્વે | શાતવહન વંશીઓએ જે પ્રદેશ ઈ. સ. પૂ. ૧૧૪માં ગુમાવેલ તે નં. ૧૭ વાળાએ ક્યારનોય જીતી લીધો હતો ૨૧૮. |
| ૫૭થી ૨૧ ઈ.સ. = ૭૮ વર્ષ | ૪૭૦થી ૫૪૮ | જૈનાચાર્ય સિંહગિરિનો સમય (૧૦૨); (૫૬થી ઈ. સ. ૨૨ સુધી; ૩૪). |
| ૫૬ | ૪૭૧ | જૈનાચાર્ય આર્યખપૂટે ભરૂચમાં બૌદ્ધાચાર્યને વાદમાં જીત્યા ૨૪૨; પાલીતાણાની સ્થાપના થઈ ૨૪૨, ૨૪૩. |
| ૫૪ | ૪૭૩ | ગૌતમીપુત્રનો નાસિક નં. ૭નો લેખ ૧૨૭ (૫૩; ૨૨૧); નં. ૧૭ આંધ્રપતિએ ગોવરધન સમયમાં દાન દીધું. ૨૧૬; નાસિક જીલ્લા ઉપર આંધ્રપતિની હકુમત જામી ગઈ હતી ૨૧૯.<br>શાહીવંશનો–શકના વંશનો–અંત નથી આવ્યો ૨૧૭. |
| ૫૪ પૂર્વે | ૪૭૩ પૂર્વે | અમરાવતીમાં ગાદી આવી ગઈ હતી ૨૧૬.<br>દાન આપનાર તરીકે રૂષવદાત્તનું નામ ફેરવી નાંખવાનો હુકમ નં. ૧૭ વાળાએ તેના પ્રધાનને કર્યો હતો ૨૧૭. |
| ૫૩ | ૪૭૪ | ગૌતમીપુત્રે કરજત ગામનું દાન દીધાનો કાર્લેનો લેખ ૧૨૮.<br>વિદ્વાનોના મતે પૈંડમાં પાછી ગાદી લાવવામાં આવી ૧૭૦. |
| ૫૨–૩ | ૪૭૫–૪ | ગૌતમીપુત્રની શક પ્રજા ઉપરની જીત (૧૦૦), ૨૭૬, (૨૭૬), (૨૭૭). |
| ૫૨ | ૪૭૫ | શાહીવંશનો અંત અને રાજા દેવણુકનું મૃત્યુ ૨૧૭. |
| ૪૮ | ૪૭૯ | ગૌતમીપુત્રે સુબા શ્યામકને હુકમ કર્યાનો નાસિક લેખ નં. ૮; ૧૨૭. |
| ૪૭ | ૪૮૦ | દક્ષિણપતિ રાજા શાતનું (જેણે શકારિ વિક્રમાદિત્યને મદદ કરી હતી તેનું) મરણ ૩૪, (૪૬ : ૩૫) ૨૧૦, ૨૧૩, ૨૮૦; રાજા હાલનું ગાદીએ આવવું ૩૫. |
| ૪૭થી ઈ.સ. ૧૮=૬૫ વર્ષ | ૪૮૦ ૫૪૫ | નં. ૧૮ આંધ્રપતિ રાજા હાલનો રાજ્યકાળ ૪૧, ૨૩૨, (૨૪૧), ૨૪૫, ૨૫૯. (ઈ. સ. પૂ. ૪૭થી ઈ. સ. ૩=૫૦ વર્ષ સુધી પુલુમાવીનો રાજ્યકાળ, ૨૮૭). |
| ૪૫ અને ૪૧ | ૪૮૨ અને ૪૮૬ | વાસિષ્ઠીપુત્ર (નં. ૧૮ આંધ્રપતિ)ના લેખો નાસિક મુકામે ૧૨૮. |

| | | |
|---|---|---|
| ૪૩ | ૪૮૪ | જૈનાચાર્ય પાદલિપ્તસૂરિ તથા તેમના શિષ્ય નાગાર્જુનનો સમય ૨૪૫.<br>જૈનાચાર્ય આર્યખપૂટનું સ્વર્ગગમન (૨૪૧), ૨૪૫. |
| ૪૦ | ૪૮૭ | નં. ૧૮ વાસિષ્ઠિપુત્રે વાલુરક ગામનું દાન દીધાનો નાસિક લેખ નં. ૧૫; ૧૨૯. |
| ૨૯ | ૪૯૮ | રાણી બળશ્રીની હૈયાતિ આ સમયસુધી હતી (જુઓ ૧૧૭ની સાલ) ૨૧૦. |
| ૨૮ | ૪૯૯ | નં. ૧૮ વાસિષ્ઠિપુત્રે સિંહલદ્વીપ જીત્યો ૨૩૬; વાસિષ્ઠિપુત્ર પુલુમાવીનો લેખ નાસિકનો નં. ૧૩; ૧૨૮, ૨૨૧. |
| ૨૫ | ૫૦૨ | નં. ૧૮ વાસિષ્ઠિપુત્ર નવનરપતિ કહેવાતો હતો ૨૩૫; તેણે પોતાની પ્રવૃત્તિ સાહિત્ય પ્રત્યે વાળી ૨૩૬: નવનરપતિ તરીકેનો નાસિકનો લેખ નં. ૧૪: ૨૩૫, ૧૨૯. |
| ૨૩ | ૫૦૫ | વાસિષ્ઠિપુત્રનો કાર્લેનો લેખ નં. ૧૬નો સમય, દાન દીધું હતું તે, ૧૨૯. |
| ઈ.સ.પૂ.નો અંત અને ઈ.સ.આદિ | ... | શક્તિકુમારનો–શાલિવાહનનો સમય,લેખની લિપિના આધારે ઠરાવાયો છે. ૯૨,(૯૨) |
| ઈ.સ.પૂ.ના અંતે | ... | હિંદની ભૂમિ ઉપર બેફામ અશાંતિ હતી ૨૫૦. |
| ૪ | ૫૨૩ | યુરોપમાં ભગવાન ઈસુનો જન્મ ૨૫૦. |
| ઈ. સ. પૂ. | ... | સુધીના સમયે બુદ્ધદેવની કોઈ મૂર્તિ સ્થપાયાનું લેશ પણ જણાયું નથી ૩૦૭, ૩૦૮; જો કોઈ મૂર્તિ ઈ. સ. પૂ. ના સમયની મળી આવે તો તે જૈનધર્મની જ ગણવી રહે છે ૩૦૮. |
| ઈ. સ. આદિ | ... | નાસિકનો શિલાલેખ નં. ૩; ૧૨૬. |
| ઈ. સ. પૂ. ૧ સદીથી ઈ. સ. ૨ સદીમાં | | આ ત્રણ સૈકામાં રાજાઓના દીલમાં જમીનની ભૂખ ઉભી થવા પામી ૧૭૦. |
| ૧ થી ૧૭ | ૫૨૮ થી ૪૪ | સાંચી દરવાજાના શિલ્પનો સમય ૨૪૬ (વિદ્વાનોના મતે પહેલી સદીનો મધ્યકાળ ઈ. સ. ૧૯ થી ૩૭). |
| ૩ | ૫૩૦ | શકારિ વિક્રમાદિત્યનું મરણ ૮૪ વર્ષની ઉંમરે ૨૮૦. |
| ૧૭ | ૫૪૪ | જૈનગ્રંથ આધારે રાણીબળશ્રીનો સમય ૨૧૧, (મ. સં. ૪૪૪ અને ૫૪૪ ના આંકને વિ. સં. આંક લેખી ઈ. સ. પૂ. ૨૬ અને ઇ. સ. ૭૪ તરીકે પુસ્તકમાં લખી જવાયું છે પરંતુ હવે સુધારીને તે ઠેકાણે અનુક્રમે ઈ. સ. પૂ. ૮૩ અને ઈ. સ. ૧૭ વાંચી લેવું). |
| ૧૮ | ૫૪૫ | રાજા હાલ શાલિવાહનનું મરણ ૨૮૦. |
| ૧૮ થી ૨૬ =૮ વર્ષ | ૫૪૫ થી ૫૫૩ | નં. ૧૯ આંધ્રપતિ મંતલકનો રાજ્યકાળ ૪૨ (એક ગણત્રીએ ૩ થી ૮ સુધી=૨૮૭). |
| ૨૧ થી ૫૭ =૩૬ વર્ષ | ૫૪૮ થી ૫૮૪ | જૈનાચાર્ય વજ્રસૂરિનો સમય (૧૦૨); (પાદલિપ્ત, નાગાર્જુન અને શાલિવાહન ના સમકાલીન તરીકે; તેમનો જન્મ ઈ. સ. પૂ ૩૧=મ. સં. ૪૯૬). |
| ૨૬ | ૫૫૩ | જૈનગ્રંથની માન્યતા પ્રમાણે શાલિવાહનના સનની આદિ ૨૮૭. |
| ૨૬ થી ૩૨ =૬ વર્ષ | ... | નં. ૨૦ આંધ્રપતિ પુરિદ્રસેનનું રાજ્ય ૪૨ (એક ગણત્રીએ ૮થી૨૯=૨૧ વર્ષ ૨૮૭). |
| ૩૨થી ૩૨ =૭ માસ | ... | નં. ૨૧વાળા સુંદર શાતકરણિનું રાજ્ય ૪૨; (બીજી ગણત્રીએ ૨૯ થી ૪૦ =૧૧ વર્ષ, ૨૮૭). |

